# વેદાર્થચિન્તામણિ-ભા. ૨.

## વિષયાનુક્રમણિકા.

## શુદ્ધિપત્રક

આ શુદ્ધિપત્રક શ્લોક, મંત્ર, સૂત્રનું છે. પહેલા સંસ્કૃત શ્લોકથી લીટીઓ ગણવાની છે, ગુજરાતીની નહિ.

| પૃ. | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૫૬૩ | ૧૬ | ब्रह्मा | ब्रह्म |
| ૫૬૯ | ૧૩ | कुरूष्व | कुरुष्व |
| ૫૭૦ | ૬ | प्रधानतः | प्रधानम् |
| ૫૭૩ | ૧૧ | धारयान्त | धारयन्ति |
| ૫૮૨ | ૯ | त्यक्त्वा | त्यक्त्वा च |
| ૫૯૮ | ૧૧ | भत्व | भव |
| ૬૦૫ | ૬ | अमङ्गलेम्यो | अमङ्गलेभ्यः |
| ૬૧૬ | ૮ | पत्यो | पत्तयो |

| पृ. | पंक्ति. | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| ६१६ | ,, | चेत्तसि | चेतसि |
| ६२१ | ६ | तदेव | तदैव |
| ६२५ | ५ | अज्ञताद्द्वक् | अज्ञनादृह्क् |
| ६३१ | ६ | क्रियः | क्रियाः |
| ६३२ | १० | माघ | माद्या |
| ६४८ | ५ | समारम्भ | समारभ्य |
| ६५६ | १० | विशेपेणे | विशेपेण |
| ६६५ | ३ | मृदम्वुमिः | मृदम्बुभिः |
| ६६६ | १ | दूपित | दूपितं |
| ६६७ | ९ | रसंपत्तौ | रसम्पत्तौ |
| ६७७ | ४ | पितन् | पितॄन् |
| ६७७ | ४ | द्ववताः | देवताः |
| ६७८ | १ | जकारा | जकारो |
| ६८१ | ५ | द्विजातिमिः | द्विजातिभिः |
| ६८१ | ९ | जुदुयात् | जुहुयात् |
| ६८१ | ११ | दायते | दीयते |
| ६८१ | १४ | मात्क्ष | मोक्ष |
| ६८२ | १ | आवसथस्य | चावसथस्य |
| ६८३ | १ | भक्त्घा | भुक्त्वा |
| ६८५ | ५ | गतिं | गतिः |
| ,, | ६ | चाभृत | चामृत |
| ,, | ७ | मापोः | मापः |
| ६८७ | १ | पञ्चाम्पा | पञ्चम्या |
| ,, | ३ | तोडअश्चय | तोऽग्नय |
| ६८८ | ३ | मुंजन्वे | भुंजते |
| ,, | ९ | व्राह्मणः | ब्राह्मणः |
| ६९३ | ८ | अतिथयथः | अतिथयः |
| ६९६ | ९ | मिक्षुःव्यपो | भिक्षुर्व्यपो |
| ,, | ११ | अस्माऽन्नं | अस्माक्षं |
| ७०३ | ३ | भुञ्चमाना | भुञ्जमाना |
| ७०७ | २ | चासते | चासने |
| ,, | ४ | तिष्ठिन्ति | तिष्ठन्ति |
| ,, | ८ | ब्राह्मणः | ब्राह्मणः |
| ७१२ | १ | लवणाद्रक | लवणार्द्रक |
| ,, | ११ | गुर्वी | गुर्वी |
| ७१८ | १ | पूरीपं | पुरीपं |

| पृ. | पंक्ति. | अशुद्ध | शुद्ध |
|---|---|---|---|
| ७२० | ६ | नृसंसो • | • नृशंसो |
| ,, | ८ | टी०अश्नीपात् | अश्नीयात् |
| ,, | ११ | कुतया | कुतपा |
| ७२४ | १ | भोगिनः | भोजिनः |
| ७२५ | ८ | मित्राद्धि | मित्रार्द्ध |
| ७२६ | १ | भैक्ष्यदः | भैक्षदः |
| ,, | ३ | भोज्यान्न | भोज्यान्ना |
| ७२७ | ६ | द्वितीयका | द्वितीयिका |
| ,, | ८ | तृतयिका | तृतीयिका |
| ७३० | ५ | ज | च |
| ७३४ | ५ | जीर्णोद्धारे | जीर्णोद्धारे |
| ७३६ | ८ | गुरूभ्यः | गुरुभ्यः |
| ७३८ | ४ | त्रयं | त्रयं |
| ७४० | ४ | सोदरम्भरा. | स्वोदरम्भराः |
| ७४४ | १ | निवृत्ता | निवृत्ताः |
| ७४८ | १० | आह्लाद | आह्लाद |
| ७५२ | १० | मूख | मूर्ख |
| ७५४ | २ | सीद्दति | सीदति |
| ७५८ | ७ | च्छवणेन | चह्वणेन |
| ७५९ | १३ | प्रदतं | प्रदत्तं |
| ७६० | ९ | ध्रचम् | ध्रुवम् |
| ७६२ | ११ | क्षुधासर्व | क्षुधातुसर्व |
| ७६५ | १२ | तडागादिनि | तडागादीनि |
| ७६६ | १० | सगणाक्ष | सगणाय |
| ७७० | ६ | दान | दानं |
| ७७६ | १ | अनग्निष्यात्ता | अनग्निष्वात्ता |
| ७७६ | १ | स्वराड | स्वराड् |
| ७७७ | २ | सामपा | सोमपा |
| ,, | ७ | चर्हिपद् | वर्हिपद् |
| ७७९ | ८ | प्राथितो | प्रथितो |
| ७९३ | ४ | अभिस्त | अभिशस्त |
| ८०० | १ | पितृणां | पितॄणां |
| ८०५ | ४ | त्रैदैहिको | त्र्यदैहिको |
| ८०८ | ५ | गोरक्ष्य | गोरक्ष |
| ८११ | १० | घमार्थ | धर्मार्थ |
| ८१७ | ७ | सूतका | सूतकी |

| પૃ. | લી. | અશુદ્ધ. | શુદ્ધ |
|---|---|---|---|
| ૮૧૯ | ૭ | श्रते | श्रुते |
| ૮૧૯ | ૧૦ | नपे | नृपे |
| ૮૨૨ | ૧૧ | पडात्रं | पड्रात्रं |
| ૮૩૨ | ૮ | ज्यात | ज्योति |
| ૮૪૦ | ૩ | कृतादक | कृतोदक |
| ૮૪૧ | ૭ | यस्तः | यस्तैः |
| ,, | ૮ | दश | दक्ष |
| ૮૪૮ | ૧૧ | अद्भूनानि | अद्भुतानि |
| ૮૪૮ | ૧૩ | राज्ञा | राज्ञो |
| ૮૫૬ | ૫ | सघः | संघः |
| ૮૭૬ | ૮ | परश्सत्येन | परश्सत्यं सत्येनन |
| ૮૮૦ | ૨ | कवचित् | क्वचित् |
| ૮૮૬ | ૨ | शाव | श्याव |
| ૮૮૭ | ૪ | अभिस्शतानां | अभिशस्तानां |
| ૮૯૨ | ૬ | ग्रवन्ति | ग्रुवन्ति |
| ,, | ૯ | अलावुं | अलावूं |
| ,, | ૧૫ | गृह्णीयात् | गृह्णीयात् |
| ૮૯૪ | ૩ | ग्रवशीलो | ग्रुवशीलो |
| ૮૯૫ | ૧ | माधूकर | माधुकर |
| ૮૯૫ | ૪ | मघु | मधु |
| ,, | ૪ | माधूकर | माधुकर |
| ૮૯૫ | ૧૩ | माधूकरं | माधुकरं |
| ૮૯૬ | ૧૧ | माधूकर | माधुकर |
| ૮૯૮ | ૧૦ | म्रणीनां | म्रणिनां |
| ૮૯૯ | ૧ | भूक्तवत् | भुक्तवत् |
| ૯૦૧ | ૧૧ | विक्षेद् | वीक्षेद् |
| ૯૦૩ | ૪ | भिक्षनं | भिक्षुनं |
| ૯૦૬ | ૧૦ | शृनोति | शृणोति |
| ૯૩૬ | ૮ | योगा | योगी |
| ૯૩૮ | ૫ | अश्नापि | अश्नासि |
| ૯૫૬ | ૫ | जाता | जातो |
| ૯૫૮ | ૭ | वाप्यग्नि | वाय्वग्नि |
| ૯૬૭ | ૫ | कृच्छ | कृच्छ्र |
| ૯૬૮ | ૨ | तत्तास | तत्तामस |
| ૯૭૬ | ૧ | भूतसगा | भूतसर्गो |
| ૯૭૭ | ૨ | देवेक्षि | देवेशि |
| ૯૮૩ | ૧ | धीमहि | धीमहि |
| ૯૯૩ | ૩ | लोका | लोको |
| ૯૯૩ | ૭ | काक्षति | कांक्षति |
| ૯૯૪ | ૫ | य | यः |
| ૧૦૦૧ | ૫ | परिकल्पिता | परिकल्पितः |
| ૧૦૦૫ | ૪ | आत्मक्रीडः | आत्मक्रीड |
| ૧૦૧૦ | ૧૧ | मानोन्नार्ति | मानोन्नर्ति |
| ૧૦૧૧ | ૪ | निर्मल | निर्मलं |
| ૧૦૨૦ | ૪ | धर्माज्ञान् | धर्मज्ञान् |
| ૧૦૨૩ | ૧૧ | सुरुचि | सुरुचिः |
| ૧૦૨૪ | ૧૨ | शुशीलो | सुशीलो |
| ૧૦૨૮ | ૧ | शुश्रपोः | शुश्रूषोः |
| ૧૦૩૫ | ૪ | रज्जनम् | रञ्जनम् |
| ૧૦૪૨ | ૧ | छूत्वा | छुत्वा |
| ૧૦૪૫ | ૪ | श्रुत्वा | श्रुत्वातु |
| ૧૦૪૮ | ૨ | कृष्णोति | कृष्णेति |
| ,, | ૫ | वद्ध | वद्धे |
| ,, | ૧૫ | गोविन्दे | गोविन्द |
| ૧૦૭૫ | ૨ | चतुरस्र | चतुरश्र |
| ૧૦૭૬ | ૨ | उपांषु | उपांशु |
| ૧૦૮૨ | ૩ | ।पतृव्रताः | पितृव्रताः |
| ૧૦૯૦ | ૩ | समाघावा | समाघाया |
| ૧૦૯૫ | ૩ | कुण्डलल | कुण्डल |
| ૧૧૦૨ | ૪ | गुरमेव | गुरुमेव |
| ,, | ૫ | लभ्यते | चलभ्यते |
| ,, | ૯ | वैकुठ | वैकुण्ठं |
| ૧૧૦૩ | ૮ | च्छूतिः | च्छुतिः |
| ૧૧૦૫ | ૭ | पुप्ता | पुष्पा |
| ૧૧૦૭ | ૩ | प्रपत्नेऽपि | प्रयत्नेऽपि |
| ૧૧૦૯ | ૯ | दयावन्ता | दयावन्तो |
| ,, | ,, | मुद्युत | मुद्यत |
| ૧૧૧૨ | ૫ | श्वसुरो | श्वशुरो |
| ૧૧૧૮ | ૩ | वघं | वधं |
| ૧૧૨૨ | ૧૧ | दष्टा | दष्ट्वा |
| ૧૧૨૫ | ૪ | रश्र | रथु |
| ૧૧૨૬ | ૭ | शकब | शक्र |

પરમહંસ સંન્યાસી સ્વામી શ્રીરામાનન્દજી યતિવર શિષ્ય
સ્વામી શ્રીમાધવાનન્દજી વિરચિત.

# ॥ વેદાર્થચિન્તામણિ ॥

## ભાગ ૨.

### ધર્મપ્રકરણ ૩. અધ્યાય ૧૨.
### ૨. ગૃહસ્થાશ્રમના ધર્મ. (આગળ ચાલુ).
### સર્ગ ૧૨.

#### પતિવ્રતાધર્મનિરૂપણ.

આ "વેદાર્થચિન્તામણિ" ગ્રન્થના પ્રથમ ભાગમાં **સદાચાર** પ્રક૦ ૧ તથા **નીતિ** પ્રક૦ ૨ નું નિરૂપણ કરી, ત્રીજા **ધર્મપ્રકરણ**ના અ. ૧૨ ના સર્ગ. ૧૧ સુધીમાં વર્ણધર્મોનું, તથા આશ્રમધર્મ પૈકી બ્રહ્મચર્યાશ્રમના ધર્મોનું, તથા ગૃહસ્થાશ્રમના કેટલાક ધર્મોનું, નિરૂપણ કરવામાં આવ્યું.

હવે આ બીજા ભાગમાં પ્રથમ ધર્મ પ્રકરણ. ૩ ના અ. ૧૨ ના સર્ગ. ૧૨ થી ગૃહસ્થાશ્રમીના બાકીના ધર્મોનું નિરૂપણ કરવામાં આવે છે. અને તે પછી **નિકામકર્મયોગ** પ્રકરણ આદિનું વિવેચન કરવામાં આવશે.

હવે આ સર્ગમાં પતિવ્રતાધર્મનું નિરૂપણ કરીએ છીએ.

શાસ્ત્રમાં પતિવ્રતાનું બહુ જ વર્ણન તથા પ્રશંસા કરવામાં આવી છે. તેથી જેમ પતિવ્રતા ધર્મની કઠિનતા છે તેમ તેનું મહત્ત્વ પણ ઘણુ છે.

**सा धन्या जननी लोके स धन्यो जनकः पिता ।**
**धन्यः स च पतिर्यस्य गृहे देवी पतिव्रता ॥** शि.पु.रु.सं.ख.३अ.५४–६८ ॥

અર્થ :—જેની પુત્રી પતિવ્રતા છે તેવી માતાને, તથા જેની પુત્રી પતિવ્રતા છે એવા પિતાને, તથા જેના ઘરમાં દેવી પતિવ્રતા છે એવા પતિને પણ ધન્ય છે.

**पितृवंश्या मातृवंश्या पतिवंश्यास्त्रयस्त्रयः ।**
**पतिव्रतायाः पुण्येन स्वर्गे सौख्यानि भुञ्जते ॥** ,, ॥ ६९ ॥

અર્થ :—પતિવ્રતાના પુણ્યથી તેના પિતાના ત્રણ વંશ, માતાના ત્રણ વંશ અને પતિના ત્રણ વંશ સ્વર્ગલોકમાં સુખ ભોગવે છે.

पतिव्रतायाश्चरणा यत्र यत्र स्पृशेद्भुवम् ।
तत्र तत्र भवेत्सा हि पापहन्त्री सुपावनी ॥ ,, ॥ ६१ ॥

અર્થ :—પતિવ્રતા સ્ત્રીના ચરણ જ્યાં જ્યાં પૃથિવીને સ્પર્શ કરે છે ત્યાં ત્યાં પૃથિવી પાપનો નાશ કરનારી તથા પવિત્ર કરનારી થાય છે.

विभुः पतिव्रतास्पर्शं कुरुते भानुमानपि ।
सोमो गन्धवहश्चापि स्वपवित्राय नान्यथा ॥ ,, ॥ ६२ ॥

અર્થ :—વ્યાપક સૂર્ય ભગવાન્, ચન્દ્રમા તથા વાયુ પણ પતિવ્રતાને સ્પર્શ કરે છે તે પોત પોતાની પવિત્રતાને માટે કરે છે, અન્ય પ્રયોજન માટે નહીં અર્થાત્ સૂર્ય, ચન્દ્રમા, આદિ દેવતા પણ પોતાની પવિત્રતાને માટે પતિવ્રતાને સ્પર્શ કરે છે.

आपः पतिव्रतास्पर्शमभिलष्यन्ति सर्वदा ॥ ,, ॥ ६३ ॥

અર્થ :—જલાભિમાની દેવતા પણ પોતાની પવિત્રતાને માટે પતિવ્રતાને સ્પર્શન કરવાની ઈચ્છા કરે છે.

यथा गङ्गावगाहेन शरीरं पावनं भवेत् ।
तथा पतिव्रतां दृष्ट्वा सकलं पावनं भवेत् ॥ ,, ॥ ६८ ॥

અર્થ :—જેવી રીતે ગંગાસ્નાનથી શરીર પવિત્ર થાય છે, તેવી રીતે પવિત્રતાનું દર્શન કરવાથી સર્વ પવિત્ર થાય છે.

न गङ्गया तया भेदो या नारी पतिदेवता ।
उमाशिवसमौ साक्षात्तस्मात्तौ पूजयेद्बुधः ॥ ,, ॥ ६९ ॥

અર્થ :—પતિ જેના દેવ છે એવા પતિવ્રતા સ્ત્રીમાં અને ગંગામાં કોઈ પ્રકારનો ભેદ નથી. તે સ્ત્રીવ્રત પતિ તથા પતિવ્રતા સ્ત્રી એ બંને શિવ અને પાર્વતી સમાન જ છે. તેથી બુદ્ધિમાન્ મનુષ્ય એ બંનેનું પૂજન કરે અર્થાત્ દરેક રીતે તેમનો સત્કાર કરે.

चतुर्विधास्ताः कथिता नार्यो देवि पतिव्रताः ।
उत्तमादिविभेदेन स्मरतां पापहारिकाः ,, ॥ ६८ ॥

અર્થ:—હે દેવિ પાર્વતિ ! તે પતિવ્રતા ઉત્તમાદિ ભેદથી ચાર પ્રકારની હોય છે. અને તેઓ પોતાનું સ્મરણ કરનારનાં પાપોને દૂર કરનારી છે. તે પતિવ્રતાઓ નીચે પ્રમાણે છે:—

स्वप्नेऽपि यन्मनो नित्यं स्वपतिं पश्यति ध्रुवम् ।
नान्यं परपतिं भद्रे उत्तमा सा प्रकीर्तिता ॥ ,, ॥ ७४ ॥

અર્થ:—હે ભદ્રે ! જેનું મન પોતાના પતિમાં જ લાગેલું હોવાથી સ્વપ્નમાં પણ પોતાના પતિને જ દેખે છે, અન્યના પતિને અર્થાત્ પર પુરૂષને સ્વપ્નમાં પણ દેખતી નથી તેવી પતિવ્રતા ઉત્તમ કહેવાય છે.

या पितृभ्रातृसुतवत् परं पश्यति सद्धिया ।
मध्यमा सा हि कथिता शैलजे वै पतिव्रता ॥ ,, ॥ ७५ ॥

અર્થ:—હે શૈલ્યજે (પાર્વતિ)! જે પતિવ્રતા સ્ત્રી પોતાનાથી મોટી ઉમરના પર પુરૂષને પિતા તુલ્ય દેખે છે, અને પોતાની સમાન વયના પર પુરૂષને ભાઈ તુલ્ય ગણે છે, અને પોતાનાથી નાની વયના પર પુરૂષને પુત્ર તુલ્ય માને છે તે મધ્યમ કહેવાય છે.

बुद्ध्वा स्वधर्मं मनसा व्यभिचारं करोति न ।
निकृष्टा कथिता सा हि सुचरित्रा च पार्वति ॥ ,, ॥ ७६ ॥

અર્થ:—હે પાર્વતિ! પવિત્ર ચારિત્ર્યવાળી સ્ત્રી પોતાનો ધર્મ જાણીને મનથી પણ કદાપિ વ્યભિચાર કરતી નથી તે પતિવ્રતા નીચા દરજ્જાની(નિકૃષ્ટ) કહેવાય છે.

पत्युः कुलस्य च भयाद्व्यभिचारं करोति न ।
पतिव्रताऽधमा सा हि कथिता पूर्वसूरिभिः ॥ ,, ॥ ७७ ॥

અર્થ:—પોતાના પતિના ભયથી અથવા કુલના ભાઈ, બન્ધુ, આદિના ભયથી જે વ્યભિચાર કરતી નથી તે અધમ પતિવ્રતા છે એમ પૂર્વકાલના વિદ્વાનોએ કહ્યુ છે. અતિ નિકૃષ્ટને અહીં અધમા કહી છે.

चतुर्विधाऽपि शिवे पापहन्त्र्यः पतिव्रताः ।
पावनाः सर्वलोकानामिहामुत्रापि हर्षिताः ॥ ,, ॥ ७८ ॥

અર્થ:—હે શિવે! આ ચારે પ્રકારની પતિવ્રતાઓ પણ પાપોનો નાશ કરનારી છે, અને સર્વ લોકોને પવિત્ર કરનારી છે. તથા તેઓ આ લોકમાં તથા પરલોકમાં આનન્દિત રહે છે.

गावो विप्राः सनिगमा अलुब्धा दानशीलिनः ।
सत्यनिष्ठा इति स्वामिस्तेषां मुख्यतमा सती ॥
स्का० पु० ख० १ कौ० ख० २ अ० ११ श्लो० ३४ ॥

અર્થ:—હે સ્વામિન્! ગાય તથા વિદ્વાન્ બ્રાહ્મણ તથા નિર્લોભી દાનશીલ મનુષ્ય તથા સત્યમાં નિષ્ઠાવાળા—એ સર્વ જગતમાં શ્રેષ્ઠ છે. તેમાં પણ અધિક શ્રેષ્ઠ પતિવ્રતા સ્ત્રી (સતી) છે.

धन्या पतिव्रता नारी नान्या पूज्या विशेषतः ।
पावनी सर्वलोकानां सर्वपापौघनाशिनी ॥ शि. पु. रु. सं.ख.३, अ.५४–९॥

અર્થ:—જે પતિવ્રતા સ્ત્રી છે તે ધન્યા છે. તેની બરોબર પૂજ્ય જગતમાં અન્ય કોઈ નથી. તે સર્વ લોકોને પવિત્ર કરનારી છે અને સર્વ પાપોને નાશ કરનારી છે.

पतिव्रता च सावित्री लोपामुद्रा ह्यरुन्धती ।
शाण्डिल्या शतरूपाऽनसूया लक्ष्मी स्वधा सती ॥ ,, ॥ ११ ॥
संज्ञा च सुमतिः श्रद्धा मेना स्वाहा तथैव च ।
अन्या बह्वयोऽपि साध्व्यो हि नोक्ता विस्तारजाद्भयात् ॥ ,, ॥ १२ ॥
पातिव्रत्यव्रतेनैव ता गताः सर्वपूज्यताम् ।
ब्रह्माविष्णुहरैश्चापि मान्या जाता मुनीश्वरैः ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—સાવિત્રી, લોપામુદ્રા, અરૂન્ધતી, શાણ્ડિલ્યા, શતરૂપા, અનસૂયા, લક્ષ્મી, સ્વધા, સતી, સંજ્ઞા, સુમતિ, શ્રદ્ધા, મેના, સ્વાહા, આ અને બીજી પણ બહુ સદાચારવાળી પતિવ્રતા સ્ત્રીઓ થઇ છે. તેઓ સર્વનાં નામ અહીં વિસ્તારના ભયથી આપ્યાં નથી. તેઓ સર્વ પતિવ્રતા ધર્મથી જ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વર તથા મુનીશ્વરો વડે પણ પૂજ્ય અને માન્ય થઇ છે. માટે પતિવ્રતા ધર્મ અત્યન્ત શ્રેષ્ઠ છે. પૂર્વોક્ત પ્રકારના પતિવ્રતા ધર્મનું મહત્ત્વ પાર્વતીના વિવાહ સમયે આવેલી દ્વિજોની સ્ત્રીઓએ પાર્વતીજીને વિદાય કરતી વખતે ઉપદેશેલું છે. પાર્વતી પતિવ્રતાધર્મને જાણતી હતી, તથાપિ તેઓએ વિવાહિત કન્યાને વિદાય કરતી વખતે ઉપદેશ દેવાના પરંપરાગત રિવાજને અનુસાર ઉપદેશ કર્યો છે.

ઉત્તમ પતિવ્રતા સ્ત્રીનુ સૌભાગ્ય ભગ કરીને વૈધવ્ય પ્રાપ્ત કરાવવામાં યમરાજ પણ સમર્થ નથી. તે વિશે પતિવ્રતાઓમા મુખ્ય સાવિત્રીનું દૃષ્ટાન્ત અહીં આપીએ છીએ.

ઇતિ પતિવ્રતાધર્મનુ નિરૂપણ અ૦ ૧૨ સર્ગ ૧૨ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૧૩.

---

### પતિવ્રતાધર્મ-સાવિત્રીઆખ્યાન.

ઉપર કહેલો ઇતિહાસ મહાભારતના વનપર્વના અધ્યાય ૨૯૩થી શરૂ છે, અને તે માર્કણ્ડેય ઋષિ યુધિષ્ઠિરના પ્રતિ સંભળાવે છે.

માર્કણ્ડેય ઋષિ કહે છેઃ—મદ્રદેશમાં ધર્માત્મા તથા સત્યવાદી **અશ્વપતિ** નામનો રાજા હતો. તેની બહુ અવસ્થા વીતી ગયા છતાં તેને કોઇ પુત્ર થયો નહી. ત્યારે તેણે પુત્રને માટે સાવિત્રીની ઉપાસના કરી. જ્યારે સાવિત્રી પ્રસન્ન થઇ વર દેવાને તૈયાર થઇ, ત્યારે રાજાએ પુત્ર માગ્યો. છતાં સાવિત્રીએ તેને પૂર્ણ ગુણવાળી કન્યા થવાનો વર આપ્યો. થોડા કાલમાં રાજાની મોટી રાણીને પુત્રી સાંપડી. સાવિત્રીની પ્રસન્નતાથી પુત્રી થઇ, તેથી તે કન્યાનું નામ **સાવિત્રી** રાખ્યુ.

**सा विग्रहवतीव श्रीर्व्यवर्धत नृपात्मजा ।**
**कालेन चापि सा कन्या यौवनस्था बभूव ह ॥**म.भा.व.प.अ.२९३श्लो.२५॥

અર્થઃ—સાક્ષાત્ લક્ષ્મી સમાન તે રાજકન્યા ક્રમે વધવા લાગી; થોડા કાલમાં તે યૌવન અવસ્થા વાળી થઈ.

સોનાની મૂર્તિ સમાન ઉત્તમ અગવાળી તે કન્યાને જોઇને સર્વ લોક તેને દેવકન્યા સમઝતા હતા. અને તેના તેજને જોઇને ગભરાઇને કોઇ પણ તેની સાથે વિવાહ કરતુ નહોતું. એક દિવસ સાવિત્રી કોઈ વિશેષ પર્વને દિવશે વ્રત કરીને દેવતા અને અગ્નિનું પૂજન કર્યા બાદ દેવતાના પ્રસાદ રૂપ માળા વગેરે લઇને પિતાની પાસે ગઇ. લક્ષ્મી સમાન રૂપવાળી સાવિત્રી પિતાના ચરણોમાં પ્રણામ કરીને દેવતાનો પ્રસાદ તેમને અર્પણ કરી હાથ જોડી તેમની પાસે બેસી ગઈ.

**यौवनस्थां तु तां दृष्ट्वा स्वां सुतां देवरूपिणीम् ।**
**अयाच्यमानां च वरै र्नृपतिर्दुःखितोऽभवत् ॥** ,, ॥ ३१ ॥

અર્થઃ—રાજા પોતાની કન્યાને યૌવનવાળી તથા દેવતા સમાન રૂપવાળી તથા તેને યોગ્ય કોઇ વર નહીં મળવાથી દુઃખી થયો.
રાજા પુત્રીને કહે છેઃ—

पुत्रि मदानकालस्ते न च कश्चिद्वृणोति माम् ।
स्वयमन्विच्छ भर्तारं गुणैः सदृशमात्मनः ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—હે પુત્રિ ! તારો વિવાહનો સમય પ્રાપ્ત થયો છે. પરન્તુ મારી પાસે કોઈ માગણી કરતું નથી. માટે હવે તું પોતે જ તારા ગુણોને સમાન પતિને શોધી લે.

प्रार्थितः पुरुषो यश्च स निवेद्यस्त्वया मम ।
विमृश्याहं मदास्यामि वरय त्वं यथेप्सितम् ॥ ,, ॥ ३३ ॥

અર્થ :—તું જેની સાથે વિવાહ કરવાની ઇચ્છા કરવા માગે તેની મને ખબર આપજે. વિચાર કરીને હું તેની સાથે તારો વિવાહ કરીશ.

રાજાએ પુત્રીને આ પ્રમાણે કહીને પછી વૃદ્ધ મન્ત્રીઓને સાવિત્રીની યાત્રાની સામગ્રી એકઠી કરવાની આજ્ઞા કરી. સાવિત્રી પિતાના ચરણોમાં નમસ્કાર કરીને તથા લજ્જા યુક્ત થઈ પિતાના વચનને માન્ય કરી બહુ શીઘ્ર ચાલી અને રથમાં બેસી વૃદ્ધ મન્ત્રી લોકોની સાથે રાજર્ષિ લોકોનાં મનોહર તપોવનમાં ગઈ. ત્યાં જઈ વૃદ્ધ અને માનને યોગ્ય લોકોને પ્રણામ કરતી કરતી વનમાં ઘૂમવા લાગી. અને સર્વ તીર્થોમાં બ્રાહ્મણોને ધન આપતી સતી તે રાજકન્યા અનેક દેશોમાં વિચરવા લાગી.

એક સમય મદ્રરાજ(અશ્વપતિ) પોતાની સભામાં બેસી નારદની સાથે વાર્તાલાપ કરતા હતા. તે સમયે સર્વ તીર્થોમાં ફરીને મન્ત્રીઓની સાથે સાવિત્રી પોતાના પિતાને ઘેર આવી પહોંચી. અને નારદની સાથે પિતાને બેઠેલા જોઈ બંનેના ચરણોમાં પ્રણામ કર્યાં. ત્યારે નારદે પૂછ્યું કે આ તમારી પુત્રી ક્યાં ગઈ હતી, અને કયાંથી આવી ? અને શા કારણથી તમે યુવતીનો વિવાહ કરતા નથી ? ત્યારે અશ્વપતિ રાજા બોલ્યા—"હે નારદ ! એ જ કાર્યને માટે મેં તેને મોકલી હતી. હવે તે પાછી આવી છે. તેની પાસેથી સાંભળવું જોઇએ કે તેણે કોને સ્વામી બનાવ્યો છે ? "હે સાવિત્રિ ! તું વિસ્તારથી કહે." એ પ્રમાણે પિતાનું વચન સાંભળી સાવિત્રી બોલીઃ—સાત્વદેશમાં એક ધર્માત્મા ક્ષત્રિય દ્યુમત્સેન નામનો રાજા પ્રસિદ્ધ હતો. તે પાછળથી અન્ધ થયેલો. તેનાં નેત્ર જ્યારે નષ્ટ થયાં ત્યારે તેનો પુત્ર બાલક હતો. ત્યારે તેના પહેલાંના શત્રુઓએ તેના રાજ્યને છીનવી લીધું. એટલે દ્યુમત્સેન પોતાના બાલક તથા સ્ત્રીને લઇને વનમાં જઇને તપ કરવા લાગ્યો. તેનો પુત્ર નગરમાં ઉત્પન્ન થયો છે, અને તપોવનમાં ઉછર્યો છે. તેનું નામ સત્યવાન્ છે. તે મારા પતિ થવાને યોગ્ય છે એવો મેં મનથી સંકલ્પ કર્યો છે.

ત્યારે નારદ મુનિ બોલ્યાઃ—હે રાજન્ ! તમારી પુત્રીએ બહુ પાપ કર્યું, કેમકે જાણ્યા વિના ગુણવાન્ સત્યવાન્‌ને પોતાનો પતિ બનાવ્યો. તેનાં માતા પિતા સત્ય બોલતાં હતાં, તે કારણથી તેનું નામ સત્યવાન્ રાખવામાં આવ્યું. તે બાલ્યાવસ્થાથી ઘોડાઓ ઉપર બહુ પ્રેમ કરતો હતો. તેથી માટીના ઘોડા બનાવતો હતો. ઘોડાનાં ચિત્ર પણ કાઢતો હતો. તેથી ચિત્રાશ્વ એવું પણ તેનું નામ છે. હે રાજન્ ! તે બાલક સૂર્ય સમાન તેજસ્વી, બૃહસ્પતિ

સમાન બુદ્ધિમાન, ઇન્દ્રતુલ્ય વીર્યવાન, પૃથિવી તુલ્ય ક્ષમાશીલ છે, અને રન્તિદેવની તુલ્ય શક્તિ અનુસાર દાન દેનાર, તથા બ્રાહ્મણભક્ત, સત્યવાદી, તથા રાજા શિબિ સમાન વીર છે. અને યયાતિ સમાન ઉદાર છે. ચન્દ્રમા તુલ્ય મનોહર છે, અશ્વિનીકુમાર તુલ્ય રૂપવાન છે. પરન્તુ તેનામાં એક દોષ છે—તે આજથી એક વર્ષમાં મરી જનાર છે.

ત્યારે રાજા બોલ્યાઃ—સાવિત્રિ! જાઓ અને બીજો પતિ કરો, તેના એક દોષે સર્વ ગુણોને ઢાંકી દીધા. ત્યારે સાવિત્રી બોલીઃ—તે મોટા આયુ વાળો હોય કે થોડા આયુ વાળો હોય. પરંતુ મેં તેને એક વાર પતિ બનાવ્યો, હવે હું બીજો પતિ નહીં કરૂં. મનમાં નિશ્ચય કરીને પછી વચનથી કહેવામાં આવે છે, પછી તે જ કર્મથી કરવામાં આવે છે. તેમાં મારૂં મન જ સાક્ષી છે. સાવિત્રીનું વચન સાંભળી નારદજી બોલ્યાઃ—હે રાજન્! તમારી પુત્રીની બુદ્ધિ સ્થિર છે. તે આ ધર્મથી કદાપિ હઠી શકશે નહીં. જે ગુણ સત્યવાનમાં છે તે બીજા પુરૂષમાં નથી. માટે તેને કન્યા દેવી તે હું શ્રેષ્ઠ સમજું છું. રાજાએ પણ તે વચનને સ્વીકાર કરી લીધું. પછી નારદજી સ્વર્ગમાં ચાલ્યા ગયા.

વિવાહની સામગ્રી તૈયાર થતાં ઉત્તમ દીવસનો વિચાર કરીને ઋત્વિક્ આદિને લઇને રાજા અશ્વપતિ પગે ચાલીને દ્યુમત્સેનના આશ્રમમાં પહોંચી ગયા, અને સત્યવાનની સાથે સાવિત્રીનો વિવાહ કરવાના સમાચાર જણાવ્યા. ત્યારે દ્યુમત્સેને કહ્યુંઃ—હે રાજન્! અમે રાજ્યથી ભ્રષ્ટ છીએ, વનમાં તપસ્વીઓના ધર્મ પાળીએ છીએ, વનવાસને અયોગ્ય તમારી પુત્રી આશ્રમમાં કેવી રીતે રહી શકશે? ત્યારે અશ્વપતિએ કહ્યુંઃ—હે રાજન્! સુખ અને દુઃખ સદા રહેતાં નથી તે હું જાણું છું. અને મારી આ કન્યા પણ તે વાત જાણે છે. હું નિશ્ચય કરીને આપની પાસે આવ્યો છું. આપ અમારી આશાનો નાશ ન કરશો. મારી કન્યાને આપની પુત્રવધુ બનાવો. ત્યારે દ્યુમત્સેન બોલ્યાઃ—મારો પ્રથમથી જ તમારી સાથે સંબંધ કરવાનો વિચાર હતો. પરન્તુ રાજભ્રષ્ટ થયેલો હોવાથી હાલ એમ કહું છું. મારો જે પ્રથમનો અભિપ્રાય હતો તે હવે પૂર્ણ થયો. આપ મારા અતિથિ થાઓ. જે ઠીક હોય તે કરો.

આ પ્રમાણે કહ્યા પછી આશ્રમના સર્વ બ્રાહ્મણોને બોલાવી બંને રાજાએ સાવિત્રી અને સત્યવાનનો વિધિપૂર્વક વિવાહ કર્યો. રાજા અશ્વપતિ કન્યાનું તથા અનેક પ્રકારનું અન્ય દાન કરીને આનન્દથી પોતાને ઘેર ચાલ્યા ગયા.

સત્યવાન્ પણ ગુણવતી સ્ત્રી પ્રાપ્ત કરવાથી પ્રસન્ન થયો. અને—

**गते पितरि सर्वाणि संन्यस्याभरणानि सा ।**

**जगृहे वल्कलान्येव वस्त्रं काषायमेव च ॥ म. भा. व. प. अ. २९५–१८ ॥**

અર્થઃ—પિતા ગયા પછી સાવિત્રીએ પણ પોતાનાં વસ્ત્ર અને આભૂષણોને ઉતારીને વૃક્ષોની છાલનાં વસ્ત્ર તથા ભગવાં વસ્ત્ર પહેરી લીધાં.

સેવાથી તથા પોતાના ઉત્તમ ગુણોથી તથા નમ્રતા અને જીતેન્દ્રિયતાથી તથા સર્વનું ઇષ્ટ સંપાદન કરવાથી સાવિત્રી સર્વને પ્રસન્ન કરવા લાગી. પતિ તથા સાસુ સસરાની સેવા પ્રસન્નતાપૂર્વક કરવા માંડી. તે રીતે આશ્રમમાં રહેતાં તે તપસ્વીઓનો કાલ વ્યતિત થયો. તે દરમ્યાન નારદના વચનનું સ્મરણ કરીને સાવિત્રીનું મન સદા દીન રહેતું હતું. થોડો કાલ વીત્યા પછી સત્યવાનનો મરવાનો સમય આવી પહોંચ્યો. સાવિત્રી નારદજીના વચનને

અનુસાર રોજ દિવસ ગણતી હતી. જ્યારે સાવિત્રીએ જાણ્યું કે આજથી ચોથે દિવસ સત્યવાન્ મરનાર છે, ત્યારે તેણે ત્રણ દિવસના અપવાસનું વ્રત ધારણ કર્યું રાજા દ્યુમત્સેન સાવિત્રીના નિયમો સાંભળીને બહુ દુઃખી થયો. અને સાવિત્રીને સમઝાવતાં સમઝાવતાં એવું વચન કહ્યું:—"હે રાજપુત્રિ! આ તારૂં વ્રત કઠિન છે. અન્ન વિના ત્રણ રાત્રિ રહેવું કઠણ છે." ત્યારે સાવિત્રી બોલી:—હે તાત! તમે કાંઇ દુઃખ ન માનો. હું આ વ્રતને પૂર્ણ કરીશ. ઉદ્યોગથી મેં આ વ્રત કર્યું છે, અને ઉદ્યોગ જ સર્વ કાર્યનું મૂળ છે. ત્યારે દ્યુમત્સેન બોલ્યા:–તું વ્રતને તોડી દે એવુ કહેવાને હું સમર્થ નથી. પરન્તુ અમારા જેવા મનુષ્યે તેમજ કહેવું જોઇએ. વ્રત પૂરૂં કરો–એમ કહીને રાજા ચુપ રહ્યા. સાવિત્રી લાકડાની સમાન નિશ્ચલ દેખાતી હતી. જ્યારે સત્યવાનને મરવાના દિવસનો પ્રાતઃકાલ થયો, ત્યારે સાવિત્રીએ "આજે જ મરવાનો દિવસ છે" એવો વિચાર કરીને અગ્નિ સળગાવીને હવન કર્યો. સૂર્યોદય થતાં જ પૂર્વાહ્ન સબન્ધી ક્રિયા કરીને, આશ્રમમાં સર્વ વૃદ્ધ બ્રાહ્મણ તથા સાસુ સસરાને પ્રણામ કરી હાથ જોડી સાવિત્રી ઉભી થઇ. ત્યારે સર્વેએ તેને "તું કદાપિ વિધવા ન હો" એવો આશીર્વાદ આપ્યો. તપોવનમાં નિવાસ કરનાર તપસ્વીઓની વાણીને સાવિત્રીએ ખૂબ ધ્યાન દઇને સાંભળી, અને મનથી તે વાણી ગ્રહણ કરી. નારદે કહ્યું હતું તે મુહૂર્ત અને સમયનો વિચાર કરતી સતી સાવિત્રી દુઃખથી બેસી ગઇ. એકાન્તમાં બેઠેલી રાજકન્યા સાવિત્રીને સાસુ સસરાએ પ્રીતિપૂર્વક કહ્યું:–જેવું તેં વ્રત કર્યું હતું તે પૂર્ણ થયું, હવે ભોજન કરો. ત્યારે સાવિત્રી બોલી:—સૂર્ય અસ્ત થતાં જ્યારે મારી કામના પૂરી થશે ત્યારે હું ભોજન કરીશ એવો મારા મનનો સઙ્કલ્પ છે, અને તે જ મારી પ્રતિજ્ઞા પણ છે.

જે વખતે સાવિત્રી એ પ્રમાણે કહી રહી હતી તે જ વખતે સત્યવાન્ ખભા ઉપર કુહાડો રાખીને વનમાં ચાલ્યો. ત્યારે પોતાના પતિને સાવિત્રીએ કહ્યું:— હે સ્વામિન્! આપે એકલા વનમાં જવું યોગ્ય નથી, હું પણ આપની સાથે આવીશ. આપને છોડી શકતી નથી. ત્યારે સત્યવાને કહ્યું—તું પહેલાં કદાપિ વનમાં ગઈ નથી, હાલ તું વ્રતથી થાકી છે, પગથી કેવી રીતે ચાલી શકીશ? ત્યારે સાવિત્રી બોલી:—વ્રતથી મને ગ્લાનિ નથી, તેમ પરિશ્રમ પણ નથી, આપ ચાલવામાં ઉત્સાહવાળી મને રોકો નહીં. ત્યારે સત્યવાન્ કહે છે:—તને ચાલવામાં ઉત્સાહ હોય તો હું તારૂં પ્રિય કરીશ. મારા માતાપિતાની આજ્ઞા લઈ લ્યો, જેથી મને દોષ લાગે નહીં.

માર્કણ્ડેય ઋષિ કહે છે:—"હે રાજા યુધિષ્ઠિર! સાવિત્રીએ સાસુ સસરા પાસે જઇને વનમાં જવાની આજ્ઞા માગી. હું એક વર્ષથી બહાર નિકળી નથી, મને ફુલોથી ભરેલાં વન જોવાની ઇચ્છા છે. ત્યારે દ્યુમત્સેન બોલ્યા:—જ્યારથી સાવિત્રીના પિતાએ કન્યાદાન કર્યું છે ત્યારથી મારી પુત્રવધુએ કોઇ વાતની માગણી કરી નથી. માટે જે કાંઈ તેની ઇચ્છા છે તે પૂર્ણ હો. હે પુત્રિ! સત્યવાનના માર્ગમાં કોઈ પ્રમાદ ન કરીશ એમ કહી આજ્ઞા આપી. સાવિત્રિ મુખથી હસતી તથા હૃદયમાં દુઃખ પામતી ચાલી, અને મનોહર વનને જોવા લાગી, પવિત્ર જલથી ભરેલી નદી અને પુષ્પથી ભરેલાં વૃક્ષ વાળા પર્વતોને જોવા લાગી, અને સત્યવાન્ તેને બતાવવા લાગ્યો. સાવિત્રી નારદના વચનનું સ્મરણ કરીને પતિને મરેલા જેવો જોઇને બહુ દુઃખી થતી હતી. ધીમે ધીમે પોતાના પતિની પાછળ ચાલતી ચાલતી તે સમયને શોચતી હતી, તે વખતે તેના હૃદયના ટુકડા થતા હતા. તે

સમયે સત્યવાને ફળો તોડીને ટોપલી ભરી લીધી હતી અને લાકડાં ચીરતો હતો. તેમ કરતાં તેના શરીરને પરસેવો વળ્યો. તે પરિશ્રમથી સત્યવાનના શિરમાં પીડા થવા લાગી. એટલે તે પોતાની પ્યારી સ્ત્રીની પાસે ગયો, અને થાકીને એવું વચન બોલ્યો—" આ પરિશ્રમથી મારા શિરમાં પીડા થવા લાગી છે. હે સાવિત્રિ! મારૂં અંગ તૂટે છે, અને હું મને સ્વસ્થ દેખતો નથી. મારા શિરમાં શૂલ વાગવા જેવી પીડા થઈ રહી છે. તેથી હે કલ્યાણિ! હું સુઈ રહેવાની ઇચ્છા કરૂં છું, મને બેસવાની શક્તિ નથી. તે વખતે સાવિત્રિ પતિની પાસે જઇને તેના શિરને પોતાની જંઘા ઉપર રાખીને પૃથ્વી ઉપર બેસી ગઈ.

ततः सा नारदवचो विमृशन्ती तपस्विनी ।
तं मुहूर्तं क्षणं वेलां दिवसं च युयोज ह ॥ ,, २९७–७ ॥

પછી તે તપસ્વિની નારદના વચનને સ્મરણ કરતી સતી તે મુહૂર્ત, ક્ષણ તથા સમય અને દિવસને મેળવવા લાગી. (युयोज).

मुहूर्तादेव चापश्यत्पुरुषं रक्तवाससम् ।
बद्धमौलिं वपुष्मन्तमादित्यसमतेजसम् ॥ ,, ॥ ८ ॥
श्यामावदातं रक्ताक्षं पाशहस्तं भयावहम् ।
स्थितं सत्यवतः पार्श्वे निरीक्षन्तं तमेव च ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—એક ક્ષણમાં તેણે લાલ વસ્ત્રવાળા, તથા માથાના વાળ બાંધેલા ( અથવા શિરમાં મુકુટ પહેરેલા ), મોટા શરીરવાળા, તથા આદિત્યના સમાન તેજવાળા (૮), તથા કાળા શરીરવાળા, તથા લાલ નેત્રવાળા, તથા હાથમાં મોટી પાશવાળા, અને ભયંકર-એવા પુરૂષને સત્યવાનની પાસે ઉભા રહીને તેને જોતો દીઠો.

तं दृष्ट्वा सहसोत्थाय भर्तुर्न्यस्य शनैः शिरः ।
कृताञ्जलिरुवाचार्ता हृदयेन प्रवेपती ॥ ,, ॥ १० ॥

અર્થઃ—તે પુરૂષને જોઇને ધીરે ધીરે પોતાના પતિનું શિર પૃથ્વી ઉપર મૂકીને દુઃખી સાવિત્રિ ઉભી થઈ, અને હાથ જોડી કંપતા હૃદયથી બોલીઃ—

दैवतं त्वाभिजानामि वपुरेतद्ध्यमानुषम् ।
कामये ब्रूहि देवेश कस्त्वं किं च चिकीर्षसि ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—હું જાણું છું કે આપ દેવતા છો, કેમકે, આવું શરીર મનુષ્યોનું હોતું નથી. આપ કોણ છો અને શું કરવા માગો છો તે મને સ્પષ્ટ કહો એમ હું ઇચ્છું છું. આ પ્રકારનું સાવિત્રિનું વચન સાંભળીને યમરાજ કહે છેઃ—

पतिव्रतासि सावित्रि तथैव च तपोन्विता ।
अतस्त्वामभिभाष्यामि विद्धि मां त्वं शुभे यमम् ॥ ,, ॥ १२ ॥

અર્થઃ— હે સાવિત્રિ! તું પતિવ્રતા અને તપથી યુક્ત છે, તેથી હું તારી સાથે બોલું છું. (અર્થાત્ સામાન્ય મનુષ્યને દેવલોક દેખાય નહીં, તેમ તેમની સાથે વાત પણ કરે નહીં.) હે કલ્યાણિ! તું મને યમરાજ જાણ.

अयं ते सत्यवान्भर्ता क्षीणायुः पार्थिवात्मजः ।
नेष्यामि तमहं बद्ध्वा विद्ध्येतन्मे चिकीर्षितम् ॥ „ ॥ १३ ॥

અર્થઃ—આ તારા પતિ રાજપુત્ર સત્યવાનની આયુ ક્ષીણ થઇ છે. હું તેને બાંધીને લઇ જઇશ. એટલું કરવાની મારી ઇચ્છા છે તે તું જાણ. ત્યારે સાવિત્રી કહે છેઃ—

श्रूयते भगवन् दूतास्तत्रागच्छन्ति मानवान् ।
नेतुं हि भगवान् कस्मादागतोऽसि स्वयं प्रभो ॥ „ ॥ १४ ॥

અર્થઃ—હે ભગવન્! મનુષ્યોને લઇ જવાને માટે આપના દૂતો આવે છે એમ શાસ્ત્રમાં સાંભળ્યું છે. અને હે પ્રભો! આમને લેવાને માટે આપ પોતે કેમ આવ્યા છો? ત્યારે યમ રાજા કહે છેઃ—

अयं च धर्मसंयुक्तो रूपवान्गुणसागरः ।
नार्हो मत्पुरुषैर्नेतुमतोऽस्मि स्वयमागतः ॥ „ ॥ १६ ॥

અર્થઃ—આ સત્યવાન્ ધર્માત્મા છે, રૂપવાળો, તથા બહુ ગુણવાળો છે–ગુણોનો સમુદ્ર છે. તેથી આ મારા દૂતો વડે લઇ જવા યોગ્ય નથી. તેથી હું પોતે જ એને લેવાને આવ્યો છું.

ततः सत्यवतः कायात्पाशबद्धं वशं गतम् ।
अंगुष्ठमात्रं पुरुषं निश्चकर्ष यमो बलात् ॥ „ ॥ १७ ॥

અર્થઃ—પછી યમરાજે સત્યવાનના શરીરમાંથી અંગુઠા જેટલા પ્રમાણવાળા, પાશ વડે બાંધેલા, અને તેથી વિવશ થયેલા એવા–પુરુષને બળપૂર્વક બહાર ખેંચી કાઢચો.

ततः समुद्धृतप्राणं गतश्वासं हतप्रभम् ।
निर्विचेष्टं शरीरं तद्बभूवाऽप्रियदर्शनम् ॥ „ ॥ १८ ॥

અર્થઃ—જ્યારે તે પુરુષને બહાર કાઢ્યો ત્યારે સત્યવાન્નું શરીર શ્વાસ રહિત તથા પ્રાણ રહિત તથા પ્રભા વિનાનું અને ચેષ્ટા રહિત થઈ ગયું, અને જોવામાં અપ્રિય થઇ ગયું.

यमस्तु तं तथा बद्ध्वा प्रयातो दक्षिणामुखः ।
सावित्री चैव दुःखार्ता यममेवान्वगच्छत ॥ „ ॥ १९ ॥

અર્થઃ—યમરાજ તેને બાંધીને દક્ષિણ દિશા તરફ ચાલ્યા. ત્યારે દુઃખથી પીડાતી સાવિત્રી પણ યમની જ પાછળ ચાલી

—તે સમયે પોતાની પાછળ આવતી સાવિત્રીને જોઈ યમરાજ કહે છેઃ—

निवर्त गच्छ सावित्रि कुरुष्वास्यौर्ध्वदैहिकम् ।
कृतं भर्तुस्त्वयानृण्यं यावद्गम्यं गतं त्वया ॥ „ ॥ २० ॥

અર્થઃ—હે સાવિત્રિ! તારે જ્યાં સુધી પતિની સાથે જવું જોઇએ ત્યાં સુધી આવી છે, અને તેથી તું ઋણમુક્ત થઇ છે. હવે તું પાછી વળ અને જા, અને તારા પતિનું ઔર્ધ્વ દૈહિક કર્મ અર્થાત્ પરલોક સંબંધી ક્રિયા કર. ત્યારે સાવિત્રી કહે છેઃ—

यत्र मे नीयते भर्ता स्वयं वा यत्र गच्छति ।
मया च तत्र गन्तव्यमेष धर्मः सनातनः ॥ „ ॥ २१ ॥

અર્થ —મારા પતિને કોઇ જ્યાં પણ લઇ જાય અથવા તે પોતે જ્યાં પણ જાય ત્યાં અવશ્ય મારે જવું જોઇએ. એ સનાતન ધર્મની મર્યાદા છે

तपसा गुरुभक्त्या च भर्तृस्नेहाद्व्रतेन च ।
तव चैव प्रसादेन न मे प्रतिहता गति ॥ ,, ॥ २२ ॥

અર્થ —તપ તથા ગુરુભક્તિ તથા પતિનો પ્રેમ તથા વ્રત અને આપની કૃપા એ સર્વ વડે મારી ગતિ ક્યાંએ પણ રોકાશે નહી અર્થાત્ હું સર્વ ઠેકાણે જઈ શકીશ.

प्राहुः साप्तपदं मैत्रं बुधास्तत्त्वार्थदर्शिन ।
मित्रतां च पुरस्कृत्य किंचिद्वक्ष्यामि तच्छृणु ॥ ,, ॥ २३ ॥

અર્થ —હે યમરાજ! તત્ત્વને જાણનાર પંડિત લોક સાત પગલા સાથે ચાલવાથી મિત્રતા માને છે હું મિત્રતાને આગળ રાખીને (સમઝીને) જે કાંઇ કહું છું તે સાંભળો.

नानात्मवन्तस्तु वने चरन्ति धर्मं च वासं च परिश्रमं च ।
विज्ञानतो धर्ममुदाहरन्ति तस्मात्सन्तो धर्ममाहुः प्रधानत ॥ ,, ॥ २४ ॥

અર્થ — અનાત્મવાન્(અજ્ઞાની) લોક ન તો (તપ કરવા) વનમાં રહે છે, ન તો ધર્મ કરે છે, ન તો ગુરુની પાસે નિવાસ કરે છે, ન તો પરિશ્રમ કરે છે જ્ઞાની લોક જ પોતાના વિજ્ઞાનના પ્રભાવથી ધર્મનું કથન કરે છે તેથી સત્પુરુષો ધર્મને પ્રધાન કહે છે

एकस्य धर्मेण सतां मतेन सर्वे स्म तं मार्गमनुप्रपन्ना ।
मा वै द्वितीयं मा तृतीयं च वाञ्छेत्तस्मात्सन्तो धर्ममाहु प्रधानम्॥,,॥ २५ ॥

અર્થ —સજ્જન લોક જેને ધર્મ માને છે તેમના મતને અનુસાર તે એક જ ધર્મ સર્વને માનવા યોગ્ય છે તેથી સર્વ લોક તે સજ્જનોના ધર્મના અનુયાયી થયા છે તેને છોડીને બીજા અથવા ત્રીજા ધર્મની ઇચ્છા કરતા નથી તેથી સત્પુરુષો ધર્મને જ પ્રધાન કહે છે સાવિત્રીના વચન સાંભળીને યમરાજ કહે છે —

निवर्त तुष्टोऽस्मि तवानया गिरा स्वराक्षरव्यंजनहेतुयुक्तया ।
वरं वृणीष्वेह विनास्य जीवितं ददामि ते सर्वमनिन्दिते वरम् ,, ॥ २६ ॥

અર્થ —હે સાવિત્રિ! તારી સ્પષ્ટ સ્વર અને વ્યઞ્જન યુક્ત વાણીથી હું પ્રસન્ન થયો છું. હે અનિન્દિતે! આના જીવન સિવાય તારી જે ઇચ્છા હોય તે વર માગ તે હું આપીશ યમરાજના આ પ્રમાણના વર આપવાના વચનો સાંભળીને સાવિત્રીએ આ પ્રમાણે વર માગ્યો —

च्युतस्स्वराज्याद्वनवासमाश्रितो विनष्टचक्षुः श्वशुरो ममाश्रमे ।
स लब्धचक्षुर्बलवान्भवेन्नृपस्तव प्रसादाज्ज्वलनार्कसंनिभ ॥ ,, ॥ २७ ॥

અર્થ —અમારા આશ્રમમાં રાજ્યથી ભ્રષ્ટ થયેલા હોવાથી મારા સસરાએ વનવાસનો આશ્રય લીધો છે અને અન્ધ છે, તે તમારા પ્રસાદથી નેત્રયુક્ત, બળવાન્, સૂર્ય અને અગ્નિ સમાન કાન્તિ વાળા, અને રાજા થાઓ ત્યારે યમરાજ કહે છે —

ददानि तेऽहं तमनन्दिते वरं यथा त्वयोक्तं भवित्रा च तत्तथा ।
तवाध्वनि ग्लानिमिवोपलक्षये निवर्त गच्छस्व न ते श्रमो भवेत् ॥ ,,॥ २८

अर्थ —हे निन्दा रहित सावित्रि! जे वर ते माग्यो छे ते वर हु तने आपु छु ते सर्व तेम ज बनशे (भविता) तने रस्तामा आववाथी थाक लागेलो लागे छे माटे तु पाछी वळीने जा, जेथी तने विशेष श्रम न लागे त्यारे सावित्री कहे छे —

श्रम कुतो भर्तृसमीपतो हि मे यतो हि भर्ता मम सा गतिर्ध्रुवा ।

यत पतिं नेष्यसि तत्र मे गतिः सुरेश भूयश्च वचो निबोध मे ॥ ,, ॥ २९ ॥

अर्थ —हे देवराज! जे कारणथी पति ज मारो हमेशनो आश्रय छे, तेथी पतिना समीपमा मने थाक लागवानो नथी ज्या तमे मारा पतिने लई जाओ छो, हु पण त्याज जईश वळी मारु बीजु वचन पण साभळो —

सता सकृत्सगतमोप्सितं पर सतां पर मित्रमिति प्रचक्षते ।

न चाफलं सत्पुरुषेण संगत ततः सता संनिवसेत्समागमे ॥ ,, ॥ ३० ॥

अर्थ —सज्जनो साथे एकवार पण मेळाप थवो उत्तम मान्यो छे, माटे ज सत्पुरुषोने परम मित्र कह्या छे अने सत्पुरुषोनी सगत निष्फळ जती नथी माटे सत्पुरुषोना समागममा ज रहेवु जोईए त्यार यमराज कहे छे —

मनोऽनुकूलं बुधबुद्धिवर्धनं त्वया यदुक्त वचनं हिताश्रयम् ।

विना पुनः सत्यवतोऽस्य जीवितं वर द्वितीय वरयस्व भामिनि ॥ ,, ३१ ॥

अर्थ —हे भामिनि! ते जे वचन कर्यु छे ते मनने अनुकूळ छे, अने पण्डितोनी बुद्धिने वधारनारु छे. तेमज हितकारी छे आ सत्यवान्ना जीवित सिवायनो अने पहेला आपेला वरथी भिन्न बीजो वर तु माग त्यारे सावित्री बोली —

हृतं पुरा मे श्वशुरस्य धीमत स्वमेव राज्यं लभता स पार्थिव ।

जह्यात्स्वधर्मान्न च मे गुरुर्यथा द्वितीयमेतद्वरयामि ते वरम् ॥ ,, ३२ ॥

अर्थ —मारा बुद्धिमान् श्वशुरनु पहेला जे राज्य नष्ट थई गयु छे अर्थात् जे शत्रुओए लई लीधु छे ते राज्य ते राजाने फरी प्राप्त थाओ, अने मारा श्वशुर धर्मने परित्याग न करे, ए बीजो वर मागु छु. त्यारे यमराज बोल्या —

स्वमेव राज्य प्रतिपत्स्यतेऽचिरान्न च स्वधर्मात्परिहास्यते नृपः ।

कृतेन कामेन मया नृपात्मजे निवर्त गच्छस्व न ते श्रमो भवेत् ॥ ,, ३३ ॥

अर्थ —हे सावित्रि! तारा ससरा जलदीथी पोतानु राज्य पाछु प्राप्त करशे, अने ते धर्मनो परित्याग पण नही करे हे राजपुत्रि! तारु कार्य मे कर्यु छे माटे हवे तु पाछी वळ अने जा जेथी तने श्रम न लागे त्यारे सावित्री बोली —

प्रजास्त्वयैता नियमेन सयता नियम्य चैता नयसे निकामया ।

ततो यम त्व तत्र देव विश्रुतं निबोध चेमां गिरमीरिता मया ॥ ,, ३४ ॥

अर्थ —हे यमराज! तमे प्रजाने नियममा राखो छो नियममा राखीने फरी आ प्रजाने तमे तमारी मरजी अनुसार(निकामया) दोरो छो तेथी हे देव! आपनु यम नाम छे, अने तमारी कीर्ति छे आप मारी आ वाणी साभळो —

अद्रोहः सर्वभूतेषु कर्मणा मनसा गिरा ।

अनुग्रहश्च दानं च सता धर्म सनातनः ॥ ,, ॥ ३५ ॥

एवं मायश्च लोकोऽयं मनुष्याः शक्तिपेशलाः ।

सन्तस्त्वेवाप्यमित्रेषु दयां माप्तेषु कुर्वते ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—મન, વાણી અને કર્મથી કોઇનો દ્રોહ ન કરવો, અને સર્વના ઉપર અનુગ્રહ કરવો, તથા દાન દેવું—એ સજ્જનોનો સનાતન ધર્મ છે. આ સર્વ લોક પ્રાય કરીને મારા પતિની સમાન અલ્પ આયુવાળા છે, શક્તિ અને કુશલતા રહિત છે. તથાપિ મહાત્મા લોક શરણે આવેલા શત્રુ ઉપર પણ દયા કરે છે. ત્યારે યમરાજ કહે છેઃ—

पिपासितस्येव भवेद्यथा पयस्तथा त्वया वाक्यमिदं समीरितम् ।

विना पुनः सत्यवतोऽस्य जीवितं वरं वृणीष्वेह शुभे यदिच्छसि ॥ ३७ ॥

અર્થઃ—જેવી રીતે તરસ્યા મનુષ્યને જલ અત્યન્ત પ્રીતિનું કારણ છે, તેવી રીતે તેં જે વાણી કહી તે સંતોષનું કારણ છે. હે શુભે! આ સત્યવાનના જીવનને છોડી જે વરની તું ઇચ્છા રાખતી હોય તે માગ. એટલે સાવિત્રી બોલીઃ—

ममानपत्यः पृथिवीपतिः पिता भवेत्तु पितुः पुत्रशतं तथौरसम् ।

कुलस्य सन्तानकरं च यद्भवेत्तृतीयमेतद्वरयामि ते वरम् ॥ ,, ॥३८॥

અર્થઃ—મારા પિતા રાજા છે, તોપણ તે પુત્રરહિત છે. માટે જેના વડે મારા પિતાના કુલના પરંપરા ચાલે એવા સો ઔરસ પુત્ર તેમને થાઓ. યમરાજ કહે છેઃ—

कुलस्य सन्तानकरं सुवर्चसं शत सुतानां पितुरस्तु ते शुभे ।

कृतेन कामेन नराधिपात्मजे निवर्त दूरं हि पथस्त्वमागता ॥ ,, ॥ ३९ ॥

અર્થ—તારા પિતાની કુલપરંપરાને વધારનાર બહુ તેજસ્વી તારા પિતાને સો પુત્ર થશે. હે રાજપુત્રિ! હવે તારો મનોરથ પૂર્ણ થયો છે. તું બહુ દૂર આવી ગઈ છે. માટે હવે પાછી વળ. ત્યારે સાવિત્રી બોલીઃ—

न दूरमेतन्मम भर्तृसन्निधौ मनो हि मे दूरतरं प्रधावति ।

अथ व्रजन्नेव गिरं समुद्यतां मयोच्यमानां शृणु भूय एव च ॥ ,, ४० ॥

અર્થઃ—મારા પતિની સમીપમાં આ કંઇ દૂર નથી. અને મારા પતિની સાથે બહુ દૂર ગમન કરવાને મારૂં મન દોડે છે અર્થાત્ ઉત્સાહ રાખે છે. તેથી ગમન કરતી કરતી હું જે વાણી બોલું છું તે ફરી તમે સાંભળો.

विवस्वतस्त्वं तनयः प्रतापवान् स्वतो हि वैवस्वत उच्यते बुधैः ।

समेन धर्मेण चरन्ति ताः प्रजास्ततस्तवेहेश्वर धर्मराजता ॥ ,, ४१ ॥

અર્થ—આપ સૂર્યના પુત્ર છો અને પ્રતાપવાળા છો. તેથી તમને પણ્ડિત લોક વૈવસ્વત કહે છે. પક્ષપાત રહિત ધર્મ દ્વારા પ્રજાને તમે દણ્ડ દ્યો છો (પાલન કરો છો). તેથી હે ઈશ્વર! તમારૂં નામ ધર્મરાજ છે.

आत्मन्यपि न विश्वासस्तथा भवति सत्सु य. ।

तस्मात्सत्सु विशेषेण सर्वः प्रणयमिच्छति ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—મનુષ્યને જેવો વિશ્વાસ સજ્જનો ઉપર હોય છે તેવો પોતાના આત્મામાં પણ નથી હોતો. તેથી મહાત્મા લોક ઉપર સર્વ લોક પ્રેમ કરવાની ઇચ્છા કરે છે.

सौहार्दात्सर्वभूतानां विश्वासो नाम जायते ।
तस्मात्सत्सु विशेषेण विश्वासं कुरुते जनः ॥ ,, ॥ ४३ ॥

અર્થ:—સુહૃત્તાથી સર્વ પ્રાણીને વિશ્વાસ ઉત્પન્ન થાય છે, અને મહાત્મા સર્વ પ્રાણીના સુહૃદ્ છે. તેથી કરીને લોક મહાત્મા પુરુષો ઉપર વિશ્વાસ રાખે છે. ત્યારે યમરાજ કહે છે.

उदाहृतं ते वचनं यदङ्गने शुभे न तादृक्त्वदृते श्रुतं मया ।
अनेन तुष्टोऽस्मि विनाऽस्य जीवितं वरं चतुर्थं वरयस्व गच्छ च ॥ ४४ ॥

અર્થ:—હે કલ્યાણિ ! જેવું વચન બોલી તેવું વચન તારા સિવાય બીજા કોઈની પાસેથી મેં સાંભળ્યું નથી. તેથી હું પ્રસન્ન થયો છું. માટે આ સત્યવાન્ના જીવનને છોડી તારી ઈચ્છા હોય તેવો ચોથો વર માગ, અને પછી જા. ત્યારે સાવિત્રી બોલી:—

ममात्मजं सत्यवतस्तथौरसं भवेदुभाभ्यामिह यत्कुलोद्भवम् ।
शतं सुतानां बलवीर्यशालिनामिम चतुर्थं वरयामि ते वरम् ॥ ॥ ४५ ॥

અર્થ:—હે દેવ ! માતા તથા પિતા બંનેના કુલનો ઉદ્ધાર કરનાર તથા બલ અને પરાક્રમ વાળા, સત્યવાન્થી મને સો ઔરસ પુત્ર થાઓ—એ ચોથો વર હું આપની પાસે માગું છું. યમરાજ કહે છે:—

शतं सुतानां बलवीर्यशालिनां भविष्यति प्रीतिकरं तवाबले ।
परिश्रमस्ते न भवेन्नृपात्मजे निवर्त दूरं हि पथस्त्वमागता ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—હે સ્ત્રી ! બળ અને પરાક્રમ વાળા અને તને પ્રીતિકર સો પુત્ર તને થશે. હે રાજપુત્રિ ! તું બહુ લાંબો રસ્તો આવી છે. તને પરિશ્રમ ન થાય માટે તું પાછી જા. ત્યારે સાવિત્રી કહે છે:—

सतां सदा शाश्वतधर्मवृत्तिः सन्तो न सीदन्ति न च व्यथन्ति ।
सतां सद्भिर्नाफलः संगमोऽस्ति सद्भ्यो भयं नानुवर्तन्ति सन्त. ॥ ४७ ॥

અર્થ:—સજ્જનોની હમેશાં શાશ્વત ધર્મમાં પ્રવૃત્તિ રહે છે. સત્પુરુષો ન તો દુઃખી થાય છે, ન તો તેમને કોઈ પીડા થાય છે. સજ્જનોનો સજ્જન સાથેનો સંગ નિષ્ફલ જતો નથી. તેમ સજ્જનોથી સજ્જનને કોઈ ભય થતો નથી.

सन्तो हि सत्येन नयन्ति सूर्यं सन्तो भूमिं तपसा धारयन्ति ।
सन्तो गतिर्भूतभव्यस्य राजन् सतां मध्ये नावसीदन्ति सन्तः ॥ ४८ ॥

અર્થ:—હે યમરાજ ! સત્પુરુષ પોતાના સત્યના બલથી સૂર્યના ઉદય અને અસ્ત રૂપ ક્રિયાનો નિર્વાહ કરે છે. અને સજ્જન પોતાના તપથી ભૂમિને ધારણ કરે છે. હે રાજન્! બહુ શું કહેવું ' સત્પુરુષ ભૂત, વર્તમાન અને ભવિષ્ય એ ત્રણે કાલના પદાર્થના આશ્રય છે. અને સત્પુરુષોના મધ્યમાં સજ્જન કદાપિ દુઃખી થતા નથી. વળી:—

आर्यजुष्टमिदं वृत्तमिति विज्ञाय शाश्वतम् ।
सन्तः परार्थं कुर्वाणा नावेक्षन्ति परस्परम् ॥ ,, ॥ ४९ ॥

અર્થ.—સત્પુરુષોનો રક્ષા કરવા રૂપ આ શાશ્વત ધર્મ શ્રેષ્ઠ પુરુષોએ સેવન કર્યો છે એમ જાણીને સત્પુરુષો પરોપકાર કરતા સના પ્રત્યુપકારની ઇચ્છા રાખતા નથી

न च प्रसादः सत्पुरुषेषु मोघो न चाप्यर्थो नश्यति नापि मानः ।
यस्मादेतन्नियतं सत्सु नित्यं तस्मात्सन्तो रक्षितारो भवन्ति ॥ ,, ॥ ५० ॥

અર્થઃ—અને સત્પુરુષોની જે પ્રસન્નતા છે તે વ્યર્થ જતી નથી અને જેના ઉપર સત્પુરુષોની પ્રસન્નતા હોય છે તેનુ ધન તથા માન પણ નષ્ટ થતુ નથી. જે કારણથી દુઃખી મનુષ્યોની રક્ષા કરવા રૂપ ધર્મ સત્પુરુષોમા હમેશાં નિયમથી રહે છે, તે કારણથી સત્પુરુષો દુખી મનુષ્યોના રક્ષણ કરનાર હોય છે. ત્યારે યમરાજ બોલ્યા—

यथा यथा भाषसि धर्मसंहितं मनोनुकूलं सुपदं महार्थवत् ।
तथा तथा मे त्वयि भक्तिरुत्तमा वरं वृणीष्वाऽप्रतिमं पतिव्रते ॥ ५१ ॥

અર્થ.—હે ભામિનિ! જેમ જેમ તુ ધર્મયુક્ત તથા મનને અનુકૂલ તથા સુન્દર પદવાળી તથા મહાન્ અર્થવાળી વાણી બોલે છે તેમ તેમ મને તારા ઉપર ઉત્તમ પ્રેમ થતો જાય છે. માટે હે પતિવ્રતે! તુ સર્વથી ઉત્તમ વર માગ. ત્યારે સાવિત્રી કહે છેઃ—

न तेऽपवर्गः सुकृताद्विना कृतस्तथा यथान्येषु वरेषु मानद ।
वरं वृणे जीवतु सत्यवानयं यथा मृता ह्येवमहं पतिं विना ॥ ,, ॥ ५२ ॥

અર્થ —હે માનદ(માન દેનાર)! તમે મને સો પુત્ર થવાનુ વરદાન આપ્યુ છે તેની હુ સિદ્ધિ ચહાઉ છુ. માટે હું તે વરદાન માગું છુ કે મારો આ પતિ સત્યવાન્ જીવતો રહાય, કેમકે હું પણ પતિ વિના મરેલા જેવી છુ. અને બીજા વરની પેઠે આ વર પણ આપ્યા વિના (सुकृताद्विना) તમારો છૂટકો (अपवर्गः) પણ નથી.

न कामये भर्तृ विना कृता सुखं न कामये भर्तृ विना कृता दिवम् ।
न कामये भर्तृ विना कृता श्रियम् न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥५३॥

અર્થઃ—પતિ રહિત બનાવેલી(कृता) હું સુખ ભોગવવા ચહાતી નથી, તેમ પતિ વિનાની હુ સ્વર્ગ પણ ચહાતી નથી, અને પતિ વિનાની હુ ધનની ઇચ્છા પણ કરતી નથી. તેમ પતિ વિનાની હું જીવવાની ઇચ્છા પણ રાખતી નથી.

वरातिसर्गः शतपुत्रता मम त्वयैव दत्तो ह्रियते च मे पतिः ।
वरं वृणे जीवतु सत्यवानयं तवैव सत्यं वचनं भविष्यति ॥ ॥ ५४ ॥

અર્થ —તમે મને સો પુત્ર થવાનુ વરદાન આપ્યુ છે, અને પતિ વિના તે બને નહીં. અને મારા પતિને તો તમે લઇ જાઓ છો. માટે મારો આ પતિ સત્યવાન્ જીવતો થાય એવો વર હુ માગુ છુ. જેથી તમારુજ વચન સત્ય થશે.

માર્કંડેય ઋષિ કહે છે કે સાવિત્રીનુ આ વચન નિકળતા જ—

तथेत्युक्त्वा तु तं पाशं मुक्त्वा वैवस्वतो यमः ।
धर्मराजः महृष्टात्मा सावित्रीमिदमब्रवीत् ॥ ,, ॥ ५५ ॥

અર્થઃ—પ્રસન્ન થયેલા સૂર્યના પુત્ર ધર્મરાજ "तथेति"–તેમ થાઓ–એમ કહીને પાશ (દોરી)ને છોડી નાંખીને સાવિત્રી પ્રતિ આ પ્રમાણે બોલ્યાઃ—

एष भद्रे मया मुक्तो भर्ता ते कुलनन्दिनि ।
अरोगस्तव नेयश्च सिद्धार्थः स भविष्यति ॥ ,, ॥ ૫૬ ॥

અર્થઃ—હે ભદ્રે ! હે કુલનન્દિનિ ! મેં તારા આ પતિને છોડી દીધો. તે અરોગ થશે તથા તારાથી તેને લઇ જવાય એવો તથા કાર્યને સિદ્ધ કરનાર થશે.

चतुर्वर्षशतायुश्च त्वया सार्धमवाप्स्यति ।
इष्ट्वा यज्ञैश्च धर्मेण ख्यातिं लोके गमिष्यति ॥ ,, ॥ ૫૭ ॥

અર્થઃ—તે તારા સહિત ૪૦૦ વર્ષના આયુવાળો થશે. અને અનેક યજ્ઞો કરીને લોકમાં ખ્યાતિ પ્રાપ્ત કરશે.

त्वयि पुत्रशतं चैव सत्यवाञ्जनयिष्यति ।
ते चापि सर्वे राजानः क्षत्रियाः पुत्रपौत्रिणः ॥ ,, ॥ ૫૮ ॥

અર્થઃ—અને તારામાં સત્યવાન્ સો પુત્રોને ઉત્પન્ન કરશે. અને તે ક્ષત્રિયો પણ સર્વે રાજાઓ થશે તથા પુત્ર પૌત્રવાળા થશે, તથા જગત્‌માં વિખ્યાત થશે, અને બહુ સમય સુધી તારા નામથી પ્રસિદ્ધ થશે.

તથા તારા પિતાને પણ સો પુત્ર થશે. તે સર્વ લોક માલવીથી ઉત્પન્ન થવાને કારણે માલવ નામથી પ્રસિદ્ધ થશે. તારા સોએ ભાઇ દેવતા સમાન, બલવાન્ તથા પુત્ર પૌત્રો સહિત બહુ દિવસ સુધી આનન્દથી કાલ વ્યતીત કરશે.

સાવિત્રીને એ પ્રમાણે વરદાન આપીને પછી યમરાજ તેને પાછી વાળી પોતે ચાલ્યા ગયા. જ્યારે યમરાજ ચાલ્યા ગયા અને સાવિત્રીએ પોતાના પતિને પ્રાપ્ત કર્યો, ત્યારે સાવિત્રી ફરી તે સ્થાનમાં આવી અને સત્યવાનના શિરને પોતાના ખોળામાં લઇને બેઠી. તેજ સમયે સત્યવાન્ જાગ્યો અને કહેવા લાગ્યોઃ–હું બહુ સમય સુધી સૂતો રહ્યો. તેં મને કેમ નહીં જગાડ્યો. એ જે કાળો પુરુષ મને ખેંચતો હતો તે ક્યાં ગયો ? સાવિત્રી કહે છેઃ–તમે બહુ વાર સુધી સૂતા રહ્યા. અને ભગવાન્ યમરાજ પોતાને સ્થાન ચાલ્યા ગયા. હે રાજપુત્ર ! તમે બહુ થાકી ગયા છો. જો તમને ઉઠવાની શક્તિ હોય તો ઉઠો. જુઓ આ રાત્રિનો સમય છે. તે વખતે સત્યવાન્ જેવી રીતે કોઇ સુખથી સૂઇ રહીને પછી ઉઠે છે તેવી રીતે ઉઠ્યો, અને સર્વ દિશાઓ તથા વનને જોઇને સાવિત્રીને કહેવા લાગ્યોઃ–હું આજ તારી સાથે વનમાં ફળ લેવાને આવ્યો હતો. લાકડાં ચીરતી વખતે મારા મસ્તકમાં પીડા થઇ, અને દુઃખથી અત્યન્ત પીડિત થવાથી ઉભો ન રહી શકયો, તેથી તારા ખોળામાં માથું મૂકીને સૂઈ રહ્યો. હું નિન્દ્રાવશ થઇ ગયો. પછી મને ઘોર અન્ધકાર દેખાયો. પછી મેં એક મહાતેજસ્વી પુરુષને દીઠો. જો તું આ વૃત્તાન્તને જાણતી હોય તો મને કહે. શું મેં સ્વપ્ન જોયું ? શુ એ સર્વ સત્ય છે ? ત્યારે સાવિત્રી બોલીઃ–અધિક વાત કરવાથી રાત્રિ વીતી જશે, માટે આ સર્વ વૃત્તાન્ત હું પ્રાતઃકાલે કહીશ. હાલ ઉઠો અને જઇને માતા પિતાને મળો. સૂર્યાસ્ત થઇ ગયો છે. આ અંધારી રાત્રિ છે. આ ઘોર શબ્દ કરનાર રાક્ષસ પ્રસન્ન થઇને

ઘૂમી રહ્યા છે. વનમાં ઘૂમતાં હરિણોના પગ લાગવાથી પાંદડાંના શબ્દ થઇ રહ્યા છે. આ શિયાળો દક્ષિણમાં મુખ કરીને ઘોર શબ્દ કરી રહી છે. તે કદાપિ પશ્ચિમમાં મુખ કરીને શબ્દ કરવા માંડે છે. તેથી મારૂં હૃદય કપે છે. ત્યારે સત્યવાન્ બોલ્યોઃ–વનમાં અન્ધકાર છાઇ ગયો છે, તેથી માર્ગ દેખી શકાતો નથી, અને તુ ચાલી પણ નહીં શકે. ત્યારે સાવિત્રી કહે છે કે "હે રાજપુત્ર! આ વનમાં આગ લાગી રહી છે, એક વૃક્ષ બળી રહ્યું છે, વાયુથી ઉડીને કોઈ કોઇ ઠેકાણે અગ્નિ જોવામાં આવે છે, હુ ત્યાંથી અગ્નિ લઇ આવું છું, અને તે વડે લાકડું સળગાવું છું, તેના પ્રકાશથી માર્ગ દેખાશે, આપ દુઃખને દૂર કરો. જો આપ પીડાને કારણે આ સમયે ચાલી નહીં શકો અથવા માર્ગ દેખી શકાશે નહીં, તો આપની આજ્ઞાનુસાર આ વનમાં રહીશું, પ્રાતઃકાલે સૂર્યોદય થયા બાદ અહીંથી ચાલીશું.

ત્યારે સત્યવાન્ બોલ્યોઃ–મારા શિરની પીડા દૂર થઇ, સર્વ શરીર ઠીક છે, તેથી મારી ઇચ્છા છે કે તારી પ્રસન્નતાથી માતાપિતાનાં દર્શન કરૂં. હું પહેલાં કદાપિ આટલા સમય સુધી આશ્રમની બહાર રહ્યો નહોતો સન્ધ્યા થતાં જ મારી માતા બહાર નિકળવા દેતી નહોતી. દિવસમાં હું કંઇ ચાલ્યો જાઉં તો મારા પિતા ગભરાવા લાગે છે. મારાં માતા પિતા આશ્રમવાસીઓની સાથે મને શોધતાં હશે. તેમણે બહુ દુઃખથી મને પ્રાપ્ત કર્યો છે. તેમણે તેજ વખતે કહ્યું હતું કે તુ જલદી આવજે. આજ મારે લીધે તેમની શી દશા થઈ હશે? તેમને નહીં દેખવાથી મને પણ બહુ દુઃખ થાય છે. મારાં માતાપિતા અને વૃદ્ધ છે. હું તેમની લાકડી છું. મને નહીં દેખવાથી તેમની શી દશા થઇ હશે?" આ પ્રમાણે કહેતો સત્યવાન્ રડવા લાગ્યો. અન્તમાં બંનેએ ચાલવાનો નિશ્ચય કર્યો. ફલની ટોપલી પ્રાતઃકાલમાં લઇ જવાનો નિશ્ચય કરી તેને એક વૃક્ષ ઉપર બાંધી દીધી. સાવિત્રીએ હાથ પકડીને પોતાના પતિને ઉઠાડ્યો, અને જમણા ખભા ઉપર પોતાના પતિનો હાથ રાખીને અને ડાબા ખભા ઉપર કુહાડી રાખીને ચાલી. તેજ વખતે રાજા દ્યુમત્સેનની દૃષ્ટિ સારી થઇ ગઇ. તે પ્રસન્ન થઇને જગતના સર્વ પદાર્થોને દેખવા લાગ્યો. ત્યારે પોતાની પત્ની સહિત પોતાના પુત્રને શોધવા લાગ્યો, પરન્તુ પુત્ર નહીં મળવાથી તે બહુ દુઃખી થયો. વન, નદી, તળાવ આદિ સ્થળોમાં પુત્રને શોધવા લાગ્યો. રખડવાથી બંનેના પગમાં ઘા પડ્યા, અને રુધિર વહેવા લાગ્યું. કાંટા વાગવાથી શરીર છોલાયું. ત્યારે ઉન્મત્તની સમાન આમ તેમ ઘૂમવા લાગ્યો. પછી આશ્રમમાં રહેનાર બ્રાહ્મણ તેને સમજાવી આશ્રમમાં લઈ ગયા. રાજા દ્યુમત્સેન કરતાં પુરાણા રાજાઓની કથા તેને સંભળાવી. તે બંને પુત્રના બાલચરિત્રનો વિચાર કરતાં રુદન કરવા લાગ્યાં, ત્યારે સુવર્ચ નામનો સત્યવાદી બ્રાહ્મણ કહેવા લાગ્યોઃ–સાવિત્રી તપ, સત્ય અને આચારથી પૂર્ણ છે, માટે સત્યવાન્ જીવતો છે. તેવી રીતે ગૌતમ તથા તેમના શિષ્યો તથા ઋષિલોક, તથા ભરદ્વાજ, દાલ્ભ્ય, આપસ્તમ્બ, ધૌમ્ય, ઇત્યાદિક સર્વ ઋષિલોકે સત્યવાન્ જીવતો હોવાના સમાચાર સંભળાવ્યા. તે સર્વનાં વચન સાંભળી દ્યુમત્સેન કંઇક શાન્ત થયો. તેજ સમયે સાવિત્રી પણ પોતાના પતિ સહિત આશ્રમમાં આવી પહોંચી. ત્યારે બ્રાહ્મણ લોક બોલ્યાઃ–"હે રાજન્! આપને નેત્રસહિત જોઇને અમે બહુ પ્રસન્ન થયા છીએ. પ્રારબ્ધથી સાવિત્રી અને સત્યવાન્ મળ્યાં છે. શીઘ્ર આપની ઉન્નતિ થશે." તેજ વખતે બ્રાહ્મણો અગ્નિ સળગાવી અગ્નિહોત્ર કરવા લાગ્યા. પછી સર્વેએ શોકને દૂર કર્યો. પછી બ્રાહ્મણોએ સત્યવાનને વનમાં વાર થવાનું કારણ પૂછ્યું. ત્યારે સત્યવાને

શિરની પીડા આદિ સર્વ વૃત્તાન્ત કહી સંભળાવ્યું. એટલે ગાતમ મુનિ બોલ્યાઃ-" અકસ્માત્ તમારા પિતાનાં નેત્ર ખુલી ગયાં છે. તેનું કારણ તું જાણતા નથી, સાવિત્રી કહેશે. હે! સાવિત્રિ! તું આદિ અને અન્તને જાણે છે. અમે તને તેજમાં સાવિત્રી સમાન જાણીએ છીએ. તેમાં કોઇ ગુપ્ત વાત ન હોય તો તું વર્ણન કર. તું સર્વ કારણને જાણે છે."

ત્યારે સાવિત્રી બોલીઃ—મહાત્મા નારદજીએ મારા પિતાને ઘેર કહ્યું હતું કે તારા પતિનું મૃત્યુ થશે તે દિવસ આજનો જ હતો, તેથી મેં સંગ છોડયો નહીં. જ્યારે તે વનમાં ગયા, ત્યારે સાક્ષાત્ યમરાજ પોતાના દૂતો સહિત તેમની પાસે આવ્યા. અને તેમને ફાંસીથી બાંધી દક્ષિણ દિશામાં લઈ ચાલ્યા. ત્યારે મેં સત્યવચનથી યમરાજની સ્તુતિ કરી. ત્યારે તેમણે મને પાંચ વરદાન આપ્યાં. મારા સસરાને નેત્ર અને રાજ્ય પ્રાપ્ત થાય એ બે વરદાન સસરાને માટે માગ્યાં. મારા પિતાને માટે સો પુત્ર, અને મારે માટે સો પુત્ર—એમ બે વરદાન માગ્યાં. અને પાંચમો વર મેં મારા પતિને માટે માગ્યો. તેમાં મારા પતિની આયુ ૪૦૦ વર્ષની થઇ. મારા પતિને જીવતો રાખવાને માટે મેં આ વ્રત કર્યું હતું. આમ મેં સર્વ વૃત્તાન્ત આપ લોકોની પાસે કહ્યું. આજ હું બહુ પ્રસન્ન થઇ. મારું સર્વ દુઃખ નષ્ટ થઇ ગયું. તે વખતે સર્વ ઋષિલોક પતિવ્રતા સાવિત્રીની પ્રશંસા કરી, અને સર્વ ઋષિ પોતપોતાના આશ્રમમાં ચાલ્યા ગયા.

બીજે દિવસે સૂર્યોદય થતાં ઋષિલોક દ્યુમત્સેનની પાસે આવ્યા. સાવિત્રીની કથા કહેતાં કહેતાં તૃપ્ત થતા નહોતા. તેથી વારંવાર કહેતા હતા. તેજ સમયે શાલ્વ દેશથી રાજા દ્યુમત્સેનના મન્ત્રી આવ્યા. તેમાં જે પ્રધાન મન્ત્રી હતો તે દ્યુમત્સેનને કહેવા લાગ્યોઃ—અમે આપના શત્રુને મારી નાંખ્યો છે. સર્વ લોક આપને રાજા બનાવવા ચહાય છે. માટે આપ ચાલો. દ્યુમત્સેને પ્રસન્ન થઇને આશ્રમમાં રહેનાર બ્રાહ્મણોને પ્રણામ કર્યા, પછી પોતાના મન્ત્રી સહિત નગરમાં ચાલ્યો ગયો. નગરમાં પહોંચતાં પુરોહિતોએ દ્યુમત્સેનને અભિષેક કર્યો અને સત્યવાન્‌ને યુવરાજ બનાવ્યો. બહુ દિવસ વિત્યા બાદ સાવિત્રીને સો પુત્ર થયા. તે સર્વ બલવાન્ અને યુદ્ધ કરનાર થયા. તેવી જ રીતે સાવિત્રીના પિતાને પણ સો પુત્ર થયા. આ પ્રમાણે સાવિત્રીએ પોતાના માતા પિતા તથા સાસુ સસરા તથા પતિનો અને કુલનો દુઃખમાંથી ઉદ્ધાર કર્યો.

સિદ્ધાન્તમાં એવો નિશ્ચય થાય છે કે જે ઉત્તમ પતિવ્રતા છે, તેનો પરાજય કરવામાં દેવતા લોક પણ સમર્થ થતા નથી.

એજ પ્રમાણે વૃન્દાના પતિવ્રતા ધર્મના બળથી મહાદેવ પણ તેના પતિ જાલંધરને મારી શકતા નહોતા. જ્યારે વિષ્ણુ ભગવાને જાલંધરનું રૂપ ધરીને વૃન્દાના પતિવ્રતા ધર્મને નષ્ટ કર્યો, ત્યારે જાલંધરનું મૃત્યુ થયું. માટે પતિવ્રતા ધર્મ સર્વથી ઉત્તમ છે.

ઇતિ સાવિત્રીઆખ્યાનનું વર્ણન અ. ૧૨. સ. ૧૩. સમાપ્ત.

## અધ્યાય. ૧૨. સર્ગ. ૧૪.

### પતિવ્રતાધર્મ.

છેલ્લા બે સર્ગમાં પતિવ્રતાનું મહત્ત્વ અને સાવિત્રીના ઇતિહાસનું વર્ણન કરીને આ સર્ગમાં પતિવ્રતા સ્ત્રીના ધર્મોનું વિધાન કરવામાં આવે છે.

विशीलः कामवृत्तो वा गुणैर्वा परिवर्जितः ।

उपचर्यः स्त्रिया साध्व्या सततं देववत्पतिः ॥ म. स्मृ. अ. ५–१५४ ॥

અર્થ:—પોતાનો પતિ સદાચાર રહિત હોય અથવા બીજી સ્ત્રીમાં રાગવાળો હોય, અથવા વિદ્યા આદિ ગુણોથી રહિત હોય તથાપિ સદાચારિણી સ્ત્રીને ઉચિત છે કે દેવતાને તુલ્ય પોતાના પતિની સેવા કરવી. કારણ કે—

नास्ति स्त्रीणां पृथग्यज्ञो न व्रतं नाप्युपोषणम् ॥

पतिं शुश्रूषते येन तेन स्वर्गे महीयते ॥ ,, ॥ १५५ ॥

અર્થ:—સ્ત્રીઓના માસિક ધર્મ નિમિત્ત વિઘ્ન આદિ આવતાં સ્ત્રીના વિના પણ પુરૂષને યજ્ઞની સિદ્ધિ થઈ શકે છે. પરન્તુ સ્ત્રીઓને પુરૂષ વિના યજ્ઞની સિદ્ધિ થતી નથી. અને પતિની આજ્ઞા વિના કોઈ વ્રત અથવા કોઈ ઉપવાસ પણ નથી. પરન્તુ જે સ્ત્રી પતિની સુશ્રુષા કરે છે તે સ્વર્ગલોકમાં સત્કારની ભાગી થાય છે.

ઉપર શ્લો. ૧૫૪માં कामवृत्तः શબ્દનો અર્થ બીજી સ્ત્રીમાં રાગવાળો (વ્યભિચારી) એવો કર્યો છે. તેથી પુરૂષને વ્યભિચાર કરવાથી દોષ નથી એવો ભાવ નથી, કેમકે વ્યભિચારી મનુષ્યને આ લોક સંબંધી તથા પરલોક સંબંધી તથા કઠિન દણ્ડ અન્ય સ્થાનમાં કહેલો છે. અહિં તો પતિવ્રતાના નિયમ માત્રનું કથન છે. તેથી પતિના ગુણ દોષને જોયા વિના પોતાના નિયમોનું પાલન કરતી રહે. એમ કરવાથી તેને અવશ્ય સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવો ભાવ છે. વળી—

यस्मै दद्यात्पिता त्वेनां भ्राता वाऽनुमते पितुः ।

तं शुश्रूषेत जीवन्तं संस्थितं च न लङ्घयेत् ॥ म. स्मृ. अ. ५–१५१ ॥

અર્થ:—સ્ત્રીને ઉચિત છે કે પિતા અથવા પિતાની આજ્ઞાથી ભાઈ આદિક જે વરને દે છે તે પતિની જીવિત અવસ્થામાં સેવા કરવી, અને તેના મરણ બાદ (संस्थितं) પણ વ્યભિચાર આદિ કરીને પતિવ્રતા ધર્મનું ઉલ્લંઘન નહીં કરવું.

स्त्रीणां च पतिदेवानां तच्छुश्रूषानुकूलता ।

तद्बन्धुष्वनुवृत्तिश्च नित्यं तद्व्रतधारणम् ॥ भा. पु. स्क. ७ अ. ११–२५ ॥

અર્થ:—પતિ જ જેનો એક મુખ્ય દેવતા છે એવી પતિવ્રતા સ્ત્રીને માટે પતિની શુશ્રુષા, પતિના હિતનું આચરણ કરવું, પતિના પિતા, ભાઈ, આદિ બન્ધુની અનુકૂલતા સાચવીને વર્તન કરવું, અને પતિનું જે વ્રત(નિયમ) છે તેનો હમેશાં નિર્વાહ કરવો તેજ ધર્મ છે. પતિ રૂપી દેવની સેવા કરનારી સ્ત્રીએ બીજા દેવને ભજવાની આવશ્યકતા નથી. તેથી શ્લોકમાં पतिदेवानाम् એમ કહ્યું છે.

कामैरुच्चावचैः साध्वी प्रश्रयेन दमेन च ।

वाक्यैः सत्यैः प्रियैः प्रेम्णा काले काले भजेत् पतिम् ॥ ,, ॥ २७ ॥

અર્થ:—સદાચારિણી સ્ત્રી, પતિને અપેક્ષિત નાના કે મોટા કાર્યથી, તથા વિનયથી, તથા ઇન્દ્રિયોના સંયમથી, તથા સત્ય અને પ્રિયવાણી બોલીને, તથા પ્રેમથી તત્તત્ ઉચિત સમયમાં પતિની સેવા કરે. વળી—

सन्तुष्टाऽलोलुपा दक्षा धर्मज्ञा प्रियसत्यवाक् ।
अप्रमत्ता शुचिः स्निग्धा पतिं त्वपतितं भजेत् ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—જે વસ્તુ મળે તેટલાથી સન્તુષ્ટ રહેવું, લોભ ન કરે, દરેક કાર્યમાં કુશળ રહેવું, ધર્મને જાણનારી હોય, પતિ અથવા અન્ય પ્રતિ પ્રિય અને સત્યવાણી બોલનારી હોય, પતિ આદિની સેવામાં પ્રમાદ રહિત થવું, તથા સ્નાનાદિકથી શુદ્ધ રહેવુ, અને પતિમાં સ્નેહવાળી થવું–એવી સ્ત્રી મહાપાતકાદ રહિત(અપતિત) પતિની સેવા કરે. પતિને મહાપાતકાદિ દોષ લાગતાં પાતકની શુદ્ધિનું પ્રાયશ્ચિત્ત કરતા સુધી તેની સેવામાં વિલંબ કરવો જોઇએ.

स्त्रीभिर्भर्तृवचः कार्यमेष धर्मः परः स्त्रियाः ।
आशुद्धेः संप्रतीक्ष्यो हि महापातकदूषितः ॥ याज्ञ. स्मृ. अ० १–७७ ॥

અર્થઃ—પત્નીએ પતિના વચનને અનુસાર કાર્ય કરવું તેજ તેને માટે ઉત્તમ ધર્મ છે. પરન્તુ પતિ મહાપાતકી હોય તો પાપનું પ્રાયશ્ચિત્ત કરતા સુધી તેની સેવાની રાહ જોવી જોઇએ. અર્થાત્ મહાપાતકી પતિની સેવા નહીં કરવી જોઇએ. આ વિવાહ થયા પછી પતિ પતિત થયો હોય તેને માટે છે. વિવાહની પહેલાં પતિત થયેલાની સાથે વિવાહ કરવાથી પણ તે પત્ની થઇ શકતી નથી, કારણ તેનો વિવાહ શાસ્ત્રાનુસાર નથી. વળી—

या पतिं हरिभावेन भजेच्छ्रीरिव तत्परा ।
हर्यात्मना हरेर्लोके पत्या श्रीरिव मोदते ॥ भा. स्क. ७ अ० ११–२९ ॥

અર્થઃ—જેવી રીતે લક્ષ્મીજી હરિપરાયણ થઇને હરિને ભજે છે, તેવી રીતે જે સ્ત્રી પતિપરાયણ થઇને પતિની સેવા કરે છે તે સ્ત્રી, લક્ષ્મીજી જેવી રીતે હરિની સાથે વૈકુણ્ઠમાં રહીને આનન્દ લે છે, તેવી રીતે, ચતુર્ભુજાદિ રૂપ પોતાના પતિની સાથે વૈકુંઠમાં રહીને આનન્દ પામે છે,

भर्तृचित्तानुकूलत्वं यासां शीलमविच्युतम् ।
तासां रत्नसुवर्णादि भारमेव न मण्डनम् ॥ भवि. पु. ब्रा. प. अ. ३३–६४ ॥

અર્થઃ—જે સ્ત્રી પતિના ચિત્તને અનુકૂલ રહીને વર્તન કરનારી છે અને જેનું ચારિત્ર્ય ભ્રષ્ટ થયુ નથી, તે સ્ત્રીને તેજ ભારે શોભાનું કારણ છે. રત્ન સુવર્ણાદિ રૂપ શોભાના સાધનની તેને જરૂર નથી. તે તો તેને એક બોજા રૂપ છે, કોઇ શોભા રૂપ નહીં. અને જે સ્ત્રીમાં પતિને અનુકૂલ વર્તન તથા ચારિત્ર્ય નથી તે ભૂષણાદિ પહેરવાથી પણ શોભાને પ્રાપ્ત થતી નથી.

आनुकूल्यान्मनोवृत्तेः परोऽपि प्रियतां व्रजेत् ।
प्रातिकूल्यान्निजोऽप्याशु प्रियः प्रद्वेषतामियात् ॥भवि. पु. ब्रा. पु. अ. १३-१८॥

અર્થઃ—વૃત્તિને અનુકૂલ રહીને પણ વર્તાવ કરવાથી પારકો મનુષ્ય પણ પ્રિય બની જાય છે. અને પ્રતિકૂલ વર્તનથી પોતાનો પ્રિય મનુષ્ય પણ શીઘ્ર દ્વેષભાવને પ્રાપ્ત થાય છે.

तस्मात्सर्वास्ववस्थासु मनोवाक्कायकर्मभिः ।
प्रियं समाचरेन्नित्यं तच्चित्तानुविधायिनी ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—માટે સર્વે અવસ્થામાં પતિના ચિત્તને અનુકૂલ વર્તન કરતી સતી મન, વાણી અને શરીરથી પતિનું પ્રિય આચરણ કરે.

गृहस्थाश्रमात्पर नास्ति यदि भार्या वशानुगा ।
तथा धर्मार्थकामाना त्रिवर्गफलमश्नुते ॥ दक्ष. स्मृ. अ० ४—१ ॥

અર્થ—ધર્મ, અર્થ અને કામ એ ત્રણ સિદ્ધ કરવાને માટે ગૃહસ્થાશ્રમથી મહાન્ કોઇ આશ્રમ નથી. પરન્તુ પત્ની વશમા હોય તો ગૃહસ્થાશ્રમની શ્રેષ્ઠતા છે પત્ની જેના વશમા છે એવો ગૃહસ્થાશ્રમી ધર્મ, અર્થ અને કામ રૂપ ત્રિવર્ગ રૂપી ફલ પ્રાપ્ત કરે છે

अनुकूलकलत्रस्य स्वर्गस्तस्य न सशयः ।
प्रतिकूलकलत्रस्य नरका नात्र संशय ॥ „ ॥ ४ ॥

અર્થ—જેની પત્ની અનુકૂલ છે તેને અહિ જ સ્વર્ગ છે તેમાં સશય નથી જેને સ્ત્રી પ્રતિકૂલ છે તેને અહિ જ નરક છે તેમા પણ સંશય નથી માટે બનેના સુખને માટે પત્નીએ પતિના ચિત્તને અનુકૂલ વર્તવુ જોઇએ.

स्वर्गेऽपि दुर्लभं ह्येतदनुराग परस्परम् ।
रक्त एको विरक्तोऽन्यस्तस्मात्कष्टतर नु किम् ॥ „ ॥ ५ ॥

અર્થ—બનેમા પરસ્પર જે પ્રીતિ છે તે સ્વર્ગમા પણ દુર્લભ છે પતિપત્નીનો જે પરસ્પર પ્રેમ છે તે જ સુખનુ કારણ છે એકને રાગ હોય અને બીજાને રાગ ન હોય પરન્તુ વિરક્ત હોય, તેથી બનેને સુખ મળી શકતુ નથી તેથી બનેએ પ્રેમભાવથી રહેવુ જોઇએ

गृहावास सुखार्थं हि पत्नीमूल च तत्सुखम् ॥
सा पत्नी या विनीता स्याच्चित्तज्ञा वशवर्तिनी ॥ „ ॥ ६ ॥

અર્થ—ગૃહસ્થાશ્રમમા રહેવુ તે સુખને અર્થે છે અને તે સુખનુ કારણ પત્ની છે અને પત્ની તો તે જ છે કે જે વિનયવાળી હોય અને પતિના ચિત્તને જાણનારી હોય, તથા તેને વશ રહેનારી હોય.

दुःखान्विता कलिर्भेद छिद्र पीडा परस्परम् ।
प्रतिकूलकलत्रस्य द्विदारस्य विशेषत ॥ „ ॥ ७ ॥

અર્થ—જેની પત્ની પ્રતિકૂલ છે તેને હમેશા દુખ, કલહ પરસ્પર ફુટ, તથા છિદ્ર, તથા પીડા થાય છે અને જેને બે સ્ત્રી હોય તન તો તે સર્વ વિશેષ રૂપે હોય છે, માટે બે સ્ત્રી તો કદાપિ નહિ કરવી જોઇએ

अनुकूला न वाग्दुष्टा दक्षा साध्वी प्रियंवदा ।
आत्मगुप्ता स्वामिभक्ता देवता सा न मानुषी ॥ „ ॥ १२ ॥

અર્થ—જે સ્ત્રી પતિને અનુકૂલ છે, તથા જેની વાણી ખરાબ નથી, કાર્ય કરવામા કુશલ છે, સદાચારિણી છે, અને પ્રિય બોલનારી છે, જે અધર્મથી પોતાની રક્ષા કરનાર છે, સ્વામિભક્ત છે અર્થાત્ પતિ ઉપર જ પ્રેમ રાખનારી છે, એવી સ્ત્રી સાક્ષાત્ દેવતા જ છે, તે મનુષ્ય સ્ત્રી નથી. અને—

अनुकूला ह्यवाग्दुष्टा दक्षा साध्वी प्रजावती ।
एतान्दूगुणसंयुक्ता श्रीरेव स्त्री न संशयः ॥ „ ॥ ११ ॥

અર્થઃ—જે સ્ત્રી પતિને અનુકૂલ છે, જેની વાણી ખરાબ નથી, વ્યવહારમાં કુશલ છે, સદાચારિણી તથા પુત્રવાળી છે–એટલા ગુણવાળી સ્ત્રી સાક્ષાત્ લક્ષ્મી છે, તે સાધારણ મનુષ્ય સ્ત્રી નથી, તેમાં કોઇ સંશય નથી.

प्रहृष्टा मनसा नित्यं स्थानमानविचक्षणा ।
भर्तुः प्रीतिकरा या तु सा भार्या त्वितरा जरा ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—જે સ્ત્રીનું મન હમેશાં પ્રસન્ન રહે છે, તથા યોગ્ય સ્થાન જાણીને વ્યવહાર કરનારી તથા યોગ્યને માન દેનારી છે તથા પતિ ઉપર પ્રીતિ રાખનારી છે તે જ ભાર્યા છે. બાકી સર્વ સ્ત્રીઓ જરા કહેવાય છે અર્થાત્ પિશાચની તુલ્ય પતિનું લોહી ચૂસનારી છે. માટે સ્ત્રીનો પહેલાં તે જ ધર્મ છે કે પતિના ચિત્તને અનકૂલ વર્તન કરી તેને પોતાને વશ કરવો.

न सा स्त्रीत्यभिमन्तव्या यस्यां भर्ता न तुष्यति ।
तुष्टे भर्तरि नारीणां तुष्टः स्यात्परमेश्वरः ॥ चाण. नी.

અર્થઃ—જે સ્ત્રી ઉપર પતિ પ્રસન્ન નથી તે પત્ની છે એમ માનવું નહીં. સ્ત્રીઓના ઉપર પતિ પ્રસન્ન થતાં પરમેશ્વર પ્રસન્ન થાય છે અર્થાત પરમેશ્વરને પ્રસન્ન કરવાને માટે તેને બીજા સાધનની આવશ્યકતા નથી.

પરમેશ્વરપ્રાપ્તિની ઇચ્છાવાળા લોક શાલગ્રામ તથા શિવલિંગ આદિનું પૂજન કરીને વિષ્ણુ ભગવાન્ તથા મહાદેવને પ્રસન્ન કરીને વિષ્ણુલોક તથા શિવલોકને પ્રાપ્ત થાય છે. એ પ્રકારની ઉપાસનાને **પ્રતિકોપાસના** કહે છે. સ્ત્રીઓને આ પ્રકારની પ્રતીકોપાસનાની આવશ્યકતા નથી. તેમને પોતાના પતિરૂપ પ્રતીકની પુષ્પચન્દનાદિથી પૂજન કરવાથી તથા તેની પ્રસન્નતાથી પરમેશ્વર પ્રસન્ન થાય છે એવો ભાવ છે. જેવી રીતે શાલગ્રામ આદિના પૂજનથી મળતું ફળ પતિની પ્રસન્નતાથી પ્રાપ્ત થાય છે, તેવી રીતે ગંગા, યમુના, આદિક તીર્થસ્થાનનું ફલ પણ સ્ત્રીઓને પતિના પૂજનથી મળે છે.

तीर्थस्नानार्थिनी नारी पतिपादोदकं पिबेत् ।
शङ्करस्यापि विष्णोर्वा प्रयाति परमं पदम् ॥ अत्रि.संहिता.श्लो.१३८,९ ॥

અર્થઃ—તીર્થસ્નાન કરવાની ઇચ્છાવાળી સ્ત્રી પતિના ચરણનો અંગુઠો ધોઇને તે પાદોદકને પીએ, તો તેથી સ્ત્રી શંકર તથા વિષ્ણુના પરમપદને પ્રાપ્ત કરે છે. માટે સ્ત્રીને માટે તીર્થસ્નાન પણ પતિનું પૂજન છે, અને પતિવાળી સ્ત્રીને પતિ સેવા છોડીને ઉપવાસ તથા વ્રતાદિક પણ કરવાની પણ શાસ્ત્રની આજ્ઞા નથી. વળી સ્કાન્દપુરાણ કહે છે કેઃ—

तीर्थस्नानार्थिनी चैव पतिपादोदकं पिबेत् ।
शङ्करादपि वा विष्णोः पतिरेवाधिकः स्त्रियाः ॥
स्का. पु. ब्र. ख. ३ धर्मा, ख. २ अ० ७–३६ ॥

અર્થઃ—તીર્થસ્નાન કરવાની ઇચ્છાવાળી સ્ત્રી પતિનું ચરણોદક પીએ, કેમકે પતિવ્રતા સ્ત્રીને માટે મહાદેવ અને વિષ્ણુથી પણ અધિક તેનો પતિ જ છે.

जीवद्भर्तरि या नारी उपोष्य व्रतचारिणी ।
आयुष्यं हरते भर्तुः सा नारी नरकं व्रजेत् ॥ अत्रि. सं. १६७, ८ ॥

અર્થ:—પતિ જીવતે સતે જે સ્ત્રી ઉપવાસ કરીને વ્રત ધારણ કરે છે તે પતિના આયુને નષ્ટ કરે છે, અને પોતે નરકમાં જાય છે. માટે સ્ત્રીઓને માટે વ્રતાદિક પણ પતિની સેવા જ છે.

इदमेव व्रतं स्त्रीणामयमेव परो वृषः ।
इयमेव च पूजा च भर्तुर्वाक्यं न लङ्घयेत् ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—પતિવ્રતા સ્ત્રીઓને માટે માટે પતિના વચનનું ઉલ્લંઘન ન કરવું તે જ મોટું વ્રત છે, અને તે જ મોટો ધર્મ(વૃષ) છે. તે જ મોટી પૂજા છે.

न दानैः शुध्यते नारी नोपवासशतैरपि ।
न तीर्थसेवया तद्वद्भर्तुः पादोदकैर्यथा ॥ चाण० नी० ॥

અર્થ:—જેવી રીતની શુદ્ધિ પતિનું પાદોદક પીવાથી સ્ત્રીને પ્રાપ્ત થાય છે તેવી શુદ્ધિ તેને દાન વડે અથવા સેંકડો ઉપવાસથી અથવા તીર્થસ્નાનાદિથી પ્રાપ્ત થતી નથી.

मितं ददाति हि पिता मितं भ्राता मितं सुतः ।
अमितस्य हि दातारं भर्तारं का न पूजयेत् ॥ म.भा.शा.प.अ. १४८—६,७॥

અર્થ:—પુત્રીને તેનો પિતા જે કાંઈ આપે છે તે માપીને હિસાબથી આપે છે, તેમ ભાઈ અને પુત્ર પણ બહેન અને માતાને જે કાંઇ આપે છે તે ગણીને જ આપે છે. પરન્તુ ગણ્યા વિના સ્ત્રીને આપનાર તો તેનો પતિ છે. એવા માપ વિના દેનાર પતિની સેવા કોણ સ્ત્રી નહીં કરે ? અર્થાત્ સર્વેએ કરવી જોઇએ.

नास्ति भर्तृसमो नाथो नास्ति भर्तृसमं सुखम् ।
विसृज्य धनसर्वस्वं भर्ता वै शरणं स्त्रियाः ॥ ,, ॥ ७,८ ॥

અર્થ:—સ્ત્રીને માટે પતિ સમાન કોઇ નાથ નથી, અને પતિ સમાન સુખ નથી. માટે સર્વ ધનનો પરિત્યાગ કરીને સ્ત્રીઓએ એક પતિનું શરણ લેવું જોઇએ.

આ પ્રકારે શાસ્ત્રોમાં સ્ત્રીઓના કલ્યાણને માટે પતિની સેવા જ મુખ્ય ધર્મ કહ્યો છે, તેમજ સર્વ પ્રકારનાં ધનોને છોડીને પતિનો જ આશ્રય કરવાનું કહ્યું છે. માટે પતિસેવામાં તત્પર રહેવું તે સ્ત્રીઓનું કર્તવ્ય છે.

ઇતિ પતિવ્રતાધર્મનિરૂપણ અ. ૧૨. સ. ૧૪. સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૧૫.

### પતિસેવાક્રમનિરૂપણ.

ઉપરના સર્ગમાં સ્ત્રીઓનો મુખ્ય ધર્મ પતિની શુશ્રૂષા જ છે એવું કથન કરીને આ સર્ગમાં પતિસેવાનો ક્રમ બતાવીએ છીએ.

सती स्त्री प्रातरुत्थाय त्यक्त्वा रात्रिवाससम् ।
भर्तारं च नमस्कृत्य करोति स्तवनं मुदा ॥
ब्र. वै. पु. कृ. ज. ख. उ. भा. अ. ८३ श्लो. ३० ॥

અર્થ:—સતી સ્ત્રી પ્રાતઃકાલમાં ઉઠીને રાત્રિનાં વસ્ત્રોને બદલીને પતિને નમસ્કાર કરી પછી સ્તુતિ કરે. વળી વ્યાસસ્મૃતિ પણ કહે છે કેઃ—

**पत्युः पूर्वं समुत्थाय देहशुद्धिं विधाय च ।**

**उत्थाप्य शयनाद्यानि कृत्वा वेश्म विशोधनम् ॥** व्या. स्मृ. अ० २–२० ॥

**मार्जनैर्लेपनैः प्राप्य साऽग्निशालां स्वमङ्गणम् ।** ,, ॥ २१ ॥

અર્થ:—સ્ત્રી પતિના પહેલાં ઉઠીને શૌચ, દાતણ, સ્નાન, આદિ વડે દેહને શુદ્ધ કરીને, પછી પથારી આદિ ઉઠાવે અને ઝાડું દઇને ઘરને સાફ કરે. (૨૦) પછી અગ્નિશાલામાં જઇને તેને તથા આંગણાને ઝાડું દઇ લીંપી શુદ્ધ કરે.

ભવિષ્યત્પુરાણ પણ કહે છે કેઃ—

**वेशात्मा च शरीरं हि गृहिणीनां द्विधा कृतम् ।**

**संस्कर्तव्यं प्रयत्नेन प्रथमं पश्चिमादपि ॥** भवि. पु.ब्रा.प.अ. ११–५ ॥

અર્થ:—ઘર તથા પોતાનું શરીર એમ સ્ત્રીના શરીરના બે ભાગ કર્યા છે. તે મધ્યેથી શરીર ( **पश्चिम** ) કરતાં પણ પહેલું ઘર( **प्रथमम्** )પ્રયત્નપૂર્વક અધિક શુદ્ધ કરવું. કેમકે—

**स्पृशन्ति रश्मयो यस्य गृहं संमार्जनादृते ।**

**भवन्ति विमुखास्तस्य पितरो देवमातरः ॥** मार्क. पु. अ. १२–४७ ॥

અર્થ:—જેના ઘરને સાફ કર્યા પહેલાં સૂર્યનાં કિરણો સ્પર્શ કરે અર્થાત્ જે ઘરને સૂર્યોદય પહેલાં સાફ કરવામાં ન આવે તે ઘરથી પિતૃઓ તથા દેવ અને દેવીઓ વિમુખ થઇને ચાલ્યાં જાય છે. માટે સૂર્યોદય પહેલાં જ ગૃહની શુદ્ધિ કરવી જોઇએ.

એ પ્રમાણે પ્રાતઃકાલે ઘરને સાફ કર્યા પછી—

**शोधयेदग्निपात्राणि स्निग्धान्युष्णेन वारिणा ॥** ,, ॥ २१ ॥

અર્થ:—અગ્નિહોત્રનાં પાત્ર મધ્યે જે ચીકાસવાળાં પાત્ર હોય તેમને ગરમ જલથી ધોઇને સાફ કરે. પછી—

**प्रोक्षणैरिति तान्येव यथास्थानं प्रकल्पयेत् ।**

**द्वंद्वपात्राणि सर्वाणि न कदाचिद्वियोजयेत् ॥** ,, ॥ २२ ॥

અર્થ:—શુદ્ધ કરીને તે પાત્રોને પોતપોતાનાં સ્થાનમાં મુકે, અને જે જોડેલાં પાત્ર હોય તેમને કદાપિ છૂટાં કરે નહીં. પરન્તુ—

**शोधयित्वा तु पात्राणि पूरयित्वाऽनुधारयेत् ।**

**महानसस्य पात्राणि बहिः प्रक्षाल्य सर्वशः ॥** ,, ॥ २३ ॥

**मृद्भिश्च शोधयेच्चुल्लीं तत्राग्निं सेन्धनं न्यसेत् ।** ,, ॥ २४ ॥

અર્થ:—પાત્રોને શુદ્ધ કરીને જલાદિ ભરવાના પાત્રમાં જલાદિ ભરીને મૂકે. અને રસોઇનાં પાત્રોને ઘરની બહાર ધુએ. પછી માટી વડે ચુલામાં લેપ કરીને પછી તેમાં લાકડાં મૂકી અગ્નિ સળગાવે. પછી—

स्मृत्वा नियोगपात्राणि रसान्नद्रविणानि च ॥ " ॥ २४ ॥
कृतपूर्वाह्नकार्या च स्वगुरूनभिवादयेत् । " ॥ २५ ॥

અર્થઃ—અને ભોજનાદિ બનાવવાનાં પાત્ર તથા દૂધ આદિક રસ તથા અન્નાદિ વસ્તુ સંબંધી વિચાર કરે અર્થાત્ ભોજન બનાવવાની સર્વ વસ્તુને સંભાળીને તત્તત્ સ્થાનમાં તૈયાર રાખે. આ પ્રમાણે પૂર્વાહ્નના કર્મને અર્થાત્ દિવસના પહેલા ભાગના કામને સમાપ્ત કરીને મોટાઓને નમસ્કાર કરે.

ઉપર જણાવેલા પ્રાતઃકાલ સમયમાં અમુક કાર્ય ન કરવાં તે અહીં કહે છે.

निशाया· पश्चिमे भागे धान्यं संस्करणादिकम् ।
कुरुते या तु मोहेन व्याध्या जन्मनि जन्मनि ॥ मार्क. पु. अ. १२-४९ ॥

અર્થઃ—જે સ્ત્રી અજ્ઞાનવશાત્ રાત્રિના છેલ્લા પહોરમાં ધાન્ય ખાંડવું દળવું, ઇત્યાદિ કાર્ય કરે છે તે સ્ત્રી જન્મોજન્મ રોગથી પીડિત રહે છે. " **यामिन्याः पश्चिमे भागे त्यक्तनिद्रो हरिं स्मरेत्** ।-રાત્રિના પાછલા ભાગમાં નિદ્રાનો ત્યાગ કરીને હરિનું સ્મરણ કરવું જોઇએ. આ પ્રમાણથી રાત્રિના પાછલા ભાગમાં નિદ્રાનો પરિત્યાગ કરીને હરિનું સ્મરણ કરવાનું છે. માટે વિક્ષેપ રૂપ ખાંડવુ વિગેરે વ્યવહાર તે સમયે કરવો નહીં એવો ભાવ છે.

ઉપર કહ્યા પ્રમાણે પૂર્વાહ્નનું કાર્ય સમાપ્ત કરીને પછી રસોઈ બનાવાની તજવીજ કરે. તેમાં—

किं प्रियं च किमाग्नेयं षड्रसाभ्यन्तरेषु च ।
किं पथ्यं किमपथ्यं च स्वास्थ्यंवाऽस्यकथं भवेत् ।
इति यत्नाद्विजानीयादनुष्ठेयं च तत्तथा ॥ भवि. पु. ब्रा. प. अ० १३-१३ ॥

અર્થઃ—છ રસ મધ્યે કઇ વસ્તુ પતિને પ્રિય છે, કઇ વસ્તુ આગ્નેય અર્થાત્ પચવામાં અનુકૂલ છે, કઇ વસ્તુ પથ્ય અને કઈ અપથ્ય છે, તથા તેના શરીરની તન્દુરસ્તી કયે પ્રકારે થાય એ સર્વ સ્ત્રીએ યત્નથી જાણવુ જોઇએ, અને જાણીને તેને અનુસાર સર્વ બનાવવું જોઇએ. અને જો પોતે જાતે રસોઇ ન બનાવતી હોય તો—

स्नेहगोरसपाकादि कृत्वा सुमत्यवेक्षितम् ।
कुर्यात्स्वयमधिष्ठाय भर्तुः पाकविधिक्रियाम् ॥ " ॥ १२ ॥

અર્થઃ—તેલ તથા ઘી તથા દહીં તથા અન્ય ભોજન બનાવવાનાં સાધનોને બરાબર તપાસી પોતાની દેખરેખ નીચે રસોઇયા આદિ દ્વારા પતિનું ભોજન તૈયાર કરાવે. અને—

नित्यानुरागं सत्कारमाहारं सुपरीक्षितम् ।
महानसादौ कुर्वीत जनमाप्तं क्रमागतम् ॥ " ॥ १४ ॥

અર્થઃ—રસોઇયો પણ એવો રાખવો કે જે હમેશાં પ્રીતિ રાખનારો હોય, સત્કારવાળો હોય, તથા જેના બનાવેલા ખોરાકની પહેલાં પરીક્ષા કરી હોય, તથા બાપદાદા આદિના ક્રમથી પોતાનાં ઘરમાં કામ કરતો આવ્યો હોય અને વિશ્વાસ યોગ્ય હોય. અને તેની પાસે પોતાની દેખરેખ નીચે રસોઈ બનાવરાવે. પરન્તુ—

शत्रुं दायादसंबन्धं क्रुद्धभीतावमानिनम् ।
अवाच्योपगृहीतं वा नैवमादीन्नियोजयेत् ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—પોતાના ઉપર કે પતિ આદિ ઉપર કોઈ પ્રકારની શત્રુતા રાખતો હોય, તથા પોતાના પતિના ધનનો વારસ કે ભાગીદાર તરીકેનો સંબંધ રાખતો હોય, તથા ક્રુદ્ધ હોય, ડરતો હોય, અથવા કોઇ વાર આપણે જેનું અપમાન કર્યું હોય, અથવા કોઇને ગાળ દઇને દબાવી આપણે વશ કરેલો હોય—એવા મનુષ્યોને ભોજન બનાવવામાં નિયુક્ત ન કરે. એ પ્રમાણે—

ततोऽन्नसाधनं कृत्वा पतये विनिवेद्य तत् ।
वैश्वदेवोद्धृतैरन्नैर्भोजनीयाँश्च भोजयेत् ॥ व्यास. स्मृ. अ० २–२८ ॥
पतिं चैव तदनुज्ञाता शिष्टमन्नाद्यमात्मना ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—રસોઇ તૈયાર કરાવીને પછી પતિને તેની ખબર આપી વૈશ્વદેવ કરેલા અન્નમે અતિથિ, સાસુ સસરા, પુત્રાદિને તથા પતિને જમાડે, અને પછી તેની આજ્ઞા લઇને બચેલું અન્ન પોતે ભોજન કરે.

આ વિષયમાં શિવ પુરાણમાં પણ કહ્યું છે કેઃ—

अविभज्य न चाश्नीयाद्देवपित्रतिथिष्वपि ।
परिचारकवर्गेषु गोषु भिक्षुकुलेषु च ॥ शि. पु. रु. सं. ख. ३, अ० ५४–२७॥

અર્થઃ—દેવતા, પિતૃ, અતિથી તથા સેવક, ગાય, અને ભિક્ષુઓમાં પણ અન્નનો વિભાગ કર્યા વિના અર્થાત્ વૈશ્વદેવાદિ કર્યા વિના, તથા સેવક આદિને ખવરાવ્યા વિના પોતે જમે નહીં અને—

भुक्त्वा नयेदहः शेषमायव्ययविचिन्तया ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—જમીને બાકીનો દિવસ ઉપજ ખર્ચનો વિચાર કરવામાં અર્થાત્ હિસાબ કરવામાં ગાળે. અને ઘરમાં કઇ વસ્તુ છે અને કઈ નથી તે સર્વ દેખે. એ પ્રમાણે—

पुनः सायं पुनः प्रातर्गृहशुद्धिं विधाय च ।
कृतान्नसाधना साध्वी सुभृशं भोजयेत् पतिम् ॥ ,, ॥ ३० ॥

અર્થઃ—ફરી સાયંકાળે ઘરની શુદ્ધિ કરે, ફરી પ્રાતઃકાલમાં પણ ઘરની શુદ્ધિ કરે. એ પ્રમાણે પતિવ્રતા સ્ત્રી નિત્ય ભોજન બનાવીને પ્રીતિપૂર્વક પતિને ભોજન કરાવે.

नातितृप्ता स्वयं भुक्त्वा गृहनीतिं विधाय सा ।
आस्तीर्य साधु शयनं ततः परिचरेत्पतिम् ॥ ,, ॥ ३१ ॥

અર્થઃ—બહુ પેટ ભરવાથી આફરો ન ચઢે એ પ્રમાણે ભોજન કરીને ઘરનું કામ સમાપ્ત કરે. પછી સારી રીતે શય્યા બિછાવી પતિની સેવા કરે.

यदस्याः श्वशुरादीनां कल्पितं शयनादिकम् ।
भर्तुश्चैव विशेषेण तदन्येन न कारयेत् ॥ भवि. पु. ब्रा. प. अ. ३ श्लो. १,२ ॥

અર્થઃ—શ્વશુરાદિની અને વિશેષ કરીને જે પતિની શય્યા છે તે નોકર આદિ પાસે ન કરાવે.

तत्पादपरिचर्यायां गात्रसंवाहने तथा ।
पीडने शिरसश्चैव परं कौशल्यमभ्यसेत् ॥ भवि. पु. ब्रा. प. अ० १५–२१ ॥

અર્થ:—પતિના ચરણની સેવા કરવામાં તથા શરીર દબાવવામાં પણ અત્યન્ત કુશલતાનો અભ્યાસ કરવો જોઇએ.

पीडनं मृदु मध्यं च गात्रावस्थाविशेषतः ।
मुखगात्रादिभिर्लिंगैः प्रयोज्यं तत्सुखावहम् ॥ मवि. पु. ब्रा. प. अ. १५–२२॥

અર્થ:—શરીરનું પીડન શરીરની અવસ્થાભેદથી મૃદુ, મધ્ય અને કઠિન ત્રણ પ્રકારનું છે. તે પતિના મુખ તથા શરીર આદિનાં ચિહ્નોથી જાણીને જે સુખ આપનાર પીડન હોય તેનો પ્રયોગ કરવો.

बाहूरुकटिपृष्ठेषु स्कन्धे शिरसि पादयोः ।
गाढमर्दनमिच्छन्ति प्रायोऽन्यत्रापि मध्यमम् ॥ „ ॥ २३ ॥

અર્થ:—હાથ, જાંઘો(ઉરુ), કટિ, પૃષ્ઠ, ખભા, શિર, પાદ, ઇત્યાદિસ્થાનમાં શાસ્ત્રકાર કંઇક કઠિન મર્દનની ઇચ્છા કરે છે. અને બીજાં બધાં સ્થાનોમાં વિશેષે કરીને મધ્યમ મર્દન થવું જોઇએ.

निर्मांसेषु प्रदेशेषु नाभिमूलेषु मर्मसु ।
हृद्गण्डकपोलादाविच्छन्ति मृदु मर्दनम् ॥ „ ॥ २४ ॥

અર્થ:—શરીરના જે ભાગમાં માંસ થોડું હોય ત્યાં તથા નાભિના મૂલ ભાગમાં, મર્મ સ્થાનોમાં, છાતી, ગળું, ગાલ, ઇત્યાદિ સ્થલમાં શાસ્ત્રકાર મૃદુ મર્દનની ઇચ્છા કરે છે. અને—

गाढं जाग्रदवस्थायामर्धसुप्तस्य मध्यमम् ।
किंचित्सपरिघातं च मृदु सुप्तस्य नेति वा ॥ „ ॥ २५ ॥

અર્થ:—પતિની જાગ્રદવસ્થામાં ગાઢ મર્દન કરવામાં આવે છે, અડધી નિદ્રાવસ્થામાં મધ્યમ મર્દન, અને સુપ્ત અર્થાત્ ગાઢ નિદ્રામાં હાથનો કિંચિત્ આઘાત માત્ર મૃદુ મર્દન કરાય છે. અથવા નિદ્રાવશ થયેલાનુ મર્દન ન પણ કરે.

આ પ્રકારે પતિના શરીરાદિનું મર્દન આદિ કરીને—

सुप्ते पत्यौ तदभ्यासे स्वपेत्तद्गतमानसा ।
अनग्ना चाप्रमत्ता च निष्कामा च जितेन्द्रिया ॥ व्या० स्मृ० अ०२–३२ ॥

અર્થ:—પતિ ઉંઘી ગયા પછી પતિમાં ચિત્ત લગાવીને પતિવ્રતા સ્ત્રી વસ્ત્ર પહેરીને તથા પ્રમાદ રહિત થઇને નિષ્કામના તથા જિતેન્દ્રિયતા સહિત પતિની પાસે સુઇ જાય.

प्रथमं प्रतिबुध्येत प्रवर्तेत स्वकर्मसु ।
पश्चाद्भृत्यजनस्यापि भुञ्जीत च शयीत च ॥ मवि. पु.ब्रा. प.अ. १३–१ ॥

અર્થ:—સૂતેલી સ્ત્રીએ પતિના પહેલાં ઉઠીને પોતાના કર્મમાં પ્રવૃત્ત થવું જોઇએ. અને ભોજન તથા શયન, પતિ તથા ભૃત્યોના ભોજન તથા શયન પછી જ કરે.

उत्थाय प्रथमं भर्तुरविज्ञाता न निष्क्रमेत् ।
क्षपायां सावशेषायां रात्रौ वा वासरादिषु ॥ „ ॥ ३ ॥

અર્થ:—રાત્રિ કંઇક બાકી રહી હોય અથવા રાત્રિ હોય કે દિવસ હોય, પરન્તુ પતિના પહેલાં ઉઠીને પતિના જાણ્યા વિના બહાર ન નિકળવું જોઇએ.

गोमहिष्यादिशालानां तत्पुरीषादिमात्रकम् ।
व्यपनेयं तु यत्नेन संमार्जन्या प्रसाधनम् ॥ ,, अ. ११-८ ॥

અર્થઃ—ગાય તથા ભેંસોને બાંધવાની શાલામાં તેમનું છાણ વગેરે જે દિન પ્રતિદિન વધતું જાય છે તે પ્રયત્ન પૂર્વક દૂર કરવું જોઇએ, તથા ઝાડુથી સાફ કરવું જોઇએ.

दासकर्मकरादीनां बाह्याभ्यन्तरचारिणाम् ।
पोषणादिविधिं विद्यादनुष्ठानं च कर्मसु ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—સેવક તથા બીજા અંદર અને બહારનાં કામ કરનારનું પોષણાદિ કેવી રીતે થાય છે, તથા તેઓ પોતાનું કામ કેવી રીતે કરે છે, તે પણ બરાબર જાણવું જોઇએ.

शाकमूलफलादीनां वल्लीनामौषधस्य च ।
संग्रहः सर्वबीजानां यथाकालं यथाबलम् ॥ ,, ॥ १० ॥

અર્થઃ—કાલને અનુસાર અર્થાત્ જે જે ઋતુમાં શાક, મૂલ તથા ફલ તથા વેલ તથા ઔષધ આદિ મળે છે તેનો તથા તેનાં બીજનો પણ તત્તત્ કાલમાં પોતાની શક્તિ અનુસાર સંગ્રહ કરવો જોઇએ. વળી—

ताम्रकांस्यायसादीनां काष्ठवेणुमयस्य च ।
मृन्मयानां च भाण्डानां विविधानां च संग्रहम् ॥ ,, ॥ ११ ॥

અર્થ—ત્રાંબુ, કાંસુ, લોઢું, આદિ ધાતુનાં, તથા લાકડું, વાંસ, માટી, ઇત્યાદિનાં નાના પ્રકારનાં પાત્રોનો પણ સંગ્રહ કરવો જોઇએ.

कुण्डकादिजलद्रोण्यः कलशोदश्वतालुकाः ।
शाकपात्राण्यनेकानि स्नेहानां गोरसस्य च ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—જલ ભરવાનાં મોટા ત્રાંબુ આદિના કુણ્ડક(મોટા લોટા) તથા જલદ્રોણી (જલ ભરવાના પાત્રનું નામ છે), લોટા, ઘડા, ઢાંકણાં, તાલુકા(પાત્રવિશેષ) આદિ પાત્રો, (શૂર્પ પાઠ હોય તો સૂપડું તથા ચાલણી એવો અર્થ છે.)

मुसलं कंडनोयं तु यन्त्रकं चूर्णचालिनी ।
दोहन्यो नेत्रकं मन्था मण्डन्यः शृंखलानि च ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—તથા મુસલ, ખાંડની, યન્ત્રક (કુન્દ ભ્રામક યન્ત્રભેદ–turner's lathe), ચાળણી, દૂધ દહોવાની નેત્રક(મન્થનીમાં નાંખવાની દોરી), મન્થની, મંડની, તથા સાંકળ,

संदंशः कुण्डिका शूलाः पट्टपिप्पलको दृषत् ।
अविका हस्तको दर्वी भ्राष्ट्रस्फुटलकानि च ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—તથા સાણસી, કમણ્ડલુ, શૂલ(શત્રુને મારવાને શૂલ સરખો ખીલો), પટ્ટ(બેસવાની પીઠ, પાટલો, આદિ), તથા પિપ્પલક નાના પ્રકારનાં વસ્ત્રના ટુકડા અથવા બન્ધન રહિત છૂટાં ફરતાં મોર આદિ પક્ષી (જેને ઝેરી પ્રાણીથી રક્ષા કરવાને માટે ઘરમાં રાખવામાં આવે છે), દષત(વાટવાનો પથ્થર), અવિકા, હસ્તક(લાકડાનો કે લોઢા આદિનો બનાવેલો તાવેતો), કડછી, ભ્રાષ્ટ (ધાણા વગેરે શેકવાનું પાત્ર), સ્ફુટલક (પાત્રવિશેષ),

तुलामस्थादिमानानि मार्जन्यः पिटकानि च ।
सर्वमेतत्प्रकुर्वीत प्रयत्नेन च सर्वदा ॥ ,, ॥ ९५ ॥

અર્થઃ—તુલા, પ્રસ્થ, ઇત્યાદિ માપવાનાં સાધન, તથા સાવરણી, તથા પેટીઓ—એ સર્વ પ્રયત્નપૂર્વક હમેશાં તૈયાર કરાવીને રાખવાં.

हिंग्वादिकमयो जाजी पिप्पल्यो मरिचानि च ।
राजिका धानकं शुण्ठी त्रिचतुर्जातकानि च ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—હિંગ વગેરે, જીરૂ, પિપલી, કાળાં મરી, રાજિકા(રાઇ), ધાણા, સુંઠ, ત્રિજાતક અર્થાત્ તજ(દાલચીની), ઇલાયચી તથા તેજપાન એ ત્રણનુ નામ, તથા ચતુર્જાતક અર્થાત્ ઉપરની ત્રણ ચીજો અને ચોથું નાગકેસર મળીને ચતુર્જાતક કહે છે તે, તથા—

लवणं क्षारवर्गश्च सौवीरकपरूपकौ ।
द्विदलामलकं चिंचा सर्वाश्च स्नेहजातयः ॥ भवि.पु. ब्रा. प. अ. १२–१७ ॥

અર્થઃ—મીઠું(નિમક), નાના પ્રકારના ખાર, સુરમો(સૌવીરક), ફાલસા(પરૂપક), દાળ, આમળાં, આંબલી, તથા તેલ, સરસીઉં, એરન્ડીઉં, ઇત્યાદિ તથા ઘી આદિ સર્વ પ્રકારના સ્નેહ, તથા

शुष्ककाष्ठानि वल्लूरमरिष्टा पिष्टमापयोः ।
विकाराः पयसश्चापि विविधाः कन्दजातयः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—સૂકાં લાકડાં, તથા માંસાહારી હોય તો સૂકું માંસ(वल्लुरम्), લોટ અને અડદની બનાવેલી કાંજી(अरिष्टा), તથા દધિ, ઘી, આદિ દૂધના વિકાર, તથા નાના પ્રકારના કન્દ એટલે સૂરણ, રતાળુ, આદિ, એ પ્રમાણે—

नित्यनैमित्तिकानां हि कार्याणामुपयोगतः ।
सर्वमित्यादि संग्राह्यं यथावद्विभवोचितम् ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—એ સર્વ નિત્ય તથા નૈમિત્તિક કર્મોને ઉપયોગી હોવાથી પોતાના વૈભવને અનુસાર સંઘરવું જોઇએ.

यत्कार्याणां समुत्पत्तावुपाहर्तुं न दृश्यते ।
तत्मागेव यथायोगं संग्रहीयात्प्रयत्नतः ॥ ,, ॥ २० ॥

અર્થઃ—કોઇ પણ વસ્તુ તેનો ઉપયોગ કરવાનો હોય તે સમયે લાવવા જતાં મળે નહીં પણ ચાતુર્માસ, વસન્ત, તથા શરદાદિ પ્રત્યેક ઋતુ માત્રમાં જ મળી શકે એવી સર્વ વસ્તુ પહેલાં જ તત્તત્ ઋતુમાં (તે પદાર્થોની મોસમમાં જ) પ્રયત્ન કરીને સંઘરી રાખવી જોઇએ.

कर्मणामन्तरालेषु प्रोषिते चापि भर्तरि ।
स्वयं वै तदनुष्ठेयं नित्यानां चाविरोधतः ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—ઘરનું કોઇ કાર્ય કરવાનું પતિએ આરંભ્યું હોય અને તે સમાપ્ત થતા પહેલાં પતિને પરદેશ જવુ પડ્યું, તો ઘરના નિત્ય કરવાનાં કાર્યોને હાનિ ન થાય એવી રીતે પત્નીએ પતિનું અધૂરું રહેલું કાર્ય પૂર્ણ કરવું. વળી—

विद्यात्कृषीवलादीनां योगं कृषिककर्मसु ।
भक्तवेतनलाभं च कर्मकालानुरूपतः ॥ „ ॥ ४७ ॥

અર્થઃ—ખેતી કરનારની ખેતીના કામમાં કેવા પ્રકારની પ્રવૃત્તિ થાય છે તથા ખેતી કરનારને વેતન(પગાર) તરીકે કેટલું અનાજ આપવામાં આવે છે, તથા ખેતીમાં કેટલી આવક છે, અને તે વેતન તે લોકોનું કામ અને કાલને અનુસાર યોગ્ય છે કે નહીં–તે સર્વ સ્ત્રીઓએ જાણવું જોઇએ. વળી—

क्षेत्रकेदारवाटेषु भृत्यानां कर्म कुर्वताम् ।
खलेषु च विजानीयात्क्रियायोगं प्रतिक्षणम् ॥ „ ॥ ४८ ॥

અર્થઃ—ખેતર તથા પહાડી સ્થાન તથા વૃત્તિ(જીવિકા)નું કામ કરવાનું અન્ય સ્થાન તથા ખળું–આદિ સ્થાનોમાં કામ કરનાર ભૃત્યાદિકોનાં કર્મોના ભેદને દરેક સમયે જાણવા જોઇએ. વળી—

योग्यतातिशयं मत्वा कर्मयोगेषु कस्यचित् ।
ग्रासाच्छादशिरोभ्यंगैर्विशेषं तस्य कारयेत् ॥ „ ॥ ४९ ॥

અર્થઃ—કામ કરનાર કર્મચારીમાં કોઈમાં કામ કરવાની વિશેષ યોગ્યતા જોવામાં આવે તો તેને અન્ન, વસ્ત્ર, તેલ, આદિ વિશેષ આપવું જોઇએ. વળી, કપાસ, ઉન, શાલી, કોદરી, ડાંગર, ચણા, ઘઉં, અડદ, આદિ નાના પ્રકારનાં ધાન્યોનો ભાગ લેવાદેવાનો, કંતાવવાનો, વણાવવાનો, વેચવાનો–સર્વ વ્યવહાર સ્ત્રીઓએ જાણવો જોઈએ. તેનો ક્રમ ભવિષ્યત્પુરાણ પ્રા. ૫. અધ્યાય. ૧૨માંથી તથા કૌટિલ્ય નીતિશાસ્ત્રમાંથી પણ જાણવો જોઇએ.

તાત્પર્ય એ છે કે પતિ ન હોવાથી ઘરનું કામ રોકાઇ રહેવું ન જોઇએ. સર્વ કાર્ય સ્ત્રીએ ચલાવવું જોઇએ.

गृहमूलं स्त्रियश्चैव धान्यमूलो गृहाश्रमः ।
तस्माद्धान्येषु भक्तेषु न कुर्यान्मुक्तहस्तताम् ॥ „ ॥ ५२ ॥

અર્થઃ—ઘરનું મૂળ સ્ત્રી છે. અને ગૃહસ્થાશ્રમનું મૂળ અન્ન છે, કેમકે અન્ન વિના ગૃહસ્થાશ્રમ ચાલે નહીં. માટે અન્ન સંબંધી તથા રાંધેલા અન્ન વિષે છૂટો હાથ ન રાખવો જોઈએ. અર્થાત્ દુકાળ આવવાના ભયથી પણ જેટલું બને તેટલું અનાજ સંઘરવું જોઇએ. અને ભોજન કરી રહ્યા પછી ઘરમાં કોઈ અતિથિ આદિ આવે તો તેને ભૂખ્યા રહેવુ ન પડે માટે રાંધેલું અન્ન પણ કંઈક રાખી મૂકવું આવશ્યક છે.

धान्यं तु संचितं नित्यं मितो भक्तपरिव्ययः ।
न चान्ने मुक्तहस्तत्वं गृहिणीनां प्रशस्यते ॥ „ ॥ ५३ ॥

અર્થઃ—સંઘરી રાખેલા અનાજમાંથી રોજ માપીને જ ખાવામાં ખર્ચ કરવું જોઇએ, કેમકે તેમ કરવાથી ખર્ચ તથા બાકી કેટલું વધ્યું તે શીઘ્ર માલમ પડે છે. અનાજ વિષયમાં છૂટા હાથ રાખવા તે સ્ત્રીઓને માટે શ્રેષ્ઠ નથી.

न चातिव्ययशीला स्यान्न धर्मार्थविरोधिनी ।
प्रमादोन्मादरोषेर्ष्यावञ्चनञ्चातिमानिताम् ॥ व्या. स्मृ. अ० २–३४ ॥

અર્થ:—પતિવ્રતા સ્ત્રી ધનનો અતિશય વ્યય કરનારી ન હોય, તેમ ધર્મકાર્ય અને ધન ઉપાર્જન કરવાના કાર્યમાં વિરોધ કરનારી પણ ન હોવી જોઇએ. તથા પ્રમાદ, ઉન્માદ, રોષ તથા ઈર્ષ્યા તથા વચ્ચન અને અત્યન્ત માનીપણું પણ તેનામાં ન હોવું જોઇએ.

पैशुन्यहिंसाविद्वेषमहाहंकारधूर्तताः ।
नास्तिक्यसाहसस्तेयदंभान्साध्वी विवर्जयेत् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—વળી પતિવ્રતા સ્ત્રીએ ચાડીચુગલી, બીજાને પીડા, દ્વેષ, ઘણો અહંકાર, ધૂર્તતા, નાસ્તિકતા, સાહસ, ચોરી, દંભ, આદિનો પરિત્યાગ કરવો જોઇએ.

गृहव्ययनिमित्तं च यद्द्रव्यं प्रभुणार्पितम् ।
निर्वृत्य गृहकार्यं सा किंचिद्बुद्ध्यावशेषयेत् ॥

અર્થ:—ઘરના ખર્ચને માટે પતિએ જે ધન આપ્યું હોય તેમાંથી ઘરનું સર્વ ખર્ચ કરીને પોતાની બુદ્ધિથી કંઈક બચાવવું જોઇએ.

त्यागार्थमर्पिते द्रव्ये लोभात्किंचिन्न धारयेत् ।
भर्तुराज्ञां विना नैव स्वबन्धुभ्यो दिशेद्धनम् ॥

અર્થ:—તેમાં પણ દાન કરવાને માટે આપેલા ધનમાંથી લોભથી કાંઈ પણ બચાવવું નહીં. અને પતિની આજ્ઞા વિના પોતાના બન્ધુઓને કાંઈ પણ ધન આપે નહીં.

अन्यत्र व्ययकर्तारं पतिं रहसि बोधयेत ॥ भवि. पु. ब्रा. प. अ. १३—२५ ॥

અર્થ:—પોતાના ઘરને માટે અને ધર્મકાર્યને છોડી બીજા અયોગ્ય માર્ગમાં ધનનો વ્યય કરનાર પતિને સ્ત્રીએ એકાન્તમાં સમઝાવીને દુર્વ્યયમાંથી રોકવો જોઇએ.

न वसेद्दूरतः पत्युः स्थेयं वल्लभसन्निधौ ।
निर्दिष्टे च महाभागा वल्लभाऽभिमुखं व्रजेत् ॥

અથ:—પતિથી બહુ દૂર રહેવું નહીં, પતિને કંઈ કામ હોય અને બોલાવે તો સાંભળી શકે તેટલા નજીક રહેવું જોઇએ. અને પતિ જ્યારે પણ બોલાવે ત્યારે શીઘ્ર સામે આવે.

गायन्तं च पतिं दृष्ट्वा भवेदानन्दनिर्वृता ।
भर्तुः समीपे न स्थेयं सोद्वेगं व्यग्रचित्तया ॥

અર્થ:—અને ગાયન કરતા પતિને જોઇને આનન્દ યુક્ત થવું જોઇએ. અને પતિની પાસે ઉદ્વેગ સહિત અને વ્યગ્ર ચિત્ત થઇને સ્થિત થવું નહીં.

उत्सवादिषु बन्धूनां सदनं यदि गच्छति ।
लब्धानुज्ञा सदा पत्युर्गच्छेदध्यक्षरक्षिता ॥

અર્થ:—બન્ધુઓને ઘેર વિવાહાદિ ઉત્સવો પ્રસંગે જવાનું થાય તો પતિની આજ્ઞા લઇને અને પતિએ મોકલેલા મનુષ્યની સાથે જવું જોઇએ. અર્થાત પતિની આજ્ઞા વિના કદાપ જવું નહીં જોઇએ. કારણ કે—

बाल्यया वा युवत्या वा वृद्धया वापि योषिता ।
न स्वातन्त्र्येण कर्तव्यं किंचित्कार्यं गृहेष्वपि ॥

અર્થ:—બાલ્યાવસ્થામાં હોય કે યુવાવસ્થામાં હોય કે વૃદ્ધ હોય તો પણ સ્ત્રીએ પોતાના ઘરમાં પણ કંઈ પણ કાર્ય સ્વતંત્રતાથી કરવું નહીં. માટે જે નિમિત્તથી બન્ધુઓને ઘેર ગઈ હોય તે કાર્યની સમાપ્તિ થતાં—

न वसेत्सुचिरं तत्र प्रत्यागच्छेद् गृहं सती ॥

અર્થ:—ત્યાં બહુ દિવસ રહેવું નહીં અને ત્યાંથી શીઘ્ર ઘેર પાછું આવવું જોઇએ. વળી—

देवरैः पतिमित्रैश्च परिहासक्रियोचितैः ।

विविक्तदेशावस्थानं वर्जयेदिति नर्म च ॥ भवि. पु. ब्रा. प. अ० १०–१४ ॥

અર્થ:—દિયર તથા પતિના મિત્રો તથા બીજા હાંસી કે મશ્કરી કરવા યોગ્ય પુરૂષોની સાથે એકાન્તમાં રહેવું નહીં, તેમ તેમની સાથે વિનોદ( નર્મ–હાંસી )ની વાત કરવી નહીં, તેનો ત્યાગ કરવો જોઇએ.

प्रायशो हि कुलस्त्रीणां शीलविध्वंसहेतवः ।

दुष्टयोगो रहोनित्यं स्वातन्त्र्यमतिनर्मता ॥ ,, ॥ १५ ॥

અર્થ:—દુર્જનોની સાથે સંસર્ગ, તથા પર પુરૂષોની સાથે એકાન્તમાં રહેવું તે, તથા સ્વતન્ત્રતા, તથા અત્યન્ત વિનોદની વાત કરવી, ઈત્યાદિ સર્વ બહુ કરીને કુલસ્ત્રીઓના શીલનો પણ નાશ કરવામાં હેતુ છે. વળી—

वस्त्रं माल्यमलंकारं विधृतं देवरादिभिः ।

न धारयेन्न चैतेषामाक्रमेच्छयनानि वा ॥ भवि. पु. ब्रा.प. अ० १२–३२.३॥

અર્થ:—દિયેર આદિએ પહેરેલાં વસ્ત્ર, માળા કે અલકારાદિક ધારણ કરે નહીં, તેમજ તેમની શય્યા વગેરેમાં શયન પણ ન કરે.

नोच्चैर्वदेन्न परुषं न बहून्पत्युरप्रियम् ।

न केनचिद्विवदेच्च अप्रलापविलापिनी ॥

અર્થ:—પતિની આગળ ઉંચા અવાજથી બોલવું નહીં, તથા કઠોરવાણી બોલવી નહીં, તેમ પતિને બહુ અપ્રિય હોય એવી વાણી પણ નહીં બોલવી. કોઈની સાથે કોઈ પ્રકારનો વિવાદ ન કરવો, તેમ નિષ્પ્રયોજન અનર્થવાણી પણ બોલવી નહીં.

वीक्षिता वीक्षते नान्यैर्हासिता न हसत्यपि ।

भाषिता भाषते नैव सा साध्वी साधुलक्षणा ॥

અર્થ:—બીજો કોઈ પુરૂષ પોતાને જુએ તો પોતે તેના તરફ ન જુએ, અને કોઈ હસાવે તોપણ હસે નહીં, તથા તેની સાથે બોલે તોપણ પોતે બોલે નહીં, તે ઉત્તમ લક્ષણવાળી સદાચારિણી કહેવાય છે.

चिरं तिष्ठेन्न च द्वारे गच्छेन्नैव परालये ।

आदाय तत्त्वं यत्किंचित्कस्मैचिन्नार्पयेत्क्वचित् ॥

शि० पु० रु० सं० ख० ३, अ० ५४–२२ ॥

અર્થ:—ઘરના દ્વારમાં બહુ વાર ઉભા ન રહેવું, બીજાના ઘરમાં જવું નહિ, અને ઘરમાંથી કોઈ વસ્તુ લઇને કોઇને આપવી નહીં.

द्वारप्रदेशावस्थानं राजमार्गावलोकनम् ॥
प्रेक्षोद्यानादिशीलत्वं निरुन्ध्यादेशमालयम् ॥ भवि. पु. ब्रा. प. अ० १०–१९॥

અર્થ:—ઘરના દ્વારમાં ઉભા રહેવું, તથા લોકોને જવાના રાજમાર્ગમાં જોઈ રહેવું, બાગ બગીચા જોવાનો શોખ, તથા પરદેશ કે પર ઘરમાં જવું વગેરે કાર્યને રોકવું જોઇએ.

प्रस्थानाभिमुखे पत्यौ नासमंगलभाषिणी ।
न वार्योऽसौ निषेधोक्त्या न कार्यं रोदनं तदा ॥

અર્થ:—પતિ પરદેશ જવાને તૈયાર થયેલો હોય તે સમયે તેની પાસે જઈને અમંગલ વાણી બોલે નહી. તેમ નિષેધવાણીથી તેને જતાં રોકે નહી. અને વળી તે સમયે રૂદન કરે નહીં.

दूताः प्रस्थापनीयाश्च पत्युः क्षेमोपलब्धये ।
देवतानां प्रसिद्धानां कर्तव्यमुपयाचनम् ॥

અર્થ:—અને પરદેશમાંથી પતિને પાછા આવવામાં વાર થઈ હોય તો દૂત અર્થાત્ પતિની ખબર લેવાને માટે બીજા મનુષ્યોને મોકલે. અને પતિના સુખને માટે પ્રસિદ્ધ દેવતાઓનું પૂજન તથા પ્રાર્થના આદિ કરે. વળી—

विधाय प्रोषिते वृत्तिं जीवेन्नियममास्थिता ।
प्रोषिते त्वविधायैव जीवेच्छिल्पैरगर्हितैः ॥ म. स्मृ. अ. ९ ७५ ॥

અર્થ:—પતિ પરદેશ જતાં જો ઉપજીવિકાનું સાધન કરીને ગયો હોય તો પોતાના નિયમમાં રહીને તેમાંથી જીવન ચલાવે. અને તેમ ન કર્યું હોય તો અનિન્દિત ધંધો (શિલ્પ), જેમકે સુતર કાંતવું ઇત્યાદિ, કરીને પોતાની જીવિકા ચલાવે.

क्रीडाशरीरसंस्कारं समाजोत्सवदर्शनम् ।
हास्यं परगृहे यानं त्यजेत्प्रोषितभर्तृका ॥

અર્થ:—ખેલ, શરીરના સંસ્કાર, સમાજ, ઉત્સવ, આદિ જોવા જવું, તથા બીજાના ઘરમાં જવું-ઇત્યાદિ જ્યારે પતિ પરદેશ ગયો હોય ત્યારે તજવું. જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તે સ્ત્રીનું નામ પ્રોષિતભર્તૃકા કહેવાય છે. અને—

शय्या गुरुसमीपेस्याद्देहसंस्कारवर्जनम् ॥ भवि. पु. ब्रा. प. अ० १४–२ ॥

અર્થ:—પતિ પરદેશ હોય ત્યારે સ્ત્રીએ પોતાનું શયન ગુરૂજનોની પાસે કરવું, અને શરીરના શૃંગાર આદિનો ત્યાગ કરવો.

हरिद्रा कुङ्कुमं चैव सिन्दूरं कज्जलादिकम् ।
कूर्पासकश्च ताम्बूलं माङ्गल्याभरणादिकम् ॥ शि.पु.रु.सं.ख.३अ. ५४–३४॥
केशसंस्कारकबरीकरकर्णादिभूषणम् ।
भर्तुरायुष्यमिच्छन्ती दूरयेन्न पतिव्रता ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—હળદર, કંકુ, સિન્દુર, કાજળ વગેરે, કાંચળી, તામ્બુલ, (પાન ખાવું), મંગલનાં સૂચક આભૂષણાદિ (૩૪), તથા વાળના સંસ્કાર તથા તેને ગુંથવા, હાથ અને કાનનાં ભૂષણ એ સર્વ, પતિનું આયુ ઇચ્છનારી પતિવ્રતા સ્ત્રીએ દૂર ન કરવાં અર્થાત્ તેનો ઉપયોગ કરવો.

મુખમાંથી દુર્ગન્ધ આદિ દૂર કરવાનો ગુણ પાનમાં છે. તથાપિ પાન ખાનાર ચૂનો આદિ

સહિત પાન ખાય છે. તેથી દાંતમાં કચરો ભરાવાથી હમેશાં પાન ખાનારના દાંત શીઘ્ર સળે છે તે તેમાં દોષ છે. તેથી ગૃહસ્થને માટે તામ્બૂલચર્વણવિધિ નામના ગ્રન્થમાં અમુક સમયે જ પાન ખાવાનું વિધાન કર્યું છે.

ताम्बूलचर्वणं कुर्याद्भुक्त्वा रात्रौ च सर्वदा ।
अभ्यङ्गे चैव माङ्गल्ये दिवा वाप्यथवा निशि ॥ तांबूलचर्वणविधि ॥

અર્થઃ—રાત્રિનું ભોજન કર્યા બાદ, તથા તૈલમર્દન કરતી સમયે, તથા માંગલિક કાર્યમાં તામ્બૂલ( પાન ) ખાવું યોગ્ય છે. તેમાં માંગલ્ય કાર્યોના સમયમાં દિન અને રાત્રિમાં પણ પાન ખાઈ શકાય છે. વળી—

मृतौ वापि च श्राद्धे च मातापित्रोर्मृतेऽहनि ।
उपवासे च ताम्बूलं दिवारात्रं विवर्जयेत् ॥ ,, ,,

અર્થઃ—કુટુંબમાં કોઈ મરી ગયું હોય ત્યારે, અથવા કોઇના શ્રાદ્ધનો દિવસ હોય ત્યારે, તથા જે દિવસે માતાપિતાનું મરણ થયું હોય તે તિથિમાં, તથા એકાદશી આદિક વ્રતને દિવસે, દિનમાં કે રાત્રિમાં પાનનો ત્યાગ કરવો જોઇએ. આ નિયમ પુરૂષ અને સ્ત્રી બંનેને સમાન છે.

पर्णमूले व्याधिः पर्णान्ते पापं शिरा बुद्धिविनाशिनी । तस्माच्चान्वर्जयेत् ॥
गौ० ध० सू० क्रि० का० ॥

અર્થઃ—પાનનું મૂળ ખાવું તે રોગનું કારણ છે, તેનો અન્ત ભાગ ખાવો તે પાપ છે, તેની નસો બુદ્ધિનો નાશ કરનારી છે. માટે મૂલાદિકોનો ત્યાગ કરીને પાન ખાવું જોઇએ.

दक्षिणाभिमुखो यस्तु विदिक् सन्मुख एव च ।
केशान्संस्कुरुते मर्त्यो धननाशं च विन्दति ॥ मार्क० पु० अ०३२-५४ ॥

અર્થઃ—જે કોઇ મનુષ્ય દક્ષિણ દિશામાં મુખ કરીને અથવા ખુણાઓ તરફ મુખ કરીને કેશોનો સંસ્કાર કરે છે તેનું ધન નષ્ટ થાય છે. તેથી સ્ત્રી અથવા પુરૂષ કોઇ દક્ષિણ દિશા અથવા ખુણા તરફ મુખ કરીને કેશોનો સંસ્કાર કરે નહીં.

न रजक्या न बन्धक्या तथा श्रमणया न च ।
न च दुर्भगया क्वापि सखित्वं कारयेत्क्वचित् ॥
शि० पु० रु० सं० ख० ३, अ० ५४-३६ ॥

અર્થઃ—ધોબણ, તથા જે પતિવ્રતા નથી એવી દુરાચારિણી સ્ત્રી( બન્ધકી ), ભિક્ષા માગીને જીવન ચલાવનારી સ્ત્રી, તથા જે સ્ત્રીને પોતાના પતિ ઉપર પ્રેમ નથી એવી સ્ત્રી ( દુર્ભગા )—એવી સ્ત્રીઓને સખિ કરવી નહીં.

पतिविद्वेषिणीं नारीं न सा संभाषयेत्क्वचित् ।
नैकाकिनी क्वचित्तिष्ठेन्नग्ना स्नायान्न च क्वचित् ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—પતિ ઉપર દ્વેષ કરનારી સ્ત્રીની સાથે કદાપિ ભાષણ કરે નહીં. કોઈ પણ સ્થાનમાં એકલી ખાલી બેસી રહે નહી. અને નગ્ન થઇને કદાપિ સ્નાન ન કરે.

नोलूखले न मुसले न वर्धन्यां दृषद्यपि ।
न यन्त्रके न देहल्यां सती च प्रवसेत्क्वचित् ॥ ,, ॥ ३८ ॥

स्वयं प्रक्षालयेत्पादावुत्थाप्य परिचारिकाम् ।
तालवृन्तादिकैः कुर्याच्छ्रमस्वेदापनोदनम् ॥ „ ॥ ४२ ॥

અર્થઃ—પતિ ઘેર આવેલા હોય અને દાસી તેમના પગ ધોવરાવતી હોય તો તેને ઉઠાડીને પોતે પતિના ચરણો ધુએ. અને પંખા આદિ વડે પવન નાંખીને તેનો થાક, પરસેવો, આદિને દૂર કરે. અને તે સમયે—

आहारस्नानपानादौ सस्पृहं यत्र लक्षयेत् ।
तदिंगितज्ञा तत्त्वेन सिद्धमस्मै निवेदयेत् ॥ „ ॥ ४३ ॥

અર્થઃ—પતિને ભોજનની કે સ્નાનની કે જલ પીવાની કોઇ પ્રકારની ઇચ્છા હોય તેતેની આકૃતિથી બરાબર જાણનારી પત્ની તેને તે જ સમયે તે તે ભોજનાદિ અર્પણ કરે. વળી—

वस्त्रालंकार रत्नानि प्रदत्तान्येव धारयेत् ।
मनोवाक्कर्मभिः शुद्धा पतिदेशानुवर्तिनी ॥ व्या० स्मृ० अ. २–२६ ॥

અર્થઃ—મન, વાણી અને કર્મથી પવિત્ર અને પતિની આજ્ઞાને અનુસાર વર્તનારીએ વસ્ત્ર તથા આભૂષણ આદિ જે અલંકાર પતિએ આપ્યા હોય તેજ ધારણ કરે અર્થાત્ અધિક કિંમતનાં વસ્ત્ર ભૂષણ, આદિ મળવાની ઇચ્છા રાખે નહીં.

न च निर्भूषणा तिष्ठेन्न चात्युद्धतभूषणा ।
नान्यदा गन्धमाल्यादि ग्राह्यं पत्युपचारतः ॥ भवि. पु. ब्रा. प. अ० १५–४ ॥

અર્થઃ—મંગળસૂચક ભૂષણો વિના કદાપિ ન રહેવું, તેમ ઉદ્ધત ભૂષણવાળી પણ ન થાય અર્થાત્ નાના પ્રકારનાં ભૂષણ પહેરવાં તેનું નામ ઉદ્ધતભૂષણ છે. પતિની સેવા વખતે પત્ની ગન્ધ, માલ્ય, આદિ ધારણ કરે, અન્ય સમયમાં નહીં.

छायेवानुगता स्वच्छा सखीव हितकर्मसु ।
दासीवादिष्टकार्येषु भार्या भर्तुः सदाभवेत् ॥ व्या. स्मृ. अ. २–२७ ॥

અર્થઃ—પત્નીએ છાયાની પેઠે પતિને અનુગત થવું અર્થાત્ પતિને અનુકૂલ થવું, તથા સખીની પેઠે પતિના હિતની સલાહ આપવી, અને આજ્ઞા કરેલાં કાર્યમાં દાસીના જેવા થવું અર્થાત્ તે કાર્ય આદર સહિત કરવાં.

भर्तुर्नाम न गृह्णाति ह्यायुषोऽस्य विवृद्धये ।
पुरुषान्तरनामापि न गृह्णाति कदाचन ॥

स्का० पु० ब्र० ख० ३, धर्मा० ख० २, अ० ७–१८ ॥

અર્થ.—પતિના આયુની વૃદ્ધિને માટે તેનું નામ ન બોલે. વળી પતિવ્રતા સ્ત્રી બીજા પુરૂષનું નામ પણ બોલી શકે નહીં.

पूजोपकरणं सर्वमनुक्ता साधयेत्स्वयम् ।
नियमोदकबर्हींषि यत्र पुष्पाक्षतादिकम् ॥ „ ॥ २२ ॥

અર્થઃ—વળી પતિના નિત્ય નિયમને ઉપયોગી જલ તથા કુશ તથા પત્ર, પુષ્પ, અક્ષત, ઇત્યાદિ પૂજાસામગ્રી સર્વ પતિના કહ્યા વિના પણ સ્વયં તૈયાર કરે.

प्रतीक्षमाणा च वरं यथाकालोचितं हि यत् ॥

तदुपस्थापयेत्सर्वमनुद्विग्नातिहृष्टवत् ॥ „ ॥ २३ ॥

અર્થ,—પતિને દેખતી સતી તેના સમયને અનુસરી જે વસ્તુ જોઇએ તે સર્વ ઉદ્વેગ વિના પ્રસન્ન થઇને તૈયાર કરી આપે

न गच्छेत्तीर्थयात्रादिविवाहप्रेक्षणादिषु ।

सुप्तं सुप्तं सुखासीनं रममाणं यदृच्छया ॥ „ ॥ २५ ॥

અર્થ·—તીર્થયાત્રા આદિને માટે તથા વિવાહ, તમાસા, આદિ જોવાને માટે જાય નહી. અને આવશ્યક બન્ધુ આદિના ઘરના વિવાહ આદિ પ્રસગે પતિના વિશ્વસ્ત મનુષ્યની સાથે જઈ શકે છે એમ પહેલાં કહેવામા આવેલુ છે બીજી જગાએ જાય નહી એવુ તાત્પર્ય છે અને પતિ સુતેલા હોય તથા સુખપૂર્વક બેઠેલા હોય અથવા રમતા હોય, તે સમયે જે–

अन्तरायेषु कार्येषु पतिं नोत्थापयेत्क्वचित् ॥ „ ॥ २६ ॥

અર્થ —આપત્તિ વાળુ કાર્ય પ્રાપ્ત થાય, તો પણ પતિને કદાપિ ઉઠાડે નહી, અર્થાત્ પતિવ્રતાના તપોબલથી પતિને ઉઠાવવા યોગ્ય વિપત્તિ આવવાનો સંભવ જ નથી આ સંબન્ધી એક દૃષ્ટાન્ત છે –

રાજા ભોજ રાજ્ય કરતો હતો તે સમયે પ્રજાના હાલ જાણવાને માટે ભોજ રાત્રિમા ગામમાં ફરી સર્વ જોતો હતો. તે વખતે એક પુરૂષ એક સ્ત્રીના ખોળામા માથું રાખીને સુતેલા દીઠો, અને એક નાનું બાળક ચૂલામાથી અગારા લઇને રમતો હતો ભોજ બાલકને અગ્નિની સાથે રમતો જોઈને આશ્ચર્ય પામ્યો. બીજે દિવસે સભામા આ વાત જણાવવાને માટે ત્યા પડિત લોકોની આગળ અડધો શ્લોક બોલ્યો, અને કાલિદાસે તેને પૂર્ણ કર્યો –

सुतं पतन्तं प्रसमीक्ष्य पावके न बोधयामास पतिं पतिव्रता ।

तदाभवत्तत्पतिभक्तिगौरवाद्धुताशनश्चन्दनपङ्कशीतलः ॥ भो. प्र. श्लो. २९२॥

અર્થ —પોતાના પુત્રને અગ્નિમા પડતો જોઇને પોતાના ખોળામા માથું મૂકીને સુતેલા પતિને પતિવ્રતા પત્નીએ ઉઠાડ્યો નહી ત્યારે તેની પતિભક્તિના ગૌરવથી તે બાળકને અગ્નિ ચન્દનની સમાન શીતલ થયો તેથી દૃઢ નિશ્ચય વાળી પતિવ્રતા સ્ત્રીને અગ્નિ આદિ પચ ભૂતો પણ વશમા રહે છે

यमदूताः पलायन्ते तामालोक्य पतिव्रताम् ।

तपनस्तप्यते नूनं दहनोऽपि च दह्यते ॥

स्का० पु० ख० ३ धर्मा० ख० २, अ० ७–५५ ॥

અર્થ —પતિવ્રતાને જોઇને યમદૂત પણ નાસી જાય છે અને તપન અર્થાત્ સૂર્ય પતિવ્રતાને દેખીને સ્વય તપી જાય છે, સૂર્ય તેને તપાવી શકતા નથી અને અગ્નિ પણ પોતે તપી જાય છે, અગ્નિ તેને તપાવી શકતો નથી.

पित्रा भर्त्रा सुतैर्वापि नेच्छेद्विरहमात्मनः ।

एषां हि विरहेण स्त्री गर्ह्ये कुर्यादुभे कुले ॥ म० स्मृ० अ० ५–१४९ ॥

અર્થ —સ્ત્રી પિતા, પતિ તથા પુત્રાદિની સાથે પોતાનો વિયોગ કરવાની ઇચ્છા ન કરે. તેમની સાથે વિયોગ કરવાથી સ્ત્રી પતિ તથા પિતા એ બન્નેના કુલને નિન્દિત બનાવે છે

बाल्ये पितृवशे तिष्ठेत्पाणिग्राहस्य यौवने ।
पुत्राणां भर्तरि प्रेते न भजेत्स्त्री स्वतन्त्रताम् ॥                ,,          ॥ १४८ ॥

અર્થઃ—સ્ત્રીએ બાલ્યાવસ્થામાં પિતાના વશમાં રહેવું જોઇએ. અને યુવાવસ્થામાં પતિ (**पाणिग्राह**) ને વશ રહેવું જોઇએ. અને પતિનું મૃત્યુ થયા બાદ તેણે પુત્રની પાસે રહેવું જોઇએ. પરન્તુ સ્ત્રીએ કદાપિ સ્વતંન્ત્ર નહીં રહેવું જોઇએ.

अरक्षणाद्यथा पाकः श्वकाकवशगो भवेत् ।
तथैव युवती नारी स्वच्छन्दा दुष्टतां व्रजेत् ॥ पद्म. पु. ख. १ अ० ५४–२५॥

અર્થઃ—જેવી રીતે ભોજન બનાવીને રાખી મૂક્યા પછી તેની રક્ષા કરવામાં ન આવે તો તેને કુતરાં કે કાગડા આદિ ખાઇ જાય છે, તેવી રીતે સ્વચ્છન્દતાથી ચાલવાથી યુવાન સ્ત્રી પણ અનાચારી મનુષ્યોના કાબુમાં જાય છે. વળી—

उक्ता प्रत्युत्तरं दद्यान्नारी या क्रोधतत्परा ।
सरमा जायते ग्रामे शृगाली निर्जने वने ॥
स्का० पु० ख० ३, धर्मा० ख० २, अ० ७–३८ ॥

અર્થઃ—પતિએ પૂછયા છતાં જે સ્ત્રી ક્રોધિત થઇને પ્રત્યુત્તર આપે છે, તે ગામમાં કૂતરી જન્મે છે, અથવા મનુષ્ય રહિત જંગલમાં શીઆળવીના જન્મને પ્રાપ્ત થાય છે. તેટલા માટે પતિની સામે કોઈ પણ વાતનો પ્રત્યુત્તર નહિં આપવો જોઇએ.

आहूता गृहकार्याणि त्यक्त्वा गच्छति सत्वरम् ।
किमर्थं व्याहृता नाथ सप्रसादो विधीयताम् ॥             ,,          ॥ २० ॥

અર્થઃ—પતિ બોલાવે તો જે કંઇ કામ કરતી હોય તેને છોડીને શીઘ્ર પતિની પાસે જઇને, હે નાથ ! શા અર્થે બોલાવી છે તે પ્રસન્ન થઇને આજ્ઞા કરો " એમ બોલે.

यत्र यत्र रुचिर्भर्तुस्तत्र प्रेमवती भवेत् ॥ शि०पु०रु०सं.ख०२, अ० ५४–२९॥

અર્થઃ—જે જે કાર્યમાં પતિની રૂચિ હોય તે તે કાર્યમાં પત્ની પણ પ્રેમ રાખે.

मत्वात्मनोऽनपत्यत्वं कालं चापिगतं बहुम् ।
सन्तानादिकमुद्दिश्य कार्यमात्मनिवेदनम् ॥ भवि. पु. ब्रा. प. अ० १३–२९॥

અર્થઃ—પતિવ્રતા સ્ત્રી પતિને પુત્રની ઇચ્છાવાળો જોતી હોય, અને પોતાને પણ પુત્ર રહિત માનતી હોય, અને બહુ કાલ થઇ ગયો હોય તોપણ પોતે જ પતિને સન્તાનના ઉદ્દેશથી ફરી વિવાહ કરવાને માટે નિવેદન કરે.

यच्चान्यदपि जानीयात्किंचिदस्य चिकीर्षितम् ।
तत्किलाजानतीवास्य सिद्धमेव प्रदर्शयेत् ॥             ,,          ॥ ३० ॥

અર્થઃ—તે સિવાય પતિને અન્ય કંઈ પણ કાર્ય કરવાની ઇચ્છા હોય તો તે જાણી લેવું અને અજાણ રહીને તે કામ કરીને પતિને બતાવવું જોઇએ. અને—

वैवाहिकं विधिं भर्तुः सर्वं कृत्वा ससंभ्रमम् ।
परिणीतां च तां पश्येन्नित्यं भगिनिकामिव ॥             ,,          ॥ ३१ ॥

અર્થઃ—અને પતિની બીજો વિવાહવિધિ પ્રીતિપૂર્વક કરીને પછી તે નવી વિવાહિત સપત્નીને હમેશાં પોતાની બહેન તુલ્ય ગણે.

पूजां संबन्धिवर्गस्य मण्डले मंगलानि च ।
कुर्यादभिनवोढायाः सुप्रहृष्टेन चेतसा ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—અને નવીન વિવાહ કરેલી પત્નીના બન્ધુવર્ગનો સત્કાર કરીને તે સપત્નીનાં મંગલ કાર્ય આદિ સર્વ પ્રસન્ન ચિત્ત કરે.

मातृवच्छिक्षयेदेनां गृहकृत्येष्वमत्सरा ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—અને મત્સર છોડીને નવી પત્નીને ગૃહના કાર્યસંબંધમાં માતાની પેઠે શીખામણ દે. અને—

कनिष्ठा मातृवज्ज्येष्ठां तदपत्यानि चात्मवत् ।
पश्येत्तत्परिवर्गं तु नित्यं स्वपरिवर्गवत् ॥ भवि. पुं. ब्रा. प. अ० १४–९ ॥

અર્થઃ—સપત્ની પોતાનાથી મોટી હોય તો તેને માતા તુલ્ય જુએ. અને તેનાં સન્તાનોને પોતાના સંતાન સમાન ગણે. અને તેના પરિવારને પોતાના પરિવારની માફક દેખે. વળી—

तत्पुरो नासने तिष्ठेत्पतिं नामन्त्रयेत च ।
तदभिप्रायतः कुर्यात्प्रवृत्तिं सर्वकर्मसु ॥ ,, ॥ १० ॥

અર્થઃ—મોટી સપત્નીની સામે આસન ઉપર ન બેસવું જોઇએ, અને તેની સામે પતિને ન બોલાવવો જોઇએ. અને સર્વ કાર્યમાં તેનો અભિપ્રાય લઇને જ પ્રવૃત્ત થાય.

न संसृजेत तद्द्विष्टैः सख्यं कुर्वीत तत्प्रियैः ।
तत्समाप्तसमं तस्य सदा भर्तुश्च मानयेत् ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—વળી મોટી સપત્નીના દ્વેષી મનુષ્યોનો સંસર્ગ ન કરવો, અને તેના પ્રેમીઓની સાથે મિત્રતા કરવી તથા પતિના કુલના આપ્ત સમાન લોકો તથા પતિને પણ હમેશાં માન આપે.

माता पिता स्वसा भ्राता पितृव्याचार्यमातुलाः ।
सभक्ता भगिनीभर्ता भर्तृमातृपितृष्वसा ॥ भवि० पु०ब्रा०प० अ० १०–९॥
धात्री वृद्धांगनादिश्च यस्तत्राप्तसमो जनः ।
प्रथमोढा सपत्नी च स्त्रीणां मान्यतमो गणः ॥ ,, ॥ १० ॥
एषामेव त्वपत्यादि भगिनी भ्रातरस्तथा ।
कनिष्ठा भर्तुरित्यादि भार्याद्याप्तसमो मतः ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—પોતાની મોટી સપત્નીની માતા, પિતા, બહેન, ભાઇ, કાકા, આચાર્ય, મામા, પ્રેમી, બહેનનો પતિ. તથા પતિની માતા તથા પિતા તથા બહેન, પતિની ધાત્રી(પતિને દૂધ આદિ પાનારી ઉછેરનાર), વૃદ્ધ સ્ત્રીઓ, તથા આપ્ત સમાન લોક, તથા પતિની પ્રથમ વિવાહિત સ્ત્રી —એ સર્વ તે પત્નીને અત્યન્ત માન આપવા યોગ્ય છે. પૂર્વોક્ત લોકનાં સન્તાન તથા તેમની બહેન તથા ભાઇ, અને પતિની નાની બહેન, ઇત્યાદિ સર્વને આપ્ત સમાન કહ્યાં છે. તે સર્વ પોષણ કરવા યોગ્ય (માન્યાં) છે.

पैतृकात्समुपानीतं वस्तु सौगन्धिकादिकम् ।
तस्यै निवेद्यात्मतया तदा तदुपयोजयेत् ॥ ,, ॥ १२ ॥

અર્થ:—પિતાને ઘેરથી પ્રાપ્ત થયેલું ધન તથા સુગંધિદાર પદાર્થ આદિ વસ્તુ તે સર્વ પ્રથમ મોટી સપત્નીને અર્પણ કરીને પછી તેને પોતાનું સમઝી ઉપયોગ કરવો જોઇએ.

अभ्यंगोद्वर्तनं स्नानं भोजनं मण्डनानि च ।
कुर्याद्भर्तुरपत्यानां धात्रीकर्माणि सादरम् ॥ भवि० पु०ब्रा०प०अ० १५-१२ ॥

અર્થ:—પતિના પુત્રોને તેલ લગાડવું તથા શરીરનો મેલ ઉતારવો તથા સ્નાન કરાવવું તથા ખવરાવવું તથા અલંકાર પહેરાવવા ઇત્યાદિક ધાત્રીના કામ પણ તેણે કરવાં જોઇએ.

स्त्रीणां यदेतत्सापत्न्यं परं मात्सर्यकारणम् ।
तस्मात्तत्परिहर्तव्यं परमोदारचर्यया ॥ भवि० पु० ब्रा० प०अ० १४-१५॥

અર્થ:—પતિને બે પત્ની હોવી તે સ્ત્રીઓને મહાન્ મત્સરનું કારણ છે. તેથી અત્યન્ત ઉદાર આચરણ વડે તે મત્સરની નિવૃત્તિ કરવી જોઈએ.

सापत्नकान्यपत्यानि पश्येत्स्वेभ्यो विशेषतः ।
भगिनीवत्सपत्नीश्च तद्बन्धून् निजबन्धुवत् ॥ भवि०पु०ब्रा०प०अ०१३-२१॥

અર્થ:—સપત્નીના પુત્રોને પોતાના પુત્ર કરતાં વિશેષ ગણવા. તથા સપત્નીને બહેન તુલ્ય ગણવી. અને તેના બન્ધુઓને પોતાના બન્ધુ તુલ્ય ગણવા.

ग्रासाच्छादशिरोभ्यंगस्नानमण्डनकादिकम् ।
सपत्नीनामकृत्वा तु आत्मनोऽपि न कारयेत् ॥ ,, ॥ २२ ॥

અર્થ:—ભોજન, વસ્ત્ર, શિરમાં તેલ લગાડવુ, સ્નાન, અલંકાર પહેરવા, ઇત્યાદિ જ્યાં સુધી મોટી સપત્નીએ કર્યાં ન હોય ત્યાં સુધી તે સર્વ પોતે પણ ન કરવાં.

गृहव्यापारदानेषु पतिं गूढं तथा वदेत् ।
अधिकुर्यादनिच्छन्तीं ज्येष्ठैवैनां यथा बलात् ॥ ,, ॥ २३ ॥

અર્થ:—ઘરના કાર્યમાં તથા દાનાદિક દેવામાં નાની સપત્ની ઇચ્છા ન કરતી હોય, તો પણ મોટીએ સર્વ કામ તેને જ સોંપી દેવું જોઇએ. અને તેના ગૂઢ આશયોને પતિ આગળ કહી દેવા જોઇએ.

साऽपि विज्ञाय भर्तारं कनिष्ठाकृष्टमानसम् ।
विश्रामं प्रार्थयेदेनामधिकुर्यात्सुतामिव ॥ भवि०पु०ब्रा० प० अ. १४-२४ ॥

અર્થ:—નાની સપત્નીની સેવાથી જેનુ મન તેના તરફ ખેંચાયું છે એવો જ્યારે પોતાના પતિને જુએ, ત્યારે મોટી સ્ત્રી પોતાની શાન્તિને માટે નાનીની પ્રાર્થના કરે અર્થાત્ "હાલ તું ઘરનું સર્વ કાર્ય જો, હું હાલ શાન્તિમાં રહેવાની છુ " એ પ્રમાણે કહીને પુત્રીની માફક તેને સર્વ કાર્યમાં ઉપરી બનાવી દે.

मत्वा भर्तुरभिप्रेतं रक्षन्ती निजगौरवम् ।
कृतं भर्त्रनुकूलं स्यात्तदिष्टायानुमोदयेत् ॥ ,, ॥ २५ ॥

અર્થ—પતિના અભિપ્રાયને જાણીને પોતાના ગૌરવની રક્ષા કરતી સતી પતિવ્રતા સ્ત્રી ઘરનું પ્રધાન કાર્ય આદિ નાની સપત્નીને સોંપે, જે વાત પતિને અનુકૂલ જ છે. માટે પતિના ઇષ્ટને માટે નાની સપત્નીના કાર્યમાં અનુમોદન આપે. કારણકે—

स्वामिनो यदभिमेतं भृत्यैः किं क्रियतेऽन्यथा ।
क्लिश्यते तत्र मूढात्मा परतन्त्रो वृथा जनः ॥ " ॥ २६ ॥

અર્થ:—સ્વામીનુ જે ઇષ્ટ છે તે સેવક લોક મિથ્યા કરી શકતા નથી. પરાધીન રહેનાર મૂઢ બુદ્ધિ વાળાં મનુષ્ય તેમાં વ્યર્થ કલેશ કરે છે. તેથી મોટી પત્ની જ્યારે પતિને નાની સપત્નીને અધીન જુએ, ત્યારે તેણે સર્વ સત્તા તેને સોંપી દેવી જોઇએ. નહિંતો પોતાને જ કલેશનું કારણ છે. અને—

सापि ज्येष्ठा पतिं चैव गृहतन्त्रं च सर्वदा ।
समावर्ज्य गुणैर्धीरा प्रागवस्थां न विस्मरेत् ॥ " ॥ २८ ॥

અર્થ—ગુણો યુક્ત ધીરજવાળી તે મોટી પત્ની નાની પત્નીને સર્વ સત્તા સોંપીને પછી પણ પોતાના પતિને તથા ઘરના કાર્યને તથા પોતાની પૂર્વની સ્થિતિને ભૂલી ન જાય.

न कापि दुर्भगा नाम सुभगा नाम जातितः ।
व्यवहाराद्भवत्येव निर्देशो रिपुमित्रवत् ॥ भवि०पु०ब्रा०प०अ०१५–१६ ॥

અર્થ:—કોઇ પણ સ્ત્રી દુર્ભગા કે સુભગા જાતિ માત્રથી નથી હોતી. દુશ્મન તથા મિત્ર એ જેમ વ્યવહારથી કહેવાય છે, જાતિથી નહીં, તેમ સુભગા અને દુર્ભગાનું પણ સમજવું.

भर्तृचित्तापरिज्ञानादननुष्ठानतोऽपि वा ।
वृत्तैर्लोकविरुद्धैश्च यान्ति दुर्भगतां स्त्रियः ॥ " ॥ १७ ॥

અર્થ:—પતિની ચિત્તવૃત્તિ નહીં જાણવાથી અથવા તેની ખબર હોવા છતાં તેને અનુસાર અનુષ્ઠાન નહીં કરવાથી, તેમ લોક વિરૂદ્ધ વ્યવહાર કરવાથી, સ્ત્રીઓ દુર્ભગા થાય છે.

दुर्भगा च पुनर्नित्यमुपवासादितत्परा ।
बाह्येषु पतिकृत्येषु स्याद्विशेषाभियोगिनी ॥ भवि०पु.ब्रा०प०अ०१६–१ ॥

અર્થ:—દુર્ભગા સ્ત્રીએ ઉપવાસાદિ વ્રતમાં તત્પર રહીને પતિનુ બહારનું કામ કરવામાં વિશેષ ઉપયોગવાળી થવુ જોઇએ. (અહીં દુર્ભગા એટલે જે સ્ત્રીના ઉપર પતિનો સ્નેહ ન હોય તેવી સ્ત્રી સમજવી.)

न प्रशंसा सपत्नीषु निन्दां चापि तथात्मनि ।
असूयां भर्तुरीर्ष्यां वा प्रणयं वापि दर्शयेत् ॥ " ॥ २ ॥

અર્થ:—વળી સપત્નીઓ સંબંધી પ્રશંસા તથા પોતાના વિષયમાં નિન્દા તથા સપત્ની સંબધમાં અસૂયા અને પતિ સંબંધી ઇર્ષ્યા અથવા પ્રેમ પણ દર્શાવે નહીં, અર્થાત્ અસૂયા અને ઇર્ષ્યા કરવાથી પુણ્યનો ક્ષય થાય છે. અને પતિના ઉપર પ્રેમ દર્શાવવાથી સપત્નીને દ્વેષ થાય છે.

ઇતિ પતિસેવાદ્યનિરૂપણ અ. ૧૨. સ. ૧૫ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૧૬.

### પતિપૂજા આદિનો ક્રમ

પૂર્વ સર્ગમા પતિવ્રતાની દિનચર્યા આદિ કહીને હવે આ સર્ગમા તેને માટે પૂજા આદિનો ક્રમ બતાવવામા આવે છે

गृहकार्यं तत कृत्वा स्नात्वा धोते च वाससी ।
गृहीत्वा शुक्लपुष्पं च भक्तित पूजयेत्पतिम् ॥
ब्र. वै. पु० कृ० ज० ख० ड० भा० अ० ८३–३१ ॥

અર્થ —સ્ત્રીએ સવારમા ઉઠીને રાત્રે સૂતી વખત પહેરેલા વસ્ત્રો બદલીને પછી સ્નાનાદિ કરતા પહેલા કરવાના કાર્ય કરીને પછી સ્નાન કરી ધોયેલા વસ્ત્ર પહેરીને સફેદ રગના પુષ્પ વડે ભક્તિ પૂર્વક પતિનુ પૂજન કરવુ જોઇએ

स्नापयित्वा सुपूतेन जलेन निर्मलेन च ।
तस्मै दत्वा धौतवस्त्रं तत्पादौ क्षालयेन्मुदा ॥ ,, ॥ ३२ ॥

અર્થ —પ્રથમ પતિને નિર્મલ જલ વડે સ્નાન કરાવીને તેને ધોયેલુ વસ્ત્ર પહેરવાને માટે આપે તે પછી પ્રેમથી તેના પગ ધુએ

आसने वासयित्वा च दत्वा भाले च चन्दनम् ।
सर्वांगलेपन कृत्वा दत्वा माल्यं गलेऽपि च ॥ ,, ॥ ३३ ॥

અર્થ —પછી આસન ઉપર બેસાડીને ભાળમા ચન્દન લગાડે, તથા સર્વ શરીરમા ચન્દન લગાવી તેના ગળામા માળા પહેરાવે

सामवेदोक्तमन्त्रेण भोगद्रव्यैः सुधोपमै ।
संपूज्य भक्तित कान्तं स्तुत्वा च प्रणमेन्मुदा ॥ ,, ॥ ३४ ॥
ॐ नमः कान्ताय शान्ताय सर्वदेवाश्रयाय च ।
इत्यनेनैव मन्त्रेण दत्वा पुष्प च चन्दनम् ॥ ,, ॥ ३५ ॥

અર્થ —અને સામવેદના મંત્ર ॐ नम कान्ताय शान्ताय सर्वदेवाश्रयाय स्वाहा' "ૐકારના વાચ્ય પરમાત્મ સ્વરૂપ તથા શાન્ત સ્વરૂપ તથા સપૂર્ણ દેવતાઓના આશ્રયરૂપ પતિના પ્રતિ મારા નમસ્કાર હો તથા આ પૂજાદ્રવ્ય પતિરૂપ દેવતા પ્રતિ હુત હો (स्वाहा)"–એ મન્ત્ર વડે અમૃત તુલ્ય ભોગ સામગ્રી તથા પુષ્પ અને ચન્દન તથા—

पाद्यार्घ्यधूपदीपैश्च वस्त्र नैवेद्यमुत्तमम् ।
जल सुवासितं शुद्ध ताम्बूल च सुवासितम् ॥ , ॥ ३६ ॥

અર્થ —પાદ્ય, અર્ઘ્ય, ધૂપ, દીપ, વસ્ત્ર ઉત્તમ નૈવેદ્ય શુદ્ધ અને સુગન્ધિદાર જલ તથા સુગન્ધિત તામ્બૂલ, આદિ વડે પતિનુ પૂજન કરે પછી નીચેના સ્તોત્રથી સ્તુતિ કરીને પછી પ્રણામ કરે એ સ્તોત્ર નીચે પ્રમાણે છ —

पतिव्रता च स्तुत्वा च तीर्थस्नानफलं लभेत् ।
फलं च सर्वतपसां व्रतानां च व्रजेश्वर ॥ ,, ॥ ४७ ॥
इदं स्तुत्वा नमस्कृत्य भुङ्क्ते सा तदनुज्ञया ॥ ,, ॥ ४८ ॥

અર્થઃ—અને હે વ્રજેશ્વર ! જે પતિવ્રતા આ સ્તોત્રથી પતિની સ્તુતિ કરી નમસ્કાર કરી પતિની આજ્ઞાથી ભોજન કરે છે, તેને તીર્થસ્નાનનું ફલ મળે છે, તથા સંપૂર્ણ તપોનુ તથા વ્રતોનું પણ ફળ પ્રાપ્ત કરે છે.

स्त्रीणां हि परमश्चैको नियमः समुदाहृतः ।
अभ्यर्च्य चरणौ भर्तुर्भोक्तव्यं कृतनिश्चया ॥
स्का० पु० ख० ३, धर्मा० ख० २, अ० ७-३९ ॥

અર્થઃ—પતિના ચરણની પૂજા કરીને પછીથી જ ભોજન કરવું એ જ એક નિયમ સ્ત્રીઓને માટે શાસ્ત્રમાં કહ્યો છે.

પતિની પૂજાથી અતિરિક્ત ગૃહદેવતા આદિનું પણ પૂજન સ્ત્રીઓએ કરવું આવશ્યક છેઃ—

सा शुद्धा प्रातरुत्थाय नमस्कृत्य पतिं सुरम् ।
प्राङ्गणे मण्डलं दद्याद्गोमयेन जलेन च ॥
ब्र० वै० पु० कृ० जं० ख० उ० भा० अ० ८४–१५ ॥

અર્થઃ—તે પતિવ્રતા સ્ત્રી પ્રાતઃકાલમાં ઉઠીને શુદ્ધ થઇને પતિ તથા ઇષ્ટદેવતાને નમસ્કાર કરીને આંગણામાં ગોમય તથા જલથી મંડલ કરે.

गृहकृत्यं च कृत्वा च स्नात्वाऽऽगत्य गृहं सती ।
सुरं विप्रं पतिं नत्वा पूजयेद्गृहदेवताम् ॥ ,, १६ ॥

અર્થઃ—પછી ગૃહકૃત્ય વગેરે કરીને સ્નાન કરે. પછી ગૃહમાં આવીને દેવતા, બ્રાહ્મણ અને પતિને નમસ્કાર કરી ગૃહદેવતા-ઇષ્ટદેવતાનું પૂજન કરે.

अनेन नारीवृत्तेन मनोवाग्देहसंयता ।
इहाग्र्यां कीर्तिमाप्नोति पतिलोकं परत्र च ॥ म० स्मृ० अ० ५–१६६ ॥

અર્થઃ—આ પતિવ્રતાધર્મમાં કહેલા પતિસેવા આદિ ધર્મ વડે જેણે મન, વાણી અને દેહને સંયત કરેલાં છે અર્થાત્ જેણે મન આદિને નિયમમાં રાખ્યાં છે એવી સ્ત્રી આ લોકમાં ઉત્તમ કીર્તિ પ્રાપ્ત કરે છે, અને પર લોકમાં પતિ સહિત સંપાદન કરેલા સ્વર્ગાદિ લોકોને પણ પ્રાપ્ત થાય છે.

ઇતિ પતિપૂજા આદિ ક્રમનિરૂપણ અ. ૧૨. સ. ૧૬. સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૧૭.

### પતિવ્રતાઅગ્નિપ્રવેશનિરૂપણ.

પૂર્વ સર્ગમાં પતિની પૂજા આદિની વિધિ બતાવીને આ સર્ગમાં પતિવ્રતાના અગ્નિપ્રવેશ વિષયનું નિરૂપણ કરવામાં આવે છે.

**इय नारी पतिलोकं वृणाना निपद्यत उप त्वा मर्त्य प्रेतं धर्मं पुराणमनुपालयन्ती तस्यै प्रजां द्रविणं चेह देहि** ॥ अथ वेद.स. का १८, अ २ सू. ३ म १ ॥

અર્થ —હે મર્ત્ય—મરણ ધર્મવાળા મનુષ્ય ! આ ( સામે ઉભેલી ) તારી સહધર્મચારિણી સ્ત્રી પતિલોકની ઇચ્છાવાળી અર્થાત્ પતિએ અનુષ્ઠાન કરેલા યાગ, હોમ, આદિના ફલ રૂપ સ્વર્ગાદિ લોકની ઇચ્છા વાળી હોય પુરાતન અર્થાત્ અનાદિ શિષ્ટાચારથી સિદ્ધ, અથવા સ્મૃતિ અને પુરાણમા પ્રસિદ્ધ ધર્મને સંપ્રદાયનો વિચ્છેદ કર્યા વિના ક્રમથી પાલન કરતી અર્થાત્ પાલન કરવાને માટે આ લોકમાથી નિકળેલા (મરેલા) એવા તારી (પતિની) પાછળ મરવાને માટે તને પ્રાપ્ત થઈ છે (**त्वा उपनिपद्यते**) તેને ભૂલોકમા તથા પર લોકમા પણ પુત્ર પૌત્રાદિ રૂપ પ્રજા તથા ધન આપ

આ મન્ત્રથી પત્નીને પણ પતિની સાથે ચિતામા બળી મરવાનુ કહ્યુ છે પરતુ આ મન્ત્ર અથવા અન્ય કોઈ મન્ત્ર વિધિ રૂપે જરૂર મરવુ એવી આજ્ઞા કરતો નથી ઇચ્છા હોય તો તેની સાથે મરે, નહિતો મરવાની આવશ્યકતા નથી એમ બીજા મન્ત્રથી માલમ પડે છે

**उदीर्ष्व नार्यभि जीवलोकं गतासुमेतमुपशेष एहि हस्तग्राभस्य दधिषोस्तवेदं पत्युर्जनित्वमभिसंबभूथ** ॥ अथ० वेद० स., का. १८, अ. २, सू० ३, म० २ ॥

અર્થ —હે નારિ ધર્મપત્નિ ! પ્રાણીઓના ધર્મ તથા અધર્મના ફલરૂપ મનુષ્ય લોક (**जीवलोक**)નુ લક્ષ્ય કરીને તુ પતિની પાસેથી ઉ૦ ( સ્ત્રી પહેલા પર લોકને લક્ષ્ય કરીને પતિની સાથે ચિતામા સૂતી છે તેથી ઉઠાડવાને સમયે પૃથિવી લોકને લક્ષ્ય કરીને ઉઠવાનુ કહ્યુ છે ) જેના પ્રાણ ગયા છે એવા પતિની સાથે (**गतासुम्**) તુ શયન કરે છે ( હવે તેની સાથે શયન કરવામાં કાંઈ દષ્ટ પ્રયોજન નથી તેથી) તુ ઉઠીને આવ (વળી જીવના વર્ગમા જ તે પતિથી આ લોક સબધી પુત્રાદિક સર્વ વસ્તુ પ્રાપ્ત કરી છે, માટે પણ તુ આવ, એવુ મત્ર પ્રતિપાદન કરે છે)—પાણિગ્રહણ કરનાર તથા ધારણ કરનાર તારા પતિની પુત્રાદિ રૂપે ઉત્પત્તિને તુ પ્રાપ્ત થઇ છે અર્થાત્ તને પુત્ર પ્રાપ્ત થયો છે

અહીં ત્રીજા અનુવાકના પહેલા મત્રથી પતિની સાથે પત્નીને પણ ચિતામા સુવરાવવાનુ કહ્યુ છે પણ જો પત્ની પતિની સાથે બળી મરવાની ઇચ્છા રાખતી ન હોય—ફરી જીવવાની જ ઇચ્છા રાખતી હોય—તો આ બીજો મન્ત્ર તેને ચિતામાથી ઉઠાડવાને પણ કહે છે માટે એ નિશ્ચય થાય છે કે પતિની સાથે ચિતામા બળી મરવુ કે નહી તે પત્નીની ઇચ્છાને અધીન વાત છે, કોઈ નિર્બન્ધ નથી

આમા એટલો ભેદ છે કે પતિની સાથે ચિતારોહણ કરીને શરીરની આહુતિ આપનારી સ્ત્રીને પતિની સાથે જ સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે અને પતિની સાથે શરીરનો ત્યાગ ન કરતા આયુ પર્યન્ત નિયમથી વિધવા ધર્મમાં રહેવાથી મૃત્યુ પછી પતિલોકને પ્રાપ્ત થાય છે પતિએ પુણ્યનામને યોગ્ય કર્મ ન કર્યું હોય તોપણ પતિવ્રતા પત્નીના તપોબળથી પતિને પણ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવુ પણ કથન છે

**अनुव्रजन्ती भर्तारं गृहात्पितृवनं मुदा ।**
**पदेपदेऽश्वमेधस्य फलं प्राप्नोत्यसंशयम्** ॥ स्कं.प.ख.३ धर्मा ख २ अ. ७—५३॥

અર્થ —વગમાથી નિકળીને પતિના દેહની સાથે પોતાના શરીરનો ત્યાગ કરવાને માટે જે સ્ત્રી ખુશીથી શ્મશાન( પિતૃવન)મા જાય છે તેને શ્મશાનમા જતા દરેક પગલે અશ્વમેધ યજ્ઞનુ ફળ પ્રાપ્ત થાય છે તેમા સશય નથી

व्यालग्राही यथा व्यालं बलादुद्धरते विलात् ।
एवमुद्धृत्य दूतेभ्यः पति स्वर्गं व्रजेत्सती ॥ ,, ॥ ५४ ॥

અર્થ —જેવી રીતે સર્પને પકડનાર(વાદીલો) દરમાથી સર્પને બલપૂર્વક પકડીને એચી કાઢે છે, તેવી રીતે પતિની સાથે શરીરનો ત્યાગ કરનારી સતી(પતિવ્રતા) યમદૂતોના હાથમાથી પતિને છોડાવી લઇને સ્વર્ગમા જાય છે

यमदूताः पलायन्ते तामालोक्य पतिव्रताम् ॥ , ॥ ५५ ॥

અર્થ —અને તે પતિવ્રતા સ્ત્રીને જોઈને જ યમદૂતો નાસી જાય છે

આ પ્રમાણે પતિની સાથે ચિતારોહણ કરીને શરીરનો ત્યાગ કરવાના મહિમાનુ વર્ણન કરવામા આવ્યુ છે પ્રાચીન કાલમા બહુ સ્ત્રીઓ આ પ્રકારે દેહત્યાગ કરતી હતી એમ ઇતિહાસથી માલમ પડે છે પરંતુ તે સર્વ સ્ત્રીઓ પોતાના તપોબળથી પ્રાપ્ત કરેલી હિંમતથી જ અગ્નિમા પ્રવેશ નહોતી કરતી વિવાહ સમયમા વિધવા સ્ત્રી ઉપર પડતા તિરસ્કાર તથા અનેક દુ ખની વાતો કન્યા લોકને સભળાવવાનો રિવાજ હતો તેનો ખ્યાલ સ્ત્રીઓને હમેશા રહેતો હતો તે દુ ખનો વિચાર કરીને કેટલીક સ્ત્રીઓ આજકાલ દુ ખના નિમિત્તથી કુવામા પડીને કે ગળે ફાસો ખાઈને મરે છે, તેવી રીતે પતિની સાથે અગ્નિમા પણ બળી મરતી હતી અને કેટલીકને તેના કુટુંબી લોક પણ પોતાની આબરૂને માટે જબરાઈ કરીને અગ્નિપ્રવેશ કરાવતા હતા વળી—

जीवहीनो यथा देहो क्षणादशुचितां व्रजेत् ।
भर्तृहीना तथा योषित्सुस्नाताप्यशुचिः सदा ॥ ,, ॥ ४९ ॥

અર્થ —જેવી રીતે જીવ રહિત દેહ એક ક્ષણમા અપવિત્ર થઈ જાય છે, તેવી રીતે પતિ વિનાની સ્ત્રી પણ સારી રીતે સ્નાન આદિ કર્યા છતા પણ હમેશા અપવિત્ર જ છે વળી—

अमङ्गलेभ्यो सर्वेभ्यो विधवा स्यादमङ्गला ।
विधवादर्शनात्सिद्धिः क्वापि जातु न जायते ॥ ,, ॥ ५० ॥

અર્થ —સર્વ અમગળ પદાર્થોમા પણ વિધવા અત્યત અમગળ છે કાર્યના આરભ કાલમા જો વિધવાનુ દર્શન થાય તો ક્યાએ પણ કાર્યની સિદ્ધિ થતી નથી

प्रयाणकाले विधवादर्शनं सम्मुखे यदि ।
स्यात्तदा नैव गन्तव्यमन्यथा मरणं ध्रुवम् ॥ स्का पु.ख.२वासु.मा.९ अ.२२-११॥

અર્થ —યાત્રા સમયમા જો સામે વિધવાનુ દર્શન થાય તો તે સમયે ન જવુ જોઇએ અને જાય તો અવશ્ય મૃત્યુ થાય

विहाय मातरं चैकां सर्वा मङ्गलवर्जिता ।
तदाशिषमपि प्राज्ञस्त्यजेदाशीविषोपमाम् ॥ ,, ॥ ५१ ॥

અર્થ—એક માતાને છોડી બાકી સર્વ વિધવાઓ મંગલ રહિત છે. વિધવાના આશીર્વાદ પણ સર્પની ફુંકની તુલ્ય હોવાથી બુદ્ધિમાન્ મનુષ્યે પરિત્યાગ કરવા યોગ્ય છે.

कन्याविवाहसमये वाचयेयुरिति द्विजाः ।
भर्तुं सहचरी भूयाज्जीवतोऽजीवतोऽपि वा ॥ ,, ॥ ५२ ॥

અર્થ.—કન્યાના વિવાહ વખતે વિધવાની આ અપવિત્રતાને બ્રાહ્મણોએ સંભળાવવી જોઇએ એમ બ્રાહ્મણલોક કહે છે. વિધવા સ્ત્રીઓની અપવિત્રતાનો વિચાર કરીને તેમણે જીવતા કે મરી ગયેલા પતિની સહધર્મચારિણી થવુ એ જ સ્ત્રીઓનુ કર્તવ્ય છે.

આ પ્રમાણે વિવાહના સમયમા વિધવાની અપવિત્રતા સભળાવવામાં આવતી હતી. એ દુઃખને લીધે પણ કેટલીક મરતી હતી. તેવી રીતે તપોબલ વિના મરવાથી તે આત્મહત્યાની ભાગી થાય છે. અને તેનુ કુટુબ પણ નરકનુ ભાગી થાય છે.

પરલોક પ્રાપ્તિની ઇચ્છાથી અગ્નિપ્રવેશ કરવાનુ પુરુષોને માટે પણ લખ્યું છે. તથાપિ તેવા અગ્નિપ્રવેશ કરવાનો ઇતિહાસ બહુ જ થોડો મળે છે. તે પણ કોઈ મહાન્ તપસ્વીનો જ મળે છે. સ્ત્રીઓનો પતિની સાથે અગ્નિપ્રવેશનો ઇતિહાસ બહુ છે. પરંતુ તેઓ સર્વ તપસ્વિની હતી એવો નિશ્ચય કરી શકાતો નથી, કારણ સાધારણ મનુષ્યોમાં એવી શક્તિ આવતી નથી. તેથી તેઓનો અગ્નિપ્રવેશ થવાનું કારણ પૂર્વોક્ત જ હતું. માટે પતિના મરણ બાદ તપસ્વિની થઇને રહેવુ તે જ વિધવાઓને માટે ઉત્તમ ધર્મ છે. તેથી વ્યાસજીએ બંને પ્રકારની વ્યવસ્થા બનાવી છે:—

मृतं भर्तारमादाय ब्राह्मणी वह्निमाविशेत् ।
जीवन्ती चेत्त्यक्तकेशा तपसा शोधयेद्वपुः ॥ व्या० स्मृ० अ० २–५३ ॥

અર્થ.—મરેલા પતિના શરીરને લઇને બ્રાહ્મણી વહ્નિમાં પ્રવેશ કરે. અને જો જીવતી રહે તો કેશને મુંડન કરાવીને તપથી શરીરને પવિત્ર કરે. કોઇ પુસ્તકમાં "**शोधयेत्**"ની જગાએ "**शोषयेत्**" પાઠ છે. ત્યાં તપથી શરીરને સૂકાવે એવો અર્થ સમજવો.

આ શ્લોકમાં બ્રાહ્મણીને માટે અગ્નિપ્રવેશ કહ્યો છે. તથાપિ પારાશર સ્મૃતિમાં તેથી વિલક્ષણ કહ્યુ છે:—

मृतानुगमनं नास्ति ब्राह्मण्या ब्रह्मशासनात् ।
उत्तरेषु च वर्णेषु तपः परममुच्यते ॥ वृ. पा. स्मृ. अ. ५–२६९ ॥

અર્થ.—બ્રાહ્મણીને માટે મૃત પતિની સાથે જ મરવાની બ્રહ્માની આજ્ઞા નથી. પરંતુ ક્ષત્રિયાદિ વર્ણોમાં પતિની સાથે જ સ્ત્રીઓએ બળી મરવું તેને પરમ તપ કહ્યુ છે. તથાપિ દ્વિજાતિની અન્તર્ગત ક્ષત્રિયા સ્ત્રીઓનો પણ અગ્નિપ્રવેશ સાંભળવામાં આવ્યો છે. માટે આ વાત ઇચ્છાનુસાર છે. જાતિક્રમથી વિધાન કરવામા આવ્યુ નથી.

---

ઇતિ પતિવ્રતાઅગ્નિપ્રવેશાનરૂપણ અ. ૧૨. સર્ગ ૧૭ સમાપ્ત.

# અધ્યાય ૧૨. સર્ગ. ૧૮.

## વિધવાધર્મનિરૂપણ.

ઉપરના સર્ગમા પતિવ્રતા સ્ત્રીના અગ્નિપ્રવેશનુ નિરૂપણ કરીને હવ આ સર્ગમા જે વિધવાઓ અગ્નિપ્રવેશ નહી કરતા જીવતી રહીને વિધવાજીવન ગાળવાની ઇચ્છા રાખે છે તેમના ધર્મોનુ નિરૂપણ કરવામા આવે છે

પૂર્વ સર્ગના અન્તમા કહ્યુ કે—

**जीवन्ती चेत्त्यक्तकेशा तपसा शोधयेद्वपुः ॥** व्या. स्मृ अ. २–९३ ॥

અર્થ —વિધવા જો જીવતી રહે તો કેશનુ મુડન કરાવીને તપથી શરીરને પવિત્ર કરે વિધવા સ્ત્રીનુ મુડન હજામની સ્ત્રીઓ દ્વારા જ થઈ શકે છે, પુરૂષ દ્વારા થઇ શકતુ નથી કારણ કે—

**आमन्त्रसंबन्धवतो विनाऽन्यान्पुरुषान्क्वचित् ।**
**अनापदि स्पृशेनैव पश्येन्नैव च कामतः**॥स्का.पु.ख २,वासु.मा ९,अ.२२ ६२॥

અર્થ —નજીકના સમ્બન્ધવાળા પુરૂષોને છોડી બીજા પુરૂષોને આપત્તિકાળ અર્થાત્ રોગાદિક થયા વિના સ્પર્શ ન કરે અને કામનાથી કોઇના સામે જુએ નહી તેથી તેમનુ મુડનાદિક પુરૂષો દ્વારા કરાવવાની મના છે સધવા સ્ત્રીને માટે પણ પુરૂષો દ્વારા નખ લેવરાવવા આદિ કરાવવુ યોગ્ય નથી કેટલાક દેશમા હાલ પણ સ્ત્રીઓનુ મુડન વગેરે સ્ત્રીઓ દ્વારા જ થાય છે જો તેમ ન બને તો કેશને જટા રૂપ જ કરી દેવા જોઇએ —

**केशवेणीजटारूप तत्क्षोर तीर्थक विना ।**
**तैलाभ्यंग न कुर्वीत न हि पश्येच्च दर्पणम् ।** ब्र.वै पु.कृ.ज.ख.उ भा.अ.८३-१०४॥

અર્થ —વાળને જટા રૂપે રાખવા જોઇએ, અને તેનુ ક્ષૌર તીર્થ વિના નહી કરાવે શરીર ઉપર તેલ ચોળે નહી, અને દર્પણમા જુએ નહી અહી તલના તેલનો નિષેધ છે, સરસવ આદિના તેલનો નહી આ પ્રમાણે વિધવા સ્ત્રીએ બ્રહ્મચારીની પેઠે જ જટા રાખવાનુ પણ શાસ્ત્રમા કહ્યુ છે અને શરીરમા વાતરોગ તથા ચુટ અથવા ઘા પડેલો હોય તો વિધવા, સન્યાસી, વગેરે સર્વ તેલ લગાવી શકે છે

**स्तनपस्य तु नु स्पृश्यांदृद्धस्य च न दुष्यति ।**
**कार्ये आवश्यके ताभ्यां भाषणे च विभर्तृका ॥**
स्का पु ख २,वासु मा.९अ २२–६३ ॥

અર્થ —માતાનુ દૂધ પીનાર બાળક તથા વૃદ્ધોને સ્પર્શ કરવામા દોષ નથી અને પ્રયોજન સર વૃદ્ધોની સાથે વાત કરવામા પણ વિધવા સ્ત્રીને દોષ નથી

**व्यावहारिककार्ये च विवादमधिकं नरै ।**
**न कुर्वीतावश्यकार्ये तैर्भाषेत विना रह ॥** ,, ॥ ६४ ॥

અર્થ —વ્યવહાર સબન્ધી કાર્યમા પુરૂષોની સાથે અધિક વિવાદ ન કરે અને અવશ્ય કાર્યોમા તેમની સાથે પ્રત્યક્ષમા વાત કરે, એકાન્તમા નહી

सधातुमूक्ष्मवासासि नालकार च धारयेत् ।
न दिवा शयन कुर्यान्न खट्वायामनापदि ॥ ,, ॥ ६६ ॥

અર્થ —વિધવા સ્ત્રી સુવર્ણાદિ ધાતુ તથા કોમળ વસ્ત્ર તથા અન ારને ધારણ ન કરે દિવસના શયન ન કરે આપત્તિમાન અર્થાત્ રોગાદિ સમય સિવાય અન્ય અવસ્થામા ખાટલા ઉપર ન સુએ અર્થાત્ દેશ ાન સમયને અનુસાર ઉપયોગ કરે

नैवाङ्गोद्वर्तनं कार्यं स्त्रिया विधवया क्वचित् ।
गन्धद्रव्यस्य सम्भोगो नैव कार्यस्तथा क्वचित् ॥
स्का पु ख ३धर्मा रा २,अ ७—६८ ॥

અર્થ —વિધવા સ્ત્રી શરીરમા ચૂર્ણ કે સાબુ આદિથી શરીરનો મેલ ઉતારે નહી, અને અત્તરાદિ ગન્ધ દ્રવ્યનો પણ કદાપિ ઉપયોગ ન કરે

ताम्बूलभक्षण नैव कुर्यान्नाभ्यङ्गमञ्जनम् ।
पुमसङ्गाच्च विभियात्कृष्णाहेरिव नित्यदा ॥
स्का पु ख २,ब्रामु मा ९,अ २२—६७ ॥

અર્થ —વળી વિધવા સ્ત્રી કદાપિ પાન ન ખાય તેમ તેલ ચોળવુ તથા નેત્રોમા અંજન ઇત્યાદિ કદાપિ ન કરે તેવી જ રીતે કાળા નાગની પેઠે પુરૂષોના સગથી પણ હમેશા ડરતી રહે

तर्पण भत्यह कार्यं भर्तु कुशतिलोदकैः ।
तत्पितुस्तत्पितुश्चापि नामगोत्रादिपूर्वकम् ॥स्का पु ख ३,धर्मा ख २,अ ७—६९॥

અર્થ —વિધવાએ કુશ તિલ અને જલ વડે નિત્ય પતિનુ તથા પતિના પિતાનુ તથા તેના પિતાનુ પણ નામ તથા ગોત્રાદિનુ ઉચ્ચારણ કરીને તર્પણ કરવુ જોઇએ

ब्राह्मणी पतिहीना या भवेन्निष्कामिनी सदा ।
एकभुक्ता दिनान्ते सा हविष्यान्नरता सदा ॥ब्र वै पु कृ,ज ख उ अ ८३—९४॥

અર્થ —પતિરહિત બ્રાહ્મણીએ હમેશા કામના રહિત થવુ અને દિવસના અન્તમા અર્થાત્ પાછલા પહોરમા એકવાર હવિષ્યાન્નનુ ભોજન કરવુ જોઇએ

न रक्त दिव्यवस्त्र च गन्धद्रव्य सुतैलकम् ।
स्रज च चन्दन चैव शङ्खसिन्दूरभूषणम् ॥ ,, ॥ ९५ ॥
त्यक्त्वा मलिनवस्त्रा स्यान्नित्य नारायण स्मरेत् ।
नारायणस्य सेवा च कुरुते नित्यमेव च ॥ ,, ॥ ९६ ॥

અર્થ —કિમતી વસ્ત્ર ન પહેરે સુગન્ધિવાળા અત્તર આદિ પદાર્થ તથા સુગન્ધિવાળુ તેલ આદિ તથા માળા ચન્દન તથા શખ આદિની બનાવેલી બગડી તથા સિન્દૂર તથા ભૂષણ ઇત્યાદિ નનો ત્યાગ કરી મલિન વસ્ત્રવાળી થઇ અને નિત્ય નારાયણનુ સ્મરણ કરવુ અને હમેશા નારાયણની જ સેવા કરતા રહેવુ જોઇએ

વળી તેને નીચે દર્શના વચન પણ માની પગ મા છે —

मृते भर्तरि या नारी नीलवस्त्रं तु धारयेत् ।
स्वामी तिष्ठति पाताले नीलवस्त्रस्य धारणे ॥ अंगिर.स्मृ.श्लो.३९ ॥

અર્થ:—પતિના મરણ બાદ જે સ્ત્રી નીલ રંગનું વસ્ત્ર ધારણ કરે છે, તેનો સ્વામી નીલ વસ્ત્ર ધારણ કરવાના કારણે પાતાલમાં અર્થાત્ નરકમાં રહે છે.

पुत्रतुल्यं च पुरुषं सदा पश्यति धर्मतः ॥ „ ॥ ९७ ॥

અર્થ:—પુરૂષોને હમેશાં ધર્મને અનુસાર પુત્ર તુલ્ય જ દેખે.

मिष्टान्नं न च भुंक्ते सा न कुर्याद्विभवं व्रज ।
एकादश्यां न भोक्तव्यं कृष्णजन्माष्टमीदिने ॥ „ ॥ ९८ ॥
श्रीरामस्य नवम्यां तु शिवरात्री पवित्रया ।
अघोरायां च प्रेतायां चन्द्रसूर्योपरागयोः ॥ „ ॥ ९९ ॥

અર્થ:—હે વ્રજ! વિધવા મિષ્ટાન્ન જમે નહીં. વળી કોઈ પ્રકારનો વૈભવ પણ કરે નહીં. તેમજ એકાદશી, કૃષ્ણ જન્માષ્ટમી, રામનવમી, શિવરાત્રિ, ભાદ્રપદ કૃષ્ણ ચતુર્દશી, તથા સૂર્ય અને ચંદ્રના ગ્રહણોને દિવસે પવિત્ર રહીને ભોજન ન કરે. અને—

भ्रष्टद्रव्यं परित्यज्य भुज्यते परमेव च ॥ „ ॥ १०० ॥

અર્થ:—તેથી અતિરિક્ત દિવસોમાં પણ ભ્રષ્ટ પદાર્થોનો ત્યાગ કરીને ભોજન કરે.

रक्तशाकं मसूरं च जंबीरं पर्णमेव च । „ ॥ १०१ ॥
अलाबूर्वर्तुलाकारा वर्जनीया च तैरपि ॥ „ ॥ १०२ ॥

અર્થ:—લાલ રંગના મૂળા તથા સલગમ આદિનું શાક, મસૂરની દાળ, જંબીર( એક પ્રકારની ભાજી ), તથા પાન, ગોળ દુધી, (अलाबूः), એ સર્વ વિધવા સ્ત્રીઓએ પરિત્યાગ કરવા યોગ્ય છે.

यानमारोहणं कृत्वा विधवा नरकं व्रजेत् ।
न कुर्यात्केशसंस्कारं गात्रसंस्कारमेव च ॥ „ ॥ १०३ ॥

અર્થ:—અને વાહન ઉપર ચઢવાથી વિધવા નરકમાં જાય છે. વળી કેશ અને શરીરના સંસ્કાર પણ ન કરે.

मुखं च परपुंसां च यात्रां नृत्यं महोत्सवम् ।
नर्तनं गायनं चैव सुवेषं पुरुषं शुभम् ॥ „ ॥ १०५ ॥

અર્થ:—પર પુરૂષનું મુખ જોવું, યાત્રા કરવી, નાચ તથા ઉત્સવાદિ જોવું, તથા પોતે નાચ, તથા ગાયન, કરવું તથા રૂપવાળા સુન્દર વસ્ત્ર પહેરેલા પુરૂષને જોવા-ઈત્યાદિ ન કરે.

हिन्दोलकादिक्रीडायां प्रसक्तां तरुणीं निशि ।
रममाणां विटैः सार्धं विधवां स्वैरचारिणीम् ॥ भवि.पु.ब्रा.प.अ.१३-५८ ॥
वृद्धादिभार्यां सज्जायां यानगेयादिसंगिनीम् ।
कः श्रद्दध्यात्सतीत्येवं साध्वीमपि हि योषितम् ॥ „ ॥ ५९ ॥

અર્થ:—હિંદોળા આદિ ક્રીડામાં આસક્ત તથા રાત્રિમાં ધૂર્તો( विट )ની સાથે રમણ કરનારી, ઇચ્છાનુસાર ચાલનારી યુવાવસ્થાની વિધવા સ્ત્રી (૫૮), તથા વૃદ્ધ પુરૂષની પત્ની હોય, વાહનમાં ફરનારી તથા ગાયન આદિમાં આસક્તિવાળી હોય—એવી સ્ત્રી જાતે સદાચારિણી તથા સત્પત્ની( सज्जाया ) હોય તોપણ તે સતી( पतिव्रता ) છે એવો કોણ વિશ્વાસ કરશે અર્થાત્ કોઇ નહીં. માટે આ સર્વ વિધવા કે સધવા સ્ત્રીએ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે.

विष्णोः संपूजनं कार्यं पतिबुद्ध्या न चान्यथा ।
पतिमेव सदाध्यायेद्विष्णुरूपधरं हरिम् ॥स्का पु.ख.३,धर्मा.ख.२,अ.७–७० ॥

અર્થ:—વિષ્ણુ ભગવાનનું પૂજન પણ પતિબુદ્ધિથી કરવું જોઇએ, અન્ય પ્રકારે નહીં. સર્વ પાપોને દૂર કરનાર વિષ્ણુરૂપ ધારણ કરેલા પતિનું જ હમેશાં ધ્યાન કરવું જોઇએ.

यद्यदिष्टतमं लोके यद्यत्पत्युः समीहितम् ।
तत्तद्गुणवते देयं पतिप्रीणनकाम्यया ॥ ,, ॥ ७१ ॥

અર્થ:—પતિની પ્રીતિ ચહાનારી સ્ત્રીએ જગતમાં લોકોને જે પદાર્થ પ્રિય હોય અને જે જે પદાર્થ પતિને પ્રિય હતા ? તે સર્વ પદાર્થ પતિને પ્રસન્ન કરવાની ઇચ્છાવાળી વિધવા ગુણવાન્ અધિકારી પુરૂષને દાન કરે.

वैशाखे कार्तिके मासे विशेषनियमाँश्चरेत् ।
स्नानं दानं तीर्थयात्रां पुराणश्रवणं मुहुः ॥ ,, ॥ ७२ ॥

અર્થ:—વૈશાખ તથા કાર્તિક માસમાં વિશેષ નિયમોનું પાલન કરે. સ્નાન, દાન, તીર્થયાત્રા તથા વારંવાર પુરાણશ્રવણ ઇત્યાદિક ઉપરના બે માસમાં કરે.

આ પ્રકારની ઇશ્વિરભક્તિ તથા તપને છોડી અન્ય વ્યવહાર સંબન્ધિ કર્મ કરવાથી વિધવા સ્ત્રી તથા તેનું કુટુંબ પાપનું ભાગી થાય છે.

अनेकानि सहस्राणि कुमारब्रह्मचारिणाम् ।
दिवं गतानि विप्राणामकृत्वा कुलसंततिम् ॥ म.स्मृ.अ.५–१५९ ॥

અર્થ:—બાલ્યાવસ્થાથી જ બ્રહ્મચર્યમાં રહેલા સનત્કુમાર, બાલખિલ્ય, આદિ હજારો બ્રાહ્મણ બ્રહ્મચારીઓ કુલની વૃદ્ધિ માટે સંતતિ ઉત્પન્ન ન કર્યા છતાં પણ સ્વર્ગને પ્રાપ્ત થયા છે.

मृते भर्तरि साध्वी स्त्री ब्रह्मचर्ये व्यवस्थिता ।
स्वर्गं गच्छत्यपुत्रापि यथा ते ब्रह्मचारिणः ॥ ,, ॥ १६० ॥

અર્થ:—પૂર્વોક્ત કુમારો, બાલખિલ્ય, વગેરે બ્રહ્મચારી લોકોની માફક પતિ મરી ગયા પછી બ્રહ્મચર્યના નિયમનું પાલન કરીને વિધવાધર્મનું પાલન કરવાથી પુત્ર ન હોવા છતાં પણ વિધવા સ્ત્રી સ્વર્ગે જાય છે. તપ વિના બ્રહ્મચર્ય માત્રથી સ્વર્ગાદિ મળતું હોત તો રોગી, નપુંસક, આદિકનું પણ કલ્યાણ થાત. માટે અવસ્ય તપ કરવું જોઇએ એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

कामं तु क्षपयेद्देहं पुष्पमूलफलैः शुभैः ।
न तु नामापि गृह्णीयात्पत्यौ प्रेते परस्य तु ॥ ,, ॥ १५७ ॥

અર્થ:—પોતાના જીવનનો નિર્વાહ હોવા છતાં પણ પવિત્ર અર્થાત્ તપસ્વી લોકોને યોગ્ય પુષ્પ, મૂલ, ફલ, આદિનું ભોજન કરીને વિધવા દેહને ક્ષીણ કરે. દેહને હષ્ટ પુષ્ટ બનાવનાર

ભોજન ન કરે કેમકે તપનો ભંગ કરનાર છે. અલ્પાહાર કરીને તપમાં જ તત્પર રહેવું જોઇએ એવો ભાવ છે. અને પતિના મરણ પછી વ્યભિચારબુદ્ધિથી બીજા પુરૂષનું નામ પણ ન લે.

આ પ્રકારના તપોબળથી તે પતિવ્રતા સ્ત્રીઓને સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

હાલના સમયમાં પોતાને આર્ય પ્રજા કહેવરાવનાર હિન્દુ પ્રજામાં વિધવા લોકનું તપ તથા તેમને રહેવાનું તપોવન પણ બહુ આશ્ચર્યકારક છે. ભક્તદાસ અર્થાત્ કેવલ ખાવાનું અન્ન માત્ર લઇને મરણ પર્યન્ત સ્વામીની ચાકરી કરનાર દાસને ભક્તદાસ કહે છે. તે ભક્તદાસની માફક શ્વશુર ઘરમાં અથવા પિતાના ઘરમાં કામ કરવું તેજ આજકાલ વિધવા લોકોનું તપ છે. કેટલાક લોકના ઘરમાં તેને ખાવાનું પણ ઠેકાણું નથી, તેમ રહેવાનું સ્થાન પણ નથી.

પતિના ધનની માલિક પત્ની હોવા છતાં પણ તેના ધનને રાખીને વિધવા સ્ત્રીને ખાવાનું પણ આપતા નથી. કચેરી આદિમાં જઇને લડે તો હુકમનામું થવું પણ કઠિન છે, કારણ આજકાલ અનાથ અને અસમર્થની વાત કોઈ સાંભળતું નથી. પહેલાં અનાથ વિધવા આદિની ખબર ધર્માત્મા રાજાલોક રાખતા હતા. હવે તે પણ જોવામાં આવતું નથી. અને કદાપિ કોઈ રીતે કચેરીમાંથી હુકમનામું થતાં તેને પાંચ રૂપીઆ ખાવાને મળે છે. તે પણ શ્વશુરના ઘરવાળા બે મહિના આપીને બંધ કરી દે છે. ઘડી ઘડી કચેરીમાં જવાને કોણ સ્ત્રી સમર્થ છે. અને કેવી રીતે લડી શકે? અન્તે લોકોની મજુરી જ તેને માટે આશ્રય છે. તે પણ તપસ્વિની કહેવાય છે. કેટલાક લોકોમાં શ્વશુરના ઘરમાં અથવા પિતાના ઘરમાં રહેનારી વિધવાઓને ખાવાનું મળે છે. પરન્તુ તે પહેલાં કહેલા ભક્તદાસોની તુલ્ય કામ કરવાથી જ મળે છે. પિતા તથા ભાઇ આદિના ઘરનું સંપૂર્ણ કામ પૂરું કરવું તથા તેનાં બચ્ચાં આદિને ઉછેરવાં તથા ભાઇ, બન્ધુ, સખા, આદિના ઘરમાં વિવાહ અથવા કોઈ પ્રસૂતિ કે કોઇ રોગ આદિ હોય તો તેને સર્વ પ્રકારનાં કાર્ય સંભાળવાં, પ્રસૂત અને રોગીની સેવા સારી રીતે કરવી—એજ વિધવાનું તપ છે. ભાઇ, બન્ધુ, આદિ કોઇને પણ જરૂર પડે તો સર્વ લોક વિધવાની માગણી કરે છે. જો કોઇ નિમિત્તથી ન જઇ શકે તો તે જ દિવસથી તે દુરાચારિણી કોટિમાં ગણાય છે. શરીર અશક્ત હોય તોપણ તેણે સર્વ કાર્ય કરવાં જોઇએ.

વળી વિધવા સ્ત્રીને રહેવાના તપોવનમાં તેના બાપ, ભાઇ, અથવા શ્વશુર, દિયર, એ સર્વ ગૃહસ્થાશ્રમી છે. તેમને દરેક બીજી સાલમાં સન્તાન થાય છે. તેમની વચમાં આ બાલવિધવા યુવાન સ્ત્રી સર્વની સેવા કરતી સતી બ્રહ્મચર્યનો ઝંડો ઉડાવતી ફરે છે, અને તપસ્વિની કહેવાય છે, વ્રત રાખે છે, અને મંદિરોમાં દોડે છે. આનું શું કોઇ ઉત્તમ પરિણામ આવવાનું છે? એવા અનાર્ય ધર્મની વૃદ્ધિ થતાં મનુષ્યોમાં કુલીનતા પણ રહી શકે નહીં. કોઇ વિધવા અનાથ તથા દુઃખી થઇને ફરતી હોય તો તેની વાત કોઇ પૂછતુ નથી. અને જો તેની પાસે કંઇ ધન હોય તો પોતાના પુત્રને તેના ખોળામાં આપવાને માટે કેટલાક લોક તૈયાર થઇ જાય છે. અને કેટલાક લોક તેની ઉપર બહુ દયાભાવ બતાવી તેના સર્વ પૈસા ધર્માદા કરાવવાને માટે પૂર્ણ વિરક્તિનો ઉપદેશ કરે છે. અને તેનું ધન તથા જમીન વગેરે સારા માર્ગમાં લગાવે છે, અને તેને ઘડી દળવાનો સમય આવે છે. આ પણ એક સનાતન ધર્મિલોકનો વિલક્ષણ કાયદો છે.

ઇતિ વિધવાધર્મનિરૂપણ અ. ૧૨ સ. ૧૮ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૧૯.

### દુરાચારનાં કારણ.

પૂર્વ સર્ગમા વિધવાના ધર્મ આદિનું કથન કરીને આ સર્ગમાં સ્ત્રીઓમાં દુરાચાર થવાનાં કારણોનું વિવેચન કરવામાં આવે છે.

**स्त्रीजातिर्वास्तवी शुद्धा ताश्च सर्वाः पतिव्रताः ॥ब्र.वै.पु.कृ.ज.अ.८४—२३ ॥**

અર્થઃ—વાસ્તવિક રીતે સ્ત્રીજાતિ સર્વ પતિવ્રતા છે, અને સર્વ સ્ત્રીઓ પતિવ્રતા જ છે.

**सर्वाजातिरेकविधा चादौ सृष्टा च ब्रह्मणा ।**
**ताः सर्वाः प्रकृतेरंशाः पवित्राः पण्डिताधिकाः ॥ " ॥ २४ ॥**

અર્થઃ—સૃષ્ટિની આદિમાં બ્રહ્માજીએ સર્વ જાતિની સ્ત્રી એક પ્રકારની જ બનાવી. તે સર્વ મૂળ પ્રકૃતિના અંશ છે, પવિત્ર છે, અને અધિક બુદ્ધિવાળી છે. તથાપિ સ્ત્રીઓમાં વિકાર થવાનું કારણ શું બન્યું તેનું અહીં સૂચન કરીએ છીએ.

પ્રથમ બ્રહ્માજીના પુત્ર સ્વાયંભુ મનુ થયા. તેમના પ્રિયવ્રત અને ઉત્તાનપાદ—એ બે પુત્ર થયા. તેમાં ઉત્તાનપાદના પુત્ર ધ્રુવ થયા છે, અને ધ્રુવના પુત્ર નન્દસાવર્ણિ થયા, અને નન્દસાવર્ણિના પુત્ર કેદાર થયાઃ—

**तत्पुत्रो नन्दसावर्णिः केदारश्च तदात्मजः ।**
**सप्तद्वीपपतिः श्रीमान् केदारो वैष्णवः स्वयम् ॥ब्र.वै.पु.कृ.ज.ख.अ.८६—५॥**

અર્થઃ—ધ્રુવના પુત્ર નન્દસાવર્ણિ થયા, અને તેમના પુત્ર કેદાર થયા. તે શ્રીમાન્ કેદાર સાતે દ્વીપના રાજા થયા, અને પોતે પરમાત્માના ભક્ત હતા.

આ કેદારના યજ્ઞકુણ્ડમાંથી સાક્ષાત્ લક્ષ્મીજી પોતાની કલાથી ઉત્પન્ન થઇ. અને તેણે હે રાજન્! "હું તમારી કન્યા છું" એ પ્રમાણે કેદારને કહ્યું. રાજાએ તેનું સન્માન કરીને પોતાની પત્નીને સોંપી. તેનું નામ વૃન્દા હતું. અને કેદાર રાજાની પુત્રી રૂપે રહેવાથી કેદારકન્યા નામથી પ્રસિદ્ધ થઈ. તે તપ કરવાને માટે યમુનાને તીરે ગઇ. તેના તપનું સ્થાન હોવાથી વૃન્દાવન નામના સ્થાનની પ્રસિદ્ધિ થઇ.

તે વૃન્દા એક વખત વસન્ત ઋતુમાં યમુનાના તીરે ફુલોની શય્યામાં સુતી હતી. ત્યારે તેની પરિક્ષા કરવાને માટે બ્રહ્માજીએ ધર્મને મોકલ્યા. ધર્મ, મહાન્ તેજસ્વી તથા સૌન્દર્યવાળા યુવાન્ બ્રાહ્મણના વેષમાં વૃન્દાની પાસે ગયા. વૃન્દાએ તેને જોઇને યોગ્ય રીતે પૂજા કરી, અને ફલ મૂલ આદિ ખાવાને માટે આપ્યાં. પૂજાનો સ્વીકાર કરીને ધર્મે "તમે કોણ છો અને શા કારણથી તપ કરો છો" એ પૂછયું. વૃન્દાએ પોતાનું સર્વ વૃત્તાન્ત કહ્યું. અને ભગવાન્ પતિ થાય તેને માટે તપ કરૂં છું. જો તમે દેવમાં સમર્થ હો તો ભગવાન્ પતિ થવાનો વર આપો, નહિંતો જાઓ. વૃન્દાનું આ પ્રકારનું વચન સાંભળીને બ્રાહ્મણે ભગવાન્ પતિ થવાનો અસંભવ બતાવી પોતાને પતિ રૂપે સ્વીકાર કરવાની પ્રાર્થના કરી, અને પોતાની નાના પ્રકારની વિભૂતિ બતાવી વૃન્દાને લોભાયમાન કરી, અને છલથી તેનો સ્પર્શ કરવાને માટે તૈયાર થયો. કેદારકન્યાએ તેને બહુ પ્રકારે ધર્મનો ઉપદેશ કર્યો અને સમજાવ્યો, અને નાના પ્રકારનો નરકભય બતાવ્યો. છતાં પણ બ્રાહ્મણવેષ ધારી ધર્મ નિવૃત્ત થતા દીઠા નહી. ત્યારે વૃન્દા કહે છેઃ—

क्षमस्व गच्छ भद्रं ते अवध्याश्च द्विजातयः ।

शक्ताऽहं भस्मसात्कर्तुं गच्छ वत्स यथासुखम् ॥ „ ॥ ९९ ॥

અર્થ:—તમે ક્ષમા કરો, તમારું કલ્યાણ થાઓ. દ્વિજાતિ મારવાને યોગ્ય નથી, તેથી હું તને મારતી નથી. નહિંતો હું તને ભસ્મ કરવા સમર્થ છું. હે વત્સ! તું સુખ પૂર્વક ચાલ્યો જા. અહીં મને તપ કરતાં કેટલાએ યુગ વીતી ગયા છે, અને મારાં પિતા માતા કોઈ નથી.

सर्वान्तरात्मा भगवान् कृष्णो रक्षति मां द्विज ।

कृष्णेन स्थापितो धर्मो मां च रक्षति नित्यशः ॥ „ ॥ १०० ॥

અર્થ:—હે બ્રાહ્મણ! સર્વના અન્તરાત્મા ભગવાન્ કૃષ્ણ મારી રક્ષા કરે છે. તેમણે ધર્મની સ્થાપના કરી છે. અને તે જ હમેશાં મારા ધર્મની રક્ષા કરશે. વળી—

आदित्यश्च तथा चन्द्रः पवनश्च हुताशनः ।

ब्रह्मा शंभुर्भगवती दुर्गा रक्षति मां सदा ॥ „ ॥ १०२ ॥

અર્થ:—આદિત્ય, ચન્દ્રમા, વાયુ, અગ્નિ, બ્રહ્મા, મહાદેવ, તથા ભગવતી દુર્ગા પણ હમેશાં મારી રક્ષા કરશે.

येन शुक्लीकृता हंसाः शुकाश्च हरिताः कृताः ।

मयूराश्चित्रिता येन स मे रक्षां करिष्यति ॥ „ ॥ १०३ ॥

અર્થ:—જે પરમાત્માએ આ હંસોને શુકલ બનાવ્યા છે, આ પોપટને લીલા રંગના બનાવ્યા છે, અને જેમણે આ મયૂરોને નાના રંગવાળા બનાવ્યા છે, તે પરમાત્મા મારી રક્ષા કરશે. માટે મને છોડીને તમે ચાલ્યા જાઓ એમ કહીને ઉભી થઇ. તોપણ ફરીથી વૃન્દાને સ્પર્શ કરવાને માટે ધર્મની તૈયારી જોઈને વૃન્દાએ તેને "क्षयो भव, क्षयो भव, क्षयो भव" અર્થાત્ તમારો (ક્ષય નાશ) થાઓ એમ ત્રણવાર તેને શાપ દીધો. જ્યારે ચોથીવાર શાપ દેવાને તૈયાર થઇ ત્યારે સૂર્ય ભગવાને તેને રોકી. તેજ વખતે બ્રહ્મા આદિક ત્રિમૂર્તિ ત્યાં આવ્યા. તે વખતે ધર્મની એક જ કલા બાકી રહી હતી, કારણ વૃન્દાએ ત્રણવાર "ક્ષય થાઓ" એમ કહેવાથી તેમની ત્રણ કલા નષ્ટ થઇ હતી. એક જ કલાવાળા ધર્મને જોઈને તેઓ રૂદન કરવા લાગ્યા. ત્રિમૂર્તિ તથા અગ્નિ, વાયુ, આદિ દેવતાઓ પણ ધર્મને જીવાડવાને માટે વૃન્દાને પ્રાર્થના કરવા લાગ્યા, ત્યારે વૃન્દાએ પોતાના પ્રભાવથી ધર્મને જીવતા કરી વૃન્દા બોલી.

क्षयो भवेति वाक्यं च मयोक्तं कोपभीतया ।

वारत्रयं पुनर्वक्तुं वारयामास भास्करः ॥ ब्र.वै.पु.कृ.ज.ख.अ.८६–४३ ॥

અર્થ:—"ક્ષય થાઓ" એ વાક્ય હું કોપથી તથા ભયથી ત્રણવાર બોલી છું. જ્યારે હું ચોથી વાર બોલવાને તૈયાર થઇ ત્યારે સૂર્યે મને રોકી.

सत्ये च परिपूर्णोऽयं यथा पूर्वो यथाऽधुना ।

त्रिपादश्चापि त्रेतायां द्विपादो द्वापरे तथा ॥ „ ॥ ४४ ॥

एकपादश्च धर्मोऽयं कलेश्च प्रथमे हरे ॥ „ ॥ ४५ ॥

અર્થ:—જેવો પૂર્વે હતો અને હાલ છે તેવો આ ધર્મ દરેક સત્યયુગમાં પૂર્ણ રહેશે,

त्रेता युगमां तेना त्रण पाद रहेशे, द्वापरमां बे पाद, अने कलियुगना प्रथम चरणमां धर्मनो एक पाद रहेशे.

केदारकन्याशापेन स हि धर्मः क्षयं गतः ।
तदा कोपेन धात्रा च कृत्या स्त्री च विनिर्मिता ॥

ब्र.वै.पु. कृ.ज.ख.अ.८४–२५ ॥

अर्थः—आ प्रमाणे केदारकन्या(वृन्दा)ना शापथी धर्मनो क्षय थयो, त्यारे ब्रह्माजीए कोपथी कृत्या स्त्रीने निर्माण करी.

पूर्वे कहेली प्रकृतिनी कला २५ स्त्रीओ सिवायनी बीजी अभिचार क्रियाथी उत्पन्न थती भूतनी माफक न्यून शक्तिवाळी तथा अपवित्र स्वभाववाळी स्त्रीने अहीं कृत्या कही छे.

कृत्या स्त्री त्रिविधा जातिर्ब्रह्मणा निर्मिता पुरा ।
उत्तमा प्रथमा सा च मध्यमा चाधमा व्रज ॥ ,, ॥ २६ ॥

अर्थः—हे व्रज! ब्रह्माजीए कृत्या स्त्रीने पहेलां उत्तम, मध्यम अने अधम ए त्रण प्रकारनी बनावी छे.

उत्तमा पतिभक्ता सा किंचिद्धर्मसमन्विता ।
प्राणान्तेऽपि न कुरुते तं जारमयशस्करम् ॥ ,, ॥ २७ ॥

अर्थः—तेमां जे उत्तम छे ते पति उपर भक्तिवाळी तथा थोडा धर्मवाळी होय छे. ते मरण पर्यन्त पण अपकीर्तिने उत्पन्न करनार जार कर्मने करती नथी.

पूजयेत्सा यथा कान्तं तथा देवद्विजातिथीन् ।
व्रतानि चोपवासाँश्च कुरुते सर्वपूजनम् ॥ ,, ॥ २८ ॥

अर्थः—जेवी रीते ते पोताना पतिनुं पूजन करे छे. तेवी रीते ते देव, ब्राह्मण अने अतिथि आदि सर्वनी पण पूजन करे छे. अने(पतिनी आज्ञाथी) व्रत तथा उपवास पण करे छे.

गुरुणा रक्षिता यत्नाज्जारं च न भजेद्भयात् ।
सा कृत्रिमा मध्यमा च यथाकिंचित्पतिं भजेत् ॥ ,, ॥ २९ ॥

अर्थः—श्वशुरादि गुरुजनोथी यत्नपूर्वक रक्षा करायली तेमना भयथी जे जारनुं सेवन करती नथी अने पतिनी थोडी सेवा करे छे ते कृत्रिम स्त्री मध्यमा कहेवाय छे.

स्थानं नास्ति क्षणं नास्ति नास्ति प्रार्थयिता नरः ।
तेन हे नन्द तासां च सतीत्वमुपजायते ॥ ,, ॥ ६० ॥

अर्थः—हे नन्द! दुराचार करवानुं स्थान न होवाथी तथा तेवो कोई समय पण मळतो न होवाथी, तेम तेमनी प्रार्थना करनार कोई मनुष्य पण नहिं होवाथी ते मध्यम स्त्रीओनुं पण सतीत्व उत्पन्न थाय छे.

परमा दुष्टाऽत्यन्ताऽसद्वंशजा तथा ।
दुःशीला दुर्मुखा कलहान्विता ॥ ,, ॥ ३१ ॥

અર્થઃ—કૃત્યા સ્ત્રીમાં જે અધમ છે તે અત્યન્ત દુષ્ટ સ્વભાવવાળી હોય છે, અને તે દુષ્ટ વંશમાં જ ઉત્પન્ન થાય છે. તે અધર્મ સ્વભાવવાળી તથા દુષ્ટ શીલવાળી, દુર્મુખા તથા કલહ સ્વભાવવાળી હોય છે.

पतिं भर्त्सयते नित्यं जारं च सेवते सदा ।
दुःखं ददाति कान्ताय विषतुल्यं च पश्यति ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—તે હમેશાં પતિને ધમકાવે છે, તેને હમેશાં દુઃખ દે છે, તથા તેને વિષની તુલ્ય દેખે છે, અને હમેશાં જારનું સેવન કરે છે.

जारद्वारमुपायेन हन्ति कान्तं मनोहरम् ।
धर्मिष्ठं च वरिष्ठं च गरिष्ठं च महीतले ॥ ,, ॥ ३३ ॥

અર્થ;—વળી પોતાના મનોહર તથા ધર્માત્મા તથા શ્રેષ્ઠ અને પૃથિવીમાં મોટા મનુષ્ય તરીકે ગણાતા પોતાના પતિને જારની દ્વારા ઉપાય વડે મારી નાંખે છે.

कामदेवसमं चापि जारं पश्यति कामतः ।
शुभदृष्ट्या कटाक्षेण शश्वत्पापीयसी मुदा ॥ ,, ॥ ३४ ॥

અર્થ;—અને તે પાપિણી જારને પ્રેમથી સારી દષ્ટિ અને કટાક્ષ વડે આનન્દથી કામદેવ સમાન દેખે છે.

ददाति भर्त्रे नाहारं विषोक्तिं वक्ति संततम् ।
अधर्मं चिन्तयेच्छश्वज्जारं च परमं मुदा ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—અને પતિને સમય પર ખાવાનું આપતી નથી, અને હમેશાં ઝેરની સમાન વાણી બોલે છે, તથા હમેશાં અધર્મનું ચિન્તન કરે, છે, અને જારને પ્રેમથી જુએ. છે.

गुरुभिर्भर्त्सिता सा च रक्षिता च शतेन च ।
तथापि जारं कुरुते नापि साध्या नृपैरपि ॥ ,, ॥ ३७ ॥

અર્થઃ—ગુરુજનોના ધમકાવ્યા છતાં તથા સેંકડો મનુષ્યો વડે રક્ષા કર્યા છતાં તે જારની પાસે જાય છે. તેના ચરિત્રને સુધારવું તે રાજા લોકોને પણ સાધ્ય નથી.

नास्ति तस्या प्रियं किंचित्सर्वं कार्यवशेन च ।
गावस्तृणमिवारण्ये प्रार्थयन्ति नवं नवम् ॥ ,, ॥ ३८ ॥

અથઃ—તેને કોઇ પણ પ્રિય નથી, સર્વ સ્વાર્થને માટે જ પ્રિય છે. જેની રીતે ગાય જંગલમાં નવા નવા ઘાસને ચરવા ઇચ્છે છે, તેમ તે પણ નવા નવા પુરૂષનું સેવન કરે છે.

विद्युदाभा जले रेखा तस्याः प्रीतिस्तथैव च ।
अधर्मयुक्ता सततं कपटं वक्ति निश्चितम् ॥ ,, ॥ ३९ ॥

અર્થઃ—વીજળીનો જેવો ચમકારો છે, જલમાં જેમ રેખા છે, તેની(અસ્થિર) તેની પ્રીતિ હોય છે. અને હમેશાં અધર્મ યુક્ત કપટવાણી બોલે છે એ નિશ્ચિત વાત છે.

व्रते तपसि धर्मे च न मनो गृहकर्मणि ।
न गुरौ न च देवेषु जारे स्निग्धं च चञ्चलम् ॥ ,, ॥ ४० ॥

અર્થ:—તેનું મન કોઇ વ્રતમાં કે તપમાં કે ધર્મમાં હોતું નથી, તેમ ગૃહકર્મમાં કે ગુરુ ઉપર કે કોઈ દેવતામાં હોતુ નથી. તેનું ચંચલ મન જારમાં જ હોય છે.

આ પ્રકારની અધમ કૃત્રિમ સ્ત્રીને વિષે અનેક પ્રકારની નિન્દા કરવામાં આવી છે. આવી સ્ત્રીઓની સાથે રહેનારને સુખ મળતું નથી. તેથી સ્ત્રીનું કુલ તથા શિક્ષણ તથા સ્વભાવ આદિ જોઈને જ વિવાહ કરવો ઉચિત છે.

બ્રહ્માજીએ સ્ત્રીઓની વિલક્ષણ શક્તિ જોઈને જ જ્યારથી કૃત્રિમ સ્વભાવવાળી સ્ત્રીઓ બનાવી ત્યાંથી જ આક્ષેપનું મૂલ ઉત્પન્ન થયું છે. તેથી સીતાજી આદિ આક્ષેપને પાત્ર થયાં છે.

प्रियापि साधुवृत्तापि विख्याताभिजनापि च ।
जनापवादं संप्राप सीतानर्थ मुदारुणम् ॥ भवि. पु ब्रा.प. अ. १३-५३ ॥

અર્થ:—સીતાજી રામચન્દ્રની પ્રિય પત્ની હતી અને સદાચારિણી તથા ઉત્તમ કુલની પ્રખ્યાત હતી. તથાપિ તે મહાન્ લોકાપવાદ રૂપ કઠિન અનર્થને પ્રાપ્ત થઈ છે.

अगृह्यत्वान्मनोवृत्तेः प्रायः कपटदर्शनात् ।
निरङ्कुशत्वाल्लोकस्य निर्वाच्या विरलाः स्त्रियः ॥ ,, ॥ ५५ ॥

અર્થ:—મનની વૃત્તિ નહીં જાણતાં, અને વિશેષ કરીને કંઇક કપટ દેખવામાં આવવાથી અને લોક નિરકુંશ હોવાથી જે સ્ત્રીની નિન્દા ન થતી હોય એવી સ્ત્રી દુર્લભ હોય છે.

दैवयोगादयोगत्वाद्व्यवहारानभिज्ञतः ।
वाच्यताप्त्यो दृष्टाः स्त्रीणां शुद्धेऽपि चेतसि ॥ ,, ॥ ५६ ॥

અર્થ:—દૈવયોગથી તથા યોગ્ય કાર્યમાં ભૂલ થવાથી તથા વ્યવહાર નહીં જાણવાથી સ્ત્રીઓનાં અન્તઃકરણ પવિત્ર હોવા છતાં પણ નિન્દાની પ્રાપ્તિ જોવામાં આવે છે.

तासां दैवप्रतीकारो नोपभोगादृते भवेत् ।
चारित्र्यं लोकवृत्तं च एतयोर्विदुरौषधम् ॥ ,, ॥ ५५ ॥

અર્થ:—એ નિન્દાનો ભોગ વિના દૈવનિર્મિત કોઈ પ્રતીકાર નથી. ચારિત્ર્ય તથા લોકવૃત્ત એ બે તેનાં ઔષધ છે. (લોકોના પવિત્ર વર્તનનું નામ જ અહીં લોકવૃત્ત છે.)

અહીં કેટલાક લોક એવું કથન કરે છે કે પતિ ગમે તેવો દુરાચારી હોય, તથાપિ પત્નીએ તો પોતાનો ધર્મ પાળવો જોઈએ. તેવું કથન કરીને પોતે અન્યાય કરે છે. અને તે સ્ત્રીઓને શૂળી સિવાય સર્વ પ્રકારના દણ્ડ દે છે. અને કોઈ પ્રાણાન્ત દણ્ડ દેવાને પણ તૈયાર થાય છે. તે લોક કેવલ નરકના જ ભાગી થાય છે. પોતાને પત્ની હોવા છતાં પણ સદાચારી થઈને રહેવાનું લેશમાત્ર પણ મનોબલ નથી હોતું, છતાં અશિક્ષિત સ્ત્રીઓને પોતના દુરાચારને સહન કરવાનું કહેવું તે મહાન્ ભૂલ છે. જેનો પતિ દુરાચાર કરતો હોય તેની પત્ની પતિવ્રતા હોવી બહુ કઠિન છે. અને તે પુરૂષને સ્ત્રીઓના તિરસ્કાર પણ સહન કરવા પડશે. તેમાં સ્વયં ભગવાનનું જ દૃષ્ટાન્ત છે.

એક વખત હરિ(ભગવાન્) ગોલોકમાં રાધાજીની સાથે વિહાર કરતા હતા. ભગવાન્ રાધાને પાછળ છોડીને વિરજા નામના ગોપિકાની પાસે વિહાર કરવાને માટે ચાલ્યા ગયા. ભગવાન્‌ને વિરજાની સાથે વિહાર કરતા દેખી રાધિકાની દાસીઓએ જઈને તેને કહ્યું. રાધા તે વાત સાંભળી ભગવાન્‌ને જોવાને માટે ગઈ. તો ભગવાન્‌ના સેવક દામાજી દ્વાર ઉપર ઉભા હતા, તેમણે રાધાને અંદર ન જવા દીધી. ક્રોધથી તેને હડાવી અંદર ગઇ. આ કોલાહલ સાંભળી ભગવાન્ અંતર્ધાન થયા. વિરજા પોતાના પ્રાણને છોડી નદી રૂપ થઈ. રાધાજીએ અંદર જઇને જોયું તો ત્યાં કોઇને દીઠું નહીં. એટલે તે પોતાને ઘેર ચાલી ગઈ. અને અહીં ભગવાન્ વિરજાનું શરીર જ્યાં નદી રૂપ થયેલું હતું ત્યાં જઇને રૂદન કરવા લાગ્યા, અને કહેવા લાગ્યા-" તારૂં પુરાણું શરીર નદી રૂપ થયુ છે, તું હવે નદી અધિષ્ઠાત્રી દેવી થઇને જલમાંથી ઉઠીને આવ " આ પ્રમાણે કહીને વિરજાને અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થવાનો વર પણ આપ્યો, ત્યારે ભગવાન્‌ની આજ્ઞાથી ઉત્તમ શરીર ધારણ કરીને વિરજા જલમાંથી નિકળીને આવી. ભગવાને તેને જોઇને પ્રેમથી તેની સાથે રમણ કર્યું. તે ગર્ભવતી થઇ, તેમાં તેને સાત પુત્ર થયા. તે પુત્રોની સાથે તે વિરજા રહેતી હતી. ફરી એક સમય વિરજા અને ભગવાન્ વિહાર કરતાં હતાં તે વખતે તેના નાના પુત્રને તેના મોટા ભાઇઓએ પીડા કરવાથી તે વિરજાની પાસે ગયો. બાલકને જોઇને ભગવાને વિરજાને છોડી દીધી, અને વિરજાએ બાલકને ખોળામાં લીધો, અને ભગવાન્ રાધાને ઘેર ચાલ્યા ગયા. વિરજા બાલકને સમઝાવી શાન્ત કરીને આવી તો ભગવાન્‌ને દીઠા નહીં. ત્યારે વિરજા વિલાપ કરતી સતી પોતાના સાતે પુત્રોને સમુદ્ર રૂપ થવાનો શાપ દીધો. તે સાત પુત્ર માતાના શાપથી સાત દ્વીપમાં સાત સમુદ્ર થયા. ત્યારે વિરજા પુત્રોના શોકથી તથા પતિના શોકથી રૂદન કરવા લાગી. તે વખતે ભગવાન્ વિરજાને શોકયુક્ત જાણીને તેની પાસે આવ્યા, અને તેને આશ્વાસન આપ્યું. અને " હું નિત્ય તારી પાસે આવીશ, જેવી રીતે રાધા મને પ્રિય છે એવી તું પણ પ્રિય રહીશ, અને મારી કૃપાથી તું તારા પુત્રોને પણ હમેશાં જોઇશ " એવો વર પણ તેને આપ્યો. એ પ્રમાણે કહીને વિરજાની પાસે ભગવાન્ વિરાજમાન થયા. તે વાત રાધાજીની સખીઓએ રાધાજીને કહી. તે સાંભળી રાધા ક્રોધથી જઇને સૂઈ ગઇ. એટલામાં ભગવાન્ રાધિકાની પાસે આવ્યા, ત્યારે રાધિકા ભગવાન્‌ને કહે છે:—

**मत्तो वहुतराः कान्ता गोलोके सन्ति ते हरे ।**
**याहि तासां सन्निधानं मया ते किं प्रयोजनम् ॥**

ब्र.पु.वै.कृ.ज ख.४ पू.अ.३--४२ ॥

અર્થ:—હે હરે ! મારાથી પણ અધિક પત્ની તમને ગોલોકમાં છે. તમે તેમની પાસે જાઓ. મારૂં તમને શું પ્રયોજન છે ?

**विरजा प्रेयसी कान्ता सरिद्रूपा बभूव ह ।**
**देहं त्यक्त्वा मम भयात्तथापि याहि तां प्रति ॥** ,, ॥ ४३ ॥

**तत्तीरे मन्दिरं कृत्वा तिष्ठ तिष्ठ च याहि ताम् ।**
**नदी बभूव सा त्वं च नदो भवितुमर्हसि ॥** ,, ॥ ४४ ॥

અર્થ —વિરજા નામની તમારી પ્યારી પત્ની મારા ભયથા શરીર છોડીને નદી રૂપ થઇ છે, તમે તેની પાસે જાઓ, અને તે નદીને તીરે એક ઘર બનાવીને ત્યા રહો તે વિરજા નદી થઈ છે તમે નદ થવાને યોગ્ય છો નદ અને નદીનો સમાગમ બહુ ગુણયુક્ત થશે ભોજન તથા શયનમા પોતાની જાતિની સાથે પ્રીતિ હોય છે

ये त्वा वदन्ति सर्वेश ते किं जानन्ति तत्त्वत ।

भगवान् सर्वभूतात्मा नदीं संभोक्तुमिच्छति ॥ „ ॥ ४७ ॥

અર્થ —જે લોક તમને સર્વેશ્વર કહે છે તે લોક તમને યથાર્થ રીતે જાણતા નથી સપૂર્ણ પ્રાણીઓના અન્તરાત્મા નદીનો ઉપભોગ કરવાને ચહાય છે આ પ્રમાણે કહીને રાધિકા ચુપ થઈ, અને પૃથિવી ઉપર સૂતી હતી ત્યાથી ઉઠી નહી. અને દ્વાર ઉપર જે દાસીઓ ઉભી હતી તેમણે ભગવાનને અદર જવા દીધા નહી ત્યારે ત્યા ઉભેલા ભગવાનને ફરીથી રાધિકા કહે છે —

हे कृष्ण विरजाकान्त गच्छ मत्पुरतो हरे ।

कथ दुनोपि मां लोल रतिचौरातिलम्पट ॥ „ ॥ ५९ ॥

અર્થ —હે કૃષ્ણ! હે વિરજાકાન્ત! તમે મને કેમ દુખ દ્યો છો હે લોલ! રતિચોર (વ્યભિચારી) લપટ! તમે મારી સામેથી ચાલ્યા જાઓ

शीघ्रं पद्मावतीं गच्छ रत्नमालां मनोरमाम् ।

अथवा वनमालां वा रूपेणाप्रतिमां व्रज ॥ „ ॥ ६० ॥

અર્થ —અને શીઘ્રતાથી મનને રમાડનારી પદ્માવતીની પાસે અથવા રત્નમાલાની પાસે જાઓ, અથવા જેના રૂપની સમાન કોઇનુ રૂપ નથી એવા રૂપવાળી વનમાલાની પાસે જાઓ

हे नदीकान्त देवेश देवाना च गुरोर्गुरो ।

मया ज्ञातोऽसि भद्र ते गच्छ गच्छ ममाश्रमात् ॥ „ ॥ ६१ ॥

અર્થ —હે દેવેશ! હે દેવતાઓના ગુરૂના પણ ગુરૂ! મે હવે તમને જાણ્યા છે તમારૂ કલ્યાણ થાઓ અને મારા આશ્રમમાથી ચાલ્યા જાઓ અને તમે મનુષ્યયોનિને પ્રાપ્ત થાઓ, અને ભારતમા જાઓ

हे सुशीले शशिकले हे पद्मावति माधवि ।

निवार्यता च धूर्तोऽय किमस्यात्र प्रयोजनम् ॥ „ ॥ ६२ ॥

અર્થ —(પોતાની દાસીઓને કહે છે) હે સુશીલે! શશિકલે! હે પદ્માવતિ! માધવિ! એને અદર આવવાથી શો? એ ધૂર્ત છે, એનુ અહી કાઈ પ્રયોજન નથી

આ પ્રકારના રાધિકાજીના વચન સાભળીને દાસીઓ ભગવાનને સમઝાવી બીજા સ્થાનમા લઇ જવાને પ્રયત્ન કરવા લાગી દામાજી રાધિકાજીના વચન સાભળીને રાધાજીને ભગવાનનો કઇક મહિમા કહેવા લાગ્યા તે સાભળીને રાધિકાજીએ તેને નીચે પ્રમાણે શ્રાપ દીધો રાધાજી કહે છે —

रे रे जाल्म महामूढ शृणु लम्पटकिंकर ।

त्व च जानासि सर्वार्थं न जानामि त्वदीश्वरम् ॥ „ ॥ ९७ ॥

અર્થ—હે જારમ ! મહામૂઢ, લંપટના કિંકર ! સાંભળ, તુ સર્વ વસ્તુને જાણે છે. શું તું તારા ઇશ્વરને જાણતી નથી ?

त्वदीश्वरश्च श्रीकृष्णो न ह्यस्माकं व्रजाधम ।

जानामि जनकं स्तौषि सदा निन्दसि मातरम् ॥ " ॥ ९८ ॥

અર્થઃ—હે અધમ ! શ્રી કૃષ્ણ તારા ઇશ્વર છે, અમારા નથી. તું બાપની સ્તુતિ કરે છે અને માતાની નિન્દા કરે છે એ વાત હું જાણું છું. હે અધમ ! અહીંથી જા.

यथाऽसुराश्च त्रिदशान्नित्यं निन्दन्ति संततम् ।

तथा निन्दसि मां मूढ तस्मात्त्वमसुरो भव ॥ " ॥ ९९ ॥

અર્થ—જેવી રીતે અસુર લોક હમેશાં દેવતાલોકની નિન્દા કરે છે, તેવી રીતે તું મૂઢ મારી નિન્દા કરે છે. માટે તું અસુર થા !

આ પ્રમાણે દામાજીને પણ શાપ દીધો તે સાભળીને દામાજીએ પણ રાધિકાને શાપ દીધો —

शशाप तां च श्रीदामा व्रज योनिं च मानुषीम् ।

मानुष्या इव कोपस्ते तस्मात्त्वं मानुषी भुवि ॥ " ॥ १०२ ॥

भविष्यसि न संदेहो मया शप्ता त्वमम्बिके ॥ " ॥ १०३ ॥

અર્થઃ—દામાજીએ પણ રાધિકાજીને શાપ દીધો કે તું મનુષ્ય યોનિમાં પડ. મનુષ્ય સ્ત્રી જેવો તારો ક્રોધ છે. માટે હે અમ્બિકે ! મારાથી શાપ પામેલી તું પૃથ્વીમાં મનુષ્યની સ્ત્રી થઇશ તેમાં કોઇ સદેહ નથી. વળી—

मूढा रापाणपत्नीं त्वां वक्ष्यन्ति जगतीतले ।

रापाणः श्रीहरेरंशो वैश्यो वृन्दावने वने ॥ " ॥ १०४ ॥

અર્થઃ—મૂઢ લોક જગતમાં તને **રાપાણપત્ની** તરીકે કહેશે. રાપાણ શ્રીહરિના અંશ રૂપ છે અને તે વૃન્દાવન નામના વનમાં વૈશ્ય થશે. આ પ્રકારના શાપનું મૂલ કારણ ભગવાનનો વિરજાની સાથેનો વ્યવહાર છે. રાધિકાજીને સાક્ષાત્ મૂલપ્રકૃતિ રૂપ જ કહેવી જોઇએ. શું તે પોતાના પતિને જાણતી નહોતી અથવા પતિવ્રતા નહોતી ? ક્યાં ગોલોક, ક્યાં કૃષ્ણ ભગવાન્ અને ક્યાં રાધિકા, અને ક્યાં ભગવાનને શાપ દેવો ? આ સર્વ વાતનો વિચાર કરવાથી બુદ્ધિમાન્ મનુષ્ય જાણી શકે છે કે કેટલી પણ ભક્તિ હોય અથવા ચહાય ઇશ્વર અથવા ઇશ્વરી કેમ ન હોય-પતિ તથા પત્ની એ બંનેમાં કોઇ એકની પણ અનીતિ બીજું દેખે તો અવશ્ય વૈમનસ્યાદિનું કારણ થાય છે. માટે દામ્પત્ય ધર્મમાં રહીને સુખની ઇચ્છા કરનાર પતિ તથા પત્ની બંનેએ સમાન નીતિનો આશ્રય કરવો જોઇએ. પત્નીને દબાવી તેને ફરજ, ધર્મ, કાયદા, આદિ શબ્દો સંભળાવી અનર્થ કરનાર પતિ પોતે આ લોકમાં તથા પર લોકમાં પણ દુઃખનો ભાગી જ થનાર છે.

આ દૃષ્ટાન્તથી એ જાણવાનું છે કે પત્ની, પુત્ર, શિષ્ય, આદિને નીતિથી ચલાવી ધર્મની રક્ષા કરવાનું ચહાતા હો તો પતિ, પિતા, અને ગુરૂ ઇત્યાદિએ પહેલા તે પત્ની, પુત્ર, શિષ્યાદિથી અધિક સદાચારી અને ધર્માત્મા થવું જોઇએ. પોતાનામાં આચરણ વિના બીજાને કહેનારને સર્વ પાખંડી કહેવાય છે અને તે લોક સર્વ નરકના ભાગી થાય છે.

ઇતિ દુરાચારકારણનિરૂપણ અ. ૧૨ સર્ગ. ૧૯ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૨૦.

### સ્રીઓનાં નૈમિત્તિક કર્મ—રજસ્વલાધર્મ.

પૂર્વ સર્ગમાં સ્ત્રીઓએ ચારિત્ર્ય શૂન્ય થવાનાં કારણો બતાવીને આ સર્ગમાં સ્ત્રીઓનાં નૈમિત્તિક કર્મોને કહીએ છીએ. તે પૈકી પ્રથમ રજસ્વલાધર્મનું નિરૂપણ કરવામાં આવે છે.

रजोदर्शनतो दोपात्सर्वमेव परित्यजेत् ।
सर्वैरलक्षिता शीघ्रं लज्जितान्तर्गृहे वसेत् ॥ વ્યા.સ્મૃ.અ.૨ શ્લો. ૩૭,૮ ॥

અર્થઃ—સ્ત્રીઓને રજોદર્શન થતાં ઘરનું કામકાજ કરવામાં દોષ છે. માટે તેમણે સર્વ કાર્ય પરિત્યાગ કરવા જોઇએ, અને પોતાને કોઇ દેખે નહીં એમ શરમથી શીઘ્ર ઘરની અંદર રહેવું જોઈએ. વળી—

एकाम्बरावृता दीना स्नानालङ्कारवर्जिता ।
मौनिन्यधोमुखी चक्षुष्पाणिपद्भिरचञ्चला ॥ ,, ॥ ३८,९ ॥

અર્થઃ—એક વસ્ત્ર ધારણ કરે, દીન થઇને રહે, સ્નાન તથા ભૂષણ આદિ અલંકાર છોડી દે, અને મૌન ધારણ કરીને નીચે મુખ કરીને રહે, અને નેત્ર, હાથ તથા પગની ચંચલતા કરે નહી.

अश्नीयात्केवलं भक्तं नक्तं मृन्मयभाजने ।
स्वपेद्भूमावप्रमत्ता नयेदेवमहस्त्रयम् ॥ ,, ॥ ३९,४० ॥

અર્થઃ—રાત્રિને સમયે માટીના પાત્રમાં એક વાર કેવલ ભાત ખાય અને પ્રમાદ છોડીને કેવલ ભૂમિ ઉપર શયન કરે. એ પ્રકારે ત્રણ દિવસ (રાત્રિ) વિતાવે. ( માટી અથવા લોઢાના પાત્રમાં અથવા પૃથિવી ઉપર રાખીને ખાવાને ધર્મસિન્ધુમાં લખ્યુ છે. આ સર્વ નિયમ બ્રહ્મહત્યાના પ્રાયશ્ચિત્ત રૂપ છે. )

स्नायीत च त्रिरात्रान्ते सचैलमुदिते रवौ ।
विलोक्य भर्तुर्वदनं शुद्धा भवति धर्मतः ॥ ,, ॥ ४०,१ ॥

અર્થઃ—ત્રણ રાત્રિ વીત્યા બાદ ચોથે દીવસે સૂર્યોદય થયા પછી વસ્ત્ર સહિત સ્નાન કરે, પછી પતિનું મુખ જુએ. તેમ કરવાથી તે ધર્મ પૂર્વક શુદ્ધ થાય છે.

कृतशौचा पुनः कर्म पूर्ववच्च समाचरेत् ॥ ,, ॥ ४९ ॥

અર્થઃ—એ પ્રમાણે સ્નાન કર્યા બાદ પૂર્વની પેઠે સર્વ કર્મ કરે.

सुस्नाता भर्तृवदनमीक्षेतान्यस्य न क्वचित् ।
अथवा मनसि ध्यात्वा पतिं भानुं विलोकयेत् ॥

स्का.पु.ख.३, धर्मा.ख.२.अ.७–२७ ॥

અર્થઃ—ચોથા દિવસે સ્નાન કરીને પહેલાં પતિનું જ મુખ જુએ, બીજા કોઇનું નહીં. અને પતિ પાસે ન હોય તો મનમાં પતિનું ધ્યાન કરતી સૂર્યનું દર્શન કરે.

રજસ્વલાએ ચોથે દિવસે સ્નાન કરીને પતિનું મુખ અને પતિની ગેરહાજરીમાં પુત્રાદિના અથવા પતિના ધ્યાન પૂર્વક સૂર્યનું દર્શન કરવાનું કહ્યું છે તે શુદ્ધિને માટે નહીં, પરન્તુ ઋતુમતી સ્ત્રી ચોથા દીવસે સ્નાન કરીને જેનું મુખ પ્રથમ દેખે તેના તુલ્ય આકૃતિવાળો પુત્ર થાય છે. પતિ તુલ્ય પુત્ર થવાને માટે પત્યાદિનું દર્શન કરવાનું કહ્યું છે.

**सधवा विधवा वा स्त्री स्वरजोदर्शनं क्वचित् ।**

**न गोपयेत्त्रिरात्रं तु मनुष्यादींश्च न स्पृशेत् ॥**

स्का.पु.ख.२,वासु.मा.अ.२२–७२ ॥

અર્થ:—સ્ત્રી સધવા હોય કે વિધવા હોય પરન્તુ પોતાના રજોદર્શનને છુપાવવું નહીં, અને ત્રણ રાત્રિ પર્યન્ત મનુષ્ય, ગાય, વનસ્પાત, આદિને પણ સ્પર્શ ન કરે.

**प्रथमेऽहनि चाण्डाली द्वितीये ब्रह्मघातिनी ।**

**तृतीये रजकी चैव चतुर्थेऽहनि शुध्यति ॥** बृ. पा. स्मृ. अ. ६--३१२ ॥

અર્થ:—રજસ્વલા સ્ત્રી પહેલે દિવસે ચણ્ડાલણી સદશ હોય છે, બીજે દિવસે બ્રહ્મહત્યા કરનારીના તુલ્ય હોય છે, અને ત્રીજે દિવસે ધોબણ સદશ હોય છે. અને ચોથે દિવસે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

માટે જેમ ચણ્ડાલ આદિનો સ્પર્શ કરવાથી સ્નાન કરવાની આવશ્યક્તા છે, તેમ રજસ્વલાનો સ્પર્શ કરવાથી પણ સ્નાન કરવું જોઇએ.

**पुरुहूतः पुरादैत्यं त्रिशीर्षाह्वं जघान यत् ।**

**तदेव ब्रह्महत्यायास्तत्फलं स ददौ स्त्रियै ॥** „ ॥ ३१३ ॥

અર્થ:—પૂર્વ કલ્પમાં ઇન્દ્રે (પુરુહૂતે) ત્રિશિરા નામના દૈત્યને અર્થાત્ દિતિના વંશના બ્રાહ્મણને માર્યો. બાદ ઇન્દ્રે પોતાનું બ્રહ્મહત્યાનું પાપ વૃક્ષ, જલ, પૃથિવી તથા સ્ત્રીમાં વહેંચી દીધુ.

**आसां तत्प्रभृति स्त्रीणामस्पृश्यत्वं समाभवत् ।**

**अंशैर्दिनत्रयेऽप्येतच्छक्रगुर्वादिकल्पितम् ॥** „ ॥ ३१४ ॥

અર્થ:—જેવી રીતે બ્રહ્મહત્યા કરનાર મહાપાતકીને સ્પર્શ કરવો યોગ્ય નથી, તેવી રીતે સ્ત્રીઓ પણ તે દિવસથી સ્પર્શ કરવા યોગ્ય રહી નથી. પરન્તુ સ્ત્રીઓને હમેશાં અસ્પૃશ્ય રાખવી ઠીક નહીં, તેથી ઇન્દ્ર, બૃહસ્પતિ, આદિએ ઉપાય કાઢયો કે સ્ત્રીઓએ બ્રહ્મહત્યાનો સંપૂર્ણ ભાગ લીધો નથી, પરન્તુ ચોથો ભાગ જ લીધો છે. માટે રજસ્વલા હોવાના સમયમાં તેમની ત્રણ દિવસ અસ્પૃશ્યતા રહેશે. એવો ઇન્દ્ર તથા બૃહસ્પતિ આદિએ નિશ્ચય કર્યો છે. તેથી ત્રણ દિવસ સ્ત્રી અસ્પૃશ્ય જ છે. તેવી રીતે તે જ દીવસથી વૃક્ષોનો ગુંદર, પૃથિવીનો ઉત્તર ભાગ, તથા જલનું ફીણ એ પણ અપવિત્ર ગણાય છે.

કોઈ સ્ત્રીઓને બ્રહ્મહત્યાનો ત્રીજો અંશ આપવામાં આવ્યાનું કહે છે, કોઈ ચોથો અંશ કહે છે. અને ભવિષ્યત્પુરાણના ઉ૦ પ૦ અ૦ ૧૪ માં, ઇન્દ્રે બ્રહ્મહત્યાના ૭ ભાગ કર્યા, અને તે વૃક્ષ, જલ, પૃથિવી, સ્ત્રી, બ્રહ્મહત્યા કરનાર, તથા અગ્નિ–એ છને વહેંચી આપ્યા એમ કહ્યું છે. તાત્પર્ય તો સ્ત્રીઓને ત્રણ દિવસ સ્પર્શ ન કરવો એવું છે. વહ્નિમાં જે ધૂમ છે તે તેનો મલ છે. અને નદીમાં જે પૂર આવે છે તેનું ફેણ આદિ મલિનતા જલની છે.

स्नात्वा रजस्वला या तु चतुर्थेऽहनि शुध्यति ।
कुर्याद्रजोनिवृत्तौ तु दैवपित्र्यादि कर्म च ॥ पारा. मा. अ. ७–१५ ॥

અર્થ:—રજસ્વલા સ્ત્રી ચોથે દિવસે સ્નાન કરીને શુદ્ધ થાય છે. અને રજની નિવૃત્તિ નહીં થવા છતાં પણ ચોથે દિવસે સ્નાન કરતાં પતિની સેવા આદિકોને માટે શુદ્ધિ થઇ જાય છે. પરન્તુ રજોનિવૃત્તિ ન થાય ત્યાં સુધી દેવતા તથા પિતૃ સંબંધી કર્મ કરી શકતી નથી. તે તો રજની નિવૃત્તિ થયા પછી જ કરી શકે છે.

स्नाता स्त्री पञ्चमे योग्या दैवे पित्र्ये च कर्मणि ॥ अग्नि.पु.अ.१५६–१३ ॥

અર્થ:—પરન્તુ દેવ અને પિતૃ સંબંધી કર્મ કરવાને માટે સ્નાન કરેલી સ્ત્રી પાંચમે દિવસે યોગ્ય થાય છે. તેજ પ્રમાણે આપસ્તંબ આદિ ઋષિઓનાં ધર્મશાસ્ત્રોમાં પણ રજસ્વલા સ્ત્રીને પાંચમા દિવસે જ દેવપૂજન આદિ કર્મને યોગ્ય કહી છે. અને જેને પાંચ દિવસથી પણ અધિક દિવસ સુધી રજ આવતું હોય તેને તેટલા દિવસ સુધી દેવપૂજન આદિનો અધિકાર રહેતો નથી. પરન્તુ—

रोगेण यद्रजः स्त्रीणामन्वहन्तु प्रवर्तते ।
नाशुचिः सा ततस्तेन तत्स्याद्वैकालिकं मतम् ॥ पा० मा० अ० ७–१६ ॥

અર્થ:—જો રોગના કારણથી સ્ત્રીને હમેશાં રજ આવતું હોય તો તે રજથી તે અપવિત્ર થતી નથી, કારણ કે તે રજ વિપરીત કાલને લીધે હોવાથી અશુદ્ધિ રૂપ નથી એવો મત છે.

સામાન્ય રીતે રજોધર્મનો યોગ્ય કાલ એક માસનો છે. કારણ "**मासि मासि रजः स्त्रीणाम्**" એવું પ્રમાણ છે. મહિને મહિને સ્ત્રીઓને રજોદર્શન થાય છે એવી લોકમાં પ્રસિદ્ધિ પણ છે. કેટલીક સ્ત્રીઓને ધાતુના સ્વભાવથી વીસ રાત્રિ આદિ રજોદર્શનનો કાલ હોય છે તેથી વિપરીત કાલ અર્થાત્ જે પ્રતિદિન થવું તેને આ શ્લોકમાં વૈકાલિક કહ્યું છે.

रागजं रोगजं चैव कालोत्पन्नं तथैव च ।
द्रव्यजं चैव संप्रोक्तं तच्चतुर्धा प्रदृश्यते ॥ पा० मा० अ० ७–१६ टीका ॥

અર્થ:—રાગજ તથા રોગજ તથા કાલોત્પન્ન તથા દ્રવ્યજ એમ ચાર પ્રકારનું રજ કહેવામાં આવ્યું છે. તે ચારે પ્રકાર બતાવવામાં આવે છે.

अर्वाक्प्रसूतेरुत्पन्नं मेदोवृद्ध्याऽङ्गनासु यत् ।
तद्रागजमिति प्रोक्तं वक्षोदेशसमुद्भवम् ॥

અર્થ:—ગર્ભિણી સ્ત્રીને પ્રસવ પહેલાં મેદની વૃદ્ધિને લીધે જે રજ ઉત્પન્ન થાય છે તે રાગજ કહેવાય છે. અને તે રજ વક્ષસ્થલમાં ઉત્પન્ન થાય છે. અહીં ત્રણ દિવસનું અશૌચ હોય છે. આ પણ એક પ્રકારનો રોગજનો જ ભેદ છે.

अत्यर्थं यद्रजः स्त्रीणां तद्रोगजमिति स्मृतम् ।
अष्टादशदिनादूर्ध्वं स्नानप्रभृति संख्यया ॥
यद्रजस्तु समुत्पन्नं तत्कालोत्पन्नमुच्यते ॥ " ॥ ॥

અર્થઃ—સ્ત્રીઓને નિરન્તર જે રજની પ્રવૃત્તિ હોય છે તે રોગજ કહેવાય છે. પહેલી-વારના રજોદર્શન પછી સ્નાન કર્યા પછીનો દિવસ લઇને ગણતાં ૧૮ દિવસ પછી જે રજ ઉત્પન્ન થાય છે તે કાલોત્પન્ન કહેવાય છે. અહીં રોગજ રજમાં અસ્પૃશ્યતા હોતી નથી. પરન્તુ રજોનિવૃત્તિ સુધી ભોજન બનાવવું તથા દેવપૂજા તથા પિતૃસંબંધી કર્મ આદિ કરવાનો અધિકાર નથી. રોગજ રજ હોવા છતાં કાલજ(માસજ) રજ તો આવે છે જ, તેનો ખ્યાલ રાખવો જોઇએ. તે માસજ રજના સમયમાં ત્રણ દિવસ અશુચિ રહે છે.

भक्ष्यद्रव्यस्य वैषम्याद्धातुवैषम्यसंभवम् ।
द्रव्यजं रज इत्युक्त तत्कादाचित्कसंभवम्   पा० मा० अ० ७–७ टीका ॥

અર્થઃ—ખાવાના પદાર્થો વિપરીત હોવાથી ધાતુની વિષમતા થાય છે, અને તેથી ઉત્પન્ન થતું જે રજ છે તે દ્રવ્યજ રજ કહેવાય છે. તે કોઇક વાર થાય છે. તે દ્રવ્યજ રજવિષયમાં અંગિરા ઋષિ નીચે પ્રમાણે લખે છેઃ—

आ द्वादशाहान्नारीणां मूत्रवच्छौचमिष्यते ।
अष्टादशाहात्स्नानं स्यात्त्रिरात्रं परतोऽशुचिः ॥

અર્થઃ—જે સ્ત્રીને પ્રાય કરીને માસ પૂર્ણ થતાં રજોદર્શન થાય છે તેને પણ કોઇવાર કોઇ પ્રકારના દોષથી વચમાં રજોદર્શન થવાનો સંભવ છે. તેમાં જો બાર દિવસને આંતરે રજોદર્શન થાય તો મૂત્રવિસર્જન કરતાં જે પ્રકારનું શૌચ કરે છે તેવું શૌચ આવશ્યક છે. અને ૧૨ મા દિવસથી ૧૮ મા દિવસ સુધીમાં રજોદર્શન થતાં તે જ સમયે સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે. ૧૮ મા દિવસે રજસ્વલા થાય તો તેને એક દિવસનું અશૌચ લાગે છે. અને ૨૦ મા દિવસથી લઈને પછીના રજોદર્શનમાં ત્રણ રાત્રિનું અશૌચ લાગે છે.

જો સ્ત્રીને પક્ષ પક્ષમાં રજોદર્શન થતું હોય, અને જો ૧૦ દિવસની અંદર ફરી રજોદર્શન થાય તો સ્નાન માત્રથી શુદ્ધિ થાય છે, અગિયારમા દિવસે રજોદર્શન થાય તો એક રોજનું અને ૧૨ મે દિવસે આવે તો બે દિવસનું, તથા ૧૩ મા દિવસે ત્રણ રાત્રિનું અશૌચ હોય છે.

प्रसूतिकायाः किंचिदूनमासात्पूर्वं रजोनिवृत्तौ स्नानमात्रम् पूर्णमासे त्रिरात्रम् ।

અર્થઃ—પ્રસુતિ વાળી સ્ત્રી એક માસ પૂર્ણ થયા પહેલાં રજસ્વલા થાય તો રજોનિવૃત્તિ થયા બાદ સ્નાનથી શુદ્ધ થાય છે. અને માસ પૂરો થયા પછી રજસ્વલા થાય તો ત્રણ દિવસનું અશૌચ થાય છે.

વિશેષ અડધી રાત્રિ જતા પહેલાં રજસ્વલા થાય તો તે જ પ્રથમ દિન મનાય છે, અને અડધી રાત્રિ વીત્યા બાદ રજસ્વલા થાય તો તે પછીનો દિવસ પ્રથમ દિવસ ગણાય છે.

आतुरे स्नान उत्पन्ने दशकृत्वो ह्यनातुरः ।
स्नात्वा स्नात्वा स्पृशेदेनं ततः शुद्ध्येत्स आतुरः ॥   पा.मा.अ.७–१९ ॥

અર્થઃ—વળી રોગવાળા પુરૂષને વચમાં સ્નાન કરવાની જરૂર પડે અને તેનામાં સ્નાન કરવાનું સામર્થ્ય ન હોય તો રોગ રહિત પુરૂષ વારંવાર સ્નાન કરીને તેને સ્પર્શ કરે. તે પ્રમાણે દશ વાર કરવાથી તે શુદ્ધ થાય છે.

ज्वराभिभूता या नारी रजसा च परिप्लुता ।
कथं तस्या भवेच्छौचं शुद्धिः स्यात्केन कर्मणा ॥

અર્થ:—જ્વરાદિ રોગથી પીડિત થયેલી સ્ત્રી રજસ્વલા થતાં રોગના નિમિત્તથી સ્નાન નહીં કરી શકતી હોય તો તેનું શૌચ કેની રીતે થાય, અને કયા કર્મથી શુદ્ધિ થાય ?

चतुर्थेऽहनि संप्राप्ते स्पृशेदन्या तु तां स्त्रियम् ।
सा सचेलाऽवगाह्यापः स्नात्वा चैव पुनः स्पृशेत् ॥ ,,
दशद्वादशकृत्वो वा आचामेच्च पुनः पुनः ।
अन्ते च वाससां त्यागः ततः शुद्धा भवेत्तु सा ॥ ,,

અર્થ:—ચોથો દિવસ પ્રાપ્ત થતાં બીજી સ્ત્રી તેને સ્પર્શ કરે. પછી તે બીજી સ્ત્રી વસ્ત્ર સહિત જલમાં ડુબકી મારીને સ્નાન કરી તે રજસ્વલાને ફરી સ્પર્શ કરે. આ પ્રમાણે દશ અથવા બાર વખત કરીને ફરી ફરી આચમન કરે. અન્તમાં તે રજસ્વલા સ્ત્રી સર્વ વસ્ત્રનો ત્યાગ કરે. એ પ્રકારે તેની શુદ્ધ થાય છે.

दद्याच्च शक्तितो दानं पुण्याहेन विशुद्ध्यति ॥ ,,

અર્થ:—અને શક્તિ અનુસાર દાન આપે અને પુણ્યાહ કરાવીને છાંટા નાખે. તેથી શુદ્ધિ થાય છે.

રજસ્વલા સ્ત્રીને ચોથો દિવસ થયા પહેલાં ગ્રહણાદિ નિમિત્તથી સ્નાન કરવું પડે તો પાણીમાં ડુબકી મારીને સ્નાન નહીં કરવું જોઇએ. પરન્તુ પાત્રમાં જલ લઇને સ્નાન કરવું જોઇએ. મૃતક આદિ શૌચમાં પણ તેજ પ્રમાણે સ્નાન થાય છે. અને ચોથે દિવસે પણ ડુબકી મારીને સ્નાન કરતા પહેલાં નદી, તળાવ, આદિને કિનારે જલ લઇને પ્રથમ સ્નાન કરવું, પછી જલમાં ડુબકી મારીને સ્નાન કરવું.

ધર્મશાસ્ત્રોમાં રજસ્વલાને પાળવાના જે નિયમ કહ્યા છે તે કરતાં પણ અધિક નિયમ પાળવાનું વૈદ્યશાસ્ત્રમાં કહ્યું છે:—

आर्तवस्रावदिवसादहिंसा ब्रह्मचारिणी ।
शयीत दर्भशय्यायां पश्येदपि पतिं न च ॥ भाव.प्र.पू.ख.गर्भ.प्रक.श्लो. ३ ॥

અર્થ.—રજનો સ્રાવ શરૂ થાય તે દિવસથી હિંસા રહિત તથા બ્રહ્મચર્ય સહિત દર્ભની શય્યામાં સુઈ રહે, અને પતિનું પણ દર્શન ન કરે.

करे शरावे पर्णे वा हविष्यं त्र्यहमाहरेत् ।
अश्रुपातनखच्छेदमभ्यङ्गमनुलेपनम् ॥ ,, ॥ ४ ॥
नेत्रयोरञ्जनं स्नानं दिवास्वापं प्रधावनम् ।
अत्युच्चशब्दश्रवणं हसनं बहुभाषणम् ।
आयासं भूमिखननं प्रवातञ्च विवर्जयेत् ॥ ,, ॥ ५ ॥

અર્થ:—અને હાથમાં લઇને અથવા શકોરામાં અથવા પત્રાળામાં લઇને હવિષ્યાન્નનું ત્રણ દિવસ સુધી ભોજન કરે. અને રડવું, નખ કાપવા, તેલ લગાવવું ચન્દનાદિનો લેપ કરવો, (૪), તથા નેત્રોમાં અંજન ઘાલવું, સ્નાન, તથા દિવસે સુઈ રહેવું, દોડવું તથા આમતેમ જવું આવવું, અતિ ઉંચા શબ્દો સાંભળવા, હસવું, અત્યન્ત બોલવું, બહુ પરિશ્રમ કરવો.

ભૂમિને નખ આદિ વડે ખોતરવી, અને બહુ હવામાં બેસવું–ઇત્યાદિ સર્વ છોડી દે. (૫).
આ નિયમોને પાલન નહીં કરવાથી દોષ પણ વૈદ્યશાસ્ત્રમાં કહ્યા છેઃ—

अज्ञानाद्वा प्रमादाद्वा लोभाद्वा दैवतश्च वा ।
सा चेत्कुर्यान्निषिद्धानि गर्भो दोषाँस्तदाप्नुयात् ॥ „ ॥ ६ ॥

અર્થઃ—જો રજસ્વલા સ્ત્રી મૂર્ખતાથી, પ્રમાદથી, લોભથી અથવા પ્રારબ્ધ વશથી નિષિદ્ધ આચરણ કરે તો ગર્ભને દોષોની પ્રાપ્તિ થાય છે. તે દોષ નીચે પ્રમાણેઃ—

एतस्या रोदनाद्गर्भो भवेद्विकृतलोचनः ।
नखच्छेदेन कुनखी कुष्ठी त्वभ्यंगतो भवेत् ॥ ॥ ७ ॥

અર્થઃ—રજસ્વલા સ્ત્રી રૂદન કરે તો ગર્ભ વિકૃત (વિકાર યુક્ત) નેત્રવાળો થાય છે, નખ કાપવાથી કુનખ નામના નખરોગવાળો થાય છે, તેલ લગાડવાથી તે બાલક કુષ્ટ રોગી થાય છે.

अनुलेपनात्तथा स्नानाद्दुःखशीलोऽञ्जनाद्दृक् ।
स्वापशीलो दिवास्वापाच्चंचलः स्यात्प्रधावनात् ॥ „ ॥ ८ ॥

અર્થઃ—ચન્દન આદિ લગાડવાથી તથા સ્નાન કરવાથી દુઃખિત થાય છે, અંજન લગાડવાથી આંધળો, દિવસે સુઈ રહેવાથી અત્યન્ત નિદ્રાલુ, દોડવાથી ચંચલ થાય છે.

अत्युच्चशब्दश्रवणाद्बधिरः खलु जायते ।
तालुदन्तोष्ठजिह्वासु श्यावो हसनतो भवेत् ॥ „ ॥ ९ ॥

અર્થઃ—બહુ ઉંચા શબ્દો સાંભળવાથી ગર્ભ બહેરો, હસવાથી ગર્ભનું તાલુ, દાંત, હોઠ, જીભ એ સર્વ કાળાં થાય છે.

प्रलापीभूरिकथनादुन्मत्तस्तु परिश्रमात् ।
स्खलते भूमिखननादुन्मत्तो वातसेवनात् ॥ „ १० ॥

અર્થઃ—બહુ બોલવાથી બહુ બોલનાર, પરિશ્રમ કરવાથી ગાંડો, ભૂમિ ખોદવાથી ચાલતાં ચાલતાં પડનાર અને બહુ વાયુનું સેવન કરવાથી તે ગર્ભ (બાલક) ઉન્મત્ત થાય છે.

વળી અંજલિથી અથવા ત્રાંબા અથવા લોઢાના પાત્રથી રજસ્વલા સ્ત્રી જલ ન પીએ. વળી ખર્વપાત્રથી પાણી પીવાથી તેનો પુત્ર ખર્વ થાય છે એમ ધર્મસિન્ધુમાં લખ્યુ છે.

આ પ્રમાણે રજસ્વલા નિયમો પાળે તો દૃષ્ટ દોષ તેમજ અદૃષ્ટ દોષ બંને થાય છે. તેથી અવશ્ય કરીને તે નિયમોનું પાલન કરવું જોઇએ.

ઇતિ શ્રીનૈમિત્તિકકર્મ(રજસ્વલા ધર્મ) નિરૂપણ અ. ૧૨ સ. ૨૦ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૨૧.

### ગર્ભિણીધર્મનિરૂપણ.

ઉપરના સર્ગમાં રજસ્વલાના ધર્મનું નિરૂપણ કરીને આ સર્ગમાં ગર્ભિણી અને તેના પતિના ધર્મનું નિરૂપણ કરીએ છીએ.

दोहदस्याप्रदानेन गर्भो दोषमवाप्नुयात् ।
वैरूप्यं मरणं वापि तस्मात्कार्यं प्रियं स्त्रियाः ॥ 'याज्ञ.स्मृ.अ.३-७८ ॥

અર્થ:—ગર્ભવાળી સ્ત્રીની ઇચ્છિત વસ્તુનું નામ દોહદ છે. તે તેને નહીં આપવાથી ગર્ભ રોગાદિથી વિરૂપતા અથવા અંગવિકલતા અથવા મરણને પ્રાપ્ત થાય છે. માટે સ્ત્રીનું પ્રિય પૂર્ં કરવું જોઈએ. અર્થાત્ તેનો દોહદ તેને આપવો જોઈએ.

गर्भिणीवाञ्छितं द्रव्यं तस्यै दद्याद्यथोचितम् ।
सूते चिरायुषं पुत्रमन्यथा दोषमर्हति ॥ धर्म.सि.परि. ३ पूर्वार्धे ॥

અર્થ:—પતિનું કર્તવ્ય છે કે ગર્ભિણીની ઇચ્છા જે વસ્તુમાં હોય તે વસ્તુ યોગ્યતાને અનુસાર તેને આપવી જોઇએ. તેમ કરવાથી તે દીર્ઘ આયુવાળા પુત્રને જન્મ આપે છે. ઇચ્છિત વસ્તુ નહીં આપવાથી ગર્ભમાં દોષ આવવાનો સંભવ છે.

આ સિદ્ધાન્ત પ્રત્યેક વૈદ્યશાસ્ત્રને અનુસાર લખ્યો છે. જે સમયે ગર્ભને ઇન્દ્રિયો ઉત્પન્ન થાય છે, તે વખતે ચિત્તમાં પીડાઓનું જ્ઞાન થવા લાગે છે. તેથી તે સમયથી ગર્ભ હાલે ચાલે છે, અને જન્માન્તરમા અનુભવ કરેલી વસ્તુઓની માગણી કરે છે, અને તે માતાના હૃદયમાં સ્ફુરે છે. કેમકે ગર્ભનું હૃદય માતાથી ઉત્પન્ન થાય છે, અને રસવાહિની નાડીઓ દ્વારા ગર્ભ તથા ગર્ભિણી બન્નેના હૃદયની એકરૂપતા સંપન્ન થાય છે. તે કારણથી ગર્ભ જન્માતરમાં અનુભવેલી જે વસ્તુની ઇચ્છા કરે છે, તે ઇચ્છા માતાના હૃદયમાં સ્ફુરે છે. તેથી તે જ વસ્તુની ઇચ્છા માતાને પણ થાય છે. માતાની સંપૂર્ણ ઇચ્છાઓ ગર્ભને અનુસાર થતી નથી, તથાપિ કોઇ બાબતમાં માતાની ઇચ્છા ગર્ભને અનુસાર જ થાય છે, તેથી ચતુર લોક ગર્ભિણીને પ્રિય તથા હિત વસ્તુથી તૃપ્ત કરે છે. તે પ્રમાણે નહીં કરવાથી ગર્ભ પ્રાય નષ્ટ થાય છે, અથવા વિકાર યુક્ત થાય છે. માટે ગર્ભિણી જે વસ્તુઓની ઇચ્છા કરે તે સર્વ તેને આપવી જોઇએ. પરન્તુ ગર્ભને જે વસ્તુ અહિત હોય તે નહીં આપવી. જેમકે બહુ ભારે વસ્તુ અને ઉષ્ણ પદાર્થ તથા બહુ તીક્ષ્ણ વસ્તુ નહી આપવી જોઇએ. તેમજ કષ્ટ આપનાર ચેષ્ટા, તથા ગર્ભને હાનિ કરતા અન્ય સર્વ પદાર્થ, જે વૃદ્ધ લોકોએ કહ્યા છે તે સર્વનો ત્યાગ કરવો જોઇએ. વળી—

देवतारक्षोऽनुचरपरिरक्षणार्थं न रक्तानि वासांसि बिभृयान्न मदकराणि खाद्यान्यभ्यवहरेन्न यानमधिरोहेन्नमांसमश्नीयात् सर्वेन्द्रियप्रतिकूलांश्च भावान्दूरतः परिवर्जयेत् ॥ चरकसंहिता,शारीरस्थान,अ.४,क्र.२१ ॥

અર્થ:—દેવતા તથા રાક્ષસોના દૂતોથી રક્ષા થવાને માટે ગર્ભિણી સ્ત્રી રક્ત વસ્ત્ર ન પહેરે, માદક પદાર્થ ન ખાય, સવારી પર ન ચઢે, માંસ ન ખાય, તેમજ સર્વ ઇન્દ્રિયોને પ્રતિકૂલ વિષયોનો પણ પરિત્યાગ કરે. સ્ત્રીઓ કોઇ વસ્તુને ગર્ભને હાનિકારક સમજતી હોય તેનો પણ તેણે ત્યાગ કરવો જોઇએ. પરન્તુ જો અહિત પદાર્થમાં ગર્ભિણીની બહુ ઇચ્છા થતી હોય તો તેને હિત વસ્તુની સાથે મેળવીને આપવી, જેથી તેની ઇચ્છા પૂરી થાય, કેમકે ઇચ્છાનો ભંગ થવાથી કોપેલો વાયુ શરીરની અંદર સંચાર કરીને ગર્ભમાં જઇ ગર્ભને નષ્ટ કરી નાંખે છે, અથવા વિરૂપ કરી દે છે. જ્યારે દોષોને કુપિત કરનારી વસ્તુઓના સેવનથી સ્ત્રીના કુપિત થયેલા દોષ શરીરમાં સંચાર કરીને રૂધિર તથા ગર્ભાશયને દૂષિત કરે છે, ત્યારે સ્ત્રી

જે ગર્ભને ધારણ કરે છે તે ગર્ભના માતાથી ઉત્પન્ન થતા રક્ત, ચર્મ, માંસ તથા તેના વિશેષ અંશ મેદ, ગુદા, નાભિ, પ્લીહા, હૃદય, ઈત્યાદિક અંશોમાંથી એક અથવા અધિક પણ અંગ વિકારયુક્ત થાય છે એમ ચરક સંહિતા વગેરે ગ્રન્થોમાં કહ્યું છે. માટે ગર્ભિણીની ઈચ્છાને પૂર્ણ કરવી, તેમજ પથ્ય ભોજન તથા વ્યવહાર કરવાની પણ આવશ્યકતા છે.

ગર્ભિણીના પતિએ પણ—

**सिन्धुस्नानं द्रुमच्छेदं वपनं प्रेतवाहनम् ।**
**विदेशगमनं चैव न कुर्याद्गर्भिणीपतिः ॥** धर्मसिन्धु.परि.३पूर्वार्धः ॥

અર્થ:—ગર્ભિણીનો પતિ સમુદ્રસ્નાન, વૃક્ષનું છેદન, ક્ષૌર, મડદાને ઉઠાવવું તથા વિદેશમાં જવું એવું કોઈપણ કાર્ય કરે નહીં. વળી—

**पित्र्यन्नं न भुञ्जीत परकीयं निमन्त्रितः ।**
**वाससानाहतेनाङ्गमाच्छाद्य शयनं त्यजेत् ॥** शाकर स्मृ.अ.६:पा.३–२२ ॥

અર્થ:—બીજા મનુષ્યના આપેલા આમન્ત્રણનું શ્રાદ્ધાદિ અન્ન પતિએ નહીં ખાવું જોઈએ. અને જોડેલાં બે વસ્ત્ર અર્થાત્ ધોતી જોટાને ફાડીને બે ભાગ જૂદા કર્યા વિનાનો (अनाहत) ધોતી જોટો આદિ વસ્ત્ર ઓઢીને શયન ન કરે.

**गर्भिण्यां न रतिं कुर्यान्नाग्नेर्निर्वापयेच्छिखाम् ॥** शा.स्मृ.अ.६;पा.३–२३ ॥

અર્થ:—ગર્ભિણીના પતિએ ગર્ભિણી સાથે રતિ ન કરવી, તથા બળતા અગ્નિ(દીપક)ની શિખાને બુઝાવવી નહીં.

**षण्मासान्कामयेन्मर्त्यो गुर्विणीमेव वै स्त्रियम् ।**
**आ दन्तजननादूर्ध्वमेवं धर्मो न हीयते ॥** अत्रि.सं.श्लो.१६६ ॥

અર્થ:—ગર્ભિણી સ્ત્રીની સાથે ૭ માસ સુધી ગમન કરી શકે છે, ત્યાર પછી પુત્રની ઉત્પત્તિ થઈને તેને દાંત આવ્યા પછી ગમન કરી શકે છે. તેમ કરવાથી ધર્મની હાનિ થતી નથી.

પૂર્વ શ્લોકમાં કહ્યા મુજબ પત્ની ગર્ભવતી થવાના દિવસથી જિતેન્દ્રિય ન રહી શકે તો આ શ્લોકમાં કહેલી રીતે કરવુ એવો ભાવ છે. ગમન ન કરવું એ પક્ષ તો ઉત્તમ જ છે. વળી ગર્ભિણીના પતિને પરિત્યાગ કરવાને જે જે વાતો કહી છે તે સર્વ ગર્ભિણીએ પણ ત્યાગ કરવી જોઈએ. તે નીચે પ્રમાણે છે:—

**सन्ध्यायां नैव भोक्तव्यं गर्भिण्या वरवर्णिनि ।**
**न स्थातव्यं न गन्तव्यं वृक्षमूलेषु सर्वदा ॥** पद्म.पु.स.१अ.७–४० ॥

અર્થ:—હે વરવર્ણિનિ (ઉત્તમ સ્ત્રી)! ગર્ભવતી સ્ત્રીએ સન્ધ્યાકાલમાં ભોજન ન કરવુ જોઈએ; અને કોઈ સમયે પણ વૃક્ષોની નીચે જવું નહી, તેમ ત્યાં ઉભા પણ ન રહેવુ.

**न घृतश्रपणं कुर्यात्कुष्माण्डं न च खण्डयेत् ॥** शा.स्मृ.अ.६पा.३–२४ ॥

અર્થ:—સ્ત્રી ઘી ગરમ કરે નહીં, તથા ભુરા કોળાને કાપે નહીં.

**नोपस्करेषु निविशेन्मुसलोलूखलादिषु ।**
**जलं च नावगाहेत शून्यागारं न वर्जयेत् ॥** ” ४१ ॥

અર્થઃ—વાટવાના પથ્થર આદિ ઉપર તથા મુસલ, ખાંડણીઓ, આદિ ઉપર બેસવું નહીં, તેમ જલમાં ડુબકી ન મારવી, તથા શૂન્ય ઘરમાં રહેવું નહીં.

वल्मीकेषु न तिष्ठेत न चोद्विग्नमना भवेत् ।
न नखेन लिखेद्भूमौ नांगारेण न भस्मना ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—વલ્મીક ઉપર બેસવું નહીં, અને કદાપિ ઉદ્વિગ્ન ચિત્તવાળા થવું નહીં. નખ વડે, કોલસા વડે કે ભસ્મવડે ભૂમિ ઉપર લખવું નહીં.

न शयालुः सदा तिष्ठेद्व्यायामं च विवर्जयेत् ।
न तुषाङ्गारभस्मास्थिकपालेषु समाविशेत् ॥ ,, ॥ ४३ ॥

અર્થઃ—હમેશાં સૂતા રહેવાનો સ્વભાવ ન રાખે, અને વ્યાયામનો પરિત્યાગ કરે. અને તુષ, અંગારા, ભસ્મ, હાડકાં, ઠીકરાં, ઇત્યાદિ ઉપર પણ ન બેસે.

वर्जयेत्कलहं लोकैर्गात्रभंगं तथैव च ।
न मुक्तकेशी तिष्ठेत नाशुचिः स्यात्कथंचन ॥ ,, ॥ ४४ ॥

અર્થઃ—લોકોની સાથે કલહ ન કરે, તથા ક્રોધથી છાતી કૂટવી તથા માથું કૂટવું ઇત્યાદિ પણ ન કરે. શિર ખુલ્લું રાખીને બેસે નહીં, તથા શરીર કદાપિ અપવિત્ર ન રાખે.

न शयीतोत्तरशिरा न चैवाधःशिराः क्वचित् ।
न वस्त्रहीना नोद्विग्ना न चार्द्रचरणा सती ॥ ,, ॥ ४५ ॥

અર્થઃ—અને ઉત્તર દિશામાં શિર રાખીને સૂએ નહીં, તથા શિર નીચે કરીને અર્થાત્ ઢાળ તરફ માથું રાખીને સૂએ નહીં, તેમ વસ્ત્ર રહિત સૂએ નહીં, તેમ ઉદ્વિગ્ન થઇને તેમ ભીના પગ રાખીને સૂએ નહીં.

नामङ्गल्यां वदेद्वाचं न च हास्याधिका भवेत् । ,, ॥ ४६ ॥

અર્થઃ—કદાપિ પણ અમંગળ વાણી બોલે નહીં, અને હાસ્યાદિ બહુ કરે નહીં.

कुर्यात्तु गुरुशुश्रूषां नित्यमाङ्गल्यतत्परा ।
सर्वौषधीभिः कोष्णेन वारिणा स्नानमाचरेत् ॥ मत्स्य पु.अ.७–४४ ॥

અર્થઃ—શ્વશુરાદિ ગુરૂજનોની સેવા કરે, અને સિન્દૂર, કાજળ, કેશસંસ્કાર, ભૂષણ આદિ માંગલિક વસ્તુનો ત્યાગ ન કરે, અને સર્વ ઔષધિ નાંખીને જળને ગરમ કરીને પછી થોડું ઠંડું પડવા દઇને (कोष्ण–થોડું ગરમ) તે વડે સ્નાન કરે. પદ્મપુરાણમાં શ્વશુરાદિની પૂજા કરવાનું લખ્યું છે. તેથી અહીં શુશ્રૂષાને પણ પૂજાની અન્તર્ગત સમજવી.

कुष्ठामांसीहरिद्राभिर्वचाशैलेयचन्दनैः ।
मुरचम्पककर्पूरैर्मुस्तैः सर्वौषधिः स्मृता ॥ शब्दस्तोममहानिधिः॥

અર્થઃ—કુઠ, જટામાંસી, હળદર, વજ, શિલાજિત, ચન્દન, ચંપાનું પુષ્પ, કપૂર, મોથ (મુસ્ત)—એ સર્વૌષધિ કહેવાય છે.

कृतरक्षा सुभूषा च वास्तुपूजनतत्परा ।
तिष्ठेत्प्रसन्नवदना भर्तुः प्रियहिते रता ॥ मत्स्य पु.अ.७–४५ ॥

અર્થઃ—વળી રક્ષાબન્ધનાદિ વડે તેની રક્ષા કરવી. તેમ તે અલંકારયુક્ત રહે, તથા ઇષ્ટનું પૂજન કરવામાં તત્પર રહે, અને પ્રસન્ન વદને હમેશાં પતિના હિતમાં તત્પર રહેવું જોઇએ.

दानशीला तृतीयायां पार्वण्यं नक्तमाचरेत् ।
इतिवृत्ता भवेन्नारी विशेषेण तु गर्भिणी ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—તૃતીયાને દિવસે કંઇક દાન કર્યા કરે, અને અમાવાસ્યા તથા પૂર્ણિમાને દિવસે રાત્રિભોજન કરે. એ પ્રમાણેનાં આચરણ સર્વ સ્ત્રીઓને આવશ્યક છે, તેમાં ગર્ભિણીને વિશેષે કરીને જરૂર છે.

कुस्त्रीभिर्नाभिभाषेत शूर्पवातञ्च वर्जयेत् ।
मृतवत्सादिसंसर्गं परपाकं च सुन्दरि ॥ नारदीयपुराणम् ॥

અર્થઃ—હે સુન્દરિ ! દુરાચારિણી સ્ત્રીઓની સાથે સંસર્ગ ન રાખે, તથા સૂપડું લઇને ધાન્યાદિ ઝાડે નહીં, અને જે સ્ત્રીઓનાં સન્તાન મરી જતાં હોય તેવી સ્ત્રીઓની સાથે સંસર્ગ ન રાખે, તેમ બીજાના ઘરમાં ભોજન કરવાનો પણ પરિત્યાગ કરે.

न बीभत्सं किंचिदीक्षेत न रौद्रां शृणुयात्कथाम् ।
गुरुं वात्युष्णमाहारमजीर्णं न समाचरेत् ॥ ,,

અર્થઃ—કોઇ ભયંકર વસ્તુને જુએ નહીં, તથા ભયાનક કથા સાંભળે નહી. ભારે ખોરાક તથા અત્યન્ત ગરમ ભોજન પણ ન ખાય, તેમજ અજીર્ણ થાય તેટલુ બધું પણ ન જમે. સ્વભાવગુરૂ, માત્રાગુરૂ, તથા સંસ્કારગુરૂ એમ ત્રણ પ્રકારની ગુરૂતા હોય છે. તેમાં મગ વગેરે પદાર્થ સ્વભાવથી હલકા છે, છતાં માપ કરતા અધિક ખાય તો ગુરૂ થાય અને સમયાનુસાર પચે નહીં. તેથી અધિક ખાધેલો હલકો પદાર્થ **માત્રાગુરૂ** કહેવાય છે. અને અડદ વગેરે સ્વભાવથી પચવામાં ભારે પડે છે. તેથી તે **સ્વભાવગુરૂ** અથવા પ્રકૃતિથી ગુરૂ કહેવાય છે. લાડુ આદિ( મિષ્ટાન્ન ) **સંસ્કારગુરૂ** કહેવાય છે. આ ત્રણ પ્રકારના ગુરૂ પદાર્થ પ્રસિદ્ધ છે. તેથી અતિરિક્ત **કાલગુરૂ** પણ હોય છે. જેમ રોજ હલકો પદાર્થ ખાનાર મનુષ્યને જમવાનો સમય ૧૦ કે ૧૧ વાગ્યાનો હોય, છતાં મોડા એટલે એક કે બે વાગે જમવાથી પચવામાં કઠણ પડે છે. તેથી મોડા ખાધેલા પદાર્થને **કાલગુરૂ** કહે છે. વળી—

आहारं षड्विधं चोष्यं पेयं लेह्यं तथैव च ।
भोज्यं भक्ष्यं तथा चर्व्यं गुरुं विद्याद्यथोत्तरम्॥योगरत्नाकरभोजनक्रमश्लो.१२९॥

અર્થઃ—ચોષ્ય, પેય, લેહ્ય, ભોજ્ય, ભક્ષ્ય અને ચર્વ્ય એમ ૭ પ્રકારનાં ભોજન હોય છે. તેમાં જે ઉત્તર ઉત્તર પદાર્થ છે તે પૂર્વ પૂર્વથી ગુરૂ છે એમ જાણવું. અર્થાત્ ચોષ્યથી પેય, અને પેયથી લેહ્ય, ઇત્યાદિ ચર્વ્ય પર્યન્ત ઉત્તરોત્તર અધિક ગુરૂ છે. તેમાં ચર્વ્ય પદાર્થ સર્વથી અધિક ગુરૂ છે. તેના ભેદ વિશેષ કરીને ભોજનવિધિમાં જોવા.

अतिरूक्षं च नाश्नीयादत्युष्णमतिभोजनम् ।
अत्युष्णमतिशीतं च गुर्वाहारं विवर्जयेत् ॥ ,,

અર્થઃ—બહુ લૂખું, તથા બહુજ ગરમ, તથા પરિણામથી જે વસ્તુ બહુ ગરમ હોય, તથા માપથી અધિક, તથા બહુજ ગરમ અને બહુજ ઠંડું, તથા ગુરૂભોજન પણ ન કરવું.

ગુરૂ આદિનો ભેદ ભોજનક્રમમાંથી જાણી લેવો.

उग्रौषधं तथा क्षारं मैथुनं भारवाहनम् ।
कृते पुंसवने चैव गर्भिणी परिवर्जयेत् ॥

અર્થઃ—બહુ તીક્ષ્ણ સ્વભાવવાળું ઔષધ, તથા કોઈ પ્રકારનો ખાર ખાવો નહીં. તેવી રીતે પુરૂષસમાગમ તથા ભાર ઉંચકવો ઇત્યાદિ કાર્ય પુંસવન થયા પછી ગર્ભવતી સ્ત્રી કરે નહી.

गर्भिणी कुञ्जराश्वादिशैलहर्म्यादिरोहणम् ।
व्यायामं शीघ्रगमनं शकटारोहणं त्यजेत् ॥ प्रयोगपारिजातकश्यपः॥

અર્થઃ—ગર્ભિણી સ્ત્રી હાથી, ઘોડા, આદિ તથા પર્વત, મેડો આદિ ઉપર ચઢે નહીં, તથા વ્યાયામ ન કરે, તથા જલદી ચાલે નહી. અને ગાડા આદિમાં બેસવું ઇત્યાદિનો પણ પરિત્યાગ કરે.

शोकं रक्तविमोक्षं च साध्वसं कुक्कुटासनम् ।
व्यवसायं दिवा स्वापं रात्रौ जागरणं त्यजेत् ॥

અર્થઃ—શોક કરવો, તથા શરીરમાંથી લોહી કાઢવું, તથા ભય (साध्वस) પામવો, તથા કુક્કુટાસને બેસવું, તથા બહુ વ્યવસાય કરવો, તથા દિવસે સૂવું અને રાત્રિમાં જાગવું એનો પણ પરિત્યાગ કરવો જોઇએ.

कृशाऽहं दुर्बला चैव वार्धक्यं मम चागतम् ।
स्तनौ मे चलितौ स्थानान्मुखं च वलिभङ्गुरम् ॥ पद्म.पु.ख.१अ.७-४९ ॥
एवंविधं त्वया चाहं कृतेति न वदेत् कदाचन ॥ ,, ॥५० ॥

અર્થઃ—વળી હું બહુ દુબળી થઇ, મને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઈ છે, મારા સ્તન સ્થાનથી ભ્રષ્ટ થયાં છે, અને મારે મોઢે વળીઆં પડીને મોં ખરાબ થયું છે, એ પ્રકારનું સર્વ તમે કર્યું છે—એ પ્રમાણે કદાપિ પતિને કહે નહીં.

इतिवृत्ता भवेन्नारी विशेषेण तु गर्भिणी ।
यस्तु तस्या भवेत्पुत्रः शीलायुर्वृद्धिसंयुतः ॥ मत्स्य.पु.अ.७श्लो.४६-७ ॥

અર્થઃ—સ્ત્રીએ આ પ્રકારનાં આચરણવાળી થવું જોઇએ. અને વિશેષે કરીને ગર્ભિણી સ્ત્રીએ આ નિયમો પાળવા યોગ્ય છે. આવાં આચરણથી રહેનારી સ્ત્રીને જે પુત્ર થાય છે તે શીલ સ્વભાવ વાળો તથા દીર્ઘ આયુ વાળો થાય છે.

ઇતિ ગર્ભિણીધર્મનિરૂપણ અ. ૧૨ સ. ૨૧. સમાપ્ત.

---

## અધ્યાય. ૧૨. સર્ગ ૨૨.

---

### ગર્ભાધાનાદિસંસ્કારનિરૂપણ.

ઉપરના સર્ગમાં ગર્ભિણીના નિયમોનું કથન કરીને આ સર્ગમાં ગર્ભાધાનાદિ સંસ્કારનું નિરૂપણ કરવામાં આવે છે.

गर्भाधानं पुंसवनं सीमन्तो जातकर्म च ।
नामक्रिया निष्क्रमाऽन्नप्राशनं वपनक्रिया ॥ व्या० स्मृ अ० १–१४ ॥
कर्णवेधो व्रतादेशो वेदारम्भक्रियाविधिः ।
केशान्तः स्नानमुद्वाहो विवाहाग्निपरिग्रहः ॥ ,, ॥ १५ ॥
त्रेधाग्निसंग्रहश्चेति संस्काराः षोडश स्मृताः ।
न वेधाः कर्णवेधान्ता मन्त्रवर्ज्यं क्रियः स्त्रियाः ॥ ,, ॥ १६ ॥
विवाहो मन्त्रतस्तस्याः शूद्रस्यामन्त्रतो दश ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—૧. ગર્ભાધાન, ૨. પુંસવન, ૩, સીમન્ત, ૪. જાતકર્મ, ૫. નામકરણ, ૬. નિષ્ક્રમણ. ૭. અન્નપ્રાશન, ૮. મુંડન, (૧૪) ૯. કર્ણવેધ, ૧૦. ઉપનયન, (વ્રતાદેશ–જનોઈની વિધિ), ૧૧. વેદારંભ, ૧૨. કેશાન્ત(ગોદાન–વાળ સંબંધી કર્મનું નામ છે), ૧૩. બ્રહ્મચર્યની સમાપ્તિનું સ્નાન (સમાવર્તન), ૧૪. વિવાહ, ૧૫ વિવાહના અગ્નિનું ગ્રહણ અને ૧૬. દક્ષિણાગ્નિ, ગાર્હપત્ય તથા આહવનીય એ ત્રણ અગ્નિનું ગ્રહણ–એ સોળ સંસ્કાર કહ્યા છે. તેમાં કન્યાના ગર્ભાધાનથી કર્ણવેધ પર્યન્તના નવ સંસ્કાર મંત્ર વિના કરવા જોઈએ, તેનો દશમો સંસ્કાર કેવળ વિવાહ વેદોક્ત મંત્રથી થાય છે. અને શૂદ્રના ગર્ભાધાનથી કર્ણવેધ પર્યન્તના નવ અને દશમો વિવાહ એ ૧૦ સંસ્કાર છે, અને તે સર્વ મન્ત્ર વિના થાય છે. વળી—

ब्रह्मक्षत्रियविट्शूद्रा वर्णास्त्वाद्यास्त्रयो द्विजाः ।
निषेकाद्याः श्मशानान्तास्तेषां मन्त्रतः क्रियाः ॥ व्या. स्मृ. अ. १–१० ॥

અર્થઃ—બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય તથા શૂદ્ર એ ચાર વર્ણ(જાતિ) છે. તેમાંના પહેલા ત્રણ વર્ણને દ્વિજાતિ કહે છે, અને તેમને ગર્ભાધાનથી લઈ પ્રેતકર્મ પર્યન્તની સર્વ ક્રિયા વૈદિક મન્ત્ર દ્વારા જ થાય છે.

ગૌતમજીએ પોતાના ધર્મશાસ્ત્રમાં ૪૦ સસ્કાર કહ્યા છેઃ—

૧, ગર્ભાધાન, ૨. પુંસવન, ૩. સીમન્ત, ૩. જાતકર્મ, ૫. નામકરણ, ૬. અન્નપ્રાશન, ૭. મુણ્ડન, ૮. ઉપનયન, ૯. ઋગ્વેદનો આરંભ, ૧૦. યજુર્વેદનો આરંભ, ૧૧. સામવેદનો આરંભ, ૧૨. અથર્વવેદનો આરંભ, ૧૩. સમાવર્તનસ્નાન, ૧૪. વિવાહ, ૧૫. દેવયજ્ઞ, ૧૬. પિતૃયજ્ઞ, ૧૭. મનુષ્યયજ્ઞ, ૧૮. ભૂતયક્ષ, ૧૯. બ્રહ્મયજ્ઞ, ૨૦. અગહન (માર્ગશીર્ષ વદી ૮નુ શ્રાદ્ધ), ૨૧. પૌષ વદી ૭નું શ્રાદ્ધ, ૨૨. માઘ વદી ૮નું શ્રાદ્ધ, (આ ત્રણ અષ્ટકાનાં પાર્વણ શ્રાદ્ધ છે), ૨૩. શ્રાવણી કર્મ, ૨૪. આગ્રહાયણી યજ્ઞ, ૨૫. ચૈત્રી પૂર્ણિમાનો યજ્ઞ, ૨૬. આશ્વિનની પૂર્ણમાસીનો યજ્ઞ, અગહન–માર્ગશીર્ષ–વદી ૮ ના શ્રાદ્ધથી અહીં સુધીના ૭ **પાકયજ્ઞ** કહેવાય છે), ૨૭. અગ્નિઓનું સ્થાપન, ૨૮. અગ્નિહોત્ર, ૨૯. દર્શપૌર્ણમાસયજ્ઞ, ૩૦. આગ્રયણેષ્ટિ (નવાન્નેષ્ટિ), ૩૧. ચાતુર્માસ યજ્ઞ, ૩૨. પશુબન્ધ યજ્ઞ ૩૩. સૌત્રામણિ યજ્ઞ (અગ્નિ સ્થાપનથી અહિં સુધીના યજ્ઞ હવિર્યજ્ઞ. કહેવાય છે), ૩૪. અગ્નિષ્ટોમ ૩૫. અત્યગ્નિષ્ટોમ. ૩૬. ઉક્થ્ય, ૩૭, ષોડશી, ૩૮. વાજપેય, ૩૯. અતિરાત્ર અને ૪૦. આપ્તોર્યામ. (અગ્નિષ્ટોમથી અહીં સુધી ૭ **સોમયજ્ઞ** છે.) આ ૪૦ સંસ્કાર કહ્યા છે. આ

भ्रूणहत्यामवाप्नोति ऋतौ भार्यापराङ्मुखः ॥ „ ॥ ४६ ।

અર્થઃ—જે પુરૂષ ઋતુકાલમાં પત્ની સાથે ગમન કરતો નથી તેને ગર્ભસ્થિત બાલક મારવાનું પાપ લાગે છે. પરન્તુ કામના હોવા છતાં પણ પત્ની ઉપર દ્વેષ હોવાથી ગમ ન કરતો હોય તો તેને માટે આ દોષ છે. વિરક્ત હોવાથી ન જતો હોય તો તેને માટે નર્દ

વિશેષ આ લોકના ભોગ ભોગવવાનું અથવા ધર્મ સંપાદન કરીને પરલોક સંબંધી સુ પ્રાપ્ત કરવાનું મુખ્ય સાધન શરીર છે. તેથી શરીર ઉત્પન્ન કરવામાં તેમજ શરીરની ર કરવામાં પણ પ્રત્યેક દૃષ્ટિ રાખવી આવશ્યક છે. એ હેતુથી શાસ્ત્રમાં પ્રથમ શરીરરક્ષા કહી છે

शरीरं सर्वधर्मस्वं रक्षणीयं प्रयत्नतः ।
शरीरात्स्रवते धर्मः पर्वतात्सलिलं यथा ॥ शंख० स्मृ० अ० १७–६५ ।

અર્થઃ—મનુષ્યનું શરીર જ સંપૂર્ણ ધર્મ રૂપી ધન છે, કારણકે જેવી રીતે પહાડોમાં જલ સ્રવે છે, તેવી રીતે શરીર રૂપી પહાડમાંથી ધર્મરૂપી નદી વહે છે.

विना देहेन कस्यापि पुरुषार्थो न विद्यते ।
तस्माद्देहधनं रक्षेत्पुण्यकर्माणि साधयेत् ॥ ग० पु० अ० १६ श्लो० १७ ।

અર્થઃ—શરીર વિના કોઇને પણ પુરૂષાર્થની સિદ્ધિ જોવામાં આવતી નથી. તેથી દેહ રૂ ધનની પ્રથમ રક્ષા કરવી જોઇએ. અને દેહ વડે પુણ્ય કર્મો સંપાદન કરવાં તે જ મનુષ્યનું કર્તવ્ય છે

માટે શરીરથી સર્વ કાર્ય બને છે. તે શરીરની ઉત્પત્તિ પ્રથમ ગર્ભાધાનથી થાય છે. માતા તથા પિતાના તથા પોતાના—એ ત્રણ અંશ પ્રાણીના શરીરમાં હોય છે એમ પહેલાં ક ચૂક્યા છીએ. માટે માતા પિતાના અંશથી ઉત્પન્ન થનાર બાલકના શરીરના અવયવો બલ, પુષ્ટિ, આદિને માટે વિવાહ તથા ગર્ભાધાન આદિ સંસ્કારો બહુ યોગ્ય રીતે કરવા ખ્યાલ રાખવાનું શાસ્ત્રમાં કહ્યું છે. બીજ વાવવામાં વિપરીત થાય તો ખેતી સારૂં ફ આપતી જોવામાં આવતી નથી. શરીરની ઉત્પત્તિ કરવાને માટે ગર્ભાધાન બહુ શ્રેષ્ઠ બી રોપવા સમાન છે. હાલના સમયમાં કેટલાક પ્રત્યક્ષપ્રમાણવાદી નવીન લોક આ સ વાતોને તુચ્છ માને છે. એ લોકને પણ આ લોકના નાના પ્રકારના ભોગો ભોગવવાની ઇચ્છ તો થાય છે. પરન્તુ ભોગ્ય પદાર્થોને ભોગવવા એ નીરોગ અને બલવાન શરીર વિના બ શકે નહી. અને નીરોગતાને માટે વૈદ્યનો આશ્રય સર્વ કોઇ લે છે. તેથી વૈદ્યશાસ્ત્રના નિ મોને અહીં ખાસ બતાવ્યા છે.

आर्तवस्रावदिवसादृतुः षोडश रात्रयः ।
गर्भग्रहणयोग्यस्तु स एव समयः स्मृतः ॥

અર્થઃ—રજસ્વલા થવાના દિવસથી ૧૬ રાત્રિ સુધી સ્ત્રીનો ઋતુકાલ કહેવાય છે. ગ ગ્રહણ કરવાનો પણ તે જ સમય કહ્યો છે. કોઈ ગ્રન્થમાં એમ પણ કહ્યું છે કે સ્નાન દિવસ પછી ૧૨ રાત્રિ પર્યન્ત બ્રાહ્મણી, દશ રાત્રિ પર્યન્ત ક્ષત્રિયાણી, આઠ રાત્રિ સુ વૈશ્યા અને ૭ રાત્રિ સુધી શૂદ્રા ગર્ભ ધારણ કરવા યોગ્ય શક્તિ વાળી રહે છે. તથા આ નિયમ સર્વમાન્ય નથી. પહેલાં કહેલી ૧૬ રાત્રિ સર્વ જાતિની સંપૂર્ણ સ્ત્રીઓ માટે સર્વને સંમત છે.

आयुःक्षयभयाद्भर्ता प्रथमे दिवसे स्त्रियम् ।
द्वितीयेऽपि दिने रत्यै त्यजेदृतुमतीं तथा ॥ भाव.प्र.पू.ख. गर्भ.प्रक.श्लो.१३॥
तत्र यथाहितो गर्भो जायमानो न जीवति ॥ „ ॥ १४ ॥

અર્થઃ—ઋતુમતી સ્ત્રીના ઋતુને પહેલે દિવસે જો ગર્ભ રહ્યો હોય તો સન્તાનનું આયુ ક્ષીણ થાય છે, અને બીજે દિવસે રહેલા ગર્ભનું બાલક પણ જીવતું નથી. માટે તે ભયથી રતિને માટે તે બે દિવસોનો ખાસ ત્યાગ કરવો જોઇએ.

आहितो यस्तृतीयेऽह्नि स्वल्पायुर्विकलाङ्गकः ॥ „ ॥ १४ ॥

અર્થઃ—અને ત્રીજે દિવસે રહેલો ગર્ભ જન્મે તોપણ અલ્પાયુવાળો અને વિકલ અંગ વાળો ઉત્પન્ન થાય છે. માટે તે દિવસનો પણ ત્યાગ કરવો જોઇએ.

अतः चतुर्थी षष्ठी स्यादष्टमी दशमी तथा ।
द्वादशी वापि या रात्रिस्तस्यां तां विधिना भजेत् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—માટે ચોથી, છઠ્ઠી, આઠમી, દશમી અને બારમી રાત્રિમાં ગર્ભાધાનને માટે વિધિ પૂર્વક તેનું સેવન કરે.

अत्रोत्तरोत्तरं विद्यादायुरारोग्यमेव च । „ ॥ १६ ॥

અર્થઃ—આ પ્રકારે ઉત્તર ઉત્તર રાત્રિમાં ગમન કરવાથી આયુ અને આરોગ્યની અધિકતા થાય છે. ઉત્તરોત્તર રાત્રિમાં ઉત્પન્ન થયેલા સન્તાનમાં આયુ, આરોગ્ય અને બલની વૃદ્ધિ થાય છે. ચોથા દિવસ કરતાં છઠા દિવસે અધિક, છઠાથી આઠમા દિવસે તેથી અધિક, એ પ્રમાણે "ઉત્તરોત્તર" નો ભાવ છે.

चरं दारुणभं पौष्णं दस्राग्नी च द्विदैवतम् ।
श्राद्धाहं चैव रिक्तां च हित्वान्यस्मिन्विधीयते ॥ लघु.आश्व.स्मृ.प्रक.३–२ ॥

અર્થઃ—શ્રવણ, ધનિષ્ઠા, શતભિષા, પુનર્વસુ, સ્વાતિ, મૂલ, અશ્લેષા, જ્યેષ્ઠા, આર્દ્રા, અશ્વિની, કૃત્તિકા, અને વિશાખા એ નક્ષત્રો તથા શ્રાદ્ધનો દિવસ તથા બંને પક્ષની ચતુર્થી, નવમી અને ચતુર્દશીને છોડી અન્ય દિનોમાં ગર્ભાધાનનું વિધાન કરે છે. અર્થાત્ તે દિવસોને છોડીને અન્ય દિવસોમાં ગર્ભાધાન કરવું જોઇએ.

વળી વ્યતીપાત, માતાપિતા મરી ગયાં હોય તે તિથિ, શ્રાદ્ધનો આગલો દિવસ તથા શ્રાદ્ધને દિવસે, જન્મનક્ષત્રમાં તથા દિવસની વખતે ગમન કરવું યોગ્ય નથી. તેમજ વળી ગર્ભાધાન કરવાને માટે ઋતુનો ચોથો અથવા છઠો આદિ દિવસ પણ હોવો જોઇએ. ગર્ભાધાન કરવાને દિવસે પ્રાતઃકાલમાં ઉઠી શૌચાદિ કરીને પતિ તથા પત્ની બંને સ્નાન કરીને શ્વેત વસ્ત્ર પહેરે. બાદ પ્રાતઃકાલની ઉપાસના કરીને ભૂમિ લીંપીને પ્રથમ સ્વસ્તિવાચન કરીને નાન્દીશ્રાદ્ધ કરે. અને ચરૂમાંથી પ્રજાપતિને એક આહુતિ આપે. તે પછી પ્રજાપતિને "विष्णुर्योनिम्" એ મંત્રથી ૭ આહુતિ આપે, અને नेजमेष એ મન્ત્રથી એક આહુતિ આપે. અને તે પછી ઉભા થઇને પૂર્વમાં મુખ કરીને બેઠેલી પોતાની પત્નીના શીરને હાથથી સ્પર્શ કરે. અને "अपनश्च" તથા "वधेन च" એ બે સૂકતોને જપે. અને "अग्निस्तु" તથા "विश्ववस्तमम्" એ બે ઋચાઓ, તથા "सूर्यो नो दिव" ઇત્યાદિ

પાંચ મન્ત્રો વડે સૂર્યની સ્તુતિ કરે. પછી "અશ્વગન્ધા" નામની ઔષધિનો રસ વસ્ત્રમાં "उद्दीर्ष्व" એ મંત્ર ભણી પત્નીના જમણા નાકના છિદ્રમાં નાંખે. તે પછી "स्विष्टकृत्" આદિ કર્મ કરીને સ્ત્રી અને પુરૂષ નવીન વસ્ત્ર પહેરે, અને ફલનો મન્ત્ર ભણીને પતિ પત્નીના ખોળામાં બિજોરૂં, લીંબુ, નાળિએર, કેળાં, ખજૂર, સોપારી, નારંગી, આદિ ફળ આપે અને જે બ્રાહ્મણ હોતા છે તેને સાંઢ, ગાય, સુવર્ણ, આદિ શક્તિ અનુસાર દક્ષિણા આપે. પછી બ્રાહ્મણોને ભોજન કરાવી દક્ષિણા પણ આપે. અને ગર્ભાધાનસંસ્કારકર્મમાં ઉપાસનાના અગ્નિમા સ્થાલીપાક, આગ્રયણ, તથા અગ્નૌકરણ કર્મ કરે તે પછી પોતાના બન્ધુઓની સાથે ભોજન કરીને પ્રસન્ન ચિત્તે તે જ દિવસની રાત્રિમાં ગર્ભાધાન કરવું ઇષ્ટ છે. રાત્રિમાં શ્વેત વસ્ત્ર, માળા, આદિ પહેરી મનોહર ભોજન કરીને સમાગમની ઇચ્છા કરતા સ્નેહયુક્ત સ્ત્રીપુરૂષ સુખ ઉત્પન્ન કરનાર સુગંધયુક્ત શય્યા બિછાવી પુરૂષ જમણા પગથી અને સ્ત્રી ડાબા પગથી શય્યા ઉપર ચઢે. આ સંબંધમા ભાવપ્રકાશમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ

स्नातश्चन्दनलिप्ताङ्गः सुगन्धसुमनोऽर्चितः ।
भुक्तवृष्य· सुवसनः सुवेषसमलंकृतः ॥ भा०प्र०पू०ख०ग०प्र०श्लो० २७ ॥
ताम्बूलवदनस्तस्यामनुरक्ताऽधिकस्मरः ।
पुत्रार्थी पुरुषो नारीमुपेयाच्छयने शुभे ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—સ્નાન કરીને શરીરમાં ચન્દન લગાડીને સુગન્ધિત અત્તર આદિ દ્રવ્યોને ધારણ કરીને સુગન્ધ પુષ્પો (सुमनस) યુક્ત, વીર્યને પુષ્ટ કરનાર પદાર્થો જમેલો, સુન્દર વસ્ત્ર ધારણ કરેલો, ઉત્તમ વેષવાળો, તામ્બૂલ ખાધેલો, અધિક કામની ઇચ્છાવાળો, સ્ત્રીમાં આસક્તિવાળો, અને પુત્રની ઇચ્છાવાળો એવો પુરૂષ શુભ શય્યા ઉપર સ્ત્રીની પાસે જાય. અહીંઆં પાન ખાવાનું લખેલુ છે, પરન્તુ ગર્ભાધાનને દિવસે પાન ખાવુ યોગ્ય નથી. શય્યારોહણ પછી અને સમાગમ પહેલાં કેટલાક વૈદિક મન્ત્રો ભણવાના છે. માટે ગર્ભાધાનનો દિવસ છોડીને અન્ય દિવસે પાન ખાવાની હરકત નથી. એ મન્ત્રો માનવ ગૃહ્યસૂત્રના પુરૂષ૦ ૧ ખંડ ૧૪ માં લખ્યા છે.

શય્યામાં આરોહણ કરીને વિવાહ વખતે સ્ત્રીની કટિમાં બાધેલી મેખલાને છોડીને નીચે બતાવ્યા પ્રમાણે બન્ને સમાગમ કરે. સમાગમ કરના પહેલાં પતિને દેખતી સતી પત્ની "अपश्यं त्वा तपसा चेकितानं तपसो विभूतम्। इह प्रजामिह रयिं रराणः प्रजायस्व प्रजया पुत्रकाम" એ મંત્રને ભણે અને પત્નીને જોતો સતો પુરૂષ "अप दयं त्वा मनसा दीध्यानां स्वायां तनू ऋत्विये नाधमानाम् उपमामुच्चायुवतिर्भूया प्रजायस्व प्रजया पुत्रकामे" ॥ એ મન્ત્રને પતિ ભણે. ફરી "प्रजापतिस्तन्वं मे जुषस्य त्वष्टा देवै· सहमान इन्द्रः विश्वैर्देवैर्ऋतुभि· संविदान· पुंसां बहूनां मातरो स्याव" એ મંત્રને પત્ની ભણે, અને "अहं गर्भमदधामोषधीष्वहं विश्वेषु भुवनेष्वन्त । प्रजा अजनयं पृथिव्या अहं जनिभ्यो अपरीषु पुत्रान् " આ મંત્રને પતિ ભણે. પછી સમાગમ કરવાનું લખ્યું છે. ગર્ભાધાનના નિયમ જેવી રીતના પોતપોતાના ગૃહ્યસૂત્રમા કહ્યા હોય તેવી રીતના પાળવા જોઇએ.

વળી ગર્ભાધાન પહેલાં સ્ત્રી તથા પુરૂષને વમન અને વિરેચન વડે શુદ્ધ કરીને પછી ત્ર્યણ પતાં અનુવાસન(બસ્તિવિશેષ)નો પ્રયોગ કરીને પુરૂષને મધુર ઔષધિઓથી પય-

વેલું ઘી તથા દૂધ પાવું જોઇએ, અને સ્ત્રીને માંસ તથા તેલ ખવરાવવું જોઇએ-એવું ચરક સંહિતાના શારીરસ્થાનના આઠમા અધ્યાયમાં લખ્યું છે તે માંસ ખાનારને માટે કહ્યું છે. અન્યને માંસના જેવા ગુણવાળો પદાર્થ ખવરાવવો જોઇએ એવો ભાવ છે.

ઇતિ ગર્ભાધાનસંસ્કારનિરૂપણ અ૦ ૧૨ સ૦ ૨૨ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૨૩.

### ગર્ભાધાન યોગ્ય સ્ત્રી પુરૂષનું નિરૂપણ.

પૂર્વ સર્ગમાં ગર્ભાધાનની વિધિને કહીને આ સર્ગમાં ગર્ભાધાનને યોગ્ય સ્ત્રી તથા પુરૂષનું નિરૂપણ કરીએ છીએ.

**कामान्मिथुनसंयोगे शुद्धशोणितशुक्रजः ।**
**गर्भः संजायते नार्याः स जातो बाल उच्यते ॥** ભા.પ્ર.પૂ.ખ.ગ.પ્ર.શ્લો. ૨૭॥

અર્થઃ—કામના વેગથી સ્ત્રી પુરૂષના પરસ્પર સંયોગથી શુદ્ધ રૂધિર અને શુદ્ધ વીર્યથી સ્ત્રીને ગર્ભ રહે છે. તેથી જે ઉત્પન્ન થાય છે તે બાલ કહેવાય છે. તેથી પુરૂષનું વીર્ય અને સ્ત્રીનું રૂધિર શુદ્ધ હોય તો ગર્ભ શુદ્ધ થાય છે, અને અશુદ્ધ હોય તો અશુદ્ધ થાય છે.

**दम्पत्योः कुष्ठबाहुल्याद्दुष्टशोणितशुक्रयोः ।**
**यदपत्यं तयोर्जातं ज्ञेयं तदपि कुष्ठितम् ॥** ,, ॥ ૨૮ ॥

અર્થઃ—જે સ્ત્રી અને પુરૂષને કુષ્ઠ નામનો મહારોગ હોવાથી તેમનું રૂધિર અને વીર્ય બગડેલું હોય તેમનાથી જે સન્તાન ઉત્પન્ન થાય તે કુષ્ઠ રોગથી યુક્ત થાય છે. અહીં કુષ્ઠ રોગ ઉપલક્ષણ છે. અર્થાત્ કુષ્ઠ જેવા ભયંકર ક્ષયાદિ રોગવાળાં સ્ત્રી પુરૂષના રજ અને વીર્યથી ઉત્પન્ન થતાં સન્તાનોને પણ તેજ રોગ અવશ્ય હોય છે. અને વાયુ આદિથી જેનું વીર્ય દૂષિત થયું હોય તે પુરૂષમાં સન્તાન ઉત્પન્ન કરવાનું સામર્થ્ય હોતું નથી એવું સુશ્રુતમાં કહ્યું છે. તેનો ભાવ બિલકુલ પુત્ર ઉત્પન્ન ન થાય એવો નથી, પરન્તુ શુદ્ધ પુત્ર ઉત્પન્ન ન થાય એવો ભાવ છે. રોગાદિથી અશુદ્ધ અને વાતાદિથી દૂષિત વીર્યવાળો હોય તોપણ સન્તાન ઉત્પન્ન કરી શકે છે, કેમકે સંસારમાં જન્મથી આંધળા, બહેરા, પંગુ, આદિકની ઉત્પત્તિ જોવામાં આવે છે. જો તેમ ન હોત તો તેમની ઉત્પત્તિ ન થાત. માટે યોગ્ય પુત્ર ઉત્પન્ન થવાને માટે શુદ્ધ વીર્ય તથા રજની આવશ્યકતા છે. અશુદ્ધ વીર્યવાળા પુરૂષના વીર્યથી ઉત્પન્ન થયેલાં સન્તાનોના દેહનાં અસ્થિ, મજ્જા, સ્નાયુ અને તેમની વિશેષ નસો, રોમ, નખ, દાંત, શુક્ર-એ અંશમાં અવશ્ય દોષ આવે છે એમ ચરક સંહિતામાં કહ્યું છેઃ—

**बीजात्मकर्माशयकालदोषैर्मातुस्तदाहारविहारदोषैः ।**
**कुर्वन्ति दोषा विविधानि दुष्टाः संस्थानवर्णेन्द्रियवैकृतानि ॥**

चरक सं०शा०स्था०अ० २—२७ ॥

અર્થઃ—બીજ, પોતાનું કર્મ, ગર્ભાશય અને સમયના દોષથી, તથા ગર્ભાવસ્થા વખતે

પોતાના આહાર વિહારોના દોષથી કુપિત થયેલા વાત આદિ દોષ-એ આકૃતિ, વર્ણ તથા ઇન્દ્રિયોમા અનેક પ્રકારના વિકારોને ઉત્પન્ન કરે છે આ પ્રમાણથી કેવલ પ્રારબ્ધ કર્મને પણ દોષ દેવાનો રહ્યો નહી.

આ પ્રકારના પ્રમાણથી જેનુ શુદ્ધ રજ અને શુદ્ધ વીર્ય હોય એવા માતા પિતા જ સન્તાન ઉત્પન્ન કરવાને યોગ્ય છે

વળી કુષ્ઠાદિ તથા અન્ય રોગથી વીર્ય અથવા રજનો દોષ થયો હોય એવા મનુષ્ય સન્તાન ઉત્પન્ન કરવાથી જગતમા મહારોગ આદિની વૃદ્ધિ થાય છે તે લોકોએ તપ કરીને પોતાના પાપનો ક્ષય કરવો જોઇએ. વળી—

अत्याशितोऽधृति क्षुद्वान्सव्यथाङ्गः पिपासित ।
बालो वृद्धोऽन्यवेगार्तस्त्यजेद्रोगी च मैथुनम् ॥ „ ॥ २२ ॥

અર્થ —અત્યન્ત ભોજન કરેલો, ધૈર્યરહિત, ભૂખ્યો, દેહમા કોઇ પ્રકારની પીડાવાળો, તરસ્યો, બાલક, વૃદ્ધ તથા મલમૂત્ર આદિના વેગ યુક્ત અને રોગી એવો પુરૂષ સમાગમનો ત્યાગ કરે અને પુરૂષના બીજા જે ગુણ છે તે પૂર્વ સર્ગમા " स्नातश्चन्दनलिप्ताङ्ग " ઇત્યાદિ શ્લોકમા કહ્યા છે

पुरुषस्य गुणैर्युक्ता विहिता न्यूनभोजना ।
नारी ऋतुमती पुंसा सगच्छेत्तु सुतार्थिनी ॥ „ ॥ २३ ॥

અર્થ —પૂર્વે 'સ્નાન કરેલા' ઇત્યાદિ શ્લોકથી કહેલા પુરૂષોના ગુણયુક્ત તથા અલ્પ ભોજન કરેલી પુત્રની ઇચ્છાવાળી એવી ઋતુમતી સ્ત્રી પુરૂષની પાસે જાય અને—

रजस्वला व्याधिनी च विशेषाद्योनिरोगिणी ।
वयोऽधिका च निष्कामा जलिना गर्भिणी तथा ॥ „ ॥ २४ ॥
एतासा संगमात्पुंसां वैगुण्यानि भवन्ति हि ॥ „ ॥ २५ ॥

અર્થ —રજસ્વલા, રોગી, વિશેષ કરીને પ્રદર અથવા યોનિના રોગ વાળી, પુરૂષ કરતા અધિક ઉમર વાળી, કામ રહિત, મલિન અને ગર્ભિણી એવી સ્ત્રીઓની સાથે સંગમ કરવાથી પુરૂષ રોગી થાય છે માટે નીરોગ સ્ત્રી પુરૂષ ગર્ભાધાન કરવાને યોગ્ય છે

ऋतौ तु गर्भशङ्कायां स्नान मैथुनिनः श्रुतम् ।
अनृतौ तु सदा कुर्याच्छौचं मूत्रपुरीषवत् ॥ अंगिर स्मृ० श्लो० ५२ ॥

અર્થ —ઋતુકાલમા સમાગમ કરવાથી સ્ત્રી તથા પુરૂષ બન્નેએ સ્નાન કરવુ જોઇએ, અને ઋતુના ૧૬ દિવસ વીત્યા બાદ મૈથુન કરે તો મળમૂત્રના જેવુ શૌચ અવશ્ય કરે અને ગર્ભાધાન સમયમાં—

बीजेऽन्तर्वायुना भिन्ने द्वौ जीवौ कुक्षिमागतौ ।
यमावित्यभिधीयेते धर्मेतरपुरःसरौ ॥ भाग०प्र०पू०ख०ग०प्र०२ श्लो० ४० ॥

અર્થ —અંદરના વાયુથી વીર્યના બે ટુકડા થવાથી કુક્ષિમા બે જીવ(બાળક) આવે છે તેઓ ધર્મ અને અધર્મથી ઉત્પન્ન થયેલા હોઇ યમ(જોડકુ) કહેવાય છે

आधिक्ये रेतसः पुत्रः कन्या स्यादार्तवेऽधिके ।
नपुंसकं तयोः साम्ये यथेच्छा पारमेश्वरी ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—વીર્યની અધિકતા હોય તો પુત્ર, અને રજની અધિકતા હોય તો કન્યા, અને વીર્ય અને રજની સમાનતા હોય તો નપુંસક થાય છે—જેવી પરમેશ્વરની ઈચ્છા.

एवं तामभिसंगम्य पुनर्मासाद्व्रजेदसौ ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—આ પ્રમાણે એક વાર સ્ત્રીની સાથે સમાગમ કરીને પછી એક માસમાં ફરી રજોદર્શન થવાથી માલમ પડે કે ગર્ભ રહ્યો નથી, તો ફરી ઋતુકાલમાં સ્ત્રીની પાસે જાય. માસ વીતી જતા પહેલાં ગમન કરવાથી ગર્ભદ્વારનુ મથન થવાથી ગર્ભપાત થવાનો સંભવ છે. જે લોક ગર્ભવાળી સ્ત્રીની સાથે ૭ માસ સુધી ગમન કરવાનું સ્વીકારે છે તેઓના પક્ષમાં પણ મહિનો થયા પછી ગર્ભ ઠરવાનો નિશ્ચય થતાં પણ મહિના પછી ગમન કરવાનું કથન છે. અને જેઓના મતમાં ગર્ભિણીની સાથે ગમન કરવું નિષિદ્ધ છે તેમના મતમાં ગર્ભ નહીં ઠરવાનો નિશ્ચય થતાં જ મહિના પછી ગમન થઈ શકે છે, ગર્ભ ઠર્યો હોય તો નહીં.

માતા પિતા જે પ્રકારનો પુત્ર કે પુત્રી ઉત્પન્ન કરવાની ઈચ્છા રાખે છે તેવી પ્રકારનો પુત્ર કે પુત્રી ઉત્પન્ન થવાને માટે પત્નીને ઋતુસ્નાનના દિવસથી ભિન્ન ભિન્ન ઔષધ તથા ભોજન આપવું જોઈએ. તેનો ક્રમ વેદમાં તથા વૈદ્યશાસ્ત્રમાં પણ લખ્યો છે. વિસ્તારના ભયથી અહીં લખ્યું નથી. જેની ઇચ્છા હોય તે ચરકસંહિતાના શારીર સ્થાનના ૮મા અધ્યાયમાં જોઈ લે.

હવે જેને તરત ગર્ભ રહ્યો હોય તેવી સ્ત્રીનાં લક્ષણ કહીએ છીએ.

शुक्रशोणितयोर्योनेरस्रावोऽथ श्रमोद्भवः ।
सक्थिसादः पिपासा च ग्लानिः स्फूर्तिर्भगे भवेत् ॥ ,, ॥ ४७ ॥

અર્થ:—યોનિમાંથી વીર્ય કે રજનું બહાર ન નિકળવું, પરિશ્રમ થવો, સાથળ(सक्थि)માં થાક(साद), તરસ, ગ્લાનિ, તથા ઉપસ્થેન્દ્રિયનું ફરકવું એ લક્ષણોથી જાણવું કે ગર્ભ રહ્યો છે.

નીચેના શ્લોકમાં ગર્ભ ઠર્યા બાદ થતાં લક્ષણો કહે છે:—

स्तनयोर्मुखकार्ष्ण्यं स्याद्रोमराज्युद्गमस्तथा ।
अक्षिपक्ष्माणि चाप्यस्याः समीक्ष्यन्ते विशेषतः ॥ ,, ॥ ४८ ॥
छर्दयेत्पथ्यमुक्चापि गन्धादुद्विजते शुभात् ।
प्रसेकः सदनं चैव गर्भिण्या लिङ्गमुच्यते ॥ ,, ॥ ४९ ॥

અર્થ:—સ્તનોના અગ્ર ભાગ શ્યામ થવા, રોમાગ્ન્ય થવાં, વિશેષે કરીને નેત્રોનુ મીંચાવું, પથ્ય ભોજનને પણ વમન કરી દેવું, ઉત્તમ સુગંધિથી પણ ઉદ્વિગ્ન થવું, મુખમાંથી લાળ ગળવી, અને શરીરમાં જડતા આવવી—એ સર્વ ગર્ભવતી સ્ત્રીનાં લક્ષણ છે.

पुत्रगर्भयुतायास्तु नार्या मासि द्वितीयके ।
गर्भो गर्भाशये लक्ष्यः पिण्डाकारोऽपरं शृणु ॥ भा.प्र.पू.ख. ग. प्र. २—५० ॥

અર્થ:—જે સ્ત્રીના ગર્ભમાં પુત્ર હોય તેના બીજા માહનામાં ગર્ભ પિણ્ડાકાર માલમ પડે છે. બીજાં લક્ષણ સાંભળો.

दक्षिणाक्षिमहत्त्वं स्यात्माक्क्षीरं दक्षिणे स्तने ।
दक्षिणोरुः सुपुष्टः स्यात्प्रसन्नमुखवर्णता । „ ॥ ५१ ॥
पुन्नामत्रेयद्रव्येषु स्वप्नेष्वपि मनोरथः ।
आम्रादिफलमाप्नोति स्वप्नेषु कमलादि च । „ ॥ ५२ ॥

અર્થ:—તેનું દક્ષિણ નેત્ર જરા મોટું પ્રતીત થાય છે. અને દક્ષિણ સ્તનમાં પ્રથમ દૂધ આવે છે. દક્ષિણ ઝાંઘ ભારે દેખાય, મુખનો રંગ સારો હોય અર્થાત પ્રસન્ન હોય. (૫૧). વળી પુરૂષ નામ વાળાં દ્રવ્યોની ઇચ્છાથી સ્વપ્નમાં પણ તેવાં દ્રવ્યોનો મનોરથ થાય છે, તથા સ્વપ્નમાં કેરી આદિ ફલ અને કમલ આદિ પુષ્પોની પ્રાપ્તિ થાય છે, (૫૨). અને—

कन्यागर्भवती गर्भे पेशी मासि द्वितीयके ।
पुत्रगर्भस्य लिंगानि विपरीतानि चेक्षते ॥ „ ॥ ५३ ॥

અર્થ:—કન્યાના ગર્ભવાળી સ્ત્રીનો ગર્ભ બીજે મહિને લાંબી દીર્ઘાકાર માંસની પેશી માલમ પડે છે. અને પુત્રના ગર્ભવાળી સ્ત્રીથી વિપરીત લક્ષણ માલમ પડે તો તે લક્ષણોથી સ્ત્રી કન્યાગર્ભ વાળી છે એમ સમઝવું,

नपुंसकं यदा गर्भे भवेद्गर्भोऽर्बुदाकृतिः ।
उन्नते भवतः पार्श्वे पुरस्तादुदरं महत् ॥ „ ॥ ५४ ॥

અર્થ:—જે સ્ત્રીના ગર્ભમાં નપુંસક બાલક હોય છે તે ગર્ભમાં અર્બુદાકાર પિણ્ડ માલમ પડે છે. સ્ત્રીની બને કુખ ઉંચી દેખાય છે, અને પેટ મોટું માલમ પડે છે.

ઇતિ ગર્ભાધાન યોગ્ય સ્ત્રી પુરૂષ નિરૂપણ અ૦ ૧૨ સ૦ ૨૩. સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ ૨૪.

### ગર્ભવૃદ્ધિના ઉપાય.

ઉપરના સર્ગમાં ગર્ભાધાનને યોગ્ય સ્ત્રી પુરૂષનું નિરૂપણ કરીને આ સર્ગમાં ગર્ભને વધવાને માટે મહિને મહિને જે કૃત્ય કરવાં જોઇએ તે અહીં કહેવામાં આવે છે.

પહેલા માસમાં કોઇ ઔષધ મેળવ્યા સિવાયનું શીતલ દૂધ માપને અનુસાર સમયપર સ્ત્રી પીએ. અને સાયંકાલ તથા પ્રાતઃકાલ પથ્ય ભોજન કરે. અને ગર્ભિણીને કોઇ રોગ હોય તો મૃદુ, મધુર, શીતલ અને સુખકર તથા સુકુમાર ઔષધ દ્વારા ચિકિત્સા કરવી જોઇએ.

બીજા માસમાં મધુર ઔષધિની સાથે પકવેલું દૂધ પીએ. ત્રીજા મહિનામાં મધ તથા ઘી મેળવી દૂધ પીએ. ચોથા માસમાં દૂધમાંથી નિકળેલું માંખણ એક તોલો ખાય. પાંચમા માસમાં ઘી મેળવીને દૂધ પીએ. છઠા તથા સાતમા માસમાં મધુર ઔષધિઓ સહિત પકવેલું ઘી તથા દૂધ પીએ. સ્ત્રીઓ કહે છે કે સાતમા મહિનામાં ગર્ભને કેશ ઉત્પન્ન થઇ માતાના ઉદરમાં દાહ ઉત્પન્ન કરે છે. પરન્તુ તે વાત ઠીક નથી. પરમાર્થથી ગર્ભથી દબાયલા વાત

પિત્ત કફ હૃદયમાં પ્રાપ્ત થઈ દાહને ઉત્પન્ન કરે છે, અને ખુજલીથી ત્વચા ફાટવા લાગે છે. એવી સ્થિતિમાં મધુર ઔષધિઓની સાથે પકવેલું માંખણ બોરના ઉકાળામાં મેળવીને ગર્ભિણીને સમય પર અંજલિ માત્ર પાવું, ચન્દન તથા કમલની દાંડીનો કલ્ક( ચટણી ) તેના સ્તનોની વચમાં ચોપડે, અથવા સિરીશ, ધવઈ( ધાતકી ), સરસવ તથા મૂલેઠીનું ચૂર્ણ, અથવા કુરૈયા, ઉજળી બવઇનાં બીજ, મોથા તથા હળદરનો કલ્ક, અથવા લીબડો, બોરડી, રાસના, તથા મજીઠનો કલ્ક તેના સ્તનોની વચમાં ઘસે. અથવા પૃષત્ હરિણ ( મૃગવિશેષ ) તથા ખરકોશના રૂધિરને ભેગું મેળવીને ત્રિફલા અથવા કનેરનાં પાંદડાંથી સિદ્ધ કરેલુ તેલ ઘસે. અને માલતી તથા મુલઠી દ્વારા સિદ્ધ કરેલુ જલ છાંટે. ખુજલી આવતી હોય તો ખંજોળવા ન દેવું, કેમકે ખંજોળવાથી ત્વચા ફાટી જાય છે. અને અસહ્ય ખુજલી હોય તો માલીશ કરીને અથવા ઘર્ષણ કરીને ખુજલીને શાન્ત કરે. અને તેને વાતનાશક મધુર ભોજન કરાવે. ભોજનમાં મીઠું તથા સ્નેહ પદાર્થ થોડો આપે. અને ભોજન ઉપર જલ બહુ થોડું પીએ.

આઠમા માસમાં ગર્ભિણીને પાકેલી યવાગુમાં ઘી મેળવીને સમય સમય પર પાવું. નવમા મહિનામાં મધુરગણની ઔષધિઓની સાથે પકવેલા તેલ દ્વારા અનુવાસન બસ્તિ દે. તે પછી ગર્ભમાર્ગને ચીકણો કરવાને માટે પણ ઉપાય કરવો જોઇએ.

એ પ્રમાણે નવે માસમાં કરવાને કહેલા ઉપાયો કરવાથી ગર્ભિણીની કુક્ષિ, કટિ, પાંસળી, પીઠ, ઇત્યાદિ કોમળ થઇ જાય છે. વાયુ માર્ગને અનુસાર થાય છે. મળમૂત્ર પ્રકૃતિસ્થ થઇને સુખપૂર્વક આવે છે. ત્વચા તથા નખોમાં કોમળતા આવે છે. બળ તથા વર્ણની વૃદ્ધિ થાય છે. અને ઉચિત સમયે સુખપૂર્વક શ્રેષ્ઠ સન્તાન ઉત્પન્ન થાય છે. નવમા મહિના પહેલાં જ ગર્ભિણીના પ્રસવને માટે પ્રસૂતિઘર તૈયાર કરવું જોઇએ. નવમો મહિનો બેસતાં પવિત્ર દિવસ તથા શ્રેષ્ઠ નક્ષત્રમાં તથા શ્રેષ્ઠ યોગ તથા કરણ તથા ચન્દ્રમામાં તથા મૈત્ર મુહૂર્ત( ચાર ઘડીથી છ ઘડી દિવસ ચઢતા સુધી )માં શાન્તિકર્મ કરીને ગૌ, બ્રાહ્મણ, અગ્નિ, અને જલને પ્રથમ સૂતિકાઘરમાં મોકલીને ગાયને તૃણ, જલ, મધ તથા ધાણી ખવરાવીને પછી બ્રાહ્મણોને અક્ષત, પુષ્પ, તથા મંગળસૂચક પ્રિય ફળ આપવું જોઇએ. પછી બ્રાહ્મણોને ઉત્તર અથવા પૂર્વ મુખનાં આસનો પર બેસાડી તેમને પ્રણામ કરીને આચમન કરે. પછી સ્વસ્તિવાચન કરાવે તે પછી પુણ્યાહવાચન કરાવતી સતી ગૌ અને બ્રાહ્મણોની પાછળ સૂતિકાઘરમાં જાય, અને ત્યાં જઈ પ્રસવના સમયની પ્રતીક્ષા કરે( રાહ જુએ ).

ઇતિ ગર્ભવૃદ્ધિઉપાયનિરૂપણ અ. ૧૨. સ. ૨૪ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૨૫.

### પ્રસૂતિગૃહનિરૂપણ.

આ સર્ગમાં પ્રસૂતિગૃહ સંબંધી નિરૂપણ કરવામાં આવે છે.

નવમા માસ પહેલાં જ શ્રેષ્ઠ સ્વચ્છ ભૂમિમાં પ્રસૂતિને માટે ઘર બનાવવું જોઇએ, અને તેમાંથી ધૂળ, કાંકરા, આદિ સાફ કરાવવું જોઇએ. અને તેનુ દ્વાર પૂર્વ અથવા ઉત્તર તરફ રાખે, અને તેનાં કમાડ આદિ તેંદુ, ગોંદની, બિલામાં, વરણ સૈધા ખેર અથવા વેદને

જાણનાર પ્રસ્તાવે તે વૃક્ષનાં બનાવવાં. વળી તે ઘર આચ્છાદન આદિ યુક્ત તથા લેપન આદિથી સ્વચ્છ હોવું જોઇએ, અને તેમાં અગ્નિનું સ્થાન, જલનું સ્થાન, ઉખલી( ખાંડણીઓ ) આદિ રાખવાનું સ્થાન, જાજરૂ, સ્નાન કરવાનું સ્થાન, તથા રસોઈનું સ્થાન-એ સર્વ તત્તત્ ઋતુને અનુસાર બનાવવું જોઇએ-અર્થાત્ જે ઋતુમાં પ્રસુતિ થવાની હોય તે ઋતુને અનુસાર સુખદાયક બનાવવું જોઇએ.

વળી ઘી, તેલ, મધ, સિંધવ, સોચર, કાળું મીઠું, વાવડીંગ, ગોળ, કૂટ, દેવદારૂ, સૂંઠ, પિપરીમૂલ, ગજપીપરી, મજીઠ,( મંડુકપર્ણી-આ મૂલનો લેખ છે. તેનો અર્થ બ્રહ્મી છે. ટીકાકારે મજીઠ લખી છે ), ઈલાયચી, કિવાંચ, વજ, ચવ્ય, ચીતા, કંજા, હિંગ, સરસવ, લસણ, ચોખાની કણક, અળસી, કદમ, કુમકડા, ભોજપત્ર, કુલથી, મૈરેય( મદ્યવિશેષ ), સુરા, આસવ-એ સર્વ ચીજો સૂતિકાગૃહમાં રાખવી જોઇએ. બે શિલા, બે મૂસળ, બે ખાંડણીઓ, બે તીક્ષ્ણ સોય, ચાંદી તથા સોનાના બે પિપ્પલક, લોટાનું તીક્ષ્ણ શસ્ત્ર, બિલ્વના લાકડાના બનાવેલા બે પલંગ, અગ્નિ જલાવવાને માટે તેંદુ તથા ગોંદનીનાં લાકડાં, તથા સ્ત્રીઓને બહુ સન્તાન થઇ ચૂક્યાં હોય અને સમયને અનુસાર યોગ્ય કાર્ય કરવામાં સમર્થ, તથા સુન્દર આચરણ વાળી હોય એવી સ્ત્રીઓ, તથા અથર્વવેદના જાણનાર બ્રાહ્મણ-આ સર્વ સૂતિકાગૃહમાં હોવાં જોઇએ.

પ્રસવનો સમય નજીક આવે છે ત્યારે ગર્ભિણીનાં આવાં લક્ષણ હોય છે-અંગોની જાણે શિથિલતા, મુખ મ્લાન થવું, નેત્રો શિથિલ થવાં, છાતી ઢીલી થઈ જવી, કુક્ષિ નરમ થઈ જવી, શરીરની નીચેનો ભાગ ભારે થવો, જાંઘાની સન્ધિ, બસ્તિ, કટિ તથા પીઠમાં સોય ઘોંચી હોય તેવી પીડા થવી, યોનિ વહેવી, તથા અન્નની ઇચ્છા ન રહેવી-એ લક્ષણો થયા પછી પ્રસવની પીડા થાય છે. અને જ્યારે પ્રસવની પીડા થાય ત્યારે પૃથિવી ઉપર કોમલ બિછાના ઉપર ગર્ભિણી સૂએ. તે સમયે પૂર્વોક્ત ગુણયુક્ત સ્ત્રીઓ તેને ચારે બાજુથી ઘેરીને બેસે, અને ઉપદેશ યુક્ત મધુર વચનોથી સમજાવતી રહે.

પ્રસવમાં કાંઈ વિલંબ અથવા હરકત જોવામાં આવે તો યોગ્ય વૈદ્ય તથા દાઈ અને અનુભવી વૃદ્ધ શિક્ષિત સ્ત્રીઓની સલાહને અનુસાર અને સમયને અનુસાર ઉપચાર કરતાં રહેવું જોઇએ. અને પ્રસવની પીડા ઉપરાંત પ્રસવને માટે બળ વાપરવાની મના કરવી, કેમકે તેમ કરવાથી તેના સન્તાનનું કોઈ અંગ વિકારયુક્ત થઇ જાય છે, અથવા શ્વાસ, ખાંસી, ક્ષય, પ્લીહા, આદિક રોગોયુક્ત થાય છે. તેથી હરેક કાર્યમાં દાઈ આદિએ સંભાળ રાખવાની આવશ્યકતા છે.

ઇતિ પ્રસૂતિગૃહનિરૂપણ અ. ૧૨. સ. ૨૫ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ ૨૬.

### ધાત્રી આદિ નિરૂપણ.

કેટલાક લોક સન્તાનનું પાલન કરવાની સુગમતાને માટે ધાવ રાખે છે, પરન્તુ તે કેવા પ્રકારની હોવી જોઇએ તેનો કોઇ વિચાર કરતું નથી, માટે આ સર્ગમાં ધાવ આદિનું નિરૂપણ કરીએ છીએ.

ધાવ પોતાના સમાન વર્ણની તથા યુવતી, નમ્ર, અને રોગ રહિત તથા સંપૂર્ણ અંગયુક્ત,

કામક્રોધાદિ રહિત, સુન્દર રૂપ વાળી, નિન્દા રહિત, પોતાના દેશમાં ઉત્પન્ન થયેલી, ક્ષુદ્રતા રહિત, શ્રેષ્ઠ કુલમાં ઉત્પન્ન થયેલી, સ્નેહયુક્ત, પુત્રવાળી, તે પણ જીવતા સન્તાન વાળી, તથા દૂધ દેનારી, સાવધાન, બહુ નહીં સૂનારી, બહુ ચતુરતાથી ઉપચાર કરનારી, પવિત્ર, તથા અપવિત્રતા ઉપર દ્વેષ કરનારી હોવી જોઇએ.

ધાવ પ્રથમ વમન, વિરેચન, આદિ દ્વારા તથા યોગ્ય ઔષધોનું સેવન કરીને પોતાના દૂધને શુદ્ધ કરે. જ્યારે ધાવનું દૂધ મધુર તથા શુદ્ધ થઇ જાય, ત્યારે ઉવટન લગાડીને સ્નાન કરીને સફેદ વસ્ત્ર પહેરી શરીરમાં ચન્દનાદિ સુગન્ધિત લેપ લગાવી, તથા ઇન્દ્રાયણ, બ્રાહ્મી, શ્વેત દુર્વા, દુર્વા, પાઢર, હરડે, આંબળાં, લીંબડો, વરિયાર, પ્રિયંગુ તથા રેણુકા—એ ઔષધિઓને ધારણ કરીને બાલકને પૂર્વમુખ કરીને પ્રથમ જમણું સ્તન ધવરાવે. બાલકને રહેવાનું ઘર પણ જૂદું બનાવવું જોઇએ. વાસ્તુવિદ્યામાં (engineering) ચતુર પુરૂષ, ઉત્તમ રમણીય અંધકાર રહિત કોઇ એક સ્થાનમાં વાયુથી યુક્ત, દૃઢ, ઉંદર પતંગીઆં આદિ જીવો રહિત, તથા સ્નાન આદિનાં સ્થાન યુક્ત, ઋતુને અનુસાર શય્યા, આસન તથા બિછાના યુક્ત ગૃહ બનાવે. તે ઘરમાં રક્ષાવિધિ, મંગલબલિ, હોમ, તથા પ્રાયશ્ચિત્ત સારી રીતે કરવાં જોઇએ. બાલકની શય્યા તથા બિછાનું તથા ઓઢવાની કામળ હલકી, પવિત્ર તથા સુગન્ધિત હોવી જોઇએ. સ્વેદ, મલ તથા કીડાથી યુક્ત, તથા મલમૂત્રથી ભરેલાં વસ્ત્ર બાલકને માટે વર્જિત છે. જો બીજાં શુદ્ધ વસ્ત્ર ન હોય તો સ્વેદાદિ યુક્ત વસ્ત્રને જ ધોઇને સુગન્ધિ વાળો ધૂપ દેઇ સુખકર વ્યવહારમાં લાવે. વળી જવ, અલસી, હિંગ, ગુગળ, વજ, શંખ, કોડી, હરડે, દૂર્વા, જટામાંસી, ગોખરૂ, અશોક, કુટકી, તથા સાપની કાંચળી—એ સર્વને ઘીમાં મેળવી તેનો બાલકના બિછાના આદિને ધૂપ દેવો જોઇએ.

વળી ગેંડો, રૂરૂ(મૃગવિશેષ), ગવય(ગાયની સમાન પશુવિશેષ), તથા બળદ—એ પશુઓના જમણા કાનનો અગ્ર ભાગ તથા કોઈ રત્ન પણ બાલકને પહેરાવે. અને ઔષધ સિવાય અન્ય વસ્તુ પણ જે બ્રાહ્મણ લોક કહે તે પહેરાવવી જોઇએ.

બાલકનાં રમકડાં વિચિત્ર શબ્દયુક્ત, મનોહર તથા હલકાં હોય, અને તેમનો અગ્ર ભાગ તીક્ષ્ણ ન હોય, તેમ મુખમાં પેસે નહીં તેવાં, અને પ્રાણને નહીં હરનારાં, અને ભયને ઉત્પન્ન નહીં કરનારાં—એવાં જોઇએ. કોઈ પણ પ્રકારે બાલક ડરે એવું કાર્ય ન કરવું. જ્યારે બાલક રોતું હોય અથવા ખેલવામાં તત્પર હોવાથી ખાવાની ઈચ્છા ન હોય, અથવા અન્ય કોઇ આવશ્યક કાર્ય નહીં કરવાનું ચહાતો હોય, ત્યારે તેને ડરાવવાને માટે બાવો, રાક્ષસ, પિશાચ, પૂતના, આદિકોનાં નામ સંભળાવે નહીં એવો વૈદ્યશાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

**ऊर्मिकां च सरुद्राक्षां कण्ठे संधारयेत्सदा।**

**कटिसूत्रे च शार्दूलदन्तान्कण्ठे च तन्नखान्॥** शांकर स्मृ.अ.६ पा.४ श्लो.२ ॥

અર્થ:—બાલકના કંઠમાં સોનાની એક ગોળ વીંટી તથા એક રૂદ્રાક્ષ પણ બાંધવો જોઇએ. અને કટિમાં વાઘના દાંત તથા કણ્ઠમાં વાઘના નખ પણ સોના અથવા ચાંદીમાં મઢાવીને બાંધવા જોઇએ. વળી—

**रंभापत्रेण कौपीनमथवान्यैश्च तद्विधैः।**

**निषिद्धं प्रागुपनयाच्चैलाकौपीनधारणम्॥** शां० स्मृ० अं० ६ पा० ४–२ ॥

અર્થઃ—ઉપનયન પહેલાં બાળકને કપડાના કૌપીનનો નિષેધ છે, માટે કેળાનું પાંદડું અથવા બીજી કોઈ વસ્તુનું કૌપીન પહેરાવવું જોઈએ. અને બાલકનું આયુ વધારવાને માટે—

प्रतिमासं च जन्मर्क्षे शिवे रुद्राभिषेचनम् ।
बिल्वमालानिवेद्यादीन् दुर्वाहवनमेव च ॥ „ ॥ ४ ॥
आदित्यसेवामायुष्यमन्यत्सर्वञ्च कारयेत् ॥ „ ॥ ५ ॥

અર્થઃ—દરેક માસમાં બાલકના જન્મનક્ષત્રને દિવસે મહાદેવને નિમિત્તે રૂદ્રાભિષેક, બિલ્વની માળા, નૈવેદ્ય ઇત્યાદિક ધરાવે, તથા દુર્વાથી હોમ કરે, તથા આદિત્યને નમસ્કાર આદિ કર્મ કરાવવુ જોઇએ. વળી મનુષ્ય વિનાના ગૃહમાં તથા અન્ધકારમાં બાળકને ન સુવાડવું જોઇએ. મિત ભોજન અર્થાત્ બહુ પેટ ભરીને ન ખાય, સામાન્ય, સ્વાદિષ્ટ તથા હિતકારી, બુદ્ધિને વધારનાર, અને જૂઠું ન હોય, અને કોઇ અપવિત્ર મનુષ્યની દૃષ્ટિ ન પડી હોય—એવુ અન્ન બાલકને ખવરાવવુ જોઇએ.

क्रीडापरिच्छदैरतैस्तैर्मनोऽमुष्य विनोदयेत् ॥ „ ॥ ७ ॥
विभीषिकाभूतजन्तुव्याख्यानैस्त्रासयेन्न तम् ।
रम्याः कथाः सुमधुराः श्रावयेच्च दिने दिने ॥ „ ॥ ८ ॥

અર્થઃ—નાનાં પ્રકારનાં રમકડાં દ્વારા બાલકના મનને આનન્દ કરાવવો જોઇએ. ડરાવનાર ભૂતો તથા બીજાં એવાં જન્તુનું વર્ણન કરીને તેને ડરાવવું નહીં જોઇએ, પરન્તુ રોજ રોજ તેને મનોહર કથાઓ સંભળાવવી જોઇએ.

राजवत्पञ्च वर्षाणि दश वर्षाणि दासवत् ॥ „ ॥ १० ॥
प्राप्ते तु षोडशे वर्षे पुत्रं मित्रवदाचरेत् ॥ „ ॥ ११ ॥

અર્થઃ—બાલકને પાંચ વર્ષ સુધી રાજા તુલ્ય પાળવો અર્થાત્ બાલકના ઇષ્ટનું અનુસરણ કરવુ જોઇએ, અને બીજાં દશ વર્ષ સુધી એટલે બાલકનાં ૧૫ વર્ષ પૂર્ણ થતા સુધી તેને દાસની તુલ્ય ગણીને વર્તવુ અર્થાત્ માતાપિતાની આજ્ઞા પળાવીને રાખવો, અને સોળમું વર્ષ પ્રાપ્ત થતાં પુત્રને મિત્ર તુલ્ય ગણવો અર્થાત્ તેને હિતોપદેશ આપીને તેની સાથે વર્તાવ કરવો જોઇએ એવો ધર્મશાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

ઇતિ ધાત્રીઆદિનિરૂપણ અ. ૧૨. સર્ગ ૨૬ સમાપ્ત.

---

## અધ્યાય. ૧૨. સર્ગ. ૨૭.

---

### પુંસવન તથા સીમંતનિરૂપણ.

પૂર્વ સર્ગોમાં ગર્ભાધાનની તથા બાળકને પાલન કરવાની વિધિ આદિ કહીને આ સર્ગમાં પુંસવન તથા સીમન્ત નામના સંસ્કારનું નિરૂપણ કરવામાં આવે છે.

तृतीये मासि पुंसवः ॥ व्या० स्मृ० अ० १ श्लो० १६ ॥

અર્થઃ—ગર્ભાધાનથી ત્રીજે મહિને પુંસવન કરાય છે. ગર્ભાધાનનો દિવસ બરાબર ખબર ન હોય તો પત્ની ઋતુમતી થયાના પાંચમા દિવસથી માસ ગણવો. જે કર્મથી પુત્રની

ઉત્પત્તિ થાય તે કર્મને પુંસવન કહે છે. ગર્ભાધાન કાલમાં પુત્રી અથવા નપુંસક થવાનો હેતુ બન્યો હોય તો ઔષધ આદિથી તે ગર્ભને પુત્ર રૂપે જ પરિણત કરવાને માટે ઔષધ આદિ આપવું જોઇએ. માટે ગર્ભમાં સ્ત્રી અથવા પુરૂષનાં ચિહ્ન ઉત્પન્ન થતા પહેલાં જ પુંસવન કર્મ કરવું જોઇએ. ચોથા માસમાં ગર્ભ સ્થિર થાય છે. ગર્ભ સ્થિર થયા બાદ આપેલું ઔષધ ગર્ભની રક્ષા માત્ર કરશે, પુત્રી આદિને પુત્ર રૂપે બદલાવી નહીં શકે. માટે પુંસવનના પહેલાં જ તે આપવું જોઇએ એવો વૈદ્યશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તેને અનુસાર ધર્મશાસ્ત્રે પણ ત્રીજા મહિનામાં પુંસવન સંસ્કારનો સમય કહ્યો છે. કેટલાકના મતમાં ચોથે મહિને અથવા છઠે અથવા અષ્ટમે માસે સીમન્તની સાથે કરવાનું પણ કહે છે. પરન્તુ તે પક્ષ ઉત્તમ નથી.

प्राशनं यत्पुंसवनं होमश्चानवलोभनम् ।
प्रतिगर्भमिदं कुर्यादाचार्येणेह भाषितम् ॥ ल० आश्व० स्मृ० प्रक० ४–१७॥

અર્થઃ—આચાર્યે કહ્યું છે કે પ્રાશન, પુંસવન તથા અનવલોભન નામનો હોમ પ્રતિગર્ભમાં કરવો જોઇએ, કેમકે તે ગર્ભના સંસ્કાર રૂપ છે.

सीमन्तोन्नयनं तच्च प्रतिगर्भे न हि स्मृतम् ॥ ,, ॥ १८॥

અર્થઃ— અને સીમન્તોન્નયન સંસ્કાર દરેક ગર્ભ વખતે કરવાની આવશ્યકતા નથી એમ કહ્યું છે.

એવી રીતે મિતાક્ષરામાં પણ—

एते च द्वे पुंसवनसीमन्तोन्नयने क्षेत्रसंस्कारकर्मत्वात् सकृदेव कार्ये न प्रतिगर्भम् ॥

અર્થઃ—આ પુંસવન અને સીમન્તોન્નયન એ બે કર્મ ક્ષેત્રના સંસ્કાર રૂપ કર્મ હોવાથી એક વાર જ કરવાનાં છે, દરેક ગર્ભે નહીં. પરન્તુ—

सीमन्तोन्नयनं कर्म न स्त्रीसंस्कार इष्यते ।
गर्भस्यैव तु संस्कारो गर्भे गर्भे प्रयोजयेत् ॥ विष्णु, स्मृ. अ. १–१० ॥

અર્થઃ—સીમન્તોન્નયન નામનું કર્મ સ્ત્રીના સંસ્કાર રૂપ નથી, પરન્તુ ગર્ભના જ સંસ્કાર રૂપ છે. માટે તે સંસ્કાર દરેક ગર્ભે કરવો જોઇએ. આ પ્રમાણે વિષ્ણુસ્મૃતિમાં સીમન્તોન્નયન સંસ્કાર દરેક ગર્ભે કરવાનું કહ્યું છે. અને—

सकृत्संस्कृता नारी सर्वगर्भेषु संस्कृता ॥ याज्ञ. स्मृ. अ. १ श्लो. ११,२ ॥

અર્થઃ—એક વારના ગર્ભ વખતે સંસ્કૃત થયેલી સ્ત્રી સર્વ ગર્ભ વખતે સંસ્કૃત છે, તેથી બીજી વાર તે સંસ્કાર કરવાની જરૂર નથી એમ યાજ્ઞવલ્કયજી કહે છે. આવું દેવલનું પ્રમાણ પણ મિતાક્ષરામાં આપ્યું છે. અને ધર્મસિન્ધુમાં "पुंसवनानवलोभने प्रतिगर्भं कार्ये, गर्भसंस्कारत्वात् ॥

અર્થઃ—પુંસવન તથા અનવલોભન એ બન્ને ગર્ભના સંસ્કાર રૂપ હોવાથી દરેક ગર્ભે કરવા યોગ્ય છે. અને ગર્ભાધાન તથા સીમન્તોન્નયન એ બે સ્ત્રીના સંસ્કાર રૂપ હોવાથી દરેક ગર્ભે કરવાનાં નથી, પરન્તુ પહેલે ગર્ભે જ કરવા યોગ્ય છે એમ કહ્યું છે.

અને સિદ્ધાન્ત પક્ષમાં પુંસવન તથા તેના અંગરૂપ અનવલોભન દરેક ગર્ભે કરવા જોઇએ, અને સીમન્ત પહેલા ગર્ભમાં કરવાથી ચાલે છે. પરન્તુ જો તે પહેલા ગર્ભના પ્રસવ પહેલાં કરવામાં ન આવે તો ફરી દરેક ગર્ભે કરવા જોઇએ. અને પહેલા ગર્ભનું બાળક મરેલું જન્મ્યું હોય તોપણ પછી થનાર સર્વ ગર્ભમાં સીમન્તની આવશ્યકતા છે.

શુદ્ધ થવું તે સંસ્કારનું ફળ છે. તેથી દરેક ગર્ભે સંસ્કાર કરવાથી કોઈ હાનિ થવાનો સંભવ નથી. માટે જે લોક સીમન્ત તથા ગર્ભાધાન સંસ્કાર બીજી વાર કરવાનો નિષેધ કરે છે તેઓ બીજા ગર્ભમાં નહી કરે તો દોષ નથી એટલુ જ માત્ર કહે છે. ફરી કરવાથી કોઈ હાનિ છે એમ તો કહેતા નથી.

અને "संस्कृता नारी" એ જે દેવલનું પ્રમાણ છે તે ગર્ભાધાનનો જ વિષય છે. તેથી પુંસવન પ્રતિગર્ભ ન કરવુ એ પક્ષ અવશ્ય પરિત્યાજ્ય જ છે, કેમકે પુંસવન સ્ત્રીનો સંસ્કાર નથી. પરમાર્થ દૃષ્ટિથી વિચાર કરવામાં આવે તો દરેક સંસ્કાર દરેક ગર્ભે કરવો જ જોઇએ, કારણ કે એક વાર સંસ્કાર કરવાથી થયેલી જે શુદ્ધિ છે તે હમેશ રહેતી નથી. કારણ શાસ્ત્રમાં કલિંગ, મગધ, આદિ કેટલાક દેશમાં જવાથી પણ ફરી સંસ્કાર કરવાનુ કહ્યુ છે. અને કેટલીક પ્રકારનાં પાપકર્મથી પણ ફરી સંસ્કાર કરવાની વિધિ જોવામાં આવે છે.

उदगयन आपूर्यमाणपक्षे पुण्याहे कुमार्याः पाणिं गृह्णीयात् ॥

पारस्क.गृ.सू.कण्डि. ४ सू. ५ ॥

અર્થ:—ઉત્તરાયણના શુક્લ પક્ષમાં સારો દિવસ જોઇને કુમારીનું પાણિગ્રહણ કરવું—એવો સૂત્રનો અર્થ છે.

આ સૂત્રમાં કુમારીનું ગ્રહણ કેમ કર્યું છે? વિવાહ તો કુમારીનો જ થાય છે. એક વાર વિવાહિત થયેલી સ્ત્રી કુમારિકા કહેવાય નહીં. તો કોની વ્યાવૃત્તિ કરવાને માટે "કુમારી" શબ્દનું ગ્રહણ કર્યું છે? તેના ભાષ્યમાં લખ્યું છે:—"विंशतिप्रसूता" અર્થાત્ જે સ્ત્રીને વીસ સન્તાન થયાં હોય તેની વ્યાવૃત્તિ કરવાને માટે છે, કારણ "विंशतिप्रसूता" નો ફરી તે જ પતિ સાથે વિવાહ સંસ્કાર થાય છે. તેના વિવાહમાં ઉદગયનાદિ નિયમ નથી. આ પ્રમાણે વિવાહસંસ્કારની પણ પવિત્રતાની સ્થિતિ વીસ સન્તાન થતા સુધી જ છે, પછી નહીં. તો બીજી વારના ગર્ભાધાનાદિ સંસ્કારોનું પણ તે જ પ્રમાણે સમજવું જોઇએ, અને દરેક ગર્ભમાં ગર્ભાધાનાદિ સંસ્કાર કરવા જોઇએ. પુંસવનાદિ કર્મને માટે ઉત્તમ નક્ષત્ર નીચે પ્રમાણે છે:—

पुष्यादित्याश्विनीहस्तविधिमूलोत्तरा मृगाः ।

हरिपूषाऽनुराधाश्च शस्तं पुंसवनादिकम् ॥ उ.आश्व.स्मृ.प्र. ४—३ ॥

અર્થ:—પુષ્ય, પુનર્વસુ, અશ્વિની, હસ્ત, અભિજિત, ત્રણે ઉત્તરા, મૃગશિરા, શ્રવણ, રેવતી, અને અનુરાધા એ નક્ષત્રો પુંસવનાદિ સંસ્કાર કરવાને માટે ઉત્તમ છે. માટે તે નક્ષત્રોમાં તે સંસ્કાર કરવા જોઇએ. અને સીમન્ત ચોથા, પાંચમા, આઠમા કે નવમા માસમાં પણ કરવાનું વિધાન છે.

ઇતિ પુંસવનસીમન્તસંસ્કારનિરૂપણ અ० ૧૨ સર્ગ. ૨૭. સમાપ્ત.

# અધ્યાય ૧૨. સર્ગ ૨૮.

## જાતકર્મનિરૂપણ.

ઉપરના સર્ગમાં પુંસવન તથા સીમન્ત સંસ્કારનું નિરૂપણ કરીને આ સર્ગમાં જાતકર્મ સંસ્કારનું નિરૂપણ કરીએ છીએ.

जाते सुते पिता स्नायान्नान्दीश्राद्ध विधानतः ।
जातकर्म ततः कुर्यादैहिकामुष्मिकप्रदम् ॥ ल. आश्व.स्मृ.प्र.५-१ ॥

અર્થઃ—પુત્ર ઉત્પન્ન થતાં પિતા સ્નાન કરીને પછી નાન્દી શ્રાદ્ધ કરી પુત્રના આ લોક તથા પરલોક સંબંધી કલ્યાણને માટે જાતકર્મ સંસ્કાર કરે.

सौवर्णे राजते वापि पात्रे कांस्यमयेऽपि वा ।
मधुसर्पिर्निषिच्याथ हिरण्येनावघर्षयेत् ॥ ,, ॥ २ ॥

અર્થઃ—સોનું, ચાંદી અથવા કાંસાના પાત્રમાં મધુ અને ઘી નાંખીને તેમાં સુવર્ણ ઘસે.

प्राशयेच्च हिरण्येन कुमारं मधुसर्पिषी ।
प्रतिमन्त्रं पठेत्कर्णे हिरण्यं स्थाप्य दक्षिणे ॥ ,, ॥ ३ ॥
तथा वामे जपेन्मेधां स्पृशेदंसावतः परम् ।
अश्मा भव जपेदिन्द्रः श्रेष्ठान्यस्मै प्रयन्धि च ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—તે મધુ તથા ઘીને કોઈ સોનાનો ચમચો કે ટુકડો આદિ વસ્તુવડે બાળકને ચટાડે, અને જેટલી વખત ચટાડે તેટલી વખત મંત્ર ભણે. અને તેના બન્ને કાનોમાં સુવર્ણ રાખીને જમણા તેમજ ડાબા બને કાનમાં પવિત્ર બુદ્ધિવર્ધક મન્ત્રો(મેધાં) જપે. પછી તેના બને ખભાને સ્પર્શ કરીને હૃદયને સ્પર્શ કરે. ખભાને સ્પર્શ કરતી વખતે "अश्मा भव," 'इन्द्र श्रेष्ठानि " "अस्मै प्रयन्धि" એ ત્રણ મન્ત્રો જપે. તે પછી "इम पिन्वो" એ મન્ત્ર ભણીને પત્નીના બંને સ્તનોને ધોઇને બાલકને પાય.

एवं कुर्यात्सुतस्यैव तूष्णीमेव च योषितः ।
केचिदिच्छन्त्यनादिष्टहोमं मन्त्रादिना परे ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—એ પ્રમાણે પુત્રનું જાતકર્મ મન્ત્રોવડે અને પુત્રીનું જાતકર્મ મન્ત્ર વિના કરવું જોઇએ. કોઈ કોઈ આચાર્ય મન્ત્ર આદિ વડે તથા બીજાએ અનાદિષ્ટ હોમ કરવાનું કહે છે. પ્રાચીન વૈદિક મર્યાદાને અનુસાર જે મન્ત્ર દ્વારા થાય છે તેનું જ નામ સંસ્કાર છે, માટે સ્ત્રીઓને પણ મન્ત્ર સહિત જ સંસ્કાર થવા જોઇએ. મંત્રો વિના જે સંસ્કાર છે તે સર્વ બટાટા આદિને ખેતરમાંથી ખોદી લાવીને ધોઇને સાફ કરવા બરોબર છે, કોઈ વિશેષતા નથી. તે વિશેષતા તો મંત્રમાંજ છે. માટે સંપૂર્ણ દ્વિજાતિના પુરૂષ તથા સ્ત્રીઓને મંત્ર સહિત કર્મો વડે સંસ્કાર થવા જોઇએ.

ઇતિ જાતકર્મસંસ્કારનિરૂપણ અ. ૧૨, સ. ૨૮ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૨૯.

### નામકરણનિરૂપણ.

ઉપરના સર્ગમાં જાતકર્મનું નિરૂપણ કરીને આ સર્ગમાં નામકરણનું નિરૂપણ કરીએ છીએ.

**नामधेयं दशम्यां तु द्वादश्यां वास्य कारयेत् ।**
**पुण्ये तिथौ मुहूर्ते वा नक्षत्रे वा गुणान्विते ॥** म.स्मृ.अ.२–५० ॥

અર્થ:—નામકરણ નામ પુત્રનું નામ પાડવું તે છે. તે દશમે દિવસે રાત્રિના ત્રીજા ભાગમાં અથવા અગીઆરમા દિવસે અથવા બારમા દીવસે શુભ તિથિ તથા શુભ મુહૂર્ત તથા ગુણ-યુક્ત નક્ષત્રમાં કરવું જોઇએ.

**अहन्येकादशे कुर्यान्नामकर्म विधानतः ।**
**कृत्वाभ्युदयिकं श्राद्धं द्वादशे षोडशेऽपि वा ।** ल.आश्व.स्मृ.प्र.३–१ ॥

અર્થ:—બાલકના જન્મને અગીઆરમે, બારમે અથવા સોળમે દિવસે નાન્દી શ્રાદ્ધ કરીને વિધિપૂર્વક નામકરણ સંસ્કાર કરવો જોઇએ.

મનુજીએ દશમો દિવસ નામકરણ માટે જે કહ્યો છે, તે દશમા દિવસની રાત્રિના ત્રીજા ભાગમાં સૂતક નિવૃત્ત થાય છે તે ભાવથી કહ્યું છે. સૂતકમાં કોઇ સંસ્કાર કરવાનું મનુજીને પણ સંમત નથી. એમ ન હોય તો નાભિછેદનના પહેલાં જાતકર્મ કરવાનું નહીં લખત. પરન્તુ નાભિછેદન પહેલાં કરવાને લખવાનું કારણ એ છે કે નાભિછેદન કર્યા પહેલાં સૂતક લાગતું નથી, પરન્તુ તે પછીથી લાગે છે અને સૂતક લાગ્યા પછી તે ઉતરી જતા સુધી જાતકર્માદિ કોઇ સંસ્કાર કરી શકાય નહી.

ક્ષત્રિયોને માટે સૂતક ૧૨ દિવસનું હોય છે. તેથી તેમનું નામકરણ તેરમે દિવસે થાય છે. અને વૈશ્યોને માટે સૂતક ૧૫ દિવસ સુધી હોય છે. તેથી તેમનું નામકરણ ૧૬ મે દિવસે અથવા ૨૦ મા દિવસે કરવુ જોઇએ.. અને શૂદ્રોનું મહિના પછી કરવું જોઇએ. જો કોઇ પ્રકારના વિઘ્નોથી તે વખતે ન કરી શકાય તો બ્રાહ્મણોનું નામકરણ ૨૨ મે દિવસે. ક્ષત્રિયોનું ૩૦ મા દિવસે (मासान्ते), વૈશ્યોનું ૧૦૦ મા દિવસે (शततमे दिवसे), અને શૂદ્રોનું એક વર્ષ પૂર્ણ થવાને દિવસે કરવું જોઇએ. આ ગૌણકાલ છે, પહેલાં કહેલો મુખ્ય કાલ છે. ૧૧ કે ૧૨ મા આદિ દિવસે નામકરણ કરનારને માટે પુણ્ય તિથિ આદિ જોવાની આવશ્યકતા નથી. ગૌણ કાલમાં કરનારને માટે જ પુણ્ય તિથિ આદિનો વિચાર કરવાની જરૂર છે. અપરાહ્ન તથા રાત્રિ પણ નામકરણને માટે વર્જ્ય છે. તથાપિ ૧૦ મા દિવસની રાત્રિના ત્રીજા પહોરમાં કરનારને માટે રાત્રિનો નિષેધ બાધક નથી. તે નામ દેવનામ તથા માસનામ તથા નક્ષત્રનામ તથા વ્યાવહારિક નામ એમ ચાર પ્રકારનાં હોય છે. દેવતાનું પ્રત્યક્ષ નામ રાખવું નિષિદ્ધ છે, માટે ઇન્દ્ર, અગ્નિ, આદિ નામ નહીં રાખવાં જોઇએ. વિષ્ણુભક્ત, રૂદ્રભક્ત ઇત્યાદિક પણ દેવનામ છે.

**मार्गशीर्षं समारम्भ मासानां नामनिर्देशान् ॥** छ० आश्व० स्मृ प्र० ६–२ ॥

અર્થ:—માગસર માસથી આરંભ કરીને માસનામ રાખવાં 'જોઇએ' એમ આશ્વલાયન-જીએ કહ્યુંછે.

" अत्र मार्गशीर्षादिश्चैत्रादिर्वा क्रमः "

અહીં માર્ગશીર્ષાદિ ક્રમથી કે ચૈત્રાદિ ક્રમથી માસનામ રાખવુ એવું મદનરત્નનું પ્રમાણ નિર્ણયસિન્ધુમાં લખ્યું છે તેથી માર્ગશીર્ષાદિ અથવા ચૈત્રાદિ ક્રમથી પણ માસનામ રાખી શકાય છે.

कृष्णोऽनन्तोऽच्युतश्चक्री वैकुण्ठोऽथ जनार्दनः ।
उपेन्द्रो यज्ञपुरुषो वासुदेवस्तथा हरिः ।। स्मृतिसंग्रहः ॥ निर्णयसिन्धुः ॥
योगीशः पुण्डरीकाक्षो मासनामान्यनुक्रमात् ॥ " " ॥

અર્થઃ—કૃષ્ણ, અનન્ત, અચ્યુત, ચક્રી, વૈકુણ્ઠ અને જનાર્દન, ઉપેન્દ્ર, યજ્ઞપુરૂષ, વાસુદેવ, હરિ, યોગીશ, અને પુણ્ડરીકાક્ષ, એ માર્ગશીર્ષાદિ ક્રમથી બાર માસનામ છે. ચૈત્રાદિ ક્રમથી નામ રાખવું હોય તો વૈકુંઠ નામથી લઈ રાખવું.

અને જે નક્ષત્રમાં બાલકનો જન્મ થયો હોય તે નક્ષત્રના વાચક શબ્દથી " तत्र जातः " એ અધિકારમાં વિધાન કરેલો તદ્ધિત પ્રત્યય કરતાં જે નામ થાય તે નક્ષત્રનામ કહેવાય છે. તે ૧. આશ્વયુજ, ૨. ભરણ, ૩. કાર્તિક, ૪. રૌહિણ, ૫. માર્ગશીર્ષ, ૬. આર્દ્રક, ૭. પુનર્વસુ, ૮. પુષ્ય, ૯. આશ્લેષ, ૧૦. મઘ, ૧૧. પૂર્વાફલ્ગુન, ૧૨. ઉત્તરાફલ્ગુન, ૧૩. હસ્ત, ૧૪. ચિત્ર, ૧૫. સ્વાતિ, ૧૬. વૈશાખ. ૧૭. અનુરાધ, ૧૮. જ્યેષ્ઠ, ૧૯. મૂલક, ૨૦. પૂર્વાષાઢ, ૨૧. ઉત્તરાષાઢ, ૨૨. અભિજિત, ૨૩. શ્રાવણ, ૨૪. ધનિષ્ઠ, ૨૫. શતભિષક્, ૨૬. પૂર્વાપ્રોષ્ઠપાદ, ૨૭. ઉત્તરા પ્રોષ્ઠપાદ, અને ૨૮. રૈવત છે. અને કોઇ લોક चू चे चो ला અશ્વિની, ली लु ले लो ભરણી, ઈત્યાદિ જ્યોતિષમાં કહેલા અવકહડા ચક્રને અનુસાર અશ્વિની આદિક નક્ષત્રોનાં ચાર ચરણોમાં જન્મ પામેલા મનુષ્યોને ચુ ચે ચો લા ઇત્યાદિક આદ્ય અક્ષરવાળા ચૂડામણિ, ચેદીશ, ચોલેશ, લક્ષ્મણ, ઇત્યાદિક નામ રાખે છે. એક એક નક્ષત્રનો કાલ ૬૦ ઘડી ગણીને તેની પંદર પંદર ઘડીનું એક એક ચરણ ગણાય છે. પહેલી પંદર ઘડીમાં જેનો જન્મ હોય તેનું નામ ચુ આદ્ય અક્ષરવાળું હોવું જોઇએ. બીજી પંદર ઘડીમાં જેનો જન્મ હોય તેનું આદિમાં ચે અક્ષરવાળું નામ હોય. ત્રીજી પંદર ઘડીમાં જેનો જન્મ હોય તેનું નામ ચો અક્ષરથી શરૂ થતું રાખવું જોઇએ. અને ચોથા ચરણની પંદરમી ઘડીમાં જેનો જન્મ હોય તેનું નામ લા અક્ષરથી શરૂ થતું હોવું જોઇએ એવો તેમનો સંકેત છે. પરન્તુ આ પ્રકારનાં નક્ષત્રનામ વૈદિક ગ્રન્થને સંમત નથી. અને કેટલાંક નક્ષત્ર દેવતા સંબન્ધી નાક્ષત્રનામ રાખે છે. જેમકે કૃતિકા નક્ષત્રમાં ઉત્પન્ન થયેલા મનુષ્યનું અગ્નિશર્મા, અને આર્દ્રા નક્ષત્રમાં જન્મેલાનું શિવદત્ત નામ રાખવામાં આવે છે. દેવતા સંબંધી અથવા તે નક્ષત્ર સંબંધી નામ યશને આપનાર છે. ચોથું, વ્યાવહારિક નામ હોય છેઃ—

दशम्यां रात्र्यां पुत्रस्य नाम दध्याद् घोषवदाद्यन्तस्थं द्व्यक्षरं चतुरक्षरं वा त्र्यक्षरं दान्तं कुमारीणाम् ॥ मानव गृ० सू० पु०१ख०१८ सू० १ ॥

અર્થઃ—જાતકર્મથી લઇને દશમા દિવસની રાત્રિના ત્રીજા ભાગમાં અથવા અગીઆરમા દિવસે પુત્રનું નામ પાડે. ઘોષ પ્રત્યયવાળા અર્થાત્ ગ ઘ ઙ, જ ઝ ઞ, ડ ઢ ણ, દ ધ ન બ ભ, મ, અને હ એ અક્ષર જેની આદિમાં હોય, અને ય, ર, લ, વ, એ અક્ષર જેની મધ્યમાં હોય એવા બે અક્ષર અથવા ચાર અક્ષરનું નામ પુત્રનું, અને ત્રણ અક્ષરનું

ક્કારાન્ત નામ કન્યાનું રાખે. પુત્રોનું નામ રાખવામાં તથા લૃ વર્ણથી રહિત તથા વિસર્ગ અન્તવાળું હોય, અને શત્રુના વાચકથી ભિન્ન હોય તથા તદ્ધિત પ્રત્યય રહિત હોય, અને કૃતપ્રત્યયાન્ત વાળુ હોય એવું નામ રાખવું જોઇએ, જેમ હરિ, દેવ, ઇત્યાદિ. પૂર્વે કહેલાં સર્વ લક્ષણો ન હોય તો પુરૂષોનું યુગ્માક્ષર અર્થાત્ બે, ચાર, ઇત્યાદિ, અને સ્ત્રીઓનું અયુગ્માક્ષર અર્થાત્ ત્રણ આદિ અક્ષરવાળું નામ રાખવું જોઈએ. અક્ષર પણ અ, ઇ, ઉ, એ, ઐ, ઓ, ઔ, ઇત્યાદિ સ્વર હોવા જોઇએ, વ્યંજનનો નિયમ નથી. પ્રતિષ્ઠાની કામના વાળાએ બે અક્ષરનું નામ રાખવું સારૂં છે. અને બ્રહ્મતેજની ઇચ્છાવાળાએ ચાર અક્ષર વાળું નામ રાખવું જોઇએ. જેના અન્તમાં રકાર અથવા લકાર આવતા હોય તે નામ પણ પરિત્યાગ કરવા યોગ્ય છે. અહીં વ્યાવહારિક નામોના વિષયમાં બ્રાહ્મણાદિનાં નામની પછી શર્મા આદિ જોડવા જોઇએ.

मङ्गल्यं ब्राह्मणस्य स्यात्क्षत्रियस्य बलान्वितम् ।
वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य तु जुगुप्सितम् ॥ म० स्मृ० २-३१ ॥

અર્થ:—બ્રાહ્મણોનું મંગલ સૂચક, ક્ષત્રિયોનું બલસૂચક, વૈશ્યોનું ધનસૂચક અને શૂદ્રનું નિન્દા સૂચક નામ રાખવુ જોઇએ. આ નામોનો ખુલાસો આગલા શ્લોકમાં કહે છે:—

शर्मवद्ब्राह्मणस्य स्याद्राज्ञो रक्षासमन्वितम् ।
वैश्यस्य धनसंयुक्तं शूद्रस्य प्रेष्यसंज्ञकम् ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—બ્રાહ્મણનું નામ જેમની અન્તમાં શર્મા જોડેલો હોય તેવુ હોવું જોઇએ, જેમ હરિદેવશર્મા, શિવરામશર્મા, ઇત્યાદિ. અને ક્ષત્રિયનું રક્ષાવાચક એટલે જેની અન્તમાં વર્મા શબ્દ જોડેલો હોય તેવું નામ હોવું જોઇએ, જેમ બલવર્મા ઇત્યાદિ. વૈશ્યનું પુષ્ટિનું સૂચક જેમકે ભૂતિઆદિક શબ્દ અન્તમાં હોય એવું નામ હોવું જોઇએ, જેમ વસુભૂતિ ઇત્યાદિ. અને શૂદ્રનું નામ સેવકપણાનું સૂચક એટલે કે દાસ આદિ શબ્દ જેની અંતમાં હોય એવું નામ રાખવું જોઇએ, જેમ દીનદાસ ઇત્યાદિ.

शर्मा देवश्च विप्रस्य वर्मा त्राता च भूभुजः ।
भूतिर्दत्तश्च वैश्यस्य दासः शूद्रस्य कारयेत् ॥ या.स्मृ.अ.१-१२ अ.टी.॥

અર્થ:—શર્મા તથા દેવ જેની અન્તમાં હોય એવું નામ બ્રાહ્મણનું રાખવુ જોઇએ, વર્મા તથા ત્રાતા એવા અન્તવાળું નામ ક્ષત્રિયનું, અને ભૂતિ તથા દત્ત એવા અન્તવાળુ નામ વૈશ્યનું રાખવું જોઇએ. અને શૂદ્રનું નામ દાસ અન્તવાળું જોઇએ.

પુરાણોમાં કેટલેક ઠેકાણે વૈશ્યનાં નામની અન્તમાં ગુપ્ત નામ તથા ધન નામ પણ જોડવાનું કહ્યું છે. તેવી રીતે ક્ષત્રિયોનાં નામની અન્તમાં રાજા પણ જોડવામાં આવે છે. જો પુરૂષનું નામ વિષમ અક્ષરવાળું હોય તો તેની આગળ શ્રી લગાડવો જોઇએ. વ્યાવહારિક નામમાં પિતા તથા પિતામહ સંબંધી નામ પણ રાખવામાં આવે છે. ક્રમથી આ ચારે નામોને લખીને પૂજન કરે, આચાર્ય તે નામ રૂપ મંત્ર વડે પૂજન કરાવે, અને પિતા તેના નામ વડે જ બ્રાહ્મણોને પ્રણામ કરાવે. પુત્રના નામ પછી સાથે પિતાનું નામ પણ લે, પરન્તુ પ્રણામ વખતે પિતાનું નામ છોડી દે. પિતાના કહેવાથી કુમારના પ્રતિનામમાં બ્રાહ્મણો સ્વસ્તિ કહે. દેવ, નક્ષત્ર, આદિ એક એક નામ ત્રણવાર બાલકને સંભળાવે. તે પછી આશીર્વાદ આપે, અને યથાશક્તિ બ્રાહ્મણોને ભોજન કરાવે. વળી—

स्त्रीणां सुखोद्यमक्रूरं विस्पष्टार्थं मनोहरम् ।
मङ्गल्यं दीर्घवर्णान्तमाशीर्वादाभिधानवत् ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—સ્ત્રીઓનું નામ સુખથી બોલી શકાય એવું હોવું જોઇએ. જે નામમાં ક્રૂરતાનું ભાન ન હોય અને નામનો અર્થ સ્પષ્ટ પ્રતીત થતો હોય, તથા પ્રીતિ ઉત્પન્ન કરતા હોય, તથા મંગલનો વાચી હોય તથા જેના અન્તમાં દીર્ઘસ્વર હોય, તથા આશીર્વાદ નામના શબ્દ યુક્ત હોય–એવું રાખવું જોઈએ, જેમ યશોદાદેવી, શ્રીદેવી, યજ્ઞદા, શર્મદા, ઇત્યાદિ. સ્ત્રીઓનાં દેવનામ વિષ્ણુભક્તા ઇત્યાદિ. સ્ત્રીઓનાં માસ નામ ચક્રિણી, વૈકુષ્ઠી, વાસુદેવી ઇત્યાદિ. નક્ષત્ર નામ રોહિણી, કૃત્તિકા, ઇત્યાદિ. વિવાહપ્રકરણમાં નદી તથા પર્વતનાં નામવાળી સ્ત્રીની સાથે વિવાહ કરવાનો નિષેધ લખ્યો છે. તેથી નદી, પર્વત, આદિનાં નામ પણ નહીં રાખવાં જોઇએ. પુત્રાદિનાં નામ રાખવામાં જો પિતા પાસે ન હોય તો પિતામહ આદિ તેનું નામ પાડે.

વળી ગૃહ આદિનાં પણ વ્યાવહારિક નામ રાખવાં જોઇએ.

देवालयगजाश्वानां वृक्षाणां वापिकूपयोः ।
सर्वापणानां पण्यानां चिह्नार्थं योपितां नृणाम् ॥
काव्यादीनां कवीनां च पश्वादीनां विशेपतः ।
राजप्रासादयज्ञानां नामकर्म यथोदितम् ॥ ॥ मदनरत्न ॥

અર્થઃ—મન્દિર, હસ્તી, અશ્વ, વૃક્ષ, વાવ, કૂવા, બજાર(મંડી), દુકાન, સ્ત્રી, પુરૂષ, કાવ્યાદિ, કવિ, વિશેષે કરીને પશુ આદિ, રાજાના મહેલ, યજ્ઞ–એ સર્વને ઓળખવાને માટે (चिह्नार्थम्) જેવી રૂઢિ હોય તેવાં નામ રાખવાં. અહીં રાજાઓના મહેલ કહેવાથી બીજા લોકોના ઘરનાં નામ નહીં રાખવાં એવો ભાવ નથી, સર્વનાં ઘરનાં નામ હોવાં જોઇએ. પરન્તુ રાજાના મહેલનું નામ તો હોવું જ જોઇએ એવો ભાવ છે.

ઇતિ નામકરણનિરૂપણ અ. ૧૨ સ. ૨૯ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૩૦.

---

### નિષ્ક્રમણાદિસંસ્કારનિરૂપણ.

આ સર્ગમાં નિષ્ક્રમણાદિક સંસ્કારોનું નિરૂપણ કરવામાં આવે છે.

मासे चैवं चतुर्थे तु कुर्यान्निष्क्रमणं शिशोः॥ લ૦આશ્વ૦સ્મૃ૦પ્ર૦૬–૧ ॥

અર્થઃ—બાલકનું નિષ્ક્રમણ(બાલકને પ્રથમ ઘરની બહાર કાઢવા રૂપ) ચોથા માસમાં કરે.

तृतीये वा चतुर्थे वा मासि निष्क्रमणं भवेत् ॥ ॥ निर्णयसिन्धुः ॥

અર્થ.—ત્રીજા કે ચોથા માસમાં નિષ્ક્રમણ થાય છે. અથવા ચોથા માસમાં અન્નપ્રાશનના સમયે પણ નિષ્ક્રમણ થાય છે એમ મદનરત્નમાં કહ્યું છે. શંખનો ધ્વનિ તથા પુણ્યાહ-વાચનોના શબ્દ દ્વારા બાલકને ઘરમાંથી બહાર કાઢીને સૂર્ય તથા ચન્દ્રમાનું દર્શન કરાવવું જોઇએ. તે પણ શુભ નક્ષત્ર તથા મુહૂર્તમાં કરવુ જોઈએ.

ઇતિ નિષ્ક્રમણાદિસંસ્કારનિરૂપણ અ. ૧૨. સ. ૩૦. સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૩૧.

### અન્નપ્રાશનસંસ્કાર.

આ સર્ગમાં અન્નપ્રાશન નામના સંસ્કારનું નિરૂપણ કરવામાં આવે છે.

षष्ठेऽन्नप्राशनं कुर्यान्मासे पुंस्यष्टमेऽथवा ।
दशमे द्वादशे मासि केचिदेवं वदन्ति हि ॥ ल०आश्व०स्मृ०प्र०८—९ ॥

અર્થ:—બાલકનો અન્નપ્રાશન સંસ્કાર છઠ્ઠા મહીનામાં, અને કોઇ કોઇ મતને અનુસાર આઠમા કે નવમા કે બારમા મહિનામાં કરાવવો જોઇએ.

कृत्वाऽऽभ्युदयिकं श्राद्धं शुभे चैव दिने पिता ।
सौवर्णे राजने वस्त्रे कांस्ये वाऽथ नवे शुभे ॥ " ॥ २ ॥
क्षीराज्यमधुदध्यान्नं विधाय प्राशयेच्छिशून् ।
मन्त्रेणान्नपतेऽन्नस्य हिरण्येन स्रुवेण च ॥ " ॥ ३ ॥
पाणिना सपवित्रेण जलं चापि हि पाययेत् ।
दत्त्वा विप्राय तत्पात्रं तूष्णीमेव च योषितः ॥ " ॥ ४ ॥

અર્થ:—પિતા શુભ દિવસે નાન્દી શ્રાદ્ધ કરીને સોનું, ચાંદી, અથવા કાંસાના નવા પાત્રમાં દૂધ, ઘી, અને મધ યુક્ત અન્ન તથા દહીં રાખીને "अन्नपतेऽन्नस्य" એ મંત્ર ભણીને સુવર્ણના ટુકડા યુક્ત હાથથી અથવા સ્રુવા વડે બાલકને ભોજન કરાવે. (૩). અને પવિત્રી યુક્ત હાથવડે તેને જલ પાય. અને તે પાત્ર બ્રાહ્મણને આપવું. અને પુત્રીનું અન્નપ્રાશન કર્મ મન્ત્ર વિના કરવું.

કોઇ સૂર્યદર્શનાદિક પણ અન્નપ્રાશનની સાથે કરાવે છે.

અન્નપ્રાશન કરાવ્યા પછી બાલકની જીવિકાની પરીક્ષા કરવી જોઇએ.

देवाग्रतोऽथ विन्यस्य शिल्पवस्तूनि सर्वशः ।
शास्त्राणि चैव शस्त्राणि ततः पश्येत्तु लक्षणम् ॥
प्रथमं यत्स्पृशेद्बालः पुस्तकादि स्वयं तदा ।
जीविका तस्य बालस्य तेनैव तु भविष्यति ॥याज.स्मृ.अ.१—१२अपरार्टीका॥

અર્થ:—જીવિકા ચલાવવાની શિલ્પવિદ્યાની કેટલીક વસ્તુઓ, તથા શાસ્ત્રનાં પુસ્તક, તથા શસ્ત્ર વિગેરે દેવની સન્મુખ મૂકીને બાલકને છૂટો મૂકે અને તેનાં લક્ષણ તપાસે. બાલક જઇને તે પુસ્તકાદિ વસ્તુ મધ્યેથી જે વસ્તુને પ્રથમ ઉઠાવી લે તે વસ્તુ વડે તે બાલકની જીવિકા થશે અને તે જ વિદ્યા બાલકને શિખવવી જોઇએ એવું માર્કણ્ડેયનું વચન છે.

प्रागुपनयनात्कामाचारवादभक्षाः ॥ गौ०ध०सू०अ०२—१ ॥

અર્થ:—ઉપનયનની પહેલાં બાલકની ઇચ્છાનુસાર આચરણ તથા બોલી તથા ભક્ષણ થાય છે. તથા તે કોઇ પાપનો કે દંડનો ભાગી થતો નથી. તથાપિ બાલકને મલમૂત્ર આદિનો ત્યાગ કરવાને અમુક સ્થાનમાં બેસવાનો નિયમ તથા શૌચ આદિના સંસ્કાર પ્રથમથી જ

પાડતા રહેવું જોઇએ, અને પાંચ વર્ષનો થતાં વર્ણાશ્રમની મર્યાદા પણ શિખવતા રહેવું જોઈએ
ઇતિ અન્નપ્રાશનસંસ્કાર નિરૂપણ અ. ૧૨. સ. ૩૧ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૩૨.

### ચૌલાદિસંસ્કારનિરૂપણ.

આ સર્ગમાં ચૌલાદિ સંસ્કારનું નિરૂપણ કરવામાં આવે છે.

तृतीये वत्सरे चौलं बालकस्य विधीयते ।
शुभे चैव दिने मासि विहितं चोत्तरायणे ॥ ल०आश्व०स्मृ०प्र०९-१ ॥

અર્થઃ—જન્મને ત્રીજે વર્ષે ઉત્તરાયણમાં શુભ મહિનામાં અને શુભ દિનમાં બાલકનુ ચૂડાકર્મ અર્થાત્ મુણ્ડન કરાવવું જોઇએ. કોઈ જન્મથી અથવા ગર્ભથી પ્રથમ વર્ષમાં અથવા પાંચમા વર્ષમાં મુડન કરાવે છે. કુલની પરંપરા અને આચારને અનુસાર જ આ સર્વ થાય છે.

### કર્ણવેધસંસ્કાર

कृतचूडचे बाले च कर्णवेधो विधीयते ॥ व्या०स्मृ०अ०१-१९॥

અર્થઃ—જેનું ચૂડાકર્મ કરવામાં આવેલું છે એવા બાલકને માટે કર્ણવેધનું વિધાન કરવામાં આવે છે.

सुवर्णसूच्या कुर्वीत कर्णवेधं विधानवित् ॥ भवि.पु.उ पू.अ.१२९-३४ ॥

અર્થઃ—કર્ણવેધની વિધિ જાણનાર સુવર્ણની સૂચી વડે કર્ણવેધન કરે.

ચૌલ પછી કર્ણવેધ સંસ્કાર થાય છે. કર્ણમાં છિદ્ર પાડવુ તેનુ નામ કર્ણવેધ છે. કોઇ લોક કર્ણવેધ મુડન પહેલાં દશમા કે બારમા આદિ દિવસે, તથા છઠા, સાતમા, આઠમા કે દશમા માસમાં પણ કરાવે છે. તે પહેલા વર્ષમાં થાય છે. અને બીજા આદિ સમ વર્ષમાં પુરૂષ કે સ્ત્રીનો કર્ણવેધ ન કરવો જોઇએ.

### વિદ્યારંભ.

પાંચમા વર્ષમાં વિદ્યારંભ કરવો જોઇએ. અક્ષર લખવાનો આરંભ કરવો તેનુ જ નામ **વિદ્યારંભ** છે. તે ઉપનયનની પહેલાં પણ થઈ શકે છે. તેથી ઉપનયન પહેલાં અક્ષરો શિખવીને પછી પુરાણમાં કહેલા સ્તોત્ર આદિ શિખવે છે. પશ્ચાત્ ઉપનયન થયા પછી વેદ ભણે છે. આ વિદ્યારંભ ૧૬ સંસ્કારની અંદર નથી.

### ઉપનયનસંસ્કાર.

ત્યાર પછી ઉપનયન સસ્કાર થાય છે. તેના સંબધમાં જે કાંઈ લખવાનુ હતું તે પહેલાં લખી ચૂક્યા છીએ.

આ સર્વ સંસ્કાર અંધ આદિને પણ અવશ્ય કરવા જોઇએ.

पण्ढान्धबधिरस्तब्धजडगद्गदपंगुषु ।
कुब्जवामनरोगार्तशुष्काङ्गविकलाङ्गिषु ।
मत्तोन्मत्तेषु मूकेषु शयनस्थे निरिन्द्रिये ।
ध्वस्तपुंस्त्वेऽपि चैतेषु संस्काराः स्युर्यथोचितम् ॥ स्मृत्यर्थसारः ॥

અર્થઃ—નપુંસક, અન્ધ, બહેરા, કોઈ રોગાદિ નિમિત્તથી શરીર જડ જેવું થયું હોય (स्तब्ध) અને તેથી કાંઈ કામ કરી શકતા ન હોય તેવા, તથા સ્વભાવથી જ જડ હોય, તોતડા, લંગડા, મત્ત અથવા ઉન્માદ વાળા હોય, મુગા, સર્વ પ્રકારની ઇન્દ્રિયોની શક્તિ રહિત હોવાથી પથારીમાં જ સુતા રહેતા હોય, અને જેમનુ પુંસ્ત્વ નષ્ટ થયું હોય—એ સર્વના આ બધા સંસ્કાર કરાવવા જ જોઈએ. વળી—

औरसः क्षेत्रजश्चैतौ संस्कार्यौ भागहारिणौ ।
औरसः पुत्रिकापुत्रः क्षेत्रजो गूढजस्तथा ॥
कानीनश्च पुनर्भूजो दत्तः क्रीतश्च कृत्रिमः ।
दत्तात्मा च सहोढजस्त्वपविद्ध सुतस्ततः ॥
पिण्डदोंऽशहरस्तेषां पूर्वाभावे परः परः ।
एतद्वादशपुत्राश्च संस्कार्या स्युर्द्विजातिषु ॥ स्मृत्यर्थसारः ॥

અર્થઃ—ઔરસ અને ક્ષેત્રજ એ બંને પુત્ર સંસ્કાર કરવા યોગ્ય છે, અને તે બંને પિતાના ધનના ભાગી છે. અહીંઆ પુત્રિકા-પુત્રને ઔરસ કહ્યો છે, તથા પોતાની પત્નીમાં બીજા પુરૂષથી ઉત્પન્ન થયેલો ક્ષેત્રજ કહેવાય છે, તથા કાનીન, પુનર્ભૂજ, દત્ત, ક્રીત, કૃત્રિમ, દત્તાત્મા, સહોઢજ, તથા અપવિદ્ધ—એવા દ્વિજાતિના બાર પ્રકારના પુત્રોના પણ સંસ્કાર કરવા જોઇએ. આ સર્વ પૂર્વના અભાવે પર પર પિતાને પિણ્ડ આપવાના અધિકાર વાળા છે, અને ધનના પણ ભાગી છે. વળી—

केचिदाहुर्द्विजैर्जातौ संस्कार्यौ कुण्डगोलकौ ॥ " "

અર્થઃ—કોઇ લોક કહે છે કે દ્વિજાતિથી ઉત્પન્ન થયેલા કુણ્ડ અને ગોલકનો પણ સંસ્કાર કરવા યોગ્ય છે. પતિ જીવતો છતાં જારથી ઉત્પન્ન થયેલો પુત્ર કુણ્ડ કહેવાય છે. અને પતિના મરણ બાદ જારથી ઉત્પન્ન થયેલો પુત્ર ગોલક કહેવાય છે.

પોતે પાણિગ્રહણ કરેલી ધર્મપત્નીમાં પોતાનાથી ઉત્પન્ન થયેલો પુત્ર ઔરસ કહેવાય છે. પુત્રિકાપુત્ર પણ તેની તુલ્ય હોવાથી આરસ કહેવાય છે. બાકીના બધા પુત્રોનાં લક્ષણ આદિ દાયવિભાગમાં કહ્યાં છે. પિતા અથવા અન્ય કોઈ નજીકનો સગો મનુષ્ય ન હોય તોપણ તે સર્વના સંસ્કાર જરૂર કરાવવા જાઇએ. સંસ્કાર વિના રાખવા ઉચિત નથી, કારણકે સંસ્કાર ન કરવામાં આવે તો સર્વ પ્રકારે પતિત થાય છે. તેથી અવસ્ય કરાવવા જોઇએ એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

### વેદારંભ આદિ સંસ્કાર

ઉપનયન થયા પછી વેદારંભ નામનો સંસ્કાર થાય છે. વેદ ભણવાનું શરૂ કરવું તેનું નામ **વેદારંભ** છે. વેદ ભણીને સમાપ્ત કરતા **કેશાન્ત** નામનો સંસ્કાર થાય છે. વાળ(જટા) ઉતારવા તેનું નામ કેશાન્ત છે. ત્યાર પછી બ્રહ્મચર્યની સમાપ્તિનુ **સ્નાન** કરવામાં આવે છે. અને તે પછી **વિવાહ** થાય છે. વિવાહ પછી વિવાહના **અગ્નિનું ગ્રહણ**, અને તે પછી **ત્રેધા અગ્નિનું** ગ્રહણ અર્થાત્ દક્ષિણાગ્નિ, ગાર્હપત્યાગ્નિ અને આહવનીયાગ્નિ એ ત્રણ અગ્નિનું ગ્રહણ થાય છે. આ સોળ સંસ્કાર અવસ્ય દ્વિજાતિને માટે કર્તવ્ય છે. તેના વિના પૂર્ણ રીતે દ્વિજાતિ રહી શકતા નથી.

ઇતિ ચૌલાદિસંસ્કારનિરૂપણ અ૦ ૧૨. સ૦ ૩૨ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૩૩.

### નિત્યકર્મનિરૂપણ.

આ સર્ગમાં ગૃહસ્થાશ્રમીઓનાં સ્નાનાદિ નિત્ય કર્મોનું નિરૂપણ કરીએ છીએ.

कर्मषट्कं प्रवक्ष्यामि यत्कुर्वन्तो द्विजातयः ।
गृहस्था अपि मुच्यन्ते संसारैर्बन्धहेतुभिः ॥ वृ. पा. स्मृ. अ. २ श्लो. ५ ॥

અર્થઃ—જે કરવાથી બ્રાહ્મણાદિ દ્વિજાતિ ગૃહસ્થો પણ સંસારરૂપી બધનોથી છૂટી જાય છે. તે ૭ કર્મનું કથન કરૂં છું.

सन्ध्या स्नानं जपश्चैव देवतानां च पूजनम् ।
वैश्वदेवं तथातिथ्यं षट्कर्माणि दिने दिने ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—સ્નાન, સન્ધ્યા, જપ, દેવપૂજન, વૈશ્વદેવ અને અતિથિપૂજન એ ૭ રોજ રોજ કરવાનાં કર્મ છે.

### સ્નાનાદિનિરૂપણ.

ઉપરના શ્લોકમાં પ્રથમ સન્ધ્યા અને પછી સ્નાન એવો પાઠક્રમ છે. પરન્તુ સ્નાન કર્યા વિના સન્ધ્યા આદિ કોઈ કર્મ કરી શકાય નહી. તેથી અર્થક્રમને અનુસાર પ્રથમ સ્નાન, આચમન, આદિનું નિરૂપણ કરવામાં આવે છે.

જે કાંઇ નિત્ય કર્મ કરવું હોય તે અવશ્ય સ્નાન કરીને જ કરવું જોઇએ એવી ધર્મશાસ્ત્રની આજ્ઞા છે.

अस्नात्वा नाचरेत्कर्म जपहोमादि किंचन ।
क्लिद्यन्ति हि सुगुप्तानि इन्द्रियाणि क्षरन्ति च ॥ बृ०पा०स्मृ० २ श्लो० ९० ॥

અર્થઃ—સ્નાન કર્યા વિના જપ હોમાદિ કાંઇ પણ કર્મ નહીં કરવુ જોઇએ, કેમકે નિદ્રામાં મનુષ્યની ગુપ્તેન્દ્રિય(શિસ્નાદિક) પલળી જાય છે અને વહે છે.

अङ्गानि समतां यान्ति उत्तमान्यधमैः सह ।
अत्यन्तमलिनः कायो नवच्छिद्रसमन्वितः ॥ ,, ॥ ९१ ॥

અર્થઃ—નિદ્રામાં હાથ દ્વારા સ્પર્શનાદિ કરવાથી ઉત્તમ અને અધમ ઇન્દ્રિયો સર્વ એકરૂપ થઇને અપવિત્ર થાય છે. અને શરીર પણ અત્યન્ત મલિન છે, અને નવ છિદ્રવાળું છે.

स्रवत्येष दिवारात्रौ प्रातःस्नानं विशोधनम् ।
उपःस्नानं प्रशंसन्ति सर्वेऽपि पितरोऽमरा ॥ , । ९२ ॥

અર્થઃ—આ શરીર દિનરાત સ્રવતું જ રહે છે. તેને શુદ્ધ કરનાર પ્રાતઃકાલનું સ્નાન જ છે. માટે પિતરો તથા દેવતાઓ પણ તેની પ્રશંસા કરે છે.

दृष्टादृष्टकरं पुण्यं शंसन्ति ऋषयोऽपि हि ।
प्रातः स्नाति हि यो विप्रः सोऽर्हः स्यात्सर्वकर्मसु ॥ ,, ॥ ९३ ॥

અર્થઃ—અને પ્રાતઃકાલનુ સ્નાન દૃષ્ટ તથા અદૃષ્ટ ફલને આપનાર છે, તેથી પુણ્યનું સાધન છે, અને પ્રાતઃકાલમાં સ્નાન કરનાર બ્રાહ્મણ આદિ પ્રજા સંપૂર્ણ કર્મ કરવાને યોગ્ય થાય છે, એમ ઋષિઓ કહે છે, માટે—

संशोध्य दन्तानाचम्य विधिवत्स्नानमाचरेत् ।
स्नानमूलाः क्रियाः सर्वाः श्रुतिस्मृत्युदिता नृणाम् ॥ स्मृत्यर्थसार. ॥

અર્થ:—દાંતને સાફ કરીને અર્થાત્ દાતણ પાણી કરીને પછી આચમન કરીને વિધિપૂર્વક સ્નાન કરે, કારણ કે મનુષ્યને માટે શ્રુતિ અને સ્મૃતિમાં કહેલી સર્વ ક્રિયાઓમાં પ્રથમ સ્નાન જ મૂળ છે. સ્નાન કર્યા વિના કોઈ ક્રિયા કરી શકાય નહીં.

હવે નીચેના શ્લોકોમાં સ્નાનનુ દષ્ટ અને અદષ્ટ ફલ જે ઉપર કહેવામાં આવ્યું તેને વિસ્તારથી બતાવીએ છીએ.

उत्साहाप्ययनं स्वान्तप्रशान्तिशक्तिवृद्धिदम् ।
कीर्तिकान्तिवपुःपुष्टिसौभाग्यायुःप्रवर्धनम् ॥ वृ० पा०स्मृ० अ० २-११३ ॥
स्वर्ग्यं च दशभिर्युक्तं गुणैः स्नानं प्रशस्यते ॥ ,, ॥ ११४ ॥

અર્થ:—સ્નાનને ૧. ઉત્સાહ, ૨. તૃપ્તિ, ૩. ચિત્તની શાન્તિ, ૪. શક્તિની વૃદ્ધિ, ૫. કીર્તિ, ૬. કાન્તિ ૭. દેહની પુષ્ટિ, ૮. સૌભાગ્ય, ૯. આયુની વૃદ્ધિ, અને ૧૦. સ્વર્ગ—એ દશ ગુણ યુક્ત કહ્યું છે. અને સ્મૃત્યર્થસારમાં " देवा अभिमुखाः सदा "—દેવતા લોક સ્નાન કરનાર ઉપાસકોની સન્મુખ થાય છે—એમ સ્નાનથી દેવતાની પ્રસન્નતા પણ કહી છે. માટે મનુષ્યોએ સ્વચ્છતા આદિ દષ્ટ ગુણ તથા સ્વર્ગાદિ અદષ્ટ ગુણોનો વિચાર કરીને અવશ્ય સ્નાન કરવું જોઈએ.

સ્નાન સાત પ્રકારનાં છે તે નીચે પ્રમાણે:—

मान्त्रं पार्थिवमाग्नेयं वायव्यं दिव्यमेव च ।
वारुणं मानसं चेति सप्तैतानि क्रमेण च ॥ वृ० पा० स्मृ० अ० २-८२ ॥

અર્થ:—૧ મન્ત્રસ્નાન, ૨. પાર્થિવસ્નાન, ૩. આગ્નેયસ્નાન, ૪. વાયવ્યસ્નાન, ૫. દિવ્યસ્નાન, ૬. વારુણસ્નાન અને ૭. માનસસ્નાન—એ ક્રમે સ્નાન સાત પ્રકારનાં છે.

शन्न आपस्तु वै मान्त्रं मृदलंभं तु पार्थिवम् ।
भस्मना स्नानमाग्नेयं गवां रेणुभिरानिलम् ॥ ,, ॥ ८३ ॥

અર્થ:—" शन्न आपस्तु " એ મંત્ર ભણીને જે માર્જન કરવામાં આવે છે તે મન્ત્રસ્નાન છે. મન્ત્રસ્નાનને બ્રાહ્મસ્નાન પણ કહે છે. ब्राह्मं तु मार्जनं मन्त्रैः कुशैः सोदकबिन्दुभिः ॥ ल० व्या० स्मृ० મન્ત્ર ભણીને કુશ તથા જલ વડે જે માર્જન કરવું તેને બ્રાહ્મસ્નાન કહે છે. શરીરમાં મૃત્તિકા લગાડીને જે સ્નાન કરવામાં આવે છે તે પાર્થિવસ્નાન કહેવાય છે. શરીર ઉપર વિધિપૂર્વક ભસ્મ લગાડવી તેને આગ્નેયસ્નાન કહે છે. ગાયોનો સમૂહ ચાલતો હોય તેની પાછળ પાછળ ચાલતાં વાયુથી ગાયોના પગની જે રજ ઉડે છે તે આપણા શરીર ઉપર પડે તે અનિલસ્નાન કહેવાય છે.

आतपे सति या वृष्टिर्दिव्यं स्नानं तदुच्यते ।
बहिर्नद्यादिके स्नानं वारुणं प्रोच्यते बुधैः ॥ वृ०पा० स्मृ० अ.२श्लो० ८४ ॥

અર્થ:—સૂર્યનો પ્રકાશ હોયે સતે જે વૃષ્ટિ થાય છે તેમાં કરેલું સ્નાન દિવ્યસ્નાન કહેવાય છે. ઘરની બહાર નદી, તળાવ, ઇત્યાદિમાં જે સ્નાન કરવામાં આવે છે તે વારુણસ્નાન કહેવાય છે.

यद्ध्यानं मनसा विष्णोर्मानसं तत्प्रकीर्तितम् ।
असामर्थ्येन कायस्य कालशक्त्याद्यपेक्षया ॥ ,, ॥ ८५ ॥
तुल्यफलानि सर्वाणि स्युरित्याह पराशरः ॥ ,, ॥ ८६ ॥

અર્થ:—મનથી વ્યાપક પરમાત્માનું ધ્યાન કરવાથી માનસસ્નાન થાય છે. શરીર અશક્ત હોવાથી, સમય અનુકૂલ ન હોવાથી, અને સાધન ન બની શકવાથી, સમયને અનુસરી કરેલાં સર્વ સ્નાન તુલ્ય ફલ દેનાર છે એવો પરાશરજીનો મત છે. માનસ સ્નાનને યૌગિક સ્નાન પણ કહે છે.

स्नानानां मानसं स्नानं मया यत्परमं स्मृतम् ॥ ,, ॥ ८६ ॥
कृतेन येन मुच्यन्ते गृहस्था अपि तु द्विजाः ॥ ,, ॥ ८७ ॥

અર્થ:—સર્વ સ્નાનોમાં માનસસ્નાન ઉત્તમ છે, જે કરવાથી ગૃહસ્થો પણ મુક્ત થઇ જાય છે.

नित्यादीनां क्रियाणां तु स्नानानां मानसं परम् ।
सद्यः पापहरं प्राहुः प्राजापत्यव्रताधिकम् ॥ ,, ॥ ८७ ॥

અર્થ:—મુનિલોકોના મતમાં નિત્યાદિ ક્રિયાઓ કરતાં તેમજ સર્વસ્નાન કરતાં માનસ સ્નાનરૂપી ક્રિયા શ્રેષ્ઠ છે, કેમકે તે તત્કાલ જ પાપને હરનારૂં છે, અને પ્રાજાપત્ય વ્રત કરતાં પણ અધિક છે.

કેટલાક લોક, શ્વાનાદિ પણ રાખોડીમાં પડી રહે છે તો તેથી શું ફળ છે—એમ કહી ભસ્મસ્નાનની મશ્કરી કરે છે, પરન્તુ તેઓ ભસ્મસ્નાનના મહિમાને જાણતા નથી. ભસ્મસ્નાન પણ શાસ્ત્રમાં પ્રતિપાદન કરેલી વિધિ છે. બૃહજ્જાબાલોપનિષદ્ આદિ ગ્રન્થોમાં ભસ્મ બનાવવાની તથા ભસ્મ લગાવવાની વિધિ તથા તેનું ફળ પણ લખ્યું છે.

भासयत्येव यद्भस्म शुभं वासयते च यत् ॥
तत्क्षणात्सर्वपापानां भस्मेति परिकीर्त्यते ॥ व्र.पु.पू मा.अ.पा.२,अ.२७-११० ॥

અર્થ:—જેના લલાટમાં ભસ્મના ત્રિપુણ્ડ્રનો પ્રકાશ થાય છે તેના હૃદયમાં શુભ વાસના ઉત્પન્ન થાય છે, અને તેનાં સર્વ પાપોને બાળીને ભસ્મ કરે છે. માટે તેને ભસ્મ કહે છે. અને વેદાધ્યયન કરનારને માટે ભસ્મ ધારણ કરવાની વિશેષ આવશ્યકતા મુંડકોપનિષદ્‌માં કહેલા શિરોવ્રતથી જાણી શકાય છે.

उषस्युषसि यत्स्नानं क्रियतेऽनुदिने रवौ ।
प्राजापत्येन तत्तुल्यं महापातकनाशनम् ॥ ,, ॥ ८८ ॥

અર્થ:—દરરોજ પ્રાતઃકાલમાં સૂર્યોદય થતા પહેલાં જે સ્નાન કરવામાં આવે તે પ્રાજાપત્ય વ્રતની તુલ્ય છે, અને તે મહાપાતકનો પણ નાશ કરે છે.

विना स्नानेन यो भुङ्क्ते स मलाशी न संशयः ।
अस्नाताशी मलं भुंक्ते ह्यजपः पूयशोणितम् ॥ बाधुलस्मृति ॥

અર્થ:—સ્નાન કર્યા વિના જે જમે છે તે મલનું ભક્ષણ કરે છે. તેમાં સંશય નથી. જેવી રીતે સ્નાન કર્યા વિના જમનાર મલભક્ષણ કરે છે, તેવી રીતે જપ કર્યા વિના જમનાર પાચ અને લોહીનું ભક્ષણ કરે છે. અર્થાત્ સ્નાન તથા જપ કર્યા વિના જે ભોજન કરે છે તેનું

અન્ત કરણ અપવિત્ર પદાર્થ ખાનારની તુલ્ય અપવિત્ર રહે છે તેથી સ્નાન તથા શક્તિ અનુસાર જપ કર્યા વિના કદાપિ ભોજન ન કરવુ જોઇએ એવો ભાવ છે

વળી સ્નાનાદિ કર્યા વિના ભોજન કરવાનો દોષ દક્ષસહિતામા પણ કહ્યો છે —

अस्नात्वा चाप्यहुत्वा चाप्यदत्वा ये तु भुञ्जते ।
देवादीनामृणीभूत्वा नरकं ते व्रजन्त्यथ ॥ दक्ष स्मृ. अ० २–६२ ॥

અર્થ —સ્નાન કર્યા વિના, તથા હોમ કર્યા વિના, તથા ભિક્ષુ, અતિથિ, આદિને આપ્યા વિના જે ભોજન કરે છે તે દેવાદિના ઋણી થઇને નીચે નરકમા પડે છે. માટે મનુષ્યે અવશ્ય પ્રાત કાલમા સ્નાન કરવુ જોઇએ

સ્નાનના ત્રણ પ્રકાર છે તે નીચે મુજબ છે —

नित्यं नैमित्तिकं काम्य त्रिविध स्नानमुच्यते ।
तेषां मध्ये तु यन्नित्यं तत्पुनर्भिद्यते त्रिधा ॥ दक्षस्मृ० अ० २–४८ ॥

અર્થ —સ્નાન ત્રણ પ્રકારના છે–૧ નિત્ય, ૨ નૈમિત્તિક અને ૩ કામ્ય તેમાનુ જે નિત્ય સ્નાન છે તેના ત્રણ પ્રકારના ભેદ છે.

જે સ્નાન હમેશા કરવાનુ છે તેને નિત્ય સ્નાન કહે છે અન્ત્યજસ્પર્શાદિ નિમિત્તથી જે સ્નાન કરવાનુ છે તે નૈમિત્તિક સ્નાન કહેવાય છે અને ભિન્ન ભિન્ન ફળની ઇચ્છાથી જે સ્નાન કરવામા આવે છે તે કામ્ય સ્નાન કહેવાય છે. નિત્ય સ્નાનમા જે ત્રણ ભેદ કહ્યા તે મધ્યેથી—

मलापकर्षणं पूर्वं मन्त्रवर्ज्यं जले स्मृतम् ।
सन्ध्ययोरुभयोः स्नान स्नानभेदाः प्रकीर्तिता ॥ ,, ॥ ४९ ॥

અર્થ —મન્ત્રાદિ વિના જલમા જે સ્નાન માત્ર કરવામા આવે તેને મલાપકર્ષણ સ્નાન કહે છે કેમકે શરીરનો મેલ ઉતારવાને માટે જ તે સ્નાન છે. અને બને સન્ધ્યા સમયે જે સ્નાન કરવામા આવે છે તે બે સ્નાન પણ નિત્ય સ્નાન છે એ પ્રમાણે નિત્ય સ્નાનના ત્રણ ભેદ કહ્યા છે નિત્ય તથા નૈમિત્તિક અને કામ્ય એ ત્રણે પ્રકારનુ સ્નાન કરવા યોગ્ય છે.

स्नातुं संचिन्तितं सर्वे तीर्थं पितृदिवौकसः ।
ततो न यद्यसौ गच्छेन्निराशास्ते शपन्ति हि ॥ वृ०पा०स्मृ०अ० २–९७,८ ॥

અર્થ —કોઇ તીર્થમા જઇને સ્નાન કરવાનો સકલ્પ કર્યો હોય તે તીર્થમા સ્નાન કરવાને માટે ન જાય તો પિતૃઓ તથા દેવતા નિરાશ થઇને તેને શાપ દે છે પ્રાત કાલમા ઉઠીને મનુષ્ય " હુ અમુક તીર્થમા અથવા નદીમા સ્નાન કરીશ " એ પ્રકારનો સકલ્પ જ્યારે કરે છે, ત્યારે દેવતા તથા પિતૃઓ પોતાની તૃપ્તિને માટે તે તીર્થમા જાય છે, અને ત્યા જો તે મનુષ્યને તેઓ દેખે નહી તો તેને શાપ દે છે

अतो न चिन्तयेत्तीर्थं व्रजेद्देवानुचिन्तितम् ।
देवखातनदीस्रोत सरस्सु स्नानमाचरेत् ॥ ,, ॥ १०० ॥

અર્થ —માટે નાદ તીર્થમા સ્નાન કરવાનુ ચિન્તન ન કરવુ જો ચિન્તન કરવામા આવે તો તે તીર્થ અથવા જલાશયમા અવશ્ય જવુ જોઇએ દેવતા લોકોએ ખોદેલુ અર્થાત્ સ્વાભાવિક તીર્થ, તથા નદી, ઝરણા, તલાવ, ઇત્યાદિમા સ્નાન કરવુ જોઇએ

स्नानं नद्यादिवन्येषु सद्भिः कार्यं सदम्बुभिः ।
कृत्रिमं तोयवन्धं तत्तोयं तत्र त्वकृत्रिमम् ॥ ,, ॥ १०१ ॥

અર્થઃ—સત્પુરૂષો નદી, તળાવ, આદિના શુદ્ધ જળથી સ્નાન કરે. કૃત્રિમ અર્થાત્ નવું બંધાવેલું અને બહારના જલથી ભરેલુ જે જલાશય છે તે કૃત્રિમ છે. અને જો તેમાં ભૂમિની અંદરથી જલ આવતું હોય તો તે અકૃત્રિમ છે, અને તેમાં સ્નાન કરવું ઉચિત છે.

न तीर्थे स्त्र्याकुले स्नायान्नासज्जनसमाश्रिते ।
दर्भहीनोऽन्यचित्तस्तु न नग्नो न शिरो विना ॥ ,, ॥ १०२ ॥

અર્થઃ—તીર્થના જે ઘાટમાં સ્ત્રીઓ તથા દુર્જન લોક બહુ હોય ત્યાં સ્નાન ન કરવું. તેમજ કુશ વિના અને ચિત્તની એકાગ્રતા વિના તથા નગ્ન થઇને તથા શિરને ડુબાડ્યા વિના સ્નાન ન કરવું જોઇએ. અને નદી આદિમાં પણ ઉંડા જળમાં ડુબકી મારીને સ્નાન કરવું જોઇએ.

नाभिमात्रे जले स्नात्वा विधिवद्देवता ऋषीन् ।
तिलोदकेन मतिमान पितॄँश्चान्याँश्च तर्पयेत् ॥ ब्र० पु० अ० ५७–५ ॥

અર્થઃ—નાભિમાત્ર સુધીના જલમાં ઉતરીને સ્નાન કરીને વિધિ પૂર્વક દેવતા, ઋષિ તથા પિતૃઓ તથા અન્ય પ્રાણીનું પણ તિલ અને જળ વડે તર્પણ કરવું જોઈએ. સંપૂર્ણ અંગો સાથે જલનો સંબંધ થવો તેનું નામ જ સ્નાન છે. તેથી શિરને પલાળીને સ્નાન કરવાથી જ સ્નાન થાય છે. વળી—

कदाचिद्विदुषा मिथ्या न स्नातव्यं पराम्भसा ।
अम्भस्तु दुष्कृतांशेन स्नानकर्ता च लिप्यते ॥ बृ० पा०स्मृ०अ० २–१०३ ॥

અર્થઃ—વિદ્વાન્ પુરૂષ બીજા મનુષ્યે બંધાવેલા જલાશયમાં વ્યર્થ સ્નાન ન કરે, કેમકે તેવા જલાશયમાં સ્નાન કરવાથી સ્નાન કરનાર પુરૂષ તે જલાશય બંધાવનાર પુરૂષના પાપાંશનો ભાગી થાય છે.

पञ्च वा सप्त वा पिण्डान्स्नायादुद्धृत्य तत्र तु ।
वृथा स्नानादिकानीह विशेषेण तु वर्जयेत् ॥ ,, ॥ १०४ ॥

અર્થઃ—એવા જલાશયમાં કદાપિ સ્નાન કરવાની જરૂર પડે તો તેમાંથી પાંચ કે સાત માટીના પિણ્ડ કાઢીને બહાર ફેંક અને પછી સ્નાન કરે. બીજાએ બનાવેલા જલાશયમાં સ્નાનાદિ કરવું વિશેષ કરીને વર્જ્ય છે. કોઈ પણ મનુષ્યનો ઉપકાર માથે રાખવો તે શાસ્ત્રને અનુસાર નિષિદ્ધ છે. તેનો બદલો અહીં જ આપી દેવો જોઇએ. નહિંતો અવશ્ય તેના પાપના ભાગી થવાય છે.

तीर्थाभावेऽप्यशक्तोवा स्नायात्तोयैः समाहृतैः ॥ व्या० स्मृ० अ० ३–८ ॥

અર્થઃ—સ્નાન કરવાને માટે નજીકમાં તીર્થ ન હોય અથવા પોતે અશક્ત હોય તો કુવા આદિમાંથી કાઢીને લાવેલા જલથી સ્નાન કરે.

વળી કોઈક ૭ પ્રકારનાં સ્નાન કહે છે:—

नित्य नैमित्तिकं काम्यं क्रियाङ्ग मलकर्षणम् ।
क्रियास्नान तथा षष्ट षोढा स्नानं प्रकीर्तितम् ॥ शंख स्मृ० अ० ८–१ ॥

અર્થ —નિત્ય, નૈમિત્તિક, કામ્ય, ક્રિયાઙ્ગ, મલાપકર્ષણ, અને છઠ્ઠુ ક્રિયાસ્નાન–એ છ પ્રકારનુ સ્નાન કહ્યુ છે તે ઉપરાંત સારસ્વત સ્નાન નામનુ સ્નાન સ્મૃત્યર્થસારમા કહ્યુ છે

विद्वत्सरस्वतीवाचा प्राप्तं सारस्वतं स्मृतम् ।
दिव्यतीर्थमय स्नान गुर्वाचार्येरित तथा ॥ स्मृत्यर्थसारः ॥

અર્થ —વિદ્વાનોની સરસ્વતી ( શાસ્ત્રની વાણી રૂપ સરસ્વતી ) વડે કરેલુ સ્નાન સારસ્વત સ્નાન કહેવાય છે અર્થાત્ વિદ્વાનો શાસ્ત્રના વિચારથી પવિત્ર થયેલા હોય છે, કારણકે શાસ્ત્રનો વિચાર ઉત્તમ તીર્થના સ્નાનની તુલ્ય છે તેવી રીતે ગુરૂ અને આચાર્યની વાણી પણ શિષ્યને પવિત્ર કરનારી છે

अस्नातः पुनरनर्हो जप्याग्निहवनादिषु ।
प्रातःस्नान तदर्थं च नित्यस्नानं प्रकीर्तितम् ॥ शंख स्मृ० अ० ८–२ ॥

અર્થ —સ્નાન કર્યા વિના જપ કરવાને તથા અગ્નિમા હવન કરવાને યોગ્ય થતો નથી. જપ આદિમા યોગ્યતા પ્રાપ્ત કરવાને માટે જે સ્નાન છે તે નિત્ય સ્નાન કહેવાય છે

चण्डालशवयूपाद्यं स्पृष्ट्वा स्नान रजस्वलाम् ।
स्नानाऽनर्हस्तु यः स्नाति स्नानं नैमित्तिकं च तत् ॥ ,, ॥ ३ ॥

અર્થ.—જે સમયે સ્નાન કરવાની જરૂર ન હોવા છતા પણ ચણ્ડાલ, મડદુ, યૂપાદિ, રજસ્વલા, આદિને સ્પર્શ કરવાથી જે સ્નાન કરવામા આવે તે નૈમિત્તિક સ્નાન કહેવાય છે સ્નાન કરીને આવતા મનુષ્યને પણ ચણ્ડાલાદિના સ્પર્શથી ફરી સ્નાન કરવુ પડે છે તેથી ચણ્ડાલાદિને સ્પર્શ કરવાથી બીજી વાર સ્નાન કરનાર મનુષ્ય તત્કાલ સ્નાન કરવાને યોગ્ય ન હોવા છતા પણ તેમના સ્પર્શથી તેમનેસ્નાન કરવુ પડ્યુ માટે તે સ્નાન નૈમિત્તિક છે

चण्डालादिस्पर्शने च कार्यं वारुणमेव तु ॥ स्मृत्यर्थसारः, स्नानविधि ॥

અર્થ —ચણ્ડાલાદિને સ્પર્શ કરવાથી વારૂણ સ્નાન જ કરવુ જોઇએ વળી—

यतिव्रतिब्रह्मचारिहोत्रध्येतृतपस्विनाम् ।
उच्छिष्टाद्युपघातेषु चास्पृश्यस्पर्शनेषु च ॥

અર્થ —સન્યાસી, વ્રતી, બ્રહ્મચારી, અગ્નિહોત્રી, વેદ ભણનાર, તપસ્વી—તે લોકોને ઉચ્છિષ્ટાદિનો સ્પર્શ થતા તથા અન્ય હાડકા આદિ અસ્પૃશ્ય પદાર્થનો સ્પર્શ થતા પણ તેમણે સ્નાન કરવુ જોઈએ

पुष्यस्नानादिकं स्नानं दैवज्ञविधिचोदितम् ।
तद्धि काम्यं समुद्दिष्टं नाकामस्तत्प्रयोजयेत् ॥ शंख० स्मृ० अ० ८–४ ॥

અર્થ —જ્યોતિષ્ શાસ્ત્રને જાણનાર લોક પ્રત્યેક પુરુષોને માટે જે પુષ્યસ્નાનાદિક બતાવ્યા છે તેને કામ્ય સ્નાન કહે છે જેને કામના નથી તે લોક તે સ્નાન કરતા નથી

जप्तुकाम पवित्राणि अर्चिष्यन्देवतापितॄन् ।
स्नान समाचरेद्यस्तु क्रियाङ्गं तत्प्रकीर्तितम् ॥ ,, ॥ ५ ॥

અર્થ —પવિત્ર મન્તનો જપ કરવાની ઇચ્છાવાળો, તથા દેવતા અને પિતૃઓનુ પૂજન કરવાની ઇચ્છાવાળો, જે સ્નાન કરે છે તે સ્નાન ક્રિયાઙ્ગ કહેવાય છે

मलापकर्षणार्थन्तु स्नानमभ्यङ्गपूर्वकम् ।

मलापकर्षणार्थाय प्रवृत्तिस्तस्य नान्यथा ,, ॥ ६ ॥

અર્થ —શરીરના મેલને દૂર કરવાને માટે તેલાદિ લગાડીને તથા સાબુ આદિ લગાડીને મેલ ઉતારવા માટે જે સ્નાન કરવામા આવે છે તે મલાપકર્ષણ સ્નાન કહેવાય છે, કેમકે શરીરનો મેલ ઉતારવાને માટે જ આ પ્રકારના સ્નાનમા પ્રવૃત્ત થાય છે

सरित्सु देवखातेषु तीर्थेषु च नदीषु च ।

क्रियास्नान समुद्दिष्टं स्नान तत्र महाक्रिया ॥ ,, ॥ ७ ॥

અર્થ —નાની નદીમા, દેવતાઓએ બનાવેલા (સ્વાભાવિક) જલાશયોમા, તથા તીર્થોમા તથા નદીઓમા જે સ્નાન તેને ક્રિયાસ્નાન કહે છે ત્યા સ્નાન કરવુ તે જ મોટી ક્રિયા રૂપ છે કામ્ય સ્નાન પણ વિશેષે કરીને ત્યા જ કરવુ જોઇએ

धनुःसहस्राण्यष्टौ च गतिर्यासां न विद्यते ।

न ता नदीशब्दवहा गर्तास्ता परिकीर्तिता ॥ छान्दोगस्नान० सू० १ टीका॥

અર્થ —આઠ હજાર ધનુની લબાઈ સુધી જેની ગતિ નથી તેને નદી શબ્દથી કહી શકાય નહી તેમને ગર્ત કહે છે

नित्यं नैमित्तिकं चैव क्रियाङ्ग मलकर्षणम् ।

तीर्थाभावे तु कर्तव्यमुष्णोदकपरोदके ॥ ,, ॥ ८,९ ॥

અર્થ —નિત્ય, નૈમિત્તિક, ક્રિયાઙ્ગ અને મલાપકર્ષણ સ્નાન તીર્થના અભાવે ગરમ જલથી અથવા બીજાના જલ વડે પણ કરવુ જોઇએ બીજાએ ખોદાવેલા તળાવાદિમા અથવા કુવા આદિમાથી બીજા માણસે કાઢીને લાવેલા જલને પરોદક કહે છે

सरस्सु देवखातेषु तीर्थेषु च नदीषु च ।

स्नानमेव क्रिया तस्मात्स्नानात्पुण्यफलं स्मृतम् ॥ ,, ॥ ११ ॥

અર્થ —સરોવર અર્થાત્ માનસ સરોવરાદિ, તથા દેવોએ બનાવેલુ જલાશય, તથા પુષ્કરાદિ તીર્થો, તથા નદીઓમા જે સ્નાન છે તેજ એક ક્રિયા છે તેથી તેમા સ્નાન કરવાથી જ પુણ્યરૂપ ફળ મળે છે જેમકે સ્વભાવથી થયેલા જે મોટા તળાવ આદિ ઉત્તરાખડમા તથા પહાડી પ્રદેશમા જોવામા આવે છે, તે સર્વ દેવખાત કહેવાય છે અર્થાત્ અકૃત્રિમ જલાશયો તથા પ્રતિષ્ઠિત મહાન્ દેવસ્થાનોની પાસે જે જલાશય છે તે પણ દેવખાત કહેવાય છે

तीर्थं प्राप्यानुषङ्गेण स्नान तीर्थे समाचरेत् ॥

स्नानजं फलमाप्नोति तीर्थयात्राफलं न तु ॥ ,, ॥ १२ ॥

અર્થ —અકસ્માત્ કોઇ મનુષ્ય તીર્થમા જઈ ચઢ્યો, અને ત્યા જો સ્નાન કરે તો તેને સ્નાનનુ ફળ તો મળે છે, પરન્તુ તીર્થયાત્રાનુ ફળ મળતુ નથી

सर्वतीर्थानि पुण्यानि पापघ्नानि सदा नृणाम् ।

परस्पराऽनपेक्षाणि कथितानि मनीषिभि ॥ ,, ॥ १३ ॥

અર્થ—સર્વ તીર્થ પુણ્યને આપનાર અને પાપનો નાશ કરનાર છે, અને તેઓ એક એકની અપેક્ષા રાખતા નથી એવુ વિદ્વાન્ લોકોએ કહ્યું છે અર્થાત્ પ્રત્યેક તીર્થ સ્વતત્ર રૂપે પુણ્યોને આપનાર છે

सर्वे प्रस्रवणाः पुण्याः सरांसि च शिलोच्चयाः ।
नद्यः पुण्यास्तथा सर्वा जाह्नवी तु विशेषतः ॥ ,, ॥ १४ ॥

અર્થ—સર્વ ઝરણા, સરોવરો, અને પર્વતો(શિલોચ્ચય) પણ પવિત્ર છે તેમ સર્વ નદીઓ પણ પવિત્ર છે તેમા ગગા વિશેષે કરીને પવિત્ર છે

નદી આદિમા સ્નાન મુખ્ય છે, તથાપિ દેશ, કાલ તથા પોતાના શરીરના સુખ દુ ખ-આદિનો પણ વિચાર કરવો જોઈએ નહિતો તે પણ અનર્થનુ કારણ થઇ પડે છે પરન્તુ કેટલા- દેશમા તથા અમુક મનુષ્યોમા નદી આદિની અનુકૂલતા હોવા છતા પણ તેઓ આ-લસ્યથી પોતાના ઘરમા સ્નાન કરતા જોવામા આવે છે તેઓ પુણ્યના ભાગી થતા નથી, તેમનુ કેવલ શરીર સાફ થાય છે શિર ઉપર પાણી નાખી સ્નાન ન કરી શકતા હોય તો—

अशक्तोऽप्यशिरस्कं वा स्नानमात्रं विधीयते ।
आर्द्रेण वाससा चाङ्गमार्जनं कापिलं स्मृतम् ॥ लघु व्या० स्मृ ॥

અર્થ—જે રોગાદિ નિમિત્તથી શિર સહિત સ્નાન કરવાને અસમર્થ હોય તો શિરની નીચેના ભાગમા જ સ્નાન કરે, અથવા ભીના વસ્ત્ર વડે શરીરને લુછી નાખે આને કાપિલ સ્નાન કહે છે

स्नानं तु वह्नितप्तेन तथैव परवारिणा ।
शरीरशुद्धिर्विज्ञेया न तु स्नानफलं लभेत् ॥ शंख.स्मृ.अ.८श्लो.९,१० ॥

અર્થ—અગ્નિ વડે ગરમ કરેલા જળથી અથવા બીજાના પાણીથી સ્નાન કરવાથી શરીરની શુદ્ધિ માત્ર થાય એમ જાણવુ જોઈએ પરન્તુ તેવા સ્નાનનુ તેને કોઇ અદૃષ્ટ ફળ મળતુ નથી

માટે જ્યા સુધી બને ત્યા સુધી મનુષ્યે ગરમ જલથી અથવા પારકા જલથી સ્નાન ન કરવુ જોઇએ

मासद्वयं श्रावणादि नद्यः सर्वा रजस्वलाः ।
तासु स्नानं न कुर्वीत वर्जयित्वा समुद्रगाः ॥ ब्रह्माण्ड पुराणम् ॥

અર્થ—શ્રાવણ તથા ભાદ્રપદ એ બે મહિનામા સર્વ નદીઓ રજસ્વલા થાય છે, માટે તે બે મહિનામા નદીઓમા સ્નાન નહી કરવુ જોઈએ પરન્તુ જે નદી(ગગા), આદિ સીધી સમુદ્રને જઈને મળે છે તેમા સ્નાન કરવાથી દોષ નથી કચરો તથા ધૂળ વિગેરે અનેક વસ્તુ તણાઇ આવવાથી નદીનુ જલ ગદુ થઈ જાય તેનુ નામ રજસ્વલા છે વળી—

मासे नभसि न स्नायात्कदाचिन्निम्नगासु च ।
रजस्वला भवन्त्येता वर्जयित्वा समुद्रगाः ॥ व.पा स्मृ.अ.२–१०६ ॥

અર્થ—શ્રાવણ ભાદ્રપદ માસ એ બે માસમા નદીમા સ્નાન ન કરવુ જોઇએ તેમા પણ

શ્રાવણ (નભસ્) માસમાં તો કોઈ પણ દિવસ નદીમાં સ્નાન ન કરવું, કેમકે તે માસમાં નદીઓ રજસ્વલા થાય છે? પરન્તુ સમુદ્રને જઈને મળનારી મોટી નદીઓમાં સ્નાન કરવાને નિષેધ નથી.

न स्नायात्क्षोभितास्वप्सु स्वयं न क्षोभयेच्च ताः ।
न निर्गतासु तीर्थाच्च पतन्तीष्वाहतासु च ॥ ,, ॥ १०८ ॥

અર્થઃ—ભેંસ વિગેરે પશુઓએ જે ક્ષુદ્ર નદી અથવા તળાવ આદિના જળને ડોળી નાંખ્યું હોય તેમાં સ્નાન ન કરે, અને પોતે પણ જલને ડોળી નાંખે. અને જે જલ તીર્થમાંથી નિકળી બીજી જગ્યાએ સ્થિર થઇ ગયું હોય અને મોટા જલાશયના સાથે સમ્બન્ધ ન રાખતું હોય તેમાં, તથા મકાન આદિ ઉપરથી પડેલા વર્ષાના મલિન પાણીમાં પણ સ્નાન ન કરવું. વળી—

रविसंक्रान्तवारेषु ग्रहणेषु शशिक्षये ।
व्रतेषु चैव षष्ठीषु न स्नायादुष्णवारिणा ॥ ,, ॥ १०९ ॥

અર્થઃ—રવિવાર, સંક્રાન્તિને દિવસ, તથા ગ્રહણનો દિવસ, અમાવાસ્યા, વ્રતને દિવસ, અને છઠ–એ દિવસોમાં ગરમ કરેલા જળથી સ્નાન ન કરવું,

उष्णाम्बुनाऽधः कायस्य परिषेको बलावहः ।
तेनैव चोत्तमांगस्य बलहृत्केशचक्षुषाम् ॥ योगरत्नाकर स्नानप्रकारः श्लो ७४ ॥

અર્થઃ—શિરની નીચેના શરીરના ભાગ ઉપર ગરમ જલ રેડવું તે શરિરને બલ આપનાર છે. અને શિર ઉપર ગરમ જલ રેડવું તે શિર તથા કેશ તથા ચક્ષુના બલને હરી લેનાર છે. પરન્તુ દેશ અને કાલને અનુસાર અતિ શીતાદિક તથા વાયુ તથા શ્લેષ્મનો બાધ થતાં શિરમાં પણ ગરમ જલ રેડવું હિતકારક છે. તે સમયે અધિક ઉષ્ણ જલ દોષ દેનાર છે એવો વૈદ્યશાસ્ત્રને નિયમ છે.

न स्नायाच्छूद्रहस्तेन नैकहस्तेन वा तथा ।
उद्धृताभिरपि स्नायादाहृताभिर्द्विजातिभिः ॥ ,, ॥ ११० ॥

અર્થઃ—શૂદ્રને હાથે પોતાના શરીર ઉપર રેડાવી સ્નાન ન કરે. અને એક હાથથી પાણી રેડીને પણ સ્નાન ન કરે. કુવા આદિમાંથી દ્વિજાતિ મનુષ્યે કાઢી આણેલા જલથી સ્નાન કરે.

स्वभावाभिस्तथोष्णाभिः सहिमाभिस्तथा द्विजः ।
नवाभिर्निर्दशाहाभिर्संस्पृष्टाभिरन्त्यजैः ॥ ,, ॥ १११ ॥
यः स्नानमाचरेन्नित्यं तं प्रशंसन्ति देवताः ॥ ,, ॥ ११२ ॥

અર્થઃ—જે જલ સ્વભાવમાં સ્થિત હોય અર્થાત્ જલાશયમાં જેવું હોય તેવું ઉષ્ણ કે શીત, અને નવા વરસાદનું જલ પણ દશ દિવસ ઉપરનું હોય, અને જેને નીચ (અન્ત્યજ) જાતિએ સ્પર્શ કર્યો ન હોય–એવા જલમાં જે દ્વિજ નિત્ય સ્નાન કરે છે તેની દેવતાલોક પ્રશંસા કરે છે.

मन्त्रपूतजले स्नान माहुः स्नानफलप्रदम् ।
न वृथा वारिमग्नानां यादसामिव तत्फलम् ॥ ल० व्या० स्मृ० ॥

અર્થ—મન્ત્રથી પવિત્ર કરેલા જલમા સ્નાન કરવાથી સ્નાનનુ ફળ મળે છે પરન્તુ માછલી આદિ જલમા રહેનાર પ્રાણીની માફક કેવલ પાણીમા ડુબકી મારવાથી સ્નાનનુ ફળ મળતુ નથી માટે તીર્થાદિકનુ આવ્હાન કરીને મન્ત્રથી શુદ્ધ કરેલા જલમા સ્નાન કરવુ જોઇએ. વળી—

न स्नानमाचरेद्भुक्त्वा नातुरो न महानिशि।
न वासोभिः सहाजस्रं नाविज्ञाते जलाशये ॥ म०स्मृ०अ०४-१२९ ॥

અર્થ—જમીને તરત સ્નાન ન કરવુ જોઈએ તેમજ રોગી માણસે પણ હઠ કરીને સ્નાન ન કરવુ જોઇએ મહા નિશામા પણ સ્નાન ન કરવુ વળી બહુ વસ્ત્રો પહેરીને પણ સ્નાન ન કરવુ જોઇએ મકરાદિ હોવાનો સભવ છે, માટે અજાણ્યા જલાશયમાં પણ સ્નાન ન કરવુ જોઇએ સ્નાન કરીને પછી જ ભોજન થાય છે, ભોજન કર્યાં પછી સ્નાન નહી રજસ્વલા અથવા અન્ત્યજ આદિનો સ્પર્શ અથવા અન્ય કોઈ નિમિત્ત ભોજન બાદ પણ સ્નાન કરવાનો પ્રસગ આવે, તોપણ ભોજન પછી તરત સ્નાન ન કરે. તેમ રોગી હોય તોપણ સ્નાન ન કરે. ઘણા વસ્ત્રો પહેર્યાં હોય તે વખતે અન્ત્યજાદિનો સ્પર્શ થયો હોય તો સર્વ વસ્ત્ર સાથે પણ સ્નાન કરવાની મના નથી. મધ્ય રાત્રિમા પણ કામ્ય અને નૈમિત્તિક સ્નાન કરવામા દોષ નથી

महानिशा तु विज्ञेया मध्यमप्रहरद्वयम् ।
तस्मिन्स्नानं न कुर्वीत काम्यनैमित्तिकाद्दते ॥ ॥ देवलवचनम् ॥

અર્થ—રાત્રિના ચાર પહોર મધ્યેથી પહેલો અને છેલ્લો પહોર છોડીને વચલા બે પહોર મહાનિશા કહેવાય છે એમ જાણવુ. તે મહાનિશામા સ્નાન ન કરવુ જોઈએ. પરન્તુ કામ્ય અને નૈમિત્તિક સ્નાન કરી શકે છે એવુ દેવલનુ વચન છે

आतुरे स्नान उत्पन्ने दशकृत्वस्त्वनातुरः ।
स्नात्वा स्नात्वा च दशधा तत शुद्ध्येदनातुरः ॥ अंगिर स्मृ.श्लो.५१ ॥

અર્થ—રોગી માણસને સ્નાન કરવાનુ કારણ બને તો નીરોગી મનુષ્ય સ્નાન કરીને રોગીને સ્પર્શ કરે, અને ફરી સ્નાન કરે એ પ્રમાણે દસ વાર કરવાથી રોગી મનુષ્યની શુદ્ધિ થાય છે, તેમજ પછી તે નીરોગી પણ શુદ્ધ થાય છે.

नाल्पाम्भसि शिरो मज्जेन्नाव गाहेत्समुद्रके ॥ स्मृत्यर्थसार ॥

અર્થ—થોડા જલમા શિર ડુબાડીને સ્નાન ન કરે, તેમ સમુદ્રમા ડુબકી મારીને સ્નાન ન કરવુ, કારણ તે પ્રાણનો નાશ કરનાર છે વળી—

स्नानस्यानन्तरं सम्यग्वस्त्रेण तनुमार्जनम् ।
कान्तिप्रदं शरीरस्य कण्डूत्वग्दोषनाशनम् ॥ योगरत्नाकर स्नान प्र.श्लो. ७९॥

અર્થ—સ્નાન કરીને શરીરને લુછવુ તેમ કરવાથી શરીર કાન્તિવાળુ થાય છે, અને ચુંટ તથા ત્વચાના દોષ નષ્ટ થાય છે વળી—

ईपत्स्पर्शे च दौःस्वास्थ्ये राजराष्ट्रभयेऽपि च ।
अगत्यागतिकाले च मन्त्रस्नानं समाचरेत् ॥ शि.पु.वि.सं.अ.१३–२४ ॥

અર્થ:—કોઈની સાથે સ્પર્શ થવાની થોડી પણ શંકા ઉત્પન્ન થાય તથા રોગની સ્થિતિ (દૌઃસ્વાસ્થ્ય) હોય, અથવા રાજા તરફથી કે રાષ્ટ્રમાં ભય હોય, તથા અગત્યાગતિથી આપત્તિકાલ હોય ત્યારે મન્ત્રસ્નાન કરવુ યોગ્ય છે. તેથી શુદ્ધિ થાય છે. પરન્તુ અન્ય સમયમાં મન્ત્ર સહિત જલમાં સ્નાન કરવુ જોઇએ.

मन्त्रैश्च मनसा स्नानं नो गोमयमृदम्बुभिः ।
तैश्चेद्गोखरमत्स्याश्च स्नानस्य फलमाप्नुयुः ॥ वृ.पा.स्मृ.अ.२–१४३ ॥

અર્થ:—મન્ત્રથી જે માનસસ્નાન કરવામાં આવે છે તે સર્વ સ્નાનોમાં ઉત્તમ છે. કેવલ છાણ, માટી, અને જલ એટલાં વડે સ્નાન માત્રથી શુદ્ધિ થતી નથી. જો થતી હોય તો છાણનો સંબંધ ગાયને હમેશાં હોય છે, અને ગધેડા હમેશાં ધૂળમાં આળોટે છે, અને માછલી હમેશાં પાણીમાં રહે છે.

भावपूतः पवित्रः स्यान्मंत्रपूतस्तथाऽपरः ।
उभयेन पवित्रस्तु नित्यस्नायी शुचिर्नरः ॥ ,, ॥ १४४ ॥

અર્થ:—પણ જેનું અંતઃકરણ પવિત્ર(ભાવપુત) છે અને મન્ત્રથી પણ પવિત્ર છે તે બન્ને (ભાવ અને મન્ત્ર) વડે પવિત્ર થઇને નિત્ય સ્નાન કરનાર પુરૂષ હમેશાં પવિત્ર રહે છે.

સ્નાન કરતી વખતે તેલનુ મર્દન કરીને સ્નાન કરવાથી વૈદ્યશાસ્ત્રમાં બહુ ગુણ બતાવ્યા છે. પરન્તુ આહં તો જે ધર્મશાસ્ત્રનો નિયમ છે તેનું નિરૂપણ કરવામાં આવે છે.

सूर्यादिदिनवारोक्तं तिलाभ्यञ्जनपूर्वकम् ।
हृत्तापकीर्तिमरणं शुभस्थानाप्तिमृत्यवः ॥
आयुश्चार्कादिवारेषु तैलाभ्यंगे फलं क्रमात् ॥ ,, ॥ ११४,५ ॥

અર્થ:—રવિવાર આદિ જે સાત વાર છે તેમાં તલને વાટીને શરીર ઉપર ચોળી સ્નાન કરવાનું કહ્યુ છે. તેમાં રવિવારને દિવસે તૈલમર્દન કરવાથી હૃદયમાં તાપ, સોમવારે કીર્તિ, મંગળવારે મરણ, બુધવારે શુભ, ગુરૂવારે સ્થાનપ્રાપ્તિ, શુક્રવારે મૃત્યુ અને શનિવારે આયુ-વૃદ્ધિ—એ ક્રમથી ફલ થાય છે. માટે તૈલમર્દન સંબંધી પણ શાસ્ત્રનો આશય જાણવો જોઇએ. તત્તત્ વારના અભિમાની ગ્રહોને ઇષ્ટ કે અનિષ્ટને અનુસાર આ ફળ છે. માટે આસ્તિક મનુષ્યોએ તે સંબંધી હાંસી કરવી યોગ્ય નથી. મંગલવાર આદિ દિવસમાં તેલ ચોળવાથી કોઈ મરતો નથી, તથાપિ કંઇક દોષ પ્રાપ્ત થાય છે એમ સમઝવું.

तैलाभ्यंगनिषेधेषु तिलतैलं निषिध्यते ।
अभ्यंगस्य निषेधस्तु सार्षपादेरपीष्यते ॥ स्मृत्यर्थसारः ॥

અર્થ:—જે સ્થાનમાં તૈલાભ્યંગનો નિષેધ કરવામાં આવ્યો હોય ત્યાં તલનું તેલ સમઝવુ. અને જ્યાં અભ્યંગ માત્રનો નિષેધ કર્યો હોય ત્યાં સરસવ આદિ તેલોનો પણ નિષેધ સમઝવો.

सार्षपं गन्धतैलं च यत्तैलं पुष्पवासितम् ।
अन्यद्रव्ययुतं तैलं न दुष्यति कदाचन ॥ स्मृत्यर्थसारः ॥

અર્થ:—સરસવનું તેલ, સુગન્ધિવાળું તેલ, કેવડો, ચંબેલી આદિ પુષ્પોની સુગન્ધિવાળું તેલ, અથવા બીજી કોઈ વસ્તુ મેળવેલી હોય તેવું તેલ—તે સર્વ લગાડવાથી કદાપિ દોષ લાગતો નથી.

વળી સ્નાન કરનારનો પરસેવો આદિ મલ જલમાં જવાથી જે પાપ લાગે છે તેની શાન્તિને માટે નીચેનો મન્ત્ર ભણવો જોઇએ:—

यन्मया दूषितं तोयं मलैः शरीरसंभवैः ।
तस्य पापस्य निष्कृत्यै यक्ष्मणस्तव तर्पणम् ॥ बृ०पा०स्मृ०अ०२–२१२ ॥

અર્થ:—શરીરમાંથી ઉત્પન્ન થયેલા મલ વડે મેં આ જલને દૂષિત કર્યું છે તે પાપની નિવૃત્તિને માટે હું યક્ષ્માનું તર્પણ કરૂં છું—એ પ્રમાણે એ મન્ત્રથી અંજલિ આપવી જોઇએ. વળી—

अम्बुपेभ्यश्चायुष्मद्भ्यो दद्यादिमं जलाञ्जलिम् ।
अन्यथा घ्नन्ति ते सर्वे सुकृतं पूर्वसञ्चितम् ॥ बृ. पा. स्मृ अ. २–२१३ ॥

અર્થ:—અમ્બુપેભ્યઃ એ મન્ત્રથી જલના સ્વામી વરૂણાદિને તથા દીર્ઘાયુ વાળા દેવતાઓને આ જલાઞ્જલિ આપવી જોઇએ. જો તે આપવામાં ન આવે તો તે સર્વ તે મનુષ્યે પૂર્વે સંચિત કરેલાં પુણ્યનો નાશ કરે છે.

## આચમનનિરૂપણ.

સ્નાનનું નિરૂપણ કર્યા બાદ હવે આચમનની વિધિનું નિરૂપણ કરવામાં આવે છે.

ब्राह्मेण विप्रतीर्थेन नित्यकालमुपस्पृशेत् ।
कायत्रैदशिकाभ्यां वा न पित्र्येण कदाचन ॥ म.स्मृ.अ.२–५८ ॥

અર્થ:—બ્રાહ્મણાદિએ આચમન હમેશાં બ્રાહ્મતીર્થથી અથવા કાયતીર્થથી અથવા દેવતીર્થથી કરવું જોઇએ, પિતૃતીર્થથી કદાપિ પણ ન કરે.

अङ्गुष्ठमूलस्य तले ब्राह्मं तीर्थं प्रचक्षते ।
कायमङ्गुलिमूलेऽग्रे दैवं पित्र्यं तयोरधः ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—અંગુઠાના મૂલના નીચેના ભાગમાં બ્રાહ્મતીર્થ કહે છે. કનિષ્ઠિકા અંગુલિના મૂલમાં કાયતીર્થ છે. અને અંગુલિઓના અગ્ર ભાગમાં દેવતીર્થ હોય છે. અને અંગુઠો અને પ્રદેશિનીના મધ્યમાં પિતૃતીર્થ છે એમ મન્વાદિ ઋષિઓએ કહ્યું છે.

त्रिराचामेदपः पूर्वं द्विः प्रमृज्यात्ततो मुखम् ।
खानि चैव स्पृशेदद्भिरात्मानं शिर एव च ॥ ,, ॥ ६० ॥

અર્થ:—પ્રથમ બ્રાહ્માદિ તીર્થથી ત્રણ વાર આચમન કરવું. તે પછી બે વાર મુખ ધોવું. અને જલ વડે નેત્ર, શ્રોત્ર, નાસિકા આદિ ઇન્દ્રિયોને સ્પર્શ કરે, તેમજ હૃદય અને શિરને પણ સ્પર્શ કરે.

अनुष्णाभिरफेनाभिरद्भिस्तीर्थेन धर्मवित् ।
शौचेप्सुः सर्वदाचामेदेकान्ते प्रागुदङ्मुखः ॥ ,, ॥ ६१ ॥

અર્થ:—વળી શૌચની ઇચ્છાવાળો ધર્માત્મા પુરૂષ જે જલ ગરમ ન હોય તથા ફીણુ વગેરે વાળું ન હોય એવા શુદ્ધ જલ વડે એકાન્તમાં પૂર્વમુખ અથવા ઉત્તરમુખ થઇને આચમન કરે.

हृद्‌गाभिः पूयते विप्रः कण्ठगाभिस्तु भूमिपः ।
वैश्योऽद्भिः प्राशिताभिस्तु शूद्रः स्पृष्टाभिरन्ततः ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—હૃદય સુધી પહોંચેલા જળથી બ્રાહ્મણ પવિત્ર થાય છે, ક્ષત્રિય કંઠ સુધી પહોંચેલા જલથી પવિત્ર થાય છે. અને વૈશ્ય મુખની અંદર ગયેલા છતાં કંઠ સુધી નહીં પહોંચેલા જળથીપવિત્ર થાય છે. અને શૂદ્ર જિહ્વા અને ઓષ્ઠને જલનો સ્પર્શ થવા માત્રથી શુદ્ધ થાય છે. સર્વ સ્થાનમાં આચમનનો ક્રમ આવો જ હોય છે.

માટે સ્નાનાદિ સર્વ વિધિપૂર્વક કરવું જોઇએ. કેમકે—

'विधिहीनं भवेद्दुष्टं कृतमश्रद्धयाऽपि च ।
तद्धरन्त्यसुरास्तस्य मूढत्वादकृतात्मनः ॥ बृ० पा० स्मृ० अ० २–१४७ ॥

અર્થ:—જે મૂઢ અને અશુદ્ધ ચિત્તવાળો પુરૂષ વિધિ વિનાનું કર્મ કરે છે અથવા શ્રદ્ધા વિના કરે છે, તેના કર્મફલને રાક્ષસો હરી લે છે.

श्रद्धाविधिसमायुक्तं कर्म यत्क्रियते नृभिः ।
शुचिभिरेकचित्तैस्तु तदानन्त्याय कल्पते ॥ ,, ॥ १४८ ॥

અર્થ:—મનુષ્ય પવિત્ર થઇને અને એકચિત્તે શ્રદ્ધા અને વિધિયુક્ત જે કર્મ કરે છે તે કર્મ અનન્ત ફળને આપે છે.

આજ કાલ વેદમાં શ્રદ્ધા રાખનાર કેટલાક લોક છે. તેઓ સન્ધ્યા આદિ પણ કરે છે. પરન્તુ તેઓ શૌચ, આચાર, આદિને વ્યર્થ અને જડ મનુષ્યોના કલ્પેલા કહીને બૂટ પહેરીને સન્ધ્યા આદિ કરવું કબુલ કરે છે, અને ભક્ષ્યાભક્ષ્યનો પણ વિચાર રાખતા નથી. આવા લોકોને પાખંડી માત્ર કહી શકાય. તેવા અનાર્ય વ્યવહાર કરનાર પુણ્યના ભાગી થતા નથી. તેથી આલસ્યનો પરિત્યાગ કરીને પવિત્રતાથી સંપૂર્ણ કર્મ કરવાં જોઇએ.

સ્નાનાદિ કર્યા પછી ભીનાં વસ્ત્રો બદલવા સંબંધી શાસ્ત્ર નીચે પ્રમાણે કહે છે:—

अव्यङ्गे क्लिष्टधौते तु विद्वानक्लिन्नवाससी ।
परिधाय मृदम्बुभ्यां करौ पादौ च मार्जयेत् ॥ बृ०पा०स्मृ०अ० २–१५८ ॥

तद्वाससोरसंपत्तौ शाणक्षौमाविकानि च ।
कुतपं योगपट्टं च द्विवासस्तु यथा भवेत् ॥ ,, ॥ १५९ ॥

અર્થ:—જે વસ્ત્ર ફાટેલું ન હોય અને સારી રીતે ધોયેલુ હોય અર્થાત્ સ્વચ્છ હોય, મેલુ ન હોય તેમ ભીનું પણ ન હોય, એવું એક વસ્ત્ર પહેરીને અને બીજું ઉપવસ્ત્ર ધારણ કરીને મૃત્તિકા અથવા જલ વડે હાથપગ ધુએ. જો તેવાં બે વસ્ત્ર ન મળે તો શણનાં અથવા રેશમનાં અથવા ઉનનાં કુતપ(નેપાલી કાંબળ) તથા યોગપટ્ટ અર્થાત્ લંગોટ—એ વસ્ત્ર ધારણ કરે, જેથી બે વસ્ત્ર થાય. પ્રાચીન કાલમાં લંગોટ ધારણ કરવાનો રિવાજ

વિશેષ હતો. પરન્તુ પછી લોકોમાં શાસ્ત્રના સંસ્કાર ઓછા થતાં અને રજોગુણ વધતાં તથા ધર્મની નિષ્ઠા ઓછી થતાં ક્ષત્રિયોનું રાજ્ય ગયા પછી ગૃહસ્થોમાં આ રિવાજ ઓછો થઈ ગયો. અને કેટલાક લોકમાં તો લંગોટ રાખવો તે સાધુઓનું કામ છે, બીજાઓ લંગોટ રાખે તો તેમની શક્તિ ઓછી થઈ જાય અને આબરૂની ખાતર પણ તે ઠીક નથી એવો અનાર્યોનો ખ્યાલ પેસી ગયો છે. પરન્તુ તેઓને નગ્ન કોને કહેવા તેની ખબર નથી.

द्विकच्छः कच्छशेषश्च मुक्तकच्छस्तथैव च ।

एकवासा अवासा च नग्नः पञ्चविधः स्मृतः ॥ शब्दस्तोममहानिधिः ॥

અર્થ:—બે કચ્છવાળો, કચ્છશેષવાળો અર્થાત્ વસ્ત્રને ચારે છેડે પાટલી ન વાળતાં અડધાની વાળીને અડધું છૂટું રાખવું તે કચ્છશેષ, ત્રીજો કચ્છ વિનાનો, ચોથો એક વસ્ત્રવાળો અને પાંચમો વસ્ત્ર વિનાનો—એમ પાંચ પ્રકારના નગ્ન કહ્યા છે. લંગોટ એ પક્ષમાં શ્રેષ્ઠ છે. લંગોટ પહેરીને તેની ઉપર કચ્છ વાળ્યા વિના છૂટું વસ્ત્ર પહેરવું જોઇએ. અથવા વસ્ત્રને ચારે છેડે પાટલી વાળીને પહેરી બીજું ઉપવસ્ત્ર ઉત્તરીય રૂપે ઓઢવું જોઇએ. ત્રીજો પ્રકાર નથી. કોઈ લોક ઉપવસ્ત્રને બદલે વસ્ત્રનો એક બીજો કટકો(સાફો) ખભા ઉપર રાખે છે. તે લક્ષ્મીનાશક તથા રોગ ઉત્પન્ન કરનારૂં હોવાથી નિકૃષ્ટ છે.

कौशेयं चित्रवस्त्रं च रक्तवस्त्रं तथैव च ।

वातश्लेष्महरं शीतकाले तत्तु विधारयेत् । यो. र. नि. वृ.प्र.श्लो० ८० ॥

અર્થ:—રેશમી વસ્ત્ર, ચિત્ર વસ્ત્ર, તથા રક્ત વસ્ત્ર એ સર્વ વાત અને શ્લેષ્મને દૂર કરનારાં છે. તેથી શીત કાલમાં તેને ધારણ કરવાં જોઇએ. વળી—

मेध्यं सुशीतं पित्तघ्नं काषायं वस्त्रमुच्यते ।

तद्धारयेदुष्णकाले तच्चापि लघु शस्यते ॥ ,, ॥ ८१ ॥

અર્થ:—ગેરૂથી રંગેલું વસ્ત્ર પવિત્ર(મેધ્ય) છે, શીતલ છે, તથા પિત્તને દૂર કરતા છે. તે ઉષ્ણ કાલમાં પહેરવું ઠીક છે. તે પણ પાતળું પહેરવું જોઇએ.

शुक्लं तु शुभदं वस्त्रं शीतातपनिवारणम् ।

न चोष्णं न च वा शीतं तच्च वर्षासु धारयेत् ॥ ,, ॥ ८२ ॥

અર્થ:—સફેદ વસ્ત્ર શુભકારક છે તથા શીત અને ઉષ્ણતા બન્નેનું નિવારક છે. માટે ઉષ્ણ પણ ન હોય અને શીત પણ ન હોય એવું વસ્ત્ર વર્ષાઋતુમાં ધારણ કરવું જોઇએ.

यशस्यं काम्यमायुष्यं श्रीमदानन्दवर्धनम् ॥

त्वच्यं वशीकरं रुच्यं नवं निर्मलमम्बरम् ॥ ,, ॥ ८३ ॥

અર્થ:—વૃક્ષની છાલનું જે નવીન અને નિર્મલ વસ્ત્ર છે તે યશને વધારનાર, કામના પૂર્ણ કરનાર, આયુને હિતકારક, અને લક્ષ્મી તથા આનન્દને વધારનાર, વશીકર અને રૂચિકર છે. વળી—

कदापि न जनैः सद्भिर्धार्यं मलिनमंबरम् ।

तत्तु कण्डूकृमिकरं ग्लान्यलक्ष्मीकरं परम् । ,, ॥ ८४ ॥

અર્થ:—સત્પુરૂષોએ કદાપિ પણ મલિન વસ્ત્ર ધારણ ન કરવું જોઈએ, કેમકે તે ખુજલી અને કૃમિને ઉત્પન્ન કરતા છે, તેમજ ગ્લાનિ અને નિર્ધનતાને ઉત્પન્ન કરતા છે.

સ્નાન તથા વસ્ત્ર ધારણ કર્યા પછી વિષ્ણુ આદિના જે જે ભક્તોને જે જે પ્રકારના તિલકની આવસ્યક્તા છે તે ધારણ કરવું. તેના સબંધી વિશેષ વાત ભક્તિ પ્રકરણમાં જોઈ લેવી. અહીં અનુલેપન સંબંધી કંઇક લખીએ છીએ.

कुङ्कुमं चन्दनं चापि कृष्णागुरुविमिश्रितम् ।

उष्णं वातकफध्वंसि शीतकाले तदिष्यते ॥ ,, ॥ ८५ ॥

અર્થ:—કાળા અગુરૂ મેળવેલા કેસર(કુંકુમ) અને ચન્દનનો લેપ ઉષ્ણ છે અને વાત કફનો નાશ કરનાર છે. માટે તે શીતકાલમા ઇષ્ટ છે.

चन्दनं घनसारेण वालकेन च मिश्रितम् ।

सुगन्धि परमं शीतमुष्णकाले प्रशस्यते ॥ ,, ॥ ८६ ॥

અર્થ:—કપૂર તથા વાલકથી મિશ્રિત કરેલુ ચન્દન અત્યન્ત સુગન્ધિદાર અને શીતલ હોય છે. માટે તે ઉષ્ણ કાલમાં ઠીક છે

चन्दनं घुसृणोपेतं मृगनाभिसमायुतम् ।

न चोष्णं न च शीतं वा वर्षाकाले तदिष्यते ॥ ,, ॥ ८७ ॥

અર્થ:—કેસર (ઘુસૃણ) તથા કસ્તુરી(મૃગનાભિ) મેળવેલા ચન્દનનો લેપ ન તો ઉષ્ણ છે, ન તો શીત છે. માટે તે વર્ષા ઋતુમા ઇષ્ટ છે.

सुगन्धि पुष्पपत्राणां धारणं कान्तिकारणम् ।

पापरक्षोग्रहहरं कामौजश्रीविवर्धनम् ॥ ,, ॥ ८९ ॥

અર્થ:—સુગન્ધિદાર પુષ્પ તથા તુલસી આદિનાં પાંદડાં ધારણ કરવાથી કાન્તિ આવે છે, તથા પાપ અને રાક્ષસની બાધાનો નાશ કરતા છે. અને કામ, ઓજસ્ અને લક્ષ્મીને વધારનાર છે.

भूषणैर्भूषयेदङ्गं यथायोग्यविधानतः ।

शुचिः सौभाग्यसंतोषदायकं काञ्चनं स्मृतम् ॥ ,, ॥ ९० ॥

અર્થ.—યથાયોગ્ય વિધાનથી શરીરને ભૂષણોથી ભૂષિત કરવુ જોઇએ. તેમાં સુવર્ણનું ભૂષણ પવિત્ર તથા સૌભાગ્ય અને સંતોષ દાતા છે. પરન્તુ બહુ ભારે ભૂષણ પહેરવાં યોગ્ય નથી.

वैणवीं धारयेद्यष्टिं सोदकं च कमण्डलुम् ।

यज्ञोपवीतं वेदं च शुभे रौक्मे च कुण्डले ॥ म० स्मृ० अ० ४–३६ ॥

અર્થ:—વળી વાંસની લાંકડી રાખે, તથા જલયુક્ત કમંડલુ રાખે, તથા યજ્ઞોપવિત ધારણ કરે, તથા વેદનું પુસ્તક અને સુવર્ણના બે સુન્દર કુણ્ડલ-એટલુ બ્રાહ્મણોએ રાખવું જોઇએ. અધિક રાખવું તે પુરૂષોને માટે ઠીક નથી. સ્ત્રીઓને માટે ભૂષણક્રમ નીતિ પ્રકરણમાં લખ્યો છે, તેમાંથી શક્તિ અનુસાર રાખે. વિશેષ –

रेतःस्पृष्टं शवस्पृष्टमाविकं चापि दुष्यति ।

न क्लृप्तसन्धि वस्त्रं च दैवे पित्र्ये च कर्मणि ॥ वृ०पा०स्मृ०अ०२–१९५॥

અર્થ:—જે વસ્ત્રને વીર્યનો સ્પર્શ થયો હોય તથા મડદાનો સ્પર્શ થયો હોય તેવું વસ્ત્ર ઉનનું હોય તોપણ તે અશુદ્ધ છે. તેમજ શીવેલું વસ્ત્ર પણ દૈવ અને પિતૃકાર્ય માટે અશુદ્ધ છે. વળી—

न दग्धं न तु विच्छिन्नं पारक्यं न तु धारयेत् ।
काकविष्टासमायुक्तमाविकं चापि यद्भवेत् ॥ „ ॥ १९६ ॥

અર્થ:—બળેલું, ફાટેલું, પારકું એવું વસ્ત્ર દેવ તથા પિતૃકર્મમાં ધારણ ન કરવું. તેમજ વળી વસ્ત્ર ઉનનુ હોય છતાં જો તેને કાગડાની વિષ્ટા ચોટી હોય તો તેને પણ ધોયા વિના શુદ્ધ થતુ નથી. માટે તેવું વસ્ત્ર પણ ન પહેરવું.

रजकादाहृतं यच्च न तद्वस्त्रं शुचिर्भवेत् ।
कटिस्पृष्टं तु यद्वस्त्रं पुरीषं येन वा कृतम् ॥ „ ॥ १९७ ॥
मूत्रं वा मैथुनं वापि तद्वस्त्रं परिवर्जयेत् ।
न तु कञ्चुकिना कार्या देवार्चा चक्रपाणिनः॥ „ ॥ १९८ ॥

અર્થ:—જે વસ્ત્ર ધોબીએ ધોઇને આપ્યુ હોય તે વસ્ત્ર પણ પવિત્ર હોતું નથી. તેમ જે વસ્ત્રને કટિ ઉપર એક વાર પહેરી લીધુ હોય, તથા જે વસ્ત્ર પહેરીને મલવિસર્જન અથવા મૂત્રવિસર્જન કર્યું હોય અથવા મૈથુન કર્યું હોય તે વસ્ત્રનો પણ દેવાદિ કાર્યમાં પરિત્યાગ કરવો જોઇએ. વળી પહેરણ પહેરીને વિષ્ણુ તથા દેવતાઓનું પૂજન પણ ન કરવું.

वृथादित्यार्चनं मोक्तं वृथा श्राद्धं न संशयः ।
यज्जले शुष्कवस्त्रेण शुष्के चार्द्रवाससा ॥ „ ॥ १९९ ॥
जपहोमं तथा दानं तत्सर्वं निष्फलं भवेत् ।
नार्द्रवासा स्थलस्थश्च बुधस्तर्पणमाचरेत् ॥ „ ॥ २०० ॥

અર્થ:—સુકાયલું વસ્ત્ર ધારણ કરીને જલમાં ઉભા રહી, તથા ભીનું વસ્ત્ર પહેરીને સ્થલ (શુષ્ક)માં સ્થિત થઇને આદિત્યનું અર્ચન, પૂજન, શ્રાદ્ધ, જપ, હોમ તથા દાન કરવું તે વ્યર્થ છે. અર્થાત્ નિષ્ફલ છે. બુદ્ધિમાન્ મનુષ્ય ભીનું વસ્ત્ર પહેરીને સ્થલમાં સ્થિત થઈ તથા સુકું વસ્ત્ર પહેરીને જલમાં ઉભા રહીને પણ તર્પણ ન કરે.

स्थलगो नार्द्रवासास्तु कुर्यान्नै तर्पणादिकम् ।
मेतादृते नार्द्रवासा नैकवासाः समाचरेत् ॥ „ ॥ २०३ ॥

અર્થ:—ભીનું વસ્ત્ર પહેરીને સ્થલમાં સ્થિત થઇ તથા એક વસ્ત્ર પહેરીને પ્રેત સિવાય પિતરોનુ તર્પણ ન કરે. સપિણ્ડીકરણના પહેલાં પિતૃઓની પ્રેત સંધના છે અર્થાત્ પ્રેતતર્પણ ભીનું વસ્ત્ર પહેરીને સ્થલમાં સ્થિત થઈ અથવા એક વસ્ત્ર પહેરીને કરી શકે. તર્પણને પંચકર્મની અંદર લખ્યું નથી. તથાનાનાદિના અંગમાં તે કરવું જોઇએ.

नास्तिक्येनापि यो विप्रस्तर्पयेत्पितृदेवताः ।
स तत्तृप्तिकृतो धर्मात्प्राप्नुयात्परमां गतिम् ॥ „ ॥ २१५ ॥

અર્થ:—જે બ્રાહ્મણ શ્રદ્ધા વિના પણ પિતૃઓ તથા દેવતાઓનું તર્પણ કરે છે તે તે પિતૃઓની તૃપ્તિ કરવા રૂપે, પરમ ગતિને પ્રાપ્ત થાય છે.

ઇતિ સ્નાનાદિનિરૂપણ અ. ૧૨ સ. ૩૩ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૩૪.

### સન્ધ્યાનિરૂપણ.

ઉપરના સર્ગમાં સ્નાનાદિનું નિરૂપણ કરીને આ સર્ગમાં સન્ધ્યાનુ નિરૂપણ કરવામાં આવે છે.

**उत्थायावश्यकं कृत्वा कृतशौचः समाहितः ।**
**पूर्वां सन्ध्यां जपँस्तिष्ठेत्स्वकाले चापरां चिरम् ॥** म० स्मृ० अ० ४–९३ ॥

અર્થ:—પ્રાત:કાલમાં શય્યામાંથી ઊઠીને મલમૂત્રાદિનો ત્યાગ કરીને શૌચાદિથી નિવૃત્ત થઇને એકાગ્ર ચિત્તે પ્રથમનું સન્ધ્યાવન્દન કરીને ગાયત્રીનો જપ કરતો રહે. આયુની કામનાવાળો સૂર્યોદય થયા પછી પણ જપ કરતો રહે. તેજ પ્રમાણે બીજી સન્ધ્યા પણ તેના સમયને અનુસરી શરૂ કરીને નક્ષત્રનો ઉદય થયા પછી જપ કરતો રહે.

**ऋषयो दीर्घसन्ध्यत्वाद्दीर्घमायुरवाप्नुयुः ।**
**प्रज्ञां यशश्च कीर्तिं च ब्रह्मवर्चसमेव च ॥** ,, ॥ ९४ ॥

અર્થ:—ઋષિલોક લાંબા સમય સુધી વન્દન સહિત જપ કરવાથી લાંબી આયુને પ્રાપ્ત થયા છે. અને બુદ્ધિ, યશ, કીર્તિ તથા અધ્યયનાદિ નિમિત્ત બ્રહ્મતેજને પણ પ્રાપ્ત થયા છે. માટે આયુ આદિની કામનાવાળાએ લાંબા સમય સુધી સન્ધ્યોપાસન કરવું જોઇએ. બે મિનિટમાં પાપ ઉતારીને નાસવાનુ કામ ન કરે.

**सन्ध्यां प्रातः सनक्षत्रामुपासीत यथाविधि ।**
**सादित्यं पश्चिमां सन्ध्यामर्द्धास्तमितभास्करे ॥** संवर्त स्मृ० श्लो० ६ ॥

અર્થ:—પ્રાત:કાલની સન્ધ્યોપાસના નક્ષત્ર દેખાતાં હોય તે સમયમા યથાવિધિ કરે. અને સાયંસન્ધ્યા આદિત્ય સહિત કરવી જોઇએ અર્થાત્ સૂર્ય અડધો અસ્ત પામવાનો બાકી હોય તે સમયમાં કરવી જોઇએ.

**उत्तमा तारकोपेता मध्यमा लुप्ततारका ।**
**अधमा सूर्यसहिता प्रातःसन्ध्या त्रिधा मता ॥** बह्वृचसन्ध्यापद्धतिभाष्यम् ॥

અર્થ:—પ્રાત:સન્ધ્યા ત્રણ પ્રકારની છે–ઉત્તમ, મધ્યમ અને અધમ. તારા અસ્ત પામતા પહેલાં કરેલી સન્ધ્યા ઉત્તમ છે, તારા અસ્ત પામ્યા પછીની સન્ધ્યા મધ્યમ છે અને સૂર્યોદય થયા પછીની સન્ધ્યા અધમ છે.

**गृहे त्वेकगुणा सन्ध्या गोष्ठे शतगुणा स्मृता ।**
**शतसाहस्रिका नद्यामनन्ता विष्णुसन्निधौ ॥** बह्वृच सं० प० मा ॥

અર્થ:—જે સન્ધ્યા ગૃહમાં કરવામાં આવે છે તેનું એક ગણું ફળ છે, ગોશાલામાં કરેલી સન્ધ્યાનું ફળ સોગણુ છે, નદીને કિનારે કરેલી સન્ધ્યાનું ફળ એક લાખ ગણું છે, અને ભગવાનના મંદિરમાં કરેલી સન્ધ્યાનું ફળ અનન્ત છે. વળી—

तिष्ठन्पूर्वे जपं कुर्याद्ब्रह्मचारी समाहितः ।
आसीनः पश्चिमां सन्ध्यां जपं कुर्यादतन्द्रित ॥ संवर्त० स्मृ० श्लो० ७ ॥

અર્થ;—પ્રાતઃકાલની સન્ધ્યા સમયે બ્રહ્મચારી એકાગ્ર ચિત્તવાળો થઈને ઉભા રહીને જપ કરે, અને સાયંકાલની સન્ધ્યામાં આલસ્ય છોડીને બેઠા બેઠા જપ કરે.

यो न सन्ध्यामुपासीत ब्राह्मणो हि विशेषतः ।
स जीवन्नेव शूद्रस्तु मृतः श्वा चैव जायते ॥ दक्ष० स्मृ० अ० २–२६ ॥

અર્થ—જે દ્વિજાતિ, તેમાં પણ વિશેષ કરીને બ્રાહ્મણ, સન્ધ્યોપાસન કરતો નથી તે જીવતો સતો જ શૂદ્ર છે. અને મરીને પણ કૂતરાના જન્મને પ્રાપ્ત થાય છે.

सन्ध्याहीनोऽशुचिर्नित्यमनर्हः सर्वकर्मसु ।
यदन्यत्कुरुते कर्म न तस्य फलभाग्भवेत् ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—સન્ધ્યા નહી કરનાર મનુષ્ય હમેશાં અપવિત્ર રહે છે. અને સર્વ કર્મમાં અનધિકારી રહે છે. સન્ધ્યાવન્દનને છોડીને અન્ય જે કોઈ કર્મ કરવામાં આવે તેના ફલનો ભાગી થતો નથી. અર્થાત્ સન્ધ્યાવન્દન કર્યા વિના બીજા મોટા યજ્ઞ, દાન, આદિ કર્મ કરવા છતાં પણ તેને યોગ્ય ફળ મળતુ નથી. સન્ધ્યાવન્દન નિત્ય કર્મ છે. તેના સહિત કરેલા યજ્ઞ દાન આદિ ઉત્તમ ફળ આપે છે. માટે સન્ધ્યાવન્દન અવશ્ય કરવું એવો ભાવ છે. વળી—

गायत्रीरहितो विप्रः शूद्रादप्यशुचिर्भवेत् ॥
गायत्रीब्रह्मतत्त्वज्ञा संपूज्यन्ते द्विजोत्तमाः ॥ पारा० स्मृ० अ० ८–३२ ॥

અર્થઃ—સન્ધ્યાવન્દન અને ગાયત્રી જપ રહિત બ્રાહ્મણ શૂદ્ર કરતાં પણ અપવિત્ર છે. ગાયત્રીબ્રહ્મના તત્ત્વને જાણનાર ઉત્તમ બ્રાહ્મણ લોક પૂજિત થાય છે. પરબ્રહ્મ પરમાત્માને પ્રાપ્ત કરાવનાર ગાયત્રી મન્ત્ર છે. તેથી શ્લોકમાં ગાયત્રીને બ્રહ્મ નામથી કહી છે.

योऽन्यत्र कुरुते यत्नं धर्मकार्ये द्विजोत्तमः ।
विहाय सन्ध्याप्रणतिं स याति नरकायुतम् ॥ कूर्म.पु.उ.अ.१८–३० ॥

અર્થઃ—જે દ્વિજોત્તમ સન્ધ્યાવન્દનનો ત્યાગ કરીને બીજા ધર્મકાર્યમાં પ્રવૃત્ત થાય છે તે અનેક પ્રકારનાં નરકોને પ્રાપ્ત થાય છે.

सन्ध्या येन न विज्ञाता ज्ञात्वा नैव ह्युपासिता ।
स जीवन्नपि शूद्रः स्यान्महापातकसंयुतः ॥ बृ.पा.स्मृ.अ.२–८१ ॥

અર્થ—જે દ્વિજાતિ મનુષ્ય સન્ધ્યા જાણતો નથી, અથવા જાણ્યા છતાં કરતો નથી, તે જીવતો સતો શૂદ્ર જ છે, અને મહાપાતક યુક્ત થાય છે.

दिवसस्य च रात्रेश्च सन्धिः सन्ध्येति कीर्त्यते ।
सोपास्या सा द्विजैर्यत्नात्स्यात्तैर्विश्वमुपासितम् ॥ ,, ॥ १० ॥

અર્થ.—દિવસ અને રાત્રિની સન્ધિને સન્ધ્યા કહે છે. તે સન્ધ્યા બ્રાહ્મણાદિ દ્વિજાતિએ યત્નપૂર્વક કરવી જોઈએ. જેઓ સન્ધ્યોપાસના કરે છે તેમણે સંપૂર્ણ જગતની ઉપાસના કરી એમ ગણાય છે.

मध्याह्नेऽपि हि सन्धिः स्यात्पूर्वस्याह्नोऽपरस्य च।
पूर्वाह्नाहोऽपराह्नस्तु क्रिया चेति श्रुतिक्रमः ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—અને મધ્યાહ્નમાં પણ સન્ધિ થાય છે. પૂર્વાહ્ન અને અપરાહ્ન એવા દિવસના બે ભાગ છે. તેમાં પહેલા ભાગને પૂર્વાહ્ન અને બીજા ભાગને અપરાહ્ન કહે છે. પૂર્વાહ્ન અને અપરાહ્નના મધ્યનો જે કાલ છે તેને પણ સન્ધિ કહે છે. તે સમયે સન્ધ્યાદિ કર્મ કરવું જોઇએ એવો શ્રુતિનો ક્રમ છે.

આ પ્રમાણોથી સન્ધ્યા એ કોઇ અમુક સમયનું જ નામ છે એમ પ્રતીત થાય છે. પરન્તુ સમયની કોઈ ઉપાસના હોવાનો સંભવ નથી. માટે સન્ધ્યા અભિમાનિની દેવીની જ તે ઉપાસના છે. તે (દેવી)ના ભેદ નીચે પ્રમાણે છે.

पूर्वा सन्ध्या तु गायत्री ब्रह्माणी हंसवाहना।
रक्तपद्मानना देवी रक्तपद्मासनस्थिता ॥ बृ.पा.स्मृ.अ.२-१२ ॥
रक्ताभरणरक्ताङ्गी रक्तमाल्यांबरा तथा।
अक्षमाला स्रग्धरा च चारुहस्ताऽमरार्चिता ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—પૂર્વ સન્ધ્યાભિમાનિની દેવી ગાયત્રી છે. તેની દેવતા બ્રહ્માણી છે. તે હંસવાહન વાળી છે, તથા લાલ કમળના સદશ મુખવાળી છે, અને લાલ કમળના આસનવાળી છે (૧૨), રક્ત અલંકાર, લાલ રંગનું શરીર, રક્ત પુષ્પની માળા, તથા રૂદ્રાક્ષની માળા તથા પુષ્પોની માળા ધારણ કરનારી મનોહર હાથ વાળી અને દેવતાઓ વડે પૂજિત છે.

प्रागादित्योदयाद्विद्वान्मुहूर्ते वैधसे सति।
उत्थायोपासयेत्सन्ध्यां यावत्स्यादर्कदर्शनम् ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—વિદ્વાન્ મનુષ્ય સૂર્યોદય થતા પહેલાં જ બ્રહ્મ મુહૂર્ત (वैधस्)માં ઉઠીને સન્ધ્યોપાસન કરે, અને સૂર્યનાં દર્શન થતા સુધી જપ કરતો રહે. જ્યાંસુધી સૂર્યોદય ન થાય ત્યાંસુધી બ્રહ્મમુહૂર્ત છે.

सन्ध्या मध्याह्निकी श्वेता सावित्री रुद्रदेवता।
वृषेन्द्रवाहना देवी ज्वलत्त्रिशिखधारिणी ॥ ,, ॥ १६ ॥
श्वेतांबरधरा श्वेतनागाभरणभूषिता।
श्वेतस्रगक्षमालापि कृतानुरक्तशङ्करा ॥ ,, ॥ १७ ॥
जलाधारा धराधात्री धरेन्द्रादिभवा तथा।
स्वभावभातभूराद्या सुरैर्वनुतपादद्वया ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—મધ્યાહ્ન સન્ધ્યાની જે દેવી છે તેનું નામ સાવિત્રી છે. તે શ્વેત વર્ણની છે, તેની દેવતા રૂદ્ર છે, મહાવૃષભ તેનું વાહન છે, ઉગ્ર ત્રિશૂલ ધારણ કરનારી છે. (૧૬). વળી શ્વેત વસ્ત્ર ધારણ કરનારી તથા શુક્લ સર્પનાં ભૂષણવાળી છે, તથા સફેદ પુષ્પોની માળા તથા રૂદ્રાક્ષની માળા ધારણ કરનારી તથા શંકરમાં પ્રીતિવાળી છે. (૧૭). જલાદિ પચભૂતોના આધાર રૂપ છે, અને પૃથિવીને તેણે ધારણ કરેલી છે. અને વિષ્ણુ આદિ દેવોથી તે·

પ્રાદુર્ભાવ છે અને પૃથિવી આદિ લોક તેમા સ્વભાવથી જ ભાસે છે, અને તેના બને ચરણને દેવતા લોક વન્દન કરે છે (કોઈ ઠેકાણે શ્લોકના બીજા પાદમા "धारेन्द्रागमवाऽभवा" એવો પાઠ છે તેનો અર્થ "ધારેન્દ્ર ગજમાથી જેનો પ્રાદુર્ભાવ થયો છે અને જે નિત્ય છે" એવો થાય છે. અને કોઈ ઠેકાણે શ્લોકના નીજા પાદમા. "स्वभावभूरिभूपाढ्या એવો પણ પાઠ છે, તે પક્ષમા "સ્વભાવથીજ અત્યન્ત શોભાયુક્ત છે" એવા અર્થ સમઝવો)

सन्ध्या सायन्तनी कृष्णा विष्णुदेवा सरस्वती ।
खगगा कृष्णवस्त्रा तु शंखचक्रगदाधरा ॥ बृ. पा. स्मृ. अ २–२० ॥
कृष्णस्रग्भूपणैर्युक्ता सर्वज्ञानमयी वरा ।
सर्ववाग्देवता सर्वा ब्रह्मादिवचसि स्थिता ॥ ,, ॥ २१ ॥
वीणाक्षमालिका चारुहस्ता स्मितवरानना ।
चतुर्दशजनाभ्यर्च्या कल्याणी शुभवाक्प्रदा ॥ ,, ,, २२ ॥

અર્થ—સાયકાલની સન્ધ્યાની જે દેવી છે તેનુ નામ સરસ્વતી છે. તે કૃષ્ણવર્ણની છે, વિષ્ણુ તેની દેવતા છે, તથા ગરૂડ વાહન છે, શખ, ચક્ર, ગદા તથા પદ્મને ધારણ કરનારી છે (૨૦) કૃષ્ણમાળા તથા ભૂષણોથી યુક્ત છે, અને સર્વ જ્ઞાન સ્વરૂપી છે તથા શ્રેષ્ઠ છે સંપૂર્ણ વાણીની દેવતારૂપ છે અને બ્રહ્મા વગેરે દેવતાની વાણીમા સ્થિત છે (૨૧) વીણા તથા રૂદ્રાક્ષની માળા યુક્ત છે, તથા સુન્દર હસ્તવાળી છે અને તેનુ મુખારવિન્દ હાસ્યથી શોભિત છે વળી ચૌદભુવનના લોકોની પૂજ્ય છે, કલ્યાણ સ્વરૂપ છે તથા સર્વને શુભ વચન આપનારી છે (૨૨)

આ પ્રમાણે જગતની સૃષ્ટિ આદિ કરનારી પરમેશ્વરની માયાશક્તિ જ જૂદા જૂદા સ્વરૂપો ધારણ કરીને ભિન્ન ભિન્ન કાર્યો કરે છે અને તેની જ અહી સન્ધ્યા અભિમાનિની દેવી રૂપે ઉપાસના કરવાની કહી છે

ब्रह्मेशार्कहरीणान्तु संगमस्तूभयोर्भवेत् ।
माध्याह्निक्यां सन्ध्यायां सर्वदेवसमागमः ॥ ,, ॥ २४ ॥

અર્થ—પ્રાત ત્ન તથા સાયકાલની સધ્યા સમયે બ્રહ્મા, મહાદેવ, સૂર્ય અને નારાયણ (વિષ્ણુ) એ ચાર દેવતાનો જ સમાગમ થાય છે પરન્તુ મધ્યાહ્નની સન્ધ્યા સમયે સર્વ દેવતાઓનો સમાગમ થાય છે

पूजाभिकांक्षिणो ये च ये च किंचिज्जलार्थिन ।
श्राद्धान्नभागधेया ये ये चाग्निहुतभागिन ॥ ,, ॥ २५ ॥
अन्यान्युच्चावचानीह स्थावराणि चराणि च ।
मध्याह्निकामपेक्षन्ते तेषामाप्य यती हि सा ॥ ,, ॥ २६ ॥

અર્થ—જેઓ પોતાની પૂજા ચહાય છે, જેઓ કિંચિત્ જલની ઇચ્છા કરનાર છે (અર્થાત્ તર્પણની ઇચ્છા રાખનાર છે), અને જેઓ શ્રાદ્ધાન્નની ઇચ્છા કરે છે, તથા હવનનામા ભાગની ઇચ્છા રાખે છે (૨૫), અને વળી જે નાના મોટા સ્થાવર જગમ પ્રાણી છે તે સર્વ પણ મધ્યાહ્ન સન્ધ્યાની ઇચ્છા રાખે છે, કેમકે તે સર્વની તે તૃપ્તિ કરનારી છે

यस्तस्यां नार्चयेद्देवाँस्तर्पयेन्न पितॄँस्तथा ।
भूतान्युच्चावचानीह सोऽन्धतामिस्रमृच्छति ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—જે પુરૂષ મધ્યાહ્ન સન્ધ્યા સમયે સન્ધ્યાવન્દનાદિ દ્વારા દેવતાઓનું પૂજન કરતો નથી, તેમ પિતરો તથા નાના મોટા પ્રાણીઓને માટે તર્પણ કરતો નથી, તે અન્ધતામિસ્ર નરકમાં પડે છે.

ઉપર કહેલાં પ્રમાણોથી સન્ધ્યાવન્દન તથા ગાયત્રીજપ આદિ કરવાનું મહાન્ પુણ્ય, અને નહીં કરવાથી મહાન્ પાપ પણ કહ્યું. માટે સન્ધ્યાવન્દન અવશ્ય કરવું જોઇએ. એ સર્વ ધર્મનું પ્રથમ પગથીઉં છે.

કેટલાક લોકનું એવું કહેવું છે કે સન્ધ્યાવન્દન આદિ નિત્ય કર્મોનો ત્યાગ કરવાથી પાપ રૂપ ફલ થતું નથી, કેમકે કર્મ ન કરવું તે અભાવ રૂપ છે. અભાવથી ભાવની ઉત્પત્તિ થઇ શકે નહીં. આ કહેવું મોટી ભૂલ છે. ભોજનથી ક્ષુધાનિવૃત્તિ રૂપ ફલ સર્વને પ્રત્યક્ષ છે. અને ભોજનનો પરિત્યાગ ભોજનના અભાવરૂપ છે, તથાપિ ક્ષુધારૂપી પીડા ઉત્પન્ન થાય છે. તેવી રીતે સન્ધ્યાવન્દનાદિ રૂપ કર્મનો પરિત્યાગ કરવાથી નિત્યકર્મના અભાવરૂપ હોવા છતાં પણ તે પાપ રૂપી પીડાને ઉત્પન્ન કરે છે. અભાવથી ભાવની ઉત્પત્તિ થતી હોય તો વન્ધ્યાપુત્રાદિની પણ થવી જોઇએ એમ કહેવું બને નહીં, કારણ વન્ધ્યાપુત્ર અથવા આકાશપુષ્પનો અનુભવ કોઇએ પણ કોઇ કાલમાં પણ કર્યો નથી. ભોજનાદિના અભાવમાં ક્ષુધાદિની પીડા સર્વને અનુભવ સિદ્ધ છે. તેવી રીતે પ્રત્યક્ષ વિરોધ હોવાથી વન્ધ્યાપુત્રાદિનું દૃષ્ટાન્ત માનવા યોગ્ય નથી. "अहरहः सन्ध्यामुपासीत"–રોજ રોજ સન્ધ્યોપાસના કરવી–ઇત્યાદિ વેદવિધિનો પરિત્યાગ કરવાથી પાપની ઉત્પત્તિ થાય છે. પાપની ઉત્પત્તિમાં બીજા પણ અનેક હેતુ છે. આત્મજ્ઞાનના સંપાદન દ્વારા દુઃખની નિવૃત્તિ કરવી તે મનુષ્ય જન્મનું મુખ્ય કર્તવ્ય છે એ સર્વ શાસ્ત્રવાળાને પણ સંમત છે. અને અન્તઃકરણની શુદ્ધિ થયા વિના જ્ઞાનનું સાધન જે શ્રવણ તેની પણ યોગ્યતા પ્રાપ્ત થઇ શકતી નથી એવો વેદાન્ત શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. અન્તઃકરણની શુદ્ધિને માટે નિત્ય નૈમિત્તિક કર્મ કરવું એવું તેમણે પણ માન્યું છે. તેમણે સન્ધ્યાવન્દનાદિ કર્મોનો ત્યાગ અન્તઃકરણની શુદ્ધિવાળા વીતરાગ મુમુક્ષુઓને માટે સંન્યાસકાલમાં કહ્યો છે. અને જે લોક અન્તઃકરણની શુદ્ધિ વિના કર્મોનો પરિત્યાગ કરે છે તેમની અધોગતિ શાસ્ત્રમાં અનેક સ્થાનમાં કહી છે.

यज्ञो दानं तपः कर्म न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ भगी.अ.१८–५ ॥

અર્થઃ—કર્મફલની ઇચ્છાનો જેમણે પરિત્યાગ કરેલો છે તેમને યજ્ઞાદિકર્મ પવિત્ર કરનાર છે. અર્થાત્ જ્ઞાનના પ્રતિબન્ધક પાપરૂપ મલની નિવૃત્તિ દ્વારા તથા પુણ્ય રૂપ ગુણની ઉત્પત્તિ દ્વારા પણ શુદ્ધિ કરનાર છે. માટે યજ્ઞદાનાદિરૂપ કર્મનો કદાપિ ત્યાગ કરવો યોગ્ય નથી. પરન્તુ તે અવશ્ય કરવું જ જોઇએ. આ શ્લોકમાં ભગવાને પાપની નિવૃત્તિ અને પુણ્યના સંપાદન માટે યજ્ઞાદિ કર્મો અવશ્ય કરવાને કહ્યાં છે. નિત્યકર્માદિક પણ યજ્ઞના ભેદ છે એમ ધર્મના ભેદનું નિરૂપણ કરતી વખત ઉપર કહ્યું છે. આ શ્લોકથી અવશ્યકર્તવ્યતાને બતાવી. વળી—

**नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।**
**मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः** ,, અ૦૧૮–૭ ॥

અર્થઃ—અન્તઃકરણની શુદ્ધિને ચહાનાર મુમુક્ષુ નિત્ય કર્મનો કદાપિ ત્યાગ કરી શકતો નથી, કેમકે અન્તઃકરણની શુદ્ધિ પર્યન્ત તેણે ફલેચ્છાનો ત્યાગ કરીને કર્મ અવશ્ય કરવું જોઇએ તે વાત શાસ્ત્ર તથા યુક્તિથી સિદ્ધ થાય છે. "**आरुरुक्षोर्मुनेर्योगं कर्मकारणमुच्यते** ॥ અન્ત કરણની શુદ્ધિ રૂપ યોગની પ્રાપ્તિની ઇચ્છાવાળા મનુષ્યોને માટે અન્તઃકરણની શુદ્ધિમાં પ્રથમ કર્મ જ કારણ છે–એ વાત ભગવાને પહેલાં પણ કહી છે. તેથી અવિવેક (મોહ)થી તેનો ત્યાગ કરવો તે તામસી ત્યાગ છે. તામસી ત્યાગનું ફળ જન્મ મરણ રૂપી સંસાર જ છે. મોક્ષ અથવા સ્વર્ગાદિક પણ નથી, વળી અન્તઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થયા પહેલાં કર્મોનો ત્યાગ કરવાથી દોષ પણ બતાવ્યો છે. વળી—

**सर्वापेक्षा च यज्ञादिश्रुतेरश्ववत् ॥** वे.द.अ.३–४–२६ ॥
**तमेतं वेदानुवचनेन ब्राह्मणा विविदिषन्ति यज्ञेन दानेन तपसाऽनाशकेन ॥**
बृ.उ.अ.४–४–४ ॥

અર્થઃ–આ જગતના પદાર્થ પોતપોતાની મર્યાદાનો ત્યાગ કરે નહીં તે માટે એક બાંધની માફક જેણે આ જગતને ધારણ કરી રાખ્યું છે, તે પરમેશ્વરને બ્રાહ્મણ લોક અર્થાત્ બ્રહ્મપ્રાપ્તિની ઇચ્છાવાળા લોક નિત્ય સ્વાધ્યાય રૂપ વેદાધ્યયન વડે, તથા યજ્ઞ, દાન અને તપ ઇત્યાદિ સાધનો વડે, જાણવાની ઇચ્છા કરે છે. આ શ્રુતિ મુમુક્ષુ લોકને જ્ઞાનપ્રાપ્તિમાં યજ્ઞાદિક સર્વ નિત્ય કર્મને સાધન રૂપ કહ્યાં છે. માટે આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે સંપૂર્ણ આશ્રમકર્મોની અપેક્ષા છે. જેમ ઘોડાને હળ ખેંચવામાં જોડતા નથી, તથાપિ રથમાં તો જોડે છે; તેવી રીતે અન્તઃકરણની શુદ્ધિ દ્વારા વૈરાગ્યની તથા જીજ્ઞાસાની ઉત્પત્તિ દ્વારા બ્રહ્મજ્ઞાન ઉત્પન્ન કરવામાં સંપૂર્ણ આશ્રમકર્મોનો પણ ઉપયોગ છે. પરન્તુ વિદ્યાની ઉત્પત્તિ થતાં ફરી વિદ્યાનું ફળ જે મોક્ષ તેમાં તેનું કોઇ પ્રયોજન નથી.

આ પ્રમાણે શ્રુતિ, સ્મૃતિ સૂત્રાદિક સર્વ અન્તઃકરણની શુદ્ધિ દ્વારા આત્મજ્ઞાનની પ્રાપ્તિને માટે નિત્ય કર્મોની આવશ્યક્તા બતાવે છે. પ્રત્યક્ષ નરકમાં પડવું તે જ પાપ છે, બીજું કોઇ પાપ નથી, એમ નથી. ખેતી કરનાર લોક બહુ મહેનતથી ખેતી કરી, પરન્તુ તેનું ફળ ન ઉગવું તે તેને અવશ્ય કલેશનું કારણ થાય છે. માટે તે પાપ જ કહેવાય છે. વ્યાપારી યોગ્ય રીતે વેપાર કરે છે, પણ નફો મળતો નથી. તે પણ તેને માટે પાપ જ કહેવાય છે. તેવી રીતે મનુષ્ય જન્મનું કર્તવ્ય સિદ્ધ ન થવું તે વિવેકી મનુષ્યોને માટે પાપ રૂપ જ છે. મનુષ્ય જન્મના કર્તવ્ય રૂપ પરમાત્મપ્રાપ્તિ નિત્ય કર્માદિકથી જ થાય છે. માટે તેના ત્યાગથી પાપ થતું નથી કેમકે તે અભાવ રૂપ છે, તેનાથી ભાવ રૂપ પાપની ઉત્પત્તિ થઇ શકે નહીં એમ કહેવું એ અસંબદ્ધ વાત છે.

એ પ્રમાણે કહો તો સંન્યાસ સમયે પણ કર્મનો ત્યાગ નહીં બની શકે. પણ તેમ કહી શકાય નહીં, કેમકે વિવિદિષુ સંન્યાસી સંપૂર્ણ કર્મનો ત્યાગ કરતો નથી. તે અન્તઃકરણની શુદ્ધિ સુધી સન્ધ્યાવન્દનાદિ નિત્ય કર્મ કરીને અન્તઃકરણની શુદ્ધિ થયા પછી સન્ધ્યાદિ નિત્ય કર્મનો ત્યાગ કરીને શ્રવણમનનાદિ માનસિક કર્મનો સ્વીકાર કરે છે. તે શાસ્ત્ર અને યુક્તિથી

સિદ્ધ છે કનની પ્રાપ્તિ થતા ાર્ય કરવાની કોઇને અપેક્ષા રહેતી નથી તે વાત પ્રસિદ્ધ છે તેમા વિવાદનુ કારણ નથી પરન્તુ અન્ત કરણની શુદ્ધિ વિના વૈરાગ્ય પ્રાપ્ત થતુ નથી અને વૈરાગ્ય વિના જો કોઇ સન્યાસાશ્રમનો સ્વી ાર રે તો તે અવશ્ય તેની ‹પતીનુ ર કારણ છે એવો શ્રુતિનો સિદ્ધાન્ત છે માટે અન્ત કરણની શુદ્ધિ દ્વારા વૈરા ય પ્રાપ્ત રીને જેને આત્મજ્ઞાન સપાદન કરવુ છે તેને માટે અથવા સ્વર્ગાદિ લો ના સુખ પ્રાપ્ત કરવા હોય તેને માટે, અથવા તે પાપથી બચવાને માટે પણ સન્ધ્યાવન નનાદિ નિત્ય ર્મ રવા આવશ્ય છે નહિ તો તે અવશ્ય અપરાધી થાય છે અને પોતાના મનને કદાપિ સિદ્ધ નહિ રી શકે મુમુક્ષુ તથા સ્વર્ગાદિ સુખની ઇચ્છાવાળા આ બનેએ ર્મ કરવા જોઇએ તેમ મુમુક્ષુએ અન્ત કરણની શુદ્ધિ સુધી ર્મ રીને વિરક્ત થતા બ્રહ્મવિચાર કરવાને માટે સન્યાસનો સ્વીકાર રવો હોય તો તે વિધિપૂર્વક સન્ધ્યાવન્દનાદિ ર્મોનો ત્યાગ કરી શકે છે અને સ્વર્ગાદિની પ્રાપ્તિને માટે અગ્નિહોત્રાદિ તથા ઇષ્ટ, પૂર્ત આદિ કર્મ કરનારે તો તે મરણ પર્યન્ત કરવા જ જોઇએ એ નો મનમા ભેદ છે

માટે વૈરાગ્યપૂર્વક સન્યાસ લેવના પ્રસગ સિવાય સન્ધ્યાવન્દનાદિ ર્મ તજનાર મસારનો જ ભક્ત છે, ઇશ્વરનો ભક્ત થઇ શકતો નથી અને વૈદિક વિધિનુ ઉલ્લઘન રવાથી તેઓ અવશ્ય પાપના ભાગી થાય છે ઇત્યાદિ ારણથી દ્વિજાતિએ સન્ધ્યાવન્દન અવશ્ય કરવુ જોઇએ વૈદિક ર્મમા તેનુ જ મોટુ મહત્ત્વ છે અને તે પ્રથમ સાધન છે

*अहरह सन्ध्यामुपासीत*–રોજ રોજ સન્ધ્યોપાસના કરવી એ શ્રુતિ સૂતકાદિમા પણ સન્ધ્યાવન્દન રવાની આજ્ઞા આપે છે કેટલાક ઋષિ લોકોના મતમા સૂત મા સન્ધ્યાવન્દનનો નિષેધ છે તથાપિ—

**सूतके मृतके चैव सन्ध्याकर्म न सत्यजेत् ।**
**मनसोच्चारयेमन्त्रान्प्राणायाममृतेद्विज ॥** तैत्ति. संध्याभाष्यम् ॥

અર્થ —પ્રસૂતિ તથા મૃત્યુ સબધી સૂતકમા પણ સન્ધ્યાકર્મનો પરિત્યાગ ન કરવો પ્રાણાયામ વિના મન્ત્રોનો મનમા ઉચ્ચાર કરે એવુ પુલસ્ત્યનુ વચન છે, અને તૈત્તિરિય સન્ધ્યા ભાષ્યમા આપેલુ છે માટે સન્ધ્યાવન્દન તથા મનમા ગાયત્રીનો જપ વગેરે સૂતકમા પણ કરવુ જોઇએ

ઇતિ નિત્યકર્માન્તર્ગતસધ્યાનિરૂપણ અ ૧૨ સર્ગ ૩૪ સમાપ્ત

## અધ્યાય. ૧૨. સર્ગ. ૩૫.

### જપનિરૂપણ

ઉપરના સર્ગમા સન્ધ્યાનુ નિરૂપણ કરીને આ સર્ગમા જપનુ નિરૂપણ કરવામા આવે છે

**उपास्य विधिवत्सन्ध्यामुपस्थाय च भास्करम् ।**
**गायत्रीं शक्तितो जप्त्वा तर्पयेद्देवता पितन् ॥** वृ पा. स्मृ.अ.२–१६४ ॥

અર્થ —વિધિપૂર્વક સન્ધ્યાવન્દન કરીને પછી સૂર્યની સ્તુતિ રવી જોઇએ પછી શક્તિ અનુસાર ગાયત્રીનો જપ કરવો જોઇએ અને તે પછી દેવતા તથા પિતૃઓનુ તર્પણ રે

જપની સખ્યા ૧૦૮ ૫૪, ૨૮, ૧૦ એ પ્રમાણે હોય છે અધિક જપ કરવાની આવશ્યકતા હોય તો અધિક પણ કરે

जकारो जन्मविच्छेदः पकारः पापनाशकः ।
तस्माज्जप इति प्रोक्तो जन्मपापविनाशकः ॥ अग्निपुराणम् ॥

અર્થ —જપ શબ્દમા ज અને प એ બે અક્ષર છે તેમા જન્મનો નાશ કરનાર હોવાથી ज કહ્યો છે, અને પાપનો નાશ કરનાર હોવાથી प કહ્યો છે. માટે જન્મ અને પાપનો નાશ કરનાર હોવાથી જપ કહ્યો છે (આ શ્લોક અગ્નિપુરાણનો છે, અને મધ્વાચાર્યના બનાવેલા સન્ધ્યાભાષ્યમા લખ્યો છે) જન્મને દૂર કરનાર અને પાપનો નાશ કરનાર હોવાથી જપ જેટલો કરે તેટલો ઉત્તમ જ છે

गायन्तं त्रायते यस्माद्गायत्र्येषोच्यते बुधैः ॥ ,,

અર્થ —જે "तत्सवितु" એ મન્ત્રનો જપ કરે છે તેને ગાયત્રી સંસારદુઃખથી અવશ્ય રક્ષા કરે છે તેથી તેને ગાયત્રી કહી છે વિષ્ણુગાયત્રી, રૂદ્રગાયત્રી, આદિ અનેક પ્રકારની ગાયત્રી છે તે સર્વમા બ્રહ્મગાયત્રીની જ પ્રધાનતા છે તેથી દ્વિજાતિએ અવશ્ય તેનો જ જપ કરવો જોઇએ મન્ત્રોના જપની વિધિ તથા તેનો મહિમા આદિ વિશેષે કરીને ભક્તિપ્રકરણમા લખવામા આવશે, અને કંઈક પ્રાયશ્ચિત્ત નિરૂપણમા પણ આવશે માટે અહી વિશેષ લખતા નથી

जप्यानि ब्रह्मसूक्तानि शिवसूक्तानि चैव हि ।
वैष्णवानि च सूक्तानि तथा सौराण्यनेकशः ॥ वृ.पा.स्मृ.अ.२-२२८ ॥
सारस्वतानि दौर्गाणि वारुण्यानिलानि च ।
पौराणिकानि चान्यानि तथा सैद्धान्तिकानि च ॥ ,, ॥ २२९ ॥

અર્થ —બ્રહ્મસૂક્ત, શિવસૂક્ત, વિષ્ણુસૂક્ત, સૂર્યસૂક્ત, સરસ્વતીસૂક્ત, દુર્ગાસૂક્ત વરૂણસૂક્ત, વાયુસૂક્ત, પુરાણોમા તથા સિદ્ધાન્તોમા કહેલા સૂક્ત તથા પુરૂષસૂક્ત આદિ અનેક પ્રકારના અન્ય સૂક્ત જપ કરવાને માટે છે પરન્તુ—

सर्वेषां जाप्यसूक्तानामृचां च यजुषां तथा ।
साम्नां चैकाक्षरादीनां गायत्री परमो जपः ॥ ,, ॥ २३० ॥
तस्याश्चैव तु ओंकारो ब्रह्मणा य उपासितः ।
उभाभ्यां परमं जाप्यं त्रिलोकेऽपि न विद्यते ॥ ,, ॥ २३१ ॥

અર્થ —આ સર્વ સૂક્તો મધ્યે, તથા ઋક્, યજુષ, સામ તથા એકાક્ષરાદિની મધ્યે ગાયત્રીનો જપ સર્વથી શ્રેષ્ઠ છે અને તેના કરતા પણ ઓંકાર સર્વોત્તમ છે જેની બ્રહ્માજીએ ઉપાસના કરી છે એ પ્રમાણે ગાયત્રી અને ઓંકાર(પ્રણવ) એ બે કરતા અધિક કોઈ જાપ્ય(જપ કરવા યોગ્ય) ત્રણે લોકમા નથી

ઇતિ જપનિરૂપણ અ ૧૨, સ ૭૫ સમાપ્ત

## અધ્યાય ૧૨. સર્ગ ૩૬.

### દેવતાપૂજનનિરૂપણ.

ઉપરના ત્રણ સર્ગોમાં સ્નાનાદિ તથા સન્ધ્યાવન્દન તથા જપનું વિધાન કરીને આ સર્ગમાં દેવતાપૂજનનું નિરૂપણ કરીએ છીએ.

**ब्रह्माणं वैधसैर्मन्त्रैर्विष्णुं स्वैः शङ्करं स्वकैः ।**
**अन्यानपि तथा देवानर्चयेत्स्वीयमन्त्रकैः वृ.पा.स्मृ.अ.२-३७२ ॥**

અર્થઃ—બ્રહ્માની પૂજા બ્રહ્માના મન્ત્રો વડે, વિષ્ણુની પૂજા વિષ્ણુના મન્ત્રો વડે અને શંકરની પૂજા શંકરના મન્ત્રો વડે કરવી જોઇએ. તેવી રીતે અન્ય દેવતાઓનું પૂજન પણ તેમના જ મન્ત્રો વડે કરવું જોઇએ.

**षट्स्वमीषु हरेः सम्यगर्चनं मुनिभिः कृतम् ।**
**अप्स्वग्नौ हृदये सूर्ये स्थण्डिले प्रतिमासु च ॥ ,, ॥ ३७७ ॥**

અર્થઃ—જલ, અગ્નિ, હૃદય, સૂર્ય, વેદિ અને પાષાણાદિની પ્રતિમાઓ—એ છમાં મુનિઓએ હરિ(ઇશ્વર)ની પૂજા કરી છે.

**अग्नौ क्रियावतां देवो हृदि देवो मनीषिणाम् ।**
**प्रतिमा स्वल्पबुद्धीनां योगिनो हृदये हरिः ॥ ,, ॥ ३७८ ॥**

અર્થઃ—ક્રિયાવાળા અર્થાત્ યજ્ઞાદિ કરનારની દેવતા અગ્નિ છે. વિદ્વાનોના દેવ હૃદયમાં છે. યોગીલોકોના દેવ પણ હૃદયમાં છે. અને મન્દ બુદ્ધિવાળાના દેવ પ્રતિમામાં છે.

**आपो ह्यायतनं त्वस्य तस्मात्तासु सदा हरिः ।**
**सर्वगत्वेन विष्णोस्तु स्थण्डिले भावितात्मनाम् ॥ ,, ॥ ३७९ ॥**

અર્થઃ—વિષ્ણુ ભગવાનનું સ્થાન જલ છે, માટે હરિ સદા જલમાં વસે છે. તથાપિ વિષ્ણુ વ્યાપક છે એવી ભાવનાયુક્ત મનુષ્ય ભગવાનની પૂજા સ્થણ્ડિલમાં કરે છે. યજ્ઞને માટે સરખી કરીને સંસ્કાર કરેલી પૃથિવી અથવા ઉંચી નીચી ન હોય એવી સમાન ભૂમિનું નામ સ્થણ્ડિલ છે.

**दद्यात्पुरुषसूक्तेन आपः पुष्पाणि चैव हि ।**
**अर्चितं स्यादिदं तेन विश्वं भुवनसप्तकम् ॥ ,, ॥ ३८० ॥**

અર્થઃ—આવી પૂજા કરનારે "**सहस्रशीर्षा पुरुषः**" ઇત્યાદિ પુરૂષસૂક્ત મંત્રો ભણીને વિષ્ણુને જલ, પુષ્પ, ઇત્યાદિ ચઢાવે. તે પ્રમાણે વિષ્ણુની પૂજા કરવાથી સાતે ભુવન પૂજિત થાય છે.

**सूक्तेन विष्णुविधिना यमुदीरितेन**
**योऽन्येन नित्यमजमनादिमनन्तमूर्तिम् ।**
**भक्त्यार्चयेत्पठति यश्च स विष्णुदेहं**
**विप्रो विशेद्धरिवरेण कृतार्थदेहः ॥ ,, ॥ ४०१ ॥**

અર્થ:—એવા નિત્ય અજ અનાદિ અનન્ત વિષ્ણુ ભગવાનને શાસ્ત્રોમાં કહેલી વિધિ અનુસાર જે ભક્તિથી પૂજન કરે છે તથા તેમના સ્તોત્રનો પાઠ કરે છે તે કૃતાર્થ થઇને વિષ્ણુદેહમાં પ્રવેશ કરે છે અર્થાત્ મુક્ત થાય છે.

તેવી રીતે—

रुद्रं रुद्रविधानेन ब्रह्माणं तद्विधानतः ।
दुर्गां कात्यायनीं देवीं तथा वाग्देवतामपि ॥ „ ॥ ४०६ ॥
स्कन्दं विनायकं चैव योगिनीक्षेत्रपालकान् ।
विधिवदर्चयेत्सर्वान्यो विप्रो भक्तितत्परः ।
विष्णुना सुप्रसन्नेन विष्णुलोकमवाप्नुयात् ॥ „ ॥ ४०७ ॥

અર્થ:—રૂદ્રની પૂજાના વિધાનથી રૂદ્રનું, અને બ્રહ્માની પૂજાના વિધાનથી બ્રહ્માનું, તેવી રીતે કાત્યાયની, દુર્ગા તથા સરસ્વતી દેવીનું, તથા કાર્તિકસ્વામી, ગણેશ, તથા યોગિની અને ક્ષેત્રપાલ—એ સર્વનું તે તે દેવોની પૂજાવિધિને અનુસાર જે વિપ્ર ભક્તિ પૂર્વક પૂજન કરે છે તેના ઉપર પરમાત્મા પ્રસન્ન થાય છે અને તે વિષ્ણુલોકમાં જાય છે અર્થાત્ બ્રહ્મલોકમાં જાય છે.

એક વ્યાપક પરમાત્મા પોતે જ વિષ્ણુ આદિ નાના પ્રકારનાં રૂપને પ્રાપ્ત થયા છે, અને સર્વ દેવતા તેમના સ્વરૂપ જ છે. માટે કોઇ પણ દેવતાનું ભક્તિ પૂર્વક વિધિ અનુસાર પૂજન કરવાથી પરમાત્મા પ્રસન્ન થાય છે. કેટલાક લોક બ્રહ્માજીનું પૂજન કરવાનું સ્વીકારતા નથી, તો કેટલાક વિષ્ણુનું, અને કેટલાક મહાદેવનું પણ પૂજન કરવા ચહાતા નથી. તે સર્વ પોતપોતાના ભેદવાદને લીધે કલ્યાણ માર્ગથી ચ્યુત થઇ અધોગતિને પ્રાપ્ત થાય છે. માટે સર્વને ઇશ્વર રૂપ જાણીને દેવપૂજા કરનાર કલ્યાણનો ભાગી થાય છે.

ग्रहा गावो नृपा विप्राः सद्भिः पूज्याः सदा नरैः ।
पूजिताः पूजयन्त्येते निर्दहन्त्यवमानिताः ॥ „ ॥ ४०८ ॥

અર્થ:—હે વિપ્રો ! સૂર્યાદિ નવ ગ્રહો, ગાય, રાજા અને વિપ્ર સર્વ સજ્જનોથી પૂજ્ય છે. જે આ ગ્રહાદિનું પૂજન કરે છે તેનું ગ્રહાદિ પણ શુભ કરે છે. અને જો કોઇ તેમનું અપમાન કરે છે તો તેનો તેઓ નાશ કરે છે. માટે—

ग्रहांश्च पूजयेद्विद्वान् ब्राह्मणः शान्तितत्परः ।
आरोग्यपुष्टिसंयुक्तो दीर्घमायुरवाप्नुयात् ॥ „ ॥ ४०९ ॥

અર્થ:—શાન્તિ અર્થાત્ અશુભ રોગાદિની નિવૃત્તિ ઇચ્છનાર વિદ્વાન્ બ્રાહ્મણ ગ્રહોનું પૂજન કરે તો તેથી આરોગ્ય અને પુષ્ટિવાળો થઇને દીર્ઘ આયુને પ્રાપ્ત કરે છે.

ઇતિ દેવતાપૂજનનિરૂપણ અ. ૧૨. સ. ૩૬ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૩૭.

### વૈશ્વદેવનિરૂપણ.

પૂર્વ સર્ગમાં દેવપૂજનનું વિધાન કરીને આ સર્ગમાં વૈશ્વદેવનું વિવેચન કરીએ છીએ. સંપૂર્ણ દેવતાઓને માટે આપવાને માટે જે યોગ્ય તેનું નામ વૈશ્વદેવ છે.

वैश्वदेवं प्रवक्ष्यामि यथाकार्यं द्विजातिभिः ।
स्वगृह्योक्तविधानेन जुहुयाद्वैश्वदैविकम् ॥ वृ० पा० स्मृ० अ० २-४१३ ॥

અર્થઃ—હે વિપ્રો ! દ્વિજાતિ લોકોએ જે પ્રકારે વૈશ્વદેવ કરવો જોઇએ તેનું કથન કરૂં છું. પોતપોતાના ગૃહ્યસૂત્રમાં કહેલી વિધિથી વૈશ્વદેવ સંબન્ધી હોમ કરવો જોઇએ.

हविष्यस्य द्विजोऽभावे यथालाभं शृतं हविः ।
जुहुयाद्विधिवद्भक्त्या यथा स्याच्चित्तनिर्वृतिः ॥ ,, ॥ ४१४ ॥

અર્થઃ—જો હવિષ્ય ન મળે તો યથાલાભ અર્થાત્ પકાવેલું દૂધ આદિ જે પ્રકારની વસ્તુ મળે તેના વડે જેથી ચિત્તની પ્રસન્નતા થાય તેવી રીતે વિધિપૂર્વક ભક્તિથી હવન કરે.

यद्वा तद्वापि होतव्यमग्नौ किंचिद्विजातिभिः ।
फलं वा यदि वा मूलं घासं वा यदि वा पयः ॥ ,, ॥ ४१५ ॥

અર્થઃ—અથવા ફલ, મૂલ, ઘાસ, દૂધ, વગેરે જે કાંઇ મળી આવે તે વડે દ્વિજાતિએ હવન કરવો.

अहुत्वा न द्विजोश्नीयाद्यत्किंचित्स्वयमश्नुते ।
अश्नुयाच्चेदहुत्वापि नरकं स समाविशेत् ॥ ,, ॥ ४१६ ॥

અર્થઃ—જે મનુષ્ય હવન કરવા યોગ્ય વસ્તુનો હવન કર્યા વિના તેને પોતે જ ખાય છે, અથવા હવન કર્યા વિના જે ભોજન કરે છે, તે નરકને પ્રાપ્ત થાય છે.

जुहुयाद्व्यञ्जनं क्षारवर्ज्यमन्नं हुताशने ।
अनुज्ञातो द्विजैस्तैस्तु त्रिःकृत्वा पुरुषर्षभः ॥ ,, ॥ ४१७ ॥

અર્થઃ—માટે શ્રેષ્ઠ પુરૂષ બ્રાહ્મણોની આજ્ઞા લઇને મીઠા(નિમક) વાળા શાકાદિ પદાર્થોને છોડી બાકી બીજા અન્નને ત્રણ વાર અગ્નિમાં હોમે.

य चाग्नौ हूयते नैव यस्य चाग्र्यं न दीयते ।
अभोज्यं तद्द्विजातीनां भुक्त्वा चान्द्रायणं चरेत् ॥ ,, ॥ ४१८ ॥

અર્થઃ—જે અન્ન અગ્નિમાં હોમવામાં આવતું નથી, તથા કોઇ ભિક્ષુ અથવા અતિથિ આદિને પોતે ભોજન કર્યા પહેલાં ચાર ગ્રાસ અન્ન આપવામાં આવ્યું નથી, તેવું દ્વિજાતિનું અન્ન પણ બીજા દ્વિજાતિએ ખાવા યોગ્ય નથી. જો કોઈ ભોજન કરે તો તે ચાન્દ્રાયણ વ્રત કરે.

लौकिके वैदिके चैव वैश्वदेवो हि नित्यशः ।
लौकिके पापनाशाय वैदिके मोक्षमाप्नुयात् ॥ ,, ॥ ४१९ ॥

અર્થ:—લૌકિક તથા વૈદિક કર્મમાં વૈશ્વદેવ નિત્ય કરવો જોઇએ. લૌકિક વૈશ્વદેવથી પાપ નાશ પામે છે અને વૈદિક વૈશ્વદેવથી અંતઃકરણની શુદ્ધિ દ્વારા મોક્ષને પ્રાપ્ત કરે છે.

अभावादग्निहोत्रस्य तथा आवसथस्य च ।
यस्मिन्नग्नौ पचेदन्नं तत्र होमो विधीयते ॥ ,, ॥ ४२० ॥

અર્થ:—અગ્નિહોત્રના અગ્નિમાં, કે આવસથ્ય અગ્નિના અભાવે જે અગ્નિમાં અન્ન રાંધવામાં આવે છે તેમાં જ હવન કરવો.

જે ચૂલા ઉપર અન્ન રાંધ્યું હોય તે ચૂલામાં હવન કરવાનો નથી. માટે વૈશ્વદેવ કરવાને માટે ત્રાંબાનું એક વૈશ્વદેવનું પાત્ર(કુંડ) બનાવવું જોઈએ, અથવા માટીનું સ્થણ્ડિલ(નાની ઓટલી) બનાવવી. પછી જે દ્વિજાતિને ત્યાં ગૃહ્યાગ્નિ હોય તે ગૃહ્યાગ્નિમાંથી અગ્નિ લઇને તેના વડે રસોડામાં અગ્નિ સળગાવે તેમાં સર્વ ભોજન તૈયાર કરીને પછી રસોડાના અગ્નિમાંથી અગ્નિ લઇને તેને ગૃહ્યાગ્નિમાં મેળવે, અને તેમાં વૈશ્વદેવ કરે. અને જેને તે અગ્નિ ન હોય તે જે અગ્નિમાં અન્ન રાંધવામાં આવ્યું હોય તેમાંથી થોડો અગ્નિ ઉપર કહેલા કુંડ(પાત્ર)માં અથવા સ્થણ્ડિલમાં મૂકીને તેમાં વૈશ્વદેવ કરે. વૈશ્વદેવ કર્યા બાદ બલિ આપવાને માટે એક પાત્રમાં શક્તિ અનુસાર અન્ન લઇને તેમાં ઘી નાંખી દેવતા, પિતૃઓ, મનુષ્ય, ગાય, શ્વાન, કાક, કીડી, કીટ, પતંગ, ચણ્ડાલ, પતિત ઇત્યાદિને નિમિત્ત અન્નને અર્પણ કરવું જોઇએ. તે પછી અતિથિ આદિને ભોજન કરાવી પછી પોતે ભોજન કરે એવો ગૃહસ્થાશ્રમનો નિયમ છે. આ વૈશ્વદેવ, બલિ, તથા બ્રહ્મયજ્ઞ આદિ નહીં કરનારને સ્વભાવથી પાપ ઉત્પન્ન થાય છે એવું શાસ્ત્રનું કથન છે.

पञ्चसूना गृहस्थस्य चुल्ली पेषण्युपस्करः ।
कण्डनी चोदकुम्भश्च बध्यते यास्तु वाहयन् ॥ म. स्मृ. अ. ३–६८ ॥

અર્થ:—પ્રાણીને મારવાના સ્થાનનું નામ સૂના છે. ગૃહસ્થના ઘરમાં તેવાં પાંચ સ્થાન છે જ્યાં પ્રાણિહિંસા થાય છે—૧. ચૂલો, સઘડી, આદિ, ૨. પેષણી અર્થાત્ ઘંટી તથા વાટવાનો પથ્થર આદિ, ૩. ઉપસ્કર અર્થાત્ માર્જની(સાવરણી) આદિ અન્ય સામાન, ૪. કણ્ડની એટલે ખાંડણીઓ, મુસળ, આદિ, અને ૫. ઉદકુમ્ભી અર્થાત્ પાણી ભરવાનો ઘડો ઇત્યાદિ. આ પાંચેનો ઉપયોગ કરવાનાં સ્થાનમાં જરૂર જીવોની હિંસા થાય છે. એ હત્યાની સમાન હોવાથી જેના ઘરમાં રસોઈ આદિ કાર્ય થાય છે તે ગૃહસ્થોના ઘરને કસાઇખાના બરોબર કહ્યું છે. ખરડની આદિ સાધનોને પોતાના કાર્યમાં લેતો મનુષ્ય પ્રાણિહત્યા નિમિત્ત પાપથી બંધાય છે.

तासां क्रमेण सर्वासां निष्कृत्यर्थं महर्षिभिः ।
पञ्च क्लृप्ता महायज्ञाः प्रत्यहं गृहमेधिनाम् ॥ ,, ॥ ६९ ॥

અર્થ:—આ ચૂલા આદિથી થતી હત્યા નિમિત્ત પાપને નિવૃત્ત કરવાને માટે ગૃહસ્થોને માટે પાંચ મહાયજ્ઞ રોજરોજ કરવાને માટે મનુ આદિ મહર્ષિઓએ કહ્યા છે.

હવે પંચયજ્ઞને નામથી કથન કરવામાં આવે છેઃ—

अध्यापनं ब्रह्मयज्ञः पितृयज्ञस्तु तर्पणम् ।
होमो दैवो बलिर्भौतो नृयज्ञोऽतिथिपूजनम् ॥ म. स्मृ. अ. ३–७० ॥

અર્થ:—વેદાદિક ભણવા અને ભણાવવા તેનું નામ **બ્રહ્મયજ્ઞ** છે. પિતૃઓને નિમિત્ત અન્નનો બલિ આપવો તથા જલથી તર્પણ કરવુ તેનું નામ **પિતૃયજ્ઞ** છે. અગ્નિમાં જે હોમ છે તેને **દેવયજ્ઞ** કહે છે. અને ભૂતોને માટે બલિ આપવો તેનું નામ **ભૂતયજ્ઞ** છે. અને અતિથિનો સત્કાર કરવો તે **મનુષ્યયજ્ઞ** છે.

**यदादौ वेदमारभ्य स्नात्वा भक्त्या द्विजोत्तमः ।**

**अध्यापयेद्द्विजान् शिष्यान्स वै ब्रह्ममखः स्मृतः॥ बृ.पा.स्मृ.अ. ४–७३ ॥**

અર્થ:—બ્રાહ્મણે સ્નાન કરીને દ્વિજાતિ શિષ્યોને વેદારંભ કરીને અધ્યયન કરાવવું તે બ્રહ્મયજ્ઞ નામનો પ્રથમ મહાયજ્ઞ છે.

**यः स्नात्वाऽहरहः सर्वान् देवाँश्च मनुजान्पितॄन् ।**

**तर्पयेदंभसा भक्त्या पितृयज्ञः स वै मतः ॥ ,, ॥ ७४ ॥**

અર્થ:—સ્નાન કરીને દરરોજ સંપૂર્ણ દેવતા તથા મનુષ્ય તથા પિતૃઓનું ભક્તિપૂર્વક જે તર્પણ કરવું તેનું નામ પિતૃયજ્ઞ છે.

**श्रौते वा यदि वा स्मार्ते यज्जुहोति हुताशने ।**

**विधिवन्नित्यशो विप्रः स तु देवमखः स्मृतः ॥ ,, ॥ ७५ ॥**

અર્થ:—શ્રૌત અથવા સ્માર્ત અગ્નિમાં દરરોજ વિધિપૂર્વક ઘૃતાદિનો જે હવન કરવામાં આવે છે તે દેવયજ્ઞ નામનો ત્રીજો મહાયજ્ઞ છે.

**दशस्वाशासु यः कुर्याद्धुतशेषाद्बलिं द्विजः ।**

**इन्द्रादिभ्यस्तथान्येभ्यः स वै भूतमखो मतः ॥ ,, ॥ ७६ ॥**

અર્થ:—હવન કરવાથી જે બાકી બચે છે તેમાંથી દશે દિશામાં ઇન્દ્રાદિ દેવોને તથા અન્ય પ્રાણીઓને જે બલિ આપવામાં આવે છે તે ભૂતયજ્ઞ નામનો ચોથો મહાયજ્ઞ છે. અને–

**समायातातिथिं भक्त्या यद्भोजयति नित्यशः ।**

**अन्यानभ्यागताँश्चैव सा मनुष्येष्टिरुच्यते ॥ ,, ॥ ७७ ॥**

અર્થ:—ઘરમાં આવેલા અતિથિ તથા અભ્યાગત તથા સાધારણ જનોને જે ભોજન આપવુ તે મનુષ્યયજ્ઞ નામનો પાંચમો મહાયજ્ઞ છે.

આ પંચયજ્ઞનું નામ અહુત આદિ નામ પણ કોઈ ઋષિલોક કહે છેઃ—

**जपोऽहुतो हुतो होमः प्रहुतो भौतिको बलिः ।**

**ब्राह्म्यं हुतं द्विजाग्र्यार्चा प्राशितं पितृतर्पणम् ॥ म० स्मृ० अ० ३–७४ ॥**

અર્થ:—અહુત શબ્દથી બ્રહ્મયજ્ઞ નામના જપને કહે છે. અને હુત શબ્દથી દેવયજ્ઞ નામના હોમને કહે છે. પ્રહુત શબ્દથી ભૂતબલિ નામના ભૂતયજ્ઞને કહે છે. બ્રાહ્મ્ય હુત શબ્દથી બ્રાહ્મણશ્રેષ્ઠના સત્કાર રૂપ અતિથિપૂજનને કહે છે. અને પ્રાશિત શબ્દથી નિત્ય શ્રાદ્ધ અથવા જલ વડે તર્પણ રૂપ પિતૃયજ્ઞને કહે છે. પિતરોને નિમિત્ત અન્નનું અર્પણ કરવુ તેનું નામ જ અહીં શ્રાદ્ધ છે.

પંચયજ્ઞનું મહત્ત્વ શાસ્ત્રમાં નીચે પ્રમાણે બતાવ્યું છેઃ—

स्वाध्याये नित्ययुक्तः स्याद्दैवे चैवेह कर्मणि ।
दैवकर्मणि युक्तो हि बिभर्तीदं चराचरम् ॥ „ ॥ ७५ ॥

અર્થઃ—જો દારિદ્રયાદિ નિમિત્તથી અતિથિભોજનાદિ કરવામાં સમર્થ ન હોય તો સ્વાધ્યાય રૂપ બ્રહ્મયજ્ઞમાં તત્પર રહે. તેમજ દૈવયજ્ઞ કરવામાં પણ તત્પર રહે, કેમકે દેવતાઓને નિમિત્ત અગ્નિમાં હોમ કરનાર મનુષ્ય આ ચરાચર અર્થાત્ સ્થાવર જંગમ રૂપ જગત્‌ને ધારણ કરે છે. આ હોમની સ્તુતિ કરી છે.

કેવી રીતે જગત્‌ને ધારણ કરે છે તે બતાવે છેઃ—

अग्नौ प्रास्ताहुतिः सम्यगादित्यमुपतिष्ठते ।
आदित्याज्जायते वृष्टिर्वृष्टेरन्नं ततः प्रजाः ॥ „ ॥ ७६ ॥

અર્થઃ—યજમાને અગ્નિમાં હોમેલી આહુતિ આદિત્યને પ્રાપ્ત થાય છે અર્થાત્ સંપૂર્ણ વસ્તુઓના રસોને આકર્ષણ કરનાર સૂર્ય છે તે હોમેલા ઘૃત, દૂધ તથા અન્ય ઉત્તમ પદાર્થોના રસને પોતાના કિરણ દ્વારા આકર્ષણ કરે છે. તે આહુતિરસ આદિત્યમાંથી વૃષ્ટિ રૂપે વર્ષે છે. વૃષ્ટિથી અન્નની ઉત્પત્તિ થાય છે. અન્નથી ફરી પ્રજાની ઉત્પત્તિ થાય છે.

આ પ્રકારે પ્રજાની ઉત્પત્તિ ભગવાને ગીતામાં પણ કહી છે.

अन्नाद्भवन्ति भूतानि पर्जन्यादन्नसंभवः ।
यज्ञाद्भवति पर्जन्यो यज्ञः कर्मसमुद्भवः ॥ भ० गी० अ० ३–१४ ॥

અર્થઃ—અન્નથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે, અને અન્નની ઉત્પત્તિ વર્ષાથી થાય છે. યજ્ઞથી વર્ષા ઉત્પન્ન થાય છે, અને યજ્ઞ કર્મથી ઉત્પન્ન થાય છે.

ઇત્યાદિ પ્રમાણથી વર્ષાનું કારણ હોમાદિ હોવાનું માલમ પડે છે. આ વાર્તા સાંભળીને કેટલાક શાસ્ત્રનું તાત્પર્ય નહીં સમઝનાર લોક એવો પ્રશ્ન કરે છે કે જો હોમ વર્ષાનું કારણ હોત તો જે જગામાં હોમ થાય ત્યાં જ વર્ષા થવી જોઇએ. પરન્તુ તેવો નિયમ જોવામાં આવતો નથી. યુરપ આદિ દેશોમાં દેવતા સંબંધી હોમ થતો નથી, તથાપિ ત્યાં વર્ષા થાય છે. તેથી વર્ષામાં હોમને કારણ બતાવનાર શાસ્ત્ર સર્વ ગપ છે, અને હોમ કરીને ઘી આદિ પદાર્થોને નષ્ટ કરવા કરતાં તેને ખાવામાં આવે તો મનુષ્યમાં તાકાત આવે, અથવા કોઈ ગરીબ મનુષ્યને તેટલા પૈસાનું અનાજ આપવામાં આવે તો પુણ્ય થાય. માટે હોમાદિ કરનાર મનુષ્ય બુદ્ધિમાન્ નથી.

આ પ્રમાણે કહેનાર આસુરી સંપત્તિના મનુષ્ય સનાતન ધર્મના અભિમાની કેટલાએ લોક પણ "**अन्नाद्भवन्ति भूतानि**" એ શ્લોકનું તાત્પર્ય જાણતા નથી. એ શ્લોકનું તાત્પર્ય સ્પષ્ટ કરવાને માટે અન્ન, વર્ષા, મનુષ્ય આદિક પ્રાણીનાં શરીરોની ઉત્પત્તિ વિષયક વિચાર કરવામાં આવે છે. મેઘથી વર્ષા થાય છે એ વાત સર્વ કોઇ જાણે છે. માટે વર્ષાનું મૂળ કારણ જાણવાને માટે મેઘના કારણની શોધ કરવી જોઇએ. તે વૈદિક શાસ્ત્રને અનુસાર નીચે પ્રમાણે કહેવામાં આવ્યું છે.

आपः पीतास्तु सूर्येण क्रमन्ते शशिनः क्रमात् ॥ लिं.पु.अ.५४–३१ ॥

અર્થઃ—ઉષ્ણ કાલમાં સૂર્ય પોતાનાં કિરણ દ્વારા જલને આકર્ષણ કરે છે. તે ક્રમે કરીને ચંદ્રમામાં જાય છે. ઉષ્ણ કાલમાં જળ સૂકાઇને વરાળ રૂપે ઉપર જતું સર્વ કોઇ અનુભવ કરે છે. અને વરાળમાં જળનો નિશ્ચય થાય છે. અને—

निशाकराच्चिस्रवन्ते जीमूतान्प्रत्ययः क्रमात् ।
वृन्दं जलमुचां चैव श्वसनेनाभिताडितम् ॥ „ ॥ ३२ ॥
क्ष्मायां वृष्टिं विसृजते अभासयत्तेन भास्करः ।
तोयस्य नास्ति वै नाशः तदेव परिवर्तते ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—ચંદ્રમાંથી જલ ક્રમે મેઘ(जीमूत)માં જાય છે, અને પછી વાયુથી તાડન થયેલો મેઘ પૃથિવી ઉપર વર્ષા કરે છે. આ પ્રમાણે સૂર્યે પોતાનાં કિરણ દ્વારા ખેંચેલું જલ વર્ષાનું કારણ છે. તે સૂર્યે આ જગતનો પ્રકાશ કર્યો તેથી તેને ભાસ્કર કહે છે. જલનો નાશ કોઇ પ્રકારે થતો નથી. જે પ્રથમથી જ સ્થિત જલ છે તે જ ઉષ્ણતાથી વરાળ રૂપે તથા વર્ષા રૂપે ઉપર નીચે જતું આવતું રહે છે.

हिताय सर्वजन्तूनां गतिं शर्वेण निर्मिता ।
भूर्भुवस्स्वस्तथा ह्यापो ह्यन्नं चामृतमेव च ॥ „ ॥ ३४ ॥

અર્થઃ—સંપૂર્ણ પ્રાણીઓના હિતને માટે આ માર્ગ(ગતિ) પરમાત્મા(શર્વ)એ નિર્માણ કર્યો છે. પૃથિવી લોક તથા અન્તરિક્ષ લોક તથા સ્વર્ગ લોક—એ સર્વ જલરૂપ જ છે. અને અન્ન તથા અમૃત એટલે આયુને વધારનાર ઔષધવિશેષ પણ જલ જ છે અર્થાત્ જલથી જ અમૃતની ઉત્પત્તિ છે.

प्राणा वै जगतामापोः ॥ „ ॥ ३५ ॥

અર્થઃ—સંપૂર્ણ જગતના પ્રાણ રૂપ જલ જ છે.

दन्दह्यमानेषु चराचरेषु गोधूमभूतास्त्वथ निष्क्रमन्ति ।
या या ऊर्ध्वं मारुतेनेरिता वा तास्तास्त्वभ्राण्यग्निना वायुना च ॥ ३८ ॥

અર્થઃ—સ્થાવર જંગમ રૂપ સર્વ જગત્ બળે છે અને તે ધૂમ રૂપે નિકળીને સૂર્યની રશ્મિ(गो)દ્વારા ઉપર જાય છે. અને પૃથ્વી સંબંધી જે જે વસ્તુ ધૂમ રૂપ થઇને આકાશમાં જાય છે તે સર્વ વાયુથી પ્રેરિત થઇને અગ્નિ(ઉષ્ણતા) અને વાયુ યુક્ત થઇને મેઘ બને છે. તેમાં વરાળ મુખ્ય કારણ છે.

अतो धूमाग्निवातानां संयोगस्त्वभ्रमुच्यते ।
वारीणि वर्षतीत्यभ्रमभ्रस्येशः सहस्रदृक् ॥ લિ.પુ.અ.૫૪—૫૧ ॥

અર્થઃ—તેથી ધૂમ, અગ્નિ અને વાયુના સંયોગને અભ્ર(મેઘ) કહે છે. આપ અર્થાત્ જલને વર્ષાવે છે (वर्षति), તેથી મેઘને અભ્ર કહે છે. મેઘોના સ્વામી ઇન્દ્ર (सहस्रदृक्) છે. મેઘોની ઉત્પત્તિમાં વરાળ મુખ્ય કારણ હોવાથી જે જે પ્રકારે વરાળમાં શુદ્ધિ અથવા અશુદ્ધિ હોય છે તે તે પ્રકારે વર્ષાના જલમાં પણ શુદ્ધિ અશુદ્ધિ હોય છે. તેથી જે પ્રકારની વરાળથી ઉત્પન્ન થયેલા મેઘનું જલ મનુષ્યને સુખ આપનાર છે, તથા જે પ્રકારની વરાળથી ઉત્પન્ન થયેલા મેઘનું જલ વૃક્ષાદિકને અનુકૂલ પડે છે, તેનું નિરૂપણ કરીએ છીએ.

यज्ञधूमोद्भवं चापि द्विजानां हितकृत्सदा ।
दावाग्निधूमसंभूतमभ्रं वनहितं स्मृतम् ॥ „ ॥ ४० ॥

અર્થઃ—યજ્ઞના ધૂમથી ઉત્પન્ન થયેલા મેઘની વર્ષા હમેશાં દ્વિજાતિથી લઇને સંપૂર્ણ

મનુષ્યોને સુખનું કારણ છે. તેવી રીતે જંગલ બળવાથી જે ધૂમ ઉત્પન્ન થાય છે તેના બનેલા મેઘની વર્ષા જંગલમાં થતા નાના પ્રકારની વનસ્પતિને હિતકારક છે.

**मृतधूमोद्भवं त्वभ्रमशुभाय भविष्यति ।**
**अभिचाराग्निधूमोत्थं भूतनाशाय वै द्विजाः ॥ ,, ॥ ४१ ॥**

અર્થ:—મૃતધૂમ અર્થાત્ મડદું બળવાથી ઉત્પન્ન થયેલા ધૂમથી જે મેઘ બને છે, તેની વર્ષા પ્રાણી માત્રના અશુભને માટે હોય છે. તેમજ મડદાને તુલ્ય કોઇપણ દુર્ગન્ધિવાળો સડેલો પદાર્થ તથા મળ આદિક કોઇ પણ પદાર્થ બળવાથી જે ધૂમ ઉત્પન્ન થાય છે તેમાંથી બનેલા મેઘની વર્ષા પણ પ્રાણીને અનિષ્ટનું કારણ છે. અને અભિચાર કર્મના અગ્નિથી ઉત્પન્ન થયેલા ધૂમથી જે મેઘ થાય છે તેની વર્ષા સર્વ પ્રાણીઓનો નાશ કરનારી થાય છે. (શત્રુનું મરણ, રોગ તથા ધનનાશાદિ ઉત્પન્ન કરવાને માટે મન્ત્રશાસ્ત્રમાં કહેલું જે કર્મ છે તેનું નામ અભિચાર છે. અનેક પ્રકારનો ઝેરી ધુમાડો આદિ મનુષ્યને મારવાના પ્રકારના જે પ્રયોગ છે તે સર્વ અભિચાર કર્મની અન્તર્ભૂત છે. તેથી તે સર્વથી ઉત્પન્ન થતા ધૂમ દ્વારા ઉત્પન્ન થયેલા મેઘની વર્ષા નાના પ્રકારના સર્વ રોગ દ્વારા પ્રાણીનો નાશ કરનાર છે.

**एवं धूमविशेषेण जगतां वै हिताहितम् ।**
**तस्मादाच्छादयेद्धूममभिचारकृतं नरः ॥ लि.पु.अ.५४–४२ ॥**

અર્થ:—આ પ્રમાણે ધૂમવિશેષથી જગતનું હિત અને અહિત થાય છે. તેથી અભિચાર કર્મથી ઉત્પન્ન થયેલા ધૂમને ઢાંકી દેવો જોઇએ. અર્થાત્ અભિચારકર્મ સંબંધી ધૂમ બહાર નિકળીને ફેલાવા નહીં પામે એવી રીતે ઢાંકીને અભિચારકર્મ કરવું જોઇએ. તેવી રીતે મડદું બળવાથી થયેલો ધૂમ, તથા મલ તથા અન્ય દુર્ગંધવાળા પદાર્થનો ધૂમ, આકાશમાં ફેલાવા પામે નહીં એવો બંદોબસ્ત કરીને તેને બાળવા જોઇએ. મડદું તથા મલાદિ બાળવાથી તથા અભિચારકર્મ અને ઝેરી ધૂમ આદિથી થતા સર્વ પ્રકારના ધૂમ એકઠા થઇને બનેલું વાદળ જલ અને વાયુને પણ બગાડે છે. ફરી તેજ બગડેલું જળ વર્ષા દ્વારા મનુષ્યને પ્રાપ્ત થાય છે. તે જલ અનેક ભયંકર રોગોનું કારણ બને છે. તેથી સંપૂર્ણ પ્રાણીના આધાર રૂપ જલને શુદ્ધ રાખવાને માટે અપવિત્ર ધૂમ આકાશમાં ફેલાય નહીં એવો ઉપાય કરવો જોઇએ.

પરન્તુ આ પ્રકારના ઉપાય કોઈ મોટા રાજા મહારાજા કે કોઈ અમુક નગર અથવા રાજ્યને માટે કરી શકાય. કોઈ ગરીબ દેશ કે ગ્રામના લોકોથી તેનો ઉપાય બની શકે નહીં. તેથી અગ્નિહોત્ર અને વૈશ્વદેવ સંબન્ધી હોમ સર્વને માટે મુખ્ય ઉપયોગી છે. સંપૂર્ણ દ્વિજાતિનો મનુષ્ય દરરોજ સાયંકાલ તથા પ્રાતઃકાલ અનેક પ્રકારના સુગન્ધવાળા ઔષધ તથા પવિત્ર ઘી આદિ વડે વેદમન્ત્ર દ્વારા હવન કરતા હોય તો તે હોમનો ધૂમ અન્ય સર્વ પ્રકારના ખરાબ ધૂમને શુદ્ધ કરીને તે હોમનો ધૂમ સૂર્યકિરણ દ્વારા મેઘરૂપતાને પ્રાપ્ત થાય, અને તેથી થતું પવિત્ર જલ મનુષ્યના બુદ્ધિબલ, શારીરિક બલ, તથા નીરોગતા આદિનું પણ કારણ બને. અને તે જલથી ઉત્પન્ન થતું અન્ન પણ શુદ્ધ તથા નીરોગતાનું કારણ થાય. તે અન્નરસથી ઉત્પન્ન થતાં મનુષ્યનાં શરીર પણ બલ તથા બુદ્ધિ અને નિરોગતાયુક્ત થાય. આ પ્રમાણે જલ આદિની પરંપરાથી બુદ્ધિબલ, શારીરિક બલ, આદિ યુક્ત મનુષ્ય શરીરને પ્રાપ્ત કરવું તે નાસ્તિક લોકોને પણ ઈષ્ટ જ હોવું જોઇએ. તેથી નાસ્તિકોને માટે પણ હોમ બહુ ઉપયોગી છે. તે હોમ ધૂમ, મેઘ અને વર્ષા દ્વારા શુદ્ધ જલાદિ ઉત્પન્ન કરીને સર્વ પ્રાણીની રક્ષા કરે છે. આ વાતમાં કોઇ શંકા કરવાની રહેતી નથી.

"अग्नौ प्रास्ताहुतिः" આ શ્લોકનું પણ તેજ તાત્પર્ય છે. સૂર્યકિરણ દ્વારા મેઘરૂપ થનાર હોમનો ધૂમ સર્વ અપવિત્ર ધૂમને શુદ્ધ કરીને જ સૂર્યને પ્રાપ્ત થાય છે. તેમાંથી પવિત્ર મેઘ તથા જલ બનીને પૃથ્વીમાં વર્ષે છે. તેમાંથી ઉત્તમ અન્ન, અને તે ઉત્તમ અન્નને ખાવાથી ઉત્તમ પ્રજાની ઉત્પત્તિ થાય છે. અને દેવતાલોક પ્રસન્ન થવાથી અગ્નિહોત્રાદિક હોમનું જે અદષ્ટ ફલ સ્વર્ગાદિક છે તે તો એનાથી ભિન્ન છે.

છાન્દોગ્યોપનિષદ્‌ના પાંચમા અધ્યાયના ખંડ. ૪થી ૯માં સ્વર્ગ, મેઘ, પૃથ્વી, પુરૂષ અને સ્ત્રી એ પાંચની અગ્નિબુદ્ધિથી ઉપાસના રૂપ પઞ્ચાગ્નિવિદ્યા કહી છે તેમાં પ્રાતઃકાલ અને સાયંકાલમાં કરેલા અગ્નિહોત્રની આહુતિના સાધન દૂધ, ઘૃત, આદિ રૂપ જલ પણ મનુષ્યાદિ પ્રજાની સૃષ્ટિમાં કારણ છે. અગ્નિમા હોમેલાં દૂધ આદિ જલરૂપ આહુતિ સૂર્યને પ્રાપ્ત થઇને મેઘ રૂપે વર્ષા દ્વારા અન્નની ઉત્પત્તિમાં હેતુ થાય છે. તે અન્નને મનુષ્ય ભક્ષણ કરવાથી રસ, રક્ત, માંસ, મેદ, અસ્થિ, મજ્જા તથા શુક્ર ઇત્યાદિ રૂપે તે પરિણામને પ્રાપ્ત થાય છે. પછી—

**इति तु पञ्चाम्पामाहुतावापः पुरुषवचसो भवन्तीति स उल्वावृतो गर्भो दश वा नव वा मासानन्तः शयित्वा यावद्वाथ जायते ॥ छा.उ.अ.५-९-१ ॥**

અર્થ:—આ પ્રકારે પ્રથમ અગ્નિહોત્રના અગ્નિમાં હોમેલુ દૂધ આદિ રૂપ જલ રસાદિ ક્રમે પ્રરિણામને પ્રાપ્ત થઇ પુરૂષ રૂપ યજમાનમાં શુક્ર રૂપે રહેલું જ્યારે સ્ત્રી રૂપ અગ્નિમાં આહુતિ રૂપે હોમવામાં આવે છે ત્યારે તે સ્ત્રી રૂપ અગ્નિમાં આપેલી શુક્ર રૂપ આહુતિ "પુરૂષ" શબ્દનો વાચ્ય થાય છે. અર્થાત્ તે ગર્ભ રૂપ થાય છે. અને પછીથી જરાયુથી લપેટાયલો તે ગર્ભ દશ કે નવ માસ કુક્ષિમાં રહીને, અથવા જેટલા સમયમાં સંપૂર્ણ અંગની ઉત્પત્તિ થાય તેટલો સમય રહીને, જન્મે છે. અર્થાત્ બહાર નિકળે છે. આ પ્રકારે અગ્નિમાં આપેલી આહુતિ રૂપ જલ જ મનુષ્યની ઉત્પત્તિમાં કારણ કહ્યું છે. તેવી રીતે શુદ્ધ જલની વૃષ્ટિ દ્વારા મનુષ્યના સુખનું પણ કારણ તે જ આહુતિ રૂપ જલને જ પ્રથમ કહેવામાં આવ્યું છે. અને—

**स जातो यावादायुषं जीवति तं प्रेतं दिष्टमितोऽग्नय एव हरन्ति यत एवेतो यतः संभूतो भवति ॥ " २ ॥**

અર્થ:—આ પ્રમાણે ઉત્પન્ન થયેલો મનુષ્ય પોતાના કર્મથી પ્રાપ્ત થયેલા આયુ પર્યન્ત જીવે છે. પછી મરેલા તે પુરૂષને પુત્રાદિક અન્ત્યકર્મને માટે અર્થાત્ અગ્નિમાં જ બાળવાને માટે ગ્રામથી બહાર લઈ જાય છે. પહેલાં તે આહુતિક્રમથી અગ્નિમાંથી જ આવ્યો છે અને ત્યાંજ તેને મર્ણ પામ્યા બાદ લઇ જવામાં આવે છે, કેમકે અગ્નિ જ તેનું મુખ્ય કારણ છે. સર્વ વસ્તુ માત્ર નષ્ટ થયા પછી પોતપોતાના કારણમાં જ સમાવિષ્ટ થાય છે. આ પ્રમાણે મરનાર મનુષ્ય જીવિત અવસ્થામાં વૈદિકકર્મ અથવા ઉપાસનામાં તત્પર રહીને તે કર્યું હોય તો તેને સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિ થાય છે. નહિ તો જેવાં કર્મ કર્યા હોય તેવા ભોગને માટે તે તે યોનિમાં જન્મ લે છે. અર્થાત્ ધૂમ, મેઘ, વર્ષા, અન્ન, પુરૂષ, સ્ત્રી આદિ ક્રમે આવીને જન્મ લે છે. આ પ્રકારે દૂધ, ઘી, આદિ જલ વડે અગ્નિમાં કરેલો હોમ મનુષ્યોની ઉત્પત્તિ, સુખ તથા પરલોકની પ્રાપ્તિનું પણ સાધન હોવાથી અગ્નિહોત્રાદિક હોમની વેદમાં ઘણી પ્રશંસા કરી છે તથા આવશ્યક્તા પણ બતાવી છે. અને જેને અગ્નિ સંબંધી કર્મ નથી તેને કાંઈ પણ નથી.

તેવા લોક કદાપિ પુણ્ય લોકના ભાગી થઇ શકતા નથી. તેથી અવશ્ય હોમ કરવો જોઇએ એમ સિદ્ધ થાય છે.

अकृत्वा वैश्वदेवं तु ये भुञ्जते द्विजातयः ।
तेषामन्नं न भुञ्जीत काकयोनिं व्रजन्ति ते ॥ ल.पा.स्मृ.अ.१-५६ ॥

અર્થઃ—જે દ્વિજાતિ વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરે છે તે કાગડાની યોનિને પ્રાપ્ત થાય છે, તેમનું અન્ન પણ ખાવાને યોગ્ય નથી.

अकृत्वा वैश्वदेवन्तु ये भुंजन्ते द्विजाधमाः ।
सर्वे ते निष्फला ज्ञेयाः पतन्ति नरकेऽशुचौ ॥

અર્થઃ—જે અધમ દ્વિજાતિ લોક વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરે છે તેમનાં સર્વકર્મ નિષ્ફલ જાય છે, અને તેઓ અપવિત્ર નરકમાં પડે છે. માટે અવશ્ય વૈશ્વદેવ કરવો જોઇએ.

ઇતિ વૈશ્વદેવનિરૂપણ અ. ૧૨. સ. ૩૭ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૩૮.

### અતિથિપૂજનનિરૂપણ.

હવે આ સર્ગમાં અતિથિપૂજનનો વિચાર કરીએ છીએ.

आतिथ्यं संप्रवक्ष्यामि चातुर्वर्ण्यफलप्रदम् ।
चातुर्वर्णोऽतिथिः प्रोक्तः कालप्राप्तोऽध्वगः श्रुतः ॥बृ०पा०स्मृ.अ.२-४५२॥

અર્થઃ—હે મુનિઓ! હવે હું અતિથિના સત્કાર રૂપ કર્મને કહું છું. તે ચારે વર્ણોને ફલ દેનાર છે. અર્થાત્ ચારે વર્ણોએ અતિથિસત્કાર કરવો જોઇએ. અને ચારે વર્ણનો મનુષ્ય અતિથિ થાય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

અતિથિ કોણ તે કહે છે.

अदृष्टोऽश्रुतगोत्रादिरज्ञाताचारवैद्यकः ।
सन्ध्यामात्रकृतावासस्तज्ज्ञैः सोऽतिथिरुच्यते ॥ ,, ॥ ४५३ ॥

અર્થઃ—ભોજન સમયે જે કોઈ અજ્ઞાન મુસાફર આવે, જેને કદાપિ દીઠો ન હોય, અને જેનું ગોત્ર તથા શાખા આદિ કદાપિ સાંભળ્યું નથી, તથા જેનો આચાર તથા વિદ્યા પણ અજ્ઞાત છે, અને જે કેવળ સન્ધ્યાકાળ અર્થાત્ રાત્રિ માત્ર વાસ કરે છે, તેને અતિથિનાં લક્ષણ જાણનાર અતિથિ કહે છે.

મનુસ્મૃતિ નીચે પ્રમાણે કહે છે.

एकरात्रं तु निवसन्नतिथिर्ब्राह्मणः स्मृतः ।
अनित्यं हि स्थितो यस्मात्तस्मादतिथिरुच्यते ॥ म० स्मृ० अ० ३-१०२ ॥

અર્થઃ—એક જ રાત્રિ બીજાના ઘરમાં રહેનાર બ્રાહ્મણ આદિ અતિથિ કહેવાય છે. અહીં "તિથિ" નામ એક દિવસનું છે. એક દિવસથી અધિક રહેતો નથી, માટે તેને અતિથિ કહે છે.

नैकग्रामीणमतिथिं विप्रं साङ्गतिकं तथा।
उपस्थितं गृहे विद्याद्भार्या यत्राग्नयोऽपि वा ॥ म० स्मृ० अ० ३–१०३ ॥

અર્થ:—એક ગામમાં રહેનાર તથા વિચિત્ર હાસ્યકથા આદિ(સાંગતિક) વડે જીવિકા ચલાવવાની ઇચ્છા કરનાર એવો મનુષ્ય ગૃહસ્થાશ્રમી હોય અને પત્ની તથા અગ્નિ યુક્ત હોય અને ભોજનની સમયે આવ્યો હોય તોપણ તે અતિથિ થઇ શકતો નથી. પરન્તુ—

दूराच्चोपगतं श्रान्तं वैश्वदेव उपस्थितम्।
अतिथिं तं विजानीयान्नातिथिः पूर्वमागतः ॥ લ૦પા૦ સ્મૃ૦ અ૦૧–૪૧ ॥

અર્થ:—દૂરથી (પરગામથી) આવ્યો હોય, અને ચાલવાથી થાકી ગયો હોય, અને વૈશ્વદેવના સમયમાં અર્થાત્ ભોજનના સમયમાં આવ્યો હોય, તેને અતિથિ જાણવો. આમન્ત્રણ દેવાથી તે પહેલાં આવેલો હોય તે અતિથિ કહેવાતો નથી.

इष्टो वा यदि वा द्वेष्यो मूर्खः पण्डित एव वा।
संप्राप्तो वैश्वदेवान्ते सोऽतिथिः स्वर्गसंक्रमः ॥ લ૦પા૦ સ્મૃ૦ અ૦ ૧–૪૦॥

અર્થ:—મિત્ર હોય કે શત્રુ હોય, મૂર્ખ હોય કે પંડિત હોય, પરન્તુ જે વૈશ્વદેવ બલિના અન્તમાં અર્થાત્ ભોજનને સમયે આવ્યો હોય તેવા અતિથિની સેવાથી સ્વર્ગને પ્રાપ્ત થાય છે.

अप्रणोद्योऽतिथिः सायं सूर्योढो गृहमेधिना।
काले प्राप्तस्त्वकाले वा नास्यानश्नन्गृहे वसेत् ॥ મ૦સ્મૃ૦ અ૦ ૩–૧૦૫ ॥

અર્થ:—સૂર્યાસ્ત થયા બાદ રાત્રિમાં પ્રાપ્ત થયેલા અતિથિને ગૃહસ્થાશ્રમીએ કદાપિ પાછો કાઢવો નહીં જોઇએ. ભોજનના સમયે અથવા ભોજનની બાદ કોઇ પણ સમયે આવે તો પણ ઘરમાં આવેલા અતિથિને ભોજન વિનાનો ઘરમાં રાખવો નહીં, અવશ્ય તેને અન્નાદિ આપવું જોઇએ.

चोरो वा यदि चण्डालः शत्रुर्वा पितृघातकः।
वैश्वदेवे तु संप्राप्ते सोऽतिथिः स्वर्गसंक्रमः ॥ લ૦ પા૦ સ્મૃ૦ અ૦ ૧–૬૨ ॥

અર્થ:—ચોર અથવા ચણ્ડાલ હોય કે શત્રુ અથવા પિતાને મારનાર હોય–કોઇ પણ મનુષ્ય વૈશ્વદેવના સમયમાં આવે તો તે અતિથિ સ્વર્ગને પ્રાપ્ત કરાવનાર થાય છે.

अतिथिं तत्र संप्राप्तं पूजयेत्स्वागतादिना।
तथासनप्रदानेन पादप्रक्षालनेन च ॥ લ૦ પા૦ સ્મૃ૦ અ૦ ૧–૪૩ ॥

અર્થ:—અતિથિ પોતાના સ્થાન પર આવે તો તેનું કુશલ પૂછીને આસન આપે તથા ચરણ ધોઇને પૂજન કરે. તેમજ—

श्रद्धया चान्नदानेन प्रियप्रश्नोत्तरेण च।
गच्छतश्चानुयानेन प्रीतिमुत्पादयेद्गृही ॥ ,, ॥ ૪૪ ॥

અર્થ:—શ્રદ્ધાથી ભોજન આપીને તથા પ્રેમસહિત કુશલ પ્રશ્ન કરીને તથા જતી વખતે થોડે દૂર પાછળ જઇને ગૃહસ્થાશ્રમી તેની પ્રીતિ સંપાદન કરે. વળી—

संप्राप्ताय त्वतिथये प्रदद्यादासनोदके ।
अन्नं चैव यथाशक्ति सत्कृत्य विधिपूर्वकम् ॥' मं० स्मृ० अ० ३–९९ ॥
અર્થ—સ્વયં આવેલા અતિથિને આસન તથા પગ ધોવાને જલ તથા વિધિપૂર્વક સત્કાર કરીને શક્તિને અનુસાર અન્ન પણ આપવું જોઈએ.

शिलानप्युञ्छतो नित्यं पञ्चाग्नीनपि जुह्वतः ।
सर्वं सुकृतमादत्ते ब्राह्मणोऽनर्चितो वसन् ॥ ,, ॥ १०० ॥
અર્થ:—શિલોચ્છવૃત્તિથી નિર્વાહ કરનાર તથા પંચાગ્નિમાં હોમ કરનારનું પણ સર્વ પુણ્ય સત્કાર વિના ગૃહસ્થના ગૃહમાં રહેનાર બ્રાહ્મણ અતિથિ હરી લે છે.

तृणानि भूमिरुदकं वाक्चतुर्थी च सूनृता ।
एतान्यपि सतां गेहे नोच्छिद्यन्ते कदाचन ॥ ,, ॥ १०१ ॥
અર્થ:—ઘરમાં અન્નાદિ ન હોય તોપણ ઘાસ, પૃથ્વી, જલ અને ચોથી મધુર વાણી—એ સજ્જનોના ઘરમાંથી કદાપિ નષ્ટ થતાં નથી. અર્થાત્ પરિપૂર્ણ અન્નાદિ આપીને અતિથિને પ્રસન્ન ન કરી શકે તોપણ અતિથિને શયન કરવાને ઘાસ જમીન ઉપર બીછાવી દેવું અને જલાદિ આપવુ. અને મધુર અને સત્ય વાણી બોલવી. આટલું આપવાને તો સર્વ કોઈ સમર્થ હોય છે. એવી દરિદ્ર અવસ્થામાં પણ અતિથિ સત્કાર કરવો જોઇએ એવો ભાવ છે.

विष्णुरूपोऽतिथिः सोऽयं मत्तारार्थमुपागतः ।
इति मत्वा च भक्त्या च वृणुयाद्भोजनाय तम् ॥ वृ०पा०स्मृ०अ० २–४५५॥
અર્થ:—અતિથિ વિષ્ણુ રૂપ છે. તે મને તારવાને માટે આવ્યો છે એવું માનીને ભક્તિ પૂર્વક ભોજનને માટે તેને પ્રાર્થના કરે. વળી—

योगिनो विविधैर्वेषैर्भ्रमन्ति धरणीतले ।
नराणामुपकाराय ते वाऽज्ञातस्वरूपिणः ॥ ,, ॥ ४५८ ॥
અર્થ:—યોગીલોક મનુષ્યોના કલ્યાણને માટે પોતાનું સ્વરૂપ છુપાવીને અનેક પ્રકારના વેષ ધારણ કરીને પૃથ્વીમાં ફરે છે.

क्लीबो वा यदि वा काणः कुष्ठी वा व्याधितोऽपि वा ।
आगतो वैश्वदेवान्ते द्रष्टव्यः सर्वदेववत् ॥ ,, ४६६ ॥
અર્થ:—નપુંસક અથવા કાણો, કુષ્ઠી, રોગી, કેવો પણ હોય, પરન્તુ જો વૈશ્વદેવની અન્તમાં પ્રાપ્ત થાય તો તેને સંપૂર્ણ દેવતા સદૃશ માનવો.

अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।
पितरस्तस्य नाश्नन्ति दश वर्षाणि पञ्च च ॥ ,, १–४५ ॥
અર્થ:—જેને ઘેરથી અતિથિ નિરાશ થઇને પાછો જાય તો તેના પિતૃઓ પંદર વર્ષ સુધી તેનું શ્રાદ્ધ સ્વીકારતા નથી.

काष्ठभारसहस्रेण घृतकुंभशतेन च ।
अतिथिर्यस्य भग्नाशस्तस्य होमो निरर्थकः ॥ ,, ॥ ४६ ॥

અર્થઃ—જેને ઘેરથી અતિથિ નિરાશ થઇને પાછો જાય છે તેનો હજાર ભાર લાકડાં અને સો ઘડા ભરીને ઘૃત વડે કરેલો હોમ વ્યર્થ છે, માટે અતિથિનો સત્કાર અવશ્ય કરવો જોઈએ.

न पृच्छेद्गोत्रचरणे न स्वाध्यायं श्रुतं तथा ।
हृदये कल्पयेदेवं सर्वदेवमयो हि सः ॥ „ ॥ ४८ ॥

અર્થઃ—અતિથિનું ગોત્ર, આચરણ, સ્વાધ્યાય અર્થાત્ કયાં શાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે, ઇત્યાદિ વાતો તેને પૂછવી નહીં, કેમકે અતિથિ સર્વ દેવસ્વરૂપ છે. તેને દેવ સમાન સમઝીને તેનું સન્માન કરવું જોઈએ, કારણ કે ભોજનને માટે કુલ તથા ગોત્રાદિક કહેવુ તે બ્રાહ્મણને નિષિદ્ધ છે.

न भोजनार्थं स्वे विप्रः कुलगोत्रे निवेदयेत् ।
भोजनार्थं हि ते शंसन्वान्ताशीत्युच्यते बुधैः ॥ „ ३—१०९ ॥

અર્થઃ—ભોજન મેળવવાને માટે બ્રાહ્મણ કદાપિ પોતાનું કુલ તથા ગોત્ર કહે નહીં, કારણ કે ભોજનને માટે ગોત્રાદિ કહેનાર બ્રાહ્મણને પંડિતોએ વાન્તાશી કહ્યો છે.

અતિથિનો સત્કાર ન કરવાથી પાપની પ્રાપ્તિ વેદમાં પણ કહી છે.

मोघमन्नं विन्दते अप्रचेताः सत्यं ब्रवीमि वध इत्स तस्य नार्यमणं पुष्यति
नो सखायं केवलाघो भवति केवलादी ॥ऋ.वे.सं.म.१०अनु.७०,सू.११७ऋ.६॥

અર્થઃ—ઉત્તમ જ્ઞાન તથા દાનમાં જેની બુદ્ધિ નથી એવા બુદ્ધિહીન મનુષ્યને જે અન્નની પ્રાપ્તિ છે તે વ્યર્થ છે. છે. તે (પ્રાપ્તિ) તેના વધ રૂપ છે. આ હું સત્ય જ કહું છુ, કારણકે અતિથિપૂજનાદિના તત્ત્વને જાણનાર મનુષ્યને અન્ન પ્રાપ્ત થાય તો તે અન્નથી યથાયોગ્ય અતિથિસત્કાર આદિ પુણ્ય કર્મ કરવાથી કલ્યાણને પ્રાપ્ત થાય છે. અને જેને અતિથિ-સત્કાર આદિ ધર્મનુ જ્ઞાન નથી તે મનુષ્યને પ્રાપ્ત થયેલા અન્નથી અતિથિ-સત્કાર આદિ તે કરતો નથી (केवलादी), તેથી તે નરકનો જ અધિકારી (केवलाघ.) થાય છે. તેથી આ મન્ત્રમાં અન્નની પ્રાપ્તિને વધ તુલ્ય કહી છે. તે બુદ્ધિહીન મનુષ્ય અન્નથી કોઈ અર્યમા આદિ દેવોને હવિદાન દ્વારા પ્રસન્ન કરતો નથી, ન તો કોઈ અભ્યાગત અતિથિ આદિ અથવા મિત્રોનો સત્કાર કરે છે, પરન્તુ ભોજન બનાવીને તે પોતે જ ખાય છે. અતિથિ આદિને આપ્યા વિના કેવલ પોતેજ ખાનાર (केवलादी) કેવલ પાપનો જ ભાગી (केवलाघः) થાય છે. અર્થાત્ આ લોક સંબંધી તથા પરલોક સંબંધી કાંઈ પણ પુણ્યનો હેતુ રહેતો નથી. કેવલ પાપ જ રહે છે. વળી—

आशाप्रतीक्षे सूनृतां चेष्टापूर्ते पुत्रपशूँश्च सर्वान् ॥
एतद्वृंक्ते पुरुषस्याल्पमेधसो यस्यानश्नन्वसति ब्राह्मणो गृहे ॥
कठ.उ.अ. १—१—७ ॥

અર્થઃ—જે વસ્તુ પ્રત્યક્ષ જોવામાં આવી નથી જ્યાં મળવાની ઇચ્છા છે તેનું નામ આશા છે. જે સુખની પોતાને ખબર છે તેની ઇચ્છાનું નામ પ્રતીક્ષા છે. આશા અને પ્રતીક્ષા પૂર્ણ કરવાને માટે જે કર્મ કર્યું હોય તેનું ફલ તથા દેવનાના ધ્યાનાદિ રૂપ કોઇ ઉપાસના કરી હોય તે, અથવા પ્રિય અને સત્ય વાણી બોલવાનું ફળ, તથા અગ્નિહોત્રાદિક

ષ્ટ કર્મનું ફળ, તથા વાવ, કુવા, આદિ બનાવવા રૂપ પૂર્ત કર્મનું ફળ, તથા પુત્ર તથા પશુ—એ સર્વને સત્કારને પ્રાપ્ત નહીં થયેલો અતિથિ નાશ કરે છે. જે કારણથી તુચ્છ બુદ્ધિવાળા મનુષ્યના ઘરમાં ભુખ્યો રહેલો અતિથિ આ આશાપ્રતીક્ષા આદિને પૂર્ણ કરવાને માટે કરેલાં કર્મોનાં ફળની તથા પુત્રાદિકોની પણ નાશ કરે છે, તે કારણથી જે સ્થાનમાં અન્ન રાંધવામાં આવતું હોય ત્યાં કદાપિ અતિથિને ભૂખ્યો નહીં રાખવો જોઈએ, અવશ્ય અતિથિનું પૂજન કરવું જોઇએ. આ પ્રમાણે અતિથિસત્કાર નહીં કરવાથી જે પાપ થાય છે, અને કરવાથી જે પુણ્ય થાય છે, તે સર્વ વેદ તથા શાસ્ત્રોમાં સ્પષ્ટ કહેલું છે.

सूर्योढो यस्य संप्राप्तो गृहात्पूजां विना व्रजेत् ।

निराशः पातकं तस्य निजं दत्वा प्रयाति सः ॥ स्का.पु.ख. ६ अ. १८६-२२॥

અર્થઃ—જે અતિથિને સૂર્ય અસ્ત પામ્યો (સૂર્યોદસ્ર્ગ+ऊढ ) છે, તે જો ગૃહસ્થને ઘેરથી સત્કાર પામ્યા વિના પાછો જાય, તો તે નિરાશ થયેલો અતિથિ પોતાનું પાપ તે ગૃહસ્થને આપીને જાય છે. વળી પારાશર સ્મૃતિ પણ કહે છે કેઃ—

अतिथिर्यस्य भग्नाशो गृहात्प्रतिनिवर्तते ।

स दत्त्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति ॥ पा० स्मृ० अ० १–४५ ॥

અર્થઃ—હે રાજન્! જેને ઘેરથી અતિથિ નિરાશ થઇને પાછો ચાલ્યો જાય છે, તે તે ગૃહસ્થને પોતાનું પાપ આપીને તેના પુણ્યને લઇને જાય છે. આ શ્લોકમાં "पितरस्तस्य नाश्नन्ति दश वर्षाणि पञ्च च । એવો પાઠ પણ છે. ત્યાં "તેના પિતૃઓ ૧૫ વર્ષ સુધી તેનું શ્રાદ્ધાન્ન ખાતા નથી" એવો અર્થ લેવો.

पात्रे स्वतिथिमासाद्य शीलाढ्यं न पूजयेत् ।

स दत्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति ॥ म०भा०अनु०प०अ०–९३ ॥

અર્થઃ—ઉત્તમ શીલ સ્વભાવવાળા સુપાત્ર અતિથિને પ્રાપ્ત કરીને, જે તેનો સત્કાર કરતો નથી તેવા ગૃહસ્થને તે અતિથિ પોતાનું પાપ આપીને તેના પુણ્યને લઇને જાય છે.

दिवाऽतिथौ तु विमुखे गते यत्पातकं नृप ।

तदेवाष्टगुणं प्रोक्तं सूर्योढे विमुखे गते ॥ विष्णुपुराणम् ॥

અર્થઃ—હે રાજન્! દિવસમાં અતિથિ વિમુખ થઇને જવાથી જે પાપ થાય છે, તેના કરતાં આઠ ગણું અધિક પાપ સુર્યાસ્ત થયા બાદ અતિથિ વિમુખ થઇ ચાલ્યો જાય તો લાગે છે. તેથી અતિથિનો કદાપિ અનાદર ન કરવો જોઇએ.

न वै स्वयं तदश्नीयादतिथिं यन्न भोजयेत् ।

धन्यं यशस्यमायुष्यं स्वर्ग्यं वाऽतिथिपूजनम् ॥ म०स्मृ०अ० ३–१०६ ॥

અર્થઃ—અતિથિને ભોજન કરાવ્યા વિના પોતે ભોજન ન કરે. અતિથિનો સત્કાર ધનનું નિમિત્ત છે, તેમ યશ, કીર્તિ અને આયુનું પણ કારણ છે, અને સ્વર્ગનો પણ હેતુ છે.

सुवासिनीः कुमारीश्च रोगिणो गर्भिणीः स्त्रियः ।

अतिथिभ्योऽग्र एवैतान्भोजयेदविचारयन् ॥ ,, ॥ ११४ ॥

અર્થ:—નવીન વિવાહ કરેલી સ્ત્રી(સ્નુષા, પુત્રી, આદિ સુવાસિની), કુમારી, રોગી, ગર્ભિણી સ્ત્રી-એ સર્વને અતિથિના પહેલાં ભોજન કેમ કરાવાય એવો વિચાર કર્યા વિના તેમને પ્રથમ જ જમાડવાં. વળી—

अदत्त्वा तु य एतेभ्यः पूर्वं भुंक्ते विचक्षणः ।

स भुञ्जानो न जानाति श्वगृध्रैर्जग्धिमात्मनः ॥ „ ॥ ११५ ॥

અર્થ:—અતિથિ તથા ભૃત્યાદિ સર્વ મનુષ્યને નહીં ખવરાવતાં જે પહેલાં જમે છે તે વ્યતિક્રમ ભોજનના દોષને નહીં જાણનારને મરણ બાદ શ્વાન, ગીધ, આદિ ખાવાના છે તે વાતને તે જાણતો નથી.

भुक्तवत्स्वथ विप्रेषु स्वेषु भृत्येषु चैव हि ।

भुञ्जीयातां ततः पश्चादवशिष्टं तु दम्पती ॥ „ ॥ ११६ ॥

અર્થ:—અતિથિ તથા પોતાની જ્ઞાતિના મનુષ્ય તથા પોતાના સેવક આદિએ ભોજન કર્યા બાદ બચેલું અન્ન પતિપત્ની જમે.

आसनावसथौ शय्यामनुव्रज्यामुपासनाम् ।

उत्तमेषूत्तमं कुर्याद्धीने हीनं समे समम् ॥ „ ॥ १०७ ॥

અર્થ:—જ્યારે ઘણા અતિથિ એક સમયે આવે ત્યારે બેસવાનું આસન, નિવાસ સ્થાન, શય્યા, પાછા જતી વખતે પાછળ જવું, તથા સેવા-એ સર્વ ઉત્કૃષ્ટને ઉત્કૃષ્ટ, સમાનને સમાન અને હીનને હીન—એવા ક્રમથી આપે, સર્વને સમાન ન આપે

यतिर्ब्रह्माग्निहोत्री च तथा च मखकृद् द्विजः ।

सदैतेऽतिथयः प्रोक्ता अपूर्वाश्च दिने दिने ॥ बृ. पा.स्मृ.अ.२-१४६ ॥

અર્થ:—સંન્યાસી, વ્રતી, અગ્નિહોત્રી, યજ્ઞ કરનાર બ્રાહ્મણ-એ ચારને હમેશને માટે અતિથિ કહ્યા છે, અને દરરોજ તેઓ નવીન (अपूर्व) જ છે.

चक्षुर्दद्यान्मनो दद्याद्वाचं दद्याच्च सूनृताम् ।

अनुव्रजेदुपासीत स यज्ञः पञ्चदक्षिणः ॥ म० भा० अनु० प० अ० ७-६ ॥

અર્થ:—અતિથિ તથા અભ્યાગતો સંબંધી પ્રથમ કર્તવ્ય તેમને પ્રેમદૃષ્ટિથી જોવા તે છે, તથા આ અમને કૃતાર્થ કરવાને માટે જ આવેલા છે અને સાક્ષાત્ દેવતારૂપ છે એવો મનમાં ભાવ રાખે, તથા તેમના પ્રતિ સત્ય અને મધુર વાણી બોલે, યથાશક્તિ અન્નાદિ આપીને તેમની સેવા કરે, અને તે જાય ત્યારે તેમને વળાવવાને થોડે દૂર તેમની પાછળ જાય, એ પાંચ દક્ષિણા વાળો યજ્ઞ છે. વળી—

यो दद्यादपरिक्लिष्टमन्नमध्वनि वर्तिने ।

श्रान्तायादृष्टपूर्वाय यस्य पुण्यफलं महत् ॥ „ ॥ ७ ॥

અર્થ:—જે મનુષ્ય ઓળખ્યા વિના તથા માર્ગમાં ચાલવાથી થાકેલા મુસાફરને કલેશ પામ્યા વિના અન્નદાન આપે છે તેને અપરિમિત પુણ્ય ફલ મળે છે.

पाद्यमासनमेवाथ दीपमन्नं प्रतिश्रयम् ।

दद्यादतिथिपूजार्थं स यज्ञः पञ्चदक्षिणः ॥ „ ॥ १३ ॥

અર્થઃ—જે લોક અતિથિપૂજાને માટે પાદ્ય, આસન, દીપક, અન્ન, તથા રહેવાનું સ્થાન ઇત્યાદિ આપે છે તેઓ પાંચ દક્ષિણા વાળા યજ્ઞનું ફળ પ્રાપ્ત કરે છે.

અતિથિસત્કાર વિષયમાં કુરૂક્ષેત્ર નિવાસી મુદ્ગલ નામના બ્રાહ્મણનો ઇતિહાસ મહાભારતના વનપર્વમાં અધ્યાય. ૨૬૦માં આપેલો છે. તે બ્રાહ્મણ શિલોગ-છવૃત્તિથી જીવન ચલાવતો હતો, અને સત્યવાદી તથા અસૂયારહિત હતો, તેમ અતિથિઓનો સત્કાર કરનાર હતો. તેની વૃત્તિ કબુતરના જેવી હતી. કોઇ વસ્તુનો સંગ્રહ કરતો નહોતો. તે તપસી પૌર્ણમાસ તથા દર્શ અને તેના અંગરૂપ ઇષ્ટિનું પણ અનુષ્ઠાન કરતો હતો. તે પુત્ર અને સ્ત્રીવાળો બ્રાહ્મણ પક્ષમાં (૧૫ દિવસમાં) એકવાર ભોજન કરતો હતો. તે કબુતરની વૃત્તિથી એક દ્રોણ ધાન્ય એકઠું કરતો હતો. તેમાંથી પૂર્ણમાસી અને અમાવાસ્યાનો યજ્ઞ કરતો હતો, શેષ અતિથિ અને દેવતાને અર્પણ કરતો હતો. તેમને અર્પણ કરતાં જે બચ્યું હોય તે ખાઇને તે પોતાનો નિર્વાહ ચલાવતો હતો. તે બ્રાહ્મણના સ્થાનમાં દેવતાઓ સહિત ઇન્દ્ર આવી યજ્ઞના ભાગને સ્વીકાર કરતા હતા. મુદ્ગલ યજ્ઞને સમાપ્ત કરી અતિથિઓને અન્નાદિ આપ્યા કરતો હતો, અને દાન કરતી વખતે પ્રસન્ન રહેતો હતો. અતિથિને ભોજન કરાવવાથી પણ તેનું અન્ન વધતું જતું હતું. તેના એક દ્રોણ અન્નમાં સો પણ્ડિત ભોજન કરતા હતા. મુનિના ત્યાગના બલથી અન્ન વધતું જતું હતું. આવી ઉત્તમ વૃત્તિ ધારણ કરનાર મુદ્ગલનું નામ સાંભળીને દિગમ્બર દુર્વાસા ઋષિ તેની પાસે ગયા. અદ્ભુત પાગલનો વેષ ધારણ કરીને આવ્યા, અને અનેક પ્રકારની કઠોર વાણી બોલતા આવ્યા, અને કહેવા લાગ્યા—"બ્રાહ્મણ શ્રેષ્ઠ! હું અન્નની ઇચ્છાથી તારે ત્યાં આવ્યો છું." પછી દુર્વાસાને પાદ્ય, અર્ઘ્ય અને આચમન આપ્યું. તે પછી ભોજન કરાવ્યું. અને તે પાગલ વેષધારી ઉપર બહુ શ્રદ્ધા કરી. દુર્વાસાએ અન્ન ખાતાં જે વધ્યું તેને પોતાના શરીરે ચોપડયું અને ચાલ્યા ગયા. આ પ્રમાણે મુદ્ગલે બીજા પક્ષમાં જ્યારે યજ્ઞ કર્યો ત્યારે ફરી તે જ પ્રકારે દુર્વાસા આવ્યા અને સર્વ અન્ન ખાઇ ગયા. તેથી મહાત્મા મુદ્ગલ ભૂખ્યો રહી ફરી ઉગ-છવૃત્તિ કરવા લાગ્યો. આ પ્રમાણે ભૂખ્યા રહેવા છતાં પણ પોતાનું કાર્ય કરતો હોવાથી ભૂખ તેને દુઃખ ન દઈ શકી. તેમ તેને ક્રોધ, અભિમાન, બુદ્ધિભ્રમ પણ ન થયો. સ્ત્રી અને પુત્ર પણ ભૂખ્યાં રહેવા લાગ્યાં. આ પ્રમાણે દુર્વાસા મુનિ ૭ વાર મુદગલનું સર્વ અન્ન ખાઇ ગયા. પરન્તુ મુદ્ગલના મનમાં કાંઇ પણ વિકાર દીઠો નહીં, અને તેનું મન પણ બહુ પવિત્ર જોયું. ત્યારે મહાત્મા દુર્વાસા પ્રસન્ન થઇને મુદ્ગલને કહેવા લાગ્યા—

"આ લોકમાં તારા સમાન કોઇ દાની નથી. પરિશ્રમથી પ્રાપ્ત કરેલા ધનને શુદ્ધ મનથી આપવું બહુ કઠીન છે. તું શમ, દમ, દયા તથા સત્ય અને ધર્મમાં સ્થિત છે. તેં સ્વર્ગલોકને જીતી લીધો. તુ પરમ ગતિને પ્રાપ્ત થયો છે. તારા દાનને ધન્ય છે. તારા દાનની પ્રશંસા દેવલોક કરે છે. તું આ શરીરથી સ્વર્ગે જઇશ." દુર્વાસા મુનિ આ પ્રમાણે કહેતા હતા તેજ સમયે વિમાનોમાં બેસી દેવતાઓના દૂત આવ્યા. તે દેવદૂત મુદ્ગલને કહેવા લાગ્યા—"હે મહામુને! તેં તારાં કર્મોથી આ વિમાનને પ્રાપ્ત કર્યું છે. હવે તેમાં બેસી તું સ્વર્ગમાં ચાલ" એમ કહી મુદ્ગલને સ્વર્ગમાં લઇ જવાને માટે તૈયાર થયા. આ પ્રકારના ઇતિહાસથી અતિથિસત્કારથી દેવતાલોક પણ શીઘ્ર પ્રસન્ન થાય છે, અને ઉત્તમ પુણ્યલોકની પ્રાપ્તિ થાય છે એવો નિશ્ચય થાય છે. વળી—

स्वागतेनाग्नयस्तृप्ता आसनेन शतक्रतुः ।
पादशौचेन गोविन्दो अर्घ्याच्छंभुस्तथाऽतिथेः ॥ पं० त० त० १–१७२ ॥

અર્થ:—અતિથિનું સ્વાગત કરવાથી અર્થાત્ "સારૂં થયું તે પધાર્યા" એ પ્રમાણે કહેવાથી દક્ષિણાગ્નિ, ગાર્હપત્યાગ્નિ તથા આહવનીયાગ્નિ એ ત્રણે અગ્નિ પ્રસન્ન થાય છે. અતિથિને આસન આપવાથી ઇન્દ્ર પ્રસન્ન થાય છે. અતિથિના પગ ધોવાને જલ આપવાથી નારાયણ પ્રસન્ન થાય છે. અને તેને અર્ધ્ય આપવાથી મહાદેવ પ્રસન્ન થાય છે. માટે—

रूपान्वितं विरूपं वा मलिनं मलिनाम्बरम् ।
वेलायामतिथिं प्राप्तं पण्डितो न विचारयेत् ॥ भवि.पु.ब्रा.प.अ. १८८–२० ॥

અર્થ:—બુદ્ધિમાન્ મનુષ્ય સમય પર પ્રાપ્ત થયેલો અતિથિ રૂપવાન્ હોય કે કુરૂપ હોય, મલિન હોય કે મલિન વસ્ત્ર પહેર્યાં હોય, તોપણ તેનો વિચાર ન કરતાં તેનો સત્કાર કરે.

यः पिधाय गृहद्वारं भुंक्ते ह्येकः महृष्टवत् ।
स्वर्गद्वारपिधानं वै कृतं तेन युधिष्ठिर ॥ वृद्ध० गौ० सं० अ० ६ ॥

અર્થ:—જે મનુષ્ય ઘરનો દરવાજો બંધ કરીને પ્રસન્ન થઇ એકલો ભોજન કરે છે, તેણે, હે યુધિષ્ઠિર ! સ્વર્ગદ્વારને બંધ કર્યું છે એમ સમઝવુ. વળી—

न विप्रपादोदककर्दमानि न वेदशास्त्रध्वनिगर्जितानि ।
स्वाहास्वधास्वस्तिविवर्जितानि श्मशानतुल्यानि गृहाणि तानि ॥
भवि० पु० म० प० अ० ५–२२ ।

અર્થ:—જે ગ્રહસ્થાશ્રમીના ઘરમાં બ્રાહ્મણાદિના ચરણ ધોયેલા જલ વડે કાદવ ન થ હોય, તથા જેના ઘરમાં વેદ તથા શાસ્ત્રોના ધ્વનિ ગર્જતા નથી, તથા દેવતા નિમિ હોમ કરતી વખતનો સ્વાહા શબ્દ, તથા પિતૃઓ સંબંધી કર્મ કરતી વખતનો સ્વધા શબ્ તથા સ્વસ્તિવાચન શબ્દ સંભળાતો નથી, તે ઘર શ્મશાન તુલ્ય છે અર્થાત્ જેવી રી શ્મશાન અપવિત્ર છે તેવી રીતે અતિથિસત્કાર રહિત તથા વેદના પઠન રહિત તથા દેવા સંબંધી કર્મ રહિત ઘર પણ અપવિત્ર છે. માટે ગૃહસ્થાશ્રમીએ અતિથિસત્કાર આ અવશ્ય કરવું જોઇએ.

श्राद्धे वा वैश्वदेवे वा यद्यागच्छति नातिथिः ।
घृताहुतिं ततो दद्यात्तन्नाम्ना च हविर्भुजी ॥ स्का.पु.ख. ६ अ.१८६–१७ ।

અર્થ:—શ્રાદ્ધ સમયે અથવા વૈશ્વદેવ સમયે જો અતિથિ ન આવે તો હવિષ્યાન્ન ખાનાર ગૃહસ્થે અતિથિના નામથી ઘૃતની આહુતિ આપવી. સર્વ પ્રકારે અતિથિસત્કાર પરિત્યાગ કરી શકાતો નથી. માટે શ્રાદ્ધના સમયમાં પિતૃઓને માટે થતા બ્રાહ્મણભોજનનો સમ આવે તો તેને શ્રાદ્ધીય કહે છે. અને ચાલવાથી થાકેલો દૂરથી આવેલો અતિથિ કહેવા છે. તેઓ તથા ભોજન કરી રહ્યા પછી અથવા રાત્રિમાં આવેલો સૂર્યોઢ, તથા કોઇ પ ભોજનની ઇચ્છાવાળો આવે, તો તે સર્વને ભોજન કરાવવું જોઇએ. નહીં તો તે પાપ ભોગી થાય છે.

વળી જેવી રીતે અતિથિ આદિ અન્નાદિવડે સત્કાર કરવાને યોગ્ય છે, તેવી રીતે ભિક્ષા આદિ આપીને બ્રહ્મચારી આદિ પણ સત્કાર કરવા યોગ્ય છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

यतिश्च ब्रह्मचारी च पक्वान्नस्वामिनावुभौ ।

तयोरन्नमदत्त्वा च भुक्त्वा चान्द्रायणं चरेत् ॥ પા૦ સ્મૃ૦ અ૦ ૧-૫૧ ॥

અર્થ—સન્યાસી તથા બ્રહ્મચારી એ બંને રાંધેલા અન્નના અધિકારી છે. માટે તેમને અન્ન નહીં આપતાં જે ભોજન કરનારે ચાન્દ્રાયણ વ્રત કરવું જોઈએ.

दद्याच्च भिक्षात्रितयं परिव्राड्ब्रह्मचारिणाम् ।

इच्छया च ततो दद्याद्विभवे सत्यवारितम् ॥ „ ॥ ૫૨ ॥

અર્થ—સન્યાસી તથા બ્રહ્મચારી બન્નેને અવશ્ય ભિક્ષા આપવી જોઈએ. જો અધિક સંપત્તિવાળો હોય તો જેટલા આવે તેમને બધાને ભિક્ષા આપવી જોઈએ.

અર્થ:—પિતૃઓ, મુનિઓ(ઋષિઓ), દેવો, અન્ય ભૂતાદિ (પ્રાણી), મનુષ્ય, કૃમિ, કીટ, પતંગ, પક્ષી, પશુ, અસુર—એ સર્વ ગૃહસ્થાશ્રમીને આશ્રયે રહે છે. અને ગૃહસ્થોનાં કર્મથી તે સર્વે તૃપ્ત થાય છે.

માટે અધ્યયન, તર્પણ, હોમ, બલિ, વૈશ્વદેવ, અતિથિસત્કાર, ભિક્ષાદાન, આદિ વડે સર્વ પ્રાણીને તૃપ્ત કરવાં એ ગૃહસ્થાશ્રમીનો ધર્મ છે. નહિંતો તે પાપનો ભાગી થાય છે.

અતિથિ સત્કારનું કેટલું માહાત્મ્ય છે તે સબંધી મહાભારતના અશ્વમેધિક પર્વમાં એક ઇતિહાસ છે. વૈશમ્પાયન ઋષિ જનમેજય રાજાને કહે છે:—

હે રાજન્! (યુધિષ્ઠિરના) અશ્વમેધની સમાપ્તિ થતાં બહુ દાન દેવામાં આવ્યું હતું. બ્રાહ્મણલોક તથા જ્ઞાતિવાળા તથા સંબન્ધી તથા દીન, અન્ધ ઇત્યાદિ લોકોને પણ તૃપ્ત કર્યા હતા. એ મહાદાનની ચર્ચા સર્વ ઠેકાણે થતી હતી તથા રાજા યુધિષ્ઠિરના મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિ થતી હતી. તે સમયે શરીરની એક બાજુએ સુવર્ણ જેવા રંગવાળો અને અત્યન્ત શોભાયમાન એક નોળીઓ(નકુલ) આવી મોટા અવાજે મનુષ્યની વાણી બોલવા લાગ્યો કે—

सक्तुप्रस्थेन वो नायं यज्ञस्तुल्यो नराधिपाः ।
उञ्छवृत्तेर्वदान्यस्य कुरुक्षेत्रनिवासिनः ॥ म० भा० अश्व० प० अ० ९०–७ ॥

અર્થ:—હે રાજા લોકો! આપે જે યજ્ઞ કર્યો છે તે કુરૂક્ષેત્ર નિવાસી ઉચ્છવૃત્તિ કરનાર દાની બ્રાહ્મણના સકતુપ્રસ્થ(એક શેર સકતુ)ના દાન બરાબર નથી.

નકુલની આ પ્રકારની વાણી સાંભળીને સર્વ લોક ઘણો વિસ્મય પામ્યા, અને નકુલની પાસે આવીને પૂછવા લાગ્યા—"તુ અહી કયાંથી આવ્યો છે, અને તારૂં બલ, બુદ્ધિ અને આશ્રય શો છે, અને અમે તને કેવી રીતે જાણી શકીએ? વળી અમે લોકોએ નાના પ્રકારની યજ્ઞને યોગ્ય સામગ્રી વડે આગમનું ઉલ્લંઘન નહી કરીને શાસ્ત્ર તથા નીતિને અનુસાર આ યજ્ઞ કર્યો છે, અને સત્કારને યોગ્ય મનુષ્યોનો અહીં સત્કાર કર્યો છે અને કોઈ પ્રકારના મત્સર વિના સર્વ વસ્તુનું દાન કરવામાં આવ્યુ છે. અનેક પ્રકારનાં દાનથી બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા છે. અને ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર અને સ્ત્રીઓને પણ આ યજ્ઞમાં સન્તુષ્ટ કર્યાં છે. તોપણ તુ આ યજ્ઞની નિન્દા કરે છે તેનું કારણ કહે. તારી વાણી શ્રદ્ધા રાખવા યોગ્ય છે, અને તું બુદ્ધિશાળી છે, અને તે દિવ્ય સ્વરૂપ ધારણ કરેલુ છે. માટે તુ સત્ય બોલ." આ પ્રમાણેની વાત સાંભળી નોળીઓ બોલ્યો:—તમારો યજ્ઞ સકતુપ્રસ્થની તુલ્ય નથી. કુરૂક્ષેત્ર ભૂમિમા ઉચ્છવૃત્તિ કરનાર એક બ્રાહ્મણ હતો. એનું નામ કપોતી હતું, કેમકે તે કપોત (કબુતર)ની તુલ્ય આમ તેમથી ધાન્યનો એક એક દાણો વીણી લઇ તે રીતે જેટલુ અન્ન પ્રાપ્ત થાય તે ઉપર પોતાનો નિર્વાહ ચલાવતો હતો. મેં તેના એક શેર સકતુદાનનો ભારે પ્રભાવ દીઠો છે, અને અનુભવ પણ કર્યો છે, જે દાન કરવાથી તે બ્રાહ્મણ તથા તેની પત્ની, તેનો પુત્ર અને પુત્રવધુ એ ચારે મનુષ્ય સ્વર્ગમાં ગયાં છે, અને જેનાથી મારૂં શરીર પણ અડધુ સુવર્ણમય થયું છે, તે વૃત્તાન્ત હું આપ લોકોની આગળ કહી બતાવું છું તે સાંભળો.

કુરૂક્ષેત્ર ભૂમિમા એક ઉચ્છવૃત્તિવાળો બ્રાહ્મણ રહેતો હતો. તે પોતાની પત્ની, પુત્ર અને પુત્રવધુ સહિત તપ કરતો હતો. તે બહુ ધર્માત્મા હતો. પોતાનાં સર્વ નિત્ય કમ

કર્યા પછી ઉચ્છવૃત્તિથી જે કંઈ પ્રાપ્ત થયું હોય તેનાથી પોતાનો નિર્વાહ કરતો હતો. એક વખત ભારે દુકાળ પડયો, જેથી તેને ખાવા પીવાનું બહુ દુઃખ પડયું. દિવસે તાપ તડકામાં ખેતર તથા વનમાંથી અન્નના દાણા વીણવાને જતો હતો, પરંતુ તેને ખાવા પૂરતું મળતું નહોતું. કષ્ટ સહન કરીને પણ કોઈની પાસે યાચના કરતો નહોતો. આઠ આઠ દિવસ સુધી અન્ન ખાધા વિના તેના દિવસ જતા હતા. ઘરનાં સર્વ મનુષ્યનાં હાડ અને ચામડી માત્ર રહ્યાં હતા. બહુ દુઃખી અવસ્થામાં હતો, તથાપિ પોતાનાં સર્વ નિત્ય કર્મ પૂર્ણ રીતે કરતો હતો અને તપમાં તત્પર રહેતો હતો. એક દિવસ તેને એક શેર જવ મળ્યા. પોતાનું નિત્ય કર્મ પૂર્ણ થતાં તેનો તેણે સાથવો( સક્તુ ) બનાવી ચારે જણ વહેંચીને પાશેર પાશેર ખાવાને તૈયારી કરતાં હતાં તેટલામાં બહાર એક અતિથિએ આવીને ભોજન માગ્યું. બ્રાહ્મણે બહાર જઈ ખુશીથી તેને અંદર લઈ જઈ પાદ, અર્ઘ્ય તથા આસન આપી સાથવો ખાવાને બેસાડયો. પોતાનો ભાગ તેણે આપ્યો. તે ખાવાથી અતિથિ તૃપ્ત ન થયો, ત્યારે બ્રાહ્મણ વિચારમાં પડયો. એટલે—

तस्य भार्याऽब्रवीद्वाक्यं मद्भागो दीयतामिति ।
गच्छत्वेष यथाकामं परितुष्टो द्विजोत्तमः ॥ म०भा०अश्व०प०अ० ९०–४२ ॥

અર્થઃ—તેની પત્ની બોલવા લાગી–મારા ભાગનો સાથવો તેને આપો, આ બ્રાહ્મણ સન્તુષ્ટ થઈને પછી ઈચ્છાનુસાર ભલે જાય.

ત્યારે તે બ્રાહ્મણ પોતાની વૃદ્ધ તપસ્વિની પત્નીને કહે છે કે તું તપ કરનારી છે, બહુ થાકેલી છે, હાડકાં માત્ર શરીરમા રહ્યાં છે, અને તું કપે છે.

अपि कीटपतङ्गानां मृगाणां चैव शोभने ।
स्त्रियो रक्ष्याश्च पोष्याश्च न त्वेवं वक्तुमर्हसि ॥ ॥ ४५,६ ॥

અર્થ.—હે શોભને! કીટ, પતંગ તથા મૃગોએ પણ સ્ત્રીઓની રક્ષા કરવી જોઈએ, માટે તુ એમ ન કહે. તારા ભાગનો સાથવો આપવા યોગ્ય નથી. ધર્મ, અર્થ, કામ, સર્વ સાંસારિક કાર્ય, સેવા, કુલ, સંતતિ–સર્વ પત્નીને આધીન છે. અને—

न वेत्ति कर्मतो भार्यारक्षणे योऽक्षमः पुमान् ।
अयशो महदाप्नोति नरकांश्चैव गच्छति ॥ „ ॥ ४८,९ ॥

અર્થઃ—જે મનુષ્ય કાર્ય કરવામાં જ્ઞાનશૂન્ય છે, તથા પોતાની પત્નીની રક્ષા કરવામાં અસમર્થ છે, તેની જગતમાં મોટી અપકીર્તિ થાય છે, અને તે નરકને પ્રાપ્ત થાય છે.

પતિનું આવુ વચન સાંભળીને તે તપસ્વિની બ્રાહ્મણી બોલી–હે દ્વિજ! આપણને બંનેને ધર્મ તથા અર્થ બંને સમાન છે. માટે આપ અમારા ઉપર પ્રસન્ન થઈને મારા ભાગનો સાથવો પણ લ્યો. તેનું વચન સાંભળીને તેનો સક્તુ લઈને અતિથિને આપ્યો. અતિથિ બ્રાહ્મણ તે સક્તુને ખાઈને પણ તૃપ્ત ન થયો. ત્યારે તે બ્રાહ્મણ બહુ શોચવા લાગ્યો. એટલે તેનો પુત્ર બોલ્યો કે આપ મારો સક્તુ લઈને અતિથિને આપો. પિતાએ બહુ વિચાર કરીને પુત્રનો પણ સાથવો લઈને અતિથિને આપ્યો. તે ખાઈને પણ તે તૃપ્ત ન થયો. ત્યારે તેની સદાચારિણી પુત્રવધુ બોલી કે આપ મારો સાથવો લઈને અતિથિને આપો. ત્યારે શ્વશુર કહે છેઃ—

वातातपविशीर्णाङ्गी त्वां विवर्णां निरीक्ष्य वै ।
कर्शितां सुव्रताचारे क्षुधाविह्वल चेतसम् ॥

અર્થ:—હે પવિત્ર વ્રત ધારણ કરનારી ! વાયુ તથા ગરમીથી વિશીર્ણ થયેલા પાંદડાની માફક તને વિવર્ણ તથા કૃશ અને ક્ષુધાથી વિહ્વલ ચિત્તવાળી જોઈને હું કેવી રીતે તારા સકતુ ગ્રહણ કરૂં ? ત્યારે શ્વશુરની વાત સાંભળી પુત્રવધુ બોલી—આપ મારા ગુરૂના પણ ગુરૂ છો અને પરમ દેવતારૂપ છો. માટે આપ મારો સકતુ ગ્રહણ કરશો. મારૂં શરીર તો ગુરૂસેવાને માટે જ છે.

આ પ્રમાણે પુત્રવધુનું વચન સાંભળી તેનો પણ સકતુ લઈને અતિથિને આપ્યો. તે ખાઈને અતિથિ બ્રાહ્મણ તૃપ્ત થયો. અને પુરૂષનું રૂપ ધારણ કરેલા તે ધર્મરાજ રૂપ અતિથિએ બ્રાહ્મણને કહ્યું—તમે ન્યાયથી સંપાદન કરેલી વસ્તુ વડે શુદ્ધ દાન કરવાથી હું સન્તુષ્ટ થયો છું. સ્વર્ગવાસી લોક તમારા આ દાનની પ્રશંસા કરે છે. જુઓ, આકાશમાંથી પૃથ્વી ઉપર પુષ્પવૃષ્ટિ થઈ રહી છે. અને દેવ, ઋષિ, ગન્ધર્વાદિ લોક સર્વ આપના દાનથી વિસ્મિત થઈને વિમાનમાં સ્થિત છે. તે સર્વે તમારા દર્શન કરવા ઈચ્છા કરે છે. તમે શીઘ્ર દેવલોકમાં જાઓ. તમે શુદ્ધ ચિત્તથી આ સર્વ દાન કર્યું તેથી દેવતાલોક પ્રસન્ન થયા છે. ક્ષુધા ધર્મબુદ્ધિને નષ્ટ કરે છે. ક્ષુધાથી ધીરજતા પણ જતી રહે છે. છતાં તમે કષ્ટના સમયમાં તમારા કર્મથી સ્વર્ગને જીતી લીધું. તેથી મને એમ માલમ પડે છે કે જે લોક ક્ષુધાને જીતી શકે છે તેઓ સ્વર્ગને જીતી શકે છે. પોતાના પુત્ર તથા પત્નીના સ્નેહનો ત્યાગ કરીને ધર્મને મોટો જાણી તૃષ્ણાની દરકાર કરી નથી. મનુષ્યોને યોગ્ય રીતે ધનની પ્રાપ્તિ કરવી કઠણ છે. તેમા પણ સત્પાત્રને દાન કરવું તે તેનાથી પણ કઠણ છે. તેથી પણ કઠણ યોગ્ય કાલની પ્રાપ્તિ થવી તે છે. અને તેનાથી પણ કઠણ શ્રદ્ધા થવી તે છે. તેથી મોહને વશ થઈ મનુષ્ય સ્વર્ગના પ્રતિબન્ધ રૂપ લોભ રૂપી બીજાને દેખતા નથી. જીતેન્દ્રિય લોક તેને દેખી શકે છે. તપોનિષ્ઠ મનુષ્ય શક્તિને અનુસાર દાન કરે છે, તથા હજારનું દાન કરવામાં સમર્થ પુરૂષ જે સોનું દાન કરે છે, તથા સોનું દાન કરવામાં સમર્થ દસનું દાન કરે છે, તે સર્વ તુલ્ય ફલના ભાગી થાય છે. કેટલાક લોક અનેક દક્ષિણા યુક્ત રાજસૂય યજ્ઞ કરવાથી પણ સ્વર્ગ ભોગવવામાં સમર્થ થતા નથી. અને તમે તમારા એક શેર સાથવા વડે બ્રહ્મલોકને જીતી લીધો છે. હે બ્રાહ્મણશ્રેષ્ઠ ! તમે નિષ્પાપ થયા છો. આ દિવ્ય વિમાન ઉપસ્થિત થયું છે. તમે તેમાં બેસી બ્રહ્મલોકમાં જાઓ. હું ધર્મ છું, મારૂં દર્શન કરો. આ વખતે તમે ભાર્યા, પુત્ર અને પુત્રવધુ સહિત સ્વર્ગમાં જાઓ.

ધર્મરાજે આ પ્રમાણે કહેતાં તેઓ ચારે વિમાનમાં બેસી સુરલોકમાં ગયાં. જ્યારે તેઓ ચાલ્યાં ગયાં, ત્યારે હું મારા રહેઠાણમાંથી નિકળી બહાર આવ્યો, અને સાથવાની સુગન્ધિ, જલની ભીનાશ અને પુષ્પોના મર્દન આદિથી મારૂં શિર સુવર્ણમય થયું. આપ લોક જુઓ, બ્રાહ્મણના સકતુદાન તથા તપોબલથી મારા શરીરનો અડધો ભાગ સુવર્ણમય થયો. મારા શિરનો બીજો ભાગ કેવી પ્રકારે તેવો થાય તે શોધી હું પ્રસન્ન ચિત્તથી તપોવન તથા યજ્ઞસ્થલમાં વારંવાર ભ્રમણ કરૂં છું. કુરૂરાજ યુધિષ્ઠિરનો યજ્ઞ સાંભળી હું અહીં આવ્યો. પરન્તુ હું સુવર્ણમય ન થયો. તેથી હસીને મેં કહ્યું કે તમારો યજ્ઞ સર્વ રીતે સકતુપ્રસ્થ તુલ્ય થયો નથી. આ પ્રમાણે કહીને તે નોળીઓ અદૃષ્ટ થયો અને બ્રાહ્મણલોક પણ પોતાને સ્થાને ગયા.

આ દૃષ્ટાન્તથી, ન્યાયથી સંપાદન કરેલા ધનથી અતિથિસત્કાર આદિ કરવાથી કેવું ઉત્તમ ફળ થાય છે તે સર્વ જાણી શકાય છે. અતિથિ હમેશાં પૂજ્ય છે. તેનો કદાપિ પણ તિરસ્કાર નહીં કરવો જોઇએ.

ઇતિ અતિથિસત્કારનિરૂપણ અ. ૧૨. સ. ૩૮ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૩૯.

### ભોજનવિધિનિરૂપણ.

ઉપરના સર્ગમા અતિથિભોજન આદિનો વિચાર કરીને આ સર્ગમાં ભોજનવિધિનો વિચાર કરવામાં આવે છે.

હાથપગ ધોઇને આચમન કરી પવિત્ર થઇને પડદાવાળા સ્થાનમાં અન્ન રાખીને કામ, ક્રોધ, લોભ, મોહાદિક વિના શાન્તિથી શબ્દ નહીં કરતા સતા સર્વ આંગળીઓ વડે ભોજન કરવું જોઇએ એવો શિષ્ટાચાર છે. વળી—

आर्द्रपादस्तु भुञ्जीत नार्द्रपादस्तु संविशेत् ।
आर्द्रपादस्तु भुञ्जानो दीर्घमायुरवाप्नुयात् । म० स्मृ० अ० ४—७६ ॥

અર્થઃ—જલ વડે ભીના કરેલા પાદ સહિત ભોજન કરવું જોઇએ. પરન્તુ ભીના પગ લઇને કદાપિ સૂઇ ન જવુ જોઇએ. ભીના પગ લઇને ભોજન કરનાર સો વર્ષનું આયુ પ્રાપ્ત કરે.છે.

उपस्पृश्य द्विजो नित्यमन्नमद्यात्समाहितः ॥
भुक्त्वा चोपस्पृशेत्सम्यगद्भिः खानि च संस्पृशेत् ॥ „ २—५३ ॥

અર્થઃ—દ્વિજાતિએ હમેશાં આચમન કરીને એકાગ્ર ચિત્તે ભોજન કરવું જોઇએ, અને ભોજન કર્યા બાદ પણ આચમન કરવું જોઇએ, તથા જલ વડે ચક્ષુ, નાસિકા અને શ્રોત્ર એ ૭ ઇન્દ્રિયોનો સ્પર્શ કરવો જોઇએ. વળી—

पूजयेदशनं नित्यमद्याच्चैतदकुत्सयन् ।
दृष्ट्वा हृष्येत्प्रसीदेच्च प्रतिनन्देच्च सर्वशः ॥ „ ॥ ५४ ॥

અર્થઃ—અન્ન મનુષ્યોના જીવનને માટે છે. તેથી અન્નનો હમેશાં સત્કાર કરવો જોઇએ. અન્નની કોઇ પણ પ્રકારે નિન્દા કર્યા વિના ભોજન કરવું જોઇએ. તથા અન્નને દેખીને બહુ હર્ષિત તથા પ્રસન્ન થવું જોઇએ. કોઇ પ્રકારની ખરાબ ખ્યાલ અથવા ખેદ નહીં થવો જોઇએ. અને અમને આ અન્ન પ્રાપ્ત થયું એવું ધ્યાન કરીને પ્રણામ રૂપ અભિનન્દન કરવુ જોઇએ. વળી—

पूजितं ह्यशनं नित्यं बलमूर्जं च यच्छति ।
अपूजितं तु तद्भुक्तमुभयं नाशयेदिदम् ॥ म० स्मृ० अ० २—५५ ॥

અર્થઃ—સત્કારપૂર્વક ભક્ષણ કરેલું અન્ન સામર્થ્ય તથા વીર્યને આપે છે. અને સત્કાર કર્યા વિના ખાધેલું અન્ન એ બન્નેનો નાશ કરે છે. માટે અન્નને હમેશાં સત્કારપૂર્વક, પ્રસન્નતા અને એકાગ્રતા સહિત ખાવુ જોઇએ.

आयुष्यं प्राङ्मुखो भुंक्ते यशस्यं दक्षिणामुखः ।
श्रियं प्रत्यङ्मुखो भुंक्ते ऋतं भुंक्ते उदङ्मुखः ॥ ,, ॥ ५२ ॥

અર્થઃ—પૂર્વ દિશામાં મુખ કરીને જમવુ તે આયુને હિતકારક છે. અર્થાત્ આયુની કામનાવાળાએ પૂર્વમાં મુખ કરીને જમવું જોઇએ. દક્ષિણ દિશામાં મુખ કરીને જમવાથી કીર્તિ મળે છે. પશ્ચિમ દિશામાં મુખ કરીને જમનારને લક્ષ્મી પ્રાપ્ત થાય છે. અને ઋત નામ સત્ય અને મોક્ષાદિ છે. સત્ય સ્વરૂપ પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુએ ઉત્તરમાં મુખ કરીને જમવું જોઇએ.

પરન્તુ શ્રાદ્ધમાં દક્ષિણ દિશામાં મુખ કરીને જમવાની મના છે. કેમકે—

यद्वेष्टितशिरा भुंक्ते यद्भुंक्ते दक्षिणामुखः ।
सोपानत्कश्च यद्भुंक्ते तद्वै रक्षांसि भुञ्जते ॥ म० स्मृ० अ० ३–२३८ ॥

અર્થઃ—માથે વસ્ત્ર લપેટીને જમે છે, અથવા( શ્રાદ્ધમાં ) દક્ષિણમાં મુખ કરીને તથા જોડા કે પાવડી પહેરીને જે ભોજન ખાવામાં આવે તે રાક્ષસ લોક ખાય છે, પિતૃઓ ખાતા નથી. માટે ભોજન સમયે તેમ નહીં કરવું જોઇએ. પરન્તુ અહીં દક્ષિણમાં મુખ કરીને જમવાનો જે નિષેધ કર્યો છે તે શ્રાદ્ધના ભોજન સંબધી છે, કીર્તિ આદિની ઇચ્છાવાળાના કામ્ય ભોજનને માટે નથી. છતાં શિર ઉપર કપડું બાંધીને બેસવું તથા પગમાં જોડા કે પાદુકા પહેરીને ભોજન કરવા બેસવું તે સર્વત્ર નિષિદ્ધ છે.

विदिङ्मुखो न त्वश्नीयाद्यत्तदश्नन्ति राक्षसाः ॥ बृ०पा०स्मृ० अ० ४–८४ ॥

અર્થઃ—વિદિશ અર્થાત્ ખુણા તરફ મુખ કરીને ભોજન નહીં કરવું, કેમકે ખુણા તરફ મુખ કરીને ખાધેલું અન્ન રાક્ષસોનો ભાગ થાય છે.

માટે ભોજનને માટે ખુણાને છોડીને પોતાની ઇચ્છાનુસાર કોઇ દિશામાં મુખ કરીને બેસી જલ વડે મણ્ડલ કરવું.

चतुस्त्रिकोणं वृत्तं च विप्रक्षत्रविशां क्रमात् ।
वदन्ति परिधिं सन्तस्तद्धीनानां तु राक्षसः ॥ ,, १३० ॥

અર્થઃ—ખાવાનું પાત્ર મૂકવાની જગાએ જલ વડે બ્રાહ્મણે ચાર ખુણા વાળું મણ્ડલ કરવું જોઇએ, ક્ષત્રિયે ત્રણ ખુણા વાળુ અને વૈશ્યે ગોળ મણ્ડલ કરવું જોઇએ. મણ્ડલ ન કરવાથી તે અન્નનું સત્ત્વ રાક્ષસ લઈ જાય છે. માટે મણ્ડલ કરીને તેના ઉપર સુવર્ણ આદિનું પાત્ર મૂકે. તે પાત્રમાં પઞ્ચયજ્ઞ તથા અતિથિભોજનાદિથી બચેલું અન્ન પીરસીને "આ અન્ન અમને નિત્ય પ્રાપ્ત થાઓ" એવું ધ્યાન કરીને એક પગ અથવા બંને પગનો પૃથ્વીને સ્પર્શ કરીને બેસે. પછી જમણા હાથમાં જલ લઇને વ્યાહૃતિ સહિત ગાયત્રી વડે મન્ત્રીને પછી "ॐ सत्यं त्वर्तेन परिषिञ्चामि" એ મંત્ર બોલીને દિવસે, અને "ॐ ऋतं त्वा सत्येन परिषिञ्चामि" એ મત્ર વડે રાત્રિમાં ભોજનપાત્રની ચારે બાજુ તે જલની ધારા કરે. તે પછી—

अन्तश्चरति भूतेषु गुहायां विश्वतोमुखः ।
त्वं यज्ञस्त्वं वषट्कारस्त्वं विष्णुः पुरुषः परः ॥ ,, धर्मसिन्धुः ॥

માટે આચમન કરીને પછી મૌની થઈ " ॐ प्राणाय स्वाहा, ॐ अपानाय स्वाहा, ॐ व्यानाय स्वाहा, ॐ उदानाय स्वाहा, ॐ समानाय स्वाहा " એ પાંચ મન્ત્ર વડે મુખમાં ઘી અથવા દૂધ યુક્ત અન્નની પાંચ આહુતિ આપે (કોઈ જગાએ છઠી આહુતિ આપવાની પણ લખી છે.) અથવા ' अन्तश्चरसि भूतेषु ' એ મન્ત્રથી અગ્નિનુ ધ્યાન કરવાનું કહ્યુ છે, તેથી " अहं वैश्वानरो भूत्वा " તે વડે ધ્યાન પણ કરે.)

स्वाहान्तैः प्रणवाद्यैश्च स्वस्वनाम्ना च वायुभिः ।

जितात्मा योजितः षष्ठः षडाहुत्या हुतं भवेत् ॥ वृ.पा.स्मृ.अ. ४–१०५ ॥

અર્થ:—પ્રણવ જેના આદિમાં હોય, અને સ્વાહા જેના અન્તમાં હોય એવા પાંચ વાયુનાં નામથી પાંચ આહુતિ, તથા જિતાત્મા શબ્દથી અર્થાત્ "ॐ जितात्मने स्वाहा" આ મન્ત્રથી છઠ્ઠી એવી છ આહુતિ આપવી જોઇએ. અહીં જિતાત્મા શબ્દ પરમાત્માનો વાચક છે. તેથી "ॐ ब्रह्मणे स्वाहा" એ મન્ત્રથી પણ છઠ્ઠી આહુતિ આપી શકાય છે.

વિશેષ, અન્નના ભોક્તા વૈશ્વાનર રૂપ અગ્નિ છે અને જે ભોજ્ય છે તે સોમ છે. આ સંપૂર્ણ વસ્તુ અગ્નિ અને સોમ રૂપ છે એવુ ધ્યાન કરનારને અન્નનો દોષ લાગતો નથી. આ વૈદિક નિયમ છે. અને તે જ ભાવ "अन्नं ब्रह्म" એ શ્લોકમાં દર્શાવ્યો છે.

વળી પ્રાણાહુતિ આપતા સુધી પાત્રને સ્પર્શ કરી રાખવો જોઇએ, તથા મૌન પણ રાખવુ જોઇએ. તેમાં પણ ભોજનના અંત સુધી મૌન રાખે તો ઉત્તમ છે. આ પ્રમાણે મૌનાદિક સહિત ભોજન કરવાનું શાસ્ત્રમાં કહ્યું છે.

मौनेन भुञ्जमानास्तु राक्षसास्त्रिदिवं गताः ॥पद्म०पु०ख०१, अ०६४–९० ॥

અર્થ:—મૌન રાખી ભોજન કરનાર રાક્ષસો સ્વર્ગમાં ગયા છે.

मौनेन भोजयित्वा तु स्वर्गं प्राप्ता न संशयः ।

संजल्पन् भुञ्जते यस्तु तेनान्नमशुचिर्भवेत् ॥ ,, ॥ ९३ ॥

અર્થ:—મૌન પૂર્વક ભોજન કરવાથી સ્વર્ગની પ્રાપ્તિ થઇ છે તેમાં કોઈ સંશય નથી. જેઓ બોલતા બોલતા ભોજન કરે છે તેમના બોલવાથી અન્ન અપવિત્ર થાય છે.

पापं स केवलं भुंक्ते तस्मान्मौनं समाचरेत् ।

उपवाससमं भोज्यं ज्ञेयं मौनेन नारद ॥ ,, ॥ ९४ ॥

અર્થ:—બોલતો બોલતો ભોજન કરનાર કેવલ પાપનું જ ભોજન કરે છે. અને હે નારદ! મૌન ધારણ કરીને જે ભોજન કરવામાં આવે છે તે ઉપવાસની તુલ્ય છે એમ જાણવું. વળી–

अनन्यचित्तो भुञ्जीत वाग्यतोऽन्नमकुत्सयन् ॥ વ્યા० સ્મૃ० અ० ૩–૭૧ ॥

અર્થ:—એકાગ્ર ચિત્તવાળા તથા મૌની થઇને અન્નની નિન્દા કર્યા વિના ભોજન કરવું જોઇએ.

વળી વસિષ્ઠજી પણ તે જ પ્રમાણે કહે છે—

तूष्णीं साङ्गुष्ठं कृत्स्नग्रासं ग्रसेत् ॥ वसि. स्मृ, अ. १२ सू० १६ ॥

અર્થ:—મૌન ધારણ કરીને અંગુઠા સહિત પાંચે આંગળીઓ વડે આખો ગ્રાસ ખાવો જોઇએ. અર્થાત્ એક ગ્રાસમાંથી અડધો ખાઇને તેમાંથી બાકી રહે તેમ ન ખાવું. અહીં

ભોજનપાત્રમાં જ હાથ ધોવાની ટેવ હોવાથી કોગળો બહાર કાઢી શકતા નથી. માટે કહ્યું છે કે—

भोजनगृहे च नाचामेत् ॥ ॥ धर्मसिन्धुः ॥

અર્થઃ—જ્યાં બેસીને ભોજન કરતા હોય ત્યાં જ કોગળા, આચમન, આદિ ન કરવું જોઇએ, પરન્તુ બહાર જઇને કરવું જોઇએ.

हस्तौ प्रक्षाल्य गण्डूषं यः पिवेदविचक्षणः ।

स तु दैवं च पित्र्यं च आत्मानं चोपघातयेत् ॥ भवि.पु.ब्रा.प.अ.१८५–२६ ॥

અર્થઃ—જે અજ્ઞાની મનુષ્ય હાથ ધોઇને કોગળાનું પાણી પી જાય છે, તે દેવતા તથા પિતૃઓ તથા પોતાને પણ હનન કરે છે.

વળી કેટલાક લોક ભોજન વખતે મીઠું (લવણ) લઇને બીજી કોઈ વસ્તુમાં મેળવ્યા વિના તેને એકલું જ ખાય છે. તેને પણ શાસ્ત્રમાં અત્યન્ત નિષિદ્ધ ગણ્યું છે. માટે તે પણ પરિત્યાગ કરવા યોગ્ય છે.

अंगुल्या दन्तकाष्ठं च प्रत्यक्षं लवणं तथा ।

मृत्तिका भक्षणं चैव तुल्यं गोमांसभक्षणैः ॥ अत्रि० सं० श्लो० ३१७ ॥

અર્થઃ—કેવલ આંગળી વડે દાતણ કરવુ, તથા કોઈ વસ્તુની સાથે મેળવ્યા વિના એકલું (प्रत्यक्षम्) મીઠું (લવણ) ખાવું, તથા માટી ખાવી–તે સર્વ ગોમાંસભક્ષણ તુલ્ય છે.

नैकवस्त्रस्तु भुञ्जीत न यानशयनस्थितः ।

न पादुकानिर्गतोऽथ न हसन् विलपन्नपि ॥ कूर्म पु० उ० अ० १९–२२ ॥

અર્થઃ—એક વસ્ત્ર પહેરીને ભોજન ન કરવું. તેમ વાહનમાં તથા પથારી, ખાટલો, આદિ ઉપર બેસીને કે પગમાંથી પાદુકા આદિ કાઢયા વિના ભોજન ન કરવું જોઇએ.

सव्यादंसात्परिभ्रष्टं नाभिदेशे व्यवस्थितम् ।

एकवस्त्रं तु तं विद्याद्दैवे पित्र्ये च वर्जयेत् ॥ भवि.पु.ब्रा.प.अ. १८४–२२ ॥

અર્થઃ—ડાબા ખભામાંથી નીચે પડેલું અને નાભિ સ્થાનમાં સ્થિત થયેલું હોય તેને એક વસ્ત્ર જાણવું. તેને દેવતા કે પિતૃ સંબંધી કર્મમાં તેમ ભોજન વખતે પણ ન પહેરવું તે વખતે તેનો ત્યાગ કરવો. વળી—

पितृदेवमनुष्याणां पूजनं भोजनं तथा ।

नोत्तरीयं विना कार्यं कृतं स्यान्निष्फलं यतः ॥ „ ॥ २३ ॥

અર્થઃ—પિતૃ, દેવ તથા મનુષ્યોનું પૂજન તથા ભોજન ઉત્તરીય વસ્ત્ર વિના કરવું યોગ્ય નથી. અને જો કરે તો તે નિષ્ફળ જાય છે.

सायं प्रातः द्विजातीनामशनं श्रुतिचोदितम् ।

नान्तरा भोजनं कुर्यादग्निहोत्रसमो विधिः ॥ संवर्त स्मृ० श्लो० १२ ॥

અર્થઃ—દ્વિજાતિ મનુષ્યોએ સાયંકાલ તથા પ્રાતઃકાલ એમ બે વાર ભોજન કરવાની શ્રુતિની આજ્ઞા છે. તેની વચમાં ભોજન કરવાની વિધિ જોવામાં આવતી નથી. જેમ અગ્નિહોત્ર બે વાર થાય છે, તેમ ભોજનનો વિધિ પણ અગ્નિહોત્રની પેઠે બે વાર છે. વળી—

नोत्संगे भाजनं कृत्वा भुञ्जीत स्नातको द्विज ।
न च पाणितले कृत्वा शयनेऽपि न चासते ॥ ल०शाता०स्मृ०श्लो० ॥१३६॥

અર્થ —દ્વિજાતિના સ્નાતક મનુષ્યે ખોળામા પાત્ર મૂકીને, અથવા તો હથેલીમા અન્ન મૂકીને, અથવા સૂવાની પથારીમા, અથવા આસન ઉપર રાખીને ખાવુ ન જોઇએ

हस्तदत्तास्तु ये स्नेहा लवणव्यञ्जनादयः ।
दातार नोपतिष्ठिन्ति भोक्ता भुंक्ते च किल्बिषम् ॥ ल०शंख०स्मृ०श्लो० २६ ॥

અર્થ —હાથ વડે આપેલા ઘી આદિ સ્નિગ્ધ પદાર્થ તથા મીઠુ તથા શાકાદિ નહી ખાવા જોઇએ દાતાને તેનુ ફળ મળતુ નથી, અને ખાનાર પાપને જ ખાય છે

तस्मादन्तरितं देयं पर्णेनैव तृणेन वा ।
प्रदद्यान्न तु हस्तेन नायसेन कदाचन ॥ याज्ञ. स्मृ अ १–१६७ अप टी ॥

અર્થ —માટે હાથમા કોઇ પાત્રુ, ઘાસ કે તણખલુ લઇને તેના વડે અન્તરિત કરીને આપવુ જોઇએ પરન્તુ હાથ વડે અથવા અથવા લોઢાના પાત્ર વડે કદાપિ ન પીરસવુ જોઇએ

परान्न नैव भुञ्जीयात्स्वकीयं चान्यपाचितम् ।
संस्काररहितं चैव नाश्नीयाद्ब्राह्मण कचित् ॥ ल.आश्व. स्मृ. प्र. १–१७४ ॥

અર્થ —પારકુ અન્ન ખાવુ નહી, અને પોતાનુ અન્ન પણ બીજાએ રાંધ્યુ હોય તો તે પણ ન ખાવુ જોઇએ અને સંસ્કાર રહિત અન્ન પણ દ્વિજાતિએ ખાવુ ન જોઇએ

पत्नी स्नुषा स्वयं पुत्रः शिष्योऽथवा गुरु सुत ।
आचार्यो वा पचेदन्नं भुञ्जीयात्तन्न दुष्यति ॥ ,, ॥ १७६ ॥

અર્થ —પત્ની, પુત્રવધુ પોતે, અથવા પુત્ર, શિષ્ય, ગુરૂ, ગુરૂપુત્ર, આચાર્ય–તેમાના કોઇએ રાંધેલુ હોય તે અન્ન ખાવામા કોઇ દોષ નથી બાકી નોકર આદિએ રાંધેલુ અન્ન પણ ખાવા યોગ્ય નથી છતા અતિથિ તરીકે પરગામમા જઇને જમવુ પડે તો આ નિયમનો વિચાર રાખવાની આવશ્યકતા નથી ઘેરજને માટે આ નિયમ છે

यत्रैकस्य पचेदाममात्मनश्चापरस्य च ।
यस्तदन्नं द्विजो भुंक्ते प्राजापत्येन शुध्यति ॥ ,, ॥ १७८ ॥

અર્થ —કોઇ કાચુ અન્ન (आमम्) પોતાનુ અને બીજાનુ એકઠુ કરીને રાધ્યુ હોય તો તે પણ નિષિદ્ધ છે એવી રીતે ભેગુ કરીને રાંધેલુ અન્ન જે દ્વિજાતિ ખાય તે પ્રાજા પત્યથી શુદ્ધ થાય છે વળી—

कृमिकीटसमायुक्तं पकान्नमशुचिर्भवेत् ॥ पद्म पु० ख० ६ अ० ६४–९० ॥

અર્થ —કૃમિ અને કીડાથી યુક્ત રાંધેલુ અન્ન અપવિત્ર છે

गवा मांससमं ज्ञेयमन्नं चापि द्विजोत्तम ।
तदन्नमशुचि ज्ञेयं ग्रसते मानुषो यदि ॥ ,, ॥ ९१ ॥

અર્થ —હે બ્રાહ્મણ શ્રેષ્ઠ ! અને તે કીડાદિ યુક્ત અન્નને અપવિત્ર જાણવુ અને તેને જો કોઇ ખાય તો તે ગોમાંસ બરાબર સમજવુ

कृमिकेशादिसंयुक्तं यदन्नमशुचि स्मृतम् ।
तद्भक्षणाद्यदरुची रसना स्रवते जलम् ॥ पाकदर्पणम्-पृ० ५ ॥

અર્થ —કૃમિ, વાળ, ઇત્યાદિ અપવિત્ર પદાર્થ યુક્ત અન્નને અશુચિ કહ્યુ છે, અને તેને ખાવામા અરૂચિ થાય છે અને જો ખાય તો જીભમાથી પાણી ગળે છે અને તે ગ્લાનિનુ સૂચક છે તે અન્ન મનને પ્રસન્ન કરતા નથી માટે તે પણ કદાપિ ન ખાવુ

वामपादकर स्थित्वा तद्वै रक्षांसि भुञ्जते ॥ पा० स्मृ० अ० १--६९ ॥

અર્થ —ડાબા પગ ઉપર હાથ રાખીને જે ખાવામા આવે તે રાક્ષસી ભોજન છે તેની રીતે રાક્ષસો ખાય છે

भार्यया सह नाश्नीयादवीर्यवदपत्यं भवतीति वाजसनेयके विज्ञायते ॥
वसि स्मृ० अ०१२ सू० २९ ॥

અર્થ —પત્નીની સાથે એક પાત્રમા ભોજન કરવુ નહી સાથે ભોજન કરવાથી સતાન વીર્યરહિત(નિર્માલ્ય) ઉત્પન્ન થાય છે એમ યજુર્વેદની વાજસનેયી શાખામાથી જાણવામા આવે છે આ પ્રમાણે પત્નીની સાથે એક પાત્રમા જમવાનો નિષેધ કર્યો છે પરતુ વિવાહ-કાલમા તેની મના નથી

शाकमूलफलादीनि दन्तच्छेदैर्न भक्षयेत् ॥ धर्मसिन्धु , परि० ३ ॥

અર્થ —શાક, મૂલ, ફલ, આદિ દાત વડે કાપીને ખાવુ નહી વળી—

न पदा भाजन स्पृशेत् ॥ परि० ३ ॥

અર્થ —પગ વડે ભોજનના પાત્રને સ્પર્શ ન કરવો

ઉચ્છિષ્ટ અર્થાત્ કોઇ વ્યક્તિએ એક પાત્રમાથી ખાધુ હોય તે પાત્રમા બાકી રહેલુ અન્ન જૂઠુ (એઠુ) કહેવાય છે, તે કોઇનુ પણ જૂઠુ ન ખાવુ જોઇએ.
પરન્તુ—

उच्छिष्टमगुरोरभोज्यम् स्वमुच्छिष्टोपहत च ॥ वसि०स्मृ०अ०१४ सू० १७॥

અર્થ —ગુરૂના ઉચ્છિષ્ટને છોડી બીજાનુ ઉચ્છિષ્ટ ખાવુ યોગ્ય નથી, તેમ પોતાનુ ઉચ્છિષ્ટ પણ ખાવા યોગ્ય નથી અર્થાત્ એક વાર ખાઇને જૂઠુ કરેલુ પછીથી તેને ફરી ન ખાવુ, તેમ વાસી કે અપવિત્ર (उपहत) અન્ન પણ ખાવા યોગ્ય નથી આ પ્રમાણે વસિષ્ઠજીએ ગુરૂના ઉચ્છિષ્ટને છોડી બીજાનુ ઉચ્છિષ્ટ ખાવાનો નિષેધ કર્યો છે ગુરૂનુ ઉચ્છિષ્ટ ખાવાનો નિષેધ કર્યો નથી સમર્થ તપસ્વી ગુરૂનુ ઉચ્છિષ્ટ ખાવાથી તેમના પુણ્ય અને પાપનો પણ શિષ્ય ભાગી થાય છે એવો સિદ્ધાન્ત છે વસિષ્ઠજી જેમા કેવલ પુણ્ય જ હોય, પાપનો લેશ માત્ર પણ ન હોય, એવા ગુરૂનુ ઉચ્છિષ્ટ ખાવાની જ શાસ્ત્રની આજ્ઞા છે, બીજાનુ નહિ, એમ કહે છે તેથી જેમા કોઈ પ્રકારનુ પાપ નથી અને પોતાને જેના ઉપર પૂર્ણ શ્રદ્ધા હોય એવા ગુરૂનુ ઉચ્છિષ્ટ ખાવાથી શિષ્યને અવશ્ય પુણ્ય છે પરન્તુ ગુરૂને કોઇ પ્રકારનો ચેપી રોગ હોય તો તેનો પણ શિષ્ય ભાગી થાય છે વળી—

नोच्छिष्टं कस्यचिद्दद्यान्नाद्याच्चैव तथाऽन्तरा ।
न चैवात्यशन कुर्यान्न चोच्छिष्टः क्वचिद्व्रजेत् ॥ म० स्मृ० अ० २–५६ ॥

અર્થઃ—આપણું જૂઠું અન્ન કોઇને પણ ન આપવું. તેમજ વળી દિન રાતમાં જે બે વખત ખાવાનું શાસ્ત્રનું વિધાન છે તેની વચમાં ફરી ભોજન ન કરવું. અને અતિશય ન ખાવું, અને જમીને હાથ•ધોયા વિના કયાંએ પણ જવું ન જોઇએ.

अनारोग्यमनायुष्यमस्वर्ग्यं चातिभोजनम् ।
अपुण्यं लोकविद्विष्टं तस्मात्तत्परिवर्जयेत् ॥ ,, ॥ ५७ ॥

અર્થઃ—અતિભોજન રોગ ઉત્પન્ન કરતા હોવાથી આરોગ્યનો નાશ કરતા છે, અને આયુને હાનિકારક છે. તેમ સ્વર્ગના સાધન રૂપ યાગાદિનું પણ વિરોધી હોવાથી સ્વર્ગનું હિત નથી, અને પુણ્યનું વિરોધિ હોવાથી અપુણ્ય છે. અને વળી અતિભોજન કરનારની લોકમાં નિન્દા પણ થાય છે, અને તેથી તે દ્વેષનું કારણ છે. તે માટે અતિભોજનનો પરિત્યાગ કરવો જોઇએ. વળી—

पालाशं दग्धमयोबद्धं च पीठं वर्जयेत् । धर्मसिन्धुः परि० ३ ॥

અર્થઃ—પલાશના લાકડાના બનાવેલા અથવા અગ્નિથી બળેલા અથવા લોઢાના બનાવેલા પાટલા આદિ ઉપર બેસીને ભોજન ન કરવું.

न प्रौढपादो न प्रसारितपादः । ,, ३ ॥

અર્થઃ—પગ ઉપર પગ ચઢાવીને અથવા પગ લાંબા કરીને બેસી પણ ભોજન નહીં કરવું જોઇએ, તેમ ખાવાના પદાર્થને ભૂમિ ઉપર મૂકીને અથવા હાથમાં રાખીને ખાવા નહીં. વળી દેવાલયની અંદર અથવા અગ્નિહોત્ર શાળામાં બેસીને પણ જમવું નહીં જોઇએ. તેમજ—

न सन्ध्ययोर्न महानिशायाम् ॥ ,, ३ ॥

અર્થઃ—બંને સમયની સન્ધ્યાકાળે તેમ અડધી રાત્રિમાં (રાત્રિના વચલા બે પહોરમાં) પણ જમવું નહીં જોઇએ.

यस्तु पाणितले भुंक्ते यश्च फूत्कारसंयुतम् ।
प्रसृताङ्गुलिभिर्यश्च तस्य गोमांसवच्च तत् ॥

અર્થઃ—જે હાથેલીમાં રાખીને જમે છે, તથા જે આંગળીઓને પહોળી રાખીને જમે છે, તથા ફૂંકીને ખાય છે, તેનું ભોજન ગોમાંસ સમાન છે.

હવે કેવા પાત્રમાં જમવું તે કહે છેઃ—

दोषहृद् दृष्टिदं पथ्यं हैमं भोजनभाजनम् ।
रौप्यं भवति चक्षुष्यं पित्तहृत् कफवातकृत् ॥ यो० नित्य० ११६ ॥

અર્થઃ—ભોજન કરવાનું સોનાનું પાત્ર દોષને હણનાર તથા નેત્રને શક્તિ દેનાર અને પથ્ય છે. અને ચાંદીનું પાત્ર નેત્રને હિતકર તથા પિત્તને દૂર કરતા છે, પરન્તુ કફ અને વાતને ઉત્પન્ન કરતા છે.

कांस्यं बुद्धिप्रदं रुच्यं रक्तपित्तप्रसादनम् ।
पैत्तलं वातकृद्रूक्षमुष्णं कृमिकफप्रणुत् ॥ ,, ॥ ११७ ॥

અર્થઃ—કાંસાનું પાત્ર બુદ્ધિ આપનારૂં તથા રૂચિકર છે, અને રક્તપિત્તને દૂર કરનારૂં છે. અને પિતળનું પાત્ર વાયુ કરતા તથા લૂખું અને ગરમ છે. પરન્તુ કૃમિ અને કફને દૂર

કરતા છે. પરન્તુ યતિ, બ્રહ્મચારી અને વિધવા સ્ત્રીએ કાંસાના પાત્રમાં ભોજન કરવું નિષિદ્ધ છે.

आयसे कान्तपात्रे च भोजनं सिद्धिकारकम् ।
शोथपाण्डुहरं बल्यं कामलापहमुत्तमम् ॥ ,, ॥ ११८ ॥

અર્થઃ—લોઢાના અથવા કાન્ત (એક જાતનું લોઢું)ના પાત્રમાં કરેલું ભોજન સિદ્ધિ દાતા છે, અને સોજા (શોથ) તથા પાણ્ડુરોગ અને કમળાના રોગને દૂર કરતા છે અને બળ આપનાર છે. પરન્તુ ગૃહસ્થને માટે લોઢાના પાત્રમાં જમવું નિષિદ્ધ છે.

आयसेन तु पात्रेण यदन्नमुपदीयते ।
भोक्ता विष्ठाशनं भुंक्ते दाता तु नरकं व्रजेत् ॥ भवि पु.ब्रा.प.अ.१८४-२४॥

અર્થઃ—લોઢાના પાત્ર વડે જે અન્ન આપવામાં આવે છે તેને ખાનાર વિષ્ટા ખાય છે, અને તેનો દાતા નરકમાં જાય છે.

शैलजे मृन्मये पात्रे भोजनं श्रीनिवारणम् ।
दारूद्भवे विशेषेण रुचिदं श्लेष्मकृत्तथा ॥ ,, ॥ ११९ ॥

અર્થઃ—પથ્થર અને માટીના પાત્રમાં ભોજન કરવાથી શ્રી નષ્ટ થાય છે. તેથી તેમાં ન ખાવું. અને લાકડાના પાત્રમાં ખાવું તે વિશેષ કરીને રૂચિકર છે, અને શ્લેષ્મને ઉત્પન્ન કરતા છે.

पात्रं पत्रमयं रुच्यं दीपनं विषपापनुत् ।
जलपात्रं तु ताम्रस्य तदभावे मृदो हितम् ॥ ,, ॥ १२० ॥

અર્થઃ—પાંદડાનું પાત્ર અર્થાત્ પાંદડામાં ખાવું તે રૂચિકર છે તથા દીપન છે અને વિષ અને પાપને દૂર કરતા છે. જલપાત્ર તો વિશેષ કરીને ત્રાંબાનું ઠીક છે. તે ન હોય તો માટીનું હિતકારક છે.

पलाशपद्मपत्रेषु गृहस्थो भोक्तुमर्हति ।
ब्रह्मचारी यतिश्चैव श्रेयार्थं भोक्तुमर्हतः ॥ व्या. स्मृ. अ. ३-६८ ॥

અર્થઃ—ગૃહસ્થે પલાશના અને કમલના પાંદડામાં ભોજન કરવું યોગ્ય છે. અને બ્રહ્મચારી તથા સંન્યાસીએ પણ શ્રેયને માટે તેમાં જ ભોજન કરવું જોઇએ.

વળી કેળ તથા જાંબુડો તથા ફનસ આદિનાં પાંદડાં પણ ભોજનને માટે સારાં છે એમ ધર્મસિન્ધુમાં લખ્યું છે. પરન્તુ આકડો તથા પીપળો આદિનાં પાંદડાંમાં ખાવું નિષિદ્ધ છે.

पात्रं पवित्रं शीतं च घटितं स्फटिकेन यत् ।
काचेन रचितं तद्वत्तथा वैदूर्यसंभवम् ॥ ॥ १२१ ॥

અર્થઃ—સ્ફટિક, કાચ અને વૈડૂર્યનું બનાવેલું પાત્ર પવિત્ર તથા શીત છે અર્થાત ઠંડું છે.

हैमराजतकांस्येषु पात्रेष्वद्यात्सदा गृही ।
तदभावे साधुगन्धे मेध्यद्रुमलतासु च ॥ व्या० स्मृ. अ. ३-६७ ॥

અર્થઃ—ગૃહસ્થે હમેશાં સોનાના, ચાંદીના કે કાંસાના પાત્રમાં ભોજન કરવું જોઇએ. અને તે ન હોય તો સુગંધવાળું અને પવિત્ર વૃક્ષ તથા લતા આદિનાં પાંદડાંમાં ભોજન કરે.

पर्णपृष्ठेषु न भुञ्जीयाद्रात्रौ दीपं विना तथा ॥ लिंग० पु० अ० ८५-४२ ॥

અર્થઃ—પાંદડાના પૃષ્ઠ ભાગમાં ભોજન ન કરવું. તેમ રાત્રિમાં દીવા વિના ભોજન ન કરવું.

भिन्नभाण्डे च रथ्यायां पतितानां च सन्निधौ ।
शूद्रशेषं न भुञ्जीयात्सहान्नं शिशुकैरपि ॥ „ ॥ ४४ ॥

અર્થઃ—તુટેલા વાસણમાં તથા શેરીમાં બેસીને તથા પતિતની સમીપમાં અને પોતાના નાકર સિવાયના શૂદ્રને ખવરાવતાં બચ્યું હોય તેવું અન્ન પણ ન ખાવું જોઇએ. તેવા રીતે નાનાં બાળકની સાથે બેસીને પણ ન ખાવું જોઇએ.

તુટેલાં વાસણ ઘરમાં રાખવાની પણ શાસ્ત્રમાં મનાઇ છે.

भिन्नभाण्डं च खट्वां च कुक्कुटं शुनकं तथा ।
अप्रशस्तानि सर्वाणि यश्च वृक्षो गृहे रुहः ॥ म. भा. अनु. प. अ. १२७-१५॥

અર્થઃ—તુટેલું વાસણ, તુટેલો ખાટલો, કુકડો તથા શ્વાન અને ઘરમાં ઉગેલું વૃક્ષ—એ સર્વ નિકૃષ્ટ(અપ્રશસ્ત) છે. માટે તે સર્વને ઘરમાં ન રાખવાં. કેમકે—

भिन्नभाण्डे कलिं प्राहुः खट्वायां तु धनक्षयः ।
कुक्कुटे शुनके चैव हविर्नाश्नन्ति देवताः ॥ „ ॥ १६ ॥

અર્થઃ—તુટેલા પાત્રમાં કલિનો વાસ છે અર્થાત્ જે ઘરમાં તુટેલું વાસણ હોય તેના ઘરમાં હમેશાં કલહ રહે છે, અને તુટેલો ખાટલો જેના ઘરમાં હોય તેના ધનનો ક્ષય થાય છે. અને જેના ઘરમાં કુકડો કે શ્વાન હોય તેના ઘરનું હવિષ્ દેવતાઓ સ્વીકાર કરતા નથી. વળી—

वृक्षमूले ध्रुवं सत्त्वं तस्माद्वृक्षं न रोपयेत् ॥ „ ॥ १७ ॥

અર્થઃ—વૃક્ષના મૂળમાં હમેશાં સર્પાદિ પ્રાણી (सत्वम्) રહે છે. માટે ઘર આગળ વૃક્ષ રોપવું નહીં.

હવે ભોજનનો ક્રમ આદિ કહે છે.

अश्नीयात्तन्मना भूत्वा पूर्वं तु मधुरं रसम् ।
मध्येऽम्ललवणौ पश्चात्कटुतिक्तकषायकान् ॥ यो० रनि० ॥

અર્થઃ—ભોજનમાં ચિત્ત લગાવીને જમવું. અને પ્રથમ મીઠા પદાર્થ ખાવા, મધ્યમાં ખાટા અને ખારા, અને અંતમાં કટુ, તિક્ત તથા કષાય( તુરા ) રસ વાળા પદાર્થ ખાવા જોઈએ.

फलान्यादौ समश्नीयाद्दाडिमादीनि बुद्धिमान् ।
विना मोचफलं तद्वद्वर्जनीया च कर्कटी ॥ „ ॥ १२६ ॥

અર્થ-બુદ્ધિમાન્ મનુષ્યે દાડમાદિ મધુર ફળને પ્રથમ ખાવાં જોઈએ. પરન્તુ કેળાં (मोचफल) તથા કાકડીને પ્રથમ ન ખાવી,

घृतपूर्वं समश्नीयात्कठिनं प्राक् ततो मृदु ।
अन्ते पुनर्द्रवाशी तु बलारोग्ये न मुञ्चति ॥ „ ॥ १३० "

અર્થઃ—ઘીવાળા અને કઠિન પદાર્થ પહેલાં ખાવા, તે પછી મૃદુ પદાર્થ ખાવા ઠીક

અને અન્તમાં દ્રવ પદાર્થ ખાવા જોઇએ. તેમ કરવાથી બળ અને આરોગ્યનો ત્યાગ થતો નથી અર્થાત્ તે બન્યાં રહે છે.

**भोजनाग्रे सदा पथ्यं लवणार्द्रकभक्षणम् ।**
**अग्निसंदीपकं रुच्यं जिह्वाकण्ठविशोधनम् ॥ यो० र० ॥ १२२ ॥**

અર્થ:—ભોજન કરતાં પ્રથમ મીઠું (અથવા સિન્ધવ) તથા આદુ મેળવીને ખાવું તે પથ્ય છે તથા અગ્નિને પ્રદીપ્ત કરતા છે, તેમજ રૂચિકર છે. અને જિહ્વા તથા કણ્ઠને શુદ્ધ કરનાર છે.

**अत्युष्णान्नं बलं हन्ति शीतं शुष्कं च दुर्जरम् ।**
**अतिक्लिन्नं ग्लानिकरं युक्तियुक्तं हि भोजनम् ॥ ,, १३३ ॥**

અર્થ:—અત્યન્ત ગરમ અન્ન ખાવાથી બળનો નાશ થાય છે. અને ઠંડા અને સૂકા પદાર્થ બહુ મુશ્કેલીથી પચે છે. અને અતિ ચઢેલા ગ્લાનિ ઉત્પન્ન કરે છે. ભોજન તો યુક્તિ પૂર્વક જ કરવુ જોઇએ. અર્થાત્ બહુ ગરમ નહીં, બહુ ઠંડા નહીં, બહુ સૂકા પણ નહીં, તેમ બહુ ગળ્યા પણ નહી એવા પદાર્થ શ્રેષ્ઠ છે.

**मधुराद्वर्धते रक्तमम्लान्मज्जाप्रवर्धनम् ।**
**लवणाद्वर्धते त्वस्थि तिक्तान्मेदः प्रवर्धते ॥ ,, ॥ १३४ ॥**

અર્થ.—મધુર ખોરાકથી રક્તની વૃદ્ધિ થાય છે, ખાટા પદાર્થથી મજ્જા વધે છે, ખારા પદાર્થથી અસ્થિ વધે છે, અને તિખા પદાર્થથી મેદની વૃદ્ધિ થાય છે.

**कटुकाद्वर्धते मांसं कषायाद्वर्धते रसः ।**
**अन्नाच्च वर्धते शुक्रं षड्साद्धातुवर्धनम् ॥ ,, ॥ १३५ ॥**

અર્થ:—કડવા રસથી માંસની વૃદ્ધિ થાય છે, કષાય (તુરા) રસથી રસની વૃદ્ધિ થાય છે. અને અન્નથી શુક્રની વૃદ્ધિ થાય છે. આ પ્રમાણે છએ રસથી ધાતુની વૃદ્ધિ થાય છે.

**अतिद्रुताशिताहारो गुणान्दोषान्न विन्दति ।**
**भोज्यं शीतमहृद्यं च स्याद्विलंबितमश्नत ॥ ,, ॥ १३६ ॥**

અર્થ:—બહુ શીઘ્રતાથી ખાનારૂં મનુષ્ય અન્નના ગુણ અને દોષને જાણતો નથી. તેમ રંધાઇને તૈયાર થયા પછી બહુ વિલમ્બે જમ ાથી તે ખોરાક ઠંડો અને અહૃદ્ય અર્થાત્ ગ્લાનિ ઉત્પન્ન કરનાર થાય છે.

**मन्दानलो नरो द्रव्यमात्रां गुर्वी विवर्जयेत् ॥ यो० र० १३७ ॥**

અર્થ.—મન્દાગ્નિવાળા મનુષ્યે ભારે ખોરાક ન ખાવો જોઇએ, પણ હલકો ખાવો. હલકો પદાર્થ પણ અધિક માત્રામાં ખાવામાં આવે તો તે પણ ભારે પડે છે. માટે અધિક માત્રાવાળું ન ખાવું જોઇએ.

**बहु स्तोकमकाले वा ज्ञेयं तद्विषमाशनम् ।**
**आलस्यगौरवाटोपशब्दांश्च कुरुते गदान् ॥**
**हीनमात्रं तनोः कार्श्यं करोति च बलक्षयम् ॥ ,, ॥ १४५ ॥**

અર્થ —મધુ ખોરાક તથા અલ્પ ખોરાક તથા અમળે લીધેલો ખોરાક વિષમ જાણવો દશ વાગ્યાનો ખાવાનો સમય હોય તેના બદલે કે એ વાગે જમવુ અથવા આઠ વાગે વહેલુ જમવુ તે વિષમાશન કહેવાય છે તે વિષમ ભોજન આલસ્ય તથા શરીરમા ભારેપણુ તથા આટોપ (વાયુથી થતો ઉદરનો રોગ અર્થાત્ પેટનુ ફૂલવુ) તથા પેટમા શબ્દ તથા રોગોને ઉત્પન કરે છે અને ન્યૂન માત્રામા ખાવાથી શરીર કૃશ થાય છે અને શરીરનું બળ ક્ષીણ થાય છે માટે અધિક માત્રાનુ અથવા ન્યૂન માત્રાનુ ભોજન તજીને પૂરતુ અન્ન લેવુ જોઇએ

अप्राप्तकाले भुञ्जानो ह्यसमर्थतनुर्नर ।
तॉस्तान्व्याधीनवाप्नोति मरण चाधिगच्छति ॥ ,, ॥ १४६ ॥

અર્થ —ભોજનનો સમય થયા વિના ખાનાર અસમર્થ શરીરવાળો થાય છે તેમજ તે તે અર્થાત્ ભિન્ન ભિન્ન રોગને પણ પ્રાપ્ત કરે છે અર્થાત્ સમય થયા પહેલા ખાનારને અનેક પ્રકારના રોગ ઉત્પન થાય છે અથવા મરણને પણ પ્રાપ્ત થાય છે

कालेऽतीतेऽश्नतो जन्तोर्वायुनाऽपहतेऽनले ।
कृच्छ्राद्विपच्यते भुक्तं न स्याद्भोक्तु पुनः स्पृहा ॥ ,, ॥ १४७ ॥

અર્થ —સમય વીતી ગયા પછી જમનાર મનુષ્યનો જઠરાગ્નિ વાયુ વડે નષ્ટ થવાથી અથવા મન્દ પડી જવાથી ખાધેલુ અન્ન બહુ કષ્ટથી પચે છે અને ફરી ભોજન કરવાની ઇચ્છા પણ થતી નથી વળી—

कुक्षेर्भागद्वयं भोज्यैस्तृतीयं वारि पूरयेत् ।
वायो सचारणार्थाय चतुर्थमवशेषयेत् ॥ ,, ॥ १४४ ॥

અર્થ —પેટના બે ભાગ અન્નથી અને ત્રીજો ભાગ જળથી પૂરવો જોઇએ અને વાયુના સચારને માટે ચોથો ભાગ ખાલી રાખવો જોઈએ

आहारनिर्हारविहारयोगाः सदैव सद्भिर्विजने विधेया ।
हीनदीनक्षुधार्तानां पापपाखण्डरोगिणाम् ॥
कुक्कुटादिशुना दृष्टिर्भोजने नैव शोभना ॥ ,, ॥ ११४ ॥

અર્થ —સત્પુરુષોએ ભોજન તથા મલમૂત્રનો ત્યાગ(નિર્હા૦) તથા ફરવુ હરવુ (વિહાર) એ સર્વ નિર્જન સ્થાનમા કરવુ જોઇએ કે જ્યા કોઈ નીચ મનુષ્ય અથવા દીન તથા ક્ષુધાથી પીડિત તથા પાપી કે પાખડી અથવા રોગી મનુષ્ય, તેમ મરઘા અને કૂતરા ઇત્યાદિની દૃષ્ટિ પડે નહી, કેમકે તેમની દૃષ્ટિ પડવી તે સારૂ નથી

पितृमातृसुहृद्वैद्यपाककृद्धंसबर्हिणाम् ।
सारसस्य चकोरस्य भोजने दृष्टिरुत्तमा ॥ ,, ॥ ११५ ॥

અર્થ —ભોજન સમયે પિતા, માતા, વૈદ્ય, રસોઈઓ (પાકકૃત્), હસ, મોર (बर्हिन्) સારસ, ચકોર, ઇત્યાદિની દૃષ્ટિ ઉત્તમ છે

अभोज्य ब्राह्मणस्यान्नं वृषलेन निमन्त्रितम् ।
तथैव वृषलस्यान्नं ब्राह्मणेन निमन्त्रितम् ॥ ल आ. स. अ. ५–९ ॥

અર્થ —જે ભોજનને માટે શૂદ્રે આવીને નિમન્ત્રણ આપ્યુ હોય તેવુ બ્રાહ્મણનુ અન્ન પણ ખાવા યોગ્ય નથી, તેવી રીતે જે ભોજનને માટે બ્રાહ્મણે આમન્ત્રણ કર્યું હોય એવુ શૂદ્રનુ અન્ન પણ નહી ખાવુ જોઈએ

दिवा कपित्थछायासु रात्रौ दधिशमीषु च ।
धात्रीफलेषु सप्तम्यामलक्ष्मीर्वसते सदा ॥ लघुशंख स्मृ. श्लो. अ. ६८ ॥

અર્થ —દિવસે કોઠી(કપિત્થ)ની છાયામા, રાત્રિમા દધિ અને શમીમા, અને સપ્તમીને દિવસે આમળાના વૃક્ષમા હમેશા અલક્ષ્મી રહે છે તેથી રાત્રિમા દધિ ખાવાની મના છે

घृतं वा यदि वा तैलं विप्रो नाद्यान्नखस्रुतम् ।
यमस्तदशुचिः प्राह तुल्य गोमांसभक्षणे ॥याज्ञ स्मृ. अ.१–१६७ अ०टी०॥

અર્થ —ઘૃત અથવા તેલ નખ વડે પાડેલુ હોય તે બ્રાહ્મણે ન ખાવુ જોઈએ, કેમકે તે ખાવુ ગોમાંસભક્ષણની તુલ્ય છે એમ યમ કહે છે ઘી તેલ વગેરેમા આગળીઓ બોળીને પાત્રમા પાડે તેને નખસ્રુત કહે છે માટે તેવીરીતે પીરસેલુ ઘી વિગેરે નહી ખાવુ જોઈએ

अत्यम्बुपानान्न विपच्यतेऽन्न निरम्बुपानाच्च स एव दोष ।
तस्मान्नरो वह्निविवर्धनाय मुहुर्मुहुर्वारि पिबेदभूरि ॥ यो र स्निग्ध० १५० ॥

અર્થ —જમતી વખતે બહુ જલ પીવાથી અન્ન પચતુ નથી, તેમ જલ નહી પીવાથી પણ તે જ દોષ છે માટે અગ્નિની વૃદ્ધિ માટે થોડુ(અભૂરિ) જલ પીતા રહેવુ જોઈએ

भुक्तस्यादौ जल पीतं कार्श्यमन्दाग्निदोषकृत ।
मध्येऽग्निदीपन श्रेष्ठमन्ते स्थौल्यकफप्रदम् ॥
समस्थूलकृशा भुक्तमध्यान्तप्रथमाम्बुपाः ॥ „ ॥ १५१ ॥

અર્થ —ભોજન કરતી વખતે પ્રથમ જે જલ પીવામા આવે તો તે શરીરની કૃશતા તથા મન્દાગ્નિ આદિ દોષને કરે છે, ભોજનની મધ્યમા પીવેલુ જળ જ અગ્નિની પાચનશક્તિને વધારે છે, તેની વચમા જલ પીવુ શ્રેષ્ઠ છે, અને ભોજનની અન્તમા પીધેલુ જલ શરીરમા સ્થૂલતા તથા કફને ઉત્પન્ન કરે છે પરન્તુ ભોજનની આદિ મધ્ય અને અન્તમા જલ પીનાર સમાન રીતે સ્થૂલ અને કૃશ શરીરવાળા હોય છે અર્થાત્ મધ્યમા જલ પીનારનુ શરીર ન તો બહુ સ્થૂલ, ન તો બહુ કૃશ હોય છે, એટલે કે સમાન રહે છે અન્તમા પીનારનુ શરીર સ્થૂલ, અને આદિમા પીનારનું શરીર કૃશ રહે છે

तृषितस्तु न चाश्नीयात्क्षुधितो न पिबेज्जलम् ।
तृषितस्तु भवेद्गुल्मी क्षुधितस्तु जलोदरी ॥ „ ॥ १५२ ॥

અર્થ —તરસ્યો મનુષ્ય જલ પીએ, પરન્તુ ભોજન ન કરે તેવી રીતે ભૂખ્યો થયો હોય તે વખતે જલ ન પીએ, પરન્તુ ભોજન કરે તરસ્યો માણસ ભોજન કરે તો તેને ગુલ્મનો રોગ થાય છે અને ભૂખ્યો માણસ જલ પીએ તો તેને જલોદરનો રોગ થાય છે

आचम्य जलयुक्ताभ्यां पाणिभ्यां चक्षुषी स्पृशेत् ।
भुक्त्वा पाणितले घृष्ट्वा चक्षुषोर्यदि दीयते । „ ॥ १५६ ॥

जातरोगा विनश्यन्ति तिमिराणि तथैव च ॥ „ ॥ १८७ ॥

અર્થ —જમી રહ્યા પછી કોગળા તથા આચમન કરીને બને હાથને જળવાળા કરીને તે વડે બને નેત્રોને સ્પર્શ કરવો જોઇએ ભોજન કરીને હાથ ધોઈ જો ચક્ષુમા લગાવે તો નેત્રમા ઉત્પન્ન થયેલા તિમિર આદિ રોગ નષ્ટ થાય છે

भुक्त्वा च संस्मरेन्नित्यमगस्त्यादीन् सुखावहान् ॥ „ ॥ १८७ ॥

અર્થ —તેવી રીતે ભોજન કરીને સુખ દેનાર અગસ્ત્યાદિ ઋષિઓને સ્મરણ કરવા જોઇએ અને ભોજન પછી મુખશુદ્ધિને માટે એલચી, લવિંગ આદિ વસ્તુનો ઉપયોગ કરવો યોગ્ય છે પરન્તુ પાનસોપારીનો ઉપયોગ કરવાનો રિવાજ વિશેષ છે તે ઠીક નથી પાનસોપારીનો ઉપયોગ કરનારને ઘડીએ ઘડીએ તે ખાવાની ટેવ પડે છે હરઘડી લેવાનો સ્વભાવ પડવાથી તે એક પ્રકારના વ્યસન તુલ્ય જ છે તેથી હાનિ થાય છે પરન્તુ એલચી આદિમા તે દોષ નથી તેનો ઉપયોગ કરનારને તે વારવાર લેવાની ઇચ્છા થતી નથી તેથી તે વ્યસન રૂપ થતુ નથી પાનના, કફ દૂર કરવો, કૃમિનો નાશ કરવો આદિ ગુણ વૈદ્યશાસ્ત્રમા કહ્યા છે, તથાપિ તેનો અધિક ઉપયોગ થવાથી દોષ વિશેષ કહ્યા છે

ताम्बूलं नातिसेवेत विरिक्तो न बुभुक्षितः ।
देहदृक्केशदन्ताग्निश्रोत्रवर्णबलक्षयः ॥ „ ॥ १८८ ॥

અર્થ —તામ્બૂલનુ વિશેષ સેવન કરવુ નહી, તેમજ વળી રેચનને માટે દવા લીધી હોય અથવા બહુ ભૂખ્યો હોય તે વખતે પણ પાન નહી ખાવુ જોઇએ તામ્બૂલનું અધિક સેવન કરવાથી દેહ, નેત્ર, કેશ, દાત, જઠરાગ્નિ, કાન, શરીરનો વર્ણ તથા બળ ક્ષીણ થાય છે વળી—

शोषपित्तानिला स्युस्स्यादतिताम्बूलभक्षणात् ।
ताम्बूलं न हितं दन्तदुर्बलेक्षणरोगिणाम् ।
विषमूर्छामदार्तानां क्षयिना रक्तपित्तिनाम् ॥ „ ॥ १८९ ॥

અર્થ —પાન સોપારી બહુ ખાવાથી શરીરને શોષ, વાયુ, રક્તનો વિકાર, ઇત્યાદિ દોષ થાય છે વળી દાત, દુર્બલ નેત્ર તથા રોગીને, તથા વિષ, મૂર્છા તથા મદથી પીડિત હોય તેને, તથા ક્ષયરોગી તથા રક્તપિત્ત વાળાને પણ તે હિતકારક નથી ઇત્યાદિ કારણથી પાન ન ખાવુ તે જ ઠીક છે હાલના સમયમા કેટલાક લોક કોઇ સ્થાનમા તામ્બૂલના ગુણ લખેલા જોઇને તેની પ્રશસા કરે છે પરન્તુ તેમણે તેના દોષોને પણ જોવા જોઇએ વળી—

भुक्त्वा शतपदं गच्छेच्छनैस्तेन तु जायते ।
अन्नसंघातशैथिल्यं ग्रीवाजानुकटिसुखम् ॥ यो० र० नित्य० १९० ॥

અર્થ —ભોજન કરીને પછી ધીમે ધીમે સો કદમ ચાલવુ જોઇએ તેટલુ ચાલવાથી પેટમા પડેલા અન્નનો ઢગલો શિથિલ થઈ જાય છે, અને ગરદન, ઢીચણ અને કટિ ઇત્યાદિ સ્થાનમા આરામ થાય છે

भुक्तोपविशतस्तन्द्रा शयानस्य बलं भवेत् ।
आयुश्च क्रममाणस्य मृत्युर्धावति धावतः ॥ „ ॥ १९१ ॥

અર્થ —ભોજન કરીને બેસનારને તન્દ્રા આવે છે, સુઇ જનારને બળ આવે છે, અને ચાલનારને આયુ પ્રાપ્ત થાય છે પરન્તુ દોડનારની પાછળ તો મૃત્યુ જ દોડતું આવે છે માટે ભોજન કરીને ધીમે ધીમે થોડુ ચાલીને પછી શયન કરવુ એ શ્રેષ્ઠ છે

श्वासानष्टौ समुत्तानस्तान्द्वि पार्श्वं तु दक्षिणे ।
ततस्तद्द्विगुणान्वामे पश्चात्स्वप्याद्यथासुखम् ॥ , ॥ १९२ ॥

અર્થ —પ્રથમ છત્તા (સમુત્તાન) સૂઇ રહીને આઠ શ્વાસ લેવા પછી દક્ષિણ બાજુએ સૂઇને તેનાથી બમણા એટલે સોળ શ્વાસ લેવા અને તે પછી ડાબે પડખે સૂઇ રહીને તેનાથી બમણા એટલે બત્રીસ શ્વાસ લેવા પછી પોતાની ઇચ્છાનુસાર સૂઇ રહેવુ અર્થાત્ પોતાને જેવી રીતે સૂઇ રહેવાથી સુખ થાય તેવી રીતે સૂવુ 'સૂવુ' કહેવાથી નિદ્રા લેવી એવો ભાવ નથી પરન્તુ જે પ્રકારની પોતાની દીનચર્યા હોય તે પ્રમાણે કરવુ

वामदिशायामनलो नाभेरूर्ध्वोऽस्ति जन्तूनाम् ।
तस्मात्तु वामपार्श्वे शयीत भुक्तमपाकार्थम् ॥ ॥ १९३ ॥

અર્થ —મનુષ્યોની નાભિની ઉપર ડાબા પડખામા અગ્નિ રહે છે માટે અન્નને પચાવવાને માટે ડાબા પડખાને દબાવીને સૂઈ રહેવુ જોઇએ

શયન ખાટલા આદિ ઉપર શ્રેષ્ઠ છે

त्रिदोषशमनी खट्वा तूली वातकफावहा ।
भूशय्या बृंहणी वृष्या काष्ठपट्टी तु वातला ॥ ,, ॥ १९४ ॥

અર્થ —ખાટલા ઉપર સૂવાથી ત્રિદોષ દૂર થાય છે, અને પથારી ઉપર સૂઇ જવાથી વાત અને કફ દૂર થાય છે, અને ભૂશય્યા બૃંહણ અને વૃષ્ય છે અર્થાત્ પુષ્ટિકર તથા વીર્યવર્ધક છે અને કાષ્ઠપટ્ટી અર્થાત્ લાકડાની પાટ વાયુ વધારનારી છે

सुशय्याशयनं हृद्यं पुष्टिनिद्राधृतिप्रदम् ॥ ,, ॥ १९६ ॥
श्रमानिलहरं वृष्यं विपरीतमथोऽन्यथा । ,, ॥ १९६ ॥

અર્થ —સુન્દર શય્યા ઉપર સૂવાથી ચિત્ત પ્રસન્ન થાય છે, અને પુષ્ટિ નિદ્રા અને ધૈર્યની પ્રાપ્તિ થાય છે તથા પરિશ્રમ અને વાયુ દૂર થાય છે, અને વીર્ય વધે છે અને ખરાબ શય્યા ઉપર સૂવાથી તેથી ઉલટુ પરિણામ આવે છે

नाविशाला न वा भग्ना नासमा मलिना न च ।
न च जन्तुमयी शय्या समातिष्ठेदनापदि ॥ भवि पु उ प.अ. २०५-१२१ ॥

અર્થ —જે પહોળી ન હોય અર્થાત્ સાકડી હોય, અથવા તુટેલી હોય અથવા અસમાન અર્થાત્ ઉંચી નીચી હોય, અથવા મલિન હોય અથવા તો માંકણ આદિ જન્તુ વાળી હોય તો તેવી શય્યામા આપત્તિ સિવાય અન્ય સમયે કદાપિ ન સૂઈ જવુ

વળી ખાટલાનુ માપ શિલ્પશાસ્ત્રના નિયમોને અનુસાર હોવુ જોઇએ

मानाधिक्ये दरिद्रः स्यान्मानहीने सुखक्षयः ।

અર્થ:—ખાટલો અમુક માપ કરતાં મોટો હોય તો મનુષ્ય દરિદ્ર થાય છે, અને નાનો હોય તો સુખની હાનિ થાય છે એવું શાસ્ત્રનું કહેવું છે.

चतुरशीति पर्वाणि दैर्घ्येण परिकल्पयेत् ।
षट्त्रंगुलानि विस्तारं मञ्चकं हस्तसंमितम् ॥

અર્થ:—ખાટલો લંબાઈમાં ચોરાશી આંગળ અને પહોળાઇમાં સાઠ આંગળનો જોઇએ. વળી–

प्राच्यां दिशि शिरः शस्तं याम्यायामपि भूपते ।
सदैव स्वपतां पुंसां विपरीतं तु रोगदम् ॥ भवि.पु.उ.प. अ. २०५–१२२ ॥

અર્થ:—સૂનાર મનુષ્યને માટે હમેશાં પૂર્વ કે દક્ષિણ દિશામાં મસ્તક રાખીને સૂઇ જવું શ્રેષ્ઠ છે. બાકીની દિશાઓ તરફ માથું રાખીને સૂવું તે રોગ ઉત્પન્ન કરનાર છે.

दिवा स्वापं न कुर्वीत, यतोऽसौ स्यात्कफावहः ।
ग्रीष्मवर्ज्येषु कालेषु दिवा स्वापो निषिध्यते । यो. र. नित्य. २०९ ॥

અર્થ:—દિવસની વખતે સૂવું નહીં જોઇએ, કેમકે તેથી કફની વૃદ્ધિ થાય છે. ગ્રીષ્મ ઋતુને છોડી બાકી બધી ઋતુમાં દિવસે સૂઇ રહેવું નિષિદ્ધ છે. પરન્તુ જે મનુષ્ય નિત્ય જ દિવસમાં સૂએ છે તેને દિવસે સૂઇ રહેવું વર્જિત નથી.

उचितो हि दिवा स्वापो नित्यं तेषां शरीरिणाम् ।
वातादयः प्रकुप्यन्ति येषामस्वपतां दिवा ॥ ,, ॥ २१० ॥

અર્થ:—જે લોકોને દિવસમાં નહીં સૂઇ રહેવાથી વાતાદિનો પ્રકોપ થતો હોય તેમણે હમેશાં દિવસે સૂઇ રહેવું ઉચિત છે. માટે તેવા મનુષ્યને દિનમાં સૂવું વર્જિત નથી.

भोजनात्प्राग्दिवा स्वापः पाषाणमपि जीर्यति ।
भोजनान्ते दिवा स्वापाद्वातपित्तकफोद्भवः ॥ ,, ॥ २११ ॥

અર્થ:—ભોજન કરતા પહેલાં દિવસે સૂઇ જવું તે પાષાણને પણ પચાવી દે છે અર્થાત્ દિવસે ભોજન પહેલાં સૂવાથી કઠણ પદાર્થ પણ પચી જાય છે. પરન્તુ ભોજન કર્યા પછી દિનમાં સૂવાથી વાત, પિત્ત અને કફની ઉત્પત્તિ થાય છે.

व्यायामं च व्यवायं च धावनं यानमेव च ।
युद्धं गीतं च पाठं च मुहूर्तं भुक्तवाँस्त्यजेत् ॥ ,, ॥ २१९ ॥

અર્થ:—ભોજન કરેલા મનુષ્યે કસરત, સ્ત્રીસમાગમ, દોડવું, રસ્તે ચાલવું, યુદ્ધ કરવું, ગાવું, ભણવું–એ સર્વ એક મુહૂર્ત માત્ર એટલે બે ઘડી (૪૮ મીનીટ) સુધી તજવું જોઇએ–વળી–

ताम्रपात्रे पयःपानमुच्छिष्टे घृतभोजनम् ।
दुग्धं लवणसार्धं च सद्यो गोमांसभक्षणम् । ब्र. वै. पु. ब्र.ख. अ. २७–२२ ॥

અર્થ:—ત્રાંબાના પાત્રમાં દૂધ પીવું તે, અને એંઠા(જૂઠા) અન્નમાં ઘી નાંખીને ખાવું તે, તથા મીઠું(નીમક) મેળવીને દૂધ પીવું તે સર્વ તાજું ગોમાંસ ખાવા બરોબર છે.

ઇતિ ભોજનવિધિનિરૂપણ અ. ૧૨. સ. ૩૯. સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ ૪૦

### અન્ન સંબન્ધી વિશેષ વિવેચન.

ઉપરના સર્ગમા ભોજનાદિના ક્રમોનુ નિરૂપણ કરીને આ સર્ગમા અન્ન સબન્ધી વિશેષ વાતોનુ નિરૂપણ કરવામા આવે છે

ભોજનનું મુખ્ય પ્રયોજન ક્ષુધાની નિવૃત્તિ તથા શરીરનુ બલ ઇત્યાદિ છે તથાપિ વૈદિક ધર્મનો મુખ્ય સિદ્ધાન્ત પરમ પુરૂષાર્થ (મોક્ષ) પ્રાપ્ત કરવો તે છે પરન્તુ તે મનની પવિત્રતા હોય તો જ બની શકે છે અને મનની પવિત્રતા અન્નને આધારે છે એવો શ્રુતિનો સિદ્ધાન્ત છે

તે સબંધમા વેદનુ પ્રમાણ નીચે પ્રમાણે છે —

**अन्नमशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तत्पुरीषं भवति यो मध्यमस्तन्मांसं योऽणिष्ठस्तन्मनः ॥** છા૦ઉ૦ અ૦ ૬–૫–૧ ॥

અર્થ —મનુષ્યે ખાધેલુ અન્ન જઠરાગ્નિથી પચીને ત્રણ ભાગમા વહેચાઇ જાય છે તેનો જે સ્થૂલ ભાગ તે મળ રૂપ થાય છે, મધ્યમ ભાગ રસાદિ ક્રમે પરિણત થઇને માંસ થાય છે અને અન્નનો જે અત્યંત સૂક્ષ્મ ભાગ છે તે હૃદયને પ્રાપ્ત થઇને હિતા નામની નાડી ઓમા પ્રવેશ કરીને વાણી આદિની સ્થિતિને ઉત્પન્ન કરીને મનરૂપે પરિણત થાય છે, અર્થાત્ મનને પુષ્ટિ આપે છે અન્ન ખાવામા ન આવે તો વાણી આદિ ઇન્દ્રિયોમા બોલવા વગેરેની શક્તિ રહેતી નથી તેથી ઇન્દ્રિયોએ પોતાનુ કાર્ય કરવાની શક્તિ કાયમ રાખવી તેને જ અહી વાણી આદિ ઇન્દ્રિયોની સ્થિતિ ઉત્પન્ન કરવી એમ કહ્યુ છે મનુષ્યોના શરીરની સ્થિતિને માટે અન્ન તથા જલ એ બે પદાર્થોની વિશેષ જરૂર છે જેવી રીતે ખાધેના અન્નના ત્રણ વિભાગ પડે છે તેવી રીતે પીધેના જલના પણ ત્રણ પ્રકારના ભેદ પડે છે તે નીચે પ્રમાણે —

**आपः पीतास्त्रेधा विधीयन्ते तासां यः स्थविष्ठो धातुस्तन्मूत्रं भवति यो मध्यमस्तल्लोहितं योऽणिष्ठः स प्राणः ॥** „ ॥ २ ॥

અર્થ —પીધેના જલના ત્રણ ભાગ પડે છે–તેનો જે સ્થૂલ ભાગ છે તે મૂત્ર થાય છે, તેનો મધ્યમ ભાગ લોહી (રક્ત) રૂપ થાય છે, અને જે સૂક્ષ્મ ભાગ તે પ્રાણ થાય છે

વળી ખાવા પીવાના પદાર્થો મધ્યે ઘૃત તૈલ આદિ પદાર્થોને તેજ શબ્દથી કહ્યા છે તેના પણ અન્ન અને જળની પેઠે ત્રણ ભાગ પડે છે

**तेजोऽशितं त्रेधा विधीयते तस्य यः स्थविष्ठो धातुस्तदस्थि भवति यो मध्यमः स मज्जा योऽणिष्ठः सा वाक् ॥** ॥ ३ ॥

અર્થ —ખાધેલા ઘૃતાદિ તેજના ત્રણ વિભાગ થાય છે–તેનો જે સ્થૂલ ભાગ છે તે હાડકા (અસ્થિ) થાય છે, અને જે મધ્યમ ભાગ છે તે મજ્જારૂપ બને છે, અને જે સૂક્ષ્મ ભાગ છે તે વાણી રૂપ થાય છે ઘૃતાદિ ખાવાથી જ વાણી સ્પષ્ટ રીતે બોલવાને સમર્થ થાય છે એ વાત લોકમા પ્રસિદ્ધ છે

આ પ્રમાણે અન્નાદિ વિષયમા અન્નાદિ રૂપજ મન આદિને કહ્યુ છે —

अन्नमयं हि सोम्यमनः आपोमयः प्राणस्तेजोमयी वाक् ॥

छा० उप० अ. ६-५-४ ॥

અર્થ —હે સોમ્ય (પ્રિયદર્શન)! અન્નમય જ મન છે, જલમય જ પ્રાણ છે, અને તેજોમયી જ વાણી છે

આ શ્રુતિએ મનને અન્નમય, પ્રાણને જલમય, અને વાણીને તેજોમય કહી છે માટે મનુષ્યે કમાવાના ઉપાય સબન્ધી તથા અન્નના પ્રકાર (ભેદ) સબધી પણ વિશેષ વિચાર કરવો જોઈએ

પોતપોતાની કમાઈના દોષથી તથા સ્વભાવના દોષથી કેટલાક અન્ન ખાવાની મનાઈ કરી છે, તેનુ નીચે પ્રમાણે વિવેચન છે

वैणाश्च बद्धाश्च कदर्यचौरा· क्लीबाभिशस्ता गणिकाश्च यास्तु ।
ये वृद्धिजीवा गरदाक्षका ये तेषां न भोज्य ह्यशनं द्विजातेः ॥

वृ०पा०स्मृ०अ० ४-२६८ ॥

અર્થ —વીણા વગાડીને જીવન ચલાવનાર, કેદી, કૃપણ, ચોર, નપુસક, અપરાધી, ગુણકા, રૂપીઆનુ વ્યાજ,(વૃદ્ધિ) લઈને જીવન ચલાવનાર, વિષ દેનાર, અને જુગારી-એ સર્વેનુ અન્ન દ્વિજાતિએ ખાવા યોગ્ય નથી (મિતાક્ષરામા વાસ—વેણુ નાખીને જીવન ચલાવનાર એમ લખ્યુ છે પરન્તુ તે અસતછદ્ર ગણાય છે, તેથી તેનુ અન્ન ખાવુ પ્રથમથીજ પ્રાપ્ત નથી તેથી અહી વાસનો ધધો કરીને જીવન ચલાવનાર સબધી નિષેધ ન સમજવો વળી ગણિકા શબ્દનો અર્થ અહી નીચે પ્રમાણે જાણવો —

मृते भर्तरि या नारी रहस्यं कुरुते पतिम् ।
तत्त वैस्रावयेद्गर्भं सा नारी गणिका स्मृता ॥ वृ.पा.स्मृ.अ.५-३५४ ॥

અર્થ —પતિના મરણ બાદ જે સ્ત્રી ગુપ્ત રીતે પતિ કરે છે અને તે ગર્ભનો પાત કરે છે તેની 'ગણિકા' એવી સજ્ઞા છે )

क्रूरातुरा क्रुद्धचिकित्सकाश्च या पुंश्चली यौ च विरुद्धशत्रू ।
व्रात्योग्रमत्ता अबलाजिताश्च स्यान्नान्नमेषामदनं द्विजस्य ॥ ,, ॥२६९॥

અર્થ —ક્રૂર હિંસક સ્વભાવવાળા, રોગી, ક્રોધી, વૈદ્ય, વ્યભિચારિણી સ્ત્રી, વિરોધી, શત્રુ, વ્રાત્ય અર્થાત્ સમય પર જેનો સસ્કાર થયો નથી, બીજાને દુઃખ દેનાર (ઉગ્ર), ધન આદિથી મત્ત, અને સ્ત્રીને વશીભૂત એ સર્વનુ પણ અન્ન દ્વિજાતિએ ખાવા યોગ્ય નથી

ये दांभिका ये च सुवर्णकारा उच्छिष्टभोजी पतितश्च यश्च ।
येऽपुत्रभार्या बहुयाचका ये विप्रस्य चैतेऽपि न भोज्यधान्याः॥ ,, ॥२७०॥

અર્થ —વળી પાખડી, સોની, બીજાનુ જૂઠુ ખાનાર, પતિત જેને સ્ત્રી પુત્ર નથી તેવા અને બહુ યાચના કરનાર-તેમનુ પણ અન્ન બ્રાહ્મણ આદિને ખાવા યોગ્ય નથી અહી 'બહુયાચક" શબ્દનો અર્થ નીચે પ્રમાણે છે —

बहूनि याचते यस्तु वर्णवाह्यांश्च नित्यशः ।
म्लेच्छांश्च शौण्डिकांश्चैव स ज्ञेयो बहुयाचकः ॥

અર્થઃ—જે હમેશાં ઘણા લોક પાસે તથા સંકર જાતિઓ પાસે, તથા મ્લેચ્છો પાસે અને દારૂ વેચનાર અને બનાવનાર પાસે યાચના કરે છે તેને 'બહુયાચક' કહે છે.

ये सोमशस्त्रांशुकताम्रतक्रक्षीराज्यमांसं लवणाजिनानि।
क्षौमानि लाक्षा च तिलान् फलानि विक्रीणतेऽन्नं न तु भोज्यमेषाम् ॥२७१॥

અર્થઃ—વળી જે લોક સોમવલ્લી, તલવાર આદિ શસ્ત્ર, સૂતર રેશમ આદિનાં વસ્ત્ર, ત્રાંબુ, તક્ર (છાશ), દૂધ, ઘી, માંસ, મીઠું, ચામડું, અળશી અને શણનાં વસ્ત્ર, લાખ, તલ અને ફળ વેચનાર છે તેમનું પણ અન્ન ન ખાવું જોઇએ.

जीवन्ति मिथ्या शवयानपानकर्मारका येऽपि च तन्तुवायाः ।
राजा नृशंसो रजकः कृतघ्नो भोज्यान्ना नैव च हिंसकाश्च ॥ ,, ॥ २७२ ॥

અર્થઃ— વળી મિથ્યા વ્યવહારથી જીવન ચલાવનાર, પૈસા લઇને મડદાં ઉઠાવનાર, દારૂડીઆ, લુહાર, વણકર, અધર્મી રાજા, નૃશંસ, ધોબી, કૃતઘ્ન, તથા પ્રાણીઓની હિંસા કરનાર, ( અહીં 'નૃશંસ' શબ્દનો અર્થ નીચે પ્રમાણે છેઃ–भक्ष्यं पेयमथो लेह्यं यच्चान्यत्स्वादुभोजनम् प्रेक्षमाणेषु योऽश्नीयान्नृशंसमिति तं वदेत् ॥ म. भा.शा.प.अ. १६४–११ ॥ ભક્ષ્ય, પેય, લેહ્ય વગેરે કોઇ પણ સ્વાદિષ્ટ પદાર્થ બીજાના દેખતાં કોઇને આપ્યા વિના એકલો ખાનાર નૃશંસ કહેવાય છે. )

ये चैलधावाश्च सुराकृता ये पैशुन्यवाचो ह्यनृतंवदाश्च ।
ये वन्दिनो येऽपि च चक्रिकाश्च विमस्थ चैतेऽपि न भोज्यसस्याः॥२७३॥

અર્થઃ—વસ્ત્ર ધોનાર, દારૂ બનાવનાર, ચાડી કરનાર, મિથ્યા બોલનાર, ચારણ તથા ચક્રિક અર્થાત્ ઘાંણી પીલનાર (તેલી)–એમનું અન્ન બ્રાહ્મણાદિએ ખાવા યોગ્ય નથી. વળી—

मद्यासवमधूच्छिष्टदधिदुग्धरसौदनाः ।
मनुष्यफल्गुमुंजाश्च कुशमृत्पुष्पवीरुधः ॥ ,, ॥ २७४ ॥
कौशेयकेशकृतयास्तारवृक्षरसास्तथा ।
शाकैकशफपिण्याकं गन्धानौषधिमूलकाः ॥ ,, ॥ २७५ ॥
विक्रीणन्ति य एतानि वस्तूनि मनुजाधमाः ।
तेषामन्नं न भोक्तव्यं सहोपपतिवेश्मनः ॥ ,, ॥ २७६ ॥

અર્થઃ—મદ્ય, આસવ, મીણ (મધૂચ્છિષ્ટ), દહીં, દૂધ, મધુર વગેરે રસ, રાંધેલું અન્ન, મનુષ્ય, ફલ્ગુ, મુંજ, કુશા, મૃત્તિકા, પુષ્પ, વેલ. તથા પટ્ટવસ્ત્ર, કેશ અર્થાત્ બનાવટી કેશ, ચામર નેપાલી કંબલ આદિ (કુતપ), સાચાં ગોની(તાર), વૃક્ષોના રસ(ગુંદર), શાક, ઘોડા વિગેરે એક ખરીવાળાં પ્રાણી (એકશફ), ખોળ, અત્તર ફુલેલ આદિ સુગન્ધિદાર પદાર્થ તથા ઔષધિ, આ સર્વ પદાર્થોને જે વેચે છે તેવા અધમ લોકોનું અન્ન અભક્ષ્ય છે. અને જેના ઘરમાં જાર(उपपति) છે તેનું અન્ન પણ ખાવા યોગ્ય નથી.

योऽल्पशश्च कदर्यस्य भुञ्जीतान्नं द्विजाधमः ।

तद्गुणाच्छूद्रवत्सः स्यान्मृतो विट्शूकरो भवेत् ॥ बृ. पा.स्मृ.अ. ४२–७७ ॥

અર્થ:—જે કોઇ મનુષ્ય થોડા પણ કૃપણ મનુષ્યનું અન્ન ખાય છે તેવો અધમ દ્વિજાતિ છે, અને કૃપણના અન્નના ગુણથી તે મનુષ્ય શૂદ્ર તુલ્ય થઇ જાય છે, અને મરણ પછી ગામનો સુઅર જન્મે છે. કદર્ય કોને કહેવો તે કહે છે

आत्मानं धर्मकृत्यं च पुत्रदारांश्च पीडयन् ।

लोभाद्यः पितरौ भृत्यान्स कदर्य इति स्मृतः ॥

या.स्मृ.अ. १ श्लो०१६४ मि.टी. ,, ॥ २७७ ॥

અર્થ:—જે મનુષ્ય લોભથી પોતાના શરીરને, પુત્રને, સ્ત્રીને, માતાપિતાને, તથા સેવક જનોને પીડે છે તેમ ધર્મકૃત્યને પણ પીડે છે અર્થાત્ તે કરતો નથી એવો મનુષ્ય કદર્ય કહેવાય છે.

राजान्नं तेज आदत्ते शूद्रान्नं ब्रह्मवर्चसम् ।

आयुः सुवर्णकारान्नमवीरायाश्च योषितः ॥ म. भा. शा. प. अ. ३६–३७ ॥

અર્થ:—રાજાનું અન્ન તેજને હરણ કરે છે, અસત્ શૂદ્રનું અન્ન બ્રહ્મતેજને હરણ કરે છે, સોનીનું અન્ન આયુને ક્ષીણ કરે છે, અને સોનીના અન્નની તુલ્ય સુવર્ણવણિક (ચોકસી)નું અન્ન પણ નિષિદ્ધ છે, તથા જે સ્ત્રીને પુત્ર નથી (अवीरा) તેનું અન્ન ખાવાથી પણ આયુ ક્ષીણ થાય છે.

दशसूनासमं चक्रं दशचक्रसमो ध्वजः ।

दशध्वजसमो वेशो दशवेशसमो नृपः ॥ म. स्मृ. अ. ४–८५ ॥

અર્થ:—પ્રાણીઓની હત્યા કરવાના સ્થાનને સૂના કહે છે. તેવા દસ કસાઇ તુલ્ય એક તેલી છે; દસ તેલી બરાબર એક કલાલ (દારૂ વેચીને જીવન ચલાવનાર-ધ્વજ) છે; દસ કલાલની તુલ્ય એક વેશ અર્થાત્ વેશ્યા રાખીને તેના દુરાચાર દ્વારા જીવન ચલાવનાર છે; અને દશ વેશની સમાન એક રાજા છે. પરન્તુ અહીં અધર્મી રાજાનું ગ્રહણ છે.

दशसूनासहस्राणि यो वाहयति सौनिकः ।

तेन तुल्यः स्मृतो राजा घोरस्तस्य प्रतिग्रहः ॥ म० स्मृ० अ० ४–८६ ॥

અર્થ:—પ્રાણિહત્યા કરીને માંસ વેચનારનું નામ સૌનિક છે. તેવા દશહજાર સૌનિકના તુલ્ય એક રાજા છે એમ મન્વાદિક ઋષિઓએ કહ્યું છે. તે ક્ષત્રિય હોવા છતાં પણ તેનો પ્રતિગ્રહ કરવો બહુ ભયંકર છે. અક્ષત્રિય રાજાનો તો પ્રતિગ્રહ લેવો જ નિષિદ્ધ છે.

नाद्याच्छूद्रस्य पक्वान्नं विद्वानश्राद्धिनो द्विजः ।

आददीताममेवास्मादवृत्तावेकरात्रिकम् ॥ ,, ॥ २२३ ॥

અર્થ:—શ્રાદ્ધ તથા પંચયજ્ઞ રહિત એવો જે અસત્ શૂદ્ર તેનું પકવાન શાસ્ત્રવેત્તા દ્વિજાતિ ન ખાય. પરન્તુ બીજું અન્ન ન મળે તો (अवृत्तौ) તેની પાસેથી એક રાત્રિના નિર્વાહ પૂરતું કાચું અન્ન લે. આ શ્લોકમાં જે શાસ્ત્રમાં શૂદ્રનું અન્ન ખાવાનો નિષેધ કર્યો છે ત્યાં

સર્વ પંચયજ્ઞાદિ રહિત અસત્ શૂદ્રના અન્નનો જ નિષેધ સમજવો. પંચયજ્ઞાદિ ન કરવો તે જ અસત્ શૂદ્રનું લક્ષણ છે. વળી—

मत्तक्रुद्धातुराणां च न भुञ्जीत कदाचन ।
केशकीटावपन्नं च पदा स्पृष्टं च कामतः ॥ म० स्मृ० अ० ४–२०७ ॥

અર્થઃ—મત્ત, ક્રુદ્ધ, રોગી–એમનું અન્ન ન ખાવું. તેમ વાળ, કીડા, આદિના સંસર્ગથી દુષ્ટ થયેલું અન્ન પણ ન ખાવું. વળી જાણી જોઇને પગનો સ્પર્શ કર્યો હોય તેવું અન્ન પણ ન ખાવું.

भ्रूणघ्नावेक्षितं चैव संस्पृष्टं चाप्युदक्यया ।
पतत्रिणावलीढं च शुना संस्पृष्टमेव च ॥ ,, ॥ २०८ ॥

અર્થઃ—ભ્રૂણહત્યા તથા બ્રહ્મહત્યા આદિ કરેલા પતિતની દૃષ્ટિ પડી હોય તે અન્ન, રજસ્વલાએ સ્પર્શ કરેલું, પક્ષીએ ખાધેલું, અને કુતરાએ સ્પર્શ કરેલું અન્ન નહીં ખાવું જોઇએ. ( ગર્ભ તથા બાલકને ભ્રૂણ કહે છે. અને કોઇ ઠેકાણે ભ્રૂણહાનો અર્થ બ્રહ્મહત્યારો પણ લખ્યો છે.)

द्वावेवाश्रमिणौ भोज्यौ ब्रह्मचारी गृही तथा ।
मुनेरन्नमभोज्यं स्यात्सर्वेषां लिंगिनां तथा ॥ याज्ञ.स्मृ.अ.१–१६७ अ.टी. ॥

અર્થઃ—વળી બ્રહ્મચારી અને ગૃહસ્થ એ બે આશ્રમીનું જ અન્ન લેવા યોગ્ય છે. મુનિ ( સંન્યાસી )નુ અન્ન ખાવા યોગ્ય નથી, તેમજ કોઇપણ પ્રકારનું લિંગ ધારણ કરનારનું અન્ન પણ ન ખાવું જોઇએ. ( કાષાય વસ્ત્ર, તપ્તમુદ્રા, આદિનું નામ લિંગ છે.)

सूतके मृतके भुंक्ते गृहीते शशिभास्करे ।
छायायां हस्तिनो भुंक्ते न भूय पुरुषो भवेत् ॥ ,,

અર્થઃ—મરેલાના સૂતકવાળાનું જે ભોજન કરે છે, તથા ચન્દ્ર અને સૂર્યના ગ્રહણ વખતે જે ભોજન કરે છે, તથા ગજચ્છાયા નામના યોગમાં જે ભોજન કરે છે તેને ફરી પુરૂષનો જન્મ મળતો નથી.

गवा चान्नमुपघ्रातं घुष्टान्नं च विशेषतः ।
गणान्नं गणिकान्नं च विदुषां च जुगुप्सितम् ॥ म० स्मृ० अ० ४–२०९ ॥

અર્થઃ—જે અન્નને ગાયે સુંઘ્યું હોય તે, તથા "અન્નક્ષેત્રાદિકોમાં કોઇ ખાનાર છે ?" એવો પોકાર કરીને આપવામાં આવતું અન્ન, સમૂહનું અન્ન, વેશ્યાનું અન્ન, તથા શાસ્ત્રવેત્તાઓએ જેને નિન્દિત ગણ્યું હોય તેવું અન્ન એ સર્વ અન્ન–ખાવાનો નિષેધ છે. વળી—

स्तेनगायकयोश्चान्नं तक्ष्णो वार्धुषिकस्य च ।
दीक्षितस्य कदर्यस्य बद्धस्य निगडस्य च ॥ ,, ॥ २१० ॥
अभिशस्तस्य पण्ढस्य पुंश्चल्या दांभिकस्य च ।
शुक्तं पर्युषितं चैव शूद्रस्योच्छिष्टमेव च ॥ ,, ॥ २११ ॥

અર્થઃ—ચોર, ગાયનથી જીવિકા ચલાવનાર, સુતારના ધંધાથી જીવન ચલાવનાર, નિષિધ વૃદ્ધિ (વ્યાજ)ના ધંધાથી જીવન ચલાવનાર, યજ્ઞમાં દીક્ષિત, કૃપણ, બેડીથી બાંધેલો (૨૧૦), લોકોએ જેને મહાપાતકી ઠરાવ્યો હોય, નપુંસક, વ્યભિચારિણી સ્ત્રી, દાંભિક અર્થાત્ કપટપૂર્વક ધર્માચરણ કરનાર ઇત્યાદિનું અન્ન ન ખાવું જોઇએ. તથા શુક્ત એટલે જે પદાર્થ સ્વભાવથી મધુર હોય, પરન્તુ દહીં કે આંબલી આદિના સંસર્ગથી ખાટો થયો હોય, તેમ જે અન્ન વાસી અર્થાત્ આગલા દિવસે બનાવેલું હોય તે પણ ન ખાવું જોઇએ. તેમજ અસત્ શૂદ્રનું તથા કોઇનું ઉચ્છિષ્ટ અન્ન પણ ન ખાવું જોઇએ.

**धर्मध्वजी सदा लुब्धश्छाद्मिको लोकदम्भकः ।**

**वैडालव्रतिको ज्ञेयो हिंस्रः सर्वाभिसंधकः ।** म. स्मृ. अ. ४–१९५ ॥

અર્થઃ—જે મનુષ્ય ઘણા લોકોની સામે દાનાદિક ધર્માચરણ કરે છે અને પોતે તથા બીજા મનુષ્યો દ્વારા પણ લોકોમાં પોતાના ધર્મની ખ્યાતિ ફેલાવે છે તેનું ધર્માચરણ એક ધજાની પેઠે સર્વને જણાવવાને માટે છે. માટે પૂજા પ્રતિષ્ઠા આદિને માટે કપટથી ધર્માચરણ કરે છે તેને ધર્મધ્વજી, પાખંડી, આદિ નામથી કહે છે. એવો ધર્મધ્વજી, તથા સદા લોભી (બીજાના ધનની ઇચ્છા કરનાર), તથા કપટ ભરેલો વ્યવહાર કરનાર, તથા લોકોની થાપણ ઓળવનાર, તથા બીજાની હિંસા કરવાની સલાહવાળો તથા બીજાના ગુણને સહન ન કરી શકવાથી સર્વના ઉપર આક્ષેપ કરનાર(सर्वाभिसंधकः)–એ સર્વને બૈડાલવ્રતિક સમઝવા. બિલાડી પ્રાય કરીને ઉંદર આદિને મારી ખાવા માટે ધ્યાનનિષ્ઠ મનુષ્યની પેઠે શાન્ત બેસી રહે છે. તેની માફક જ પાખંડી મનુષ્યનું ધર્માચરણ છે એવો નિશ્ચય થાય છે. માટે તેને બૈડાલવ્રત વાળો કહે છે.

**यस्तु निन्देत्परं जीवं प्रशंसत्यात्मनो गुणान् ।**

**स वै वार्धुषिको नाम ब्रह्मवादिषु गर्हित ॥** याज्ञ स्मृ.अ. १–१६१ ॥

અર્થઃ—જે મનુષ્ય બીજાની નિન્દા કરે છે અને પોતાની સ્તુતિ કરે છે તેનું નામ વાર્ધુષિક છે. વિદ્વાનોમાં તે નિન્દિત હોય છે.

**अधोदृष्टिर्नैष्कृतिकः स्वार्थसाधनतत्पर ।**

**शठो मिथ्याविनीतश्च बकव्रतचरो द्विजः ॥** म०स्मृ०अ० ४–१९६ ॥

અર્થઃ—અંદર કપટ રાખીને પોતાનો વિનય પ્રકટ કરવાને નીચું જોનાર અને જે દ્વિજ નિષ્ઠુરતાથી વ્યવહાર કરનાર(નૈષ્કૃતિક) છે, તથા જે બીજાને હાનિ પહોંચાડી પોતાનો સ્વાર્થ સાધનાર છે, તથા જે શઠ અર્થાત્ રેઢા સ્વભાવવાળો છે, તથા કપટયુક્ત વિનયવાળો છે તેને બકવ્રતી મનુષ્ય સમઝવો જોઇએ. બગલો વિશેષ કરીને માછલી આદિ પ્રાણીને પકડવાની ઇચ્છાથી ધ્યાન લગાવી બેસે છે અને ધીમે ધીમે ચાલે છે, તેવી રીતે બકવ્રતી પણ લોકોને વંચન કરવાને માટે કપટ વ્યવહાર કરે છે. એવા બૈડાલવ્રત તથા બકવ્રત કરનારનું અન્ન પણ ખાવા યોગ્ય નથી.

**ये बकव्रतिनो विप्रा ये च मार्जारलिङ्गिनः ।**

**ते पतन्त्यन्धतामिस्रे तेन पापेन कर्मणा ॥** " ॥ १९७ ॥

અર્થ:—જે વિપ્રો બકવૃત્તિવાળા તેમજ જેઓ બૈડાલવ્રતવાળા છે તે સર્વે તે જ પાપકર્મથી અન્ધતામિસ્ર નામના નરકમાં પડે છે.

**चिकित्सकस्य मृगयोः क्रूरस्योच्छिष्टभोगिनः ।**

**उग्रान्नं सूतिकान्नं च पर्याचान्तमनिर्दशम् ॥ ,, ॥ २१२ ॥**

અર્થ:—વૈદ્યના ધંધાથી જીવન ચલાવનારનું, તથા શિકાર વડે જીવન ચલાવનાર(**મૃગયુ** નું, તથાક્રૂર માણસનું, તથા નિષિદ્ધ ઉચ્છિષ્ટ ખાનારનું, તથા ઉગ્રનું અર્થાત્ બીજાને દુઃખ દેનારનું અન્ન, તેમજ સૂતિકાન્ન એટલે સૂતિકાના ઉદ્દેશથી જે કાંઈ કર્મ કરવામાં આવતું હોય તેનું અન્ન, તથા એક પંક્તિમાં બેસીને ખાનાર મધ્યેથી કોઇ એક અન્તનું આચમન કરી લે તો બાકીના જમનારનાં પાત્રમાં બાકી રહેલું અન્ન—એ સર્વ અન્ન ખાવા યોગ્ય નથી. (સર્વ જમતા હોય તે દરમ્યાન તેમાંના એક અંતિમ આચમન કરી લે તો તે અન્ન **પર્યાચાન્ત** કહેવાય છે.)

અને સૂતિકાન્ન ખાવાનો નિષેધ આગળ કહેવાનો છે. તે પણ ન ખાવું જોઇએ.

યાજ્ઞવલ્ક્યકથસ્મૃતિમાં **પર્યાચાન્ત** ને બદલે **પર્યાયાન્ન** પાઠ છે. એક માણસનું અન્ન બીજાની દ્વારા આપવામાં આવે તેને પર્યાયાન્ન કહે છે, જેમકે શૂદ્રનું અન્ન બ્રાહ્મણ દ્વારા અથવા બ્રાહ્મણનું અન્ન શૂદ્રદ્વારા.

**अनर्चितं वृथा मांसमवीरायाश्च योषितः ।**

**द्विषदन्नं नगर्यन्नं पतितान्नमवक्षुतम् ॥ ,, ॥ २१३ ॥**

અર્થ:—કોઈ સત્કાર કરવા યોગ્ય છે છતાં સત્કાર વિના અવજ્ઞાપૂર્વક આપેલું અન્ન ખાવા યોગ્ય નથી. તથા દેવતા આદિના ઉદ્દેશથી જે માંસ આપવામાં આવેલું નથી એવું માંસ તથા પતિ અને પુત્રથી રહિત સ્ત્રીનું અન્ન ખાવા યોગ્ય નથી. વળી શત્રુનું અન્ન, તથા નગરનું અન્ન અર્થાત્ નગરના સમષ્ટિ લોકનું એકઠું કરીને બનાવેલું અન્ન, તથા પતિતોનું અને તથા કોઇએ સુંઘેલું હોય અથવા છીંકના છાંટા ઉડેલું હોય તેવું અન્ન, સર્વે ખાવા યોગ્ય નથી. આ શ્લોકમાં નગરી(નગર) શબ્દ પડેલો છે, તેનો અર્થ નીચે પ્રમાણે છે:—

**पुण्यक्रियादिनिपुणैश्चातुर्वर्ण्यजनैर्युतम् ।**

**अनेकजातिसंबद्धानेकशिल्पिसमाकुलम् ।**

**सर्वदैवतसंबद्धं नगरं त्वभिधीयते ॥ शब्दस्तोम महानिधिः ॥**

અર્થ:—પુણ્ય કર્મ કરવામાં સમર્થ તથા ચારે વર્ણોના લોકથી યુક્ત હોય, તથા અનેક જાતિના મનુષ્ય જેમાં રહેતા હોય, તથા અનેક પ્રકારની કલા અને વિદ્યાને જાણનાર જેમાં ઘણા હોય, તથા વિષ્ણુ આદિ પંચાયતન દેવતાયુક્ત હોય—તેને નગર કહે છે.

તે નગરના સમષ્ટિ લોકોનું અન્ન ન ખાવું જોઇએ. અને માંસ ખાવું નિષિદ્ધ છે, છતાં જે છોડી શકતો નથી માટે તેને અર્ચિત માંસ ખાવાનું કહ્યું છે. તેથી અર્ચિત માંસ ખાનારનું અન્ન બીજો માંસાહારી ખાઈ શકે છે એવો ઉપરના (૨૧૩)મા શ્લોકનો ભાવ છે. અને જે કદાપિ માંસ ખાતો નથી એવા ઉત્તમ બ્રાહ્મણાદિ ઉત્તમ આર્ય પ્રજાને માટે માંસાહારીઓનું અન્ન ખાવું હમેશાં નિષિદ્ધ છે.

**पिशुनानृतिनोश्चान्नं क्रतुविक्रयिणस्तथा ।**

**शैलूषतुन्नवायान्नं कृतघ्नस्यान्नमेव च ॥ ,, ॥ २१४ ॥**

અર્થઃ—ચાડી ચુગલી કરનારનું તથા જૂઠી સાક્ષી આદિ મિથ્યા ભાષણ કરનારનું તથા ક્રતુવિક્રયીનું અર્થાત્ "મેં કરેલા આ સત્કર્મનું ફળ તમને મળો" એમ કહીને તેની પાસેથી ધન લઈને તે ફળને વેચનારનું, તથા નટનું, અને વણકર, દરજી, આદિનું અન્ન તથા કૃતઘ્ન એટલે ઉપકારને બદલે અપકાર કરનારનું અન્ન પણ ખાવા યોગ્ય નથી. વળી—

कर्मारस्य निषादस्य रङ्गावतारकस्य च ।
सुवर्णकर्तुर्वेणस्य शस्त्रविक्रयिणस्तथा ॥ „ ॥ २१५ ॥
श्ववतां शौण्डिकानां च चैलनिर्णेजकस्य च ।
रजकस्य नृशंसस्य यस्यचोपपतिर्गृहे ॥ „ ॥ २१६ ॥
मृष्यन्ति ये चोपपतिं स्त्रीजितानां च सर्वशः ।
अनिर्दशं च प्रेतान्नमतुष्टिकरमेव च ॥ „ ॥ २१७ ॥

અર્થઃ—તથા લુહારનું, નિષાદનું, તથા પહેલાં કહેલા નટ અને ગાયન કરનારથી ભિન્ન બીજા વેશ બદલીને લોકને રંજન કરીને જીવિકા ચલાવનારનું, સોનીનું, વાંસ કાપીને તેના ઉપર જીવન ચલાવનાર(વેણુ)નું તથા શસ્ત્ર વેચનારનું અન્ન (૨૧૫), તેમજ નીચની સેવાથી જીવન ચલાવનાર, દારૂ વેચનાર, ધોબી, વસ્ત્ર રંગનાર, નૃશંસનું તથા જેના ઘરમાં જાર હોય તેનું અન્ન (૨૧૬), તથા જે મનુષ્ય પોતાની પત્નીને જાર છે એ જાણ્યા છતાં તેની ઉપેક્ષા કરે છે તેનું, તથા સર્વ કર્મમાં જે સ્ત્રીને અધીન છે તેનું, સૂતકના દશ દિવસ જેના પુરા થયા નથી તેનું તથા પ્રેતાન્ન અર્થાત્ મૃતના સૂતકવાળાનું અન્ન, તથા પ્રેતાને પ્રસન્ન કરે તેવું ન હોય એવું-એ સર્વ અન્ન ન ખાવું જોઇએ. વળી—

समासमाभ्यां विषमसमे पूजातः । गौ. ध. सू. अ. १७, सू. १८ ॥

અર્થઃ—વિદ્યા તથા કુલ આદિમાં તુલ્ય હોય એવી વ્યક્તિઓની પ્રમાદ આદિ નિમિત્તથી જે વિષમ પૂજા કરે છે, અને વિદ્યા આદિમાં જે સમાન ન હોય તેમની સમાન પૂજા કરે છે તેનું પણ અન્ન ન ખાવું. (અહીં પૂજાનો અર્થ આસન, ભોજન, આદિ વડે સત્કાર કરવો તે છે.) પરન્તુ—

शूद्रेषु दासगोपालकुलमित्रार्धसीरिणः ।
भोज्यान्नानापितश्चयश्चात्मानंनिवेदयेत् ॥ याज्ञ. स्मृ. अ. १–१६८ ॥

અર્થઃ—શૂદ્રોમાં જે દાસ અર્થાત્ ક્રીતાદિ દાસ હોય, ગાયોનું પાલન કરનાર ગોવાળ હોય, આપણા ખેતરમાં ખેતી કરતો હોય અથવા સાથે ખેડનાર (कुलमित्रसीरिन्) હોય, તથા વાળંદ, અને જે મન વાણીથી સેવાને માટે પોતાને અર્પણ કરે છે તેવો શૂદ્ર-એ સર્વેનું અન્ન ખાવા યોગ્ય છે અર્થાત્ તે ખાવાથી દોષ નથી. પરન્તુ દાસ આદિ જે શૂદ્ર કહ્યા તેમના સિવાય અન્ય શૂદ્રનું અન્ન ખાવા યોગ્ય નથી. દાસાદિના જે સ્વામી છે તે જ તેમનું અન્ન ખાઇ શકે છે. પરન્તુ એક માણસ બીજાના દાસાદિનું અન્ન ખાઇ શકે નહીં.

દેવલે પણ કહ્યુ છે કે—

स्वदासो नापितो गोपः कुम्भकारः कृषीवलः ।
ब्राह्मणैरपि भोज्यान्नाः पञ्चैते शूद्रयोनयः ॥ या. स्मृ. अ० १–१६८ ॥

અર્થઃ—પોતાનો દાસ, નાપિત (વાળંદ), ગોવાળ, કુંભાર અને ખેડુત એટલા પાંચ શૂદ્ર જાતિવાળાનું અન્ન બ્રાહ્મણોએ પણ ખાવા યોગ્ય છે.

વળી શૂદ્રાન્ન ખાવા સંબંધી હારિતે પણ કહ્યું છે.

कुलमित्रं कुलपुत्रो भैक्ष्यदः शिष्यकः सुहृत् ।
भवेद्यस्य सुखं लाभे भये त्राता च यो भवेत् ।
एते शूद्रेषु भोज्यान्ना मनो यत्र विभाव्यते ॥ या.स्मृ.अ.१-१६८यारा.टीका॥

અર્થઃ—કુલ નામ ખેડુતનું છે, તેનો પુત્ર કુલપુત્ર કહેવાય છે. ખેડુત તથા તેનો પુત્ર, તથા ભિક્ષા આપનાર, તથા શિષ્ય, સુહૃત્, તથા જેની પ્રાપ્તિ થવાથી સુખ થાય તે, ભયમાંથી આપણી રક્ષા કરનાર, એટલા શૂદ્રોને ભોજ્યાન્ન કહ્યા છે અર્થાત્ પૂર્વ કહેલા કે જેઓના ઘરમાં ખાવાથી મન પ્રસન્ન થાય છે તેમનું અન્ન ખાવામાં દોષ નથી. આ શૂદ્રોને છોડી બીજા શૂદ્રો સંબંધી મનુજીએ "नाद्याच्छूद्रस्य पक्वान्नम्" એ પ્રમાણે કહ્યું છે.

अन्नं पर्युषितं भोज्यं स्नेहाक्तं चिरसंभवम् ।
अस्नेहा अपि गोधूमयवगोरसविक्रियाः ॥ ,, १-१६९ ॥

અર્થઃ—ઘૃતાદિ સ્નેહ પદાર્થ યુક્ત અન્ન વાસી હોય અથવા ઘણા દિવસનું બનાવેલું હોય તોપણ તે ખાવામાં હરકત નથી. તેમ સ્નેહ (ચિકાસ) વિનાના ઘઉં, જવ, દૂધના વિકાર એટલે માવો અથવા માવામાંથી બનાવેલો પદાર્થ પણ બહુ દિવસ રહ્યા છતાં ખાવામાં દોષ નથી.

પુંઆ આદિ પક્વાન્ન અસચ્છૂદ્રોનું પણ ખાવામાં દોષ નથી એમ સુમન્તુ ઋષિનું કથન છે.

गोरसं चैव सक्तूंश्च तैलं पिण्याकमेव च ।
अपूपान्भक्षयेच्छूद्राद्यच्चान्यत्पयसा कृतम् ॥ याज्ञ.स्मृ.अ. १-१६८ अ० टी०

અર્થઃ—દૂધ, દહીં આદિ, તથા સકતું, તથા તેલ, તલનો ખોળ, અપૂપ તથા દૂધની બનાવેલી ચીજ અસત્શૂદ્રની પણ ખાઈ શકે છે.

लवणं मधु तैलं च दधि तक्रं घृतं पयः ।
न दुष्येच्छूद्रजातीनां कुर्यात्सर्वेषु विक्रयम् ॥ पारा. स्मृ. अ. १-७२ ॥

અર્થઃ—શૂદ્રજાતિનું મીઠું (નિમક), મધ, તેલ, દહીં, છાશ, ઘી, દૂધ એ સર્વ દૂષિત નથી, માટે સત્ શૂદ્ર તથા અસત્ શૂદ્ર એ સર્વ આ પદાર્થો વેચી શકે છે. વળી—

सांवत्सरघाण्टिकग्रामकूटान्नं विषम् ॥ या. स्मृ. अ. १-१६४ अ. टी. ॥

અર્થઃ—નક્ષત્ર, તિથિ, આદિ બનાવી છવિકા ચલાવનાર (સાંવત્સર) તથા રાજદરબારમાં ઘંટ વગાડી રાજાને જગાડનાર(ઘાણ્ટિક), તથા લોકો ઉપર અપવાદ લગાવનાર દામ્ભિક (ગ્રામકૂટ), એમના અન્નને વિષ સમાન કહ્યું છે. માટે તે ખાવું નહીં.

तथा परिवित्तिपरिविन्नविमद्धप्रजननवृषलीपतिदिधिषूपतिपुनर्भूपुत्राणां रुधिरम्॥

અર્થઃ—તથા પરિવિત્તિ તથા પરિવિન્ન તથા જેના લિંગનું છેદન કર્યું હોય તથા વૃષલીપતિ દિધિષૂપતિ અર્થાત્ અક્ષતયોનિ વિધવા ફરીથી પરણી હોય(દિધિષુ) તેનો પતિ, તથા અક્ષતયોનિ વિધવા ફરીથી પરણી હોય(પુનર્ભૂ) તેનો પુત્ર—એ સર્વનું અન્ન રુધિર

સમાન છે. માટે તે પણ ખાવું નહીં. જેનો નાનો ભાઇ પરણ્યો છે એવો અવિવાહિત મોટો ભાઇ પરિવિત્તિ કહેવાય છે. અને મોટી બ્હેન કુંવારી છતાં જેનો નાનો ભાઇ પરણ્યો હોય તે બ્હેનનું નામ પરિવિન્ના છે. અથવા "**परिवित्तिपरिवेत्तान्नम्**" એવો પાઠ હોય તો પરિવેત્તાનો અર્થ મોટા ભાઇને કુંવારો મૂકી પરણનાર નાનો ભાઈ એવો કરવો. અને સજાતિની સ્ત્રી સાથે વિવાહ ન કરતાં શૂદ્રી(**वृषली**) સાથે વિવાહ કરનાર વૃષલીપતિ કહેવાય છે. તે વૃષલીપતિ તથા તેના પુત્રનું અન્ન ખાવાનો નિષેધ છે.

**भ्रातुर्मृतस्य भार्यायां योऽनुरज्येत कामतः ।**

**धर्मेणापि नियुक्तायां स ज्ञेयो दिधिषूपतिः ॥** म. स. अ० ३–१७३ ॥

અર્થઃ—ભાઇના મરણ પછી નિયોગના ધર્માનુસાર નિયુક્ત કરેલી તેની પત્નીની સાથે જે નિયોગની મર્યાદાને છોડીને કામથી પ્રવૃત્ત થાય છે તેનું નામ દિધિષૂપતિ છે. તેની સાથે વારંવાર રમણ કરવું તે નિયોગનો નિયમ નથી. અને જે વારંવાર રમણ કરે છે તે દિધિષૂપતિ છે. વળી—

**अन्यलभ्या तु या कन्या पुनरन्यस्य दीयते ।**

**अस्या अपि न भोक्तव्यं पुन ः कीर्तिता हि सा ॥**बृ०पा०स्मृ०अ०५–३५५॥

અર્થઃ—એક વરને આપવાને નિશ્ચય કરેલી હોવાથી તેને મળવા યોગ્ય તે કન્યાને જો બીજા વરને પરણાવવામાં આવે તો તે કન્યા પુનર્ભૂ કહેવાય છે. માટે તેનું અન્ન ખાવા યોગ્ય નથી. (અને તેના પુત્રનું અન્ન પણ ખાવા યોગ્ય નથી તે આગળ કહેવામાં આવ્યું છે.)

**कौमारं पतिमुत्सृज्य या चान्यं पुरुषं श्रयेत् ।**

**पुनः पत्युर्गृहं गच्छेत्पुनर्भूः सा द्वितीयका ॥** ,, ॥ ३५६ ॥

અર્થઃ—બાલ્યાવસ્થામાં જેની સાથે વિવાહ કરવામાં આવ્યો છે તેવા પતિનો સંગ છોડીને જે સ્ત્રી બીજા પુરુષનો આશ્રય કરે અને પછી પાછી પોતાના પતિને ઘેર આવે તે બીજી પુનર્ભૂ કહેવાય છે. વળી—

**असत्सु देवरेषु स्त्री बान्धवैर्या प्रदीयते ।**

**सवर्णाय सपिण्डाय पुनर्भूः सा तृतयिका ॥** ,, ॥ ३६७ ॥

અર્થઃ—સ્ત્રીને દિયર ન હોવાથી બન્ધુલોક જે સ્ત્રીને નિયોગ માટે બીજા સવર્ણ સપિણ્ડ પુરૂષને દે છે તે ત્રીજી પુનર્ભૂ છે.

આ ત્રણે પ્રકારની પુનર્ભૂ સ્ત્રીના પુત્રોનું અન્ન ખાવાનો પૈઠિનાસિ ઋષિએ નિષેધ કર્યો છે. અને પરાશરે પણ પુનર્ભૂના પુત્રોનું અન્ન ખાવાનો નિષેધ કર્યો છે. વળી—

**भर्तुर्या व्यभिचारेण कामं चरति नित्यशः ।**

**अस्या अपि न भोक्तव्यं सा मता कामचारिणी ॥** ,, ॥ ३५९ ॥

અર્થઃ—જે સ્ત્રી પતિથી અન્ય પુરૂષની સાથે ઇચ્છાનુસાર વિહાર કરે છે તે કામચારિણી કહેવાય છે, અને તેનું પણ અન્ન ખાવા યોગ્ય નથી.

**तथा राजभृतस्यान्नं चौरस्यान्नं तथैव च ।**

**सूतके मृतके चान्नं स्वर्गस्थमपि पातयेत् ।** या.स्मृ.अ० १–१६४ अ०टी०॥

અર્થઃ—તથા રાજસેવકનું અન્ન, ચોરનું અન્ન, વૃદ્ધિ તથા મરણના સૂતકીનું અન્ન એ સર્વ સ્વર્ગમાં રહેલાને પણ નીચે પાડે છે, તેથી તેમનું અન્ન પણ ન ખાવું.

अवलिप्तस्य मूर्खस्य दुष्टवृत्तस्य दुर्मतेः ।
अन्नमश्रद्दधानस्य यो भुंक्ते भ्रूणहा तु सः ॥ „ „

અર્થઃ—અત્યન્ત વિષયાસક્ત, મૂર્ખ, દુરાચારી, દુર્બુદ્ધિ, તથા શ્રદ્ધારહિત મનુષ્યનું અન્ન જે ખાય છે તે ભ્રૂણહત્યા કરનાર અર્થાત્ તેને ભ્રૂણહત્યા જેટલું પાપ લાગે છે.

उन्मत्तावधूतराजपुरोहितान्नानि वर्जयेत् ॥

આ आदित्यपुराणनुं પ્રમાણ या. स्मृ. અ० ૧-૧૬૪ ની અપરાદિત્ય ટીકામાં આપેલું છે.

અર્થઃ—ઉન્મત્ત તથા અવધૂત અર્થાત્ જેણે વર્ણાશ્રમ ધર્મનો પરિત્યાગ કર્યો છે તે તથા રાજાનો પુરોહિત એમનું અન્ન ખાવા યોગ્ય નથી.

अप्रजायां तु कन्यायां नाश्नीयात्तस्य वै गृहे ॥

અર્થઃ—જ્યાં સુધી પુત્રીને સન્તાન થયું ન હોય ત્યાં સુધી જમાઇના ઘરમાં ભોજન ન કરવું જોઇએ.

यथा जलं निर्गमनेष्वपेयं नदीगतं तत्पुनरेव पेयम् ।
तथाऽन्नपानं विधिपूर्वमागताद् द्विजातिपात्रान्तरितं न दुष्यति ॥
याज्ञ० स्मृ० अ० १–१६४ अ० टी० ॥

અર્થઃ—જેવી રીતે રસ્તામાં વહેતું જળ પીવા યોગ્ય નથી છતાં તે જ્યારે નદીમાં મળી જાય છે ત્યારે પીવા લાયક ગણાય છે, તેવી રીતે વિધિપૂર્વક આવેલા શૂદ્રાદિનું અન્ન પણ દ્વિજાતિ રૂપી પાત્ર દ્વારા પ્રાપ્ત થયેલું હોય તો તેમાં દોષ નથી.

श्रद्दधानस्य भोक्तव्यं चौरस्यापि विशेषतः ।
न त्वेव बहुयाज्यस्य यश्चोपनयते बहून् ॥ „ अपरा. टीका ॥

અર્થઃ—ચોર શ્રદ્ધાળુ હોય તો તેનું પણ અન્ન ખાવા યોગ્ય છે, પરન્તુ યોગ્યતા અયોગ્યતાનો વિચાર કર્યા વિના ઘણા લોકોના યજ્ઞાદિ તથા ઉપનયનાદિ કરાવનારનું અન્ન ખાવા યોગ્ય નથી.

विद्योपजीविनो अन्नं यो भुंक्ते साधुसंमतः ।
तदप्यन्नं यथा शौद्रं तत्साधुः परिवर्जयेत् ॥ म.भा.अ.शा.प.अ. १३५–१५॥

અર્થઃ—સત્પુરૂષોને સંમત એવો સદાચારી બ્રાહ્મણ જે વિદ્યા ઉપર જીવિકા ચલાવે છે તેનું અન્ન શૂદ્રના અન્ન તુલ્ય હોવાથી ખાવું નહીં જોઇએ. અહીં વિદ્યોપજીવી નામ પૈસા લઇને વેદશાસ્ત્રાદિ ભણાવનાર. તેનું અન્ન પણ દ્વિજાતિએ ખાવું ન જોઇએ.

દેવલ કહે છે કેઃ—

अवलीढं श्वमार्जारध्वाङ्क्षकुक्कुटमूषकैः ।
भोजनं नोपभुञ्जीत तदमेध्यं हि सर्वतः॥ याज्ञ. स्मृ. अ. १–१६४ अप. टी. ॥

અર્થઃ—કૂતરું, બિલાડી, કાગડો (ધ્વાંક્ષ), કુકડો અને ઉંદર એ જીવોએ ચાટેલું (શ્વલીઢમ્) અન્ન ખાવાના ઉપયોગમાં ન લેવું જોઈએ, કેમકે તે અન્ન સર્વ પ્રકારે અપવિત્ર છે.

ઇતિ અન્ન સંબંધી વિશેષ વિવેચન અ. ૧૨. સ. ૪૦. સમાપ્ત

## અધ્યાય ૧૨. સર્ગ. ૪૧.

### સ્વભાવથી અભક્ષ્ય વસ્તુનું નિરૂપણ.

પૂર્વ સર્ગમાં આચારદોષથી તથા જીવિકાના દોષાદિથી જે મનુષ્યોનું અન્ન ખાવું નિષિદ્ધ છે તેનું નિરૂપણ કરીને આ સર્ગમાં સ્વભાવથી જે પદાર્થ અભક્ષ્ય છે તેનું નિરૂપણ કરવામાં આવે છે.

छत्राकं विड्वराहं च लंशुनं ग्रामकुक्कुटम् ।
पलाण्डुं गृञ्जनं चैव मत्या जग्ध्वा पतेद्द्विजः ॥ म० स्मृ० अ० ५–१९ ॥

અર્થઃ—છત્રાક (પૃથ્વીમાંથી છત્ર કે ઢાલની માફક સફેદ રંગનું ઉગે છે તે), ગામમાં ફરતાં ડુક્કર, લસણ, ગામમાં રહેતું મરઘું, ડુંગળી, ગાજર એ સર્વ પદાર્થો જાણી જોઇને ખાવાથી મનુષ્ય અવશ્ય પતિત થાય છે.

છત્રાકાદિ ખાવાનો પરાશરજીએ પણ નિષેધ કર્યો છેઃ—

पीयूषं श्वेतलशुनं वृन्ताकफलगृञ्जने ।
पलाण्डुं वृक्षनिर्यासान् देवस्वं कवकानि च ॥ परा. स्मृ. अ. ११–१० ॥
उष्ट्रीक्षीरमविक्षीरमज्ञानाद् भुञ्जते द्विजः ।
त्रिरात्रमुपवासेन पंचगव्येन शुध्यति ॥ „ ॥ ११ ॥

અર્થઃ—નવી વાયેલી ગાયનું દૂધ (પીયૂષ), સફેદ લસણ, વંતાક, ગાજર, ડુંગળી, વૃક્ષનો ગુંદર, દેવનું ધન અને કવક અર્થાત્ સર્વ પ્રકારના છત્રાક (૧૦), તથા ઉંટડીનું તથા ઘેટીનું દૂધ એ સર્વ જે દ્વિજાતિ અજ્ઞાનથી ખાય તે ત્રણ રાત્રિ ઉપવાસ કરીને પછી પંચગવ્ય પીવાથી શુદ્ધ થાય છે.

અને યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ કહે છે કે—

पलाण्डुं विड्वराहं च छत्राकं ग्रामकुक्कुटम् ।
लशुनं गृञ्जनं चैव जग्ध्वा चान्द्रायणं चरेत् ॥ याज्ञ० स्मृ० अ० १७६ ॥

અર્થઃ—ડુંગળી, મલ ખાનાર ગામનું ડુક્કર, છત્રાક, ગામનું મરઘું, લસણ, ગાજર એ સર્વ ઇચ્છાપૂર્વક ખાવામાં આવે તો તેની શુદ્ધિને માટે ચાન્દ્રાયણ વ્રત કરવું જોઇએ.

अलाबूशिग्रुकवकछत्राकलशुनानि च ।
पलाण्डुश्वेतवृन्ताकरक्तमूलकमेव च ॥ व्या० स्मृ० अ० ३–६४ ॥
गृञ्जनारुणवृक्षासृग्जन्तुगर्भफलानि च ।
अकालकुसुमादीनि द्विजो जग्ध्वैन्दवं चरेत् ॥ „ ॥ ६५ ॥

અર્થ:—ગોળ દુધી, શિગ્રુ, કવક, છત્રાક, લસણુ, ડુંગળી, સફેદ રીંગણુ, લાલ મૂળો, લાલ ગાજર, વૃક્ષનો ગુંદર, જે ફળમાં કીડા આદિ જન્તુ હોય તે ફળ, અકાળે થયેલાં પુષ્પ, ફલ, આદિ–એ સર્વ જો દ્વિજાતિ ખાય તો તેની શુદ્ધિને માટે ચાન્દ્રાયણુ વ્રત કરવું જોઇએ. માટે તે ખાવા યોગ્ય નથી. સરગવો, લાલ પુષ્પ, અને જેની અંદર મદ વિશેષ હોય એવું ફુલ અને ગંદકીવાળા સ્થાનમાં થતું શાક વિગેરેનું નામ શિગ્રુ છે.

વળી મનુસ્મૃતિ પણુ કહે છે કે:—

लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।
अभक्ष्याणि द्विजातीनाममेध्यप्रभवाणि च ॥ म० स्म० अ० ५–५ ॥

અર્થ:—લસણુ, ગાજર, ડુંગળી, સર્વ પ્રકારના છત્રાક( કવક ), તદ્. અપવિત્ર મલાદિમાં ઉત્પન્ન થતા પદાર્થ દ્વિજે ખાવા નહીં.

लोहितान्वृक्षनिर्यासान्वृश्चनप्रभवाँस्तथा ।
शेलुं गव्यं च पेयूषं प्रयत्नेन विवर्जयेत् ॥ " ॥ ६ ॥

અર્થ:—વૃક્ષમાંથી નિકળતા લાલ રંગનો ગુંદર તેમજ વૃક્ષને કાપવાથી ( वृश्चन ) થતો અને લાલ રંગનો નહીં એવો પણુ ગુંદર નહીં ખાવો જોઇએ, તેમજ શેલુ અર્થાત્ બહુ વાર ( લસોડા ) તથા નવી વાયેલી ગાયનું દૂધ (ગવ્ય) એ પણુ દ્વિજાતિએ ખાવું ન જોઇએ.

शाकादिकं ज विड्जातं कवकानि विवर्जयेत् ।
मांसकीटादिभिर्युक्तं प्रयत्नेन विवर्जयेत् ॥ बृ. पा. स्मृ. अ.–श्लो.२०९ ॥

અર્થ:—વિષ્ટાદિમાં અથવા અન્ય અપવિત્ર સ્થાનમાં ઉત્પન્ન થયેલું શાક, સર્વ પ્રકારના છત્રાક, તથા માંસ, કીડા આદિ યુક્ત ફળો એ સર્વનો પ્રયત્ન પૂર્વક ત્યાગ કરવો જોઇએ. તે કોઈ ખાવા યોગ્ય નથી.

पिण्डोपमं तु खुक्खण्डं कवकं चैत्यसंनिभम् ।
छत्राकं छत्रसदृशं त्रयं भूमिसमुद्भवम् । या० स्मृ० अ० १–१७६ अ. टी. ॥

અર્થ:—છત્રાકના જાતિભેદમાં ગોળાકાર છત્રાકને ખુકૃખણ્ડ કહે છે. બૌદ્ધોના મંદિર ( चैत्य )ની તુલ્ય જેનો ઉપરનો ભાગ કંઇક ગોળ હોય એવું તથા કંઇક પોલુ એક છત્રાક હોય છે, તેનું નામ કવક છે. તથા એક છત્રીના આકારનું હોય છે. આ ત્રણે પ્રકારના છત્રાક ભૂમિમાંથી ઉત્પન્ન થાય છે. એ ત્રણેને પણુ ન ખાવાં.

नानाविधाः शाखिनो ये छत्राकं च तदुद्भवम् । " ॥

અર્થ:—અને નાના પ્રકારનાં જે વૃક્ષો છે તેની ઉપર ઉત્પન્ન થતાં જે છત્રાક છે તે પણુ ખાવાની મનાઇ છે. આ ચારે પ્રકારનાં છત્રાક ખાવાની ધર્મશાસ્ત્રમાં મના કરી છે.

વળી આવી જાતના કેટલાએ જાતિદુષ્ટ તથા ક્રિયાદુષ્ટ વગેરે પદાર્થો છે તે સર્વ દ્વિજાતિએ ખાવાની મના છે.

जातिदुष्टं क्रियादुष्टं कालाश्रयविदूषितम् ।
संसर्गाश्रयदुष्टं च सहृल्लेखं स्वभावतः ॥ या० स्मृ० अ०१–१६७ अ० टी० ॥

અર્થઃ—જાતિદુષ્ટ તથા ક્રિયાદુષ્ટ, કાલાશ્રય અર્થાત્ કાલદુષ્ટ, તથા સંસર્ગથી દુષ્ટ એ સર્વ સહૃલ્લેખ અર્થાત્ સ્વભાવથી મનમાં સંશય ઉત્પન્ન કરનાર છે એમ જાણવું.

लशुनं गृञ्जनं चैव पलाण्डुं कवकानि च ।
वार्ताकनालिकालाबू जपेयाज्जातिदूषितम् ॥ ,, ॥

અર્થઃ—લસણ, ગાજર, ડુંગળી, સર્વ પ્રકારનાં છત્રાક, સફેદ રીંગણ, નાડી શાક, ગોળ તુંબડું અર્થાત્ દુધી, આ સર્વ જાતિથી જ દુષ્ટ છે એમ સમજવું. (उपेयात्)

न भक्षयेत्क्रियादुष्टं यदृष्टं पतितैः पृथक् ।
कालदुष्टं च विज्ञेयं ह्यस्तनं चिरसंस्थितम् ॥ ,, ॥

અર્થઃ—નાના પ્રકારના પતિત તથા ચણ્ડાલાદિની જેના ઉપર દૃષ્ટિ પડી હોય તે અન્ન ક્રિયાદુષ્ટ કહેવાય છે, અને તે પણ ન ખાવું. અને જે અન્ન ગઇ કાલનું રાંધેલું હોય તથા ઘણી વખતનું બનાવેલું હોય તે કાલદુષ્ટ કહેવાય છે. અને તે પણ ન ખાવું જોઇએ.

सुरालशुनसंसृष्टं पीयूषादिसमन्वितम् ।
संसर्गदुष्टमेतद्धि शूद्रोच्छिष्टवदाचरेत् ॥ ,,

અર્થઃ—દારૂ, લસણ ઇત્યાદિનો જેને સંસર્ગ થયો હોય તેવું, તથા પીયૂષ( સાત દિવસની અંદર વાયેલી ગાયનું દૂધ) ઇત્યાદિ યુક્ત એ સંસર્ગદુષ્ટ કહેવાય છે, અને તેનો શૂદ્રના એંઠાની માફક પરિત્યાગ કરવો જોઇએ, અર્થાત્ જેમ શૂદ્રનું ઉચ્છિષ્ટ ખાવું યોગ્ય નથી તેમ તે પણ ખાવા યોગ્ય નથી. જે ગાયને વાયે દશ દિવસ ન થયા હોય તેનું દૂધ પીયૂષ કહેવાય છે.

शूद्रोच्छिष्टं तु विज्ञेयं पूर्वं शूद्रेषु दर्शितम् ।
विचिकित्सा तु हृदये यस्मिन्नन्ने प्रजायते ।
सहृल्लेखं तु विज्ञेयं पुरीषं तु स्वभावतः ॥ ,, ॥

અર્થઃ—આપણે જમ્યા પહેલાં દાસાદિ સિવાયના શૂદ્રોને બનાવેલું અન્ન શૂદ્રોચ્છિષ્ટ જાણવું. અને જે અન્નને જોતાં ખાવામાં મનમાં શંકા થતી હોય તે હલ્લેખ કહેવાય છે. અહીં હલ્લેખનો અર્થ કંઇક ગ્લાનિ ઉત્પન્ન કરનાર એવો છે. અને જે પુરીષ( મલ ) છે તે સ્વભાવથી જ ગ્લાનિ ઉત્પન્ન કરતા છે. અને અન્નમાં ગ્લાનિ કોઇ નિમિત્તથી જ ઉત્પન્ન થાય છે.

વળી જાતિદુષ્ટાદિ પદાર્થોની પેઠે રસદુષ્ટ પદાર્થ પણ ખાવા યોગ્ય નથી.

रसदुष्टं विकाराद्धि रसस्येति निदर्शनात् ।
पायसक्षीरपूपादि तस्मिन्नेव दिने यथा । ,, ॥

અર્થઃ—રાંધેલા જે પદાર્થમાં વિકાર થવાથી સ્વાદ બગડે છે તે પદાર્થ રસદુષ્ટ કહેવાય છે. રસદુષ્ટના દૃષ્ટાન્તથી દૂધપાક તથા પિષ્ટ( પિઠું ) આદિ તે જ દિવસની સાંજ સુધી રહેવાથી તેના સ્વાદમાં ભેદ પડે છે. તે સર્વ પણ રસદુષ્ટ કહેવાય છે.

राजमाषाः स्थूला मुद्गास्तथा तृपयवापकौ ।
मसूराः शतपुष्पा च कुसुम्भं श्रीनिकेतनम् ।
सस्यान्येतान्यभक्ष्याणि न च देयानि कस्यचित् ॥ या.स्मृ.अ.१-१६९अ.टी.॥

અર્થઃ—રાજમાષ(એક જાતનું ધાન્ય), તથા સ્થૂલ મગ(એક પ્રકારના મગ), વૃપપ તથા વાપક નામના પદાર્થ, મસૂરની દાળ, શતપુષ્પા(એક પ્રકારનું શાક), કુસુંભ તથા શ્રીનિકેતન નામનો પદાર્થ એ સર્વ ખાવા યોગ્ય નથી, તેમ તે કોઈને આપવા યોગ્ય પણ નથી.

नाश्नीयात्पायसं नक्तं भुक्तं चेन्न स्वपेन्निशि । ,, ॥

અર્થ;—દૂધપાક રાત્રે ખાવો નહીં, છતાં જો ખાવામાં આવે તો રાત્રિમાં સુવું નહિં. શુક્ત પદાર્થ ખાવાની મનાઇ છે, તથાપિ—

दधि भक्ष्यं शुक्तमपि यच्चैवं दधिसंभवम् ।
कन्दमूलफलैः पुष्पैः शस्तैः शुक्तासवं तु यत् ॥
अविकारि भवेन्मेध्यमभक्ष्यं तद्विकारकृत् ॥ ,, ॥

અર્થઃ—શુક્ત પદાર્થને ખાવાની મનાઇ છે, તથાપિ દહીં અને દહીંમાંથી બનાવેલો પદાર્થ, તથા ઉત્તમ કન્દમૂલ, ફલ, તથા પુષ્પ આદિનો બનાવેલો શુક્ત, રસ વાળો આસવ, તથા જે મદને ઉત્પન્ન કરતા નથી એવો પદાર્થ શુક્તરસ હોવા છતાં તેને ખાવામાં દોષ નથી.

ઇતિ અભોજ્યાન્નનિરૂપણ અ. ૧૨. સ. ૪૧. સમાપ્ત.

## અધ્યાય. ૧૨. સર્ગ. ૪૨.

### ઇષ્ટપૂર્તાદિકર્મનિરૂપણ.

ઉપરના સર્ગમાં અભોજ્યાન્ન આદિનું નિરૂપણ કરીને આ સર્ગમાં ઇષ્ટપૂર્તાદિ કર્મનું નિરૂપણ કરવામાં આવે છે.

श्रद्धयेष्टं च पूर्तं च नित्यं कुर्यादतन्द्रितः ।
श्रद्धाकृते ह्यक्षये ते भवतः स्वागतैर्धनैः ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૪–૨૨૬ ॥

અર્થઃ—આલસ્ય છોડીને શ્રદ્ધાથી દરરોજ ઇષ્ટ અને પૂર્ત કર્મ કરવું જોઇએ. કેમકે નીતિથી કમાયેલા ધન વડે ઇષ્ટ અને પૂર્ત કર્મ કરવાથી તે અક્ષય ફલ આપનાર થાય છે. અક્ષય ફલનો અર્થ મોક્ષ થાય છે. ઇષ્ટાદિ કર્મથી સાક્ષાત્ મોક્ષની પ્રાપ્તિ થતી નથી, તથાપિ અન્તઃકરણની શુદ્ધિ દ્વારા તે મોક્ષનું પરંપરા કારણ થાય છે. નિષ્કામતાથી કરેલાં ઇષ્ટાદિ કર્મ શીઘ્ર અન્તઃકરણની શુદ્ધિ કરે છે.

ઇષ્ટનો અર્થ કહે છેઃ—

अग्निहोत्रं तपः सत्यं वेदानां चैव पालनम् ।
आतिथ्यं वैश्वदेवश्च इष्टमित्यभिधीयते ॥ અત્રિ સં૦ શ્લો૦ ૪૨ ॥

અર્થઃ—અગ્નિહોત્ર, તપ, સત્યભાષણ, વેદ ભણવા અને ભણાવવા, અતિથિસત્કાર અને વૈશ્વદેવ એ ૭ કર્મને ઇષ્ટકર્મ કહે છે.

તેમાં મંત્ર વડે અગ્નિને સ્થાપન કરી તેમાં જે હોમ કરવામાં આવે છે તેનું નામ અગ્નિહોત્ર છે. તે વિવાહ સમયથી લઇને વાનપ્રસ્થ અથવા સંન્યાસ ગ્રહણ કરતા સુધી અથવા મરણ પર્યન્ત કરવાનો હોય છે. આ અગ્નિહોત્ર સ્વર્ગનું સાધન છે.

તપશ્ચર્યા કરવી તેનું નામ તપ છે.

ચાન્દ્રાયણાદિ તપ પણ વ્રત કહેવાય છે. વળી ભગવાને ગીતામાં માનસિક, શારીરિક અર્થાત્ શરીરવડે કરવાનું અને વાણી વડે થતું એમ ત્રણ પ્રકારનું તપ કહ્યું છે. એનું વિવેચન દૈવી સંપત્તિ અને આસુરી સંપત્તિના લેખમાં જોઈ લેવું.

મનુષ્યે આ લોક સંબંધી અથવા પરલોક સંબંધી સુખને માટે તપ કરવું જોઇએ.

આ પ્રમાણે અગ્નિહોત્ર અને તપનું વ્યાખ્યાન કર્યું. હવે બાકીનાં ઇષ્ટકર્મ મધ્યે જે સત્ય છે તેનો અર્થ એવો છે કે જે પ્રકારે દીઠું છે અથવા સાંભળ્યું છે તે પ્રકારે કહેવું તે છે. તેની વ્યાખ્યા પહેલાં (સદાચાર પ્રકરણમાં) કરવામાં આવી છે. તેમજ વેદનું અધ્યયન કરવું તથા અતિથિનો સત્કાર કરવો તથા વૈશ્વદેવ તેમની પણ વ્યાખ્યા ઉપર કરવામાં આવી છે.

આ ઇષ્ટકર્મ સર્વ દ્વિજાતિએ કરવું જોઇએઃ-

इष्टपूर्तौ द्विजातिनां सामान्यौ धर्मसाधनौ ।
अधिकारी भवेच्छूद्रः पूर्ते धर्मे न वैदिके ॥ अत्रि. स्मृ० श्लो ४६ ॥

અર્થઃ—ઇષ્ટ અને પૂર્ત એ બંને કર્મ સર્વ દ્વિજાતિને માટે સામાન્ય ધર્મસાધન છે. પરન્તુ જે શૂદ્ર છે તે પૂર્તકર્મમાં અધિકારી છે, વૈદિક જે ઇષ્ટ કર્મ તેમાં તેનો અધિકાર નથી. એ પ્રમાણે શૂદ્રને ઇષ્ટ કર્મમાં અનધિકારી કહ્યો છે.

વૈદિક અગ્નિહોત્ર અને વેદાધ્યયનને છોડીને તપ, સત્ય ભાષણ, અતિથિસત્કાર, તથા વૈશ્વદેવ એ સર્વ કર્મોમાં શૂદ્રને પણ અધિકાર છે. આશ્રમધર્મનું આચરણ કરવામાં જેને અધિકાર છે તેને તપનો અધિકાર નથી એમ કહેવું તે યુક્તિ વિનાની વાત છે. આશ્રમ ધર્મનું પાલન કરવું તે જ પહેલું તપ છે. ઉપનયનાદિ સંસ્કાર નહીં હોવાથી વેદાધ્યયન કરવામાં તથા વેદમન્ત્રો દ્વારા થતા કર્મમાં શૂદ્રને અધિકાર નથી. પરન્તુ અન્નાદિનો ત્યાગ કરીને અથવા હિત અને મિત ભોજન કરીને ઇશ્વરનું ભજન કરવા રૂપ જે તપ છે તેમાં સર્વનો અધિકાર છે. તેનો નિષેધ કદાપિ બની શકતો નથી. પોતાની પ્રવૃત્તિ બીજાને દુઃખ રૂપ ન હોય અને પોતાની ઉન્નતિ થતી હોય તેવું સાધન કરવામાં કોઈ દોષ થવાનો સંભવ નથી. એવું કાર્ય તો અવશ્ય કરવું જોઇએ.

હવે પૂર્ત કર્મ કયું કયું તે કહે છેઃ—

वापीकूपतडागादिदेवतायतनानि च ।
अन्नप्रदानमारामः पूर्तमित्यभिधीयते ॥ अत्रि स्मृ० श्लो० ४४ ॥

અર્થઃ—સર્વના ઉપયોગને માટે વાવ, કુવા, તળાવ આદિ જળાશય બનાવવાં, તથા દેવતાનાં મંદિર જ્યાં ન હોય ત્યાં બનાવવાં, તથા અન્નદાન કરવું, અને આરામને માટે બાગ બગીચા આદિ કરાવવું તે સર્વ પૂર્તકર્મ કહેવાય છે.

પુણ્ય કર્મ કરનારને પણ ધર્મ સબંધી કીર્તિ સંપાદન કરવાની આવશ્યકતા છે, કેમકે જ્યાંસુધી પૃથ્વીમાં કીર્તિ હોય છે ત્યાંસુધી જ મનુષ્ય સ્વર્ગ લોકમા રહી શકે છેઃ—

सुरालयसरोवापीकूपारामादिकल्पना ।
एतदर्थं हि पूर्ताख्या धर्मशास्त्रेषु निश्चिता ॥ स्का. पु. ख १ ॥

અર્થ:—દેવમન્દિર, તળાવ, વાવ, કુવા, બાગ, ઇત્યાદિ બનાવવા રૂપ જે પૂર્ત કર્મની કલ્પના ધર્મશાસ્ત્રમાં કરી છે તે કીર્તિ નષ્ટ ન થાય તેને માટે કરી છે.

પુણ્યકર્મ વડે બ્રહ્મલોકમાં ગયેલા પ્રદ્યુમ્નની કીર્તિ જ્યારે પૃથ્વીમાંથી નષ્ટ થઇ ગઇ ત્યારે બ્રહ્માજીએ કીર્તિ સંપાદન કરવાને માટે તેને ફરીથી પૃથ્વીલોકમાં મોકલ્યો છે એવો સ્કાન્દપુરાણનો ઇતિહાસ સદાચાર પ્રકરણમાં લખ્યો છે. માટે ધર્માત્મા મનુષ્યને પણ પોતાની કીર્તિ બની રહે તેને માટે કુવા આદિ બનાવવાની આવશ્યકતા છે.

पानीयदानं परमं दानानामुत्तमं सदा ।
सर्वेषां बीजपुञ्जानां तर्पणं जीवनं स्मृतम् ॥ शि. पु. उ. सं. अ. १२–१ ॥

અર્થ:—જલનું દાન સર્વ દાનમાં મોટું અને શ્રેષ્ઠ છે. પૃથ્વીમાં જે કોઇ બીજના સમૂહ છે તે સર્વને જલ તૃપ્તિ કરનાર અને જીવન રૂપ છે, જલ ન મળે તો સર્વ નષ્ટ થઇ જાય.

प्रपादानमतः कुर्यात् सुस्नेहादनिवारितम् ।
जलाश्रयविनिर्माणं महानन्दकरं भवेत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—માટે કોઇના રોકાણ વિના પાણીની પરબ (प्रपा) મંડાવીને પાણી પાવાનું દાન અત્યન્ત પ્રેમની સાથે કરવું જોઇએ, કેમકે જલાશય નિર્માણ કરવું તે મહાન્ આનન્દ આપનાર થાય છે.

कूपवापीतडागादेर्जीर्णोद्धारे महाफलम् । अग्नि पु. अ० ६७–६७ ॥

અર્થ:—જૂના કુવા, વાવ, તળાવ આદિનો ઉદ્ધાર કરવો તે મહાન્ ફળ દાયક છે.

यस्तडागं नवं कृत्वा जीर्णं वा नवतां नयेत् ॥ भवि. पु. म. प. अ. ९–२३॥
सर्वं कुलं समुद्धृत्य स्वर्गलोके महीयते ॥ ,, ॥ २४ ॥

અર્થ:—નવું તળાવ બનાવનાર અથવા જીર્ણ થયેલા તળાવને ફરી બનાવી નવીન કરનાર પોતાના સર્વ કુળનો ઉદ્ધાર કરીને સ્વર્ગ લોકમાં સત્કારને પ્રાપ્ત થાય છે. માટે—

वापी कूपतडागाश्च उद्यानमवहास्तथा ॥ ,, ॥ २४ ॥
पुनः पुनश्च संस्कार्या लभते मौक्तिकं फलम् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—વાવ, કુવા, તળાવ, હવા ખાવાના બાગ બગીચા ઇત્યાદિનો વારંવાર સંસ્કાર કરવો જોઇએ. તે પ્રમાણે કરનારને અન્તઃકરણની શુદ્ધિ દ્વારા મુક્તિ રૂપી ફળ મળે છે.

निदाघकाले पानीयं यस्य तिष्ठति वापिनः ।
स्वर्गं गच्छेत्स नरकं न कदाचिदवाप्नुयात् ॥ ,, अ. ९–५८ ॥

અર્થ:—જેની વાવમાં ગ્રીષ્મ ઋતુમાં પીવા લાયક જલ રહે છે તે મનુષ્ય સ્વર્ગમાં જાય છે, કદાપિ નરકમાં જતો નથી.

તેવી રીતે મન્દિરોનો જીર્ણોદ્ધાર કરવો તે પણ બહુ પુણ્યનું કામ છે. જે ગામમાં અનેક મન્દિર હોય ત્યાં નવું મન્દિર બંધાવવામાં વિશેષ પુણ્ય નથી, પરન્તુ જૂના મન્દિરનો જીર્ણોદ્ધાર કરી તેને નવું કરવામાં અનન્ત પુણ્ય છે.

पतितं पतमानं च तथार्धस्फुटितं तथा ।
समुद्धृत्य हरेर्वेश्म द्विगुणं फलमाप्नुयात् ॥ ,, अ. ९–५२ ॥

અર્થઃ—પડી ગયેલા તથા પડવાની તૈયારીમાં હોય તેવા અથવા અડધું ફાટયું તૂટયું હોય એવા ભગવાનના મન્દિરોનો જીર્ણોદ્ધાર કરનાર, નવું મન્દિર બનાવવાથી જે ફળ પ્રાપ્ત થાય છે તેનાથી બમણું ફળ પ્રાપ્ત કરે છે.

વળી યમસ્મૃતિ પણ કહે છે કે—

वापीकूपतडागानि देवतायतनानि च ।
पतितान्युद्धरेधस्तु स पूर्तफलमश्नुते ॥ यम. स्मृ. श्लो. ७० ॥

અર્થઃ—જીર્ણ થવાથી પડેલી વાવ, કુવા, તળાવ અને મન્દિરનો જે જીર્ણોદ્ધાર કરે છે તે સંપૂર્ણ પૂર્ત કર્મના ફલને પ્રાપ્ત થાય છે.

જેવી રીતે તલાવાદિ બનાવવામાં પુણ્ય છે તેવી રીતે છાયા વડે સર્વ પ્રાણીઓને સુખ દેનાર તથા પુષ્પ ફલાદિ વડે અનેક પ્રાણીનું જીવન ચલાવનાર વૃક્ષ રોપવામાં પણ ફળ છે.

यस्तु वृक्षं प्रकुरुते छायापुष्पफलोपगम् ।
पथि देवालये चापि पापात्तारयते पितॄन् ।
कीर्तिश्च मानुषे लोके मेत्याभ्येति शुभं फलम् भवि पु. म. प. अ. १०-३५॥

અર્થઃ—રસ્તે જનારને છાયાફલ આદિ આપનાર વૃક્ષોને રસ્તામાં, તથા પૂજા આદિમાં ઉપયોગી પુષ્પ પાંદડાં આદિ આપનાર વૃક્ષોને દેવ મન્દિરમાં, રોપનાર પિતૃઓને પાપથી તારે છે. અને પોતે મનુષ્ય લોકમાં જીવિત અવસ્થામાં કીર્તિ પ્રાપ્ત કરે છે, અને મરણ બાદ ઉત્તમ ફળને પણ પ્રાપ્ત થાય છે.

अतीतानागताँश्चातः पितॄन्सस्वर्गतो द्विजाः ।
तारयेद्वृक्षरोपी च तस्माद्वृक्षं प्ररोपयेत् ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—હે દ્વિજો! વૃક્ષ રોપનાર મનુષ્ય પોતાના મરી ગયેલા અને હવે પછી મરનાર પિતૃઓને સ્વર્ગપ્રાપ્તિ દ્વારા (स्वर्गतः) તારે છે. માટે વૃક્ષોને રોપવાં જોઇએ.

अपुत्रस्य हि पुत्रत्वं पादपा इह कुर्वते ।
यत्नेनापि च विप्रेन्द्रा अश्वत्थारोपणं कुरु ,, ॥ ३७ ॥

અર્થઃ—જેમને પુત્ર નથી તેમને માટે, પુત્ર કરવાનું જે કાર્ય તે આ લોકમાં વૃક્ષો જરૂર કરે છે. માટે હે બ્રાહ્મણશ્રેષ્ઠો! યત્નપૂર્વક પિપળો આદિ વૃક્ષોને રોપો.

शतैः पुत्रसहस्राणामेक एव विशिष्यते ।
कामेन रोपयेद्विप्रा एकद्वित्रिप्रसंख्यया ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—સો અથવા હજાર પુત્રો કરતાં પણ એક વૃક્ષ શ્રેષ્ઠ છે. માટે હે. વિપ્રો! એક અથવા બે અથવા ત્રણ અથવા પોતાની મરજી પડે તેટલાં વૃક્ષોને રોપવાં જોઇએ.

धनी चाश्वत्थवृक्षे च अशोकः शोकनाशनः । ,, ॥ ३९ ॥

અર્થઃ—પીપળાનું વૃક્ષ રોપવાથી મનુષ્ય ધની થાય છે, અને અશોકનું વૃક્ષ મનુષ્યના શોકને નાશ કરતા છે.

धनप्रदो जंबुवृक्षो विल्व आयुष्यदः स्मृतः ॥ ,, ॥ ४० ॥
तिन्दुकात्कुलवृद्धिः स्याद्दाडिमी कामिनीप्रदा॥ ,, ॥ ४१ ॥

स्वर्गप्रदा धातकी स्याद्वटो मोक्षप्रदायकः ॥ " ॥ ४२ ॥

અર્થઃ—જાંબુડાનું વૃક્ષ ધનદાતા છે, બિલ્વ વૃક્ષ આયુ દેનાર છે, તિન્દુક વૃક્ષ કુલની વૃદ્ધિ કરતા છે, દાડિમ સ્ત્રી આપનાર છે, ધાતકીનું વૃક્ષ સ્વર્ગે લઇ જનાર છે, અને વડવૃક્ષ મોક્ષને આપનાર છે.

निंबे पशुविनाशः स्यात् । " ॥ ४८ ॥

અર્થઃ—પરન્તુ લીંબડાનું ઝાડ રોપવાથી પશુઓનો નાશ થાય છે. માટે બિલ્વાદિ વૃક્ષોને રોપવાં તે મનુષ્યને પુણ્ય પ્રાપ્ત કરાવે છે. પરંતુ રહેવાના ઘરની પાસે કોઈ પણ વૃક્ષ રોપવું ન જોઇએ તે વાત પહેલાં કહેવામાં આવી છે.

ઇતિ ઈષ્ટાદિકર્મનિરૂપણ અ. ૧૨. સ. ૪૨. સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૪૩.

### દાનધર્મનિરૂપણ.

મનુસ્મૃતિમાં કહ્યુ છે કે—

दानधर्मं निषेवेत नित्यमैष्टिकपौर्तिकम् ।
परितुष्टेन भावेन पात्रमासाद्य शक्तितः ॥ म.स्मृ. अ. ४–२२७ ॥

અર્થઃ—ઇષ્ટ સંબન્ધિ, તથા પૂર્ત સંબન્ધિ, તથા અન્તર્વેદિ અને બહિર્વેદિ દાન નામના ધર્મનું સેવન કરો. પરન્તુ તે પાત્ર પ્રાપ્ત થતાં પ્રસન્ન અન્તઃકરણથી શક્તિ અનુસાર કરવું જોઇએ.

આ ચાર પ્રકારનાં દાન મધ્યે ઇષ્ટ તથા પૂતકર્મનું વિવેચન ઉપરના સર્ગમાં કરવામાં આવ્યું છે. આ સર્ગમાં દાન સંબંધી વિશેષ નિરૂપણ કરવામાં આવે છે.

દાનના અન્તર્વેદિ અને બહિર્વેદિ એવા બે ભેદ છે.

ज्ञानसाध्यं तु यत्कर्म अन्तर्वेदीति कथ्यते ।
देवतास्थापनं पूजा वहिर्वेदिरुदाहृतम् ॥ भवि. पु. म. प. अ. ९–२ ॥

અર્થઃ—વેદ તથા શાસ્ત્રના જ્ઞાનથી સાધ્ય જે કર્મ છે તે અન્તર્વેદિ કહેવાય છે. અને દેવતાની સ્થાપના તથા તેની પૂજા આદિ કર્મ બહિર્વેદિ કહેવાય છે.

प्रपा पूर्तादिकं चैव ब्राह्मणानां च तोषणम् ।
गुरुभ्यः परिचर्या च वहिर्वेदी द्विधा मता " ॥ ३ ॥

અર્થઃ—પાણી પાવાની પરબ, તથા કુવા, વાવ, આદિ કરાવવા રૂપ જે પૂર્ત કર્મ, તથા બ્રાહ્મણોને જે પ્રસન્ન કરવા તે, તથા માતપિતા અને આચાર્યાદિની સેવા તે સર્વ પણ બહિર્વેદિ કહેવાય છે. આ પ્રકારનું એક અને બીજું ઉપર કહેલું દેવતાસ્થાપનાદિ કર્મ એમ બહિર્વેદિ બે પ્રકારનું છે.

गुर्वर्थनिवेशौषधार्थवृत्तिक्षीणयक्ष्यमाणाध्ययनाध्वसंयोगवैश्वजितेषु द्रव्यसंविभागो वहिर्वेदिः ॥ गौ. ध. अ.५–सू. २२ ॥

અર્થઃ—માતા, પિતા તથા આચાર્ય તથા નોકર આદિના પોષણને માટે, તથા વિવાહ

(નિવેશ)ને માટે, તથા રોગીને ઔષધને માટે, તથા વિપત્તિને પ્રાપ્ત થયેલાને, તથા નિત્ય કરવા યોગ્ય યજ્ઞને માટે, તથા વેદના અધ્યયન માટે, તથા રસ્તે ચાલતો મનુષ્ય થાકેલો હોય તેને કંઈ ખાવાને સારું, તથા વિશ્વજિત્ નામનો યજ્ઞ કરનાર-એ સર્વને જે ધન આપવું તે બહિર્વેદિ દાન કહેવાય છે.

આના સંબંધમાં દેવલ સ્મૃતિમાં નીચે પ્રમાણે કહ્યું છે.

अर्थानामुदिते पात्रे श्रद्धया प्रतिपादनम् ।

दानमित्यभिनिर्दिष्टं व्याख्यानं तस्य वक्ष्यते ॥ या.स्मृ.अ.१-२०१ अ. टी.॥

અર્થ:—શાસ્ત્રમાં કહેલી રીતે પાત્રને શ્રદ્ધાથી જે ધનાદિ આપવામાં આવે તેને દાન કહે છે. તેનું વ્યાખ્યાન કરીએ છીએ. જેવી રીતે યજ્ઞ તથા તપ મનુષ્યને પવિત્ર કરનાર છે, તેવી રીતે દાનાદિ પણ મનુષ્યને પવિત્ર કરનાર છે. મનુષ્યોમાં યજ્ઞ અને તપ કરવાનું સામર્થ્ય ઓછું હોવાથી તેમના કલ્યાણનું સાધન ઉપનિષદ્‌માં દાનને જ પ્રધાન કહ્યું છે.

त्रयाः प्राजापत्याः प्रजापतौ पितरि ब्रह्मचर्यमूषुर्देवा मनुष्या असुरा उषित्वा ब्रह्मचर्य देवा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति ॥ बृ०उप०,अ. ५-२-१ ॥

અર્થ:—એક વખત પ્રજાપતિના પુત્રો દેવ, મનુષ્ય અને અસુરો એ ત્રણે પોતાના પિતા પ્રજાપતિની પાસે જઈને શિષ્ય તરીકે બ્રહ્મચર્ય પાળીને રહ્યા. દરમ્યાન દેવોએ પ્રજાપતિને કહ્યું કે અમારે માટે જે શિક્ષણ હોય તે અમને કહો. પ્રજાપતિએ તેમને 'દ' એટલો અક્ષર કહ્યો. કહીને પછી પ્રજાપતિએ તેમને પૂછ્યું કે મેં તમને જે અક્ષર કહ્યો તેનો અર્થ તમે સમઝયા કે નહીં?

व्यज्ञासिष्मेति होचुर्दाम्यतेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति॥१॥

અર્થ:—ત્યારે દેવતા લોક કહ્યું કે અમે સમઝયા. ત્યારે પ્રજાપતિએ કહ્યું કે જો સમઝયા હો તો કહો કે મેં શું કહ્યું? ત્યારે દેવતાલોક બોલ્યા કે તમે લોક અદાન્ત છો અર્થાત્ સ્વભાવથી ઇંદ્રિયોના નિગ્રહ રહિત છો. માટે તમે લોક સંયમી થાઓ-એ પ્રમાણે આપ અમને કહો છો. ત્યારે પ્રજાપતિએ ૐ શબ્દોનું ઉચ્ચારણ કરીને દેવતાલોકના કથનનો સ્વીકાર કર્યો કે તમે સારી રીતે સમઝયા છો એમ કહ્યું.

अथ हैनं मनुष्या ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दत्तेति न आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति ॥ " ॥ २ ॥

અર્થ:—તે પછી મનુષ્ય લોકોએ પ્રજાપતિને કહ્યું કે અમને અમારા કલ્યાણનું સાધન બતાવો. ત્યારે પ્રજાપતિએ તેમને પણ 'દ' એ જ અક્ષર કહ્યો, અને પછી "મેં કહેલા 'દ' અક્ષરનું તાત્પર્ય તમે સમઝયા છો" એમ પૂછ્યું. ત્યારે મનુષ્ય લોકોએ "હા, અમે સમઝયા છીએ. તમે અમને એમ કહ્યું કે તમે મનુષ્ય લોક સ્વભાવથી લોભી છો, માટે તમે યથાશક્તિ દાન કરો." એમ આપે અમને કહ્યું. તેમની આવી વાણી સાંભળી પ્રજાપતિ ૐ શબ્દના ઉચ્ચારણ વડે "તમે ઠીક સમઝયા છો" એમ તેમનું કહેવું સ્વીકાર્યું.

अथ हैनमसुरा ऊचुर्ब्रवीतु नो भवानिति तेभ्यो हैतदेवाक्षरमुवाच द इति व्यज्ञासिष्टा ३ इति व्यज्ञासिष्मेति होचुर्दयध्वमिति न ,आत्थेत्योमिति होवाच व्यज्ञासिष्टेति तदेतदेवैषा दैवी वागनुवदति स्तनयित्नुर्द द द इति दाम्यत दत्त दयध्वमिति तदेतत्त्रय शिक्षेद्दमं दानं दयामिति ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—તે પછી અસુરોએ પ્રજાપતિને કહ્યું કે અમને અમારા કલ્યાણનો માર્ગ બતાવો. તેમને પણ પ્રજાપતિએ તેજ એક 'द' અક્ષર કહ્યો. પછી પૂછયું કે મેં કહેલા 'द' અક્ષરનું તાત્પર્ય તમે સમઝયા ? ત્યારે અસુરોએ કહ્યું, "આપે કહેલા 'द' અક્ષરનું તાત્પર્ય અમે સમઝયા છીએ. તમે લોક બહુ ક્રૂર હોવાથી હિંસા આદિમાં તત્પર છો. તેથી તમે પ્રાણીઓ ઉપર દયા કરો" એમ આપે અમને કહ્યું. તે અસુરોની આવી વાણી સાંભળીને ૐ શબ્દનો ઉચ્ચાર કરી તે દ્વારા "તમે લોક ઠીક સમઝયા છો" એમ તેમનું કહેવું સ્વીકાર્યું. પ્રજાપતિના તે શાસનનું હાલ પણ અનુવર્તન થાય છે અર્થાત્ પહેલાં પ્રજાપતિએ દેવાદિ પ્રતિ જે શિક્ષણ આપ્યું હતું તે હાલ પણ વિજળીની ગર્જનારૂપ દૈવી વાણી "દ દ દ" એ રીતે શિક્ષણ આપે છે કે દમન કરો, દાન કરો અને દયા કરો. જે કારણથી હાલ પણ પ્રજાપતિ વિજળીના શબ્દ દ્વારા તે શિક્ષણ આપે છે, માટે પ્રજાપતિના દમ, દાન અને દયા એ ત્રણ શબ્દના ઉપદેશને ગ્રહણ કરો. અર્થાત્ ઇન્દ્રિય નિગ્રહરૂપ દમ તથા દાન તથા દયા એ ત્રણ અવશ્ય કરવાં જોઇએ એવી બુદ્ધિ કરો. માટે મનુષ્યોએ અવશ્ય દાન કરવું જોઇએ. નરકના દરવાજા રૂપ લોભને નિવૃત્ત કરવાને માટે દાન વિના બીજું કોઈ સાધન નથી.

મનુષ્યોને માત્ર દાન જ કર્તવ્ય છે, ઇન્દ્રિયનિગ્રહ કેવલ દેવતાઓને માટે છે, દયા કરવી તે માત્ર અસુરોને માટે જ છે—એવું શ્રુતિનું તાત્પર્ય નથી. અહીં દેવ શબ્દથી હમેશાં વિષયોના ભોગમાં તત્પર રહેનાર તથા વિષયસુખની ઇચ્છા રાખનાર મનુષ્યનું જ ગ્રહણ કરવાનું છે. અને અસુર શબ્દથી પોતાના સુખને માટે બીજાને પીડા દેનાર તથા હત્યા કરનાર નિર્દયી મનુષ્યનું જ ગ્રહણ કરવાનું છે. કેમકે શાસ્ત્રનો ઉપદેશ કેવલ મનુષ્યને માટે છે, બીજાને માટે નથી. તેથી મનુષ્યોમાં જે વિષયલંપટ હોય અને વિષયસુખની ઇચ્છા કરનાર હોય તેમને માટે ઇન્દ્રિયનિગ્રહ જ પ્રધાન સાધન છે. અને જેમનામાં દયા નથી અને બીજાને પીડા કરવાનો સ્વભાવ છે તેને માટે દયા કરવી તેજ મુખ્ય કર્તવ્ય છે; કેમકે ઇન્દ્રિયનિગ્રહ કરવો તે જ વિષયોની લોલુપતા નિવૃત્ત કરવાનું સાધન છે. અને જેને બીજાને પીડા દેવા રૂપ હિંસાવૃત્તિનો સ્વભાવ છે તેને તે દોષ નિવૃત્ત કરવાને દયા કરવી તે જ મુખ્ય સાધન છે. અને જેનામાં લોભ છે તેને લોભની નિવૃત્તિ કરવા દાન જ મુખ્ય સાધન છે. મનુષ્યોમાં આ ત્રણે દોષ દરેકમાં જોવામાં આવે છે. તેથી દરેક મનુષ્યે ઇન્દ્રિયોનો નિગ્રહ, દયા અને દાન કરવું જ જોઇએ. પરન્તુ સર્વમાં લોભ વિશેષ જોવામાં આવે છે, માટે દાનને ખાસ મનુષ્યના નામથી શ્રુતિએ કહ્યું છે.

દાની મનુષ્ય આ લોક અને પર લોકમાં સર્વ પ્રકારના ભોગના ભાગી થાય છે. જે મનુષ્ય યથાશક્તિ દાન નહીં કરનાર છે તેને ભોગ્ય પદાર્થની પ્રાપ્તિ થતી નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

अदाता पुरुपस्त्यागी धनं संत्यज्य गच्छति ।
दातारं कृपणं मन्ये मृतोऽप्यर्थं न मुञ्चति ॥ व्या० स्मृ. अ० ४–२९ ॥

અર્થ:—જે માણુસ દાન કરતો નથી તેજ ખરો ત્યાગી કહેવાય છે, કેમકે તે મરતી વખતે આ લોક તથા પરલોક સંબંધી સર્વ ધનનો ત્યાગ કરીને જાય છે. અને જે દાતા છે તેને હું કૃપણ માનું છું, કારણકે તે મરી ગયા પછી પણ ધનનો ત્યાગ કરતો નથી. ભાવ એ છે કે કૃપણ મનુષ્યને પરલોક સંબંધી સુખના ભોગનું સાધન મળતું નથી તેથી તેને ત્યાગી કહ્યો છે. અને દાતાએ અહીં જેટલું દાન કર્યું છે તેથી સો ઘણું પરલોકમાં તેને અધિક મળે છે. તેથી અહીં થોડું આપીને પરલોકમાં અથવા બીજા જન્મમાં અધિક લેનાર ત્યાગી નથી. અધિક લેવાને માટે જ તેણે થોડા ધનનું દાન કર્યું છે. તેથી જ તેને કૃપણ કહ્યો છે, કેમકે થોડું આપીને અધિક લેવાની ઈચ્છા કૃપણને હોય છે. અને આ લોકમાં દાન નહીં કરનારે પરલોકમાં મળવાની ઈચ્છાનો જ પરિત્યાગ કર્યો છે અને તેને મળવાનું પણ નથી. તેથી ત્યાગીની સાદૃશ્યતાથી તેને ત્યાગી કહ્યો છે.

संग्रहैकपरः प्रायः समुद्रोऽपि रसातले ।
दातारं जलदं पश्य गर्जन्तं गगनोपरि ॥

અર્થ:—સમુદ્રનો સ્વભાવ તો મુખ્યત્વે કરીને સંગ્રહ કરવાનો જ છે, કેમકે સમુદ્રનું પાણી કોઈ પશુ આદિ પ્રાણીના પણ પીવામાં કામ લાગતું નથી. પરન્તુ સમુદ્ર રસાતલમાં જ પડ્યો છે, કોઈ તેને પૂછતું પણ નથી. અને જે મેઘ છે તે હમેશાં પાણીને વરસાવે છે, તે બીજાં પ્રાણીને માટે જ વર્ષે છે. તે દાની હોવાથી સર્વના ઉપર ઉભા રહીને ગર્જે છે. અર્થાત્ દાતાની સ્થિતિ હમેશાં ઉંચા સ્થાન ઉપર હોય છે, અને કૃપણની સ્થિતિ હમેશાં નીચા સ્થાનમાં હોય છે.

मूर्खो न हि ददात्यर्थं नरो दारिद्र्यशंकया ।
प्राज्ञस्तु वितरत्यर्थं नरो दारिद्र्यशंकया ॥ मो० प्र० श्लो० १०६ ॥

અર્થ:—મૂર્ખ મનુષ્ય, "હું દાન કરીશ તો મારૂ ધન ઘટી જશે" એવા ભયથી દાન કરતો નથી. પરન્તુ બુદ્ધિશાલી મનુષ્ય "હું દાન નહી કરૂં તો દરિદ્રતા મને બાધા કરશે જ" એવા વિચારથી દાન કરતો જ રહે છે.

વળી જગતમાં સર્વ પ્રકારના શૂર હોય છે, છતાં શાસ્ત્રમાં દાનશૂરને શ્રેષ્ઠ કહ્યો છે:—

शूरा वीराश्च शतशः सन्ति लोके युधिष्ठिर ।
एषां संख्यायमानानां दानशूरो विशिष्यते ॥ म०भा०अनु०प०अ० ८–११॥

અર્થ:—હે યુધિષ્ઠિર ! લોકમાં શૂર તથા વીર બહુ છે. તે સર્વની ગણતરી કરેલાની મધ્યે જે દાનશૂર છે તે જ શ્રેષ્ઠ છે.

दानेन हीनो हि भवेदकिञ्चनो
निष्किञ्चनत्वाच्च करोति पापम् ।
पापादवश्यं नरकं प्रयाति
दातव्यमस्मात्सुखमिच्छता तदा॥ स्का.पु.ख. २ वै.मा.अ. ४-४ ॥

અર્થ —જે મનુષ્ય દાન કરતો નથી તે બીજા જન્મમા ગરીબ થાય છે. અને ગરીબ હોવાથી પોતાના નિર્વાહને માટે પાપ કરે છે. પાપથી ફરી તે અવશ્ય નરકમાં જાય છે. તેથી સુખની ઇચ્છા કરનારે હમેશાં દાન કરવું જોઇએ

तपः परं कृतयुगे त्रेतायां ज्ञानमुच्यते ।

द्वापरे यज्ञमेवाहुर्दानमेकं कलौ युगे ॥ म. स्मृ. अ. १–८६ ॥

અર્થ —કૃત (સત્ય) યુગમા તપ શ્રેષ્ટ છે, ત્રેતામા આત્મજ્ઞાનની શ્રેષ્ઠતા હોય છે, દ્વાપરમાં યજ્ઞની શ્રેષ્ઠતા છે, અને કલિયુગમા દાનની શ્રેષ્ઠતા છે તપ આદિ સર્વ યુગમા પણ અનુષ્ઠાન કરવા યોગ્ય છે, છતા કૃતાદિક યુગોમા તપાદિનુ ફળ વિશેષ હોવાથી તપાદિની શ્રેષ્ઠતા કહી છે.

કૃત યુગમાં મનુષ્યોનુ સામર્થ્ય અધિક હોવાથી તે કાળમા તપની પ્રધાનતા હતી. કલિયુગમાં મનુષ્ય વિશેષ વિષયાસક્ત તથા તિતિક્ષા રહિત હોવાથી દાનનો મહિમા વિશેષ છે.

जीवत्येकः स लोकेषु बहुभिर्योऽनुजीव्यते ।

जीवन्तोऽपि मृताश्चान्ये पुरुषाः सोदरंभराः ॥ यज्ञ० स्मृ० अ० २–४० ॥

અર્થ —જગતની અંદર અનેક લોકોનુ પોષણ કરીને જે જીવે છે તેજ ખરૂ જીવ્યો કહેવાય જે પુરૂષ કેવળ પોતાના પેટનેજ ભરે છે તે જીવતો સતો મૃત જ છે માટે સર્વેએ દાન કરવામા રૂચિ કરવી જોઇએ.

ग्रासादर्धमपि ग्रासमर्थिभ्यः किं न दीयते ।

इच्छानुरूपो विभव कदा कस्य भविष्यति ॥ व्या. स्मृ. अ. ४–२४ ॥

અર્થ ——ગ્રાસમાથી પણ અડધો ગ્રાસ યાચના કરનારને કેમ આપવામા આવતો નથી? ઇચ્છાનુસાર ધન કદાપિ પણ કોઇને મળે છે? અર્થાત્ મળતું નથી માટે પોતાની પાસે જે હોય તેમાથી શક્તિ અનુસાર દાન આપવુ જોઇએ એવો ભાવ છે

बोधयन्ति न याचन्ते देहीति कृपणा जना ।

अवस्थेयमदानस्य यथा नामो गृहे गृहे ॥ म. पु. ब्रा. प. अ. १८९–१० ॥

અર્થ —જે દીન લોક "મને કંઈ આપો" એ પ્રમાણે યાચના કરે છે તે લોક યાચના કરતા નથી, પરન્તુ તેઓ બીજા લોકોને ઉપદેશ આપે છે કે આ જે અમારી અવસ્થા ઘેર ઘેર માગતા રહેવાની છે તે અદાનનુ ફળ છે માટે આપ લોકો પણ આ દશા પ્રાપ્ત ન થાય માટે દાન કરો એવો તેઓ ઉપદેશ આપે છે

एकस्तिष्ठति चाधस्तादन्यश्चोपरि तिष्ठति ।

दातृयाचकयोर्भेद कराभ्यामेव सूचितः ॥ „ ॥ १३ ॥

અર્થ —દાન લેનારનો હાથ નીચે રહે છે અને દાતાનો હાથ ઉપર રહે છે. દાતા અને યાચકનો ભેદ બન્નેના હાથથી જ સૂચિત થાય છે

આ પ્રમાણે દાની મનુષ્ય હમેશા ઉચ્ચ સ્થિતિને જ પ્રાપ્ત કરે છે, અને યાચક હમેશા નીચે જ રહે છે

शिक्षयन्ति च याचन्ते देहीति कृपणं जनाः ।

अवस्थेयमदानस्य मा भूदेवं भवानपि ॥ म.म.पु.आ.का.अ. १०९–२४ ॥

અર્થઃ—જે દીન લોક "આપો" એમ કહીને કૃપણની પાસે યાચના કરે છે તે "આ અવસ્થા દાન નહીં કરવાથી અમને પ્રાપ્ત થઇ છે, માટે તમે પણ અમારા જેવા ન થાઓ" એવું શિક્ષણ આપે છે.

रत्नौघमपि वा तोयं प्रभूतं स्वल्पमेव वा ।
भगवत्प्रीतये नित्यं दद्याच्छुद्धाय योगिने ॥ शा.स्मृ.अ. ४ ॥

અર્થઃ—રત્નોના ઢગલા હોય અથવા જલ હોય,અધિક હોય કે થોડું હોય, પરન્તુ ભગવાનની પ્રસન્નતાને માટે હમેશાં શુદ્ધ ભક્તોને માટે દાન દેવું જોઇએ.

यत्किंचिदपि दातव्यं याचितेनानसूयया ।
उत्पत्स्यते हि तत्पात्रं यत्तारयति सर्वतः ॥ म० स्मृ० अ० ४–२२८ ॥

અર્થઃ—વળી કોઇ પણ યાચના કરવાને આવે તો દ્વેષરહિત થઇને તેને કંઇક પણ અવશ્ય દાન કરવું જોઇએ. એ પ્રમાણે રોજ દાન કરનારને કદાપિ એવું પાત્ર પ્રાપ્ત થઈ જશે કે જે આપણને પાપથી તારે.

ग्रासादर्धमपि ग्रासं युक्तं दातुं सदार्थिनाम् ।
दानं प्रियविनिर्मुक्तं नष्टमाहुर्मनीषिणः ॥ भ.पु.ब्रा.प.अ.१८९–१७ ॥

અર્થઃ—આપણી પાસે એક ગ્રાસ હોય તો યાચના કરનારને તેમાંથી અડધો ગ્રાસ પણ આપવો જોઇએ. અને તે પ્રેમ સહિત આપવો જોઇએ. પ્રેમ વિનાનું જે દાન છે તે વ્યર્થ છે એમ વિદ્વાન્ લોક કહે છે.

દાતા તથા પાત્ર તથા ધનાદિની ઉત્તમતા તથા મધ્યમતાના ભેદથી દાન પૂર્ણ ફલ વાળું થાય છે. માટે અહીં દાતા આદિકોના લક્ષણોનો વિચાર કરીએ છીએ. દેવલ સ્મૃતિના કેટલાક શ્લોક હજુ સુધી છપાયા નથી, થોડા જ છપાયા છે. તેથી તે સપ્રમાણ યાજ્ઞવલ્ક્ય સ્મૃતિની અપરાદિત્ય ટીકામાંથી અહીં લીધા છે.

नाल्पत्वं बहुत्वं वा दानस्याभ्युदयावहम् ।
श्रद्धा शक्तिश्च दानानां वृद्धिक्षयकरौ हि तौ ॥ या.स्मृ.अ.१–२०१ अ. टी.॥

અર્થઃ—ફળ અધિક હોવામાં કે થોડું હોવામાં કારણ દાન કરેલું ધન અધિક હોવું કે થોડું હોવું તે નથી; પરન્તુ શ્રદ્ધા અને શક્તિ એ બે ફળની વૃદ્ધિ અને ન્યૂનતામાં કારણ છે. શ્રદ્ધા નહીં હોવાથી તથા શક્તિને અનુસાર દાન નહીં કરવાથી ફળ ન્યૂન થાય છે. તેથી અધિક શક્તિ વાળાએ દાન પણ અધિક કરવું જોઇએ. અધિક શક્તિવાળો થોડું દાન કરે તો તેને પૂર્ણ ફલ મળતું નથી. માટે દાન હમેશાં શ્રદ્ધા પૂર્વક અને શક્તિને અનુસાર કરવું જોઇએ. ન્યૂન શક્તિ વાળો થોડું દાન શ્રદ્ધાથી કરે તો તેને બહુ ફળ મળે છે. કેવલ ધર્મને માટે જે દાન કરવામાં આવે છે તે જ શ્રેષ્ઠ ફળ આપનાર છે. આ વાતનું પ્રતિપાદન કરવાને માટે જે જે નિમિત્તે દાન કરવામાં આવે છે તે નિમિત્તને પ્રથમ કહીએ છીએ.

धर्ममर्थं च कामं च व्रीडाहर्षभयानि च ।
अधिष्ठानानि दानानां षडेतानि प्रचक्षते ॥ ,, ,, ॥

અર્થઃ—ધર્મ, અર્થ તથા કામ, તથા લજ્જા, હર્ષ અને ભય એ ૭ દાન કરવામાં નિમિત્ત છે એમ કહે છે.

पात्रेभ्यो दीयते नित्यमनपेक्ष्य प्रयोजनम् ।
केवलं धर्मबुद्ध्या यद्धर्मदानं तदुच्यते ॥ स्का.पु.ख.१ कौ.ख.२ अ.४—५६॥

અર્થઃ—કોઈ આ લોક સંબંધી કે પર લોક સંબંધી કોઇ પણ પ્રકારના પ્રયોજન(ફલ)ની અપેક્ષા રાખ્યા વિના અધિકારી સુપાત્રને કેવળ ત્યાગબુદ્ધિથી જે દાન કરવામાં આવે છે તે ધર્મદાન કહેવાય છે.

प्रयोजनमपेक्ष्यैव प्रसंगाद्यत्प्रदीयते ।
तदर्थदानमित्याहुर्वैदिकं फलहेतुकम् ॥ या. स्मृ. अ. १—२०१ अप. टी. ॥

અર્થઃ—ફલની ઇચ્છા કરીને પ્રસંગ મળતાં જે વસ્તુ આપવામાં આવે છે તે અર્થદાન કહેવાય છે. અને તે દાન વૈદિક અર્થાત્ વેદમાં પ્રતિપાદન કરેલા ફલના હેતુથી કરવામાં આવે છે.

स्त्रीपानमृगयाक्षाणां प्रसंगाद्यत्प्रदीयते ।
अनर्हेषु च रागेण कामदानं तदुच्यते ॥ ,, ॥

અર્થઃ—સ્ત્રી, દારૂ પીવો, શિકાર, જુગાર આદિ વ્યસનોના પ્રસગે અનધિકારી પ્રતિ જે દાન કરવામાં આવે છે તે કામદાન કહેવાય છે.

संसदि व्रीडयाऽऽश्रुत्य योऽर्थोऽर्थिभ्यः प्रयाचितः ।
प्रदीयते चेत्तद्दानं व्रीडादानमिति स्मृतम् ॥स्का.पु.ख.१कौ.ख. २अ०४—५३॥

અર્થઃ—અનેક મનુષ્યોની વચમાં બેઠા હોય તે સમયે યાચક આવીને યાચના કરે તે સાંભળી શરમથી જે દાન આપવામાં આવે છે તે વ્રીડાદાન કહેવાય છે.

दृष्ट्वा प्रियाणि श्रुत्वा वा हर्षवद्यत्प्रदीयते ।
हर्षदानमिति प्रोक्तं दानं तद्धर्मचिन्तकैः ॥ ,, ॥ ६० ॥

અર્થઃ—મનને પ્રિય લાગતા નાચ આદિ જોઇને અથવા ગાયનાદિક સાંભળીને ખુશીથી જે દાન કરવામાં આવે છે તે દાનને ધર્મના સ્વરૂપનું ચિન્તન કરનાર લોક હર્ષદાન કહે છે.

आक्रोशनार्थं हिंसानां प्रतीकाराय यद्भवेत् ।
दीयतेऽनुपकर्तृभ्यो भयदानं तदुच्यते ॥ ,, ॥ ६१ ॥

અર્થઃ—આપણને ભય આપનાર લોકોની નિન્દા તથા હિંસા(ઉપદ્રવ)ની નિવૃત્તિ કરવાને માટે અપકારી લોકો પ્રતિ જે દાન કરવામાં આવે છે તે ભયદાન કહેવાય છે.

હવે દાનનાં અંગ કહે છેઃ—

दाता प्रतिग्रहीता च श्रद्धा देयं च धर्मयुक् ।
देशकालौ च दानानामंगान्येतानि षड्विदुः ॥ ,, ॥ ६२ ॥

અર્થ;—દાતા-દાન દેનાર, દાન લેનાર, શ્રદ્ધા, ધર્મને ઉત્પન્ન કરનાર દેય—આપવાનું ધન, દેશ અને કાલ એ ૭ દાનનાં અંગ છે એમ વિદ્વાનો જાણે છે.

अपापरोगी धर्मात्मा दित्सुरव्यसनः शुचिः ।
अनिन्द्याजीवकर्मा च षड्भिर्दाता प्रशस्यते ॥ ,, ॥ ६३–४ ॥

અર્થ:—કુષ્ઠાદિ પાપરોગ રહિત હોય, તથા સ્વભાવે ધર્માત્મા હોય, તથા આપવાની ઇચ્છાવાળો હોય, તથા પવિત્ર હોય અર્થાત્ શૌચ આચારવાળો હોય, તથા જેની જીવિકા નિન્દ્ય ધંધાથી ન ચાલતી હોય—એ ૭ ગુણથી દાતા ઉત્તમ કહેવાય છે.

ભગવાને ગીતામાં દરેક કર્મ કરનારના સાત્વિકાદિ ત્રણ પ્રકારના ભેદ બતાવ્યા છેઃ-

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ भ०गी०अ०१८–२६ ॥

અર્થ:—જેણે કર્મફ્લોનો પરિત્યાગ કર્યો હોય, તથા હું કર્તા છું એ પ્રમાણે બોલવાનો જેને સ્વભાવ નથી અર્થાત્ કરવાના અભિમાન રહિત હોય, તથા ધૃતિ અને ઉત્સાહવાળો હોય (વિઘ્નાદિ પ્રાપ્ત થતાં પણ પોતે શરૂ કરેલા કાર્યનો પરિત્યાગ નહીં કરવો તેનું નામ ધૃતિ છે, અને આ કામ હું અવશ્ય કરીશ એવા નિશ્ચય રૂપ જે બુદ્ધિ છે તેનું નામ ઉત્સાહ છે), અને કર્મની સિદ્ધિ તથા અસિદ્ધિમાં જેને હર્ષ કે શોક થતો ન હોય—એ પ્રકારનો જે કર્તા છે તે સાત્વિક કહેવાય છે. અને

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ ,, ॥ २७ ॥

અર્થ:—કામાદિથી વ્યાકુલ ચિત્તવાળો હોવાથી જે કર્મફલની ઇચ્છા રાખતો હોય, તથા લુબ્ધ હોય અર્થાત્ બીજાના દ્રવ્યની ઇચ્છા કરનાર હોય, તથા ધર્મને માટે પોતાના ધનનો વ્યય કરતો ન હોય, તથા પોતાના અભિપ્રાયને પ્રકટ કરીને બીજાની 'વૃત્તિનું' છેદન કરવાના સ્વભાવવાળો હોય, તથા શાસ્ત્રમાં કહેલા શૌચથી રહિત હોય, તથા કર્મનું ઉત્તમ ફળ મળતાં જેને હર્ષ થતો હોય અને ફળ નહીં મળે તો શોક કરનાર હોય એવો જે કર્તા છે તે રાજસી કર્તા કહેવાય છે. અને

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विपादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ ,, ॥ २८ ॥

અર્થ:—અયુક્ત અર્થાત્ જેનું ચિત્ત હમેશાં વિષયોથી ખેંચાતું રહેતું હોય તેથી પોતાના કર્તવ્યમાં સાવધાન ન રહેતો હોય (अयुक्त), તથા શાસ્ત્ર સંસ્કાર રહિત જેની બુદ્ધિ હોય અને તેથી બાલકની પેઠે વિવેક રહિત હોય (प्राकृतः), તથા ગુરૂ, દેવતા, આદિ વિષયમાં પણ નમ્રતા રહિત હોય (स्तब्धः), તથા બીજાને વંચન કરવાને માટે, જાણતો હોય તેથી અન્ય પ્રકારે કહેનાર (शठः), તથા બીજા માણસોની આગળ પોતે ઉપકારી હોવાની બુદ્ધિ ઉત્પન્ન કરીને બીજાની વૃત્તિનું છેદન કરી પોતાનો સ્વાર્થ સાધવામાં તત્પર રહેનાર (नैष्कृतिकः), તથા અવશ્ય કરવાના કાર્યમાં પ્રવૃત્તિ ન કરનાર (अलसः), તથા હંમેશાં અસંતોષી સ્વભાવવાળો હોવાથી શોક કરવાના સ્વભાવવાળો (विपादी), તથા હમેશાં

હજારો શંકાયુક્ત હોવાથી સર્વ કામમાં ધીરે ધીરે પ્રવૃત્તિ કરનાર અથવા આજ કરવાનું કાર્ય કરવામાં એક માસ કરનાર અથવા નથી પણ કરતો–એવો કર્તા તામસી કહેવાય છે.

યજ્ઞ, દાન, તપાદિ કર્મ કરનાર અવસ્ય સાત્ત્વિક હોવો જોઇએ. પરન્તુ પાપરોગાદિ યુક્ત તથા વ્યસની આદિ કર્તા સાત્વિક હોવાનો સંભવ નથી. તેથી દાન કરનાર પાપરોગાદિથી રહિત હોવો જોઇએ એમ કહ્યું છે.

હવે પ્રતિગૃહીતા અર્થાત્ દાન લેનારના ગુણ કહે છે :

ये शान्तदान्ताः श्रुतिपूर्णकर्णाः जितेन्द्रियाः प्राणिवधान्निवृत्ता ।
प्रतिग्रहे संकुचिताग्रहस्ता–स्ते ब्राह्मणास्तारयितुं समर्थाः ॥

स्का. पु. स.प. रे.ख. ३ अ.२०९–१० ॥

અર્થ:—અન્તઃકરણની શાન્તિવાળો, કુકર્મથી જેનું મન ફરેલું હોય, વેદનું શ્રવણ કરવાથી જેના કાન ભરેલા છે અર્થાત્ પંડિત છે, જે જીતેન્દ્રિય છે, તથા જે શરીર, વાણી અને મન વડે કોઇને પણ દુઃખ દેવાથી નિવૃત્ત છે, અને પ્રતિગ્રહ લેવામાં જેના હાથ સંકોચાય છે–એવો જે બ્રાહ્મણ છે તે દાન લઇને મનુષ્યોને તારવામાં સમર્થ હોય છે. તેથી તે યોગ્ય પાત્ર છે. લોકોમાં ઘૃત, જલ, આદિ રાખવાના વાસણને પાત્ર કહે છે. તે વાસણમાં રાખેલા ઘૃતાદિને નીચે પડવા દેતું નથી, તેમ જીવજન્તુ આદિથી પણ તેની રક્ષા કરે છે. તેથી તે વાસણને પાત્ર કહે છે. તેવી રીતે દાતાએ આપેલા દાનને નષ્ટ થવા દેતા નથી, પોતાના ગુણથી તે દાન દાતાને આ લોકમાં તથા પરલોકમાં ઉપકારી થાય છે. તેથી પ્રતિગ્રહ લેનારને પાત્ર કહે છે. કાણા ઘડા આદિને પણ પાત્ર કહે છે, પરન્તુ તે નામ માત્ર પાત્ર છે, ખરું પાત્ર નથી, કારણ તેમાં રાખેલું ઘૃતાદિ તેમાંથી નિકળી જાય છે. તે રાખનારને ઉપયોગી થતું નથી. તેવી રીતે દાન પણ પૂર્વોક્ત ગુણોથી રહિતને આપવાથી કાણા પાત્રમાં રાખેલા ઘૃતાદિની પેઠે વ્યર્થ જાય છે. માટે પાત્ર અવસ્ય ઉત્તમ હોવું જોઇએ. તો જ દાનદ્વારા દાતાનું કલ્યાણ થાય છે.

सर्वस्य प्रभवो विप्राः श्रुताध्ययनशीलिनः ।
तेभ्यः क्रियापराः श्रेष्ठास्तेभ्योऽप्यध्यात्मवित्तमाः ॥ पा०स्मृ०अ०१–१९९ ॥

અર્થ:—પૃથિવીમાં જે કોઈ પણ પદાર્થ છે તેનો શ્રુત અને અધ્યયન સ્વભાવવાળો બ્રાહ્મણ, સ્વામી છે. અને જેણે શ્રુત અને અધ્યયન કર્યું છે પરન્તુ અનુષ્ઠાન કર્યું નથી તેના કરતાં શ્રુત અને અધ્યયન કરીને અનુષ્ઠાન કરનાર બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. અને તેના કરતાં પણ તત્ત્વવેત્તા (આત્મજ્ઞાની) લોક છે તે શ્રેષ્ઠ છે.

न विद्यया केवलया तपसा वापि पात्रता ।
यत्र वृत्तमिमे चोभे तद्धि पात्रं प्रकीर्तितम् ॥ ,, ॥ २०० ॥

અર્થ:—ગુરૂમુખથી સાંભળીને સાઙ્ગોપાઙ્ગ શ્રુતિ તથા સ્મૃતિના અર્થોનો નિશ્ચય કરવો તેનું નામ શ્રુત છે. અને વેદની શ્રુતિ આદિનો જે પાઠ છે તેને અધ્યયન કહે છે. તપ રહિત કેવલ ધર્મવિષયક તથા ઈશ્વર વિષયક જ્ઞાન માત્રથી, અથવા વિદ્યારહિત કેવલ તપ માત્રથી પાત્રતા આવતી નથી. પરન્તુ જેનામાં વિદ્યા તથા તપ શાસ્ત્રમાં કહેલા સદાચાર(વૃત્ત) પણ હોય તે જ પાત્ર છે એમ મહર્ષિ લોકોએ કહ્યું છે.

અહીં તપનો અર્થ પોતાના ધર્મનું અનુષ્ઠાન છે.

પાત્રનિરૂપણ.

यद्यदिष्टतमं लोके यच्चास्य दयितं भवेत् ।
तत्तद्गुणवते देयं तदेवाक्षयमिच्छता ॥ पा० स्मृ० अ० ३-३१ ॥

અર્થ:—મનુષ્યને આ લોકમાં જે અત્યંત ઇષ્ટ વસ્તુ છે અને જે વસ્તુ અત્યન્ત પ્રિય છે તે વસ્તુની અક્ષયતા અર્થાત્ તે વસ્તુ હમેશાં રહેવાને માટે ઇચ્છા રાખનારે તે વસ્તુને અત્યન્ત ગુણ વાળાને આપવી જોઇએ.

श्रोत्रियाय दरिद्राय अर्थिने च विशेषतः ।
यद्दानं दीयते तस्मै तद्दानं शुभकारकम् ॥ स०स्मृ० श्लो. ४८ ॥

અર્થ:—જે દાન શ્રોત્રિય તથા દરિદ્ર અને વિશેષે કરીને જે અર્થી હોય અર્થાત્ તેની યાચના કરતો હોય એવાને કરેલું દાન ઉત્તમ ફળ આપનાર છે. શ્રોત્રિય નામ વેદ ભણેલો બ્રાહ્મણ. અહીં "યાચના કરનાર" એવું જે વિશેષણ આપ્યું છે તે દ્વાપરના રિવાજને અનુસાર આપ્યું છે. તે યાચનાનું પાત્રના ગુણમાં ગ્રહણ કરવાનું નથી. પરંતુ એવા યોગ્ય મનુષ્યનું કષ્ટ જાણીને તેની પાસે જઇને તેના માગ્યા વિના દાન કરવું જોઇએ.

व्यसनप्रतिकारार्थं कुटुंबार्थं च याचते ।
एवमन्विष्य दातव्यं सर्वदानेष्वयं विधिः ॥ द० स्मृ० अ० ३-३० ॥

અર્થ:—પોતાનું કષ્ટ દૂર કરવાને માટે યાચના કરતો હોય અથવા કુટુંબનું પોષણ કરવાને માટે યાચના કરતો હોય, તે વાતની તપાસ કરીને શ્રોત્રિયને દાન કરવું જોઇએ. સર્વ દાનમાં આ જ વિધિ છે. દાનાદિના યોગ્ય અધિકારી સંબંધી દેવલ ઋષિએ કહ્યું છે કેઃ—

मात्रश्च ब्राह्मणश्चैव श्रोत्रियश्च ततः परम् ।
अनूचानस्तथा भ्रूणः ऋषिकल्प ऋषिर्मुनिः ॥पा० स्मृ० अ०१-२०० प्र.टी.॥
इत्येतेऽष्टौ समुद्दिष्टा ब्राह्मणाः प्रथमं श्रुतौ ।
तेभ्यः परः परः श्रेष्ठो विद्यावृत्तो विशेषतः ॥ ,, ॥

અર્થ:—માત્ર, બ્રાહ્મણ, તે પછી શ્રોત્રિય, પછી અનૂચાન, ભ્રૂણ, ઋષિકલ્પ, ઋષિ અને મુનિ એ આઠ પ્રકારના બ્રાહ્મણ શ્રુતિમાં કહ્યા છે. તેમાં જેનું નામ પર પર કહ્યું છે તે વિદ્યા અને આચરણમાં વિશેષ હોવાથી શ્રેષ્ઠ છે.

ब्राह्मणानां कुले जातो जातिमात्रोयदाभवेत् ।
धर्मापेतः क्रियाहीनो मात्र इत्यभिधीयते ॥ ,, ॥

અર્થ:—બ્રાહ્મણના કુલમાં ઉત્પન્ન થયેલો હોઇ કેવલ બ્રાહ્મણ જાતિ માત્ર હોય, બ્રાહ્મણોના બીજા ગુણોથી રહિત હો તેમ બ્રાહ્મણોના કર્મથી પણ રહિત હોય તે માત્ર બ્રાહ્મણ કહેવાય છે.

एकोद्देशमतिक्रम्य वेदस्यादानवानृजुः ।
स ब्राह्मण इति प्रोक्तो निभृतं सत्यवान् घृणी ॥ ,, ॥

અર્થ:—કોઇ અમુક શાખાના ઉદ્દેશ વિના જેણે વેદનું ગ્રહણ કર્યું હોય, સરલ સ્વભાવ વાળો હોય, વિનય વાળો હોય, સત્ય ભાષણ કરનાર અને દયાળુ હોય તેને બ્રાહ્મણ કહે છે. (કોઇ પુસ્તકમાં सत्यवान् ને બદલે सत्त्ववान् એવો પાઠ છે. ત્યાં તેનો અર્થ " યજ્ઞાદિ કર્મ કરનાર " એવો સમજવો.)

एकां शाखां सकल्पां च षड्भिरङ्गैरधीत्य च ।
षट्कर्मनिरतो विप्रः श्रोत्रियो नाम धर्मवित् ॥ ,, ॥

અર્થ:—વેદની એક શાખા તેના કલ્પસૂત્ર તથા ૭ અંગો સહિત અધ્યયન કરીને ષટ્ કર્મમાં જે તત્પર રહે તેવા ધર્મવેત્તા બ્રાહ્મણ **શ્રોત્રિય** બ્રાહ્મણ કહેવાય છે.

वेदवेदांगतत्त्वज्ञः शुद्धात्मा पापवर्जितः ।
शेषं श्रोत्रियवत्प्राप्तः सोऽनूचान इति स्मृतः ॥ ,, ॥

અર્થ:—વેદ તથા વેદોના અંગોનું તત્ત્વ જાણનાર, શુદ્ધ અંતઃકરણ વાળો અને પાપ રહિત, તથા શ્રોત્રિય બ્રાહ્મણની માફક જેણે એક શાખા, કલ્પ તથા ૭ અંગોને પ્રાપ્ત છે અને ષટ્ કર્મમાં તત્પર છે, તે **અનુચાન** બ્રાહ્મણ કહેવાય છે.

अनूचानगुणोपेतो यज्ञस्वाध्याययन्त्रितः ।
भ्रूण इत्युच्यते प्राज्ञैः शेषभोजी जितेन्द्रियः ॥ ,, ॥

અર્થ:—જે બ્રાહ્મણ અનૂચાનના ગુણોથી યુક્ત હોય તથા યજ્ઞ અને સ્વાધ્યાયમાં પ્રવૃત્ત હોય તથા ભૃત્યાદિકોએ ભોજન કર્યા પછી જે ભોજન કરે છે અને જીતેન્દ્રિય છે તેને વિદ્વાન્ લોક ભ્રૂણ બ્રાહ્મણ કહે છે.

लौकिकं वैदिकं चैव सर्वं ज्ञानमवाप्य यः ।
आश्रमस्थो वशी नित्यमृषिकल्प इति स्मृतः ॥ ,, ॥

અર્થ:—લૌકિક અને વૈદિક અર્થાત્ શાસ્ત્ર સંબંધી અને વેદ સંબંધી જ્ઞાન પ્રાપ્ત કરીને જે પોતાના આશ્રમ ધર્મમાં સ્થિત છે અને હમેશાં વશી છે અર્થાત્ ઇન્દ્રિયો જેને વશ છે તેને ઋષિકલ્પ બ્રાહ્મણ કહે છે. ગર્ભ અને ગર્ભમાં રહેલા બાળકને પણ ભ્રૂણ કહે છે. ગર્ભમાં રહેલા બાળકની પેઠે તદ્દન નિર્દોષ હોવાથી તે બ્રાહ્મણને ભ્રૂણ બ્રાહ્મણ કહે છે.

ऊर्ध्वरेता तपस्युग्रो नियताशी त्वसंशयी ।
शापानुग्रहयोः शक्तः सत्यसन्धो भवेदृषिः ॥ ,,

અર્થ:—જે બ્રાહ્મણ ઉર્ધ્વરેતા અર્થાત્ બ્રહ્મચારી હોય, ઘણું ઉગ્ર તપ કરનાર હોય, નિયમિત ભોજન કરનાર, તથા સંશય રહિત, અને શાપ અને અનુગ્રહ કરવામાં સમર્થ હોય અને સત્ય વક્તા હોય તે ઋષિ કહેવાય છે.

निवृत्तः सर्वतत्त्वज्ञः कामक्रोधविवर्जितः ।
ध्यानस्थो निष्क्रियो दान्तस्तुल्यमृत्काञ्चनो मुनिः ॥ ,,

અર્થ:—જે સંસારથી નિવૃત્ત અર્થાત્ વિરક્ત હોય, સર્વના તત્ત્વને જાણનાર, કામક્રોધ રહિત હોય, ધ્યાનસ્થ હોય, સર્વ પ્રકારની ક્રિયા રહિત હોય, જિતેન્દ્રિય હોય, અને માટી અને સુવર્ણ જેને સમાન હોય, તેને મુનિ કહે છે.

આ આઠ પ્રકારના બ્રાહ્મણોમાં જે પર છે તે શ્રેષ્ઠ છે અર્થાત્ માત્ર કર્તાબ્રાહ્મણ શ્રેષ્ઠ છે, બ્રાહ્મણથી શ્રોત્રિય શ્રેષ્ઠ છે, ઇત્યાદિ. તેમાં મુનિ સર્વથી શ્રેષ્ઠ બ્રાહ્મણ છે.

एवमन्वयविद्याभ्यां वृत्तेन च समुच्छ्रितः ।
त्रिशुक्ला नाम विप्रेन्द्राः पूज्यन्ते सवनादिषु ॥ ,, ॥

અર્થઃ—આ પ્રમાણે વંશ તથા વિદ્યા અને આચરણ એ ત્રણમાં ત્રિશુક્લ નામનો બ્રાહ્મણ શ્રેષ્ઠ છે. તેવો શ્રોત્રિયાદિ બ્રાહ્મણ સોમયાગાદિ યજ્ઞોમાં પૂજિત થાય છે.

त्रिशुक्लः कृशवृत्तिश्च घृणालुः सकलेन्द्रियः ।
विमुक्तो योनिदोषेभ्यो ब्राह्मणः पात्रमुच्यते ॥या०स्मृ०अ० १–२०१अ. टी

અર્થઃ—જે ત્રિશુક્લ છે, અર્થાત્ વંશ, વિદ્યા અને આચરણમાં શ્રેષ્ઠ છે તથા જેની જીવિકા કષ્ટથી ચાલતી હોય તથા દયાલુ હોય, તથા સંપૂર્ણ ઇન્દ્રિયોવાળો હોય-કોઇ અંગનો ભંગ થયો ન હોય, તથા યોનિદોષની રહિત(કુલીન) છે એવો જે બ્રાહ્મણ છે તે **પાત્ર** કહેવાય છે.

भिक्षामप्युदपात्रं वा सत्कृत्य विधिपूर्वकम् ।
वेदतत्त्वार्थविदुषे ब्राह्मणायोपपादयेत् ॥ म० स्मृ० अ० ३ ९६ ॥

અર્થઃ—ભિક્ષા હો કે જલથી ભરેલું પાત્ર હો—તે વેદના તત્ત્વને જાણનાર બ્રાહ્મણને વિધિપૂર્વક આપવું જોઇએ.

आवृत्तानां गुरुकुलाद्विप्राणां पूजको भवेत् ।
नृपाणामक्षयो ह्येष निधिर्ब्राह्मोऽभिधीयते ॥ म० स्मृ० अ० ७–८२ ॥

અર્થઃ—જે બ્રાહ્મણો ગુરુને ઘેરથી વેદ સમાપ્ત કરીને અર્થાત્ વેદ ભણીને નિવૃત્ત થયા હોય અને ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરવાની ઇચ્છાવાળા હોય તેમનો ધન તથા ધાન્યથી સત્કાર કરવો જોઇએ. બ્રાહ્મણોમાં સ્થાપન કરેલું આ ધન રાજા આદિ દાની લોકોને માટે જેનો નાશ ન થાય એવો બ્રાહ્મનો ખજાનો કહેવાય છે. રાજા લોકોએ દુઃખી સ્નાતકોનો અવશ્ય ખ્યાલ રાખવો જોઇએ. આ શ્લોકમાં રાજા શબ્દનું ગ્રહણ કરવામાં તાત્પર્ય છે. બીજા લોકોએ તેમને ધનાદિક નહીં આપવું એવો ભાવ છે.

श्रोत्रियं व्याधितार्तौ च बालवृद्धावकिञ्चनम् ।
महाकुलीनमार्यं च राजा संपूजयेत्सदा ॥ म० स्मृ. अ. ८–३९५ ॥

અર્થઃ—વિદ્યા તથા સદાચાર વાળા, રોગી, દુઃખી, બાળક,વૃદ્ધ પોતાની પાસે કંઇ પણ વસ્તુ ન રાખનાર, ઉત્તમ કુલીન તથા શ્રેષ્ટ ચારિત્ર્યવાળા મનુષ્યને રાજાએ હમેશાં દાન તથા સન્માન કરવુ જોઇએ.

सान्तानिकं यक्ष्यमाणमध्वगं सर्ववेदसम् ।
गुर्वर्थं पितृमात्रर्थं स्वाध्यायार्थ्युपतापिनः ॥ म०स्मृ०अ० ११–१ ॥

અર્થઃ—સન્તાનને માટે વિવાહની ઇચ્છાવાળા, યજ્ઞ કરવાની ઇચ્છાવાળા, મુસાફર, સર્વસ્વ દક્ષિણા આપીને વિશ્વજિત્ નામનો યજ્ઞ કરનાર, ગુરૂ, પિતા અને માતાના ભોજનાદિ માટે યાચના કરનાર, વેદનુ અધ્યયન કરવાને માટે યાચના કરનાર તથા રોગી—

नवैतान्स्नातकान्विद्याद्ब्राह्मणान् धर्मभिक्षुकान् ।
निःस्वेभ्यो देयमेतेभ्यो दानं विद्याविशेषतः ॥ ,, ॥ २ ॥

અર્થ:—આ નવ પ્રકારના સ્નાતક વિદ્વાન્ બ્રાહ્મણોને ધર્મભિક્ષુક જાણવા જોઇએ અર્થાત્ આ સર્વ દાનના અધિકારી છે. તેમને દાન કરવાથી ધર્મ થાય છે. માટે તેમને ધર્મ-ભિક્ષુક કહ્યા છે. આ નિર્ધન(નિઃસ્વ) બ્રાહ્મણોને વિદ્યાનુસાર દાન દેવું જોઇએ.

धनानि तु यथाशक्ति विप्रेषु प्रतिपादयेत् ।
वेदवित्सु विविक्तेषु प्रेत्य स्वर्गं समश्नुते ॥ म० स्मृ० अ० ११–६ ॥

અર્થ:—પોતાની શક્તિને અનુસાર વેદવેત્તા અને વિરક્ત અર્થાત્ ભોગલાલસા રહિત બ્રાહ્મણોને ધન આપવું જોઇએ. તેથી મરણ બાદ સ્વર્ગની પ્રાપ્તિ થાય છે.

ब्राह्मणे वेदविदुषि सर्वशास्त्रविशारदे ॥ . अत्रि० सं० अ० ३४१ ॥
मातापितृपरे चैव ऋतुकालाभिगामिनि ।
शीलचारित्रसंपूर्णे प्रातःस्नानपरायणे ॥ ,, ॥ ३४२ ॥
तस्यैव दीयते दानं यदीच्छेच्छ्रेय आत्मनः ॥ ,, ॥ ३४३ ॥

અર્થ:—જે બ્રાહ્મણ વેદનો જાણનાર હોય, સંપૂર્ણ શાસ્ત્રનો વિદ્વાન્ હોય, માતાપિતાનો ભક્ત હોય, ઋતુકાલમાં જ સ્ત્રીગમન કરતો હોય, શીલ તથા ચારિત્રમાં સંપૂર્ણ હોય અર્થાત ઉત્તમ સ્વભાવ અને આચરણ વાળો હોય, અને પ્રાતઃકાલમાં જ સ્નાનાદિક કર્મ કરતો હોય એવા જ બ્રાહ્મણને, કલ્યાણની ઇચ્છા રાખનાર માણસે દાન આપવું જોઇએ. બીજાને આપવાથી પુણ્ય નથી.

विद्यातपोभ्यां संयुक्तः शान्तः शुचिरलम्पटः ।
अलुब्धाह्लादनिष्पापा भूदेवा नात्र संशयः ॥ म०य०स्मृ०अ० ४–५३,४॥
पात्रीभूताश्च विज्ञेया विप्रास्ते नात्र संशयः।
तेभ्यो दत्तमनन्तं हि इत्याह भगवान्यमः ॥ ,, ५४, ५॥

અર્થ:—વિદ્યા તથા તપથી યુક્ત, શાન્ત, પવિત્ર, વિષયલંપટતા રહિત, લોભ રહિત, સદા પ્રસન્ન, પાપ રહિત–એવા જે બ્રાહ્મણો છે તે પૃથ્વી ઉપરના દેવ છે તેમાં કોઇ સંદેહ નથી. અને તેઓ જ પાત્ર બ્રાહ્મણ છે એમ જાણવું. તેમાં કોઇ સંદેહ નથી. અને તેમને કરેલું દાન અનન્ત ફળ આપનાર છે એમ ભગવાન્ યમ કહે છે.

श्रोत्रियाय कुलीनाय दरिद्राय च वासव ।
सन्तुष्टाय विनीताय सर्वभूतहिताय च ॥ बृह० स्मृ० श्लो० ५६ ॥
वेदाभ्यासतपोज्ञानमिन्द्रियाणां च संयमः ।
ईदृशाय सुरश्रेष्ठ यद्दत्तं हि तदक्षयम् ॥ ,, ॥ ५७ ॥

અર્થ:—હે ઇન્દ્ર ! શ્રોત્રિય, કુલીન, દરિદ્ર, સંતોષી, નમ્ર, સર્વ પ્રાણીઓનો હિતકારી, વેદાભ્યાસી, તપસ્વી, જ્ઞાની, અને જિતેન્દ્રિય બ્રાહ્મણને આપેલું દાન અક્ષય ફલ આપનાર થાય છે.

दरिद्रायैव दातव्यं न समृद्धाय पाण्डव ।
वर्षाणां हि तडाकेषु फलं नैव पयोधिषु ॥ वृ. गो. सं. अ. ७ ॥

અર્થઃ—હે પાણ્ડવ! દાન ગરીબને જ આપવું જોઇએ. જેની પાસે ધન પૂર્ણ છે તેને દાન નહીં કરવું જોઇએ. વર્ષાનું પ્રયોજન તળાવ આદિને છે, સમુદ્રને વર્ષાનું કોઈ પ્રયોજન નથી.

दरिद्रान् वृत्तिहीनाँश्च प्रदानैस्ताँस्तु पूजयेत् ।
आतुरस्यौषधं कार्यं नीरुजस्य किमौषधैः ॥ ,, ॥

અર્થઃ—ગરીબ હોય અને જીવિકાનું કોઇ સાધન ન હોય તેમનો દાન દ્વારા સત્કાર કરવો જોઇએ. જે રોગી મનુષ્ય હોય તેને જ ઔષધનું પ્રયોજન છે, નિરોગી મનુષ્યને ઔષધિનું કોઇ પ્રયોજન નથી. જેવી રીતે સમુદ્રમાં વર્ષાનું કોઇ પ્રયોજન નથી, અને જેમ નિરોગીને ઔષધનું કોઈ પ્રયોજન નથી; તેવી રીતે સાધનવાળાને દાન લેવાનું પણ પ્રયોજન નથી. પોતાની પાસે ધન હોવા છતાં દાન લેનાર લોભી છે, તેને દાન દેવાથી પુણ્ય નથી.

ब्रह्मचारी यतिश्चैव विद्यार्थी गुरुपोषकः ।
अध्वगः क्षीणवृत्तिश्च षडेते भिक्षुकाः स्मृताः ॥ अत्रि० सं० श्लो० १६५॥

અર્થઃ—ઉપકુર્વાણ તથા નૈષ્ઠિક બ્રહ્મચારી, સંન્યાસી(યતિ) ચતુર્થાશ્રમી, વેદ ભણનાર વિદ્યાર્થી, ગુરૂનું પોષણ કરનાર(અહીં "ગુરૂ" શબ્દથી માતા, પિતા, આચાર્ય આદિ ગુરૂનું ગ્રહણ કરવાનું છે), મુસાફર અને જેની પાસે જીવિકાનું સાધન ન હોય તે સવ ભિક્ષુક કહેવાય છે. એ સર્વ દાનના અધિકારી છે.

क्लीवान्धबधिरादीनां रोगार्तकुशरीरिणाम् ।
यत्किंचिद्दीयते तेषां दयादानं तदुच्यते ॥ वृ. पा. स्मृ. अ. ८–२३२ ॥

અર્થઃ—નપુંસક, અન્ધ, બહેરા, રોગી, કુષ્ઠાદિ રોગથી જેનું શરીર બગડયુ હોય એ સર્વને જે કાંઇ આપવામાં આવે તે દયાદાન કહેવાય છે.

ये यच्छन्ति दयादानं कृत्वा गुर्वीं दयां नरः ।
तेऽपि तद्दानधर्मेण विष्णुलोकमवाप्नुयुः ॥ ,, ॥

અર્થઃ—જે મનુષ્ય દયાદાન દ્વારા તેમના ઉપર દયા કરે છે તેઓ તે દાનના પ્રભાવથી વિષ્ણુલોકમાં જાય છે.

આ પ્રકારનાં પ્રમાણોમાં કહેલા અધિકારીઓને દાન દેવાથી મનુષ્ય પાપથી છુટી જાય છે, અને પુણ્યલોકના ભાગી થાય છે.

### અપાત્ર નિરૂપણ.

જેવી રીતે શાસ્ત્રમાં ઉત્તમ અધિકારી બતાવ્યા છે તેવી રીતે દાનના અનધિકારીનું પણ નિરૂપણ કરવામાં આવ્યું છેઃ–

नश्यन्ति हव्यकव्यानि नराणामविजानताम् ।
भस्मीभूतेषु विप्रेषु मोहाद्दत्तानि दातृभिः ॥ म० स्मृ० अ० ३–९७ ॥

અર્થઃ—જે મનુષ્ય, યોગ્ય પાત્રને ન જાણવાથી દેવ તથા પિતૃઓના નિમિત અન્નને વેદનું અધ્યયન તથા વેદનું અર્થજ્ઞાન તથા તેમાં કહેલા ધર્મના અનુષ્ઠાન રહિત હોવાથી જે તેજ રહિત હોવાને લીધે રાખોડી જેવા છે અર્થાત દાતાના પાપને બાળવાને સમર્થ નથી એવા બ્રાહ્મણોને આપે છે, તેણે કરેલું દાન નિષ્ફળ જાય છે.

हिरण्यं भूमिमश्वं गामन्नं वासस्तिलान्घृतम्।
प्रतिगृह्णन्नविद्वांस्तु भस्मीभवति दारुवत् ॥ „ ॥ ४-१८८ ॥

અર્થ:—વિદ્યા તપ આદિથી રહિત બ્રાહ્મણ સુવર્ણ, પૃથિવી, અશ્વ, ગાય, અન્ન, વસ્ત્ર, તલ અથવા ઘી એ પદાર્થોનું દાન લેવાથી જેવી રીતે અગ્નિથી લાકડું ભસ્મ થઇ જાય છે તેવી રીતે ભસ્મ થઇ જાય છે.

न वार्यपि प्रयच्छेत्तु बैडालव्रतिके द्विजे।
न बकव्रतिके विप्रे नावेदविदि धर्मवित् ॥ „ ॥ १९२ ॥

અર્થ —ધર્મને જાણનાર મનુષ્ય બિડાલવ્રતી, બકવ્રતી તથા વેદાધ્યયન રહિત બ્રાહ્મણને જલ પણ ન આપે. કારણ કે—

त्रिष्वप्येतेषु दत्तं हि विधिनाप्यार्जितं धनम् ॥
दातुर्भवत्यनर्थाय परत्रादातुरेव च ॥ „ ॥ १९३ ॥

અર્થ:—આ ત્રણે પ્રકારના બ્રાહ્મણોને આપેલું ધન વિધિપૂર્વક અર્થાત્ ન્યાયથી સંપાદન કરેલુ હોવા છતાં પણ દાતા તેમજ લેનાર બંનેને પરલોકમાં નરકનો હેતુ હોવાથી અનર્થકારક જ થાય છે.

यथा प्लवेनौपलेन निमज्जत्युदके तरन्।
तथा निमज्जतोऽधस्तादज्ञौ दातृप्रतीच्छकौ ॥ „ ॥ १९४ ॥

અર્થ:—જેમ પથ્થરની બનેલી નાવથી પાર ઉતરનાર નાવ સહિત પાણીમાં ડુબી જાય છે, તેમ દાનધર્મને નહીં જાણતાં દાન કરનાર અને અને લેનાર બંને અજ્ઞાની નરકમાં ડુબે છે.

अव्रताश्चानधीयाना यत्र भैक्ष्यचरा द्विजाः।
तं ग्रामं दण्डयेद्राजा चोरभक्तप्रदण्डवत् ॥ अत्रि. सं. श्लो. २२ ॥

અર્થ:—જે ગામમાં વ્રત રહિત તથા વેદવિદ્યા રહિત ભિક્ષાથી જીવન ચલાવનાર દ્વિજ રહેતા હોય તે ગામને ચોર લોકોને ભાત દેનારને અને ચોરનું પોષણ કરનારની માફક રાજાએ દંડ દેવો જોઇએ.

विद्वद्भोज्यमविद्वांसो येषु राष्ट्रेषु भुञ्जते।
तेष्वनावृष्टिमिच्छन्ति महद्वा जायते भयम् ॥ „ ॥ २३ ॥

અર્થ:—જે દેશમાં વિદ્વાનોને ભોગવવા યોગ્ય વસ્તુને મૂર્ખ ભોગવે છે તે દેશમાં અનાવૃષ્ટિ થાય છે અથવા મોટો ભય ઉપસ્થિત થાય છે.

अपात्रेष्वपि यद्दत्तं दहत्यासप्तमं कुलम्।
हव्यं देवा न गृह्णन्ति कव्यं च पितरस्तथा ॥ अत्रि० सं० १५२ ॥

અર્થ:—કુપાત્રને આપેલું દાન સાત પેઢીનો નાશ કરે છે. તેને આપેલા હવ્યને દેવતા લોક, અને કવ્યને પિતૃઓ સ્વીકારતા નથી.

कुकर्मास्तु ये विप्रा लोलुपा वेदवर्जिताः ॥ बृ. या. स्मृ० अ० ४-५५ ॥
सन्ध्याहीना व्रतभ्रष्टाः पिशुना विषयात्मकाः।
तेभ्यो दत्तं निष्फलं स्यान्नात्र कार्या विचारणा ॥ „ ॥ ६५ ॥

અર્થઃ—કુકર્મી, લોભી, વેદ રહિત, સન્ધ્યોપાસના નહીં કરનાર, વ્રતનષ્ટ, ચાડી ચુગલી કરનાર તથા અત્યન્ત વિષયી બ્રાહ્મણોને દાન આપવાથી કાંઈ પણ ફળ મળતું નથી. તેમાં કોઈ વિચાર કરવાનો નથી, તે વાત બરાબર છે.

आमपात्रे यथा न्यस्तं क्षीरं दधि घृतं मधु ।
विनश्येत्पात्रदौर्बल्यात् तच्च पात्रं विनश्यति ॥ बृहस्पति० स्म० ५८ ॥

અર્થઃ—માટીના કાચા વાસણમાં રાખેલું દૂધ, દહીં, ઘી તથા મધ તે વાસણની દુર્બલતાથી જેમ નષ્ટ થઈ જાય છે, તેમ તે પાત્ર પણ નષ્ટ થાય છે.

एवं गां च हिरण्यं च वस्त्रमन्नं महीं तिलान् ।
अविद्वान्प्रतिगृह्णाति भस्मीभवति काष्ठवत् ॥ ,, ॥ ५९ ॥

અર્થઃ—તેવી રીતે ગાય, સુવર્ણ, વસ્ત્ર, અન્ન, મહી (પૃથ્વી), અને તલનું દાન લેવાથી અવિદ્વાન્ અગ્નિ વડે લાકડાની માફક ભસ્મ થઈ જાય છે, અને તેને આપેલી વસ્તુ પણ વ્યર્થ જાય છે.

पण्यस्थानेषु यद्दत्तं वृथादानं तदुच्यते ।
आरूढपतिते चैव अन्यायापार्जितं च यत् ॥ वृ. पा. स्मृ. श्लो. ३०० ॥
व्यर्थमब्राह्मणे दानं पतिते तस्करेऽपि च ।
गुरोरप्रीतिजनके कृतघ्ने ग्रामयाचके ॥ ,, ॥ ३०१ ॥
ब्रह्मबन्धौ च यद्दत्तं यद्दत्तं वृषलीपतौ ।
वेदविक्रयिणे चैव यस्य चोपपतिर्गृहे ॥ ,, ॥ ३०२ ॥
स्त्रीजिते चैव यद्दत्तं व्यालग्राहे तथैव च ।
परिचारकेऽपि यद्दत्तं वृथा दानानि षोडश ॥ ,, ॥ ३०३ ॥

અર્થઃ—બજારમાં આપેલું દાન, આરૂઢપતિતને આપેલું દાન, અન્યાયથી કમાયેલા ધનનું દાન, તથા અબ્રાહ્મણને, પતિતને, ચોરને, ગુરુની સાથે દ્વેષ કરનારને, કૃતઘ્નને, ગામયાચક અર્થાત્ ગામમાં રહીને નાના જાતિ પાસે ભીખ માગનારને, બ્રાહ્મણ જાતિમાં જન્મેલો છતાં બ્રાહ્મણના આચરણ રહિત હોય અને નિન્દ્ય કર્મ કરતો હોય તેને, શૂદ્રીના પતિને, વેદનો વિક્રય કરનારને જેના ઘરમાં ઉપપતિ હોય તેને અર્થાત્ જેની પત્નીએ બીજો ગુપ્ત જાર રાખેલો હોય તેને, જે પુરૂષને સ્ત્રીએ વશ કર્યો હોય અર્થાત્ સ્ત્રીને અધીન હોય તેને, સર્પ પકડનાર(વાદી)ને તથા બીજાની સેવા કરનાર–એવા ૧૬ પ્રકારના મનુષ્યોને આપેલું દાન નિષ્ફળ જાય છે. તેથી તેમને દાન આપવા યોગ્ય નથી. ઉપરના શ્લો. ૩૦૦માં જે મનુષ્ય સંન્યાસી થઈને ફરી ગૃહસ્થાશ્રમી થઈ જાય તેને આરૂઢપતિત કહે છે. અને શ્લો. ૩૦૧માં જેને અબ્રાહ્મણ કહ્યો છે તેનાં લક્ષણ શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યાં છેઃ–

अब्राह्मणा षट्प्रोक्ताश्च ऋषिः शातातपोऽब्रवीत् ।
आद्यो राजाश्रयस्तेषां द्वितीयः क्रयविक्रयी ॥

तृतीयो बहुयाज्यः स्याच्चतुर्थो ग्रामयाजकः ।
पञ्चमस्तु भृतस्तेषां ग्रामस्य नगरस्य च ॥
अनागतां तु यः पूर्वां सादित्यां चैव पश्चिमाम् ।
नोपासीत द्विजः सन्ध्यां स षष्ठोऽब्राह्मणः स्मृतः ॥

या. स्मृ. अ. १—२०१ अ. टी. ॥

અર્થ:—વિદ્વાન્ લોકાએ ૭ પ્રકારના અબ્રાહ્મણ કહ્યા છે. તેમાં પહેલો અબ્રાહ્મણ રાજાને આશ્રય લઇને જીવિકા ચલાવનાર છે. બીજો ખરીદવાનો તથા વેચવાનો ધંધો કરનાર છે. ત્રીજો અનેકને યજ્ઞ કરાવનાર. ચોથો ગામના અનેક પ્રકારના લોકોને યજ્ઞ કરાવનાર. પાંચમો ગામના તથા નગરના સર્વ લોકોની નોકરી કરનાર છે અને જે બ્રાહ્મણ સૂર્યોદય પહેલાં પ્રાતઃકાલની સન્ધ્યા કરતો નથી તેમ સૂર્ય અસ્ત પામતા પહેલાં સાયંકાલની સન્ધ્યા કરતો નથી તે છઠ્ઠો અબ્રાહ્મણ છે.

ब्रह्मबीजसमुत्पन्नो मन्त्रसंस्कारवर्जितः ।
जातिमात्रोपजीवी च भवेदब्राह्मणः स तु ॥ व्या० स्मृ० अ० ४—४३ ॥

અર્થ:—જેની ઉત્પત્તિ બ્રાહ્મણથી છે, પરન્તુ જે મન્ત્ર અને સંસ્કાર રહિત છે, અને બ્રાહ્મણજાતિ માત્ર કહીને જે જીવન ચલાવે છે તે અબ્રાહ્મણ જ છે.

नष्टशौचे व्रतभ्रष्टे विप्रे वेदविवर्जिते ।
दीयमानं रुदत्यन्नं भयाद्वै दुष्कृतं कृतम् ॥ ,, ॥ ५३ ॥

અર્થ:—શૌચ આચારથી રહિત, વ્રતથી ભ્રષ્ટ થયેલા, અને વેદરહિત બ્રાહ્મણને આપેલું અન્ન રડે છે, અને કહે છે કે આ દાતાએ મને આપીને મોટું દુષ્કૃત કર્યું છે.

वेदपूर्णमुखं विप्रं सुभुक्तमपि भोजयेत् ।
न च मूर्ख निराहारं षड्रात्रमुपवासिनम् ॥ ,, ॥ ५४ ॥

અર્થ:—ભોજન કરીને તૃપ્ત થયો હોય છતાં વેદમાં પારંગત બ્રાહ્મણને આગ્રહ કરીને ફરી જમાડવો. પરન્તુ ૭ રાત્રિના અપવાસી છતાં મૂર્ખ બ્રાહ્મણને ન જમાડવો.

ऊषरे वापितं बीजं भिन्नभाण्डेषु गोदुहम् ।
हुतं भस्मनि हव्यं च मूर्खे दानमशाश्वतम् ॥ ,, ॥ ६४ ॥

અર્થ:—ઊષર ભૂમિમાં વાવેલું બીજ, ફુટેલા વાસણમાં દોયેલું દૂધ, રાખોડીમાં આપેલી આહુતિ, અને મૂર્ખને આપેલું દાન તે સર્વ વ્યર્થ જાય છે.

धूर्ते छद्मनि मल्ले च कुवैद्ये कितवे शठे ।
चाटचारणचोरेभ्यो दत्तं भवति निष्फलम् ॥ द० स्मृ० अ०३—१८ ॥

અર્થ:—ધૂર્ત, છદ્મ કપટી અર્થાત્ પ્રથમ વિશ્વાસ ઉત્પન્ન કરાવીને પછી ધનનું હરણ કરનાર, મલ્લ, કુવૈદ્ય, જુગારી, શઠ, ચાટ, ચારણ તથા ચોરને આપેલું દાન પણ નિષ્ફળ છે.

विधिहीने तथाऽपात्रे यो ददाति प्रतिग्रहम् ।
न केवलं हि तद्दानं शेषमप्यस्य नश्यति ॥ ,, ॥ २९ ॥

અર્થ:—વિધિરહિત બ્રાહ્મણને તથા કુપાત્રને જે દાન આપવામાં આવે છે તે દાન એકલું નષ્ટ થાય છે એમ નહીં, પરન્તુ તેથી અતિરિક્ત બીજું ધન પણ તેનું નષ્ટ થાય છે.

वेदैर्विहीनाश्च पठन्ति शास्त्रं
शास्त्रेण हीनाश्च पुराणपाठाः ।
पुराणहीनाः कृषिणो भवन्ति
भ्रष्टास्ततो भागवता भवन्ति ॥ अत्रि० सं० श्लो० ३८४ ॥

અર્થ:—જે લોક બ્રહ્મચર્યાશ્રમમાં રહીને વેદ ભણવાને સમર્થ ન હોય તેઓ શાસ્ત્રોનું અધ્યયન કરે છે. અને જેઓ શાસ્ત્રો ભણવામાં અસમર્થ હોય તેઓ પુરાણ ભણે છે. અને જેઓ પુરાણ ભણતા નથી તેઓ ખેતી કરે છે. અને કૃષિથી ભ્રષ્ટ થાય તો અન્તમાં ભક્ત બની જાય છે. આવા ભક્ત લોકને ઉત્તમ અધિકારી માનવામાં આવે છે અને શાસ્ત્રસંસ્કાર રહિત લોકપણ તેમનામાં આસક્ત થાય છે. પરન્તુ તેઓ ભક્ત નથી. વેદાધ્યયનાદિના તિતિક્ષા આદિ નિયમો સહન કરવામાં અસમર્થ હોવાથી કેવલ ભક્તોનો વેષ ધારણ કરી લીધો હોય છે. પરન્તુ તેવા ભક્તોની પંક્તિમાંથી કોઇ પણ લોક દાનના અધિકારી નથી.

अनर्हते यद्ददाति न ददाति यदर्हते ।
अर्हानर्हापरिज्ञानाद्धनाद्धर्माच्च हीयते ॥ या. स्मृ. अ. १–२०१ अ० टी. ॥

અર્થ:—જે દાતા કોણ દાનનો અધિકારી છે અને કોણ નહીં તેનું જ્ઞાન ન હોવાથી અનધિકારીને દાન આપે છે અને અધિકારીને આપતો નથી તે યોગ્યાયોગ્યનું જ્ઞાન ન હોવાથી ધન તથા ધર્મ બંનેથી નષ્ટ થાય છે.

यस्य त्वेव गृहे मूर्खो दूरस्थश्च गुणान्वितः ।
गुणान्विताय दातव्यं नास्ति मूर्खे व्यतिक्रमः ॥ का० स्मृ० ख०१८–८ ॥

અર્થ:—જેના ઘરમાં અર્થાત્ પાસે જ મૂર્ખ દાન લેવાને માટે તૈયાર બેઠો છે, અને ગુણી પુરૂષ દૂર છે, તોપણ ગુણીને દાન આપવું જોઇએ, મૂર્ખને આપીને શાસ્ત્રની મર્યાદાનું ઉલ્લંઘન કરવું યોગ્ય નથી.

न द्रव्याणामविज्ञाय विधिं धर्म्यं प्रतिग्रहे ।
प्राज्ञः प्रतिग्रहं कुर्यादवसीदन्नपि क्षुधा ॥ म० स्मृ० अ० ४–१८७ ॥

અર્થ:—દ્રવ્યોનો પ્રતિગ્રહ લેવામાં જે ધર્માનુસાર વિધિ છે તે વિધિ તથા પ્રતિગ્રહ કરવાના મન્ત્રને નહીં જાણી બુદ્ધિશાલી મનુષ્યે ક્ષુધાથી પીડિત હોવા છતાં પણ પ્રતિગ્રહ નહીં કરવો જોઇએ. અને આપત્કાલ ન હોય ત્યારે તો ન જ લેવું જોઇએ તેમાં તો કહેવાનું જ શું ?

अतपास्त्वनधीयानः प्रतिग्रहरुचिर्द्विजः ।
अम्भस्यश्मप्लवेनेव सह तेनैव मज्जति ॥ „ ॥ १९० ॥

અર્થ:—તપ તથા વિદ્યા વગેરેથી રહિત જે બ્રાહ્મણ પ્રતિગ્રહ લેવાની ઇચ્છાવાળો છે તે, જેવી રીતે જલમાં પથ્થરની નૌકા વડે પાર જવાની ઇચ્છાવાળો મનુષ્ય તે નૌકા સહિત ડુબી જાય છે તેવી રીતે, દાતા સહિત નરકમાં ડુબે છે.

तस्मादविद्वान्बिभियाद्यस्मात्तस्मात्प्रतिग्रहात् ।
स्वल्पकेनाप्यविद्वान् हि पङ्के गौरिव सीदति ॥ ,, ॥ १९१ ॥

અર્થ:—જેવી રીતે કીચડમાં ફસેલી ગાય બહાર નિકળી શકતી નથી, તેવી રીતે અવિદ્વાન્ બ્રાહ્મણ થોડો પણ પ્રતિગ્રહ લેવાથી નરકમાં ડુબી જાય છે. માટે અવિદ્વાને ગમે તેવો પ્રતિગ્રહ લેવાથી ડરવું જોઇએ.

प्रतिग्रहसमर्थोऽपि प्रसंगं तत्र वर्जयेत् ।
प्रतिग्रहेण ह्यस्याशु ब्राह्मं तेजः प्रशाम्यति ॥ ,, ॥ १८६ ॥

અર્થ:—પ્રતિગ્રહ લેવામાં સમર્થ પુરૂષે પણ પ્રતિગ્રહ લેવાના પ્રસગનો ત્યાગ કરવો જોઇએ, કેમકે પ્રતિગ્રહ લેવાથી તેનું બ્રહ્મતેજ નષ્ટ થઇ જાય છે. (વેદાધ્યયન અને તપ આદિથી પ્રાપ્ત થતા પ્રભાવનું નામ 'બ્રહ્મતેજ છે).

पात्रभूतोऽपि यो विप्रः प्रतिगृह्य प्रतिग्रहम् ।
असत्सु विनियुञ्जीत तस्मै देयं न किञ्चन ॥ या.स्मृ.अ. १–२०१ अ. टी. ॥

અર્થ:—બ્રાહ્મણ પાત્ર હોવા છતાં દાન લઇને જેમ કુપાત્રોને આપે છે તેવા પાત્રને પણ કાંઇપણ નહીં આપવું જોઇએ.

पंग्वाद्या येऽप्यनाथा हि दयापात्रं हि केवलम् ।
तपोनिष्ठाः ज्ञाननिष्ठाः श्रुतिशास्त्रपरायणाः ॥ स्कं.पु.ख. २ वै.मा.अ. १६–३४॥
विष्णुरूपाः सदा पूज्या नेतरे तु कदाचन ।
तत्रापि ज्ञानिनोऽत्यर्थं प्रिया विष्णोः सदैव हि ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—પંગુ આદિ જે અનાથ લોકને દાનના અધિકારી કહેવામાં આવ્યા છે તેઓ જ કેવલ દયાને પાત્ર છે અર્થાત્ દયાથી તેમને દાન આપવું યોગ્ય છે. તેઓ પૂજ્ય નથી અર્થાત્ પાદપ્રક્ષાલન અને પૂજા આદિને યોગ્ય નથી. પરન્તુ જેઓ તપોનિષ્ઠ તથા જ્ઞાનનિષ્ઠ હોય, તથા વેદ અને શાસ્ત્રમાં તત્પર હોય તેઓ સાક્ષાત્ વિષ્ણુ રૂપ છે અને સદા પૂજ્ય છે, બીજા કોઇ પૂજ્ય હોઈ શક્તા નથી. તેમાં પણ જેઓ જ્ઞાની છે તે વિષ્ણુ ભગવાનને સદા અત્યન્ત પ્રિય છે.

ज्ञानिनामपि भूपाल विष्णुरेव सदा प्रियः ।
तस्माज्ज्ञानी सदा पूज्यः पूज्यात्पूज्यतरः स्मृतः ॥ ,, ॥ ३६ ॥

અર્થ:—હે રાજન્! જ્ઞાની લોકોને પણ વિષ્ણુ જે વ્યાપક પરમાત્મા છે તે જ હમેશાં પ્રિય છે. માટે અન્ય તપસ્વી આદિથી પણ જ્ઞાની અધિક પૂજ્ય છે. તેથી પૂજ્યોમાં પણ જ્ઞાનીને અત્યન્ત પૂજ્ય કહ્યો છે, અને તે જ ઉત્તમ અધિકારી છે.

शक्तः परजने दाता स्वजने दुःखजीविनि ।
मध्वापातविषास्वादः स धर्मः प्रतिरूपकः ॥ म. स्मृ. अ. ११–९ ॥

અર્થ:—જે મનુષ્ય દાન દેવાને સમર્થ છે અર્થાત્ ધન છે, છતાં પોતાનાં અવશ્ય પોષણ કરવા યોગ્ય માતાપિતા આદિની રક્ષા કરતો નથી અને તેથી તેઓ દુઃખી રહે છે, પરન્તુ

જે કીર્તિને માટે બીજાને દાન કરે છે તેનું દાન ધર્મરૂપ નથી. તે ધર્મ પ્રતિરૂપક છે અર્થાત્ ધર્મના પ્રતિબિંબ રૂપ છે. તે દાન મધુ મેળવેલા વિષના ભોજન રૂપ છે અર્થાત્ જેવી રીતે મધુ નાંખેલું હોવાથી પહેલાં મીઠું લાગે છે, પરન્તુ પછીથી તે ઝેર તેને મારે છે, તેવી રીતે આવું દાન પણ પ્રથમ કીર્તિનું કારણ હોવાથી સુખકારક લાગે છે, પરન્તુ પાછળથી નરકનું કારણ હોવાથી વિષતુલ્ય છે.

भृत्यानामुपरोधेन यत्करोत्यौर्ध्वदेहिकम् ।
तद्भवत्यसुखोदर्कं जीवतश्च मृतस्य च ॥ ,, ॥ १० ॥

અર્થ:—જે મનુષ્ય પાલન કરવા યોગ્ય મનુષ્યોનું પાલન નહીં કરતાં પોતાને પરલોકની પ્રાપ્તિ થવાને દાન કરે છે તેને આ લોકમાં તેમજ પરલોકમાં પણ દુઃખ ભોગવવું પડે છે.

માટે દાનના પાત્રમાં પોષ્ય વર્ગનો અને પૂજ્ય વર્ગનો ભેદ કર્યો છે. શ્રોત્રિયાદિ પૂજ્ય વર્ગ કહેવાય છે, અને માતા આદિ પોષ્ય વર્ગ છે.

माता पिता गुरुर्भार्या प्रजा दीनः समाश्रितः ।
अभ्यागतोऽतिथिश्चाग्निः पोष्यवर्ग उदाहृतः ॥ दक्ष० स्मृ० अ० २–३६ ॥

અર્થ:—માતા, પિતા, ગુરૂ, પત્ની, પ્રજા (સન્તાન), દીન મનુષ્ય, આપણો આશ્રિત (સેવકાદિ), અભ્યાગત, અતિથિ અને અગ્નિ એ સર્વ પોષ્ય વર્ગ કહેવાય છે.

ज्ञातिबन्धुर्जनः क्षीणस्तथाऽनाथः समाश्रितः ।
अन्योऽपि धनयुक्तस्य पोष्यवर्ग उदाहृतः ॥ ,, ॥ ३७ ॥

અર્થ:—વળી જ્ઞાતિ તથા બન્ધુ આદિ જેની પાસે જીવિકાનું સાધન ન હોય, અનાથ હોય અને આપણે શરણે આવ્યો હોય તે, તથા બીજો પણ જે કોઇ પોતાની જીવિકા ચલાવવા અસમર્થ હોય તે સર્વ ધનવાન્ મનુષ્યનો પોષ્ય વર્ગ કહેવાય છે.

भरणं पोष्यवर्गस्य प्रशस्तं स्वर्गसाधनम् ।
नरकः पीडने चास्य तस्माद्यत्नेन तं भरेत् ॥ ,, ॥ ३९ ॥

અર્થ:—પોષ્ય વર્ગનું પોષણ કરવું તે સ્વર્ગનું ઉત્તમ સાધન છે તે પોષ્ય વર્ગને પીડા આપવી તે નરકનું કારણ છે. માટે યત્નથી તેનું પોષણ કરવું જોઇએ.

આ પ્રમાણે પોષ્ય વર્ગનું પાલન નહીં કરવાથી અવશ્ય પાપના ભાગી થાય છે, અને પાલન કરવાથી પુણ્ય પણ અનન્ત છે. પૂજ્ય વર્ગને દાન ન આપે તો કોઈ વિશેષ પાપ નથી, છતાં તેમને દાન આપવાથી પાપની નિવૃત્તિ તથા અનન્ત પુણ્ય પણ થાય છે.

દાનના વિષયમાં ભગવાને પણ ગીતામાં સાત્ત્વિકાદિ ભેદનું નિરૂપણ કરતાં અપાત્રને આપેલા દાનને તામસી કહ્યું છે.

दातव्यमिति यद्दानं दीयतेऽनुपकारिणे ।
देशे काले च पात्रे च तद्दानं सात्त्विकं स्मृतम् ॥ भ० गी० अ० १८–२० ॥

અર્થ:—શાસ્ત્રની આજ્ઞા હોવાથી અવશ્ય દાન કરવું જોઇએ એવા નિશ્ચયથી આપણા ઉપર પ્રત્યુપકાર નહિ કરનાર સુપાત્ર મનુષ્યને યોગ્ય દેશમાં તથા યોગ્ય કાળમાં જે દાન આપવામાં આવે છે તે સાત્ત્વિક દાન કહેવાય છે.

यत्तु प्रत्युपकारार्थं फलमुद्दिश्य वा पुनः ।
दीयते च परिक्लिष्टं तद्दानं राजसं स्मृतम् ॥ " ॥ २१ ॥

અર્થ:—" આ મનુષ્ય બીજે સમયે મારો પ્રત્યુપકાર કરશે " એવી આ લોકના ફલની ઇચ્છાથી અથવા સ્વર્ગાદિ પર લોકના ફલોની ઇચ્છાથી તે મનુષ્યને જે દાન આપવામાં આવે છે, તથા આટલું બધુ દ્રવ્ય કેમ ખરચાય એવો કલેશ પામીને જે દાન કરવામાં આવે છે, તે રાજસદાન કહેવાય છે.

अदेशकाले यद्दानमपात्रेभ्यश्च दीयते ।
असत्कृतमवज्ञातं तत्तामसमुदाहृतम् ॥ " ॥ २२ ॥

અર્થ:—અયોગ્ય દેશમાં અર્થાત્ બીજાના સંસર્ગથી અથવા જ્યાં અનેક પ્રકારનાં પાપ ઘણાં થતાં હોય તેથી અથવા ધનાદિ સંપત્તિ બહુ હોવાથી જેને દાન આપવાની જરૂર ન હોય, તથા યોગ્ય કાલમાં ન હોય, અને જે દાન અપાત્રને આપવામાં આવ્યું હોય, તથા સત્કારથી રહિત અર્થાત્ પ્રિય ભાષણ, પાદપ્રક્ષાલન, પૂજા, આદિક સત્કાર રહિત દાન દેવામાં આવે, તેને તામસ દાન કહેવામાં આવે છે. માટે દાન કરવાને માટે પાત્રનો અવસ્ય વિચાર કરીને યોગ્ય પાત્રને જ દાન કરવું જોઇએ. માતા, પિતા અને ગુરૂ એ પૂજ્ય છે, તથાપિ તેમનું પોષણ કરવાની વિશેષ ફરજ છે તે સૂચન કરવાને માટે જે પોષ્ય વર્ગ છે તેમાં તેમનું નામ લખ્યું છે.

ઉપર શ્લો૦ ૩૬ માં કહેલાં માતા, પિતા, ગુરૂ, પત્ની, પુત્ર, તથા દીન મનુષ્યાદિ, અભ્યાગત તથા અતિથિ આદિનું પોષણ કરતાં બાકી વધેલા ધનનું જ બીજા રહેલા અધિકારીઓને દાન કરવું તે યોગ્ય છે. એવું દાન કરવું તે પ્રતિગ્રહ લઇને જીવન ચલાવનારને પણ ઉચિત છે એવી શાસ્ત્રની આજ્ઞા છે. કારણકે દાન કરવું અને પ્રતિગ્રહ લેવો એ બંને બ્રાહ્મણોના ધર્મમાં કહ્યા છે. વળી—

शुद्धप्रतिग्रहे देयं चतुर्थांशं द्विजोत्तमैः ।
अकस्मादुत्थितेऽर्थे हि देयमर्धं द्विजोत्तमैः ॥ शि. पु० अ० १३–६९ ॥

અર્થ:—બ્રાહ્મણે પોતે લીધેલા શુદ્ધ પ્રતિગ્રહમાંથી પણ ચોથો ભાગ દાનમાં આપવો જોઇએ, અને અકસ્માત્ પ્રાપ્ત થયેલા ધનમાંથી અડધો ભાગ દાન કરવો જોઇએ. એ પ્રમાણે પ્રતિગ્રહ લઇને દાન નહીં કરનાર પણ અપાત્ર ગણાય છે.

### શ્રદ્ધાનિરૂપણ.

આ પ્રમાણે પાત્રનું નિરૂપણ કરીને હવે શ્રદ્ધાનું નિરૂપણ કરીએ છીએ.

सौमुख्यादभिसंप्रीतिरर्थिनां दर्शने सदा ।
सत्कृतिश्चानसूया च तदा श्रद्धेति कीर्त्यते ॥ "

અર્થ:—યાચક લોકોને જોઇને દાતામાં જ્યારે મુખની પ્રસન્નતા, મનમાં પ્રીતિ, સત્કાર, તથા અસૂયાનો અભાવ હોય ત્યારે તેને શ્રદ્ધા કહે છે.

कायक्लेशैश्च बहुभिर्न चैवार्थस्य राशिभिः ।
धर्मः संप्राप्यते सूक्ष्मः श्रद्धाधर्मोऽद्भुतं तपः॥

स्का.पु.ख.१कौ.ख. २ अ. ४ श्लो. ४२,३ ॥

અર્થ:—શરીરને અનેક પ્રકારનાં કષ્ટ આપવાથી અથવા ધનના ઢગલાથી સૂક્ષ્મ ધર્મની પ્રાપ્તિ થતી નથી. પરન્તુ શ્રદ્ધા રૂપી જે ધર્મ છે તે જ એક અદ્ભુત તપ છે.

श्रद्धया साध्यते धर्मो महद्भिर्नार्थराशिभिः ।
अकिंचना हि मुनयः श्रद्धावन्तो दिवं गताः ॥ „ ॥४५॥

અર્થ:—શ્રદ્ધાથી ધર્મની સિદ્ધિ થાય છે, અને ધનના મોટા ઢગલાથી પણ ધર્મની સિદ્ધિ થતી નથી. જેઓની પાસે કાંઇ પણ ધન નહોતું એવા શ્રદ્ધાવાળા ઋષિ લોક સ્વર્ગે ગયા છે.

દેયલક્ષણનિરૂપણ.

હવે દેયનું લક્ષણ કહીએ છીએ.

अपराबाधमक्लेशं स्वयत्नेनार्जितं धनम् ।
स्वल्पं वा विपुलं वापि देयमित्यभिधीयते ॥स्का.पु.ख.१कौ.ख.२अ.४–६७ ॥

અર્થ:—જે ધન કમાવામાં બીજાને બાધ કે કલેશ આપ્યો ન હોય તથા પોતાના યત્નથી જે સંપાદન કર્યું હોય તે ધન થોડું હોય કે બહુ હોય તેને દેય કહે છે.

આ પ્રમાણે શુદ્ધ ધનનું દાન કરવાથી જ પુણ્ય થાય છે. જેમ કોઈ મનુષ્ય એક ગાયને મારીને તેનું ચામડું ઉતારીને તેનો જોડો બનાવી તપસ્વીને પહેરાવે તો તે દાન કહેવાય નહીં. ગૌહત્યાનું પાપ જોડાના દાન કરતાં મહાન્ છે. આવું જોડાનું દાન દેવા કરતાં ગૌહત્યા પણ ન કરવી, તથા જોડાનું દાન પણ ન કરવું તે સારૂં છે. માટે કુકર્મ કરીને ધન સંપાદન કરી દાન કરવામાં પુણ્ય નથી. સત્કર્મથી પોતે કમાણી કરીને થોડું પણ દાન કરવું તે ઉત્તમ છે અને તે જ ઉત્તમ ફલ આપે છે.

अन्यायात्समुपात्तेन दानधर्मो धनेन यः ।
क्रियते न स कर्तारं त्रायते महतो भयात् ॥ म. भा. व. प. अ.२५९–३३॥

અર્થ:—અન્યાયથી સંપાદન કરેલા ધનમાંથી જે દાન કરવામાં આવે છે તે દાન દાતાને મહાન્ ભયમાંથી રક્ષા કરતું નથી. માટે થોડું પણ હોય છતાં પવિત્ર કમાણીના ધનનું જ દાન કરવું યોગ્ય છે.

अन्यायाधिगतं दत्तं सकलां पृथिवीमपि ।
श्रद्धावर्जमपात्राय न किंचित्भूतिमाप्नुयात् ॥ या० स्मृ०अ०१ श्लो.२०१ ॥

અર્થ:—અનીતિથી પ્રાપ્ત કરેલી સંપૂર્ણ પૃથ્વીનું પણ દાન કરવાથી તથા શ્રદ્ધા વિના દેવાથી અને અપાત્રને આપવાથી કોઇપણ ઉત્તમ ફળની પ્રાપ્તિ થતી નથી. માટે નીતિથી સંપાદન કરેલું ધન શ્રદ્ધાપૂર્વક અને સુપાત્રને જ દાન કરવું જોઇએ. વળી—

यद्यत्र दुर्लभं द्रव्यं यस्मिन्कालेऽपि वा पुनः ।
दानार्हौ देशकालौ तौ स्यातां श्रेष्ठौ न चान्यथा ॥
स्का.पु.ख.१.कौ.ख.२.अ.४–६९ ॥

અર્થ:—જે વસ્તુ જે સ્થાનમાં અને જે કાલમાં મળતી ન હોય અને ઉપયોગી હોય, તે વસ્તુ તે દેશમાં અને તે કાળે આપવી જોઇએ. તે જ દેશ અને કાલને દાનાદિમાં શ્રેષ્ઠ કહ્યા છે. જેમ કોઇ દેશમાં કોઈ કાલમાં જલનું બહુ દુઃખ હોય તે કાલમાં અને તે દેશમાં જલનું દાન બહુ પુણ્યનું કારણ થાય છે. તે સમયમાં તે સ્થાનમાં કરેલું જલનું દાન દેશ કાલને અનુસાર કહેવાય છે. તેમજ કોઇ દેશમાં કોઇ સમયે દુકાલાદિથી અનાદિનું બહુ દુઃખ હોય તે સમયે તે દેશમાં અનાદિનું દાન કરવું ઉત્તમ ગણાય છે. વળી—

अयने दानमादौ स्याद्विषुवे मध्यवर्तिनी ।
षडशीतिमुखेऽतीते समन्ताचद्रन्सूर्ययोः ॥ ल. शा.स्मृ० श्लो० १४२ ॥

અર્થઃ—મકર અને કર્ક સંક્રાન્તિની આદિમાં, મેષ અને તુલા સંક્રાન્તિની મધ્યમાં, મિથુન, કન્યા, ધન, અને મીન સંક્રાન્તિના અન્તમાં, તથા સૂર્ય ચન્દ્રના ગ્રહણની મુક્તિ થયા પછી હમેશાં દાન કરવું જોઇએ.

अयनेषु च यद्दत्तं षडशीतिमुखे तथा ।
चन्द्रसूर्योपरागे च दत्तं भवति चाक्षयम् ॥ „ ॥ १५१ ॥

અર્થઃ—મકર તથા કર્ક સંક્રાન્તિમાં, મિથુન, કન્યા, ધન અને મીન સંક્રાન્તિમાં, અને સૂર્ય ચન્દ્રના ગ્રહણમાં કરેલું દાન અક્ષય ફલને આપે છે.

આ પ્રમાણે દાનને માટે સંક્રાન્તિ તથા ગ્રહણાદિક સમય સર્વ પ્રધાન કાલ કહ્યા છે.

चन्द्रे वा यदि वा सूर्ये दृष्टे राहौ महाग्रहे ।
अक्षयं कथितं सर्वं तथाप्येको विशेषतः ॥ वृ. पा० स्मृ० अ० ८–३३२ ॥

અર્થઃ—ચન્દ્રગ્રહણ તથા સૂર્યગ્રહણમાં કરેલું સર્વ દાન અક્ષય ફલવાળું કહેવામાં આવ્યું છે. તેમાં પણ પ્રથમ જે ચન્દ્રગ્રહણ છે તેની વિશેષતા છે.

द्वादशीषु तु शुक्लासु विशेषाच्छ्रवणेन तु ।
तत्र यद्दीयते किंचित्तदनन्तं द्विजोत्तमाः ॥ „ ॥ ३३३ ॥

અર્થઃ—હે બ્રાહ્મણ શ્રેષ્ઠો ! શુકલ પક્ષની દ્વાદશીને દિવસે કરેલું દાન ઉત્તમ છે. તેમાં પણ જે દ્વાદશી શ્રવણ યુક્ત હોય તેવી દ્વાદશીમાં કરેલું કર્મ અનન્ત ફળવાળું થાય છે.

विशेषाद्बुधयुक्तेषु पक्षान्तेषु च सर्वदा ।
तृतीयासु च सर्वासु शुक्लासु च विशेषतः ॥ „ ॥ ३३४ ॥

અર્થઃ—પૂર્ણિમા અને અમાવાસ્યાને દિવસે કરેલું દાન શ્રેષ્ઠ છે. તેમાં પણ બુદ્ધ યુકત પૂર્ણમાસી અને અમાવાસ્યામાં આપેલું દાન અત્યન્ત શ્રેષ્ઠ છે. વળી સર્વ તૃતીયાઓ અને તેમાં પણ શુકલ પક્ષની તૃતીયામાં કરેલું દાન અત્યન્ત શ્રેષ્ઠ છે.

वैशाखशुक्लपक्षे तु विशेषादपि मानवः ।
आषाढी कार्तिकी माघी वैशाखी च विशेषतः ॥ „ ॥ ३३५ ॥
पौर्णमास्यश्वतस्रोऽपि प्रोक्ता दाने महाफलाः ॥ „ ॥ ३३६ ॥

અર્થઃ—વૈશાખ શુકલ તૃતીયા પણ દાન કરવાને માટે ઉત્તમ છે. વળી કાર્તિક, માઘ, વૈશાખ અને આષાઢ માસની પૂર્ણિમાને દિવસે કરેલું દાન પણ મહાન્ ફલ દેનારૂં કહ્યું છે.

व्यतीपातेषु सर्वेषु मासर्क्षेषु द्विजोत्तमाः ॥ „ ॥ ३३६ ॥
ग्रहसंक्रमकाले तु तीव्ररश्मेर्विशेषतः ॥ „ ॥ ३३७ ॥

અર્થઃ—હે બ્રાહ્મણ શ્રેષ્ઠો ! વ્યતીપાત, માસ, નક્ષત્ર, ગ્રહણ અને સંક્રાન્તિ એ સર્વ કાલ દાન કરવાને માટે શ્રેષ્ઠ છે. પરન્તુ સૂર્યગ્રહણ અત્યન્ત શ્રેષ્ઠ છે.

तुलामेषमयोगेषु योगेषु मिथुनस्य च ॥ „ ॥ ३३७ ॥

અર્થઃ—સૂર્યની મેષ, મિથુન અને તુલા સંક્રાન્તિમાં દાન કરવાનું મહાન્ ફળ છે

रवेर्महाफलं दत्तं तेभ्योऽपि स्यान्महाफलम् ।
यदा च प्रविशेद्भानुर्मकरं द्विजसत्तमाः ॥ ,, ॥ ३३८ ॥
आषाढेऽश्वयुजे पौषे चैत्रे शुक्ले तथैव च ।
द्वादशीसहितं पुण्यं प्रोक्तं दिनचतुष्टयम् ॥ ,, ॥ ३३९ ॥

અર્થઃ—વળી જે સમયે સૂર્ય મકર રાશિમાં પ્રવેશ કરે છે તે સમય, તથા પૌષ, ચૈત્ર, આષાઢ અને અશ્વિન(अश्वयुज) માસની શુક્લ દ્વાદશી એ ચાર દિવસ સર્વ દાનને માટે શ્રેષ્ઠ છે.

આ પ્રમાણે દાનને માટે શ્રેષ્ઠ કાલ અનેક શાસ્ત્રમાં કહેલો છે. તેવી રીતે દાનને માટે કુરૂક્ષેત્રાદિ શ્રેષ્ઠ દેશ પણ શાસ્ત્રમાં કહેલો છે.

गयागंगाप्रयागादौ तीर्थे देवालयादिषु ।
अप्रार्थितानि दानानि विद्यान्न कन्यकानि हि ॥ अग्नि.पु. अ. २०९–२० ॥

અર્થઃ—ગયા, ગંગા પ્રયાગ આદિ તીર્થોમાં તથા પ્રતિષ્ઠિત દેવસ્થાનોમાં માગ્યા વિના દાન દેવું જોઇએ. અને ગયા આદિ તીર્થોમાં કન્યાનું દાન નથી થતું એમ જાણવું. તીર્થો અનેક છે. તથાપિ–

एतेषां मध्यतो देवि तीर्थाष्टकमनुत्तमम् ॥ स्का. पु. खं. ६ अ. ११०–३ ॥
नैमिषं चैव केदारं पुष्करं कृमिजाङ्गलम् ।
वाराणसी कुरुक्षेत्रं प्रभासं हाटकेश्वरम् ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—હે દેવી ! સર્વ તીર્થોમાં આઠ તીર્થ સર્વથી શ્રેષ્ઠ છે. તે નૈમિષારણ્ય, કેદારેશ્વર પુષ્કરરાજ, કૃમિજાંગળ (કૃત્તિજાંગલ પાઠા.), કાશી, કુરૂક્ષેત્ર, પ્રભાસ અને હાટકેશ્વર છે.

એ પ્રમાણે કુરૂક્ષેત્રાદિક શ્રેષ્ઠ તીર્થોમાં કરેલા દાનનું ઉત્તમ ફળ શાસ્ત્રમાં કહેલું છે. તથાપિ આ દેશ અને કાલ મુખ્ય નથી, પણ ગૌણ છે. મુખ્ય દેશ અને કાલ પહેલાં "यद्यत्र दुर्लभं द्रव्य" એ શ્લોકમાં કહેલા છે માટે દેશ કાલનો વિચાર કર્યા વિના દાન દેવું યોગ્ય નથી. એવું દાન તામસી થાય છે એમ ભગવાન્‌ના વચનથી સિદ્ધ થાય છે.

હવે દાનના ૭ પ્રકારનાં ફલ કહીએ છીએ.

दुष्फलं निष्फलं हीनं तुल्यं विपुलमक्षयम् । ॥
षड्विपाकयुगुदिष्टं षडेतानि विपाकतः ॥ या. स्मृ अ. १–२०१ अ. टी. ॥

અર્થઃ—દુષ્ફલ અર્થાત્ ખોટું ફલ, નિષ્ફળ અર્થાત્ કાંઇપણ ફલ નહીં થવું, હીન અર્થાત્ થોડું ફલ મળવું, તુલ્ય ફળ, અધિક ફળ અને અક્ષય ફળ–એ ૭ પ્રકારનાં ફળ કહ્યા છે. તે ફળ દાન કર્યા પછી થતું પરિણામ છે—

नास्तिकस्तेनहिंस्रेभ्योऽवराय पतिताय च ।
पिशुनभ्रूणहन्तृभ्यां प्रदत्तं दुष्फलं भवेत् ॥ ,, ॥

અર્થઃ—ઇશ્વર તથા વેદાદિને નહીં માનનાર, ચોર, પ્રાણીઓની હિંસા કરનાર અથવ દુઃખ દેનાર, નીચ, પતિત, ચાડી કરનાર, તથા બ્રહ્મહત્યા, ગર્ભપાત, આદિ હત્યા કરનારને

જે દાન આપવામાં આવે તે દાનનું અનિષ્ટ ફળ થાય છે.

**महदप्यफलं दानं श्रद्धया परिवर्जितम् ।**

**परबाधकरं दानं परमप्यूनतां व्रजेत् ॥** ,,

અર્થ:—શ્રદ્ધા વિના ગમે તેટલુ મોટું દાન કરવામાં આવ્યું હોય તોપણ તે નિષ્ફલ છે. અને બીજાને પીડા કરનારૂં દાન બહુ હોવા છતાં ન્યૂન ફલવાળું છે.

**यथोक्तमपि यद्दत्तं चित्तेन कलुषेण तु ।**

**तत्तु संकल्पदोषेण दानं तुल्यफलं भवेत् ॥** ,,

અર્થ:—કોઇ દાન શાસ્ત્રોક્ત વિધિપૂર્વક આપવામાં આવ્યું હોય, તથાપિ આપનારનું ચિત્ત દુઃખી થઇને આપવામાં આવ્યું હોય તો તે દાતાના સંકલ્પના દોષથી તુલ્ય ફળવાળું કહેવાય છે.

**यथोक्तैः सकलैः षड्भिर्दानं स्याद्विपुलोदयम् ।**

**अनुक्रोशवशाद्दत्तं दानमक्षयतां व्रजेत् ॥** ,,

અર્થ:—ઉપર કહેલા દાતા હોય, યોગ્ય પાત્ર હોય, શ્રદ્ધા યુક્ત હોય, દેવા યોગ્ય ધન હોય તથા ઉત્તમ દેશ અને કાલ–એ દાનનાં ૭ અંગો યુક્ત જે દાન છે તે દાન અધિક ફળ દેનાર થાય છે. અને દુઃખી મનુષ્યનું દુઃખ જોઇને જે દાન કરવામાં આવે છે તે દાન અક્ષય ફલ આપે છે. અર્થાત્ તેવા દાનનું ફળ નષ્ટ થતું નથી.

હવે દાનના ચાર પ્રકાર કહેવામાં આવે છે.

**ध्रुवमाजस्रिकं काम्यं नैमित्तिकमिति क्रमात् ।**

**वैदिको दानमार्गोऽयं चतुर्धा वर्ण्यते द्विजैः ॥**

स्का.पु.ख. १ कौ.ख. २ अ. ४–७२,३ ॥

અર્થ:—ધ્રુવ, આજસ્રિક, કામ્ય અને નૈમિત્તિક–એ પ્રમાણેના ક્રમથી વૈદિક દાનના ચાર પ્રકાર ઋષિ લોકોએ કહ્યા છે.

**प्रपारामतडागादि सर्वकामफलं ध्रुवम् ।**

**तदाजस्रिकमित्याहुर्दीयते यद्दिने-दिने ॥** ॥ ७३,४ ॥

અર્થ:—પાણીની પરબ, ધર્મશાળા આદિ આરામનાં સ્થાન, તળાવ, કુવા વગેરે બનાવવા રૂપ જે જલનું દાન છે તે ધ્રુવ કહેવાય છે. તે બહુ કાળ સુધી સ્થિર રહે છે માટે ધ્રુવ કહ્યું છે. અને જે દાન રોજ રોજ આપવામા આવે છે તે આજસ્રિક દાન કહેવાય છે.

**अपत्यविजयैश्वर्यस्त्रीबालार्थं यदिष्यते ।**

**इच्छासंस्थं तु तद्दानं काम्यमित्यभिधीयते ॥** ,, ॥ ७४,५ ॥

અર્થ:—સન્તાનની ઇચ્છાથી, કોઇ કાર્યમાં જય પ્રાપ્ત કરવાને માટે, અણિમાદિ વિભૂતિ પ્રાપ્ત કરવાને માટે, તથા સ્ત્રી અને બાળકને માટે કરવામાં આવેલું દાન તેમાં ફલની ઇચ્છા રહેલી હોવાથી કામ્ય કહેવાય છે, કેમકે તે દાન ફલની ઇચ્છાથી જ દેવામાં આવે છે.

વળી કૂર્મ પુરાણ કહે છે કેઃ—

**अपत्यविजयैश्वर्यस्वर्गार्थं यत्प्रदीयते ।**

**दानं तत्काम्यमाख्यातमृषिभिर्धर्मचिन्तकैः ॥** कू० पु० उ० अ० २६–७ ॥

અર્થ:—સન્તાનને માટે, કોઇ કર્મમાં વિજય પ્રાપ્ત કરવાને માટે, તથા ઐશ્વર્ય અને સ્વર્ગપ્રાપ્તિને માટે જે દાન દેવામાં આવે છે તે દાનને ધર્મનો વિચાર કરનાર ઋષિલોકોએ કામ્ય દાન કહ્યું છે.

यत्तु पापोपशान्त्यर्थं दीयते विदुषां करे ।
नैमित्तिकं तदुपदिष्टं दानं सद्भिरनुष्ठितम् ॥ कू० पु० उ० अ० २६–४ ।

અર્થ:—પાપની શાન્તિને માટે વિદ્વાનોના હાથમાં જે વસ્તુ આપવામાં આવે છે તે નૈમિત્તિક દાન કહેવાય છે. આ નૈમિત્તિક દાનનું સત્પુરૂષોએ અનુષ્ઠાન કર્યું છે.

कालापेक्षं क्रियापेक्षमर्थापेक्षमिति स्मृतम् ।
त्रिधा नैमित्तिकं प्रोक्तं सहोमं होमवर्जितम् ॥ या स्मृ. अ. १–२०१ अ.टी.॥

અર્થ:—જે દાનમાં કાલની અપેક્ષા હોય, જેમાં ક્રિયાની અપેક્ષા હોય અને જેમાં કોઇ વસ્તુની અપેક્ષા હોય અર્થાત્ કાલ, ક્રિયા અને વસ્તુની અપેક્ષાના ભેદથી નૈમિત્તિક દાન ત્રણ પ્રકારનું કહેવામાં આવ્યું છે. આ દાન હોમ સહિત અથવા હોમ રહિત પણ હોય છે.

यदीश्वरप्रीणनार्थं ब्रह्मवित्सु प्रदीयते ।
चेतसा धर्मयुक्तेन दानं तद्विमलं शिवम् । कू० पू० उ० अ० २६–८ ॥

અર્થ:—જે દાન ઈશ્વરની પ્રસન્નતાને માટે ધર્મ યુક્ત ચિત્તથી તત્ત્વવેત્તાને આપવામાં આવે છે તે દાન વિમલ કહેવાય છે અને તે કલ્યાણકારક છે.

વળી આપવાને યોગ્ય દ્રવ્યના ભેદથી પણ દાનના ત્રણ પ્રકારના ભેદ કહ્યા છે.

नवोत्तमानि चत्वारि मध्यमानि विधानतः ।
अधमानीति शेषाणि त्रिविधत्वमिदं विदुः ॥ ,, ॥

અર્થ:—દાન દેવા યોગ્ય નવ પદાર્થ ઉત્તમ છે, ચાર મધ્યમ છે, અને બાકીના સર્વ પદાર્થને અધમ જાણવા. એ પ્રમાણે દાન દેવા યોગ્ય દ્રવ્યના ભેદથી દાનના ત્રણ ભેદ છે.

अन्नं दधि मधु त्राणं गोभूरुक्माश्वहस्तिनः ।
दानान्युत्तमदानानि उत्तमद्रव्यदानतः॥ ,, ॥

અર્થ:—અન્ન, દધિ, મધુ, ત્રાણ અર્થાત્ રક્ષા એટલે કે અભયદાન, ગાય, પૃથિવી, સુવર્ણ, અશ્વ, હાથી એ સર્વ પદાર્થ દાનને માટે ઉત્તમ દ્રવ્ય કહેવાય છે. આ ઉત્તમ દ્રવ્યોનું દાન કરવાથી તે સર્વ ઉત્તમ દાન કહેવાય છે.

विद्या चाच्छादनावासपरिभोगौषधानि च ।
दानानि मध्यमानीति मध्यमद्रव्यदानत ॥ ,, ॥

અર્થ:—વિદ્યા, વસ્ત્ર, રહેવાને ઘર, ભોગસામગ્રી, અને ઔષધ આદિ દ્રવ્ય દાનને માટે મધ્યમ છે. આ મધ્યમ પદાર્થનું દાન કરવાથી તે દાન મધ્યમ કહેવાય છે. અને—

उपानत्प्रेङ्खयानानि छत्रपात्रासनानि च ।
दीपकाष्ठफलादीनि चरमं बहुवार्षिकम् ॥ ,, ॥

અર્થ:—જોડા, હીંચકો, વાહન, છત્રી, પાત્ર, આસન, દીપક, લાકડાં, અને ફલાદિ એ

દાનનુ અધમ સાધન છે તેથી તેનુ દાન પણ અધમ કહેવાય છે તથાપિ તેનુ દાન કરવાનુ ફળ પણ બહુ કાળ સુધી રહેનાર છે

बहुत्वादर्थजातानां संख्या शेषेषु नेष्यते ।

अधमान्यत्रशिष्टानि सर्व.ानान्यतो विदु ॥ ,, ॥

અર્થ —દાન દેવા યોગ્ય પદાર્થ અનેક હોવાથી બાકી પદાર્થોની સખ્યા કથન કરી શકાય તેમ નથી, બાકીના સર્વ પદાર્થનુ દાન અધમ જાણવુ

ઋષિ લોકોના મતભેદને અનુસાર દાનના ઉત્તમ આદિમા પણ પરસ્પર ભેદ છે કોઇ અન્નદાનને, તો કોઇ જળદાનને, તો કોઇ વિદ્યાદાનને, તો કોઇ ગોદાનને, તો કોઇ પૃથ્વીદાનને શ્રેષ્ઠ બતાવે છે તેઓનુ તાત્પર્ય વિદ્યા આદિક દાનની ઉત્તમતા જ સૂચન કરવાનુ છે તથાપિ અન્નદાન જ સર્વ દાનોમા શ્રેષ્ઠ છે

नान्नदानसमं दान विद्यते हुनिसत्तम ।

अन्नाद्भवन्ति भूतानि तदभावे म्रियन्ति च । शि० पु०उ०सं०अ० ११-१८॥

અર્થ —હે મુનિશ્રેષ્ઠ ! અન્નદાન સમાન કોઇ દાન જોવામા આવતુ નથી. અન્નથી પ્રાણીઓની ઉત્પત્તિ થાય છે અને અન્નના અભાવે સર્વ પ્રાણી મરી જાય છે.

रक्तं मांसं वसा शुक्रं क्रमादन्नात् प्रवर्धते ।

शुक्राद्भवन्ति भूतानि तस्मादन्नमयं जगत् ॥ ,, ॥ १९ ॥

અર્થ —રક્ત, માસ, ચરબી તથા શુક્ર, ઇત્યાદિ સર્વ અનુક્રમે અન્નથી જ વધે છે. અને શુક્રથી જ સપૂર્ણ પ્રાણીની ઉત્પત્તિ છે તેથી આ સપૂર્ણ જગતના પ્રાણી અન્નના જ પરિણામ રૂપ છે

हेमरत्नाश्वनागेन्द्रैर्नारीस्रक्चन्दनादिभि ।

समस्तैरपि संप्राप्तैर्न रमन्ति बुभुक्षिताः ॥ ,, ॥ २० ॥

અર્થ —સુવર્ણ, રત્ન, અશ્વ, હાથી, સ્ત્રી, પુષ્પમાળા, ચન્દન, આદિ સર્વ ભોગસામગ્રી પ્રાપ્ત થતા છતા પણ ભૂખ્યા મનુષ્ય રમણ કરી શકતા નથી માટે પ્રથમ અન્ન પ્રાપ્ત થતા જ બીજી સર્વ ભોગસામગ્રી સુખનુ કારણ થાય છે વળી—

गर्भस्था जायमानाश्च बालवृद्धाश्च मध्यमाः ।

आहारमभिकाङ्क्षन्ति देवदानवराक्षसा ॥ ,, ॥ २१ ॥

અર્થ —ગર્ભમા સ્થિત બાળ અથવા જન્મ પામતુ બાળક, તથા બાળક, વૃદ્ધ કે યુવાન, તેમ દેવ દાનવ અને રાક્ષસ એ સર્વ અન્નની ઇચ્છા કરે છે

क्षुधा सर्वरोगाणा व्याधि श्रेष्ठतम स्मृत ।

स चान्नौषधलेपेन नश्यतीह न संशयः ॥ ,, ॥ २२ ॥

અર્થ —સર્વ રોગોની મધ્યમા ક્ષુધા સર્વથી મોટો રોગ છે એમ કહે છે તે ક્ષુધા રૂપી રોગ અન્ન રૂપ ઔષધના લેપનથી નષ્ટ થાય છે તેમા સંશય નથી

नास्ति क्षुधासम दुःख नास्ति रोगः क्षुधासम ।

नास्त्यरोगसमं सौख्य नास्ति क्रोधसमो रिपुः ॥ ,, ॥ २३ ॥

અર્થ—ભૂખ સમાન કોઇ દુખ નથી, તેમ ભૂખ સમાન કોઇ રોગ નથી, અને નીરોગતા સમાન કોઇ સુખ નથી, અને ક્રોધ સમાન કોઇ દુશ્મન નથી.

अत एव महत्पुण्य अन्नदाने प्रकीर्तितम् ।
यतः क्षुधाग्निना तप्ता म्रियन्ते सर्वदेहिनः ॥ ,, ॥ २४ ॥

અર્થ—તેથી અન્નદાનનુ મહાન્ પુણ્ય કહેવામા આવ્યુ છે તેની ગતિ ક્ષુધા રૂપી અગ્નિમા તપેલા સર્વપ્રાણી મરી જાય છે

अन्नद प्राणदः प्रोक्त प्राणदश्चापि सर्वदः ।
तस्मादन्नप्रदानेन सर्वदानफलं लभेत् ॥ ,, ॥ २५ ॥

અર્થ—જે અન્નનુ દાન કરે છે તે પ્રાણીના પ્રાણનુ દાન કરે છે અને જે પ્રાણનુ દાન કરે છે તે સર્વ વસ્તુનુ દાન કરનાર છે તેથી અન્નનુ દાન કરવાથી સપૂર્ણ દાનનુ ફળ મળે છે

यस्यान्नपानपुष्टांग कुरुते पुण्यसचयम् ।
अन्नप्रदातुस्तस्यार्धं कर्तुश्चार्धं न संशय ॥ ,, ॥ २६ ॥

અર્થ,—જેનુ અન્ન ખાઇને શરીર પુષ્ટ કરી જે મનુષ્ય પુણ્ય કરે છે તેના પુણ્યનો અડધો ભાગ અન્ન દેનારને મળે છે, બાકીનુ અડધુ પુણ્યતેના કરનારને ભાગે રહે છે

त्रैलोक्ये यानि रत्नानि भोगस्त्रीवाहनानि च ।
अन्नदानप्रद· सर्वमिहामुत्र च तद्भवेत् ॥ ,, ॥ २७ ॥

અર્થ—અને ત્રણે લોકમા જે રત્નો છે તથા સ્ત્રી, વાહન, આદિ જે ભોગપદાર્થ છે તે સર્વ અન્નદાન કરનાર મનુષ્યને આ લોકમા તેમ પર લોકમા પ્રાપ્ત થાય છે. તેથી—

अन्नमेव प्रशसन्ति सर्वमन्ने प्रतिष्ठितम् ।
अन्नेन सदृशं दानं न भूत न भविष्यति ॥ ,, ॥ २९ ॥

અર્થ—સર્વ લોક અન્નની જ પ્રશસા કરે છે અન્નમા જ સર્વ વસ્તુની સ્થિતિ છે અન્નદાન સમાન અન્ય કોઇ દાન થયુ નથી, અને થશે પણ નહી.

नाभिनिन्देदभिगत न प्रणुद्यात्कथचन ।
अपि श्वपाके शुनि वा नान्नदानं प्रणश्यति ॥ ,, ॥ ३५ ॥

અર્થ—સમયને અનુસાર પ્રાપ્ત થયેલા અન્નની નિન્દા ન કરવી જોઇએ અને કોઇ પ્રકારે અન્નનો નિષેધ ન કરવો જોઇએ ચહાય ચણ્ડાલ હોય કે શ્વાન–તેને પણ આપેલા અન્નદાનનુ ફલ નષ્ટ થતુ નથી વળી—

अन्न पानं च शूद्रेऽपि ब्राह्मणेऽपि विशिष्यते ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—મૂર્ખો તસ્કરો બ્રાહ્મણ હોય કે શદ્ર હોય તોપણ તેને આપેલા અન્ન કે જળનુ દાન શ્રેષ્ઠ છે, અર્થાત્ અન્ન અને જળનુ દાન કરવામા શૂદ્ર હોય કે વિદ્વાન્ અથવા મૂર્ખ બ્રાહ્મણ હોય તેની પરીક્ષા કરવાની આવશ્યક્તા નથી કેટલાક સ્થાનમા મૂર્ખને અન્નદાનનો પણ નિષેધ લખ્યો છે તથાપિ પ્રાણરક્ષાની દૃષ્ટિથી આવશ્યક સર્વને અન્નદાન કરવુ જોઇએ

**अन्नं प्रजापति साक्षादन्नं विष्णुः स्वयं हरः ।**
**तस्मादन्नसमं दानं न भूतं न भविष्यति ॥** ,, ॥ ४८ ॥

અર્થ —અન્ન જ સાક્ષાત્ બ્રહ્મા તથા વિષ્ણુ તથા મહાદેવ રૂપ છે તેથી અન્નદાન સમાન બીજુ કોઇ દાન થયુ નથી અને થવાનુ પણ નથી

વળી અન્નદાનનુ મહાન્ ફળ છે એમ શ્રુતિમા પણ કહ્યુ છે

**यो मा ददाति स इदेव माऽऽवा अहमन्नमदन्तमद्मि ॥**
कृ० य० तै० ब्रा० का० २ प्र० ८ अ० ८ क० १ ॥

અર્થ —જે શ્રદ્ધાળુ મનુષ્ય મને-અન્નને-અધિકારી પ્રતિ આપે છે તે અન્નદાતા મને-અન્નદેવને પ્રજ્ઞભાવથી સ્વીકાર કરે છે આ લોકમા એક દાતા અને બીજો અદાતા એમ બે પ્રકારના પુરૂષ હોય છે તેમાનો પહેલો કાલાન્તરમા ભોગવે માટે મારો-અન્નનો-સગ્રહ કરે છે અર્થાત્ દાતા પોતાની જીવિત અવસ્થામા જેટલુ અન્નદાન કરે છે તે કાલાન્તરમા તેને હજારો ગણુ વધે છે તેથી અધિકારીને થોડુ પણ અન્ન આપવાથી તેને અધિક મળે છે તેથી દાતા જ હુ અન્નદેવનો સગ્રહ કરે છે અને જે અદાતા છે અર્થાત્ જે કઇ અન્નદેવનુ દાન નહી કરતા પોતે જ ખાય છે તે અદાતાને હુ અન્નદેવ પોતે ખાઇ જાઉ છુ અર્થાત અદાતાનો હુ અન્નદેવ નાશ કરૂ છુ કારણકે અદાતાને કાલાન્તરમા અન્નની પ્રાપ્તિ થતી ન હોવાથી તે અન્નદેવ તેનો નાશ જ કરે છે

**जहाम्यन्न न जहाम्यन्नम् ॥** कृ०य०तै०ब्रा०प्र० ८ अ० ८ क० १ ॥

અર્થ — હુ અન્નદેવ અદાતાનો પરિત્યાગ કરૂ છુ, અને દાતાનો હુ પરિત્યાગ કરતો નથી

**अन्नं प्राणमन्नमपानमाहु अन्नं मृत्यु तमुपजीवातुमाहु ।**
**अन्नं ब्रह्माण जरसं वदन्ति अन्नमाहु प्रजननं प्रजानाम् ॥** ,, क० ३ ॥

અર્થ —આ જે પ્રાણવાયુ ઉપર જાય છે અને જે અપાન વાયુ નીચે જાય છે તે બને અન્નના બળથી જ જાય છે અન્ન ન ખાય તો પ્રાણની ગતિ પણ બધ થઇ જાય છે તેથી પ્રાણ તથા અપાન વાયુ બન્ને અન્ન રૂપ જ છે રસોના વૈષમ્ય દ્વારા રોગોને ઉત્પન્ન કરીને મનુષ્યને મારનાર હોવાથી અન્નને મૃત્યુ રૂપ કહ્યુ છે વળી તે જ અન્નદેવને જીવના ઔષધ રૂપ કહ્યુ છે આ વાત લોકમા પ્રસિદ્ધ છે આયુર્વેદના જાણનાર લોક અન્નને જ વૃદ્ધાવસ્થાનો હેતુ મનાવે છે અર્થાત્ એવી કોઇ વિલક્ષણ વસ્તુ ખાવામા આવે તો મનુષ્યને શીઘ્ર જરા પ્રાપ્ત થાય છે એવી આયુર્વેદમા પ્રસિદ્ધિ છે

વળી અન્નને જ ઇન્દ્રિયોની વૃદ્ધિ દ્વારા પ્રજાને ઉત્પન્ન કરનાર કહ્યુ છે

**अहं मेघ स्तनयन्वर्षन्नस्मि ॥** ,, क० ३ ॥

અર્થ —જે મેઘ ગર્જના કરતો સતો વર્ષે છે તે મેઘ પણ અન્નદેવ જ છે અર્થાત્ અગ્નિમાં હોમ કરેલા અન્નનુ જ મેઘ રૂપ પરિણામ હોવાથી વર્ષાને અન્ન રૂપ કહી છે "અગ્નૌ પ્રાસ્તાહુતિ " એ પહેલાં કહેવામા આવ્યુ છે

**मामदन्त्यहमद्म्यन्यान् ॥** ,, क० ३ ॥

અર્થ —જે અન્નના દાતાલોક છે તેઓ મને ભક્ષણ કરે છે અને બીજા જે લોક દાન કરતા નથી તેમને હુ પોતે જ ભક્ષણ કરૂ છુ-તેમનો હુ નાશ કરૂ છુ

આ પ્રમાણે વેદમાં અન્નદેવની પ્રશંસા તથા અન્નદાન નહીં કરનારની હાનિ પણ બતાવી છે. માટે સર્વ દાનમાં અન્નદાન જ શ્રેષ્ઠ હોવાનું સિદ્ધ થાય છે.

અન્નદાન પછી મહત્ત્વવાળું દાન જલદાન છે.

पानीयदानं परमं दानानामुत्तमं सदा ।
सर्वेषां बीजपुञ्जानां तर्पणं जीवनं स्मृतम् ॥ शि. पु. उ. सं. अ. १२-१ ॥

અર્થઃ—જલનું દાન બહુ શ્રેષ્ઠ દાન છે. (અન્નદાન પછી) સર્વ દાનોમાં ઉત્તમ દાન જલદાન છે. સંપૂર્ણ બીજસમૂહની તૃપ્તિનું તેમ જીવનનું કારણ જલ છે.

प्रपादानमतः कुर्यात्सुस्नेहादनिवारितम् ।
जलाश्रयविनिर्माणं महानन्दकरं भवेत् ॥ ,, ॥ २ ॥

અર્થઃ—માટે પાણીની પરબ મંડાવીને પાણી પાવાનું દાન બહુ પ્રીતિની સાથે કરવું જોઇએ. તેનું ફલ કદાપિ નષ્ટ થતું નથી. તેવી રીતે કુવા, તળાવ આદિ જલાશય બનાવવાં તે પણ બહુ આનન્દનું કારણ થાય છે.

इह लोके परे वापि सत्यं सत्यं न संशयः ।
तस्माद्वापीश्च कूपांश्च तडागान्कारयेन्नरः ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—જલાશયોનું નિર્માણ કરવું તે આ લોક અને પરલોકમાં સુખનું કારણ છે તેમાં કોઇ સંશય નથી. માટે મનુષ્યે વાવ, કુવા અને તળાવ બંધાવવાં જોઇએ.

अर्धं पापस्य हरति पुरुषस्य विकर्मणः ।
कूपः प्रवृत्तपानीयः सुप्रवृत्तस्य नित्यशः ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—મનુષ્યે જે નિષિદ્ધ કર્મ કર્યું હોય તેનું અડધું પાપ તેણે બંધાવેલા જે કુવામાં જલ છે અને જેમાં હમેશાં જલ રહે છે તે કુવા નિવૃત્ત કરે છે.

માટે કુવો પાપને નિવૃત્ત કરનાર સિદ્ધ થાય છે.

सर्वं तारयते वंशं यस्य खाते जलाशये ।
गावः पिबन्ति विप्राश्च साधवश्च नराः सदा ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—જે મનુષ્યે ખોદાવેલા જલાશયમાંથી ગાય, બ્રાહ્મણ, અને સત્પુરૂષો હમેશાં જલ પીએ છે તેના વંશને તે જલાશય તારે છે. જેવું પુણ્ય કુવો ખોદાવવાથી છે તેવું જ પુણ્ય તળાવ ખોદાવવાથી પણ છેઃ—

चतुर्विधानां भूतानां तडागः परमाश्रयः ।
तडागादिनि सर्वाणि दिशन्ति श्रियमुत्तमम् ॥ ,, ॥ १० ॥

અર્થઃ—જરાયુજાદિ ચારે પ્રકારનાં પ્રાણીઓને માટે તળાવ મોટા આશ્રય છે. તળાવાદિ જલાશય ખોદાવવાથી મનુષ્યને શ્રેષ્ઠ કીર્તિ તથા લક્ષ્મી આદિની પ્રાપ્તિ થાય છે. કારણકે—

देवा मनुष्या गन्धर्वाः पितरो नागराक्षसाः ।
स्थावराणि च भूतानि संश्रयन्ति जलाशयम् ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—દેવતા, મનુષ્ય, ગન્ધર્વ, પિતૃઓ, નાગ, રાક્ષસો અને વૃક્ષાદિ સ્થાવર પ્રાણીઓ સર્વ જલાશયનો આશ્રય લે છે.

જલ વિના કોઇ પણ પ્રાણીનો નિર્વાહ થતો નથી. અન્ન નહી ખાવાથી મનુષ્ય થોડા દિવસ સુધી જીવન ધારણ કરી શકે છે પરન્તુ જલ પીધા વિના રહી શકતો નથી. તથાપિ સંસારમા જલ પ્રાપ્ત કરવાની કંઇક સુગમતા છે. જેવી રીતે મનુષ્યોએ અન્નનો સંગ્રહ કર્યો છે તેવો જલનો કોઇએ સંગ્રહ કર્યો નથી. અને જલની નદી ઝરણા આદિ સ્વભાવથી જ બન્યુ છે. માટે જલની મળવાની સુગમતાથી જ અન્નદાન કરતા જલદાનની ન્યૂન પ્રશંસા કરી છે. નહિ તો જલનો મહિમા અધિક જ હોવા જોઇએ.

અન્નદાન અને જલદાન સંબન્ધી ભાગવતમા રન્તિદેવનો પવિત્ર ઇતિહાસ છે. રન્તિદેવ મોટા દાની હતા. તેની કીર્તિનુ આ લોકમા તેમ સ્વર્ગાદિ પરલોકમા પણ મનુષ્ય, દેવ આદિક ગાયન કરતા હતા. દાન કરતા કરતા તે રન્તિદેવનુ ધન સર્વ નષ્ટ થઇ ગયુ. પોતાના તથા કુટુમ્બના નિર્વાહને માટે કંઇ પણ વસ્તુ રહી નહી. એવી રીતે—

व्यतीयुरष्टचत्वारिंशदहान्यपिबतः किल ।
घृतपायससंयावं तोयं प्रातरुपस्थितम् ॥ भा. पु. स्कं ९ अ २१—४ ॥

અર્થ — ક્ષુધાથી પીડિત થયેલા તેણે ભોજન તો શુ પરન્તુ જલ પણ પીધા વિના ૪૮ દિવસ વ્યતીત કર્યા. અર્થાત્ ૪૮ દિવસ સુધી પીવાને જલ પણ મળ્યુ નહી. બીજે દિવસે પ્રાતઃકાલમા પ્રારબ્ધની કોઇ ઘટનાએ રન્તિદેવને થોડુ ઘી તથા દૂધપાક તથા સંયાવ અને જલ મળ્યુ (ઘી, દૂધ, ઘઉંનો લોટ અને ગોળ મેળવી બનાવેલા ખાવાના એક પદાર્થનુ નામ સંયાવ છે.)

कृच्छ्रप्राप्तकुटुम्बस्य क्षुत्तृड्भ्यां जातवेपथोः ।
अतिथिर्ब्राह्मणः काले भोक्तुकामस्य चागमत् ॥ ,, ॥ ५ ॥

અર્થ — રન્તિદેવનુ કુટુમ્બ મહા કષ્ટમા પડયુ હતુ. ક્ષુધા અને તૃષાથી શરીર કાંપતા હતા એવી અવસ્થામા તેને મળેલુ અન્ન ખાવાને માટે જ્યારે તૈયાર થયો હતો ત્યારે પરમેશ્વરની માયાનો રચેલો એક અતિથિ બ્રાહ્મણ રન્તિદેવના ધર્મની પરીક્ષા કરવાને માટે આવ્યો.

तस्मै संव्यभजत्सोऽन्नमादृत्य श्रद्धयान्वितः ।
हरिं सर्वत्र संपश्यन्स भुक्त्वा प्रययौ द्विजः ॥ ,, ॥ ६ ॥

અર્થ — તે રન્તિદેવ તે અતિથિનો આદર કરી શ્રદ્ધાથી સંપૂર્ણ પ્રાણીમા ભગવાનને દેખતો હતો. તે અતિથિને તે દૂધપાક આદિ અન્ન ભાગ પાડીને આપ્યુ. તે ખાઇને તે બ્રાહ્મણ ચાલ્યો ગયો.

अथान्यो भोक्ष्यमाणस्य विभक्तस्य महीपते ।
विभक्तं व्यभजत्तस्मै वृषलाय हरिं स्मरन् ॥ ,, ॥ ७ ॥

અર્થ — હે રાજન્! તે પછી જ્યારે બાકી રહેલુ અન્ન ખાવાને માટે રન્તિદેવ તૈયાર થયો, એટલામા એક શૂદ્ર આવ્યો. ત્યારે ભગવાનની વ્યાપકતાનુ સ્મરણ કરતો હતો તેણે બાકીના અન્નમાથી વિભાગ કરીને તેને આપ્યુ—

याते शूद्रे तमन्योऽगादतिथिः श्वभिरावृतः ।
राजन्मे दीयतामन्नं सगणाय बुभुक्षते ॥ ,, ॥ ८ ॥

અર્થ.—તે શૂદ્ર ભોજન કરીને ગયા બાદ ત્રીજો એક અતિથિ પોતાની સાથે કૂતરાઓને લઇને આવ્યો, અને રાજાને કહેવા લાગ્યો કે હે રાજન્! ક્ષુધાર્ત એવા મને અને આ કૂતરાને અન્ન આપો •

स आदृत्यावशिष्टं यद्बहुमानपुरस्कृतम् ।
तच्च दत्त्वा नमश्चक्रे श्वभ्य श्वपतये विभु ॥ „ ॥ ९ ॥

અર્થ —ત્યારે તે સમર્થ રન્તિદેવ તેનો આદર કરીને બહુ માનની સાથે બાકી વધેલુ અન્ન તે કૂતરાને તથા કૂતરાના માલિકને આપી તેમને નમસ્કાર કર્યા

पानीयमात्रमुच्छेपं तच्चैकपरितर्पणम् ।
पास्यतः पुल्कसोऽभ्यागादपो देह्यशुभस्य मे ॥ „ ॥ १० ॥

અર્થ —હવે એક માણસની તૃપ્તિને માટે પરતુ જલ માત્ર શેષ રહ્યુ હતુ તે પીવાને માટે જ્યારે રાજા તૈયાર થયો ત્યારે એક પુલ્કસ આવ્યો, અને "હુ નીચને જલ આપો" એમ રાજાને કહ્યુ.

तस्य तां करुणां वाचं निशम्य विपुलश्रमाम् ।
कृपया भृशमतप्त इदमाहामृतं वचः ॥ „ ॥ ११ ॥

અર્થ —તેની દયા આવે તેવી કરુણ અને બોલતા અત્યન્ત શ્રમ થતો હોય એવી વાણી સાંભળીને દયાથી અત્યન્ત સતપ્ત થયેલા તે રાજા આ પ્રમાણે અમૃત તુલ્ય વાણી બોલ્યો –

न कामयेऽहं गतिमीश्वरात्परामष्टर्द्धियुक्तामपुनर्भवं वा ।
आर्तिं प्रपद्येऽखिलदेहभाजामन्तः स्थितो येन भवन्त्यदुःखा ॥ १२ ॥

અર્થ —હુ ઇશ્વર પાસે સર્વથી શ્રેષ્ઠ અણિમાદિ અષ્ટ સિદ્ધિ યુક્ત ગતિ અથવા મોક્ષ પણ માગતો નથી પરન્તુ સપૂર્ણ પ્રાણીઓના અન્ત કરણમા દુ ખનો ભોક્તા થઇને સ્થિત થઇ તેમના દુ ખને હુ ભોગવુ અને એ કરેલા દુ ખના ભોગવી સર્વ પ્રાણીઓ દુ ખ રહિત થઇ જાય, એવી ઇચ્છા રાખુ છુ.

क्षुत्तृट् श्रमो गात्रपरिभ्रमश्च दैन्यं क्लमः शोकविषादमोहाः ।
सर्वे निवृत्ताः कृपणस्य जन्तोर्जिजीविषोर्जीवजलार्पणान्मे ॥ „ ॥ १३ ॥

અર્થ —જીવવાની ઇચ્છા કરનાર દીન પ્રાણીને જીવનના હેતુ રૂપ જલ અર્પણ કરવાથી મારી ક્ષુધા, તૃષા, કલેશ, દેહનો પરિશ્રમ, દીનતા, થાક, શોક, વિષાદ અને મોહ એ સર્વે નિવૃત્ત થયા છે અર્થાત બીજાના દુ ખની નિવૃત્તિથી પોતાના દુ ખની નિવૃત્તિ છે એવો રાજાનો ભાવ છે

एवं प्रभाष्य पानीयं म्रियमाणः पिपासया ।
पुल्कसायाददाद्धीरो निसर्गकरुणो नृपः ॥ „ ॥ १४ ॥

અર્થ —સ્વભાવથી જ દયાલુ તથા ધીર રાજા રન્તિદેવે તૃષાથી મરતો સતો આ પ્રકારના વચન બોલીને પુલ્કસને પોતાની પાસેનુ જલ આપ્યુ

तस्य त्रिभुवनाधीशाः फलदाः फलमिच्छताम् ।
आत्मानं दर्शयांचक्रुर्माया विष्णुविनिर्मिताः ॥ ,, ॥ १५ ॥

અર્થ:—કર્મફલની ઇચ્છા કરનાર પ્રાણીને કર્મફલ આપનાર ત્રણે લોકના સ્વામી બ્રહ્માદિ દેવતાઓએ રન્તિદેવને પોતાનુ સ્વરૂપ બતાવ્યુ પહેલા જે અતિથિઓ આવ્યા હતા તે સર્વ ભગવાને રન્તિદેવના ધૈર્યની પરીક્ષા કરવાને માટે પોતાની માયાથી રચેલા હતા.

स वै तेभ्यो नमस्कृत्य निःसङ्गो विगतस्पृहः ।
वासुदेवे भगवति भक्त्या चक्रे नमः परम् ॥ ,, ॥ १६ ॥

અર્થ — તે આસક્તિ રહિત અને નિસ્પૃહ રન્તિદેવે તેમને નમસ્કાર કરીને ભક્તિથી ભગવાન્ વાસુદેવને નમસ્કાર કર્યા પરંતુ કાંઈ પણ માગ્યુ નહી

આ પ્રમાણે રન્તિદેવના જેવો દાનશૂર મનુષ્ય અશ્વમેધાદિયજ્ઞ કર્યા વિના પણ સ્વર્ગને પ્રાપ્ત થાય છે

अन्नदो जलदश्चैव आतुरस्य चिकित्सकः ।
त्रयस्ते स्वर्गमायान्ति विना यज्ञेन भारत ॥ यो. र. श्लो. २ ॥

અર્થ — ક્ષુધાતુરને અન્ન આપનાર તથા તૃષાતુરને જલ આપનાર તથા રોગીની ચિકિત્સા કરનાર એ ત્રણે યજ્ઞ કર્યા વિના સ્વર્ગને પ્રાપ્ત કરે છે

જેવી રીતે અન્નદાન અને જલદાન પુણ્યનુ કારણ છે તેવી રીતે મનુષ્યની રોગથી રક્ષા કરવી તે પણ અત્યન્ત પુણ્યનુ કારણ છે.

इह चत्वारि दानानि प्रोक्तानि परमर्षिभिः ।
विचार्य नानाशास्त्राणि शर्मणेऽत्र परत्र च ॥ शि.पु.रु.स.ख.५ अ.५-२२ ॥

અર્થ — ઋષિ લોકોએ નાના પ્રકારના શાસ્ત્રોનો વિચાર કરીને આ લોક તથા પરલોકમા સુખને માટે ચાર પ્રકારના દાન કહ્યા છે

भीतेभ्यश्चाभयं देयं व्याधितेभ्यस्तथौषधम् ।
देया विद्यार्थिनां विद्या देयमन्नं क्षुधातुरे ॥ ,, ॥ २३ ॥

અર્થ — ડરેલા મનુષ્યને કોઈ પણ પ્રકારે અભયદાન દેવુ જોઈએ, અને રોગાતુરને ઔષધનુ દાન દેવુ જોઈએ, તથા વિદ્યાર્થીને વિદ્યાદાન દેવુ જોઈએ, તથા ક્ષુધાતુરને અન્નદાન દેવુ જોઈએ અભયદાનને સર્વ દાનમા શ્રેષ્ઠ કહ્યુ છે, તથાપિ અભયદાન ગૃહસ્થાશ્રમીથી યોગ્ય રીતે આપવુ સંભવિત નથી સંન્યાસાશ્રમમા જ અભયદાન પૂર્ણ રીતે થઈ શકે છે

આ પ્રમાણે અન્નદાન, જલદાન, રોગીને ઔષધાદિ પથ્યનું દાન, વિદ્યાદાન તથા અભયદાન એ દાનોથી અન્ય સર્વ દાન ન્યૂન ફલવાળા છે

क्षेत्रं धान्यं तथामान्नमन्नमेव चतुर्विधम् ॥ शि. पु. वि. स. अ १३-६९॥

અર્થ — ખેતી કરવાની જમીનનું દાન કરવુ તે, તથા ધાન્ય અર્થાત્ દાણા આદિ તથા આમાન્ન અર્થાત્ કાચા ચોખા, લોટ, આદિ આપવુ તે, તથા રાંધેલુ અન્ન-એમ અન્નદાનના ચાર પ્રકાર છે.

પૃથ્વીદાન અન્નદાનના ભેદ રૂપ હોવાથી તેનો મહિમા પણ શાસ્ત્રમાં બહુ પ્રકારે કહ્યો છે.

भूमिदानात्परं दानं विद्यते नहि किंचन ।

अन्नदानं तेन तुल्यं विद्यादानं ततोऽधिकम् ॥ कृ. ए. उ. अ २६-१५ ॥

અર્થ.—પૃથ્વીદાન કરતાં શ્રેષ્ઠ કોઇ પણ દાન જોવામાં આવતું નથી પૃથ્વીદાનની તુલ્ય જ અન્નદાન છે. પરંતુ તેના કરતાં અધિક વિદ્યાદાન છે.

વળી ભિક્ષાવૃત્તિથી જીવન ચલાવનાર ભિક્ષુ, બ્રહ્મચારી, ઇત્યાદિને ગણેવુ જ અન્ન આપવુ ઉત્તમ છે.

भिक्षमाणेषु कृतान्नमितरेभ्यः । गौ० ध० सू० अ० ५ सू० २३ ॥

અર્થ —गुर्वर्थनिवेशौषधार्थम् એ સૂત્રમા જે બહિર્વેદિ દાનના અધિકારી પ્રથમ કહેવામાં આવ્યા છે તેમનાથી ભિન્ન[इतरेषु] ભિક્ષાવૃત્તિથી જીવન ચલાવનાર ભિક્ષુ તથા બ્રહ્મચારી આદિને ગણેવુ અન્ન આપવુ જોઇએ

सर्वेषामेव दानानां ब्रह्मदानं विशिष्यते ।

वार्यन्नगोमहीवासस्तिलकाञ्चनसर्पिषाम् ॥ म. स्मृ अ ४-२३३॥

અર્થ —જલદાન, અન્નદાન, ગોદાન, પૃથ્વીદાન, વસ્ત્રદાન, તિલદાન, સુવર્ણદાન, ઘૃતદાન, એ સર્વ દાન કરતા વેદનુ દાન(ब्रह्मदानम्) પ્રધાન માન્યુ છે

પહેલા અન્નાદિક નવ પદાર્થ દાનને માટે ઉત્તમ કહ્યા છે અને વિદ્યા આદિ ચાર પદાર્થ મધ્યમ કહ્યા છે અને પહેરવાના જોડા વગેરેનુ દાન અધમ કહ્યુ છે તેથી અનિન્દ્રિત પણ દાનના પદાર્થ બહુ છે તેની સખ્યાનો નિર્ણય કરવો કઠણ છે કેટલીક મનુષ્યને ઉપયોગી વસ્તુ દાનને યોગ્ય ગણવામા આવી છે

હવે દાનના વિનાશિત્વનુ કથન કરવામા આવે છે અર્થાત્ ન્યાયથી સપાદન કરેલુ ધન વિધિપૂર્વક અને દાનને યોગ્ય પાત્રને આપવા છતા પણ કેવી રીતે તેનું દાન નષ્ટ થાય છે તે કહીએ છીએ.

इष्टं दत्तमधीतं वा प्रणश्यत्यनुकीर्तनात् ।

श्लाघानुशोचनाभ्यां च भग्नतेजो विपद्यते ॥ य.स्मृ अ.१ श्लो०२०१ अ टी. ।

અર્થ.—જે યજ્ઞાદિ કર્મ કર્યું હોય, અથવા દાનાદિ આપ્યું હોય, અથવા વિધિપૂર્વક અધ્યયન કર્યું હોય તે સર્વનું ફળ "મે આ પ્રમાણે યજ્ઞ કર્યો, આવુ આવું દાન કર્યું, આવી રીતે અધ્યયન કર્યું" એવી રીતે પોતાની પ્રશસાને માટે કથન કરવાથી, તથા યજ્ઞાદિ કર્યા પછી તેની શ્લાઘા કરવાથી અથવા "બહુ ખર્ચ થયુ" એવા પશ્ચાત્તાપ કરવાથી નષ્ટ થઇ જાય છે. એ પ્રમાણે પ્રશસા કરવાથી તથા પશ્ચાત્તાપ કરવાથી તેનુ તેજ નષ્ટ થઇને તે વિપત્તિને પ્રાપ્ત થાય છે

तस्मादात्मकृतं पुण्यं न वृथा परिकीर्तयेत् ।

उक्तवन्तमिति प्राहुस्तमेवं कृतवेदनम् ॥ „ ॥

અર્થ —માટે પોતે કરેલુ પુણ્ય વ્યર્થ કોઇની આગળ કહેવુ નહી જોઇએ એ પ્રમાણે કથન કરનારને શાસ્ત્રકારે "ઉક્તવન્ત" કહ્યો છે. દાનાદિ આપીને પછી પોતાની પ્રશસાને માટે તેને બીજાની આગળ કહી બતાવનારનુ નામ "ઉક્તવન્ત" કહ્યુ છે.

यज्ञोऽनृतेन क्षरति तपः क्षरति विस्मयात् ।
आयुर्विप्रापवादेन दानं च परिकीर्तनात् ॥ म. स्मृ. अ. ४-२३७ ॥

અર્થ:—મિથ્યા ભાષણ કરવાથી યજ્ઞ નષ્ટ થાય છે, વિસ્મયથી તપ નષ્ટ થાય છે, બ્રાહ્મણનો અપવાદ કરવાથી આયુ નષ્ટ થાય છે, અને બીજાને કહી બતાવવાથી દાન નષ્ટ થાય છે. માટે–

रहस्यदानं कर्तव्यं पात्रकालादियोगतः ।
पात्रे सर्वाणि देयानि दातव्यानि मनस्विना ॥ वि० सं० प० २९-३१ ॥

અર્થ:—બુદ્ધિમાન્ મનુષ્યે યોગ્ય પાત્ર, કાલ, આદિ પ્રાપ્ત થતાં યોગ્ય સર્વ વસ્તુઓનું તે પાત્ર પ્રતિ ગુપ્ત દાન કરવું જોઇએ.

હાલના સમયમાં કેટલાક લોક થોડું કે અધિક દાન કરીને કીર્તિ સંપાદન કરવાની ઇચ્છા કરે છે. પોતાની પાસેથી પૈસા કાઢતા પહેલાં જ છાપામાં તેની જાહેર ખબર છપાવે છે. તેઓ પોતાના મહાન્ દાનના ઉત્તમ ફલનો નાશ કરે છે. દાન તો હમેશાં પ્રશંસા વિના ગુપ્ત જ કરવું જોઇએ.

एवं सर्वगुणोपेतमुक्तदोषविवर्जितम् ।
कामधुग्धेनुवद्दानं फलत्यात्मेप्सितं फलम् ॥याज्ञ. स्मृ. अ. १-२०१ અ૦ટી.॥
इह कीर्तिं च दानाख्यां स्फीतान्भोगांस्त्रिविष्टपे ॥ „ ॥

અર્થ:—આ પ્રમાણે પ્રથમ કહેલા સંપૂર્ણ ગુણ યુક્ત તથા દોષ રહિત જે દાન છે તે કામધેનુની તુલ્ય આપણને ઇચ્છિત ફલ આપે છે. અને આ લોકમાં દાનની કીર્તિ અને સ્વર્ગમાં ઉત્તમ ભોગ પણ આપે છે.

मदाय शाकमुष्टिं वा श्रद्धाभक्तिसमन्वितः ।
महते पात्रभूताय सर्वाभ्युदयमाप्नुयात् ॥ „ ॥

અર્થ:—શ્રદ્ધા તથા ભક્તિભાવથી શ્રેષ્ઠ પાત્રને મુષ્ટિ શાક આપવાથી પણ માણસ સર્વ પ્રકારના કલ્યાણને પ્રાપ્ત થાય છે. માટે મનુષ્યે હમેશાં શ્રદ્ધા તથા ભક્તિયુક્ત સુપાત્ર તથા અનાથ, રોગી તથા અસમર્થ અન્ધ, પંગુ, આદિને.પોતાના કલ્યાણને માટે દાન કરવું જોઇએ.

दातव्यं प्रत्यहं पात्रे निमित्तेषु विशेषतः ।
याचितेनापि दातव्यं श्रद्धापूतं च शक्तितः ॥ या. स्मृ. अ. १-२०३ ॥

અર્થ:—શ્રદ્ધાથી પવિત્ર થઇને પોતાની શક્તિ અનુસાર દરરોજ પાત્રને દાન આપવું જોઇએ. અને કોઇ નિમિત્ત હોય તો વિશેષ આપવું જોઇએ. અને કોઇ યાચના કરે તો તેને પણ યોગ્યતા અનુસાર આપવું જોઇએ.

अभिगम्य कृते दानं त्रेतास्वाहूय दीयते ।
द्वापरे याचमानाय सेवया दीयते कलौ ॥ पा. स्मृ. अ. १ श्लो.-२८,९ ॥

અર્થ:—કૃત યુગમાં લોકોમાં શ્રદ્ધા વિશેષ હોવાથી પોતે જઇને દાન આપતા હતા. ત્રેતા યુગમાં બોલાવીને શ્રદ્ધાથી ધન દેતા હતા. દ્વાપરમાં યાચના કરનારને શ્રદ્ધાથી દાન કરતા હતા. અને હવે કલિયુગમાં સેવા કરાવી દાન આપે છે.

अभिगम्योत्तमं दानमाहूयैव तु मध्यमम् ।
अधमं याचमानाय सेवादानं तु निष्फलम् ॥ „ २९,३० ॥

અર્થઃ—જે ધન પોતે જઈને આપવામાં આવે તે ઉત્તમ છે. બોલાવીને આપેલું દાન મધ્યમ છે. યાચના કરવાથી આપેલું દાન અધમ છે. અને સેવા કરાવીને આપેલું દાન નિષ્ફળ છે. અર્થાત્ સેવાદાનનું કોઈપણ ફલ નથી, કેમકે તે કામ કરાવી મજુરી આપ્યા બરોબર છે.

વળી કોઈની અવજ્ઞા કરીને દાન કરવું યોગ્ય નથી. અવજ્ઞાથી આપેલું દાન દાતાને દોષનું કારણ થાય છે.

योऽर्चितं प्रतिगृह्णाति ददात्यर्चितमेव तु ।
तावुभौ गच्छतः स्वर्गं नरकं च विपर्यये ॥ म० स्मृ० अ० ४–२३५ ॥

અર્થઃ—જે દાતા પૂજા સહિત દાન કરે છે, અને જે દાન લેનાર પૂજા સહિત દાન ગ્રહણ કરે છે, તે બંને સ્વર્ગને પ્રાપ્ત થાય છે. તેથી વિપરીત જે પૂજા વિના દાન આપે છે અને પૂજા વિના દાન લે છે તે બંને નરકમાં જાય છે. (અહીં પૂજા નામ સત્કારનું છે.)

અન્નાદિક પદાર્થોથી સંયુક્ત ગૃહ, અથવા કેવલ ગૃહ, બળદ, બે બળદ યુક્ત હળ, તથા જલથી યુક્ત અન્ન, અથવા અન્ન જલ જુદાં જુદાં, ગૃષ્ટિ ગાયનું દાન (જે ગાય પ્રથમ વિયાઇ હોય તે ગૃષ્ટિ કહેવાય છે), સાધારણ ગાય, દ્વિમુખી ગાય એટલે કે જણવાના સમયમાં જેના બચ્ચાનું મુખ તથા આગલા બે પગ બહાર આવેલા હોય તેવી ગાય, તિલધેનુ, ઘૃતધેનુ, સુવર્ણધેનુ, કૃષ્ણમૃગનું ચર્મ, ઘોડા સહિત રથ, કેવલ ઘોડા, કોમળ આસન, વિમાન, હાથી જોડેલો રથ, હાથી, કન્યા, ભૂમિ, તુલાપુરૂષ, સોનું, ચાંદી, હીરા,સીસું, ત્રાંબું તથા બીજી ધાતુ, વિદ્યાદાન, પ્રાણદાન, અભયદાન, તળાવાદિનું દાન, વર્ષાઋતુમાં ખાટલો તથા છત્રી, તેલ, ઠંડીના સમયમાં ઘી તથા લાકડાં, સર્વ કાલમાં ગોળ, તિલ, દર્ભ, ઘાસ, ખજૂર આદિનાં ફલ, નાના પ્રકારનાં શાક, રોગીને ઔષધ, નાના પ્રકારના ગ્રન્થોનું દાન, હિરણ્યગર્ભનું દાન કલ્પવૃક્ષનું દાન, વિશ્વચક્રનું દાન, કલ્પલતાનું દાન, સપ્તસાગરનું દાન, લવણપર્વત, ગુડપર્વત, સુવર્ણપર્વત, તિલપર્વત, ઘૃતપર્વત, રત્નપર્વત, ચાંદીના પર્વત, કાલપુરૂષ, ઇત્યાદિ અનેક પ્રકારનાં દાન છે. જે મનુષ્યને જે વસ્તુની ઇચ્છા હોય તેને તે વસ્તુ આપવી જોઇએ.

વળી પ્રત્યેક માસમાં તથા પ્રત્યેક નક્ષત્રમાં જૂદી જૂદી અમુક વસ્તુનું દાન દેવામાં પણ શાસ્ત્રમાં પુણ્યવિશેષ કહ્યું છે,

प्रदानं लवणानां च मार्गशीर्षे महाफलम् ।
धान्यानां च तथा पौषे दारुणामप्यनन्तरे ॥ वृ०पा०स्मृ० अ० ८–२५१ ॥
फाल्गुने सर्वगन्धानां भवेद्दानं महाफलम् ॥ „ ॥ २५२ ॥

અર્થઃ—માર્ગશીર્ષ માસમાં મીઠાનું દાન, અને પૌષ માસમાં ધાન્યનું દાન, તથા માઘ માસમાં લાકડાનું દાન અને ફાલ્ગુન માસમાં સુગન્ધિ દ્રવ્યોનું દાન કરવાથી મહાન્ ફળ થાય છે.

भगर्क्षसंयुते चैत्रे द्वादशी तु महाफला ॥ „ ॥ २५२ ॥
मासे तु माधवे शुक्ला द्वादशी करसंयुता ।

वायव्येन युता शुक्रे शुचौ मूलेन वैष्णवी ॥ " ॥ २५३ ॥
नभस्याश्विनयोः पुण्या श्रवणाजर्क्षसंयुता ।
रेवतीसंयुता चोर्जे मार्गे च कृत्तिकायुता ।
सहस्येऽग्न्यृक्षसंयुता तपस्यादित्यसंयुता ॥ " ॥ २५४ ॥
तपस्ये गुर्वृक्षयुता द्वादशी पावना स्मृता ।
नक्षत्रयुक्तास्वेतासु दत्तं दानाद्यनन्तकम् ॥ " ॥ २५५ ॥

અર્થ —પૂર્વાફાલ્ગુની નક્ષત્રયુક્ત ચૈત્ર શુક્લ દ્વાદશી, હસ્ત નક્ષત્ર યુક્ત વૈશાખ શુકલ દ્વાદશી, સ્વાતિનક્ષત્ર યુક્ત જ્યેષ્ઠ શુકલ દ્વાદશી, મૂલયુક્ત આષાઢ શુકલ દ્વાદશી, શ્રવણ યુક્ત ભાદ્રપદ શુક્લ દ્વાદશી, પૂર્વાભાદ્રપદ યુક્ત આશ્વિન શુક્લ દ્વાદશી, રેવતી યુક્ત કાર્તિક શુકલ દ્વાદશી, કૃત્તિકા યુક્ત માર્ગશીર્ષ શુકલ દ્વાદશી, પૌષ શુકલ દ્વાદશી, કૃત્તિકા યુક્ત માઘ શુકલ દ્વાદશી, પુનર્વસુ યુક્ત ફાલ્ગુન શુકલ દ્વાદશી—એ પ્રમાણે પૂર્વોક્ત નક્ષત્ર યુક્ત તે તે તિથિઓમાં જે દાન કરવામાં આવે તેનું અનન્ત ફલ થાય છે. અને ફાલ્ગુન શુકલ દ્વાદશી જો પુષ્યનક્ષત્ર યુક્ત હોય તો તે અત્યન્ત પવિત્ર ગણાય છે.

मेषं च मेषसंक्रान्तौ गोवृषौ वृषसंक्रमे ।
शयनाशनदानं च मिथुनोपगमे तथा ॥ " ॥ २५६ ॥
सक्तून्कर्कप्रवेशे च मद्याच्छर्करां तथा ।
सिंहप्रवेशे पात्राणां तैजसानां तथैव च ॥ " ॥ २७७ ॥
कन्याप्रवेशे वस्त्राणां सुरभीणां तथैव च ।
तुलाप्रवेशे धान्यानां बीजानामपि चोत्तमम् ॥ " ॥ २५८ ॥
वृश्चिके च सुवस्त्राणां वेश्मनां दानमेव च ।
धनुप्रवेशे दानं तु यानानां तु महत्फलम् " ॥ २५९ ॥
नक्रप्रवेशे सर्वेषां माषाणां दानमेव च ।
तिलकम्बलदारूणां दानमग्नेस्तथैव च । " ॥ २६० ॥
कुंभप्रवेशे दानन्तु गवामर्थे तृणस्य तु ।
मीनप्रवेशे स्नानानां माल्यानामपि चोत्तमम् ॥ " ॥ २६१ ॥

અર્થ —મેષસંક્રાન્તિમાં ઘેટાનું દાન, વૃષભસંક્રાન્તિમાં ગાય તથા વૃષભનું, મિથુન સંક્રાન્તિમાં ભોજન તથા શય્યાનું, કર્કસંક્રાન્તિમાં સાથવો તથા સાકરનું, સિંહસંક્રાન્તિમાં સુવર્ણાદિ ધાતુનાં પાત્રોનું, કન્યાસંક્રાન્તિમાં વસ્ત્ર તથા ગાયનું, તુલામાં ધાન્યો તથા વાવવાનાં બીજનું, વૃશ્ચિકમાં ગૃહ તથા વસ્ત્રનું, ધનસંક્રાન્તિમાં ઘોડા, રથ, આદિક વાહનોનું, મકરસંક્રાન્તિમાં બધા માણસોને અડદ, તલ, કાંબળો, કાષ્ઠ તથા અગ્નિનું દાન; કુંભમાં ગાયને માટે ઘાસનું, અને મીનસંક્રાન્તિમાં સ્નાનનું સાધન સુગન્ધિ જલ તથા માળા ઇત્યાદિનું દાન કરનાર મનુષ્ય મનિચ્છિત ફલને પ્રાપ્ત થાય છે. બીજાં પણ અનેક દાન છે તે સર્વ તે તે કાલમાં કરવાથી મનુષ્યને ઉત્તમ ફળ મળે છે.

अशौचे सूतके वापि न दातव्यः प्रतिग्रहः ।
सतोरपि तयोर्देया सदा चाभयदक्षिणा । ,, ॥ २६३ ॥

અર્થઃ—અશૌચ અને સૂતકમાં દાન ન કરવું જોઇએ. પરન્તુ અશૌચ તેમ સૂતકમાં પણ અભયદાન દેવા યોગ્ય છે.

रात्रौ दानं न दातव्यं दातव्यमभयं द्विज ।
क्षपायामपि दद्याद्धि विद्याकन्याप्रतिग्रहम् ॥ ,, ॥२६४॥

અર્થઃ—રાત્રિમાં દાન કરવું નિષિદ્ધ છે. પરન્તુ અભયદાન તથા કન્યાદાન અને વિદ્યાદાન એ રાત્રિમાં પણ દેવા યોગ્ય છે.

पान्थानामतिथीनां च गवामपि च पूजनम् ।
रात्रावपि च कर्तव्यमिति पाराशरोऽब्रवीत् ॥ ,, ॥ २६५ ॥

અર્થઃ—મુસાફર, અતિથિ અને ગાયનું પૂજન રાત્રિમાં પણ કરવા યોગ્ય છે એવું પરાશરજી કહે છે.

शुचिः सन्नशुचिर्वापि दद्याद्गृह्णीत चाभयम् ।
अभयदानकालोऽयं यदा भयमुपस्थितम् ॥ ,, ॥ २६६ ॥

અર્થઃ—પવિત્ર હો કે અપવિત્ર હો, પરન્તુ અભયદાન દેવું અને અભયદાન લેવું સર્વદા ઉચિત છે, કેમકે જે સમયે ભય પ્રાપ્ત થાય તે જ સમય અભયદાનનો છે.

अन्ये प्रतिग्रहा विद्वान् ग्राह्याश्च शुचिना सदा ।
अशौचे सूतके चैव न तु ग्राह्या भवन्ति ते ।
अभ्यक्तेन च धर्मज्ञ तथा मुक्तशिखेन च ॥ ,, ॥ २६७ ॥

અર્થઃ—હે વિદ્વન્! હે ધર્મજ્ઞ! બાકી સર્વ પ્રકારનાં દાન કરવાં અને લેવાં તે પવિત્ર થઇને જ કરવું જોઇએ. અશૌચ અને સૂતકમા દાન કરવું કે લેવું યોગ્ય નથી, તેમ જ તેલ લગાવી તથા શિખા છૂટી રાખીને દાન કરવું કે લેવું યોગ્ય નથી.

આ પ્રમાણે દાનનું સામાન્ય રીતે વિવેચન કરવામાં આવ્યું છે.

ઇતિ દાનધર્મનિરૂપણ અ. ૧૨. સ. ૪૩. સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ. ૪૪

---

### શ્રાદ્ધનિરૂપણ.

આ સર્ગમાં શ્રાદ્ધનું નિરૂપણ કરવામાં આવે છે. આ પણ એક પ્રકારે ધનના ત્યાગ રૂપ હોવાથી શ્રાદ્ધદાન કહેવાય છે. પિતૃઓ વગેરેના નિમિત્તે શ્રદ્ધાથી કરવામાં આવે છે માટે **શ્રાદ્ધ** નામથી કહ્યું છેઃ—

श्रद्धया दीयते यस्माच्छ्राद्धं तेन निगद्यते ॥ श. स्तो. म. ॥

અર્થ:—શ્રદ્ધાથી આપવામાં આવે છે માટે તેને શ્રાદ્ધ કહે છે. એવો કોશ તથા ગૃહ્યસૂત્રાદિ ગ્રન્થોમાં શ્રાદ્ધ શબ્દનો અર્થ લખ્યો છે. તથાપિ દેવતાઓ નિમિત્ત અથવા અતિથિ આદિ નિમિત્ત જે કર્મ કરવામાં આવે છે અથવા અન્ન આદિ અર્પણ કરવામાં આવે છે ત્યાં વિશેષે કરીને શ્રાદ્ધ શબ્દનો પ્રયોગ કરવામાં આવતો નથી. ત્યાં તો યજ્ઞ, અતિથિપૂજા, આદિ શબ્દનો જ પ્રયોગ કરવામાં આવે છે. અને પિતૃઓ સંબન્ધી જે કર્મ છે ત્યાં જ શ્રાદ્ધ શબ્દનો પ્રયોગ કરવાનો રિવાજ છે, કેમકે શ્રાદ્ધ શબ્દનો સર્વ જગાએ પ્રયોગ કરવાથી આ દેવતાઓના ઉદ્દેશથી કર્મ કરવામાં આવે છે કે પિતૃઓ નિમિત્તથી તેનો નિર્ણય થઇ શકે નહીં. આ સર્વ કર્મોનો ભિન્ન ભિન્ન નિર્ણય કરવાને માટે જ શ્રાદ્ધ આદિ દરેક શબ્દોનો પ્રયોગ કરવાનું શરૂ કર્યું છે. તેમાં દેવતાને નિમિત્ત જે કર્મ કરે છે તેનાથી અધિક શ્રદ્ધા પિતૃઓ સંબન્ધી કર્મમાં હોવી જોઇએ એવો નિશ્ચય કરાવવા માટે પિતૃ સંબન્ધી કર્મમાં વિશેષ કરીને શ્રાદ્ધ શબ્દનો પ્રયોગ થયો છે. વેદમન્ત્રોમાં જે સ્થાનમાં જે દેવતા તથા પિતૃઓના નિમિત્તથી કર્મનું પ્રતિપાદન થાય છે અર્થાત્ હોમાદિ દ્વારા અથવા પિણ્ડાદિ દ્વારા અન્નાદિ અર્પણ કરવાનું કથન હોય છે ત્યાં દેવતાઓના નિમિત્તથી હોય તો **સ્વાહા**, અને પિતૃઓના નિમિત્તથી હોય તો **સ્વધા** શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. માટે જે સ્થાનમાં સ્વાહા શબ્દનો પ્રયોગ જોવામાં આવે ત્યાં દેવતા સંબંધી કર્મ, અને જે સ્થાનમાં સ્વધા શબ્દનો પ્રયોગ જોવામા આવે ત્યાં પિતૃ સંબંધી કર્મ જાણવું જોઇએ. "સ્વાહાભુજ" શબ્દથી દેવતાનું, અને "સ્વધાભુજ" શબ્દથી પિતૃઓનું કથન થાય છે, કારણ કે સ્વાહા શબ્દનુ ઉચ્ચારણ કરીને ત્યાગ કરવામાં આવેલા દ્રવ્યનું ભક્ષણ કરનાર દેવતા લોક,અને સ્વધા શબ્દનું ઉચ્ચારણ કરીને ત્યાગ કરવામા આવેલા દ્રવ્યનું ભક્ષણ કરનાર પિતૃઓ હોય છે. અને વષટ્કાર અથવા સ્વાહાકારથી દેવતાઓને અન્ન અર્પણ કરવામાં આવે છે, અને પિતૃઓના ઉદ્દેશથી અર્પણ થતું દ્રવ્ય સ્વધા શબ્દનો ઉચ્ચાર કરીને આપવામાં આવે છે એમ વૈદિક ગ્રન્થોમાં લખ્યું છે તે પ્રસિદ્ધ વાત છે.

આ શ્રાદ્ધ બ્રાહ્મણાદિ ચારે વર્ણોએ કરવું ઉચિત છે એવી શાસ્ત્રની આજ્ઞા છે. અનાદિ કાળથી વૈદિક કર્મોનો સ્વીકાર કરનાર શ્રાદ્ધ કરતા પણ આવ્યા છે. જેવી રીતે યજ્ઞાદિ કર્મ પુણ્યનું કારણ છે તેવી રીતે શ્રાદ્ધ પણ પુણ્ય આપનાર છે. અને સમર્થ બ્રહ્મર્ષિ અને રાજર્ષિ લોક પણ શ્રાદ્ધ કરતા આવ્યા છે. રામચન્દ્રજી જ્યારે વનમાં ગયા હતા ત્યારે તેમના પિતાનો દેહાંત થયો હતો. તે વખતે તેમણે પિતાનું શ્રાદ્ધ જંગલમાં ફળ લાવીને કર્યું હતુ એવું ઇતિહાસમાં માલમ પડે છે. શ્રદ્ધાળુ આસ્તિક લોકોને પરંપરાથી આવેલા શિષ્ટાચારને જોઇને જ દરેક ધર્મમાં શ્રદ્ધા અને પોતાની કરવાની ઇચ્છા થાય છે. તથાપિ તર્કબુદ્ધિવાળાને માટે નાના પ્રકારનાં પ્રમાણ તથા યુક્તિની આવશ્યકતા રહે છે. અને યુક્તિ અને પ્રમાણથી સિદ્ધ થતાં તેઓ પણ વૈદિક કર્મમાં શ્રદ્ધા રાખી તેનું અનુષ્ઠાન કરે છે. પરંતુ કેટલાક નિકૃષ્ટ કોટિના મનુષ્ય શિષ્ટાચારને જોઇ અથવા પ્રમાણો જોઇને તથા યુક્તિથી સિદ્ધ થતા છતાં પણ માનતા નથી. તેઓ પોતાની મનઘટિત વાતોની કલ્પના કરીને અનાદિ કાલથી ચાલ્યા આવેલા ધર્મની મર્યાદાનો પણ પરિત્યાગ કરી દે છે, અને બીજાની પાસે તેનો ત્યાગ કરાવવાને શ્રમ પણ ઉઠાવે છે. આવા પ્રકારના મનુષ્યોને સમઝાવવાને કોઈ પણ પ્રયત્ન

કરવાની આવશ્યકતા નથી. કેવળ જેને શ્રદ્ધા છે, છતાં શાસ્ત્રનું જ્ઞાન નહિ હોવાથી પોતાના કર્તવ્યનો નિશ્ચય થતો નથી એવા મનુષ્યોને જણાવવાને માટે જ શાસ્ત્ર અથવા વિદ્વાનોની પ્રવૃત્તિ હોઇ શકે છે.

હાલના સમયમાં શ્રાદ્ધકર્મનો નિષેધ કરનાર અનેક મનુષ્યો જોવામાં આવે છે. તે લોક પિતરોના નામ અથવા તેમના સંબંધી કર્મ વેદમાં નથી એમ કહી શ્રાદ્ધને માનતા નથી. પરન્તુ તે બરાબર નથી, કારણ કે વેદમાં જેમ દેવતાની પ્રાર્થનાના અનેક મંત્ર છે, તેવી રીતે પિતૃઓની પ્રાર્થનાના પણ મંત્રો અનેક છે. તેમાં ભિન્ન ભિન્ન પિતૃઓનાં નામ પણ આવે છે.

યજુર્વેદના બીજા અધ્યાયમાં ૨૯ મો " **अग्नये कव्यवाहनाय स्वाहा** " એવો મંત્ર છે. તેમાં ત્રિકાલજ્ઞાની પિતૃઓનાં નામ " કવિ " છે. પિતૃસંબંધી હવિને 'કવ્ય' કહે છે તે હવિને લઇ જવાનો જે અગ્નિને અધિકાર છે તેનુ નામ 'કવ્યવાહન' છે. એ કવ્યવાહન નામના અગ્નિ પ્રતિ સ્વાહા અર્થાત્ આ હવિ આપવામાં આવે છે એવો આ મંત્રનો અર્થ છે. આ પિણ્ડપિતૃયજ્ઞના મન્ત્રથી પિતરોનાં નામની, તથા તેમને માટે હવિનું દાન કરવાની, પણ સિદ્ધિ થાય છે. વળી—

ये रूपाणि प्रतिमुञ्चमाना असुराः सन्तः स्वधया चरन्ति परापुरो निपुरो ये भरन्त्यग्निष्टाँल्लोकात्प्रणुदात्यस्मात् । शु० य० वे० स० अ० २ मं० ३० ॥

અર્થ:—પિતૃઓને અન્ન અર્પણ કરવામાં આવે છે તે અન્ન આપણે ભક્ષણ કરવુ જોઇએ એ વિચારથી, પોતાનાં રૂપોનો પરિત્યાગ કરીને સમાન રૂપને ધારણ કરતા સના દેવતાઓના વિરોધી જે અસુર લોક પિતૃયજ્ઞના સ્થાનમાં વિચરે છે, અને જે અસુર લોક પોતાના અસુરત્વને છુપાવવાને માટે સ્થૂલ તથા સૂક્ષ્મ શરીરોને ધારણ કરે છે અર્થાત્ નાના પ્રકારનાં રૂપોને ધારણ કરે છે, તે અસુરોને અગ્નિ આ પિતૃયજ્ઞના સ્થાનમાંથી હઠાવી દે. આ મંત્રથી પિતૃસંબધી કર્મ પણ સિદ્ધ થાય છે.

आयान्तु नः पितरः सोम्यासोऽग्निष्वात्ताः पथिभिर्देवयानैः अस्मिन्यज्ञे स्वधया मदन्तो अधिब्रुवन्तु तेऽवन्त्वस्मान् ॥ शु०य०वे०सं०अ०१९ मं० ५८ ॥

અર્થ:—સોમપાન કરવા યોગ્ય, તથા અગ્નિષ્વાત્ત–અગ્નિએ જેમનો દાહ કરીને ખાધેલા છે અર્થાત્ મરણ પછી પુત્રાદિ દ્વારા વિધિપૂર્વક કરેલા શવસંસ્કારાદિ પરલોક પ્રાપ્તિનાં કર્મ જેને પ્રાપ્ત થયાં હોય એવા અમારા પિતૃઓ દેવયાન માર્ગથી આવો. દેવતાઓની સાથે પિતૃઓ જે માર્ગમાં જાય છે તે માર્ગને દેવયાન માર્ગ કહે છે અને પિતૃઓ આવીને **स्वधया**—અન્ન–થી તૃપ્ત થાઓ અર્થાત્ સન્તુષ્ટ થાઓ, અને સંતુષ્ટ થઇને અમને અધિક કહે અર્થાત્ અમને અનેક ગુણ યુક્ત કહે. અને તે લોકોના કથન રૂપ આશીર્વાદથી અમે અનેક ગુણ યુક્ત થઇએ, અને પિતૃઓ અમારી રક્ષા કરો.

આ મન્ત્રથી એ પણ સિદ્ધ થાય છે કે જેવી રીતે દેવતાઓને યજ્ઞાદિ વડે પ્રસન્ન કરવાથી મનુષ્યોને ઇષ્ટસિદ્ધિ થાય છે, તેવી રીતે પિતૃઓને શ્રાદ્ધ આદિથી પ્રસન્ન કરવાથી પણ મનુષ્યોને ઇષ્ટસિદ્ધિ થાય છે. પિતૃ પણ સમર્થ છે.

ये अग्निष्वात्ता ये अनग्निष्वात्ता मध्ये दिवः स्वधया मादयन्ते तेभ्यः स्वराड सुनीति मेतां यथावशं तन्वं कल्पयाति ॥ शु० य० वे० सं० अ० ११ मं० ६० ॥

અર્થ:—જે પિતૃઓનું અગ્નિએ આસ્વાદન કર્યું છે અર્થાત્ જેઓને સ્મશાનકર્મ પ્રાપ્ત થયું છે તેવા, તથા જેમને સ્મશાન કર્મ પ્રાપ્ત થયું નથી તેવા, અને સ્વર્ગની મધ્યમાં સ્વધયા અર્થાત્ પોતાના કર્મથી પ્રાપ્ત થયેલા અન્નથી જેઓ સુખ ભોગવે છે તેવા પિતૃઓ પ્રતિ યમરાજ ઇચ્છાનુસાર બહુ કાલ સુધી જીવનાર મનુષ્ય સંબન્ધી શરીર આપો.

ये चेह पितरो ये च नेह याँश्च विद्म याँश्च न प्रविद्म त्वं वेत्थ यतिते जातवेदः स्वधाभिर्यज्ञ स्रुकृतं जुषस्व ॥ शु० य० वे० सं० अ० १९ मं० ६७ ॥

અર્થ:—જે પિતૃઓ આ લોકમાં વર્તમાન છે અને જે પિતૃઓ આ લોકમાં વર્તમાન નથી, અને જે પિતૃઓને અમે જાણીએ છીએ અને જેમને અમે વિશેષ કરીને જાણતા નથી, હે અગ્ને! તે પિતૃઓ કેટલા છે તે તમે જાણો છો. વળી પિતૃ સંબન્ધી અન્નથી સારી રીતે કરેલા યજ્ઞનું તમે સેવન કરો. પિતૃસંબન્ધી યજ્ઞનું નામ જ શ્રાદ્ધ છે. દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, મનુષ્યયજ્ઞ, બ્રહ્મયજ્ઞ, ભૂતયજ્ઞ, ઇત્યાદિ ભિન્ન ભિન્ન દેવતા, પિતૃ, મનુષ્ય, ભૂત, આદિના નિમિત્તથી થતા કર્મમા યજ્ઞ શબ્દનો સાધારણ પ્રયોગ છે. તેવી રીતે અનેક મન્ત્રોમાં પિતૃઓનાં નામનું તથા તેમની પ્રસન્નતાને માટે શ્રાદ્ધાદિ રૂપ યજ્ઞનું પ્રતિપાદન કર્યું છે. તેમજ મનુ મહારાજે પોતાના ધર્મશાસ્ત્રમાં પિતૃઓના જે વિશેષ કરીને ભેદ કહ્યા છે, તેમની પ્રસન્નતાને માટે શ્રાદ્ધ કરવાનું પણ લખ્યું છે. હવે આ પિતૃઓ કેવા છે તે કહે છે.

अक्रोधनाः शौचपराः सततं ब्रह्मचारिणः ।
न्यस्तशस्त्रा महाभागाः पितरः पूर्वदेवताः ॥ म० स्मृ० अ० ३-१९२ ॥

અર્થ:—પિતૃઓ ક્રોધરહિત તથા શૌચ પરાયણ તથા સદા બ્રહ્મચર્ય પાળનારા તથા શસ્ત્ર ત્યાગી અર્થાત્ કોઇને દંડ દેવાવાળા નહિ હોવાથી હાથમાં કોઇ શસ્ત્રોને રાખતા નથી તેવા, તથા દયા આદિ ગુણયુક્ત પ્રાચીન દેવતાઓ છે.

यस्मादुत्पत्तिरेतेषां सर्वेषामप्यशेषतः ।
ये च यैरुपचर्याः स्युर्नियमैस्तान्निबोधत ॥ „ ॥ १९३ ॥

અર્થ:—તે પિતૃઓની ઉત્પત્તિ તથા તેમનાં નામ અને તેમની પૂજાનું વિધાન અર્થાત્ ક્યા લોકે ક્યા પિતૃઓનું પૂજન કરવું જોઇએ, તે સર્વ હું કહું છું તે તમે મારી પાસેથી જાણો.

मनोर्हिरण्यगर्भस्य ये मरीच्यादयः सुताः ।
तेषामृषीणां सर्वेषां पुत्राः पितृगणाः स्मृताः ॥ „ ॥ १९४ ॥

અર્થ:—હિરણ્યગર્ભના પુત્ર મનુના પુત્રો જે મરીચ્યાદિ મહર્ષિઓ છે તે સર્વ ઋષિઓના જે પુત્રો તે પિતૃગણ કહેવાય છે.

विराट्सुताः सोमसदः साध्यानां पितरस्स्मृताः ।
अग्निष्वात्ताश्च देवानां मारीचा लोकविश्रुताः ॥ „ ॥ १९५ ॥

અર્થ:—વિરાટ્ના સોમસદ નામના પુત્રો એ સાધ્યગણોના પિતૃઓ કહેવાય છે.અને મરીચિના અગ્નિષ્વાત્તા નામના પુત્રો દેવોના પિતૃઓ તરીકે લોકપ્રસિદ્ધ છે.

दैत्यदानवयक्षाणां गन्धर्वोरगरक्षसाम् ।
सुपर्णकिन्नराणां च स्मृता बर्हिषदोऽत्रिजाः ॥ ,, ॥ १९६ ॥

અર્થ:—અને અત્રિ ઋષિના બર્હિષદ્ નામના પુત્રો છે. તે દૈત્ય, દાનવ, યક્ષ, ગન્ધર્વ, સર્પ, રાક્ષસ, સુપર્ણ અને કિન્નરોના પિતૃઓ કહેવાય છે. અને—

सोमपा नाम विप्राणां क्षत्रियाणां हविर्भुजः ।
वैश्यानामाज्यपा नाम शूद्राणां तु सुकालिनः ॥ ,, ॥ १९७ ॥

અર્થ:—બ્રાહ્મણોના પિતૃઓ સોમપા નામના છે, ક્ષત્રિઓના હવિર્ભુજ્, વૈશ્યના આજ્યપ, અને શૂદ્રોના પિતૃઓ સુકાલિન્ નામના છે.

सोमपास्तु कवेः पुत्रा हविष्मन्तोऽङ्गिरः सुताः ।
पुलस्त्यस्याज्यपा नाम वसिष्ठस्य सुकालिनः ॥ ,, ॥ १९८ ॥

અર્થ:—તેમાં સોમપા ભૃગુ (कवि)ના, હવિષ્મન્ અર્થાત્ હવિર્ભુજ્ અંગિરઋષિના પુત્રો છે, આજ્યપા પુલસ્ત્યના અને સુકાલિન્ વસિષ્ટના પુત્રો છે.

अग्निदग्धानग्निदग्धान् काव्यान्बर्हिषदस्तथा ।
अग्निष्वात्तांश्च सौम्यांश्च विप्राणामेव निर्दिशेत् ॥ ,, ॥ १९९ ॥

અર્થ:—અગ્નિદગ્ધ અને અનગ્નિદગ્ધ, તથા કાવ્ય, બર્હિષદ્, અગ્નિષ્વાત્ત અને સૌમ્ય એ સર્વ બ્રાહ્મણોના પિતૃઓ કહેવાય છે.

य एते तु गणा मुख्याः पितॄणां परिकीर्तिताः ।
तेषामपीह विज्ञेयं पुत्रपौत्रमनन्तकम् ॥ ,, ॥ २०० ॥

અર્થ:—આ સર્વ મુખ્ય પિતૃઓ કહેવાય છે. પરંતુ જગતમાં તેમના પુત્ર અને પૌત્ર રૂપ અનંત પિતૃગણ છે, એમ જાણો.

ऋषिभ्यो पितरो जाता पितृभ्यो देवमानवाः ।
देवेभ्यस्तु जगत्सर्वं चरं स्थाण्वनुपूर्वशः ॥ ,, ॥ २०१ ॥

અર્થ:—એ પ્રમાણે અનુક્રમે ઋષિઓમાંથી પિતૃગણ, પિતૃઓમાંથી દેવતા અને મનુષ્ય, અને દેવતાઓમાંથી જગતનાં સંપૂર્ણ ચરાચર પ્રાણીની ઉત્પત્તિ થઇ છે.

સોમપ આદિથી મનુષ્યોની ઉત્પત્તિ થઈ છે. તેથી પોતાના પિતા, પિતામહ અને પ્રપિતામહ આદિનું શ્રાદ્ધમાં પૂજન કરવું જોઇએ.

वसून्वदन्ति तु पितॄन्रुद्रांश्चैव पितामहान् ।
प्रपितामहांस्तथादित्याञ्छ्रुतिरेषा सनातनी । म० स्मृ० अ० ३–२८४ ॥

અર્થ:—પિતા વસુનું સ્વરૂપ છે, પિતામહ રૂદ્રનું સ્વરૂપ છે, અને પ્રપિતામહ આદિત્યનુ સ્વરૂપ છે એવી અનાદિ શ્રુતિ છે.

માટે જેઓ પિતૃઓનું પૂજન કરીને તેમને પ્રસન્ન કરે છે તે વસુ, રૂદ્ર અને આદિત્યને પ્રસન્ન કરે છે અર્થાત્ પિતૃઓ પ્રસન્ન થવાથી વસુ આદિ પણ પ્રસન્ન થાય છે.

राजतैर्भाजनैरेषामथो वा रजतान्वितैः ।
वार्यपि श्रद्धया दत्तमक्षयायोपकल्पते ॥ „ ३-२०२ ॥

અર્થ:—તે પિતૃઓને ચાંદીના પાત્રથી અથવા ચાંદી યુકત ત્રાંબુ આદિનાં પાત્ર વડે શ્રદ્ધા પૂર્વક આપેલું જલ પણ અક્ષય સુખનું કારણ થાય છે. તો પછી અન્નાદિ વડે શ્રાદ્ધ કરનારને સુખ પ્રાપ્ત થાય તેમાં તો કહેવું જ શું ?

देवकार्याद् द्विजातीनां पितृकार्यं विशिष्यते ।
दैवं हि पितृकार्यस्य पूर्वमाप्यायनं स्मृतम् ॥ „ ॥ २०३ ॥

અર્થ:—દ્વિજાતિ માટે પિતૃકાર્ય દેવકાર્ય કરતાં વિશેષ છે. તેથી શાસ્ત્રમાં દેવકાર્યને પિતૃકાર્યના અંગ રૂપ તેની પૂર્તિ કરનારૂં કહ્યું છે.

આ પ્રમાણે વેદ તથા ધર્મશાસ્ત્ર પણ શ્રાદ્ધાદિ પિતૃકર્મ કરવાની આજ્ઞા કરે છે. તેથી તે અવશ્ય કરવું જોઇએ.

કેટલાક લોક એમ કહે છે કે જીવતા માતપિતાની સેવા શ્રદ્ધાપૂર્વક કરવી તેનું નામ શ્રાદ્ધ છે. **मातृदेवो भव, पितृदेवो भव,** એ શ્રુતિથી જીવિત માતા પિતાની સેવા રૂપ શ્રાદ્ધ કરવાનુ કહ્યું છે, અને જીવિત માતાપિતાને છોડી બીજા કોઇ પિતૃલોક નથી એમ તેઓ કહે છે. આવી શંકા પહેલા કહેલાં વેદ તથા ધર્મશાસ્ત્રોનાં પ્રમાણોથી નિવૃત્ત કરવામાં આવી છે. અને "**मातृदेवो भव पितृदेवो भव**' તેના પહેલાં **देवपितृकार्याभ्यां न प्रमदितव्यम्** ' ॥ **तै०उ० शि० अ०व० १ ० अ० ११॥**–દેવતા અને પિતૃઓના કાર્યમાં પ્રમાદ ન કરવો જોઇએ–આમ પણ લખ્યું છે. તેથી પણ જીવિત પિતૃઓ ઉપરાંત બીજા પણ પિતૃઓ છે તે વાતને નિર્ણય થાય છે. તેથી પણ જીવિત પિતરોથી ભિન્ન પિતરો નથી અને તેમની પ્રસન્નતાને માટે શ્રાદ્ધ કરવાની આવશ્યક્તા નથી એમ કહેવું યોગ્ય નથી.

વળી કેટલાક લોકોનું એવું કહેવું છે કે જીવિત પિતરોથી ભિન્ન પિતરો છે, અને શ્રાદ્ધાદિ કર્મ પણ કરવુ જોઇએ, પરન્તુ તે પિતૃઓ બ્રાહ્મણોને જમાડવાથી પ્રસન્ન થઇ શકતા નથી. આ વાત પણ બરાબર નથી. વેદ તથા શાસ્ત્રમાં જે યજ્ઞ દાનાદિ કર્મ પ્રતિપાદન કરવામા આવ્યું છે તેનું તાત્પર્ય જાણુનારની આ શંકા નથી, કારણકે કોઈ દુઃખી મનુષ્યનો ઉપકાર કરે છે અથવા કોઈ અપંગ મનુષ્યને દાન દેવામાં આવે છે તે મનુષ્ય દાનથી પ્રસન્ન થઇ દાતાને ઉત્તમ ફળ આપતો નથી, તેવી રીતે કોઇ ભૂખ્યા મનુષ્યને અન્ન ખવરાવવાથી તે પ્રસન્ન થઇ "દાતાનું ભલુ થાઓ" એમ કહીને ચાલ્યો જાય છે, પરન્તુ દાતાને કાંઇ આપતો નથી. જો આપવામાં તે સમર્થ હોય તો ન સ્વયમ્ શામાટે ભૂખ્યો મરે. પરન્તુ દુઃખી મનુષ્યનો ઉપકાર કરવો, તથા અપંગ મનુષ્યને દાન દેવુ, ભૂખ્યાને અન્ન ખવરાવવુ તથા તરસ્યાને પાણી પાવું એ સર્વ ધર્મના અંગ છે. અને ધર્મ કરનારને સુખ મળે છે. માટે ધર્મ કરવો જોઇએ એવી ઇશ્વરની આજ્ઞા છે ઇશ્વરની આજ્ઞાને માનીને ધર્મ કરનારને ઈશ્વર પોતે જ ઉત્તમ ફલ આપે છે. ધર્મના ભેદ રૂપ યજ્ઞ, દાન, તપાદિ કર્મોના ભેદ અનેક છે. કોઈ કર્મ દેવતાને, કોઈ પિતૃઓને, કાઇ ભૂતોને, કોઇ મનુષ્ય વગેરેને પ્રસન્ન કરવાને હોય છે. તે સર્વને કરવાની રીતિ ભિન્ન ભિન્ન છે. કર્મનાં અંગ પૂર્ણ થતાં જ તેનું પૂર્ણ ફલ મળે છે. હોમ, દક્ષિણા, પૂજા, સ્તુતિ, બલિ, આદિ અનેક કાર્ય કર્મના અંગ રૂપ હોય છે. તે સર્વ અંગો પૂર્ણ

થતાં જ તે કર્મની પરિપૂર્ણતા કહી શકાય છે. જેમ બેસવાને આસન આપવું, જલ આપવું, મધુર વાણી બોલવી, પ્રીતિથી અન્ન પીરસવું, વચમાં જમનારને જરૂરી વસ્તુ જોતા રહેવી અને તે આપવી, અને ભોજન સમાપ્ત થતાં હાથ ધોવરાવવા, મુખવાસ દેવો, આદિ દરેક કાર્ય પૂર્ણ થતાંજ જમાડવા રૂપ કર્મ સમાપ્ત થાય છે. તેવી રીતે શાસ્ત્રોક્ત કર્મનો પણ નિયમ છે.

જેવી રીતે મન્ત્ર, પાઠ, હોમ, દક્ષિણા આદિ કર્મનાં અંગ છે, તેવી રીતે બ્રાહ્મણોને ભોજન કરાવવું તે પણ એક અંગ છે. (એનો વિશેષ મિશ્રપ્રકરણમાં જોવો.) શ્રાદ્ધમાં ભોજન કરનાર જ મંત્રો દ્વારા પિતૃઓનું આહ્વાન કરે છે–બોલાવે છે. તેથી શ્રાદ્ધમાં બ્રાહ્મણોને જમાડવા આવશ્યક છે. મંત્રો વડે પિતૃઓને બોલાવવામાં જે સમર્થ નથી, તેમને જમાડવાનું પ્રયોજન નથી. તેથી શૂદ્રાદિને જમાડતા નથી. આ કારણથી પિતરોને બોલાવી શ્રાદ્ધમાં પ્રસન્ન કરાવનાર બ્રાહ્મણ ભોજન કરે તો તેથી પિતરો પ્રસન્ન થાય નહીં એમ કહેવું બને નહીં. આપણને સર્વ પ્રકારનો આનન્દ દેનાર મિત્ર ભોજન કરે તો લૌકિક મનુષ્ય પણ પ્રસન્ન થાય છે, તો પછી પોતાને મંત્ર દ્વારા બોલાવી પ્રસન્ન કરાવનાર બ્રાહ્મણને જમાડવાથી ક્રોધ રહિત એવા પિતૃઓ પ્રસન્ન થાય તેમાં કહેવું જ શું? મતલબ કે અવશ્ય પ્રસન્ન થાય છે.

વળી હાલના સમયમાં ધનની ખામી હોવાથી શ્રાદ્ધ નહીં કરવું જોઇએ એવું કથન પણ યોગ્ય નથી. કારણકે પોતાની શક્તિ અનુસાર જ શ્રાદ્ધ કરવાનું શાસ્ત્રમાં કહ્યુ છે. કોઇ મનુષ્ય બહુ ગરીબ હોય અને ખાવાને માટે પણ કષ્ટ પડતું હોય તો તેને માટે નીચે મુજબ ઉપાય બતાવ્યો છેઃ—

गत्वारण्यममानुष्यमूर्ध्वबाहुर्विरौत्यदः ।
निरन्नो निर्धनो देवाः पितरो माऽनृणं कृथाः ॥ बृ०पा०स्मृ०अ० ५–३४ ॥

અર્થઃ—શ્રાદ્ધ કરનાર ગરીબ હોય તો મનુષ્ય વિનાના વનમાં જઇને હાથ ઉંચા કરી "હે દેવો! હે પિતરો! મારી પાસે અન્ન કે ધન નથી. મને ઋણમાંથી છોડાવો.

न मेऽस्ति वित्तं न गृहं न भार्या श्राद्धं कथं वा पितरः करोमि ।
वने प्रविश्येह रुतं मयोच्चैर्भुजौ कृतौ वर्त्मनि मारुतस्य ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—"ભો પિતરો! નથી મારી પાસે ધન, નથી ઘર, નથી પત્ની, તો આપનું શ્રાદ્ધ હું કેવું રીતે કરી શકું? તે કારણથી વનમાં પ્રવેશ કરીને આકાશ તરફ બંને હાથ ઉંચા કરીને હું રૂદન કરૂં છું.

श्राद्धर्णमेतद्भवतां मदत्तं मह्यं दयध्वं पितृदेवताद्याः ।
आख्याय चोत्क्षिप्य भुजौ च तस्मादिवं च रात्रिं समुपोष्य तिष्ठेत् ,, ॥३६॥

અર્થઃ—હું આપને શ્રાદ્ધનું ઋણ આપું છું, હે પિતૃ, દેવતા, આદિ લોક! મારા ઉપર દયા કરો," આ પ્રમાણે કહીને દિન રાત ઉપવાસ કરવો.

भवेत्स चैतेन कृतेन तेषामृणेन मुक्तः पितृदेवतानाम् ।
निर्वित्तनिर्भार्यनिराश्रयाणां श्राद्धस्य मार्गः प्रार्थितो मुनीन्द्रैः ॥ ,, ॥३७॥

અર્થઃ—એ પ્રમાણે કરવાથી પિતૃ અને દેવતાઓના ઋણથી તે મુક્ત થાય છે. આવો માર્ગ જેઓની પાસે ધન, પત્ની કે ઘર નથી તેમને માટે મુનિ લોકોએ કહ્યો છે.

ख्यातं मया रुदित्वा वः पितरः श्राद्धदेवताः ।
श्राद्धर्णस्य विमुक्तोऽहमहताः पितरो मया । ,, ॥ ३८ ॥

અર્થઃ—હે પિતરો! હે શ્રાદ્ધદેવતા! રૂદન કરીને મેં મારી સ્થિતિ આપને કહી છે. તેથી હવે હું શ્રાદ્ધના મહાન્ ઋણથી મુક્ત થયો છું. મેં શ્રાદ્ધના લોભથી પિતરોનું હનન કર્યું નથી.

कृतोपवास एतस्माच्छ्राद्धर्णाद्धि प्रमुच्यते ।
एतद्वापि न यः कुर्यात्पितरस्तेन वै हताः ॥ ॥ ३९ ॥

અર્થઃ—આ પ્રમાણે ઉપવાસ કરવાથી મનુષ્ય પિતૃઋણથી મુક્ત થાય છે. અને જે તે પ્રમાણે કરતો નથી તે મનુષ્ય પિતરોનો ઘાત કરનાર છે. વળી—

द्रव्याभावे द्विजाभावे ह्यन्नमात्रं च पाचयेत् ।
पैतृकेन तु सूक्तेन होमं कुर्याद्विचक्षणः । ना. पु. पू. ख. अ. २८–७८ ॥

અર્થઃ—બુદ્ધિશાળી મનુષ્ય, શ્રાદ્ધ કરવાને ધનનો તથા યોગ્ય બ્રાહ્મણનો અભાવ હોય તો કેવલ અન્ન માત્ર રાંધીને વેદના પિતૃસૂક્તના મંત્ર વડે હોમ કરે. એમ કરવાથી પણ પિતરો પ્રસન્ન થાય છે.

अत्यन्तद्रव्यशून्यश्चेत् स्वशक्त्या तु तृणं गवाम् ।
स्नात्वा तु विधिवद्विमः कुर्याद्वा तिलतर्पणम् ॥ ,, ॥ ७९ ॥

અર્થઃ—અને કોઈ પણ પ્રકારનો અન્નાદિ પદાર્થ ન હોય તો પોતાના સામર્થ્યને અનુસાર ગાયોને ઘાસ ખવરાવે, અથવા વિધિ પૂર્વક સ્નાન કરીને તલ સહિત જલ વડે પિતરોનું તર્પણ કરે.

अथवा रोदनं कुर्यादत्युच्चैर्विजने वने ।
दरिद्रोऽहं महापापी वदन्निति विचक्षणः ॥ ,, ॥ ८० ॥

અર્થઃ—અથવા બુદ્ધિમાન્ મનુષ્ય નિર્જન વનમાં જઇને " હું દરિદ્ર છું, મહ પાપી છું," એમ કહી રૂદન કરે.

એ પ્રમાણે પુરાણોમાં પણ નિર્ધન મનુષ્યોને માટે શ્રાદ્ધનો ઉપાય બતાવ્યો છે.

જ્યારે આ પ્રકારે દરેક પ્રકારના ધની અને ગરીબ સર્વને કરવાનો સુગમ ઉપાય છે, ત્યારે ધનના અભાવથી શ્રાદ્ધ નહી કરવું જોઇએ એમ કહેવું યોગ્ય નથી. ધનનો અભાવ હોવા છતાં પણ અન્ય પ્રકારના મોજ શોખ કરવાને તથા નાના પ્રકારનાં વ્યસનો પૂર્ણ કરવાને માટે ધનની ખોટ પડતી નથી. કેવલ ધર્માચરણમાં જ પૈસાની ખોટ માલમ પડે છે. આમ કહેવાનું કારણ કેવલ શ્રદ્ધાનો અભાવ છે અથવા અન્ય કોઈ પ્રયોજન છે.

વળી શ્રાદ્ધમાં જમાડવા યોગ્ય ધર્મશાસ્ત્રમાં કહેલી રીતના બ્રાહ્મણ મળતા નથી માટે શ્રાદ્ધ નહીં કરવું એ પક્ષ પણ બરાબર નથી. આવું કથન પણ પોતાની શ્રદ્ધાની ન્યૂનતાનું જ સૂચન કરે છે. જો પોતાને પૂર્ણ શ્રદ્ધા હોય અને પિતા આદિના શ્રાદ્ધને દિવસે અવશ્ય યોગ્ય બ્રાહ્મણને બોલાવવો જોઇએ એવો દૃઢ નિશ્ચય હોય તો પોતાના ગામમાં યોગ્ય બ્રાહ્મણ

ન હોના છતા બીજા ગામમાથી પણ અવસ્ય યોગ્ય બ્રાહ્મણને બોલાવી શકાય છે ઘરમા પુત્ર, પત્ની, આદિ જ્યારે માદા પડે છે, ત્યારે પોતાના ગામના વૈદ્યથી મટવાનો સભવ ન દેખાય તો બીજા ગામના વૈદ્યને બોલાવવામા આવે છે, અને નાના પ્રકારના પ્રબધ કરે છે અને તેને માટે ધનનો વ્યય પણ કરવામા આવે છે વૈદ્યની તપાસ કરવાની માફક જો બ્રાહ્મણની તપાસ કરવામા આવે તો શ્રાદ્ધમા ભોજન કરાવવા યોગ્ય કોઈ એક બ્રાહ્મણ પણ મળી આવે જગતના સર્વ બ્રાહ્મણ મૂર્ખ કે દુરાચારી નથી માટે યોગ્ય બ્રાહ્મણને બોલાવી શ્રાદ્ધ કરવુ પરન્તુ યોગ્ય બ્રાહ્મણ મળતો નથી એમ કહી શ્રાદ્ધ ન કરવુ એ પક્ષ પણ માનવા યોગ્ય નથી

વળી કોઇ એમ કહે છે કે વેદ તથા ધર્મશાસ્ત્ર આદિમા શ્રાદ્ધાદિનુ કથન છે ખરુ, પરન્તુ તે કોઇ મુખ્ય વિષય નથી કરે તો હરકત નહી, અને ન કરે તોપણ કોઇ દોષ નથી આ વાત પણ બરાબર નથી કારણ શાસ્ત્રમા પ્રતિપાદન કરેલા ચાર આશ્રમમા ગૃહસ્થાશ્રમ ભોગ તથા મોક્ષ બન્નેને માટે કહ્યા છે બાકીના બ્રહ્મચર્યાદિ ત્રણે આશ્રમો મોક્ષ માત્રને માટે છે તે આશ્રમોમા ભોગનો ત્યાગ છે જેણે ભોગનો પરિત્યાગ કર્યો છે તનાથી વિશેષ પાપ થવાનો સભવ નથી, કારણ કે ભોગ્ય પદાર્થો સપાદન કરવાને માટે જ મનુષ્ય અનીતિનુ કાર્ય કરે છે અને ભોગ્ય પદાર્થોનુ ઉપાર્જન અને ભોગ બન્ને ગૃહસ્થાશ્રમમા જ છે તેથી ગૃહસ્થાશ્રમી ઉપર ધર્મનો ભાર પણ અધિક રાખેલો છે પ્રાત કાલમા જ્યારે મનુષ્ય પોતાની શય્યામાથી ઉઠે છે તે સમયથી લઇને રાત્રિમા સુઇ જવાના સમય સુધીના કર્મથી દેવ, મનુષ્ય, પશુ, પક્ષી, આદિ સર્વને પ્રસન્ન કરવાનો ભાર ગૃહસ્થાશ્રમી ઉપર રાખ્યો છે, અન્ય આશ્રમી ઉપર આ ભાર રાખ્યો નથી સર્વ પ્રાણીઓને પ્રસન્ન કરવાને માટે જગતના સર્વ પ્રાણીની પાસે પ્રતિદિવસ અન્ન તથા જલાદિ લઇ ફરતા રહે અને તેમને ખવરાવતા પીવરાવતા રહે—આ કાર્ય સમર્થ પુરુષોથી પણ બનવાનુ નથી તેથી શાસ્ત્રમા સુગમ ઉપાય રાખવામા આવ્યો છે. સપૂર્ણ જગતના પ્રાણીના ઋષિ, પિતૃઓ, દેવતા, મનુષ્ય, અને ભૂત એવા પાચ વિભાગ કર્યા છે તે પાચને તૃપ્ત કરવાથી સર્વ જગતના પ્રાણી તૃપ્ત થાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે અને તેથી આ ઋષિ આદિને પ્રસન્ન કરવાને માટે પચયજ્ઞનો નિયમ રાખ્યો છે તેમા વેદના અધ્યયન રૂપ બ્રહ્મયજ્ઞથી ઋષિઓની, હોમાદિથી દેવતાની, શ્રાદ્ધાદિથી પિતૃઓની, અતિથિસત્કારથી મનુષ્યોની, અને બલિદાનથી ભૂતોની પ્રસન્નતા થાય છે એમ પચયજ્ઞના વિષયમા કહ્યુ છે તે નહી કરવાનુ પાપ પણ ત્યા જ કહ્યુ છે એ પ્રમાણે શ્રાદ્ધાદિથી પિતૃઓની પ્રસન્નતા કરવાનુ પરમ પ્રયોજન અને નહી કરવાથી થતો દોષ પણ શાસ્ત્રમા કહ્યા છે છતા શ્રાદ્ધાદિને નિષ્પ્રયોજન કહેવો તે બુદ્ધિમાન્ મનુષ્યને ઘટતુ નથી

અને કેટલાક મનુષ્યોનુ કથન તેથી પણ વિલક્ષણ છે તેઓ કહે છે કે હુ કરનાર અધિકારી નથી, તેથી શ્રાદ્ધાદિ ન કરવુ તે યોગ્ય છે આ વાત પણ બુદ્ધિમાન્ મનુષ્યોને માટે ઘટતી નથી, કારણ કે આર્યાવર્તમા જન્મ લીધો, અને વૈદિક ધર્મનુ આચરણ કરનાર તરીકેનુ અભિમાન રાખ્યા છતા શાસ્ત્રનુ અધ્યયન તથા સદાચારાદિનો પરિત્યાગ કરીને પોતે અધિકારી બન્યા, તેનો દોષ શાસ્ત્ર અથવા વૈદિકધર્મ અથવા અન્ય કોઇ મનુષ્યોનો નથી, પરન્તુ પોતાનો જ છે, કોઈ મનુષ્ય અનધિકારી થયો માટે સર્વ લોક અનધિકારી થયા એવો નિશ્ચય કરી શકાતો નથી ઘુવડ પક્ષી દિવસે દેખી શકતુ નથી તેથી સૂર્યને અન્ધકારમય કહેવો એ

બની શકે નહીં. કેમકે તેના સિવાય સંપૂર્ણ પ્રાણી દિવસે દેખે છે સૂર્યની પ્રકાશ સ્વરૂપતાનો અનુભવ કરે છે. તેવી રીતે કોઇ અમુક મનુષ્ય પોતાને અનધિકારી માને છે તેથી તે સર્વ મનુષ્ય તેના જેવા અનધિકારી છે એમ કહેવું બની શકે નહી જે પોતાને અનધિકારી માને છે તે ભલે ન કરે. બીજાએ તો અવશ્ય શ્રાદ્ધાદિ કરવુ જોઇએ. એવી રીતનું શાસ્ત્રમાં વિધાન છે, તથાપિ કરવાની આવશ્યકતા નથી એમ કહેનાર મનુષ્ય પણ વૈદિક ધર્મનો અનુયાયી નથી. એવા મનુષ્ય પાસે શ્રાદ્ધાદિ કરાવવામાં કોઈ પણ સમર્થ નથી. બાકી જે શ્રદ્ધાળુ મનુષ્ય છે અને યથાથ વાતને જાણવાની કોશિશ કરે છે તેણે અવશ્ય શ્રાદ્ધાદિ કર્મ કરવું જ જોઈએ. શ્રાદ્ધ પણ યજ્ઞનો જ ભેદ છે. તે નહીં કરવાથી અવશ્ય પાપના ભાગી થવાય છે.

पितॄन्यजन्ति ये श्राद्धे तैस्तु विष्णुः प्रपूजितः ।

तस्मिँस्तुष्टे जगन्नाथे सर्वास्तुष्यन्ति देवताः॥ ना॰ पु पू. ख. अ. २८–८३ ॥

અર્થઃ—જે લોક શ્રાદ્ધમાં પિતરોનું પૂજન કરે છે તેઓ સાક્ષાત્ વિષ્ણુ ભગવાન્‌નું પૂજન કરે છે એમ સમજવું. અને ભગવાન્ પ્રસન્ન થવાથી સર્વ દેવતાઓ પ્રસન્ન થાય છે.

આ પ્રમાણે વેદ, ધર્મશાસ્ત્ર, અને પુરાણથી પણ શ્રાદ્ધની કર્તવ્યતા સિદ્ધ થાય છે. તેથી વૈદિક ધર્મિઓને માટે તે કરવું અવશ્ય કર્તવ્ય છે.

આ પ્રમાણે શ્રાદ્ધની આવશ્યકતાનું કથન કરીને હવે શ્રાદ્ધ કરવાનો કાલ આદિનું નિરૂપણ કરવામાં આવે છે.

अमावास्याऽष्टका वृद्धिः कृष्णपक्षोऽयनद्वयम् ।

द्रव्यब्राह्मणसंपत्तिर्विषुवत्सूर्यसंक्रमः ॥ या० स्मृ० अ० १–२१७ ॥

व्यतीपातो गजच्छाया ग्रहणं चन्द्रसूर्ययोः ।

श्राद्धं प्रति रुचिश्चैव श्राद्धकालाः प्रकीर्तिताः ॥ ,, ॥ २१८ ॥

અર્થઃ—અમાવાસ્યા, તથા અષ્ટકા એટલે માર્ગશીર્ષ, પૌષ અને માઘ માસના કૃષ્ણપક્ષની અષ્ટમી, તથા પુત્રના જન્માદિ રૂપ વૃદ્ધિ, કૃષ્ણપક્ષ, મકર અને કર્કની સૂર્યસંક્રાન્તિ, દ્રવ્યની પ્રાપ્તિ તથા ઉત્તમ બ્રાહ્મણની પ્રાપ્તિ, મેષ તથા તુલાની સંક્રાન્તિ, તથા સૂર્યની બાર સંક્રાન્તિ, વ્યતીપાત યોગ, ગજચ્છાયા, ચન્દ્રગ્રહણ, સૂર્યગ્રહણ, અને શ્રાદ્ધ કરવાની રૂચિ (શ્રદ્ધા) —આ સર્વ શ્રાદ્ધ કરવાના સમય કહેવાય છે. (જ્યારે હસ્ત નક્ષત્રના સૂર્યમાં મઘાયુક્ત ત્રયોદશી આવે ત્યારે તે ગજચ્છાયાયોગ કહેવાય છે. અમાવાસ્યાના સિનીવાલી અને કુહૂ એવા બે ભાગ છે. ચતુર્દશી ઉપર અમાવાસ્યાને સિનીવાલી કહે છે, અને પ્રતિપદા યુક્ત અમાવાસ્યાને કુહૂ કહે છે.)

सिनीवाली द्विजैः कार्या साग्निकैः पितृकर्मणि ।

स्त्रीभिः शूद्रैः कुहूः कार्या तथा चानग्निकैर्द्विजैः ॥

અર્થઃ—અગ્નિહોત્ર કરનાર દ્વિજાતિએ પિતૃ સંબંધી કર્મમાં સિનીવાલી ગ્રહણ કરવી જોઇએ, અને સ્ત્રી, શૂદ્ર તથા અગ્નિહોત્ર નહીં કરનાર દ્વિજાતિએ કુહૂનું ગ્રહણ કરવું જોઇએ. (આ લૌગાક્ષીનું પ્રમાણ કાલમાધવ નામના ગ્રન્થોના દ્વિતીયાદિ પ્રકરણમાં માધવાચાર્યે આપેલું છે.)

वृद्धौ क्षयेऽह्नि ग्रहणे युगादौ महालये श्राद्धममाष्टु तीर्थे ।
सूर्ये क्रमे पर्वसु वैधृतौ च रुचौ व्यतीपातगतेष्टकासु ॥प्रजा० स्मृ० श्लो० १७॥
द्रव्यस्य संपत्सु मुनीन्द्रसंगे काम्येषु मन्वादिषु सद्व्रते स्यात् ।
छायासु मातंगभवासु नित्यं श्राद्धस्य कालः स च सर्वदोक्तः ॥,, ॥ १८ ॥

અર્થ:—પુત્રની ઉત્પત્તિનો દિવસ, મૃત્યુની તિથિ, ગ્રહણ, યુગાદિની તિથિઓ, ભાદ્રપદનો કૃષ્ણપક્ષ (ઉત્તર હિંદુસ્થાનમાં તેને આશ્વિન કૃષ્ણપક્ષ કહે છે), અમાવાસ્યા, તીર્થ, સૂર્યસંક્રાન્તિ, પર્વ, વૈધૃતિયોગ, શ્રાદ્ધ કરવાની રૂચિ થાય તે સમય, વ્યતીપાતયુક્ત માર્ગશીર્ષ, પોષ અને માઘ માસના કૃષ્ણપક્ષની અષ્ટમી, દ્રવ્ય તથા સત્પાત્ર બ્રાહ્મણની પ્રાપ્તિનો સમય, કોઈ કામના થાય ત્યારે, મન્વાદિની તિથિઓ, તથા ખાવાનો કોઈ વિશેષ પદાર્થ જે દિવસે બનાવવાનો હોય તે પ્રસંગે (सद्व्रते), અને ગજચ્છાયા—એ સર્વ કાલ શ્રાદ્ધને માટે કહ્યા છે માટે તેમાં શ્રાદ્ધ કરવું જોઈએ.

माघे पंचदशी कृष्णा नभस्ये च त्रयोदशी ।
तृतीया माधवे शुक्ला नवम्यूर्जे युगादयः ॥ प्रजा० स्मृ० श्लो० २२ ॥
भाद्रे कलिर्द्वापरे चैव माघे त्रेता तृतीया नवमी कृते च ।
युगादयः पुण्यतमा इमाश्च दत्तं पितॄणां किल चाक्षयं स्यात् ॥ ,, ॥ २३ ॥

અર્થ:—જે તિથિમાં યુગનો આરંભ થાય છે તેને યુગાદિ કહે છે. ભાદ્રપદ કૃષ્ણ ત્રયોદશીમાં કલિયુગનો, માઘની અમાવાસ્યામાં દ્વાપરનો, વૈશાખ સુદી ત્રીજમાં ત્રેતાનો, અને કાર્તિક સુદી નવમીને દિવસે સત્યયુગનો જન્મ થયો. તેથી તેમને યુગાદિ તિથિ કહે છે. આ તિથિઓ અત્યન્ત પવિત્ર છે. માટે તે તિથિઓમાં પિતરોને પિંડદાન આપવાથી તેમની અક્ષય તૃપ્તિ થાય છે.

વળી શ્રાદ્ધને યોગ્ય કાલ સંબંધી પરાશરજી નીચે પ્રમાણે કહે છે:—

श्राद्धं वृद्धावचन्द्रेभच्छायाग्रहणसंक्रमे ।
व्यतीपाते विषुवति कृष्णपक्षेऽर्थलब्धिषु ॥ वृ० पा० स्मृ० अ० ५–१ ॥
अष्टकास्वयने द्वन्द्वे श्राद्धं मति यथा रुचिः ।
पुण्यः श्राद्धस्य कालोऽयमृषिभिः परिकीर्तितः ,, ॥ २ ॥

અર્થ:—પુત્રાદિ જન્મકાલ, અમાવાસ્યા, ગજચ્છાયા, ગ્રહણ, સંક્રાન્તિ, વ્યતીપાત, વિષુવત્ અર્થાત્ દિન રાત્રિની સમાનતાનો સમય, કૃષ્ણપક્ષ, દ્રવ્યલાભનો સમય, અષ્ટકા, બંને અયન (ઉત્તરાયણ–મકર, અને દક્ષિણાયન–કર્ક), શ્રાદ્ધ કરવાની રૂચિ થાય ત્યારે—એ સર્વને ઋષિલોકોએ શ્રાદ્ધ કરવાને માટે પુણ્યકાલ કહ્યો છે.

युगादिषु च कर्तव्यं मन्वन्तरादिकेषु च ।
श्राद्धकालो ह्ययं प्रोक्तो मन्वाद्यैर्धर्मवक्तृभिः ,, ॥ ३ ॥

અર્થ:—યુગાદિ તથા મન્વન્તરાદિની તિથિઓમાં શ્રાદ્ધ કરવું જોઈએ. મન્વાદિ ધર્મવક્તાઓએ આને શ્રાદ્ધકાલ કહ્યો છે.

यदेन्दुः पितृदैवत्यः हंसश्चैव करे स्थितः ।
तिथिर्वैवस्वती नाम छायया कुञ्जरस्य च ॥ ,, ॥ ४ ॥

नवोदकं नवान्नं च नवच्छन्नं तथा गृहम् ।
नवेक्षवेषु चेहन्ते पितरो हि मघासु च ॥ „ ॥ ५ ॥

અર્થ:—જે સમયે ચન્દ્ર મઘા નક્ષત્રમાં હોય અને સૂર્ય હસ્ત નક્ષત્રમાં હોય, તે સમયની વૈવસ્વતી નામની તિથિ ગજચ્છાયા કહેવાય છે. તે તિથિમાં તથા નવીન જલ તથા અન્ન, તથા નવીન બનાવેલું ઘર, તથા નવીન ગોળ, સાકર આદિ એ સર્વ પેદા થવાના સમયે, તથા મઘા નક્ષત્રમાં પિતૃઓને શ્રાદ્ધની ઇચ્છા થાય છે.

વળી શ્રાદ્ધ કરવાનાં ઉત્તમ સ્થાન પણ મન્વાદિ ઋષિઓએ બતાવ્યાં છે:—

अवकाशेषु चोक्षेषु नदीतीरेषु चैव हि ।
विविक्तेषु च तुष्यन्ति दत्तेन पितरः सदा ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૩–૨૦૭ ॥

અર્થ:—સ્વભાવથી પવિત્ર(ચોક્ષ) એવા વન આદિ પ્રદેશ, તથા નદીનો કિનારો તથા એકાન્ત સ્થાનમાં શ્રાદ્ધ કરવાથી પિતૃઓ હમેશાં સન્તુષ્ટ થાય છે.

कांक्षन्ति पितरः सर्वे नरकान्तरभीरवः ।
गयां यास्यन्ति यः पुत्रः स नस्त्राता भविष्यति ॥ અત્રિ સ્મૃ. શ્લો૦ ૯૬ ॥

અર્થ:—ભિન્ન ભિન્ન નરકોથી ડરતા પિતૃગણ એવી ઇચ્છા કરે છે કે જે પુત્ર ગયામાં જશે તે અમારો રક્ષક થશે.

महानदीमुपस्पृश्य तर्पयेत्पितृदेवताः ।
अक्षयान्लभते लोकान्कुलं चैव समुद्धरेत् ॥ „ ॥ ९८ ॥

અર્થ:—જે મનુષ્ય મહાનદીમાં સ્નાન કરીને પિતૃ અને દેવતાઓનું તર્પણ કરે છે તે અક્ષય લોકમાં જાય છે, અને પોતાના કુલનો ઉદ્ધાર કરે છે. (મહાનદી ઓડ્ર દેશમાં છે. અને સીધી સમુદ્રને જઇને મળનારી નદીને પણ મહાનદી કહે છે. કોઇ ફલ્ગુ નદીને મહાનદી કહે છે).

વળી ઉશનસ્ સ્મૃતિમાં પણ શ્રાદ્ધ કરવાને યોગ્ય સ્થાનોનો વિચાર કર્યો છે:—

दक्षिणाप्रवणं स्निग्धं विभक्तशुभलक्षणम् ।
शुचिदेशं विविक्तश्च गोमयेनोपलेपयेत् ॥ ઉશ૦ સ્મૃ૦ અ૦ ૫–૧૩ ॥

અર્થ—શ્રાદ્ધને માટે દક્ષિણ દિશા તરફ ઢળતી, ચીકણી, તથા જ્યાં ઘરનો કચરો તથા પાણી આદિ પડતુ ન હોય તેવી છૂટી શુભ લક્ષણ વાળી, પવિત્ર અને એકાન્ત જગાને પ્રથમ ગોમય વડે લીપવી જોઇએ.

नदीतीरेषु तीर्थेषु स्वभूमौ गिरिसानुषु ।
विविक्तेषु च तुष्यन्ति दत्तेन पितरस्तथा ॥ „ ॥ १४ ॥

અર્થ—નદીને કીનારે, તીર્થસ્થાનમાં, પોતાની ભૂમિમાં, પર્વતોના ઉંચા સ્થાનમાં, અને પવિત્ર તથા એકાન્ત સ્થાનમાં શ્રાદ્ધ કરવાથી પિતૃગણ તૃપ્ત થાય છે.

परस्य भूमिभागे तु पितॄणां वै न निर्वपेत् ।
स्वामित्वाद्धिनिहन्येत मोहाद्यत्क्रियते नरैः ॥ „ ॥ १५ ॥

અર્થ:—બીજાની ભૂમિમાં શ્રાદ્ધ ન કરવું; કારણ કે અજ્ઞાનથી એવા સ્થાનમાં શ્રાદ્ધ કરવાથી તે જમીનમાં બીજાનું સ્વામિત્વ હોવાથી તે શ્રાદ્ધનું ફળ મળતું નથી.

अटव्यः पर्वताः पुण्यास्तीर्थान्यायतनानि च ।
सर्वाण्यस्वामिकान्याहुर्न हि तेषु परिग्रहः ॥ ,, ॥ १९ ॥

અર્થ:—પવિત્ર વન તથા પર્વતો, તીર્થસ્થાન તથા યજ્ઞશાલા એ સર્વ સ્વામી વિનાનાં છે. તેમાં કોઇ એકની માલિકી હોતી નથી. અર્થાત્ તે સર્વ સાર્વજનિક કહેવાય છે.

यद्ददाति गयाक्षेत्रे प्रभासे पुष्करे तथा ।
प्रयागे नैमिषारण्ये सर्वमानन्त्यमश्नुते ॥ शंख० स्मृ० अ० १४–२७ ॥

અર્થ:—ગયા, પ્રભાસ, પુષ્કરરાજ, પ્રયાગ અને નૈમિષારણ્યમાં જે શ્રાદ્ધદાન કરવામાં આવે છે તેનું અનન્ત ફળ મળે છે.

गंगायमुनयोस्तीरे पयोष्ण्यमरकंटके ।
नर्मदायां गयातीरे सर्वमानन्त्यमश्नुते ॥ ,, ॥ २८ ॥

અર્થ:—ગંગા તથા યમુનાને તીરે, તથા પયોષ્ણી નામની નદીને તીરે, અમરકંટકમાં, નર્મદાને તીરે તથા ગયાતીરે જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેનું પણ અનન્ત ફલ મળે છે.

वाराणस्यां कुरुक्षेत्रे भृगुतुंगे महालये ।
सप्तवेण्यृषिकूपे च तदप्यक्षयमुच्यते ॥ ,, ॥ २९ ॥

અર્થ:—કાશી, કુરૂક્ષેત્ર, ભૃગુતુંગ તીર્થ, મહાલય, સપ્તવેણી તથા ઋષિકૂપને તીરે પિતૃઓ નિમિત્ત જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેનું પણ અક્ષય ફળ થાય છે.

सरित्समुद्रतोयैक्ये वापीकूपसरित्तटे ।
देवजुष्टे च संप्राप्ते देशे शान्ते गृहान्तरे ॥ प्रजा० स्मृ० श्लो० ५३ ॥
धात्रीविल्ववटाश्वत्थमुनिचैत्यगजान्विनाम् ।
श्राद्धं छायासु कर्तव्यं प्रासादाद्रौ महावने ॥ ,, ॥ ५४ ॥

અર્થ:—નદી અને સમુદ્રના સંગમ આગળ, વાવ, કુવા અને નદીને કિનારે, તથા દેવતાઓએ જેનું સેવન કર્યું હોય તેવા હિમાલયાદિમાં, તથા શાન્ત દેશમાં અને ઘરની અંદર, તથા આમળાનું વૃક્ષ, બિલ્વ, વડ, પીપળો, અગસ્ત્ય અથવા પ્રસિદ્ધ વૃક્ષની છાયામાં, તથા દેવ મન્દિર તથા પર્વત અથવા મહા વનમાં શ્રાદ્ધ કરવું જોઇએ.

વૃક્ષોની છાયામાં શ્રાદ્ધ કરવાનું કહ્યુ છે. તેથી સ્મશાન આદિ અપવિત્ર સ્થાનોમાં આવેલાં વૃક્ષની છાયામાં શ્રાદ્ધ નહીં કરવું જોઈએ. વળી—

म्लेच्छदेशे तथा रात्रौ सन्ध्यायां च विशेषतः ।
न श्राद्धमाचरेत्प्राज्ञो म्लेच्छदेशे न च व्रजेत् ॥ शंख. स्मृ०अ.१४–३० ॥

અર્થ:—મ્લેચ્છોના દેશમાં, રાત્રિમાં, અને વિશેષે કરીને સન્ધ્યા સમયે, બુદ્ધિમાન્ મનુષ્યે શ્રાદ્ધ ન કરવું જોઇએ. અને મ્લેચ્છ દેશમાં તો જવું પણ ન જોઇએ.

न गृहं गृहमित्याहुर्गृहिणी गृहमुच्यते ।
गृहे तिष्ठति सा यावत्तावत्तीर्थसमं गृहम् ॥ प्रजा०, स्मृ० श्लो० ॥ ५५ ॥

અર્થ:—ખાલી ઘરનું નામ ઘર નથી, પરન્તુ પત્ની જ ગૃહ કહેવાય છે. જ્યાંસુધી પત્ની ઘરમાં છે ત્યાંસુધી તે ઘર તીર્થ સમાન જ છે.

पत्नी पाकं यदा कुर्यात्पुत्रः पुष्पकुशान्हरेत् ।
किं गयायां यदि श्राद्धं स्वकाले स्वगृहे भवेत् ॥ ,, ॥ ५६ ॥

અર્થ:—જો પોતાની પત્ની ભોજન બનાવે અને પુત્ર પુષ્પ તથા કુશ આદિ સામગ્રી લાવે, તો સમય પર ઘરમાં જ શ્રાદ્ધ કરવામાં આવે તો શ્રાદ્ધને માટે ગયા જવાની શી જરૂર છે? અર્થાત્ વિશેષ આવશ્યકતા નથી. ભાવ એવો છે કે જે ફળ ગયામાં શ્રાદ્ધ કરવાથી મળે છે તે ફળ ઘરમાં શ્રાદ્ધ કરવાથી પણ મળે છે.

स्वगोत्रा सुभगा नारी भ्रातृभर्तृसुतान्विता ।
गुरुशुश्रूषणोपेता पित्रन्नं कर्तुमर्हति ॥ ,, ॥ ५७ ॥

અર્થ.—પોતાના ગોત્રની, તથા પતિના ઉપર પ્રેમ રાખનારી, તથા ભાઇ, પતિ અને પુત્ર વાળી, તથા સાસુ સસરા આદિ ગુરૂ જનોની સેવા કરનારી–એવી સ્ત્રી પિતૃઓને માટે અન્ન બનાવવા લાયક છે. વળી—

आचार्यानी मातुलानी पितृमातृस्वसा स्वसा ।
एता ह्यविधवाः कुर्युः पितृपाकं सुता स्नुषा ॥ ,, ॥ ५८ ॥

અર્થ:—આચાર્યની પત્ની, મામી, પિતા કે માતાની બેન, અથવા પોતાની બેન–એ સર્વ જો અવિધવા હોય તો શ્રાદ્ધનું અન્ન રાંધે, અથવા પુત્રી કે પુત્રવધુ રાંધે. વળી—

बहुप्रजास्तु या नार्यो भ्रातृवत्य कुलोद्भवाः ।
पञ्चाशत्परितोऽब्दानां यदि वा विधवा अपि ॥ ,, ॥ ५९ ॥
पितृव्यभ्रातृजायाश्च मातरः पितृमातरः ।
पाकं कुर्युः सदा पित्र्यं मृदुशीला च गोत्रिणी ॥ ,, ॥ ६० ॥

અર્થ:—બહુ પ્રજા વાળી, તથા જેને ભાઇ હોય તેવી, ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયેલી, પચાસ વર્ષથી અધિક જેની ઉમર હોય તેવી વિધવા હોય છતાં પણ શ્રાદ્ધનું અન્ન રાંધવાને યોગ્ય છે. તેમજ કાકા અને ભાઇની પત્ની તથા પોતાની માતા અથવા પિતાની માતા, તેમ પોતાના ગોત્રની કોમળ સ્વભાવ વાળી સ્ત્રી પણ આ અન્ન રાંધવાને લાયક છે.

सितार्द्रवाससा युक्ता मुक्तकेशा निरुकञ्चुकी ।
शिरोस्नाता व्याधिता स्त्री पाकं कुर्यान्न पैतृकम् ॥ ,, ॥ ६१ ॥

અર્થ:—સફેદ અને ભીનું વસ્ત્ર પહેરેલી, માથાના વાળ છુટા હોય તેવી, ચોળી પહેર્યા વિનાની, શિરસ્નાન કરેલુ હોય તથા રોગી સ્ત્રી શ્રાદ્ધનું ભોજન ન બનાવે. (જે દેશમાં હમેશાં સફેદ વસ્ત્ર વિના બીજાં વસ્ત્ર ન પહેરતા હોય ત્યાંને માટે આ સફેદ વસ્ત્રનો નિષેધ નથી. પરન્તુ જે દેશમાં સફેદ વસ્ત્ર પહેરવાનો રિવાજ નથી ત્યાં તેવું વસ્ત્ર પહેરીને ભોજન ન બનાવવું જોઇએ એવો ભાવ છે તેવી રીતે જે દેશમાં હરરોજ શિરસ્નાન કરવાનો રિવાજ હોય ત્યાં પણ શિરસ્નાનનો નિષેધ ન સમજવો.) વળી—

भ्राता पितृव्यो भ्रातृव्यः स्वसुः पुत्रः स्वयं पचेत् ।
पित्रान्नं च सुतः शिष्यो दौहित्रो दुहितुः पतिः ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—ભાઇ, પિતાની ભાર્યા, ભાઇનો પુત્ર, બેનનો પુત્ર, અથવા પોતાનો પુત્ર કે શિષ્ય, અથવા પુત્રીનો પુત્ર અથવા જમાઇ એ સર્વ પોતે શ્રાદ્ધની રસોઇ બનાવી શકે છે.
હવે શ્રાદ્ધને યોગ્ય બ્રાહ્મણનું નિરૂપણ કરવામાં આવે છે.

श्रोत्रियायैव देयानि हव्यकव्यानि दातृभिः ।
अर्हतमाय विप्राय तस्मै दत्तं महाफलम् ॥ म० स्मृ० अ० ३–९८२ ॥

અર્થ:—વેદ ભણેલા બ્રાહ્મણને જ દેવ નિમિત્ત તથા પિતૃ નિમિત્ત ભોજન કરાવવું જોઇએ, કેમકે એવા અત્યન્ત પૂજ્ય બ્રાહ્મણને આપવાથી દાતાને મહાન્ ફલ થાય છે.

एकैकमपि विद्वांसं दैवे पित्र्ये च भोजयेत् ।
पुष्कलं फलमाप्नोति नामन्त्रज्ञान्बहुनपि ॥ ,, ॥ १२९ ॥

અર્થ:—દેવતા તથા પિતૃઓના કાર્યમાં એક પણ વિદ્વાન્ બ્રાહ્મણને જમાડવાથી ઘણું મોટું ફળ મળે છે. પરંતુ વેદહીન અનેક બ્રાહ્મણોને ભોજન કરાવવાથી કાંઇ પણ ફળ મળતુ નથી.

दूरादेव परीक्षेत ब्राह्मणं वेदपारगम् ।
तीर्थं तद्धव्यकव्यानां प्रदाने सोऽतिथिः स्मृतः ॥ ,, ॥ १३० ॥

અર્થ:—વેદપારગ બ્રાહ્મણને દૂરથી જ શોધી લાવવો જોઇએ, કેમકે હવ્ય તથા કવ્ય આપવાને માટે તે તીર્થ સમાન( પવિત્ર ) અભ્યાગત કહેવાય છે.

सहस्रं हि सहस्राणामनृचां यत्र भुञ्जते ।
एकस्तान्मन्त्रवित्प्रीतः सर्वानर्हति धर्मतः ॥ ,, ॥ १३१ ॥

અર્થ:—શ્રાદ્ધમાં એક વેદ ભણેલા બ્રાહ્મણને ભોજન કરવવાથી એક લાખ વેદ હીન બ્રાહ્મણને જમાડવા સમાન ફળ છે.

ज्ञानोत्कृष्टाय देयानि कव्यानि च हवींषि च ।
न हि हस्तावसृग्दिग्धौ रुधिरेणैव शुध्यतः ॥ ,, ॥ १३२ ॥

અથ:—દેવનિમિત્ત હવ્ય અને પિતૃઓ નિમિત્ત જે કવ્ય તે જ્ઞાનમાં શ્રેષ્ઠ બ્રાહ્મણને આપવું જોઇએ, મૂર્ખોને નહીં; કેમકે રક્તથી બગડેલા હાથ રક્ત વડે સાફ થતા નથી.

यावतो ग्रसते ग्रासान्हव्यकव्येष्वमन्त्रवित् ।
तावतो ग्रसते प्रेत्य दीप्तशूलर्ष्ट्योगुडान् ॥ ,, ॥ १३३ ॥

અર્થ:—વેદ નહીં જાણનાર બ્રાહ્મણ હવ્ય અને કવ્યના જેટલા ગ્રાસ ખાય છે, તેને મરી ગયા પછી તેટલા જ શૂલર્ષ્ટિ નામના તપેલા લોઢાના પિંડ(गुड) ખાવા પડે છે.

ज्ञाननिष्ठा द्विजाः केचित्तपोनिष्ठास्तथाऽपरे ।
तपःस्वाध्यायनिष्ठाश्च कर्मनिष्ठास्तथाऽपरे ॥ ,, ॥ १३४ ॥
ज्ञाननिष्ठेषु कव्यानि प्रतिष्ठाप्यानि यत्नतः ।
हव्यानि यथान्यायं सर्वेष्वेव चतुर्ष्वपि ॥ ,, ॥ १३५ ॥

અર્થ:–બ્રાહ્મણોમાં કોઇ આત્મજ્ઞાની, કોઇ તપસ્વી, કોઇ તપ અને સ્વાધ્યાય કરનાર, અને કોઇ કર્મનિષ્ઠ (યજ્ઞાદિ કર્મ કરનાર) હોય છે. તે ચાર પ્રકારના બ્રાહ્મણો મધ્યેથી પિતરો નિમિત્ત જે અન્ન (કવ્ય) છે તે આત્મજ્ઞાની બ્રાહ્મણોને જ આપવું જોઇએ, અને દેવ નિમિત્ત અન્ન (હવ્ય) ચારે પ્રકારના બ્રાહ્મણોને યથાયોગ્ય આપવું જોઇએ.

अश्रोत्रियः पिता यस्य पुत्रः स्याद्वेदपारगः ।
अश्रोत्रियो वा पुत्रः स्यात्पिता स्याद्वेदपारगः॥ ,, ॥ १३६ ॥
ज्यायांसमनयोर्विद्याद्यस्य स्याच्छ्रोत्रियः पिता ।
मन्त्रसंपूजनार्थे तु सत्कारमितरोऽर्हति ॥ ,, ॥ १३७ ॥

અર્થ:—જે બ્રાહ્મણનો પિતા વેદ રહિત છે અને પુત્ર વેદમાં પારંગત છે, અને જેનો પિતા તો વેદમાં પારંગત છે અને પુત્ર પોતે વેદ રહિત છે—તે બન્નેની મધ્યે જેનો પિતા શ્રોત્રિય છે તે શ્રેષ્ઠ છે. પરન્તુ વેદની પૂજાને (સત્કારને) માટે તો અશ્રોત્રિય પિતાનો શ્રોત્રિય પુત્ર જ સત્કારને યોગ્ય છે.

यत्नेन भोजयेच्छ्राद्धे बह्वृचं वेदपारगम् ।
शाखान्तगमथाध्वर्युं छान्दोगं तु समाप्तिकम् ॥ ,, ॥ १४५ ॥
एषामन्यतमो यस्य भुञ्जीत श्राद्धमर्चितः ।
पितॄणां तस्य तृप्तिः स्याच्छाश्वती साप्तपौरुषी ॥ ,, ॥ १४६ ॥

અર્થ:—ઋગ્વેદને સમાપ્ત કરેલા ઋગ્વેદીને, અને પોતાની શાખાને સમાપ્ત કરેલા યજુર્વેદીને, તથા સંપૂર્ણ સામવેદને જાણનાર સામવેદીને યત્ન પૂર્વક શ્રાદ્ધમાં ભોજન કરાવવું જોઇએ. જેના શ્રાદ્ધમાં આમાંથી કોઇ એક પણ બ્રાહ્મણ સત્કાર સહિત ભોજન કરે છે તેની સાત પેઢી તૃપ્ત થાય છે.

एष वै प्रथमः कल्पः प्रदाने हव्यकव्ययोः ।
अनुकल्पस्त्वयं ज्ञेयः सदा सद्भिरनुष्ठितः ॥ ,, ॥ १४७ ॥

અર્થ:—હવ્ય તથા કવ્ય આપવાને માટે ઉપર કહેલા બ્રાહ્મણ મુખ્ય છે. તે નહીં મળતાં નીચે લખેલી વિધિ છે જેનું સજ્જનોએ હમેશાં અનુષ્ઠાન કર્યું છે.

मातामहं मातुलं च स्वस्रीयं श्वशुरं गुरुम् ।
दौहित्रं विट्पतिं बन्धुमृत्विग्याज्यौ च भोजयेत् । ,, ॥ १४८ ॥

અર્થ:—ઉપર કહેલા બ્રાહ્મણો ન મળે તો માતામહ, મામા, ભાણેજ, શ્વશુર, ગુરૂ, પુત્રીનો પુત્ર, જમાઇ, બન્ધુ અર્થાત્ માસીનો પુત્ર અથવા ફોઇનો પુત્ર, ઋત્વિક્ તથા યજ્ઞ કરનાર બ્રાહ્મણને શ્રાદ્ધમાં ભોજન કરાવે અને—

न ब्राह्मणं परीक्षेत दैवे कर्मणि धर्मवित् ।
पित्र्यकर्मणि तु प्राप्ते परीक्षेत प्रयत्नतः ॥ ,, ॥ १४९ ॥

અર્થ:—ધર્મને જાણનાર મનુષ્યે દેવકાર્યમાં ઋગ્વેદને સમાપ્ત કરેલો ઋગ્વેદી છે, અથવા પોતાની શાખાનું અધ્યયન કરેલો યજુર્વેદી છે, અથવા સંપૂર્ણ સામવેદને જાણનાર છે કે કેમ તે વિષે બ્રાહ્મણોની બહુ પરીક્ષા ન કરવી, પરન્તુ સામાન્યરીતેજ કરે. અને પિતૃકર્મમાં તો યત્ન પૂર્વક પરીક્ષા કરવી.

अग्र्याः सर्वेषु वेदेषु सर्वप्रवचनेषु च ।
श्रोत्रियान्वयजाश्चैव विज्ञेयाः पङ्क्तिपावनाः ॥ ,, ॥ १८४ ॥

અર્થ:—સર્વ વેદો જાણનાર બ્રાહ્મણોમાં જે અગ્રેસર (પ્રથમ દરજ્જાના) છે અને વેદના અર્થજ્ઞાનમાં પણ શ્રેષ્ઠ છે અને વેદનું અધ્યયન કરનારના કુલમાં ઉત્પન્ન થયા છે એવા બ્રાહ્મણોને પંક્તિ પાવન અર્થાત્ પંક્તિને પાવન કરનાર જાણવા.

त्रिणाचिकेतः पञ्चाग्निस्त्रिसुपर्णः षडंगवित् ।
ब्रह्मदेयात्मसन्तानो ज्येष्ठसामग एव च ॥ ,, ॥ १८५ ॥
वेदार्थवित् प्रवक्ता च ब्रह्मचारी सहस्रदः ।
शतायुश्चैव विज्ञेया ब्राह्मणाः पंक्तिपावनाः ॥ ,, ॥ १८६ ॥

અર્થ:—અને જે યજુર્વેદના ત્રિણાચિકેત નામના ભાગને ભણ્યો હોય, પંચાગ્નિવાળો હોય, તથા ઋગ્વેદ અને યજુર્વેદના ત્રિસુપર્ણ નામનો ભાગ ભણેલો હોય, તથા વેદનાં છ અંગોને જાણનાર હોય, તથા બ્રાહ્મ વિવાહથી વિવાહિત થયેલી સ્રીનો પુત્ર હોય, તથા સામવેદના આરણ્યક ભાગનું ગાયન કરનાર હોય, તથા વેદના અર્થને જાણતો હોય, તથા વક્તા હોય, બ્રહ્મચારી હોય, બહુ દાની હોય, અને સો વર્ષની ઉપરનો હોય તેમાંના કોઈ એક ગુણવાળો બ્રાહ્મણ પંક્તિપાવન કહેવાય છે. (જે પંક્તિમાં આચારહીન મનુષ્ય બેસવાથી પંક્તિની અશુદ્ધિ થઇ હોય તેવી પંક્તિમાં પૂર્વોક્ત ગુણવાળો એક બ્રાહ્મણ બેસે તો તે પંક્તિ પવિત્ર થાય છે. માટે તેવા બ્રાહ્મણને પંક્તિપાવન કહે છે. આવા પંક્તિપાવનનાં લક્ષણ વાળા બ્રાહ્મણને શ્રાદ્ધાદિ કર્મમાં ભોજન કરાવવું તે અત્યન્ત શ્રેષ્ઠ છે.

વળી યાજ્ઞવલ્કય આદિ ઋષિલોકે પણ શ્રાદ્ધને માટે યોગ્ય બ્રાહ્મણોનો નિર્ણય કર્યો છે.

अग्र्याः सर्वेषु वेदेषु श्रोत्रियो ब्रह्मविद्युवा ।
वेदार्थविज्ज्येष्ठसामा त्रिमधुस्त्रिसुपर्णकः ॥ या० स्मृ. अ० १-२१९ ॥
स्वस्रीय ऋत्विग् जामातृयाज्यश्वशुरमातुलाः ।
त्रिणाचिकेतदौहित्रशिष्यसंबन्धिबान्धवाः ॥ ,, ॥ २२० ॥
ज्ञाननिष्ठास्तपोनिष्ठाः पञ्चाग्निर्ब्रह्मचारिणः ।
पितृमातृपराश्चैव ब्राह्मणाः श्राद्धसंपदे ॥ ,, ॥ २२१ ॥

અર્થ:—સર્વ વેદોને જાણનારમાં જે અગ્રેસર અર્થાત્ પહેલા દરજ્જાના હોય, શ્રોત્રિય, બ્રહ્મજ્ઞાની, યુવાન, વેદના અર્થને જાણનાર, જ્યેષ્ઠસામ નામના વેદ ભાગને ભણેલો, ઋગ્વેદનો ત્રિમધુભાગ અને ઋગ્વેદ અને યજુર્વેદનો ત્રિસુપર્ણ ભાગ ભણેલો હોય (૨૧૯), તથા ભાણેજ, ઋત્વિક્, જમાઇ, યજ્ઞ કરાવવા યોગ્ય, શ્વસુર, મામા, યજુર્વેદના ત્રિણાચિકેત નામનો ભાગ ભણેલો, પુત્રીનો પુત્ર, શિષ્ય સંબન્ધી, તથા બાન્ધવ (૨૨૦), તથા જ્ઞાનનિષ્ઠાવાળો, તપસ્વી, પંચાગ્નિવાળો, બ્રહ્મચારી, અને માતા પિતાનો ભક્ત આટલા બ્રાહ્મણ શ્રાદ્ધને સફળ કરનારા છે.

भोजयेद्योगिनं पूर्वं तत्त्वज्ञानरतं परम् ।
अलाभे नैष्ठिकं दान्तमुपकुर्वाणकन्तु वा ॥ उश० स्मृ० अ० ४-६ ॥

तदलाभे गृहस्थं मुमुक्षुं संगवर्जितम् ।

सर्वालाभे साधकं वा गृहस्थं वापि भोजयेत् ॥ ,, ॥ १० ॥

અર્થઃ—પ્રથમ યોગીને, પછી તત્ત્વજ્ઞાનના અભ્યાસમાં તત્પર હોય તેને જમાડવો. તે બંને ન મળે તો જિતેન્દ્રિય બ્રહ્મચારીને, અથવા ઉપકુર્વાણક બ્રહ્મચારીને જમાડવા (૯). અને તે પણ ન મળે તો મુમુક્ષુ અને સંગથી રહિત ગૃહસ્થને ભોજન કરાવવું જોઇએ. અને તે સર્વના અભાવે સાધક ગૃહસ્થને પણ જમાડવો જોઇએ. (૧૦). વળી—

यत्र वेदास्तपो यत्र यत्र वृत्तं द्विजाग्रजे ।

पितृश्राद्धेषु तं यत्नाद्विद्वान्विप्रं समर्चयेत् ॥ वृ. पा. स्म. अ. ५–१६ ॥

અર્થઃ—વિદ્વાનને ઉચિત છે કે જે બ્રાહ્મણમાં વેદ તથા તપ તથા સદાચાર હોય તેને પિતૃશ્રાદ્ધમાં સત્કાર કરવો.

कृष्यैकवृत्तिजीवी यो भक्तो मात्रादिकेषु च ।

षट्कर्मनिरतः पूज्यो हव्यकव्येषु सर्वदा ॥ ,, ॥ २३ ॥

અર્થઃ—જે બ્રાહ્મણ કેવલ ખેતી કરીને જ જીવિકા ચલાવે છે, માતાપિતાનો ભક્ત છે, અને બ્રાહ્મણોને માટે વિધાન કરેલાં ષટ્કર્મમાં તત્પર છે તે હમેશાં દેવકર્મ અને પિતૃકર્મમાં પૂજ્ય છે.

छन्दोगं भोजयेच्छ्राद्धे वैश्वदेवे तु बह्वृचम् ।

शान्तिकर्मणि चाध्वर्युं खरकर्मण्यथर्वणम् ॥ लघु० शाता० स्मृ. श्लो० १००॥

અર્થઃ-શ્રાદ્ધમાં વિશેષ કરીને સામવેદ જાણનારને, તથા વૈશ્વદેવમાં ઋગ્વેદના જ્ઞાતાને, અને શાન્તિકર્મમાં યજુર્વેદના વિદ્વાનને, અને કોઇ કઠિન અભિચારાદિ કર્મમાં અથર્વવેદ જાણનારને ભોજન કરાવવુ જોઇએ.

ध्याननिष्ठाय दातव्यं सानुक्रोशाय धीमते ।

यतिं वा बालखिल्यं वा भोजयेच्छ्राद्धकर्मणि ॥ब्रह्म.पु.उपो. पा.३ अ.१५–३४

અર્થઃ-ધ્યાનનિષ્ઠ, દયાળુ અને બુદ્ધિમાન્ પ્રતિ, અથવા યતિ (સંન્યાસી) અથવા બાલખિલ્યને શ્રાદ્ધમાં ભોજન કરાવવું જોઇએ.

वानप्रस्थाय कुर्वाणः पूजामात्रेण तुष्यते ।

गृहस्थं भोजयेद्यस्तु विश्वेदेवाश्च पूजिताः ॥ ,, ॥ ३५ ॥

અર્થઃ—શ્રાદ્ધમાં વાનપ્રસ્થની પૂજા માત્ર કરવાથી પિતૃઓ પ્રસન્ન થાય છે, અને જેઓ ગૃહસ્થને જમાડે છે તેમણે વિશ્વેદેવોનું પૂજન કર્યું એમ સમજવું. (ક્રતુ, દક્ષ, વસુ, સત્ય, કામ, કાલ, ધુરિ, રોચન, માદ્રવ, પુરૂરવા–એ શ્રાદ્ધદેવનાં નામ વિશ્વેદેવ છે.)

वानप्रस्थेन ऋषयो बालखिल्यैः पुरन्दरः ।

यतीनां तु कृता पूजा साक्षाद्ब्रह्मा तु पूजितः ॥

અર્થઃ—વાનપ્રસ્થની પૂજાથી ઋષિઓ, અને બાલખિલ્યના પૂજનથી ઇન્દ્ર પ્રસન્ન થાય છે. અને સંન્યાસીના પૂજનથી સાક્ષાત્ બ્રહ્માનું પૂજન થાય છે અર્થાત્ તેથી સાક્ષાત્ બ્રહ્મા પ્રસન્ન થાય છે. (વાનપ્રસ્થાશ્રમીનો ભેદ બાલખિલ્ય છે તે આગળ કહીશું.)

चत्वारस्त्वाश्रमाः पूज्याः श्राद्धे दैवे तथैव च ॥ ,, ॥ ३७ ॥

અર્થ:—આ પ્રમાણે ચારે પ્રકારના આશ્રમને યોગ્ય સદાચારી મનુષ્ય શ્રાદ્ધમાં તથા દેવતા નિમિત્ત યજ્ઞાદિ કર્મમાં પૂજવા યોગ્ય છે.

भिक्षार्थमागतांश्चापि कालेन संयतान्यतीन् ॥ ब्र. पु. अ. २२०–१०९ ॥
भोजयेत्प्रणिपाताद्यैः प्रसाद्य यतमानसः ।
योगिनश्च तथा श्राद्धे भोजनीया विपश्चिता ॥ ,, ॥ ८१० ॥

અર્થ:—શ્રાદ્ધને સમયે ભિક્ષાને માટે આવેલા સંન્યાસીને પણ નમસ્કારાદિથી પ્રસન્ન કરીને એકાગ્ર ચિત્તે ભોજન કરાવવું જોઇએ. તેમ વિવેકી મનુષ્યે શ્રાદ્ધમાં યોગિઓને વિશેષ કરીને ભોજન કરાવવું જોઇએ.

योगधारा हि पितरस्तस्मात्तान्पूजयेत्सदा ।
ब्राह्मणानां सहस्राणि एको योगी भवेद्यदि ॥ ,, ॥ १११ ॥
यजमानं च भोक्तॄंश्च नौरिवाम्भसि तारयेत् ॥ ,, ॥ ११२ ॥

અર્થ:—પિતૃઓ યોગને ધારણ કરનારા છે. તેથી યોગી લોકોનું હમેશાં પૂજન કરવું. હજારો બ્રાહ્મણોની મધ્યમાં જો એક યોગી હોય તો તે યજમાન તથા શ્રાદ્ધમાં જમનારને પણ, જેમ નૌકા મનુષ્યને જલની પાર કરે છે તેમ, સંસારસાગરની પાર કરે છે.

હવે શ્રાદ્ધને અયોગ્ય બ્રાહ્મણનું નિરૂપણ કરવામાં આવે છે.

न श्राद्धे भोजयेन्मित्रं धनैः कार्योऽस्य संग्रहः ।
नारिं न मित्रं यं विद्यात्तं श्राद्धे भोजयेद् द्विजम् ॥ म. स्मृ. अ.३–१३८ ॥

અર્થ:—શ્રાદ્ધમાં મિત્રને નહીં જમાડવો. અન્ય પ્રકારે ધન આપીને મિત્રને મિત્રતા બતાવવી. અને જે શત્રુ અથવા મિત્ર નથી એવા બ્રાહ્મણને શ્રાદ્ધમાં ભોજન કરાવવું જોઇએ.

यस्य मित्रप्रधानानि श्राद्धानि च हवींषि च ।
तस्य प्रेत्य फलं नास्ति श्राद्धेषु च हविःषु च ॥ ,, ॥ १३९ ॥

અર્થ:—જેના શ્રાદ્ધમાં કે યજ્ઞમાં મુખ્યત્વે કરીને મિત્ર જ ભોજન કરે છે તેને પરલોકમાં શ્રાદ્ધ અને યજ્ઞનું ફળ મળતું નથી.

यथेरिणे बीजमुप्त्वा न वप्ता लभते फलम् ।
तथाऽनृचे हविर्दत्त्वा न दाता लभते फलम् ॥ ,, ॥ १४२ ॥

અર્થ:—જેમ ઉપર ભૂમિ(इरिण)માં બીજ વાવવાથી વાવનાર મનુષ્યને કાંઇ પણ ફળ મળતું નથી, તેમ વેદહીન બ્રાહ્મણને શ્રાદ્ધમાં ભોજન કરાવવાથી દાતાને કોઇ ફળ મળતુ નથી.

ये स्तेनपतितक्लीबा ये च नास्तिकवृत्तयः ।
तान्हव्यकव्ययोर्विप्राननर्हान्मनुरब्रवीत् ॥ ,, ॥ १५० ॥

અર્થ:—ચોર, પતિત, નપુંસક અથવા નાસ્તિક બ્રાહ્મણ દેવકાર્ય અથવા પિતૃકાર્યમાં જમાડવા યોગ્ય નથી એમ મનુ ભગવાને કહ્યું છે.

जटिलं चानधीयानं दुर्बलं कितवं तथा ।
याजयन्ति च ये पूगांस्तांश्च श्राद्धे न भोजयेत् ॥ ,, ॥ १५१ ॥

અર્થઃ—જટાધારી, તથા વેદનું અધ્યયન નહીં કરનાર, તથા રોગાદિ નિમિત્તથી દુર્બલ થયેલા, તથા જુગારી, અને જે બહુ લોકો( पूग )ને યજ્ઞ કરાવતા હોય તેવા બ્રાહ્મણને પણ શ્રાદ્ધમાં ભોજન કરાવવું નહી.

चिकित्सकान्देवलकान्मांसविक्रयिणस्तथा ।
विपणेन च जीवन्तो वर्ज्याः स्युर्हव्यकव्ययोः ,, ॥ १५२ ॥

અર્થઃ—વૈદ્ય, તથા ધન લઇને દેવના પૂજારી બનેલા, માંસ વેચનાર, વ્યાપારથી જીવન ચલાવનાર એ સર્વને દેવ તથા પિતૃ કાર્યમાં પરિત્યાગ કરવા જોઇએ.

प्रेष्यो ग्रामस्य राज्ञश्च कुनखी श्यावदन्तकः ।
प्रतिरोद्धा गुरोश्चैव त्यक्ताग्निर्वार्धुषिस्तथा ॥ ,, ॥ १५३ ॥

અર્થઃ—ગામનો સેવક એટલે કોઈ પરગામ જનાર હોય અથવા ગામની કોઈ સેવા કરવાની હોય ત્યારે સાથે જનાર અથવા તે કાર્ય કરનાર, તથા રાજાનો સેવક, તથા કુનખી અર્થાત્ કોઈ રોગથી નખ ખરાબ થયેલા હોય, કાળા દાંતવાળો, ગુરુનો વિરોધી, તથા જેણે અગ્નિહોત્રનો ત્યાગ કરેલો હોય તથા વ્યાજ લેનાર,

यक्ष्मी च पशुपालश्च परिवेत्ता निराकृतिः ।
ब्रह्मद्विट् परिवित्तिश्च गणान्तर एव च ॥ ,, ॥ १५४ ॥

અર્થ—તથા ક્ષયરોગી, તથા પશુપાલનો ધંધો કરનાર, મોટો ભાઇ અવિવાહિત હોવા છતાં વિવાહ કરનાર નાનો ભાઇ, તથા પંચમહાયજ્ઞ નહીં કરનાર (निराकृति.), બ્રાહ્મણો ઉપર દ્વેષ કરનાર, નાના ભાઇનો વિવાહ થતાં અવિવાહિત મોટો ભાઇ (परिवित्ति), તથા બહુ લોકો પાસેથી એકઠા કરેલા ધનથી નિર્વાહ ચલાવનાર,

कुशीलवोऽवकीर्णी च वृषलीपतिरेव च ।
पौनर्भवश्च काणश्च यस्य चोपपतिर्गृहे ॥ ,, ॥ १५५ ॥

અર્થઃ—તથા નટ, અવકીર્ણી અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમી બ્રહ્મચારી જેણે સ્ત્રીના સંસર્ગથી બ્રહ્મચર્યને નષ્ટ કર્યું છે તે, તથા શૂદ્રીનો પતિ, પુનર્ભૂ સ્ત્રીનો પુત્ર, તથા કાણો, તથા જેની પત્નીને બીજો ઉપપતિ (જાર) હોય એમાંના કોઇને પણ શ્રાદ્ધમાં નહીં બોલાવવા જોઇએ. તેમજ—

भृतकाध्यापको यश्च भृतकाध्यापितस्तथा ।
शूद्रशिष्यो गुरुश्चैव वाग्दुष्टः कुण्डगोलकौ ॥ ,, ॥ १५६ ॥

અર્થઃ—વેતન લઇને ભણાવનાર, વેતન આપીને ભણનાર, શૂદ્રનો શિષ્ય તથા ગુરૂ, હમેશાં કઠોર વચન બોલનાર, તથા કુણ્ડ અને ગોલક, (પિતા જીવતો છતાં જારથી ઉત્પન્ન થયેલો પુત્ર કુણ્ડ કહેવાય છે, અને પિતા મરી ગયા પછી જારથી ઉત્પન્ન થયેલો પુત્ર ગોલક કહેવાય છે,)

अकारणपरित्यक्ता मातापित्रोर्गुरोस्तथा ।
ब्राह्मैर्यौनैश्च संबन्धैः संयोगं पतितैर्गतः ॥ ,, ॥ १५७ ॥

અર્થઃ—માતા, પિતા અને ગુરૂનો વિના કારણ ત્યાગ કરનાર (परित्यक्ता), તથા અધ્યયન કરવામાં તથા વિવાહ દ્વારા જેને પતિતોની સાથે સંબન્ધ થયો તેવા બ્રાહ્મણોને પણ શ્રાદ્ધમાં બોલાવવા નહીં જોઇએ.

अंगारदाही गरदः कुण्डाशी सोमविक्रयी ।
संमुद्रयायी वन्दी च तैलिकः कूटचारकः ॥ ,, ॥ १५८ ॥

અર્થ:—કોઇના ઘરને અગ્નિ લગાડનાર, કોઇને ઝેર દેનાર, પતિ જીવતો છતાં જાર-કર્મથી ઉત્પન્ન થયેલા પુત્રનું અન્ન ખાનાર, સોમલતાને વેચનાર, સમુદ્રયાત્રા કરનાર, રાજા આદિની સ્તુતિ કરનાર, તેલી–તલને પીલીને તેલ કાઢનાર, તોલ અને લેખ આદિમાં કપટ કરનાર, તથા

पित्रा विवदमानश्च कितवो मद्यपस्तथा ।
पापरोग्यभिस्तश्च दाम्भिको रसविक्रयी ॥ ,, ॥ १५९ ॥

અર્થ:—પિતાની સાથે ઝઘડો કરનાર, જુગારી, દારૂ પીનાર, કુષ્ઠાદિ પાપરોગવાળો, દોષવાળો, દાંભિક, કોઇપણ પ્રકારનો રસ વેચનાર, (પોતે જુગાર ન રમતો હોય છતાં બીજાને રમાડતો હોય તેને અહીં કિતવ કહ્યો છે), તથા

धनुःशराणां कर्ता च यश्चाग्रे दिधिषूपतिः ।
मित्रध्रुग् द्यूतवृत्तिश्च पुत्राचार्यं तथैव च ॥ ,, ॥ १६० ॥

અર્થ:—ધનુષ્ તથા બાણ બનાવનાર, દિધિષૂપતિ, મિત્રનું અનિષ્ટ કરનાર, જુગાર રમીને જીવિકા ચલાવનાર, પુત્રને પઢાવનાર પિતા, ( મોટી બેનનો વિવાહ ન થયો હોવા છતાં જે નાની બેનનો વિવાહ થાય તેને अग्रेदिधिषूः કહે છે. તેના પતિનું નામ દિધિષૂપતિ છે), વળી—

भ्रातुर्मृतस्य भार्यायां योऽनुरज्येत कामतः ।
धर्मेणापि नियुक्तायां स ज्ञेयो दिधिषूपतिः ॥ म० स्मृ० अ० ३–१७३ ॥

અર્થ:— મરેલા ભાઇની પત્ની ધર્મથી નિયુક્ત હોવા છતાં તેમાં જે રાગથી પ્રવૃત્ત થાય છે તેને દિધિષૂપતિ કહે છે. આ બંને પ્રકારના દિધિષૂપતિ શ્રાદ્ધમાં ભોજન કરાવવા યોગ્ય નથી.

भ्रामरी गण्डमाली च श्वित्र्यथो पिशुनस्तथा ।
उन्मत्तोऽन्धश्च वर्ज्याः स्युर्वेदनिन्दक एव च ॥ ,, ॥ १६१ ॥

અર્થ:—તેમજ મૃગી રોગવાળા, કંઠમાળના રોગવાળા, સફેદ કોઢવાળા, ચાડીચુગલી કરનાર, ઉન્માદવાળા, અન્ધ તથા વેદનિન્દક એ સર્વ બ્રાહ્મણ શ્રાદ્ધમાં બોલાવવા યોગ્ય નથી.

हस्तिगोऽश्वोष्ट्रदमको नक्षत्रैर्यश्च जीवति ।
पक्षिणां पोषको यश्च युद्धाचार्यस्तथैव च ॥ ,, ॥ १६२ ॥

અર્થ:—હાથી, બળદ, ઘોડા, અને ઉંટને શિક્ષણ આપી જીવિકા ચલાવનાર, જ્યોતિષથી જીવન ચલાવનાર, ક્રીડાને માટે પક્ષી આદિને પાંજરામાં રાખી પોષણ કરનાર, શસ્ત્રવિદ્યાનો ઉપદેશ કરનાર, તથા

स्रोतसां भेदको यश्च तेषां चावरणे रतः ।
गृहसंवेशको दूतो वृक्षरोपक एव च ॥ ,, ॥ १६३ ॥

અર્થઃ—એક જગા તરફ વહેતા જળના બંધને તોડી બીજા સ્થળ તરફ લઇ જનાર, તથા જલના પ્રવાહને રોકનાર, વાસ્તુવિદ્યાથી જીવન ચલાવનાર, દૂત, તથા પગાર લઇને વૃક્ષ રોપવાનું કામ કરનાર (ધર્મને માટે રોપનાર નહીં), તથા

श्वक्रीडो श्येनजीवी च कन्यादूषक एव च ।
हिंस्रो वृषलवृत्तिश्च गणानां चैव याजकः ॥ ,, ॥ १६४ ॥

અર્થઃ—ક્રીડાને માટે કૂતરાને પાળનાર, બાજ પક્ષીને રાખી જીવિકા ચલાવનાર, કન્યાની સાથે સમાગમ કરનાર, હિંસા કરનાર, શૂદ્રવૃત્તિવાળો તથા વિનાયક આદિ ગણોનો યજ્ઞ કરનાર બ્રાહ્મણને પણ શ્રાદ્ધમાં નહીં બોલાવવો જોઇએ. વળી—

आचारहीनः क्लीवश्च नित्यं याचनकस्तथा ।
कृषिजीवी श्लीपदी च सद्भिर्निन्दित एव च ॥ ,, ॥ १६५ ॥

અર્થઃ—આચાર રહિત, ધર્મકાર્યમાં ઉત્સાહરહિત, રોજ રોજ યાચના કરીને બીજાને ઉદ્વેગ કરાવનાર, ખેતીથી જીવન ચલાવનાર, હાથીના જેવા પગવાળો (રોગી), તથા સત્પુરુષોથી નિન્દિત થયેલો, તથા

औरभ्रिको माहिषिकः परपूर्वापतिस्तथा ।
प्रेतनिर्यातकश्चैव वर्जनीयाः प्रयत्नतः ॥ ,, ॥ १६६ ॥

અર્થઃ—ઘેટાં બકરાં પાળનાર, તથા ભેંસો પાળનાર, તથા એક મનુષ્ય સાથે પરણેલી સ્ત્રીની સાથે વિવાહ કરનાર, તથા પૈસા લેઇને મડદાને ઉઠાવનાર, આ સર્વને શ્રાદ્ધમાં પ્રયત્ન પૂર્વક નહીં બોલાવવા.

यश्च वेदस्य वेदी च विच्छिद्येत त्रिपूरुषम् ।
स वै दुर्ब्राह्मणो ज्ञेयः श्राद्धादौ न कदाचन ॥ ઉશ૦સ્મ૦અ૦ ४–१९,२० ॥

અર્થઃ—જે બ્રાહ્મણની ત્રણ પેઢીથી વેદ ભણવા તથા યજ્ઞ કરવા છૂટી ગયા છે તેને દુર્બ્રાહ્મણ જાણવો. અર્થાત્ તે પણ નિન્દિત છે અને તેને પણ શ્રાદ્ધાદિ કર્મમાં કદાપિ ન બોલાવવો જોઇએ.

अनाश्रमी द्विजो यः स्यादाश्रमी वा निरर्थकः ।
मिथ्याश्रमी च ते विप्रा विज्ञेयाः पंक्तिदूषकाः ॥ कू० पु० अ० २१–३४ ॥

અર્થઃ—જે કોઈ પણ આશ્રમ રહિત હોય અર્થાત્ બ્રહ્મચર્યાદિ આશ્રમ નિયમપૂર્વક જેણે પાળ્યા ન હોય, અથવા બ્રહ્મચર્ય સ્વીકાર કર્યા વિના વિવાહ કર્યો હોય અથવા બ્રહ્મચર્યાદિ ક્રમથી વિવાહ કરી ગૃહસ્થાશ્રમ ગ્રહણ કર્યો હોય છતાં થોડા સમય બાદ પત્ની મરી ગયા છતાં વાનપ્રસ્થ અને સંન્યાસાશ્રમ ધારણ કર્યા ન હોય, પરન્તુ વિધુર રહ્યો હોય, તે સર્વ અનાશ્રમી કહેવાય છે. એવો અનાશ્રમી બ્રાહ્મણ, તથા આશ્રમી હોવા છતાં આશ્રમનો કોઇ ધર્મ પાળતો ન હોય, તથા નિરર્થક આશ્રમને સ્વીકાર્યો હોય અર્થાત્ આશ્રમના બહાનાથી આડંબર કરતો હોય, તેવો બ્રાહ્મણ પંક્તિદૂષક કહેવાય છે. અર્થાત્ જો તે પંક્તિમાં ભોજન કરવાને બેસે તો સર્વ પંક્તિ અપવિત્ર થાય છે.

व्रतस्थमपि दौहित्रं श्राद्धं यत्नेन भोजयेत् ।
कुतपं चासने दद्यात्तिलैश्च विकिरेन्महीम् ॥ म० स्मृ० अ० ३–२३४

અર્થ:—બ્રહ્મચર્ય વ્રતમાં સ્થિત પોતાની પુત્રીના પુત્રને શ્રાદ્ધમાં યત્નથી જમાડવો જોઇએ. અને આસનને માટે નેપાલી કાંબળી આપવી જોઇએ, અને શ્રાદ્ધના સ્થાનમાં તલ વેરવા જોઇએ.

त्रीणि श्राद्धे पवित्राणि दौहित्रः कुतपस्तिलाः ।
त्रीणि चात्र प्रशंसन्ति शौचमक्रोधमत्वराम् ॥ „ ॥ २३५ ॥

અર્થ:—શ્રાદ્ધમાં પુત્રીનો પુત્ર, કાંબળી અને તલ એ ત્રણ પરમ પવિત્ર છે. તેમજ પવિત્રતા રાખવી, ક્રોધ ન કરવો અને ઉતાવળ ન કરવી એ ત્રણની શ્રાદ્ધમાં પ્રશંસા કરે છે. શ્રાદ્ધ કરનારમાં પવિત્ર રહેવું આદિ ત્રણ ગુણો હોય તો શ્રાદ્ધનુ પૂર્ણ ફળ મળે છે એવો ભાવ છે.

ब्राह्मणं भिक्षुकं वापि भोजनार्थमुपस्थितम् ।
ब्राह्मणैरभ्यनुज्ञातः शक्तितः प्रतिपूजयेत् ॥ „ ॥ २४३ ॥

અર્થ:—શ્રાદ્ધમાં ભોજનની વખતે જો કોઇ બ્રાહ્મણ અતિથિ રૂપે આવ્યો હોય અથવા કોઈ ભિક્ષુક ભિક્ષાને માટે આવ્યો હોય તો નિમન્ત્રણ કરેલા બ્રાહ્મણોની આજ્ઞા લઇને પોતાની શક્તિ અનુસાર તેનો પણ ભોજન અને ભિક્ષાથી સત્કાર કરવો.

હવે શ્રાદ્ધમાં નિષેધ કરેલી વસ્તુનું સામાન્ય રીતે વિવેચન કરવામાં આવે છે.

चाण्डालश्च वराहश्च कुक्कुटः श्वा तथैव च ।
रजस्वला च षण्डश्च नेक्षेरन्नश्नतो द्विजान् ॥ „ ॥ २३९ ॥

અર્થ:—શ્રાદ્ધમાં ભોજન કરતા બ્રાહ્મણોને ચણ્ડાલ, સુઅર, મરઘું, કૂતરૂં, તથા રજસ્વલા સ્ત્રી અને નપુંસક ઇત્યાદિ દેખે નહીં. કારણ કે—

होमे प्रदाने भोज्ये च यदेभिरभिवीक्ष्यते ।
दैवे कर्मणि पित्र्ये वा तद्गच्छत्ययथातथम् ॥ „ ॥ २४० ॥

અર્થ:—જો હોમ, દાન, ભોજન, અથવા કોઈ દેવ અને પિતૃના કાર્યમાં ચણ્ડાલાદિ દેખે તો તે નિષ્ફલ જાય છે.

घ्राणेन सूकरो हन्ति पक्षवातेन कुक्कुटः ।
श्वा तु दृष्टिनिपातेन स्पर्शेनावरवर्णजः ॥ „ ॥ २४१ ॥

અર્થ:—સુઅરના સુંઘવાથી, મરઘાની પાંખની હવાથી, કૂતરાની દૃષ્ટિ પડવાથી અને નીચ જાતિના સ્પર્શથી શ્રાદ્ધાદિનું અન્ન અપવિત્ર થાય છે.

खञ्जो वा यदि वा काणो दातुः प्रेष्योऽपि वा भवेत् ।
हीनातिरिक्तगात्रो वा तमप्यपनयेत् पुनः ॥ „ ॥ २४२ ॥

અર્થ:—જો કોઇ લંગડો, કાણો, અંગ રહિત અથવા અધિક અંગવાળો, અથવા શ્રાદ્ધ કરનારનો શુદ્ર સેવક હોય તોપણ તે સર્વને શ્રાદ્ધના સ્થાનમાંથી હઠાવી દેવા જોઇએ.

आयसेन तु पात्रेण यदन्नमुपदीयते ।
श्वानविष्ठासमं भुंक्ते दाता च नरकं व्रजेत् ॥ अत्रि० सं० श्लो०१५२ ॥

અર્થઃ—શ્રાદ્ધમાં લોટાના પાત્ર વડે પીરસવાથી તે અન્ન ખાનારને માટે કૂતરાની વિષ્ઠા સમાન છે. અને ભોજન કરાવનાર દાતા નરકમાં જાય છે.

इतरेण तु पात्रेण दीपमानं विचक्षणः ।
न दद्याद्वामहस्तेन आयसेन कदाचन ॥ ,, ॥ १५४ ॥

અર્થઃ—લોઢા સિવાય અન્ય જાતના પાત્રથી પીરસવામાં આવે તોપણ ડાબા હાથે અથવા લોઢાનો તાવેતો આદિ વડે પણ પીરસવું નહીં જોઇએ.

मृन्मयेषु च पात्रेषु यः श्राद्धे भोजयेत्पितॄन् ।
अन्नदाता च भोक्ता च तावेव नरकं व्रजेत् ॥ ,, ॥ १५५ ॥

અર્થ—શ્રાદ્ધ વખતે બ્રાહ્મણોને જો માટીના પાત્રમાં જમાડે તો તે દાતા તથા ભોજન કરનાર બન્ને નરકમાં પડે છે.

अभावे मृन्मये दद्यादनुज्ञातस्तु तैर्द्विजैः ।
तेषां वचः प्रमाणं स्यादृतं चानृतमेव च ॥

અર્થઃ—જો ભોજન કરાવવાને બીજું કોઇ પાત્ર ન હોય તો બ્રાહ્મણોની આજ્ઞા લઇને માટીના પાત્રમાં પણ ભોજન કરાવે, કેમકે તેમનું વચન જ પ્રમાણ રૂપ છે. સત્ય અથવા મિથ્યા થવું તે બ્રાહ્મણોના વચનને અનુસાર બને છે.

आसुरेण तु पात्रेण यस्तु दद्यात्तिलोदकम् ।
पितरस्तस्य नाश्नन्ति दशवर्षाणि पञ्च च ॥ कात्या० स्मृ० ख० १७–९ ॥

અર્થઃ—જે મનુષ્ય આસુર પાત્ર વડે પિતરોને તિલોદક આપે છે તેને ઘેર પિતૃલોક પંદર વર્ષ સુધી ભોજન કરતા નથી.

कुलालचक्रनिष्पन्नमासुरं मृन्मयं स्मृतम् ।
तदेव हस्तघटितं स्थाल्यादि दैविकं भवेत् ॥ ,, ॥ १० ॥

અર્થઃ—કુંભારના ચાકથી બનેલા માટીના પાત્રને આસુર પાત્ર કહે છે. અને તે જ જો હાથથી બનાવેલું સ્થાલી આદિ પાત્ર હોય તો દેવતાઓનું (દૈવિક) પાત્ર કહેવાય છે.

હવે શ્રાદ્ધકર્તાના ધર્મ અને શ્રાદ્ધ કરવાની સામાન્ય વિધિનું પણ કથન કરવામાં આવે છે.

पितृयज्ञं तु निर्वर्त्य विप्रश्चेन्दुक्षयेऽग्निमान् ।
पिण्डान्वाहार्यकं श्राद्धं कुर्यान्मासानुमासिकम् ॥ म० स्मृ० अ० ३–१२२ ॥

અર્થઃ—અગ્નિહોત્ર કરનાર બ્રાહ્મણાદિ દ્વિજાતિ પિતૃયજ્ઞને સમાપ્ત કરીને દરેક મહિનાની અમાવાસ્યાને દિવસે પિણ્ડાન્વાહાર્યક નામનું શ્રાદ્ધ કરે. પિણ્ડપિતૃયજ્ઞ નામના કર્મમાં પિતૃયજ્ઞ પિણ્ડો પછી આ શ્રાદ્ધ થાય છે. માટે આ શ્રાદ્ધને પિણ્ડાન્વાહાર્યક નામથી કહે છે, અથવા અન્વાહાર્ય નામથી કહે છે.

पितॄणां मासिकं श्राद्धमन्वाहार्यं विदुर्बुधाः ॥ ,, ॥ १२३ ॥

અર્થઃ—જે કારણથી આ માસિક શ્રાદ્ધ પિતૃયજ્ઞ પિણ્ડો પછી થાય છે, માટે તેને વિદ્વાનો અન્વાહાર્ય તરીકે જાણે છે.

હવે શ્રાદ્ધમાં ભોજન કરાવવાના બ્રાહ્મણોની સંખ્યા આદિનો વિચાર કરવામાં આવે છે.

द्वौ दैवे पितृकार्ये त्रीनेकैकमुभयत्र वा ।
भोजयेत्सुसमृद्धोऽपि न प्रसज्जेत विस्तरे ॥ „ ॥ १२५ ॥

અર્થઃ—દેવકાર્યમાં બે અને પિતૃ કાર્યમાં ત્રણ બ્રાહ્મણ, અથવા બંનેમાં એકેકજ બ્રાહ્મણ જમાડવો જોઇએ. ધનવાન્ હોવા છતાં પણ અધિક બ્રાહ્મણને ભોજન ન કરાવે. કેમકે—

सत्क्रियां देशकालौ च शौचं ब्राह्मणसंपदः ।
पञ्चैतान्विस्तरो हन्ति तस्मान्नेहेत विस्तरम् ॥ „ ॥ १२६ ॥

અર્થઃ—બહુ બ્રાહ્મણોને જમાડવાથી સત્ક્રિયા, દેશ, કાલ, શુદ્ધતા અને સુપાત્ર બ્રાહ્મણોનો લાભ એ પાંચેના નિયમનો ભંગ થાય છે. માટે બ્રાહ્મણભોજનનો વિસ્તાર ન કરવો.

पूर्वेद्युरपरेद्युर्वा श्राद्धकर्मण्युपस्थिते ।
निमन्त्रयेत त्र्यवरान्सम्यग्विप्रान्यथोदितान् ॥ „ ॥ १८७ ॥

અર્થઃ—શ્રાદ્ધ કરવાનો દિવસ ઉપસ્થિત થતાં તેની એક દિવસ પહેલાં, ઉપર શ્રાદ્ધમાં ભોજન કરાવવા લાયક બ્રાહ્મણોનાં જે લક્ષણ કહ્યાં છે તેવા લક્ષણવાળા ત્રણ અથવા એક બ્રાહ્મણને સત્કાર પૂર્વક નિમન્ત્રણ આપવું જોઇએ.

निमन्त्रितो द्विजः पित्र्ये नियतात्मा भवेत्सदा ।
न च छन्दांस्यधीयीत यस्य श्राद्धं च तद्भवेत् ॥ „ ॥ १८८ ॥

અર્થઃ—શ્રાદ્ધમાં નિમન્ત્રિત બ્રાહ્મણોએ નિમન્ત્રણ સમયથી લઇને શ્રાદ્ધને દિવસે તથા રાત્રિએ બ્રહ્મચર્ય આદિ નિયમ સહિત રહેવું જોઇએ, વેદનો પાઠ કરે નહીં. તેમજ શ્રાદ્ધ કરનારે પણ તે જ પ્રમાણે નિયમથી રહેવુ જોઈ એ.

निमन्त्रितान्हि पितर उपतिष्ठन्ति तान्द्विजान् ।
वायुवच्चानुगच्छन्ति तथासीनानुपासते ॥ „ ॥ १८९ ॥

અર્થઃ—પિતૃઓ અદશ્ય રૂપે નિમન્ત્રિત બ્રાહ્મણોમાં પ્રાપ્ત થાય છે. પ્રાણવાયુની પેઠે બ્રાહ્મણોની પાછળ પાછળ જાય છે અને તેઓ બેસે ત્યારે પિતૃઓ પણ પાસે બેસે છે. માટે નિમન્ત્રિત બ્રાહ્મણોએ તથા શ્રાદ્ધ કરનારે નિયમમાં રહેવું જોઇએ.

केतितस्तु यथान्यायं हव्यकव्ये द्विजोत्तमः ।
कथंचिदप्यतिक्रामन्पापात् सूकरतां व्रजेत् ॥ „ ॥ १९० ॥

અર્થઃ—હવ્ય તથા કવ્યમાં શાસ્ત્રાનુસાર નિમન્ત્રિત થયેલા બ્રાહ્મણ નિમન્ત્રણનો સ્વીકાર કરી કોઇ પ્રકારે ભોજન ન કરે તો તે પાપથી તે બીજા જન્મમાં સુઅર થાય છે.

आमन्त्रितस्तु यः श्राद्धे वृषल्या सह मोदते ।
दातुर्यद्दुष्कृतं किंचित्तत्सर्वं प्रतिपद्यते ॥ „ ॥ १९१ ॥

અર્થઃ—શ્રાદ્ધમાં આમન્ત્રિત થયેલો બ્રાહ્મણ સ્ત્રીની સાથે રમણ કરે તો શ્રાદ્ધદાતાનું જે કાંઇ પાપ છે તે પાપ તેને પ્રાપ્ત થાય છે. (અહીં વૃષલી શબ્દથી સ્ત્રી માત્રનું ગ્રહણ છે, કોઇ શૂદ્રીનું નહીં.)

नास्रमापादयेज्जातु न कुप्येन्नानृतं वदेत् ।
न पादेन स्पृशेदन्नं न चैनदवधूनयेत् ॥ „ ॥ २२९ ॥

અર્થ:—ભોજન પીરસતી વખતે રડવું નહી. તેમ ક્રોધ કરવો નહી. અને જૂઠું બોલવું નહી. તથા અન્નને પગથી અડવું નહી તેમ અન્નને ઉછાળવું નહી. તેમ કરવાથી તે શ્રાદ્ધ યથાયોગ્ય પિતરોને પહોંચતું નથી

स्वाध्यायं श्रावयेत्पित्र्ये धर्मशास्त्राणि चैव हि ।
आख्यानानीतिहासांश्च पुराणानि खिलानि च ॥ „ ॥ २३२ ॥

અર્થ:—શ્રાદ્ધમાં જમનાર બ્રાહ્મણોને વેદ તથા ધર્મશાસ્ત્ર તથા સૌપર્ણ અને મૈત્રાવરૂણ આદિ આખ્યાન તથા ઇતિહાસ તથા પુરાણ તથા શ્રીસૂક્ત, શિવસંકલ્પ, હરિવંશ આદિ ખિલ વગેરે સંભળાવવા જોઇએ સંક્ષેપથી સાર લઇને લખેલા ગ્રન્થોનું નામ ખિલ છે.

अत्युष्णं सर्वमन्नं स्याद् भुञ्जीरंस्ते च वाग्यताः ।
न च द्विजातयो ब्रूयुर्दात्रा पृष्टा हविर्गुणान् ॥ „ ॥ २३६ ॥

અર્થ:—શ્રાદ્ધમાં જમવાનું અન્ન ખૂબ ગરમ રહેવું જોઇએ. અને બ્રાહ્મણોએ તે મૌન સેવીને જમવું જોઇએ. અને યજમાનના પૂછવા છતાં પણ ભોજનની વસ્તુના ગુણ દોષ કહે નહી. કેમકે—

यावदुष्णं भवत्यन्नं यावदश्नन्ति वाग्यताः ।
पितरस्तावदश्नन्ति यावन्नोक्ता हविर्गुणाः „ ॥ २३७ ॥

અર્થ:—જ્યાં સુધી અન્ન ગરમ રહે છે, અને જ્યાં સુધી બ્રાહ્મણો મૌન રાખીને જમે છે, અને જ્યાં સુધી ભોજનના પદાર્થોના ગુણ કહેતા નથી, ત્યાં સુધી પિતૃઓ ભોજન કરે છે.

पुनर्भोजनमध्वानं भाराध्ययनमैथुनम् ।
दानं प्रतिग्रहो होमः श्राद्धभुक्त्वष्ट वर्जयेत् ॥ लघुहारीत स्मृ० श्लो० ७५ ॥

અર્થ:— શ્રાદ્ધમાં ભોજન કરનારે બીજી વારનું ભોજન, માર્ગે ચાલવું અર્થાત્ મુસાફરી, બોજો ઉઠાવવો, વિદ્યા ભણવી, સ્ત્રીસમાગમ, દાન કરવું, દાન લેવું અને હોમ કરવો એ આઠ કામનો પરિત્યાગ કરવો જોઇએ.

श्राद्धं कृत्वा परश्राद्धे यस्तु भुञ्जीत विह्वलः ।
पतन्ति पितरस्तस्य लुप्तपिण्डोदकक्रियाः ॥ लिखित स्मृ० श्लो० ५८ ॥

અર્થ:—જે મનુષ્ય શ્રાદ્ધ કરીને વ્યાકુલ થઇ તે દિવસે કે તે રાત્રે બીજાના શ્રાદ્ધમાં ભોજન કરે છે તેના પિતૃઓ પિંડ અને ઉદક ક્રિયાથી રહિત થઇને નરકમાં પડે છે.

વળી શ્રાદ્ધ સાગ્નિ અને નિરગ્નિ સર્વેએ કરવું જોઇએ.

पुत्राभावे सपिण्डा मातृसपिण्डा: शिष्याश्च दद्युस्तदभावे ऋत्विगाचार्यौ ॥
गौ० ध० सू० अ० १५ सू० १३,१४ ॥

અર્થ:—પ્રથમ પુત્ર શ્રાદ્ધ કરે તે શ્રેષ્ઠ છે પરન્તુ પુત્ર ન હોય તો સપિંડીઓ, અને તેમના અભાવે માતાના સપિંડીઓ મામા આદિ, તેમના અભાવે શિષ્ય, અને તેના અભાવે ઋત્વિક્ અથવા આચાર્ય શ્રાદ્ધ કરે.

कर्मारंभेषु सर्वेषु कुर्यादभ्युदयं ततः ॥ उश० स्मृ० अ० ३-११४ ॥

અર્થ.—પુત્ર જન્માદિ સમયે તથા કર્મના આરંભમાં જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેને અભ્યુદય શ્રાદ્ધ કહે છે.

पुत्रजन्मादिषु श्राद्धं पर्वाणां पार्वणं स्मृतम् ।
अहन्यहनि नित्यं स्यात्काम्यं नैमित्तिकं पुनः ॥ ,, ॥ ११५ ॥

અર્થ:—અને પર્વના સમયમાં જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેને પાર્વણ શ્રાદ્ધ કહે છે. પ્રતિદિન જે કરવામાં આવે છે તેને નિત્ય શ્રાદ્ધ કહે છે. કોઇ ફલની ઇચ્છાથી જે કરવામા આવે છે તેને કામ્ય શ્રાદ્ધ કહે છે. અને ગજચ્છાયા આદિમાં જે કરવામાં આવે તેને નૈમિત્તિક શ્રાદ્ધ કહે છે.

काम्यमाभ्युदयं चैव द्विविधं पार्वणं स्मृतम् ।
यथाकामं तु काम्यं स्याद्वृद्धात्राभ्युदयं स्मृतम् ॥ बृ. पा. स्मृ अ. ५-५७ ॥

અર્થ:—પાર્વણ શ્રાદ્ધના બે ભેદ છે, એક કામ્ય અને બીજું આભ્યુદયિક અર્થાત્ નાન્દી-શ્રાદ્ધ, ધનાદિકની કામનાથી કરેલું શ્રાદ્ધ કામ્ય કહેવાય છે, અને પુત્રાદિ જન્મકાલમાં અને વિવાહાદિમાં કરેલુ શ્રાદ્ધ આભ્યુદયિક (નાન્દી) શ્રાદ્ધ કહેવાય છે.

सपिण्डीकरणादूर्ध्वं प्रतिसंवत्सरं द्विजः ।
मातापित्रोः पृथक्कुर्यादेकोद्दिष्टं मृतेऽहनि ॥ लिखित० स्मृ० श्लो० १७ ॥

અર્થ:—સપિણ્ડીકરણ પછી પ્રતિવર્ષ માતા પિતાના મરણને દિવસે દ્વિજાતિ મનુષ્ય પૃથક્ પૃથક્ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરે.

सूतकान्ते गृहे श्राद्धं एकोद्दिष्टं प्रचक्षते ॥ ग० पु० अ० २२०-६४ ॥

અર્થ:—સૂતકની અંતમાં ઘરમાં જે શ્રાદ્ધ કરવામાં આવે છે તેને એકોદ્દિષ્ટ કહે છે.

द्वादशेऽहनि मासे च त्रिपक्षे च ततः परम् ॥ ,, २२०-६४ ॥
मासि मासि च कर्तव्यं यावत्संवत्सरं द्विजाः ।
ततः परतरं कार्यं सपिण्डीकरणं क्रमात् ॥ ,, ॥ ६५ ॥

અર્થ:—બારમે દિવસે, તથા માસ પૂરો થતાં, તથા ત્રણ પક્ષ પૂરા થતાં, અને તે પછી દર માસે એક વર્ષ પૂર્ણ થતા સુધી આ એકોદ્દિષ્ટ શ્રાદ્ધ કરવું જોઇએ. ત્યાર પછી ક્રમે સપિણ્ડીકરણ કરવું.

कृते सपिण्डीकरणे पार्वणं प्रोच्यते पुनः ।
ततः प्रभृति निर्मुक्ताः प्रेतत्वात्पितृतां गताः ॥ ,, ॥ ६६ ॥

અર્થ:—સપિણ્ડીકરણ કર્યા પછીનુ પાર્વણ શ્રાદ્ધ કહેવાય છે. અને પાર્વણ શ્રાદ્ધ થયા પછી પ્રેતત્વમાંથી છુટીને પિતૃત્વને પ્રાપ્ત થાય છે.

अमूर्ता मूर्तिमन्तश्च पितरो द्विविधा स्मृताः ।
नान्दीमुखास्त्वमूर्ताः स्युर्मूर्तिमन्तोऽथ पार्वणाः ॥ ,, ॥ ६७ ॥

અર્થ:—અમૂર્ત અને મૂર્તિવાળા એમ બે પ્રકારના પિતૃઓ કહેવાય છે. તેમાં નાન્દીમુખ નામના શ્રાદ્ધનું ભક્ષણ કરનારા પિતૃઓ અમૂર્ત છે, અને પાર્વણનું ભક્ષણ કરનારા પિતૃઓ મૂર્તિવાળા છે. અને—

एकोद्दिष्टाशिनः प्रेताः पितृणां निर्णयस्त्रिधा ॥ ,, ॥ ६८ ॥

અર્થ:—એકોદિષ્ટ નામનું શ્રાદ્ધ ભક્ષણ કરનાર પ્રેત કહેવાય છે. એ પ્રમાણે પિતૃઓ સંબંધી નિર્ણય ત્રણ પ્રકારનો છે.

एकोद्दिष्टं परित्यज्य पार्वणं कुरुते द्विजः ।
अकृतं तद्विजानीयात्स मातापितृघातकः ॥ लिखित स्मृ. श्लो. २० ॥

અર્થ:—જે મનુષ્ય માતાપિતાના મૃત્યુની તિથિમાં એકોદિષ્ટ શ્રાદ્ધ કર્યા વિના પાર્વણ શ્રાદ્ધ કરે છે તેનું શ્રાદ્ધ નિષ્ફળ જાય છે. અને તેને માતાપિતાનો વધ કરવાનું પાપ લાગે છે.

व्रीहिभिश्च यवैर्माषैरद्भिर्मूलफलेन वा ।
श्यामाकैश्च तु वै शाकैर्नीवारैश्च प्रियंगुभिः ॥ उश. स्मृ. अ. ३–१३४ ॥
गोधूमैश्च तिलैर्मुद्गैर्माषैः प्रीणयते पितॄन् ।
मिष्टान्फलरसानिक्षून्मृदुकाञ्छस्य दाडिमान् ॥ ,, ॥ १३५ ॥

અર્થ:—વ્રીહિ, યવ, જલ, મૂળ, ફલ, શ્યામક, શાક, નીવાર, પ્રિયંગુ તથા ઘઉં, તલ, મગ અને માષથી પિતૃઓ તૃપ્ત કરે. વળી મીઠાં ફલનો રસ, શેરડી તથા કોમલ અન્ન અને દાડમ, તથા

विदार्यांश्च करण्डांश्च श्राद्धकाले प्रदापयेत् ।
लाजान्मधुयुतान्दद्याद्दध्ना शर्करया सह ॥ ,, ॥ १३६ ॥

અર્થ:—વિદારી કન્દ, કરણ્ડ, મધુસહિત ડાંગરના ખીલ (લાજ), તથા સાકર સહિત દહીં શ્રાદ્ધ સમયમાં આપે

एवं निर्वापणं कृत्वा पिण्डांस्तांस्तदनन्तरम् ।
गां विप्रमजमग्निं वा प्राशयेदप्सु वा क्षिपेत् ॥ ,, ॥ २६० ॥

અર્થ:—કહેલી રીતે પિતૃઓને પિણ્ડદાન કરીને પિતૃઓ પાસે પુત્રપૌત્રાદિની વૃદ્ધિ, તથા વેદાર્થમાં શ્રદ્ધા, દાનની વૃદ્ધિ આદિનો વરની યાચના કરે. અને પછી તે પિણ્ડોને ગાય અથવા બ્રાહ્મણ અથવા બકરાને ખવરાવે અથવા અગ્નિ કે જલમાં નાંખે.

अपि मूलफलैर्वापि प्रकुर्यान्निर्धनो द्विजः ।
तिलोदकैस्तर्पयित्वा पितॄन्स्नात्वा द्विजोत्तमः ॥ उश. स्मृ. अ. ५–८१ ॥

અર્થ:—શ્રાદ્ધ કરનાર દ્વિજ જો નિર્ધન હોય તો ફળ અથવા મૂળ વડે શ્રાદ્ધ કરે. અને સ્નાન કરીને જલ અને તલ વડે પિતૃઓનું તર્પણ કરે.

अनेके यस्य ये पुत्राः संसृष्टा हि भवन्ति च ।
ज्येष्ठेन हि कृतं सर्वं सफलं पैतृकं भवेत् ॥ वृहद्यम स्मृ. अ. ५–१४ ॥

અર્થ:—જેને અનેક પુત્ર હોય અને તે બધા ભેગા રહેતા હોય, તો તેનું પિતૃકર્મ મોટા પુત્રે કરવાથી સફળ થાય છે.

वैदिकं च तथा सर्वं भवत्येव न संशयः ।
पृथक् पिण्डं पृथक् श्राद्धं वैश्वदेवादिकं भवेत् ॥ ॥ १५ ॥
भ्रातरश्च पृथक् कुर्युर्नाविभक्ताः कदाचन ॥ ॥ १६ ॥

અર્થઃ—એ પ્રમાણે વૈદિકકર્મ (અગ્નિહોત્રાદિ) જ્યેષ્ઠ પુત્ર કરવાથી નિઃસન્દેહ સફળ થાય છે. ભાઈઓ જો વિભક્ત થયા હોય તો સર્વે પિણ્ડદાન, શ્રાદ્ધ, અને વૈશ્વદેવાદિક કર્મ પૃથક્ પૃથક્ કરે. પરંતુ વિભક્ત ન થયા હોય તો પૃથક્ પૃથક્ ન કરે અર્થાત્ મોટો ભાઇ જ કરે.

अपुत्रस्य पुत्राः स्युः कर्तारः सांपरायणाः ॥ „ ॥ १६ ॥
सफलं जायते सर्वमिति शातातपोऽब्रवीत् ॥ „ ॥ १७ ॥

અર્થઃ—શાતાતપ ઋષિ કહે છે કે તે પ્રમાણે શ્રાદ્ધાદિ કરનાર અપુત્ર હોય તો તેને પુત્ર થાય છે, અને કર્તા પોતે સ્વર્ગે જાય છે, અને સર્વ કાર્ય સફળ થાય છે.

दौहित्रः पावनो श्राद्धे कालस्तु कुतपस्तथा ।
तथा कृष्णास्तिला विद्वानिति श्राद्धविदो विदुः ॥ बृ. पा. स्मृ. अ. ५—२६॥

અર્થઃ—તત્ત્વને જાણનાર ઋષિઓ કહે છે કે પુત્રીનો પુત્ર, કુતપ નામનું દિવસનું આઠમું મુહૂર્ત, કાળા તલ અને વિદ્વાન્ એ શ્રાદ્ધમાં પવિત્ર છે.

पञ्चदशमुहूर्ताहस्तत्पूर्वार्धं दिनं स्मृतम् ॥ „ ॥ ९० ॥
अपरार्धं स्मृता रात्रिस्तन्मध्यं कुतपो मतः ॥ „ ॥ ९१ ॥

અર્થઃ—પંદર મુહૂર્તનો દિવસ હોય છે. તે મુહૂર્તોનો પૂર્વાર્ધ દિવસ કહેવાય છે અને ઉત્તરાર્ધ કલ્પિત રાત્રિ કહેવાય છે. એ બંનેનો જે મધ્ય ભાગ અર્થાત્ દિવસનું આઠમું મુહૂર્ત કુતપ કાલ કહેવાય છે. તે કુતપ નામના મુહૂર્તમાં કરેલું શ્રાદ્ધ અક્ષય ફલને દેનારૂં છે. અને તે સૂર્ય મધ્યાહ્નના સમયમાં એટલે સૂર્ય માથા ઉપર અર્થાત્ આકાશની બરોબર મધ્યમાં પ્રાપ્ત થાય ત્યારે જે મુહૂર્ત પ્રાપ્ત થાય તે આઠમો ભાગ કહેવાય છે. બ્રાહ્મણ, કામળી, ગાય, સૂર્ય, અગ્નિ, તિથિ, તલ, દર્ભ, અને કાળ એ નવનું કુતપ છે.

मध्याह्नाच्चलितो भानुः किंचिन्मन्दगतिर्भवेत् ।
स कालो रौहिणो नाम पितॄणां दत्तमक्षयम् ॥ „ ॥ ९६ ॥

અર્થઃ—મધ્યાહ્નથી ચલિત થયેલો સૂર્ય જ્યારે કંઇક મન્દ ગતિવાળો થાય છે તે કાલને રૌહિણ કાલ કહે છે. તે કાલમાં કરેલું શ્રાદ્ધ અક્ષય થાય છે.

લઘુ શાતાતપ સ્મૃતિમાં દૌહિત્ર શબ્દનું "दौहित्रम्" એવું નપુંસક લિંગ કહ્યું છે. ત્યાં દૌહિત્ર પાત્રવિશેષનું નામ છેઃ

दौहित्रं मोच्यते खड्गं ललाटे यस्य दृश्यते ।
तस्य खड्गस्य यत्पात्रं तद्दौहित्रमिति स्मृतम् ॥ लघुशाता स्मृ. श्लो. १०८ ॥

અર્થઃ—દૌહિત્ર નામ શરડક (ગાન્ડાર) નામના પશુના લલાટમાં દેખાતા શૃંગનું નામ છે. એ શૃંગના પાત્રને દૌહિત્ર કહે છે.

आमश्राद्धं तु पूर्वाह्न एकोद्दिष्टं तु मध्यतः ।
पार्वणं चापराह्ने तु मातर्वृद्धिनिमित्तकम् ॥ या.स्मृ.अ. १ श्लो. २२७ अ.टी.॥

અર્થઃ—આમશ્રાદ્ધ પૂર્વાહ્નમાં, એકોદ્દિષ્ટ મધ્યાહ્નમાં, પાર્વણ શ્રાદ્ધ અપરાહ્નમાં, અને વૃદ્ધિ નિમિત્તક શ્રાદ્ધ પ્રાતઃકાલમાં કરવુ જોઇએ.

रात्रौ श्राद्धं न कुर्वीत राक्षसी कीर्तिता हि सा ।
सन्ध्ययोरुभयोश्चैव सूर्ये चैवाचिरोदिते ॥ म. स्मृ. अ० ३–२८० ॥

અર્થઃ—રાત્રિને રાક્ષસી કહેલી છે, માટે રાત્રિમાં શ્રાદ્ધ ન કરવું. તેમ જ બંને સન્ધ્યા સમયે તથા સૂર્યોદય થવાને બહુવાર ન થઇ હોય તેસમયે એટલે સૂર્યોદય પછી ત્રણ મુહૂર્ત સુધીમાં શ્રાદ્ધ નહીં કરવુ જોઇએ.

क्षत्रियायां तु यो जातो वैश्यायां तु तथा सुतः ।
ब्राह्मणस्य पितुस्तौ तु निर्वपेतां द्विजातिवत् ॥ वृ. पा. स्मृ. अ. ५–५८ ॥

અર્થઃ—બ્રાહ્મણથી ક્ષત્રિયામાં કે વૈશ્યામાં ઉત્પન્ન થયેલો પુત્ર પોતાના બ્રાહ્મણ પિતાનુ શ્રાદ્ધ બ્રાહ્મણીમાં ઉત્પન્ન થયેલા પુત્રની માફક કરે.

क्षत्रियस्य सुतश्चैव तथा वैश्यसुतोऽपि च ।
शृतान्नेन द्विजाँस्तर्प्य श्राद्धद्वयं च निर्वपेत् ॥ ,, ॥ ५९ ॥

અર્થઃ—ક્ષત્રિય જાતિનો પુત્ર તથા વૈશ્ય જાતિનો પુત્ર પણ રાંધેલા અન્ન વડે બ્રાહ્મણોની તૃપ્તિ કરીને કામ્ય તથા આભ્યુદયિક એ બંને શ્રાદ્ધો કરે.

आमान्नेन तु शूद्रस्य तूष्णीं तु द्विजपूजनम् ।
कृत्वा श्राद्धं तु निर्वाप्य सजातीनाशयेत्तथा ॥ ,, ॥ ६० ॥

અર્થઃ—શૂદ્રનો પુત્ર કાચા અન્ન વડે તથા મન્ત્ર વિના બ્રાહ્મણોનું પૂજન કરીને પછી શ્રાદ્ધ કરી પોતાના સજાતિઓને ભોજન કરાવે.

द्विजन्मानोऽपि कुर्वीरञ्श्राद्धमामाशनेन तु ।
यदैव स्युः प्रवासस्था भार्या यत्र न संनिधौ ॥ ,, ॥ ७० ॥

અર્થઃ—દ્વિજાતિના મનુષ્ય પણ જ્યારે પ્રવાસમાં ગયા હોય અને પાસે પત્ની ન હોય ત્યારે આમાન્નથી શ્રાદ્ધ કરે.

व्यवधानेन भार्याया ग्रहणे पुत्रजन्मनि ।
कुर्यादामाशनं श्राद्धमिति पाराशरोऽब्रवीत् । वृ. पा. स्मृ. अ. ५-७१॥

અર્થઃ—પત્ની સમીપમાં ન હોવાથી ગ્રહણકાલમાં અને પુત્રજન્મ કાલમાં દ્વિજાતિ આમાન્નથી શ્રાદ્ધ કરે એમ પારાશરજીની આજ્ઞા છે.

न जातीकुसुमैर्विद्वान्बिल्वपत्रैश्च नार्चयेत् ।
सुरमीनागकर्णाद्यैर्हयारिकाञ्चनारकैः ॥ ,, ॥ १२३ ॥

અર્થઃ—માલતી પુષ્પ, બિલ્વપત્ર, ચંપો, નાગકેસર, કરેણો, કનેર, કચનાર(काञ्चनार)–એ પુષ્પો વડે પિતરોનું પૂજન નહીં કરવું.

सर्वाणि रक्तपुष्पाणि निषिद्धान्यपराणि तु ।
वर्जयेत्पितृश्राद्धेषु केतकीकुसुमानि च ॥ " ॥ १२५ ॥

અર્થઃ—સંપૂર્ણ રક્ત પુષ્પ અને કેતકી તથા અન્ય નિષિદ્ધ પુષ્પોને શ્રાદ્ધમાં પરિત્યાગ કરવાં.

न दद्याद्गुग्गुलैः श्राद्धं द्विजानां पितृदैवते ॥
धूपाभावे तु कर्तव्यं घृतधूपं द्विजोत्तमैः ॥ " ॥ १२७ ॥

અર્થઃ—શ્રાદ્ધમાં પિતૃ અને દેવતાઓને માટે ગુગળનો ધૂપ ન કરવો. અન્ય ધૂપના અભાવે ઘૃતનો ધૂપ કરવો.

दीपश्च सर्पिषा देयस्तिलतैलेन वा पुनः ।
न काष्ठतैलैरन्यैश्च कदाचित्सार्षपैश्च तैः ॥ " ॥ १३२ ॥

અર્થઃ—શ્રાદ્ધમાં દીવો ઘૃતનો અથવા તલના તેલનો કરવો, પરન્તુ કાષ્ઠના તેલનો કે એરંડીઆનો કે સરસીઆ વગેરેનો કદાપિ ન કરવો.

वर्जितानि न देयानि पितृप्रीतिविजानता ।
हविष्याणि प्रदेयानि वक्ष्यमाणानि वर्जयेत् ॥ " ॥ २१८ ॥

અર્થઃ—જે વર્જિત પદાર્થ છે તે જાણનાર મનુષ્યે પિતરોને ન આપવો જોઇએ. પરંતુ હવિષ્ય પદાર્થ જ અર્પણ કરવા.

વળી શ્રાદ્ધમાં નીચેના પદાર્થો પણ ન આપવાઃ—સફેદ સામો, રાજમાષ (બરબટા), કુરથી, કોદરા, મસૂર, અને જે શીત કાલમાં પાકેલા હોય તેવા પદાર્થ, પુલક, સન, મર્કટ (કૌચનાં બીજ), તુવેર, રાઇ, બિલ્વ, ઘુઘરી (સ્વિન્નધાન્યક), પિણ્યાક (ખળી),દગ્ધ અન્ન, તક્ર, નીરસ પદાર્થ, નિર્ગન્ધ પદાર્થ, જે ધાન્યને ખાંડવા કૂટવા આદિ સંસ્કાર ન થયા હોય તે, તથા જેને પ્રોક્ષણાદિ સંસ્કાર ન કરવામાં આવ્યા હોય તેવા, આગલા દિવસના રાંધેલા વાસી પદાર્થ, વૃક્ષોનો લાલ રંગનો ગુંદર, એકલું મીઠું (નિમક), જેમાં કાળું મીઠું નાંખીને બનાવવામાં આવેલો હોય તેવો, સર્વ પ્રકારની કુંગળી (પલાણ્ડુ), પીપળ, જીરૂં, વાંસનો અંકુર, ભૂતૃણ, કુંભી, કાયફળ, સરગવો, કુસુંભ, કચનાર, કરંજ, નિર્ગુણ્ડી, મૂળો, કોળું (કુષ્માણ્ડ–ભૂરૂં કોળું), સફેદ રિંગણ, કાળાં મરી, ભોટંગડીનું ફળ, કરીરનું પુષ્પ, ફલાખીડૂંગ, મોથ, બિજોરૂં, જાંબુ, દુધી, પીપળ, પટોલ, પિણ્ડમૂલ, (સલગમ) મસૂર તથા કાળાં પુષ્પ એ સર્વ પદાર્થ પિતરોને નહીં આપવા જોઇએ.

વિશેષ કરીને મનુસ્મૃતિ આદિ ગ્રન્થોમાં મત્સ્ય, માંસ, આદિ વડે પણ શ્રાદ્ધ કરવાનું કહ્યું છે, તે સર્વ 'આપત્તિકાલમાં જ્યારે અન્નાદિક કાંઇ મળે નહીં' અને તેથી મત્સ્યાદિથી જીવન ચલાવવું પડતું હોય ત્યારે શ્રાદ્ધમાં વિઘ્ન ન પડે માટે મત્સ્યાદિથી પણ શ્રાદ્ધ કરવાનું કહ્યું છે. તે કોઈ કર્તવ્ય વિધિ રૂપ લખેલું નથી. જેવી રીતે માંસવર્જના વિષયમાં નિષેધ છે એવો અહીં પણ સમજવો જોઇએ.

માટે વૈદિક લોકોએ પવિત્ર વસ્તુથી જ વિધિને અનુસરી શ્રાદ્ધ કરવું યોગ્ય છે.

ઇતિ શ્રાદ્ધનિરૂપણ અ ૧૨. સ. ૪૪. સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૪૫.

### જીવિકાવિષયક વિચાર.

ઉપરના સર્ગમાં શ્રાદ્ધનું નિરૂપણ કરીને આ સર્ગમાં જીવિકા વિષયમાં વિચાર કરવામાં આવે છે.

**अद्रोहेणैव भूतानामल्पद्रोहेण वा पुनः।**
**या वृत्तिस्तां समास्थाय विप्रो जीवेदनापदि ॥ म. स्मृ. अ. ४-२ ॥**

અર્થઃ—જ્યાંસુધી આપત્તિકાલ ન હોય ત્યાં સુધી બ્રાહ્મણે પ્રાણીઓનો દ્રોહ કર્યા વિના અથવા બિલકુલ થોડા દ્રોહથી જે જીવિકા છે તેનો આશ્રય કરીને જીવન ચલાવવું જોઇએ. અહીં શિલોચ્છ અને અયાચિત આદિ જીવનોપાયને અદ્રોહ વૃત્તિ કહી છે, કારણ કે તેમાં કોઇને પણ પીડા થવાનો સંભવ નથી. અને યાચના આદિથી જે વૃત્તિ છે તે અલ્પદ્રોહ વૃત્તિ કહેવાય છે. આ ઉપાયથી જીવિકા ન ચાલે તો યજ્ઞ કરાવવો તથા ભણાવવું આદિ તથા શુદ્ધ કુલ પાસેથી પ્રતિગ્રહ લેવો ઇત્યાદિ જીવનોપાય પણ બ્રાહ્મણને માટે વિહિત છે: તે વડે પણ બ્રાહ્મણ જીવિકા ચલાવી શકે છે.

**यात्रामात्रप्रसिद्धयर्थं स्वैः कर्मभिरगर्हितैः।**
**अक्लेशेन शरीरस्य कुर्वीत धनसञ्चयम् ॥ ,, ॥ ३ ॥**

અર્થઃ—પોતાના પ્રાણની સ્થિતિને અનુસરી શરીરને બહુ કષ્ટ આપ્યા વિના કુટુંબના રક્ષણને માટે પોતાના નિત્ય કર્મોના અનુષ્ઠાન સહિત શાસ્ત્રમાં વિધાન કરેલી (**अगर्हित**) ઋતાદિ વૃત્તિથી ધનનો સંગ્રહ કરવો જોઇએ. આ શ્લોકમાં **यात्रामात्र** કહેવાનું તાત્પર્ય એ છે કે ભોગને માટે કદાપિ ધન સંગ્રહ કરવો યોગ્ય નથી. તેથી એવો પણ નિશ્ચય થાય છે કે ધન સંગ્રહ કરવાનો નિષેધ કેવલ સંન્યાસી માત્રને માટે નથી. જે કોઇ સંન્યાસનું ફલ મેળવવાની ઇચ્છાવાળો હોય તેવા ગૃહસ્થાશ્રમીએ પણ નિર્વાહ માત્રથી અધિક ધનનો સંગ્રહ કરવાની શાસ્ત્રની આજ્ઞા નથી.

**ऋतामृताभ्यां जीवेत्तु मृतेन प्रमृतेन वा।**
**सत्यानृताभ्यामपि वा न श्ववृत्त्या कदाचन ॥ ,, ॥ ४ ॥**

અર્થઃ—અનાપત્ કાલમાં ઋત તથા અમૃત, મૃત તથા પ્રમૃત, અને સત્ય તથા અનૃતથી પણ જીવન ચલાવે. પરન્તુ શ્વવૃત્તિથી કદાપિ જીવન ચલાવવું નહીં જોઇએ.

આ ઋત, અમૃત, આદિના અર્થ નીચે પ્રમાણે છેઃ—

**ऋतमुञ्छशिलं ज्ञेयममृतं स्यादयाचितम्।**
**मृतं तु याचितं भैक्षं प्रमृतं कर्षणं स्मृतम् ॥ ,, ॥ ५ ॥**

અર્થઃ—જે સ્થાનમાં પડેલી વસ્તુ લેવાથી કોઇને પણ કોઇ પ્રકારની હાનિ ન થાય એવા રસ્તા તથા ખેતર આદિ ખુલ્લી જગામાં પડેલા અન્નનો એક એક દાણો વીણી એકઠા કરી તે વડે જીવન ચલાવવું તેને ઉઞ્છવૃત્તિ કહે છે. આ વૃત્તિ સર્વથી શ્રેષ્ઠ છે. અને ધાન્યોના ગુચ્છા (ડૂંડાં) રૂપ અનેક દાણાને સાથે લઇને એકઠા કરવા તેનું નામ શિલ છે. આ ઉઞ્છવૃત્તિની અપેક્ષાએ બીજા દરજ્જાનું છે. પરન્તુ આ બન્નેમાં કોઇ પ્રકારનું કપટ નથી, અને તેમાં કોઇ પણ પ્રકારનું મિથ્યાભાષણ આદિ વ્યવહારનો પણ સંભવ નથી, કેવલ

સત્યનો જ વ્યવહાર થાય છે; તેથી આ બંને પ્રકારની વૃત્તિને ઋત કહ્યું છે. ઋત નામ સત્યનું છે. અને જે વિના માગ્યે મળેલી વસ્તુ છે અર્થાત્ શ્રદ્ધાળુ મનુષ્યે આપણી પ્રેરણા વિના આપેલી જે વસ્તુ છે તે અમૃતની તુલ્ય સુખનું કારણ હોવાથી અમૃત કહ્યું છે. અને ભિક્ષાવૃત્તિથી અર્થાત ભિક્ષા માગીને થોડું થોડું લઇને એકઠું કરેલું ભિક્ષાના સમૂહ રૂપ જે અન્ન છે તે મૃત કહેવાય છે, કારણ યાચનાવૃત્તિ મરણ તુલ્ય પીડાકારી છે. અને ખેતી કરીને જે જીવન છે તે પ્રમૃત કહેવાય છે. જેના આગલા ભાગમાં લોઢાનો તીક્ષ્ણ ભાલો છે એવા હળ વડે પૃથ્વીને ખેડવાથી અનેક જીવોની હિંસા થાય છે, અને લીલાં વૃક્ષાદિને કાપવાથી પાપ થાય છે. તેથી તે વિશેષ કરીને મૃત તુલ્ય છે, તેથી તે પ્રમૃત કહેવાય છે.

**सत्यानृतं तु वाणिज्यं तेन चैवापि जीव्यते ।**
**सेवा श्ववृत्तिराख्याता तस्मात्तां परिवर्जयेत् ॥ ,, ॥ ६ ॥**

અર્થઃ—પ્રાયઃ કરીને વેપારમાં કેટલીક બાબતમાં મિથ્યા બોલવાનો સંભવ હોય છે. તેથી વ્યાપારમાં કોઈ વાતમાં સત્ય અને કોઇ વાતમાં મિથ્યા બોલે છે, તેથી પ્રથમ કહેલી ઉગ્ર-છ, શિલ, આદિ વૃત્તિથી જીવન ન ચલાવી શકાય તો જ બ્રાહ્મણે વ્યાપારથી પણ જીવન ચલાવવું જોઇએ. સેવાવૃત્તિને શ્વવૃત્તિ કહી છે. જેવી રીતે કૂતરાં પોતાના સ્વામીનું તાડન આદિ સહન કરે છે, તેવી રીતે સેવકને પણ પોતાના સ્વામીનું તાડન આદિ સહન કરવું પડે છે. તે કારણથી સેવાવૃત્તિને શ્વવૃત્તિ કહી છે. માટે બ્રાહ્મણ અને ક્ષત્રિય સેવાવૃતિ કદાપિ પણ ન કરે. અહીં ખેતી વડે જીવન કરવું તેને પ્રમૃત કહ્યું છે, તે પહેલાં કહેલી ઉગ્ર-છવૃત્તિ આદિ કરતાં ખેતીનું જીવન નિકૃષ્ટ હોવાનું સૂચન કરવાને માટે જ કહ્યું છે. વૈશ્યને માટે ખેતી વિહિત ધર્મ હોવાથી તે જીવિકા ઉત્તમ છે. અને કલિયુગમાં ખલખત આદિ કરવાનો જે નિયમ શાસ્ત્રમાં બતાવ્યો છે તે નિયમને અનુસાર બળદને તકલીફ આપ્યા વિના બ્રાહ્મણ પણ ખેતી કરી શકે છે. તેમાં કોઈ દોષ નથી એમ પણ પરાશર સ્મૃતિમાં કહ્યું છે. પરન્તુ, કેટલાક ટીકાકાર ઉપર કહેલા શ્લોકની **"तेन चैवापि जीव्यते"** એ બીજી પંક્તિમાં કહેલા **च** શબ્દથી અનાપદ્ કાલમાં પણ બ્રાહ્મણે વ્યાજ લઇને જીવન ચલાવવાની આજ્ઞાનો સ્વીકાર કરીને વ્યાજથી પણ જીવિકા ચલાવવાનું કહે છે. પરન્તુ તે શાસ્ત્ર અને યુક્તિથી વિરૂદ્ધ છે. વૃદ્ધિજીવીનું અન્ન ખાવાની પણ શાસ્ત્રમાં મનાઇ કરેલી છે. છતાં વ્યાજથી જીવન ચલાવવાની આજ્ઞા શાસ્ત્રમાં હોવાનો સંભવ જ નથી. કેટલેક ઠેકાણે અન્નની ધીરધાર કરનારને વાર્ધુષિક (વૃદ્ધિજીવી) કહ્યા છે તે પહેલાંના સમયમાં પૈસાનો વ્યવહાર ન હોવાથી કહ્યું છે. કોઇ પણ પ્રકારની વૃદ્ધિજીવિકા વૈશ્ય સિવાય અન્ય કોઇને માટે પણ શ્રેષ્ઠ નથી. કેટલાક લોક એમ પણ માને છે કે કૃષિ તથા વ્યાજ લેવું આદિ વ્યવહાર પોતે ન કરે, પરન્તુ બીજાની દ્વારા કરાવવામાં કોઇ હાનિ નથી. આ વાત બિલકૂલ શાસ્ત્રાનુસાર નથી, કારણ જે કર્મમાં પાપ થવાનો સંભવ છે તે કરનાર તથા કરાવનાર અથવા કરનારને કોઇ પ્રકારની સહાયતા કરનાર સર્વ પાપના ભાગી થાય છે એમ કહ્યું છે. માટે યુક્તિશૂન્ય તે લોકનો પક્ષ પરિત્યાગ કરવા યોગ્ય છે.

**कुसूलधान्यको वा स्यात्कुंभीधान्यक एव वा ।**
**त्र्यैहिको वापि भवेदश्वस्तनिक एव वा ॥ ,, ॥ ७ ॥**

અર્થઃ—ગૃહસ્થ બ્રાહ્મણ એક કુસલ (અનાજ ભરવાની કોઠીનું નામ) ભરીને અનાજ રાખે, અથવા એક કુંભી (કુંભ ભરીને) અનાજ ભરી રાખે, અથવા ત્રણ દિવસ ચાલે તેટલું અન્ન રાખે, અથવા કેવલ એક દિવસના ભોજન જેટલા અન્નનો સંગ્રહ કરે.

चतुर्णामपि चैतेषां द्विजानां गृहमेधिनाम् ।
ज्यायान्परः परो ज्ञेयो धर्मतो लोकजित्तमः ॥ ,, ॥८॥

અર્થઃ—આ પ્રકારના ગૃહસ્થ બ્રાહ્મણોમાં પહેલાની અપેક્ષા પછી પછી કહેલો શ્રેષ્ઠ છે અને સ્વર્ગાદિ લોકોને જીતનાર થાય છે.

આ શ્લોકથી કુસલ ધાન્ય વાળા કરતાં કુંભીધાન્ય વાળાને, અને કુંભીધાન્ય વાળા કરતાં ત્રણ દિવસના નિર્વાહ જેટલું ધાન્ય રાખનારને, અને તેના કરતાં પણ બીજા દિવસ માટે અન્ન નહીં રાખનારને અર્થાત્ પ્રતિદિન મળેલી વસ્તુને તે જ દિવસે વાપરી દેનારને શ્રેષ્ઠ કહ્યો છે. માટે થોડામાં થોડો સંગ્રહ કરનાર શ્રેષ્ઠ છે એ વાત સ્પષ્ટ થાય છે. તપોબલ પણ સંગ્રહના અભાવથી જ વધે છે. જ્ઞાનની વૃદ્ધિ થવામાં પણ સંગ્રહનો અભાવ જ કારણ છે. કોઇ શાસ્ત્રને પૂર્ણ રીતે જાણનાર મનુષ્ય હોય તોપણ સંગ્રહબુદ્ધિ વિશેષ હોય તેને જ્ઞાનનો વિકાસ થવો સંભવ નથી, કારણ કે ધનાદિનો સંગ્રહ કરવામાં રૂચિ હોવામાં કારણ કેવલ અન્તઃકરણની મલિનતા જ છે. વિત્તૈષણા પરિત્યાગ નહીં કરવાથી યથાર્થ જ્ઞાન થવુ અથવા યથાર્થ વસ્તુનો અનુભવ થવો પણ સંભવ નથી. અમારી પાસે ધનાદિ સંપત્તિ હોય તોજ અમને સંસારનું સુખ મળી શકે છે, અને ધનનો સંચય થવાથી જ દરેક સમય અમારા કામમાં આવશે, તથા કોઇ દુકાળ આદિની બાધા થતાં પણ અમારી પાસે ધન હશે તો અમને દુઃખ નહીં થાય આ પ્રકારનો વિચાર તથા દુઃખી થવાનો ભય ધનનો સંગ્રહ કરવામાં કારણ છે. જેને જીવિકા આદિ વિષયમાં ભય છે તેને દૈવી સંપત્તિવાળો મનુષ્ય કહી શકાય નહીં, કેમકે ભગવદ્ગીતાના ૧૬ મા અધ્યાયમાં દૈવી સંપત્તિ તથા આસુરી સંપત્તિનાં લક્ષણોનું કથન કરતાં પ્રથમ દૈવી સંપત્તિના ગુણોમાં "અભય"ને જ કહેલો છે. જીવિકા આદિ કોઇ પણ નિમિત્તે ભય ન થવો તેનું નામ અભય છે. (તેનું વિશેષ વિવેચન કર્મ પ્રકરણના અન્તમાં કરવામાં આવશે.) ધનાદિ સંગ્રહ કરવાની બુદ્ધિ આસુરી સંપત્તિનું લક્ષણ છે. દૈવીસંપતિ વાળાને પોતાના અથવા કુટુંબ આદિના જીવન વિષયમાં કોઇ પ્રકારની કલ્પના થતી નથી; કેમકે તેમને "હું મારી તથા મારા કુટુંબ આદિની રક્ષા કરૂં છું" એવું અભિમાન નથી. પરન્તુ ઇશ્વર જ યોગક્ષેમ ચલાવનાર છે અને તે સર્વની રક્ષા કરનાર છે, તે અમારી પણ રક્ષા કરશે એવો નિશ્ચય છે.

अनन्याश्चिन्तयन्तो मां ये जनाः पर्युपासते ।
तेषां नित्याभियुक्तानां योगक्षेमं वहाम्यहम् ॥ भ०गी०अ० ९–२२ ॥

અર્થઃ—ભેદદષ્ટિ રહિત અને સર્વ પ્રકારના ભોગમાં નિઃસ્પૃહ જે પુરૂષ, સર્વ વસ્તુ પરમાત્મારૂપ છે, પરમાત્માથી ભિન્ન કોઇ પણ વસ્તુ નથી, એમ જાણીને પરમાત્માનું જ હમેશાં ચિન્તન કરે છે–તેવા આત્મધ્યાનમાં તત્પર પુરૂષોને યોગક્ષેમ હું પરમેશ્વર પોતે જ પ્રાપ્ત કરાવું છું અર્થાત્ તે ભક્તલોક પોતાના શરીરની સ્થિતિને ઉપયોગી પદાર્થોને માટે પ્રયત્ન ન કરવા છતાં પણ હું પ્રાપ્ત કરાવું છું. અપ્રાપ્ત વસ્તુની પ્રાપ્તિનું નામ યોગ છે, અને પ્રાપ્ત થયેલી વસ્તુનું રક્ષણ કરવું તેનું નામ ક્ષેમ છે.

વળી ભક્તોનો યોગક્ષેમ ભગવાન્ પોતે જ કરે છે એવું મહાભારતમાં પણ કહ્યું છેઃ—

**मनीषिणो हि ये केचिद्यतयो मोक्षधर्मिणः ।**

**तेषां विच्छिन्नतृष्णानां योगक्षेमवहो हरिः ॥ म.भा.शा.प.अ. ३४९–७२ ॥**

અર્થઃ—જે કોઈ બુદ્ધિશાળી મોક્ષધર્મી મનુષ્ય મોક્ષને માટે યત્ન કરનાર છે એવા તૃષ્ણારહિત મનુષ્યનો યોગક્ષેમ પરમેશ્વર પોતેજ વહન કરે છે.

આ પ્રમાણે ભગવદ્ગીતા આદિ ગ્રન્થોમાં ભક્તોના યોગક્ષેમ કરનાર ભગવાનને કહ્યા છે. તેથી ઈશ્વર તથા શાસ્ત્ર ઉપર શ્રદ્ધાવાળા મનુષ્ય સંગ્રહ કરવામાં કદાપિ તત્પર થતા નથી. જેટલી જેટલી સંગ્રહ કરવાની ઇચ્છા થાય છે તેટલી તે વિશ્વાસની ખામીનું જ સૂચન કરાવે છે. તેથી પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાવાળો કોઇ પણ આશ્રમમાં હોય તોપણ તેને સંગ્રહ કરવાની બુદ્ધિ હોવાનો સંભવ નથી. અને ધર્માદિ ચાર પુરૂષાર્થમાં સર્વ કોઇ મોક્ષને જ પરમ પુરૂષાર્થ તરીકે સ્વીકાર કરે છે; અને મુમુક્ષુને માટે ત્યાગ જ પ્રધાન સાધન છે. ત્યાગ કોઇ અમુક વેષ માત્રથી થતો નથી. સંગ્રહના અભાવથી જ ત્યાગી થઇ શકે છે. તેથી વૈદિક ધર્મનો જે સિદ્ધાન્ત છે તે સંગ્રહ નહિ કરવામાં છે.

બાકી શરીરનિર્વાહને યોગ્ય વસ્તુ સંપાદન કરવાને માટે સર્વ પ્રાણી માત્રને હક છે. પરન્તુ કોઇને પોતાના શરીર માત્રનું અને કોઇને પત્ની, પુત્ર, સેવક આદિનું પણ પોષણ કરવાને માટે અધિક વસ્તુઓ સંપાદન કરવી પડે છે. તે બહુ સમયને માટે નહીં કરવું જોઇએ એવો શાસ્ત્રકારોનો સિદ્ધાન્ત છે. તેથી મનુમહારાજે ગૃહસ્થ બ્રાહ્મણોને માટે ઉત્તમ પક્ષમાં અશ્વસ્તનિક રહેવાનું કહ્યું છે. જે આવતી કાલની ચિન્તા કરતો નથી, જે આજ મળ્યું તે આજ જ ખર્ચ કરી દે છે, તેને અશ્વસ્તનિક તથા સદ્યઃપ્રક્ષાલક, તથા કદાપિ ઘોર સંન્યાસી નામથી કહે છે.

આ પ્રમાણે મનુજીનું કથન સંગ્રહનો પરિત્યાગ કરવામાં તાત્પર્યવાળું હોવાથી તેને અનુસાર જ શ્લોકનું તાત્પર્ય હોઇ શકે છે. અને કુંભી તથા કુસૂલનો અર્થ પણ તેને અનુસાર જ થઇ શકે છે. તેથી ગોવિન્દરાજની ટીકામાં જે ૭ દિવસની જીવિકા યોગ્ય અન્ન રાખનારને "કુંભીધાન્ય" કહ્યો છે તે બરાબર છે. તેને અનુસાર ૧૨ દિવસના નિર્વાહને યોગ્ય અન્ન સંગ્રહ કરનારને જ "કુસૂલધાન્ય" પણ કહ્યો છે. (માન સંબંધી વિશેષ ભેદ મિશ્રપ્રકરણમાં લખવામાં આવશે.)

કુસૂલ નામ ધાન્ય ભરવાનું એક માટીના બનાવેલા પાત્રનું છે. તે કેટલાક દેશોમાં ૧૫ અથવા ૨૦ મણ સુધીનું અન્ન રાખવા યોગ્ય મોટું પણ જોવામાં આવે છે. કુસૂલધાન્યાદિના ૧૨ દિવસના, ૭ દિવસના, ત્રણ દિવસના, એક દિવસના ક્રમને છોડીને કુલ્લૂક ભટ્ટ પોતાની ટીકામાં "કુસૂલધાન્ય"નો અર્થ સેવક આદિસહિત પોતાના સંપૂર્ણ કુટુંબનો ત્રણ વર્ષ અથવા અધિક સમય સુધી પણ નિર્વાહ ચાલે એટલું અન્ન જેની પાસે હોય તે કર્યો છે. અને એક વર્ષ સુધી નિર્વાહનું અન્ન રાખનારને "કુંભીધાન્ય" કહ્યો છે. પરન્તુ—

**यस्य त्रैवार्षिकं भक्तं पर्याप्तं भृत्यवृत्तये ।**

**अधिकं वापि विद्येत स सोमं पातुमर्हति ॥ म० स्मृ० अ० ११–७ ॥**

અર્થઃ—જેની પાસે સેવકાદિ સહિત અવશ્ય પાલન કરવા યોગ્ય કુટુંબનું ત્રણ વર્ષ સુધી અથવા અધિક સમય સુધી પોષણ ચલાવવાને માટે પરિપૂર્ણ અન્ન હોય તેજ સોમયાગ કરવાને યોગ્ય છે. મનુજીના આ શ્લોકનું પ્રમાણ આપીને ત્રણ વર્ષ ખર્ચ પૂરતું અન્ન જેની

પાસે હોય તેને કુલ્લૂકભટ્ટે કુસલધાન્ય કહ્યો છે. પરન્તુ આ કથન યુક્તિરહિત હોવાથી માનવા યોગ્ય નથી, કારણ કે મનુજીએ "यस्य त्रैवार्षिकं" એ શ્લોકથી કોઇ "કુસલ ધાન્ય"નો અર્થ કર્યો નથી, પરન્તુ સોમયાગના ખર્ચનું સૂચન કર્યું છે. થોડા ધનથી સોમયાગ ન થઇ શકે. સોમયાગ કરવાની ઇચ્છા થાય ત્યારે આટલા અન્નનો સંગ્રહ કરવો જોઇએ - એટલું જ માત્ર કહે છે. વળી કહ્યું છે કે:—

अतः स्वल्पीयसे द्रव्ये यः सोमं पिबति द्विजः ।
स पीतसोमपूर्वोऽपि न तस्याप्नोति तत्फलम् ॥ " ॥ ८ ॥

અર્થ:—પૂર્વ શ્લોકમાં કહેલા ત્રણ વર્ષના નિર્વાહ કરતાં ઓછા અન્ન વાળો જે બ્રાહ્મણ સોમયાગ કરે છે, તેણે પહેલાં પણ સોમયાગ કર્યો હોય તથાપિ તેને તે સોમયાગનું ફળ મળતું નથી. આ શ્લોકમાં સ્વલ્પ ધન વડે સોમયોગ કરનારને દક્ષિણા આદિની ન્યૂનતા હોય છે. માટે આ શ્લોકથી અલ્પ ધન વાળાએ સોમયાગ નહીં કરવો જોઇએ એટલું જ કહે છે. પરન્તુ "કુસૂલધાન્ય" નો અર્થ શ્લોક બનાવતો નથી. છતાં આ શ્લોકથી એટલો તો નિર્ણય થાય છે કે જેને સોમયાગ કરવો હોય તે ત્રણ વર્ષના નિર્વાહ પૂરતા અન્નનો સંગ્રહ કરી શકે છે. બાકી ૧૨ દિવસથી અધિક નિર્વાહ માટે ધન સંગ્રહ કરી શકતો નથી એવો મનુ મહારાજનો આશય છે.

જેવી રીતે મનુ ભગવાને સંગ્રહની ન્યૂનતા અને અધિકતાના ભેદથી ગૃહસ્થોના ચાર ભેદ કહ્યા છે, તેવી રીતે પરાશર સ્મૃતિમાં પણ જીવિકાની વૃત્તિના ભેદથી ગૃહસ્થાશ્રમીના ભેદ કહેવામાં આવ્યા છે.

गृहस्थश्च चतुर्भेदो वार्ताशालीनवृत्तिकौ ।
यायावरस्तथा चान्यो घोरसंन्यासिकस्तथा ॥ वृ. पा. स्मृ० अ० ११—५९ ॥

અર્થ:—ગૃહસ્થાશ્રમી પણ વાર્તાવૃત્તિ, શાલીનવૃત્તિ, યાયાવર અને ઘોર સંન્યાસિક એવા ચાર પ્રકારના હોય છે. તેમાંથી—

कृषिगोरक्ष्यवाणिज्यैः सर्वाः कुर्वन्क्रिया द्विजः ।
विहितैरात्मविद्यैश्च वार्तावृत्तिः स उच्यते ॥ " ॥ ६० ॥

અર્થ:—કૃષિ, વાણિજ્ય તથા ગોરક્ષા વડે જીવિકા ચલાવનાર તથા ગૃહસ્થાશ્રમીની સંપૂર્ણ ક્રિયા કરનાર અને આત્મચિન્તન કરનાર એવો બ્રાહ્મણ વાર્તાવૃત્તિ કહેવાય છે.

यजनाध्ययनैर्दानैस्त्रिभिर्यो वर्तते सदा ।
क्रियाः कुर्वन्नात्मविद्यः सा स्याच्छालीनवृत्तिता ॥ " ॥ ६१ ॥

અર્થ:—જે બ્રાહ્મણ યજન, અધ્યયન અને દાન કરવામાં તત્પર છે અને ગૃહસ્થાશ્રમીની સર્વ ક્રિયાઓ તથા આત્મચિન્તન પણ કરે છે તેને શાલીનવૃત્તિ કહે છે.

उक्तैः सत्कारयेदन्यान्क्रियाः कुर्यात्प्रतिग्रही ।
पाठयेच्च य आत्मानं यायावरः स उच्यते ॥ " ॥ ६२ ॥

અર્થ:—પ્રતિગ્રહ લઇને કુટુંબનું પોષણ ચલાવનાર તથા ગૃહસ્થોની અન્ય સર્વ ક્રિયા કરનાર તથા અતિથિ આદિ અન્ય મનુષ્યોનો સત્કાર કરનાર તથા અધ્યાત્મશાસ્ત્રનું અધ્યયન કરનાર એવો બ્રાહ્મણ યાયાવર કહેવાય છે. અને

तिष्ठेद्यश्च शिलोञ्छाभ्यामुद्धृताभिश्च वर्तते ।
आत्मविच्च क्रियाः कुर्याद्घोरसंन्यासिकः स तु ॥ ,, ॥ ६३ ॥

અર્થ:—જે શિલ અને ઉઞ્છવૃત્તિથી જીવન ચલાવે છે, તથા પોતાને હાથે લાવેલા જલાદિથી નિર્વાહ કરે છે તથા આત્મજ્ઞાની છે તથા નિત્ય કર્માદિ કરે છે તે ઘોર સંન્યાસિક કહેવાય છે. અહીં પોતાને હાથે જલાદિ લાવીને નિર્વાહ કરે છે એમ કહેવાનું તાત્પર્ય એ છે કે તેમની પાસે સેવક આદિ હોતા નથી. અને પત્નીનો અભાવ કહ્યો નથી, તેથી તેઓ પણ પત્નીવાળા જ હોય છે.

न लोकवृत्तं वर्तेत वृत्तिहेतोः कथंचन ।
अजिह्मामशठां शुद्धां जीवेद्ब्राह्मणजीविकाम् ॥ म० स्मृ०अ० ४–११ ॥

અર્થ:—પોતાના જીવનને માટે બ્રાહ્મણે શાસ્ત્રસંસ્કાર રહિત સાધારણ લૌકિક મનુષ્યનો વ્યવહાર કોઇ રીતે નહીં કરવો જાઇએ અર્થાત્ જીવિકાને માટે મિથ્યા ભાષણ, અસત્પ્રતિગ્રહ, આદિ નહીં કરવું જોઇએ, તેમજ જીવિકાને માટે જે ધંધો કરતો હોય તેમાં કોઇ પ્રકારનું કપટ નહીં હોવું જોઇએ તથા છળાદિ રહિત હોય અને મલિન જીવિકા ન હોય એવી યોગ્ય જીવિકાથી જ પોતાનું જીવન ચલાવવું જોઇએ. અને—

संतोषं परमास्थाय सुखार्थी संयमी भवेत् ।
संन्तोषमूलं हि सुखं दुःखमूलं विपर्ययः ॥ ,, ॥ १२ ॥

અર્થ:—જેથી પોતાના કુટુંબનું પોષણ તથા ગૃહસ્થાશ્રમીને ઉચિત પંચયજ્ઞાદિ બની શકે એટલું માત્ર પ્રાપ્ત થવાથી સન્તુષ્ટ રહે—તેથી અતિરિક્તની ઇચ્છા ન કરે. આ લોક તથા પરલોક સંબંધી સુખની ઇચ્છા કરનાર બ્રાહ્મણે સન્તોષનો આશ્રય કરીને ધનનો સંગ્રહ કરવામાં સંયમ રાખવો જોઇએ. કારણ કે આ લોક તથા પરલોક સંબન્ધી સુખ સંતોષથી જ પ્રાપ્ત થાય છે. અને જે અસંતોષ છે તે દુઃખનું જ મૂલ (કારણ) છે. બહુ ધન ઉપાર્જન કરવાના પ્રયત્નથી તૃષ્ણાની વૃદ્ધિ થાય છે. તૃષ્ણાની વૃદ્ધિ થવાથી મનુષ્ય છળ કપટ આદિ પણ કરવા લાગી જાય છે. ધનની તૃષ્ણાવાળા મિથ્યાભાષણ પણ અવશ્ય કરે જ છે. તેથી તે આ લોકમાં નિન્દા અને પર લોકમાં નરકનો પણ ભાગી થાય છે, માટે ગીતામાં તૃષ્ણાને નરકનું દ્વાર કહ્યું છે.

અને બ્રાહ્મણને માટે વેદ ભણવા અને ભણાવવા, યજ્ઞ કરવા અને કરાવવા તથા દાન લેવું અને આપવું એ ૭ કર્મ પહેલાં કહેવામાં આવ્યાં છે.

षण्णां तु कर्मणामस्य त्रीणि कर्माणि जीविका ।
याजनाध्यापने चैव विशुद्धाच्च प्रतिग्रहः ॥ म. स्मृ. अ. १०–७६ ॥

અર્થ:—તે ૭ કર્મ મધ્યે યજ્ઞ કરાવવા, વેદ ભણાવવા અને ઉત્તમ કુલ પાસેથી અર્થાત્ વૈદિક ધર્મમાં તત્પર રહેનાર દ્વિજાતિ પાસેથી પ્રતિગ્રહ લેવો—એ ત્રણ કર્મ બ્રાહ્મણની જીવિકાને માટે કહ્યાં છે.

ઉપર ઉઞ્છ તથા શિલ વડે જીવન ચલાવવાનું જે કહ્યું છે તે મહાન્ તપસ્વીથી જ થઇ શકે છે. તે પ્રમાણે જીવન ચલાવવાનું સામર્થ્ય ન હોય તો અધ્યાપનથી નિર્વાહ કરવો શ્રેય છે. ભણાવીને પગાર લેવાનું અહીં તાત્પર્ય નથી. પરન્તુ પોતાના શિષ્ય લોકે લાવેલા ભિક્ષાના

અન્ન વડે નિર્વાહ કરવાનું અને વિદ્યા સમાપ્ત કરીને ઘેર જનાર શિષ્ય લોકોએ આપેલી દક્ષિણા વડે નિર્વાહ કરવાનું તાત્પર્ય છે. અને તે રીતે ન બને તો યજ્ઞાદિ કરાવી નિર્વાહ કરવો ઠીક છે. તેમાં જે ધન પ્રાપ્ત થાય છે તે પોતાની મહેનતનું છે. તેથી વેદના નિયમને અનુસાર યજ્ઞ કરાવી ધન લેવામાં પાપનો સંભવ નથી. તેથી પણ નિર્વાહ ન ચાલે તો જીવિકાનું સાધન પ્રતિગ્રહ છે. કર્મનિષ્ઠ તપસ્વી બ્રાહ્મણે વૈદિક ધર્મમાં નિષ્ઠા રાખી અનુષ્ઠાન કરનાર દ્વિજાતિ પાસેથી પ્રતિગ્રહ લેવામાં દોષ નથી. માટે વિદ્વાન અને કર્મનિષ્ઠ બ્રાહ્મણ શુદ્ધ પ્રતિગ્રહથી પણ નિર્વાહ કરી શકે છે. પરન્તુ યજમાનના પાપનો નાશ કરવાનું જેનામાં સામર્થ્ય હોય તેનેજ પ્રતિગ્રહ લેવાનો અધિકાર છે, અવિદ્વાન્ અને અતપસ્વી બ્રાહ્મણને માટે તો પ્રતિગ્રહ નરકનું જ કારણ છે.

अजीवँस्तु यथोक्तेन ब्राह्मणः स्वेन कर्मणा ।
जीवेत्क्षत्रियधर्मेण स ह्यस्य प्रत्यनन्तरः ॥ म. स्मृ. अ. १०–८१ ॥

અર્થઃ—આપત્તિ કાલમાં પૂર્વે કહેલા ઉપાયોથી જીવન ચાલી શકે નહીં તો બ્રાહ્મણ ક્ષત્રિય ધર્મથી જીવન ચલાવે અર્થાત્ ગ્રામના અથવા નગરાદિકના રક્ષણથી જીવન ચલાવે. તે ક્ષત્રિયવૃત્તિ જ બ્રાહ્મણને માટે અનન્તર વૃત્તિ છે, એટલે કે પોતાના બ્રાહ્મણ ધર્મથી જીવિકા ન ચાલતાં જીવન ચલાવવાનો નજીકનો ઉપાય છે. નગર અને ગ્રામની રક્ષા રાજા જ કરી શકે છે. બ્રાહ્મણ રાજા હોય તો પણ સર્વ બ્રાહ્મણ રાજા હોઇ શકતા નથી. રાજા તો એક જ હોય છે. તેથી ક્ષાત્રધર્મ વડે જીવિકા ચલાવવાનું એજ તાત્પર્ય છે, કે બ્રાહ્મણનું નિત્ય કર્મ જે સન્ધ્યાવન્દન, સ્વાધ્યાય, અગ્નિહોત્રાદિક છે તેને કોઇ પ્રકારની હાનિ કર્યા વિના કરી શકે એવી રાજ્યની રક્ષાને ઉપયોગી નોકરી વડે પોતાની જીવિકા ચલાવવી. જે નોકરીમાં પોતાના નિત્ય કર્મનો પરિત્યાગ કરવો પડતો હોય અથવા હલકા દરજ્જાની સેવા કરવી પડતી હોય એવી સિપાઇ આદિની નોકરી કરવી ઉચિત નથી.

उभाभ्यामप्यजीवंस्तु कथं स्यादिति चेद्भवेत् ।
कृषिगोरक्षमास्थाय जीवेद्वैश्यस्य जीविकाम् ॥ ,, ॥ ८२ ॥

અર્થઃ—બ્રાહ્મણની વૃત્તિથી તથા ક્ષત્રિયવૃત્તિથી પણ જીવન ચાલે નહીં તો બ્રાહ્મણ કેવી રીતે પોતાની જીવિકા ચલાવે એમ જો પૂછતા હો તો કૃષિ, ગોરક્ષા તથા વાણિજ્ય (વ્યાપાર) આદિ વૈશ્યવૃત્તિથી જીવન ચલાવે. અને

वैश्यवृत्त्याऽपि जीवंस्तु ब्राह्मणः क्षत्रियोऽपि वा ।
हिंसाप्रायां पराधीनां कृषिं यत्नेन वर्जयेत् ॥ ,, ॥ ८३ ॥

અર્થઃ—બ્રાહ્મણ અથવા ક્ષત્રિય વૈશ્યવૃત્તિથી જીવન ચલાવવા છતાં જેમાં બહુ પ્રાણીની હિંસા થાય છે તેની અને બળદ આદિને આધિન રહીને કરવાની ખેતીનો પ્રયત્નપૂર્વક પરિત્યાગ કરવો જોઇએ, અર્થાત્ ગોરક્ષા અને વ્યાપારથી જ પોતાની જીવિકા ચલાવવી જોઇએ.

कृषिं साध्विति मन्यन्ते सा वृत्तिः सद्विगर्हिता ।
भूमिं भूमिशयांश्चैव हन्ति काष्ठमयोमुखम् ॥ ,, ॥ ८४ ॥

અર્થઃ—કેટલાક લોક કૃષિને શ્રેષ્ઠ સમજે છે, તથાપિ તેને સજ્જનોએ નિન્દિત કહેલી છે.

કેમકે જેના અગ્રભાગમાં લોઢાનું ફળ લાગેલુ છે એવું હળ તથા કોદાળી આદિ વડે પૃથ્વી તથા પૃથ્વીમાં રહેનાર પ્રાણીઓ પણ મરે છે માટે તે શ્રેષ્ઠ નથી. બનતા સુધી પોતાને હાથે પ્રાણીની હત્યા થાય એવી ખેતી કરે નહીં. તેમ ન બને તો પરાશરજીએ બતાવેલી રીતે ખેતી કરે તો પાપનો ભાગી થાય નહી. ૮૩મા શ્લોકથી એ પણ નિર્ણય થાય છે કે ક્ષત્રિય પણ આપત્તિ કાલમાં વૈશ્યવૃત્તિથી જીવન ચલાવી શકે છે. વૈશ્યની વૃત્તિથી જીવન ચલાવવાનું કહ્યું છે, તથાપિ જે વસ્તુ વેચવાનો નિષેધ કર્યો છે તેનો વિક્રય કરવો બ્રાહ્મણને માટે યોગ્ય નથી.

सर्वान्रसानपोहेत कृतान्नं च तिलैः सह ।
अश्मनो लवणं चैव पशवो ये च मानुषाः ॥ ,, ॥ ८६ ॥

અર્થ:—સર્વ પ્રકારના રસ, રાંધેલુ અન્ન, તલ, પથ્થર, મીઠું, પશુ, મનુષ્ય, તથા

सर्वं च तान्तवं रक्तं शाणक्षौमाविकानि च ।
अपिचेत्स्युररक्तानि फलमूलं तथौषधीः ॥ ,, ॥ ८७ ॥
अपः शस्त्रं विषं मांसं सोमं गन्धांश्च सर्वशः ।
क्षीरं क्षौद्रं दधि घृतं तैलं मधु गुडं कुशान् ॥ ,, ॥ ८८ ॥
आरण्यांश्च पशून्सर्वान् दंष्ट्रिणश्च वयांसि च ।
मद्यं नीलीं च लाक्षां च सर्वांश्चैकशफांस्तथा ॥ ,, ॥ ८९ ॥

અર્થ:—શણનાં વસ્ત્ર, રેશમી વસ્ત્ર, ઉનનાં વસ્ત્ર, સર્વ પ્રકારના તન્તુનાં બનાવેલાં રંગેલાં વસ્ત્ર, અળસીની છાલનાં બનેલાં વસ્ત્ર, ફળ, મૂળ, તથા ઔષધિ, તથા જલ, શસ્ત્ર, વિષ, માંસ, સોમવલ્લી, સર્વ પ્રકારના સુગંધીદાર પદાર્થ, દૂધ, મીણ, દહીં, ઘી, તેલ, મધુ, કુશ, તથા ગોળસર્વ જાતનાં જંગલી પશુ, દાઢવાળાં પશુ, પક્ષી, મદ્ય, ગળી(નીલી), લાખ, ઘોડા આદિ એક ખરીવાળાં સર્વ પશુ—એ સર્વનો બ્રાહ્મણે ક્રયવિક્રય ન કરવો જોઇએ. વળી—

काममुत्पाद्य कृष्या तु स्वयमेव कृषीवलः ।
विक्रीणीत तिलांछुद्धान्धर्मार्थमचिरस्थितान् ॥ ,, ॥ ९० ॥

અર્થ:—ખેડુતલોક પોતાના ખેતરમાં ઇચ્છાનુસાર તલ ઉત્પન્ન કરીને પવિત્ર તલ ધર્મકાર્યને નિમિત્ત વેચી શકે છે. પરન્તુ વધારે લાભ મેળવવાની મતલબથી બહુ દિવસ સુધી રાખીને વેચે નહીં.

सद्यः पतति मांसेन लाक्षया लवणेन च ।
त्र्यहेण शूद्रो भवति ब्राह्मणः क्षीरविक्रयात् ॥ ,, ॥ ९२ ॥

અર્થ:—માંસ, લાખ તથા મીઠું વેચવાથી બ્રાહ્મણ તરત જ પતિત થાય છે, અને દૂધ વેચવાથી ત્રણ દિવસમાં શુદ્ર બને છે.

इतरेषां तु पण्यानां विक्रयादिह कामतः ।
ब्राह्मणः सप्तरात्रेण वैश्यभावं निगच्छति ॥ ,, ॥ ९३ ॥

અર્થ:—અને ઇચ્છાથી સાત દિવસ સુધી ઉપર કહેલા બાકીના બધા રસાદિ નિષિદ્ધ પદાર્થ વેચવાથી બ્રાહ્મણ વૈશ્ય થઇ જાય છે.

रसा रसैर्विधातव्या न त्वेव लवणं रसैः ।

कृतान्नं चाकृतान्नेन तिला धान्येन तत्समाः ॥ „ ॥ ९४ ॥

અર્થઃ—ગોળ વગેરે રસ ઘૃતાદિ સાથે અદલ બદલ કરી શકે છે, પરન્તુ મીઠાને બીજી વસ્તુ સાથે અદલ બદલ કરી શકતા નથી. રાંધેલું અન્ન કાચા અન્નની સાથે અદલ બદલ કરી શકે છે, અને તલ પણ કીંમતમા બરાબર બીજા ધાન્યની સાથે બદલી શકે છે.

वैश्यवृत्तिमनातिष्ठन् ब्राह्मण. स्वेपथि स्थितः ।

अवृत्तिकर्षितः सीदन्निमं धर्मसमाचरेत् ॥ „ ॥ १०१ ॥

અર્થઃ—જે બ્રાહ્મણ બ્રાહ્મણની વૃત્તિથી નિર્વાહ ન થવાથી દુઃખી થવા છતાં પણ વૈસ્યની વૃત્તિનું અવલંબન ન કરતાં પોતાની વૃત્તિમાં જ સ્થિર રહે છે તે નીચે કહેલા ધર્મનું પાલન કરે.

सर्वत. प्रतिगृह्णीयाद्ब्राह्मणस्त्वनयं गतः ।

पवित्रं दुष्यतीत्येतद्धर्मतो नोपपद्यते ॥ „ ॥ १०२ ॥

અર્થઃ—વિપત્તિને પ્રાપ્ત થયેલો બ્રાહ્મણ સર્વ લોકો પાસેથી દાન લે. જે સ્વયં પોતાના આચરણથી પવિત્ર છે તે કોઇ દોષથી દૂષિત થાય છે એવુ ધર્મશાસ્ત્રથી સિદ્ધ થતુ નથી. અને આપત્તિ કાળમાં જ્યાં ત્યાં ખાવાથી અને પ્રતિગ્રહ લેવાથી પણ દોષ નથી એ વાત પ્રથમ ભોજનવિધિમાં અજીગર્તાદિનાં દૃષ્ટાન્તથી કહેવામાં આવી છે.

जीवेदेतेन राजन्यः सर्वेणाप्यनयं गतः ।

न त्वेव ज्यायसीं वृत्तिमभिमन्येत कर्हिचित् ॥ म० स्मृ० अ०१०-९५ ॥

અર્થઃ—આપત્તિને પ્રાપ્ત થયેલો ક્ષત્રિય જે વસ્તુઓને વેચવાનો બ્રાહ્મણને માટે નિષેધ કર્યો છે તેવા રસાદિ વેચીને પણ વૈસ્યની તુલ્ય જીવિકા ચલાવે. પરન્તુ કદાપિ બ્રાહ્મણની જીવિકા જે દાન લેવું આદિ છે તેનો આશ્રય ન લે. તેવી રીતે—

वैश्योऽजीवन्स्वधर्मेण शूद्रवृत्त्यापि वर्तयेत् ।

अनाचरन्न कार्याणि निवर्तेत च शक्तिमान् ॥ „ ॥ ९८ ॥

અર્થઃ—વૈશ્ય પણ ખેતી, વ્યાપાર, આદિ વડે જીવન ચલાવવા અસમર્થ થાય તો દ્વિજાતિની શુશ્રષા આદિ શૂદ્રવૃત્તિથી નિર્વાહ કરે અને જ્યારે આપત્તિથી નિવૃત્ત થાય ત્યારે શક્તિવાળા વૈશ્યે શૂદ્રની વૃત્તિથી નિવૃત્ત થવું જોઇએ. અને

अशक्नुवंस्तु शुश्रूषां शूद्रः कर्तुं द्विजन्मनाम् ।

पुत्रदारात्ययं प्राप्तो जीवेत् कारुककर्मभिः „ ॥ ९९ ॥

અર્થઃ—શૂદ્ર જ્યારે શુશ્રષા કરવાને અસમર્થ થાય અને પુત્ર, સ્ત્રી, આદિ ક્ષુધાથી પીડિત હોય ત્યારે કારિગરીના કામથી પોતાનું જીવન ચલાવે, અને—

यैः कर्मभिः प्रचरितैः शुश्रूष्यन्ते द्विजातयः ।

तानि कारुककर्माणि शिल्पानि विविधानि च ॥ „ ॥ १०० ॥

અર્થઃ—જે કર્મ કરવાથી દ્વિજાતિની સેવા થતી હોય એવા સુતાર, કડિયા, આદિનું કામ તથા ચિત્ર કાઢવું, રંગવું, આદિ નાના પ્રકારનાં કામ કરે. પરન્તુ વૈશ્ય અને શૂદ્રે આપત્તિ કાલમાં પણ ક્ષત્રિયની માફક બ્રાહ્મણવૃત્તિનો સ્વીકાર નહીં કરવો જોઇએ.

सप्त वित्तागमा धर्म्या दायो लाभः क्रयो जयः ।
प्रयोगः कर्मयोगश्च सत्प्रतिग्रह एव च ॥ મ૦ સ્મૃ૦ અ૦ ૧૦–૧૧૫ ॥

અર્થઃ—દાય એટલે પોતાની વંશ પરંપરાથી આવેલુ ધન, પૃથ્વીમાં દાટેલું ધન અર્થાત્ ધનાદિની પ્રાપ્તિ અથવા મિત્રાદિ દ્વારા પ્રાપ્ત થયેલું ધન જેને લાભ કહે છે તે, તથા કીમત આપીને વસ્તુને ખરીદી લેવી એ ત્રણ પ્રકારનું ધન ચારે વર્ણોને માટે ધર્મથી યુક્ત છે. અને જે જય ધન છે તે બીજાનો વીજય કરવાથી જ પ્રાપ્ત થાય છે. તે ધન ક્ષત્રિયને માટે ધર્મયુક્ત છે. અને વ્યાજ લેવું તેને પ્રયોગ કહે છે તે, તથા કૃષિ અને વ્યાપારનુ નામ કર્મ-યોગ છે તે બંને ( પ્રયોગ અને કર્મયોગ ) પ્રકારનું ધન વૈશ્યને માટે ધર્મયુક્ત છે. અને જે પવિત્ર પ્રતિગ્રહ છે તેને સત્પ્રતિગ્રહ કહે છે. તે ધન બ્રાહ્મણને માટે ધર્મયુક્ત છે. આ પ્રમાણે ઉપર કહેલા ધનપ્રાપ્તિ કરવાના સાત માર્ગ ધર્મયુક્ત છે. માટે બ્રાહ્મણાદિ હમેશા ધર્મયુક્ત ધનને જ સંપાદન કરવાની ઇચ્છા કરે, અને તેવા ધનને પ્રાપ્ત કરવામાં અસમર્થ હોય તો એટલે આપત્તિ કાલમાં તે કાલને માટે વિધાન કરેલા કર્મ વડે ધન ઉપાર્જન કરવું યોગ્ય છે. તેમ કરવામાં પાપ નથી.

विद्या शिल्पं भृतिः सेवा गोरक्षा विपणिः कृषिः ।
धृतिर्भैक्ष्यं कुसीदं च दश जीवनहेतवः ॥ ,, ॥ ११६ ॥

અર્થઃ—વિદ્યા અટલે અહીં વૈદ્યવિદ્યાથી અન્ય વૈદ્યની તથા ઝેર ઉતારવું આદિ વિદ્યાનું ગ્રહણ કરવાનું છે તે, તથા નાના પ્રકારની શિલ્પવિદ્યા (કલાઓ), ભૃતિ, સેવા, ગોરક્ષા, વ્યાપાર, પોતાને હાથે કૃષિ કરવી તે (કૃષિ), ધૃતિ અર્થાત્ સંતોષ (તે પણ એક જીવિકાનું સાધન છે, કેમકે સંતોષ હોય તો થોડી વસ્તુથી પણ નિર્વાહ થાય છે. ) તથા ભિક્ષાવૃત્તિ અર્થાત્ થોડું થોડું માગી લાવીને એકઠું કરવું તે, તથા વ્યાજ લેવું ( કુસીદ ) એ દશ જીવિકાના ઉપાય છે. અનાપત્તિના સમયમાં જેને જે કર્મ જીવિકાના સાધન રૂપ નથી તેને આપત્તિ કાલમાં તે કર્મથી પણ જીવિકા ચલાવવાને માટે આ શ્લોક આજ્ઞા દે છે. તેથી આ દશ કર્મ વડે સર્વલોક પોતાની આપત્તિને તરી શકે છે. અર્થાત્ આપત્તિ કાલમાં ચારે વર્ણ આ દશમાંથી કોઇ પણ કર્મ વડે પોતાની જીવિકા ચલાવી શકે છે એવો ભાવ છે, કારણકે કોઇ પણ પ્રકારે શરીરને બચાવવું એ સર્વથી મોટો ધર્મ છે. કેમકે શરીર રહેવાથી મનુષ્ય ધર્મનું આચરણ કરી શકે છે, અને આપત્તિને તરવાને માટે કોઇ અયોગ્ય કર્મ કર્યું હોય તો પ્રાયશ્ચિત્ત દ્વારા તેનું પણ નિવારણ કરી શકે છે, માટે કહ્યું છે કેઃ—

शरीरं सर्वधर्मस्वं रक्षणीयं प्रयत्नतः ।
शरीरात्स्रवते धर्मं पर्वतात्सलिलं यथा ॥ ,,

અર્થઃ—જે શરીર છે તે જ ધર્મરૂપી ધન ( સ્વમ્ ) છે. તે કારણથી તેની બહુ પ્રયત્ને કરીને રક્ષા કરવી જોઇએ. જેવી રીતે પર્વતમાંથી પાણી (નદી) ઝરે છે, તેવી રીતે શરીરમાંથી ધર્મરૂપી, જલ (નદી) વહે છે.

આ પ્રમાણે શરીર ધર્માચરણનું સાધન હોવાથી તેની રક્ષા કરવી તેને મુખ્ય ધર્મ માન્યો છે. શરીરની રક્ષા કરવી તે બ્રાહ્મણ આદિ સર્વને માટે પ્રધાન ધર્મ છે. અનાયાસને તેટલા માટે જ સાધારણ ધર્મ માન્યો છે. શરીરને બહુ કષ્ટ પહોંચે એવું કર્મ મુમુક્ષુએ કદાપિ ન કરવું જોઇએ. તેમજ ભિક્ષાવૃત્તિ અને વ્યાજ લેવું આદિ ધંધા પણ બ્રાહ્મણ તથા ક્ષત્રિયને માટે બહુ કષ્ટ પડે ત્યારેજ કરવાનો છે, કેમકે અન્નની પવિત્રતા કમાઇને અનુસાર હોય છે, અને અન્નની પવિત્રતાને અનુસાર મનની પવિત્રતા રહે છે. અને મનને પવિત્ર કરવું તેજ શાસ્ત્રનું તાત્પર્ય છે. તે કારણથી અન્તઃકરણની શુદ્ધિની ઇચ્છાવાળા મનુષ્યે અવશ્ય શુદ્ધ જીવિકાનોજ આશ્રય લેવો જોઇએ. અને અન્નની શુદ્ધિ મનની શુદ્ધિમાં કારણ છે તે પહેલાં પણ કહેવામાં આવ્યુ છે. પરન્તુ આપત્તિના નિમિત્તથી જે કર્મનો સ્વીકાર કર્યો છે તે કર્મનો આપત્તિ જતાં તરત પરિત્યાગ કરવો જોઇએ.

क्षत्रेण कर्मणा जीवेद्विशां वाऽप्यापदि द्विजः ।
निस्तीर्यतामथात्मानं पावयित्वा न्यसेत्पथि ॥ या. स्मृ. अ. ३–३४ ॥

અર્થઃ—મનુષ્યને પોતાના વર્ણને માટે વિધાન કરેલા અથવા સર્વ વર્ણને માટે સાધારણ રીતે પ્રતિપાદન કરેલા કર્મ વડે જ્યારે ધનની પ્રાપ્તિ થાય નહીં, ત્યારે તેને આપત્તિકાલ કહે છે. તેવા આપત્તિકાલમાં બ્રાહ્મણ ક્ષત્રિયના કર્મથી અથવા વૈશ્યના કર્મથી જીવન ચલાવે. અને તે કર્મ વડે પોતાની આપત્તિને તરીને પછી પોતાને પ્રાયશ્ચિત્તદ્વારા પવિત્ર કરીને બાદ પોતાની જાતિને માટે વિધાન કરેલા કર્મમાં સ્થિત થાય. જો આપત્તિને તરવાને માટે જપ તથા તપાદિરૂપ પ્રાયશ્ચિત્ત ન કરે તો તે હીનવૃત્તિથી પ્રાપ્ત કરેલા ધનને રસ્તામાં ફેંકી દે તેજ તેનું પ્રાયશ્ચિત છે. અને પછી પોતાના ધર્મમાં સ્થિત રહે.

આપત્તિ ગયા પછી પણ આપત્તિના ધર્મને જે કાયમ રાખે છે તે અવશ્ય પતિત થાય છે. માટે હીનવૃત્તિમાં અધિક ધનની પ્રાપ્તિ હોવા છતાં પણ તેમાં રૂચિ નહીં રાખવી જોઇએ. અને બહુજ કષ્ટ પડતાંજ હીનવૃત્તિ સ્વીકારવી જોઇએ.

બ્રાહ્મણાદિના આપદ્ધર્મનું નિરૂપણ કરીને હવે રાજાના પણ આપદ્ધર્મનો વિચાર કરીએ છીએ.

चतुर्थमाददानोऽपि क्षत्रियो भागमापदि ।
प्रजा रक्षन्परं शक्त्या किल्बिषात्प्रतिमुच्यते ॥ म० स्मृ० अ० १०–११८॥

અર્થઃ—રાજા આપત્તિકાલમાં પ્રજા પાસેથી ધન અને ધાન્યાદિનો ચોથો ભાગ લેવાથી પણ પાપનો ભાગી થતો નથી. તે પોતાની મહાન્ શક્તિ વડે પ્રજાની રક્ષા કરતો સતો પાપથી મુક્ત થાય છે.

રાજા કેટલો કર લે તે વિશે ઋષિઓના અનેક મત છે. પરન્તુ આ કર કદાપિ સ્થિર રહી શકતો નથી. કારણ કે રાજ્યની સારી રીતે રક્ષા થાય, શત્રુ આદિથી કોઇપણ પ્રકારની પીડા ન થાય, તથા દુકાલ આદિથી પ્રજા દુઃખી ન થાય તેની સંભાળ રાખવી તે રાજાનું કર્તવ્ય છે. તેને માટે તે તે કાલને અનુસાર ઓછો કે અધિક કર લઇ શકે છે, તેમાં રાજાને દોષ નથી. પરન્તુ કોઈ પ્રકારના મોજશોખમાં અધિક ખર્ચ રાખે અને તે ખર્ચ પૂરૂં કરવાને માટે પ્રજા ઉપર કર વધારે છે અને પ્રજા ઉપર સમભાવ નથી એવો રાજા પાપનો ભાગી થાય છે. કેટલાક રાજા જેવા કે રાજા ભોજ આદિ પોતાના ખજાનામાં ધનજ જમા થવા

દેતા નહોતા. તેવાઓને પણ ધનના અભાવથી દુઃખ પડયું નથી. અને જેની પાસે બહુ ધન છે એવાં હાલના સમયના રાજા લોકોને હમેશાં ધનનું દુઃખ પણ જોવામાં આવે છે. તેથી કરીને કર સંબંધી રાજાનો સદાચાર અને પ્રજાની કે રાજાની આપત્તિ ઉપર આધાર રહે છે. રાજાને ઘણીજ આપત્તિ આવે ત્યારે ચોથો ભાગ લેવા છતાં પણ તેને પાપ નથી એમ કહ્યું છે, કારણકે તે કર પણ પ્રજાની રક્ષાને માટે જ હોય છે.

स्वधर्मो विजयस्तस्य नाहवे स्यात्पराङ्मुखः ।
शस्त्रेण वैश्यान्रक्षित्वा धर्म्यमाहारयेद्बलिम् ॥ ,, ॥ ११९ ॥

અર્થઃ—શત્રુના ઉપર જય મેળવવો તેજ રાજાનો ધર્મ છે. માટે રાજાએ યુદ્ધમાંથી કદાપિ વિમુખ ન થવું જોઇએ. શસ્ત્રથી વૈશ્યાદિ પ્રજાનું રક્ષણ કરીને તેમની પાસેથી ધર્માનુસાર કર લેવો જોઇએ.

અહીં કર સંબંધી એટલોજ નિર્ણય થાય છે કે જે સમયમાં સુભિક્ષ છે, કોઇ શત્રુ આદિનો ઉપદ્રવ નથી, ત્યારે અધિક કર લઇ પ્રજાને પીડવી તે પાપનું કારણ હોવાથી તેમ નહીં કરવું જોઇએ. તે સમયે પોતાનું રાજ્ય ચલાવવાને ઉપયોગી અને ખર્ચ કરતાં કંઇક ભાગ ખજાનામાં જમે પણ થાય તેટલોજ કર લેવો જોઇએ. અને યુદ્ધાદિના નિમિત્તે જ્યારે અધિક લેવાની આવશ્યકતા હોય ત્યારે સમયને અનુસાર અધિક પણ લઇ શકે છે. બાકી આટલુંજ લેવું જોઇએ એ નિયમ જ્યાં જ્યાં કહ્યા છે તે સર્વ સામાન્ય માત્ર કહ્યા છે.

પરન્તુ આપત્તિ કાલ વિના બ્રાહ્મણાદિએ પોતપોતાની જાતિને અનુસાર ઠરાવેલી જીવિકાનો પરિત્યાગ નહીં કરવો જોઇએ, અને રાજાએ પણ પ્રજા ઉપર કર વધારવો નહીં જોઇએ.

ઇતિ જીવિકાવિષયક વિચાર અ. ૧૨ સર્ગ. ૪૫ સમાપ્ત.

---

## અધ્યાય ૧૨. સર્ગ ૪૬.

---

### આશૌચનિરૂપણ.

ઉપરના સર્ગમાં જીવિકા સંબંધી વિચાર કરીને આ સર્ગમાં અશૌચનું નિરૂપણ કરવામાં આવે છે.

मासवं सूतकं माहुरशौचं शावमुच्यते ॥ बृ० पा० स्मृ० अ० ५ श्लो० ५८ ॥

અર્થઃ—પુત્ર અને પુત્રી આદિ ઉત્પન્ન થતાં સૂતક લાગે છે. અને મરણમાં અશૌચ લાગે છે.

આ સૂતક તથા અશૌચમાં મનુષ્ય તથા ગાય આદિક પ્રાણી પણ અશુદ્ધ રહે છે. તે કારણથી સૂતક તથા અશૌચની સમાપ્તિ પર્યન્ત વૈદિક કર્મ કરવું યોગ્ય નથી હોતું. તેમ બીજાં મનુષ્યોને પણ સ્પર્શ કરી શક્તો નથી, વળી ગાય આદિનું દૂધ પણ ઉપયોગમાં લેવા યોગ્ય રહેતું નથી. તેથી બ્રાહ્મણાદિને કેટલા દિવસ સૂતક આદિ લાગે છે તેનું વિશેષ કરીને અહીં નિરૂપણ કરવામાં આવે છે.

दन्तजातेऽनुजाते च कृतचूडे च संस्थिते ।
अशुद्धा बान्धवाः सर्वे सूतके च तथोच्यते ॥ म० स्मृ. अ०५ श्लो० २ ॥

અર્થઃ—દાંત ઉગતી વખતે તથા દાંત ઉગ્યા બાદ તથા મુણ્ડન અને યજ્ઞોપવીત આપ્યા

આત મનુષ્ય મરી (संस्थित–सम्+स्था=મરવું) જાય તો સર્વ બાન્ધવો અશુદ્ધ થાય છે. તેમજ બાલક આદિનો જન્મ થતાં પણ અશુદ્ધ થાય છે.

दशाहं शावमाशौचं सपिण्डेषु विधीयते ।
अर्वाक् संचयनादस्थ्नां त्र्यहमेकाहमेव वा ॥ ,, ॥ ५९ ॥

અર્થ:—સપિણ્ડ મનુષ્ય મરવાથી બ્રાહ્મણોને ૧૦ દિવસનું સૂતક લાગે છે, અથવા અસ્થિ સંચયન સુધી લાગે છે મતલબ કે ચાર દિવસ સુધી અથવા એક દિવસ સુધી અશૌચ લાગે છે. એટલે કે શ્રૌત અગ્નિવાળા અને વેદની સર્વ શાખાનું અધ્યયન કરેલા વિદ્વાનને એક દિવસનું અશૌચ લાગે છે; અને વેદનું અધ્યયન તથા શ્રૌત અગ્નિહોત્ર એ બંનેથી રહિત કેવળ સ્માર્ત અગ્નિવાળાને ચાર દિવસનું અશૌચ લાગે છે. અને બંને પ્રકારના અગ્નિથી પણ રહિત તથા વેદના અધ્યયનથી પણ રહિત જાતિ બ્રાહ્મણને ૧૦ દિવસનું અશૌચ હોય છે.

सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्तते ।
समानोदकभावस्तु जन्मनाम्नोरवेदने ॥ ,, ॥ ६० ॥

અર્થ:—સાતમી પેઢી પછી સપિણ્ડતા દૂર થાય છે. પરન્તુ જલનો સંબન્ધ તો જન્મ અને નામ જ્ઞાત ન થતાં જ નિવૃત્ત થાય છે.

ભાવ એવો છે કે અમુક પુરુષનો જન્મ અમારા કુલમાં અમુક સમયે થયો હતો તેનું નામ અમુક હતુ–એવી કાંઇ પણ ખબર પડે નહીં ત્યારે જલ સંબન્ધ પણ છૂટી જાય છે. તે સંબંધમાં વૃદ્ધ મનુસ્મૃતિ નીચે પ્રમાણે કહે છે:—

सपिण्डता तु पुरुषे सप्तमे विनिवर्तते ।
समानोदकभावस्तु निवर्तेताचतुर्दशात् ॥ वृद्ध मनु० २ ॥

અર્થ:—સાતમી પેઢીએ સપિણ્ડતા નિવૃત્ત થાય છે, અને સમાનોદક ભાવ ચૌદમી પેઢી સુધી રહે છે, પછી નિવૃત્ત થાય છે, આ પ્રમાણે જલસંબંધ ચૌદમી પેઢી સુધી રહે છે વૃદ્ધ મનુનું કથન છે. (આ શ્લોક સાધુ ચરણપ્રસાદજીએ સંગ્રહ કરેલા ધર્મશાસ્ત્ર સંગ્રહમાંથી અહીં લીધેલો છે.)

વળી મત્સ્ય પુરાણમાં પણ સપિણ્ડના સંબંધી નીચે પ્રમાણે કહ્યું છે:—

लेपभाजश्चतुर्थाद्याः पित्राद्याः पिण्डभागिनः ।
पिण्डदः सप्तमस्तेषां सापिण्ड्यं साप्तपौरुषम् ॥ मात्स्य पु. अ. श्लो. २९ ॥

અર્થ:—પિણ્ડ આપનારના પિતા આદિ ત્રણ અર્થાત્ પિતા, પિતામહ અને પ્રપિતામહ એ ત્રણ પિણ્ડના ભાગી થાય છે. અને વૃદ્ધ પ્રપિતામહ આદિ ત્રણ એટલે ચોથો, પાંચમો અને છઠ્ઠો પુરુષ લેપના ભાગી થાય છે આ પિણ્ડના ભાગી તથા લેપના ભાગી મળી ૭ અને પિણ્ડ દેનાર સાતમો—એ સાત પેઢી સપિણ્ડ કહેવાય છે, આ સપિણ્ડતા સમાન ગોત્ર હોય ત્યાં જ હોય છે. તેથી માતામહ આદિની સપિણ્ડતા નથી. વળી—

ये चैकजाता बहवो भिन्नयोनय एव च ।
भिन्नवर्णास्तु सापिण्ड्यं भवेत्तेषां त्रिपूरुषम् ॥ દક્ષ૦સ્મૃ૦અ૦૬ શ્લો૦૫૪,૫॥

અર્થ:—એક જ પુરૂષથી અનેક વર્ણોની સ્ત્રીઓમાં ઉત્પન્ન થયેલા પુત્રોની પરસ્પર સપિણ્ડતા ત્રણ પેઢી સુધી હોય છે, અને—

अप्रत्तानां तु स्त्रीणां त्रिपुरुषी विज्ञायते ॥ वसि स्मृ० अ० ४ सू० १८ ॥

અર્થ:—વિવાહિત ન થયેલી કન્યાની સપિણ્ડતા ત્રણ પેઢી સુધી હોય છે.

અને અશૌચ સંબન્ધી જે જે સ્થળમાં "અહઃ" અને "રાત્રિ" શબ્દનું ગ્રહણ કરેલું જોવામાં આવે ત્યાં એક દિનરાત ( એક દિવસ ) સમજવું જોઇએ.

यथेदं शावमाशौचं सपिण्डेषु विधीयते ।

जननेऽप्येवमेव स्यान्निपुणं शुद्धिमिच्छताम् ॥ म० स्मृ अ० ५ श्लो० ६१ ॥

અર્થ:—જેવી રીતે આ મરણ સંબંધી આશૌચનું વિધાન કરે છે, તેવી રીતે શુદ્ધિની ઇચ્છાવાળાને બાલક આદિના જન્મમાં પણ આશૌચ (સૂતક) લાગે છે.

હવે મનુસ્મૃતિના અધ્યાય. ૫ ના શ્લો. ૫૯ ની વ્યાખ્યામાં બ્રાહ્મણોના ગુણને અનુસાર જે અશૌચનો ભેદ કહ્યો છે તેને વિષે પ્રમાણ આપવામાં આવે છે.

एकाहाच्छुद्ध्यते विप्रो योऽग्निवेदसमन्वितः ।

त्र्यहात्केवलवेदस्तु द्विहीनो दशभिर्दिनैः ॥ पारा० स्मृ० अ० ३ श्लो० ५ ॥

અર્થ:—વેદ ભણેલો તથા રોજ રોજ વેદોક્ત અગ્નિહોત્ર કરનાર બ્રાહ્મણ એક દિવસમાં શુદ્ધ થાય છે. અને જે બ્રાહ્મણ કેવલ વેદજ ભણેલો છે, અગ્નિહોત્ર કરતો નથી, તે ત્રણ દિવસમાં શુદ્ધ થાય છે. અને જે વેદ પણ ભણ્યો નથી તથા અગ્નિહોત્ર પણ કરતો નથી, તે ૧૦ દિવસે શુદ્ધ થાય છે.

जन्मकर्मपरिभ्रष्टः सन्ध्योपासनवर्जितः ।

नामधारकविप्रस्तु दशाहं सूतकी भवेत् ॥ „ ॥ ६ ॥

અર્થ:—જે બ્રાહ્મણ જન્મથી જ નિત્ય અને નૈમિત્તિક કર્મો કરતો નથી એવો કેવલ નામ માત્ર બ્રાહ્મણ ૧૦ દિવસ સુધી અશુદ્ધ રહે છે.

અગ્નિહોત્ર વૈદિક જ છે. જે વેદોક્ત રીતિથી નિયમપૂર્વક અગ્નિહોત્ર કરે છે તે જ અગ્નિહોત્રી કહેવાય છે. તથાપિ ધર્મશાસ્ત્રકારો સ્માર્ત અગ્નિહોત્રને પણ ઇષ્ટ માને છે. તેથી જે વેદ તથા વૈદિક અગ્નિહોત્ર એ બંનેથી રહિત કેવળ સ્માર્ત અગ્નિવાળો છે તેને ચાર દિવસનું સૂતક લાગે છે. અને—

ऋणव्यसनरोगार्तपराधीनकदर्यकाः ।

तृष्णावन्तो निराचाराः पितृमानविवर्जिताः ॥वृ. पा. स्मृ. अ. ६ श्लो.३९ ॥

स्त्रीजिताश्चानपत्याश्च देवब्राह्मणवर्जिताः ।

परद्रव्यगृहस्वान्ताः सदा सूतकिनः स्मृताः ॥ „ ॥ ४० ॥

અર્થ:—ઋણી (દેવાદાર), શિકાર જુગાર આદિ વ્યસનવાળા, રોગી, હમેશાં પરાધીન રહેનાર, કદર્ય, તૃષ્ણાળુ, આચાર રહિત, પિતા તથા માતાની સાથે વિરોધ કરનાર, વિષયાસક્ત હોવાથી સ્ત્રીને આધીન રહેનાર, સન્તાન રહિત, તથા દેવ અને બ્રાહ્મણને નહીં માનનાર,

અને જેનું ચિત્ત હમેશાં બીજાના ધન અને ગૃહાદિમાં રહે છે તે સર્વ હમેશાં સૂતકી રહે છે.

ग्रन्थार्थं यो विजानाति वेदमङ्गैः समन्वितम् ।

सकल्पं सरहस्यं च क्रियावाँश्चेन्न सूतकम् ॥ दक्ष स्मृ० अ० ६ श्लो. ४ ॥

અર્થઃ—જે બ્રાહ્મણ યજ્ઞવિદ્યા તથા ઉપનિષદ્ તથા સંપૂર્ણ અઙ્ગો સહિત સમગ્ર વેદોને અર્થ સહિત જાણે છે, તથા ક્રિયાવાળો પણ છે, તેને કોઇ પ્રકારનું સૂતક લાગતુ નથી.

અને પારાશર સ્મૃતિમાં પણ તેમજ કહ્યું છે:

केषांचित्तेन वै स्नानं केषांचिन्मरणान्तिकम् ।

सद्यः शौचास्तथैवान्ये चान्ये चैकाहिकाः स्मृताः ॥ वृ.पा.स्मृ.अ. ६ श्लो० ३॥

અર્થઃ—કોઇની શુદ્ધિ સ્નાન માત્રથી થાય છે, તો કોઇની શુદ્ધિ મરણ સુધી પણ થતી નથી, અને કોઇની શુદ્ધિ તત્કાલ જ થાય છે, તો કોઇની શુદ્ધિ એક દિવસમાં થાય છે. આ વાતનો ખુલાસો પારાશરજીએ નીચે પ્રમાણે કર્યો છે:—

विष्णुध्यानरतानां च सदैव व्रतचारिणाम् ।

गृहमेधिद्विजानां च तथैव ब्रह्मचारिणाम् ॥ ,, ॥ ६ ॥

वेदतत्त्वार्थवेत्तॄणां नित्यस्नानकृतां तथा ।

अथासंसर्गिणामेषां नाशौचं नापि सूतकम् ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—જે લોક પરમાત્માના ધ્યાનમાં તત્પર છે, તથા પ્રાયશ્ચિત્તાદિ વ્રતોનુ આચરણ કરનાર ગૃહસ્થાશ્રમી છે, તથા ઉપકુર્વાણ અને નૈષ્ઠિક એ બંને પ્રકારના બ્રહ્મચારી છે (૬), તથા વેદના યથાર્થ તત્ત્વને જાણનાર, તથા નિત્ય સ્નાનાદિક વૈદિક કર્મમાં તત્પર રહેનાર— તેમાંના કોઇને જો તેઓ કોઈ અશૌચવાળાને સ્પર્શ ન કરે તો તેમને કોઇ અશૌચ કે સૂતક લાગતું નથી.

संसर्गं वर्जयेद्यत्नात्संसर्गो दोषकारणम् ।

कायान्नादिकसंसर्गं वर्जयन्स्यान्न किल्बिषी ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—સંસર્ગ જ દોષનું કારણ છે. તેથી પ્રયત્નપૂર્વક સંસર્ગનો ત્યાગ કરવો જોઇએ. જે લોક અશુદ્ધ લોકોને સ્પર્શ કરતા નથી, તેમ અશુદ્ધ લોકોનું અન્ન આદિનું ગ્રહણ કરતા નથી, તે અશુદ્ધ થતા નથી.

वदन्ति मुनयः सर्वे संसर्गो दोषकारणम् ।

असंसर्गी स्वकर्मस्थो द्विजो दोषैर्न लिप्यते ॥ ,, ॥ ९ ॥

અર્થઃ—સંસર્ગ જ દોષનું કારણ છે એમ સર્વ ઋષિ લોકોએ કહ્યું છે. જે દ્વિજાતિ મનુષ્ય ધર્મરહિત અપવિત્ર મનુષ્યની સાથે સંસર્ગ કરતો નથી અને પોતાના કર્મમાં તત્પર રહે છે તેને દોષ લાગતો નથી. (પ્રથમ કહેલા પરમાત્માનું ધ્યાન આદિ કરનાર, અશૌચ તથા સૂતકવાળાને સ્પર્શ ન કરે તો, સ્નાન માત્રથી તત્કાલ જ શુદ્ધ થાય છે).

दानोद्वाहेष्टिसंग्रामे देशविप्लवकादिषु ।

सद्यः शौचं द्विजातीनां सूतकाशौचयोरपि ॥ ,, ॥ १० ॥

અર્થ:—દાન કરતી વખતે તથા વિવાહકાલમાં, તથા યજ્ઞકાલમાં તથા યુદ્ધના સમયમાં, તેમ દેશમાં ઉપદ્રવ સમયે પણ સૂતક અને અશૌચ એ બન્નેમાં દ્વિજાતિની તત્કાલ શુદ્ધિ થાય છે.

दातॄणां व्रतिनामेके कवयः सत्रिणामपि ।
सद्यः शौचमदोषाणामूचुर्धर्मविदः कलौ ॥ „ ॥ ११ ॥

અર્થ:—અને કલિયુગમાં દાનશીલ મનુષ્યને, તથા વ્રતીને, તથા યજ્ઞ કરનારની તથા નિર્દોષ મનુષ્યની પણ તત્કાલ શુદ્ધિ થાય છે એવું કોઇ આચાર્ય કહે છે.

सर्वमन्त्रपवित्रस्तु अग्निहोत्रपडङ्गवित् ।
राजा तु श्रोत्रियाश्चैव सद्यः शौचा प्रकीर्तिताः ॥ „ ॥ १२ ॥

અર્થ:—જે દ્વિજાતિ મનુષ્ય મન્ત્રથી જ પવિત્ર છે અને અગ્નિહોત્ર કરનારા છે, તથા વેદોનાં છ અંગોને જાણનાર છે તેઓ, તથા રાજા અને શ્રોત્રિય એ સર્વ તત્કાલ શુદ્ધ થાય છે.

सद्यः शौचं विधातव्यमर्वाक् दशनजन्मनः ।
वान्धवादिषु विज्ञेयमन्यदूर्ध्वं विधीयते ॥ „ ॥ १५ ॥

અર્થ:—જ્યાંસુધી બાલકના દાંત ઉગ્યા નથી, ત્યાંસુધી તેના મરણથી બન્ધુજનોની તત્કાલ શુદ્ધિ થાય છે, તે પછી જે બાલકનું મરણ થયું હોય તે પ્રસંગમાં ક્યારે શુદ્ધિ થાય છે તેનું વિધાન કરીએ છીએ.

पृथक्पिण्डे मृते वाले विदेशेऽन्यत्र च श्रुते ।
जाते वाऽपि च शुद्धिः स्यात्सद्यः शौचादसंशयम् ॥ „ ॥ १६ ॥

અર્થ:—સગોત્રમાં પણ જેની સપિણ્ડતા નથી તે કુલમાં જો કોઈ બીજે ઠેકાણે મરે અથવા બાલકનો જન્મ થાય અને ૧૦ દિવસ પછી તેની ખબર મળે તો તત્કાલ શુદ્ધિ થાય છે.

सवेदः साग्निरेकाहाद्ब्राह्मणः शुद्धिमाप्नुयात् ।
तथैकाहान्नपे संस्थे तथैव ब्रह्मचारिणि ॥ „ ॥ १७ ॥

અર્થ:—વેદપાઠી તથા અગ્નિહોત્રી બ્રાહ્મણ એક રાત્રિમાં શુદ્ધ થાય છે. અને રાજાના મરણમાં (संस्थे) એક રાત્રિમાં પ્રજાની શુદ્ધિ થાય છે, અને બ્રહ્મચારીના મરણમાં પણ ગ્રામવાસી લોકોની એક દિવસમાં જ શુદ્ધિ થાય છે. અને—

दुर्भिक्षे राष्ट्रभंगे च आपत्काल उपस्थिते ।
उपसर्गमृते वाऽपि सद्यः शौचं विधीयते ॥ „ ॥ १८ ॥

અર્થ:—દુર્ભિક્ષ કાલમાં તથા રાજ્યભંગ થવા સમયે તથા આપત્કાલ પ્રાપ્ત થતાં તથા કોઇ મહામારી આદિ ઉપદ્રવથી મરણ થતાં પણ તત્કાલ શુદ્ધિ થાય છે.

गोद्विजार्थे विपन्नानामाहवेषु गतायुषाम् ।
ते योगिभिः समा ज्ञेयाः सद्यः शौचाः प्रकीर्तिताः ॥ „ ॥ १९ ॥

અર્થ:—ગાય તથા બ્રાહ્મણોને માટે પ્રાણનો પરિત્યાગ કરનાર તથા યુદ્ધમાં મરનાર સર્વને યોગી લોકોની સમાન સમજવા જોઇએ. અને તેઓ તરત શૌચવાળા કહેવાય છે અર્થાત્ તેમના મરણ નિમિત્ત શુદ્ધિ તરત થાય છે.

विप्रे संस्थे व्रतादर्वाक् श्रोत्रिये च तथाद्विजे ।
अनूचाने गुरौ चैव आचार्ये वापि संस्थिते ॥ „ ॥ २० ॥
असंस्कृतप्रमीतेषु श्रोत्रिये निधनं गते ।
त्रिरात्रमेवाशौचं स्यात्तथैवोदकदायिनः ॥ „ ॥ २१ ॥

અર્થ—બ્રહ્મચર્યની સમાપ્તિ થતા પહેલાં અર્થાત્ વચમાં બ્રહ્મચારીનું મરણ થાય (संस्थे), તો તે પ્રસંગે, તથા શ્રોત્રિયના મરણમાં, તથા સાઙ્ગ વેદપાઠીના મરણમાં, તથા ગુરૂ અને આચાર્યના મરણમાં (૨૦), તથા જેમના સંસ્કાર થયા ન હોય તેમના મરણપ્રસંગે સપિણ્ડ લોકોને તથા જલદાનના અધિકારી લોકોને પણ ત્રણ દિવસનું આશૌચ લાગે છે.

અશૌચ સંબન્ધમાં યાજ્ઞવલ્કય સ્મૃતિ પણ નીચે પ્રમાણે કહે છેઃ—

प्रोषिते कालशेषः स्यादशेषे त्र्यहमेव च ।
सर्वेषां वत्सरे पूर्णे प्रेते दत्त्वोदकं शुचिः ॥ या० स्मृ० अ० ३ श्लो २१,२ ॥

અર્થઃ—દેશાન્તરમાં રહેનાર પોતાનો સપિણ્ડી મરણ પામે તેના સમાચાર અશૌચકાલ વીત્યા પહેલાં અર્થાત્ પ્રથમ દિવસે જ સાંભળે તો ૧૦ દિવસનું અશૌચ લાગે છે, અને બે ચાર દિવસ વીત્યા બાદ સાંભળવામાં આવે તો ૧૦ દિવસમાં જેટલા દિવસ બાકી હોય તેટલા દિવસનું જ અશૌચ લાગે છે. અને દશ રાત્રિ વીત્યા બાદ મૃત્યુની ખબર મળે તો સવ સપિણ્ડીઓએ ત્રણ દિવસ અશૌચ પાળવું જોઈએ. અને એક વર્ષ પછી ખબર મળે તો સ્નાન તથા જલદાન કરવાથી તે જ સમયે શુદ્ધ થાય છે. અને—

विगतं तु विदेशस्थं शृणुयाद्यो ह्यनिर्दशम् ।
यच्छेषं दशरात्रस्य तावदेवाशुचिर्भवेत् ॥ म० स्मृ० अ० ५ श्लो० ७५ ॥
अतिक्रान्ते दशाहे च त्रिरात्रमशुचिर्भवेत् ॥
संवत्सरे व्यतीते तु स्पृष्ट्वैवापो विशुद्ध्यति ॥ „ ॥ ७६ ॥

અર્થઃ—વિદેશમાં મરણ પામેલા મનુષ્યના મૃત્યુની ખબર ૧૦ કે ૧૨ દિવસ પૂર્ણ થતા પહેલાં જાણવામાં આવે તો ૧૦ કે ૧૨ દિવસ પૂરા થવામાં જેટલા દિવસ બાકી હોય તેટલા દિવસનું અશૌચ પાળવું. (૭૫). અને દશ દિવસ વીત્યા પછી સાંભળવામાં આવે તો ત્રણ દિવસનું અશૌચ લાગે છે. અને એક વર્ષ થઈ ગયા પછી જાણવામાં આવે તો સ્નાન કરવા માત્રથી શુદ્ધ થાય છે.

निर्दशं ज्ञातिमरणं श्रुत्वा पुत्रस्य जन्म च ।
सवासा जलमाप्लुत्य शुद्धो भवति मानवः ॥ म० स्मृ० अ० ५—७७ ॥

અર્થઃ—સપિણ્ડ મનુષ્યના મરણની અથવા પુત્રજન્મની ખબર દશ દિવસ થઇ ગયા પછી સાંભળવામાં આવે તો વસ્ત્રો સહિત સ્નાન કરવાથી મનુષ્ય શુદ્ધ થાય છે. તેવી રીતે દેશાન્તરમાં મરેલા માણસની ખબર દશ દિવસ પાછીથી મળે તો સ્નાન માત્રથી શુદ્ધિ થાય છે. એમ મનુ ભગવાન્ કહે છે. વળી—

श्रुत्वा चोर्ध्वं दशम्याः पक्षिणीम् ॥ गौ० ध० सू० अ० १४ सू० १८ ॥

અર્થઃ—દેશાન્તરમાં સ્થિત સપિણ્ડીનું મરણ અથવા જન્મ દશ દિવસ બાદ સાંભળવામાં આવતાં પક્ષિણી રાત્રિનું સૂતક લાગે છે. વર્તમાન દિવસ અને આવતી કાલનો દિવસ એ બંનેની વચલી જે રાત્રિ છે તેને પક્ષિણી કહે છે.

**देशान्तरस्थे प्रेत उर्ध्वं दशाहाच्छ्रुत्वैकरात्रमाशौचम् ॥ व०स्मृ.अ.४ सू०२९ ॥**

અર્થઃ—દેશાન્તરમાં સ્થિત મનુષ્યના મૃત્યુની વાત ૧૦ દિવસ પછી જાણવામાં આવે તો એક દિવસનું અશૌચ રહે છે. આ પ્રમાણે વસિષ્ઠજીએ જેના મરણની ખબર ૧૦ દિવસ પછી મળે તેનું અશૌચ એક દિવસનું કહ્યું છે. અને—

**दश रात्रेष्वतीतेषु त्रिरात्राच्छु द्धरिष्यते ।**
**ततः संवत्सरादूर्ध्वं सचैलस्नानमाचरेत् ॥** पा. स्मृ. अ. ३ श्लो. ४ ॥

અર્થઃ—સપિણ્ડ મનુષ્ય દેશાન્તરમાં મરી જાય તેની ખબર ૧૦ દિવસ બાદ મળે તો ત્રણ રાત્રિમાં શુદ્ધિ થાય છે. અને એક વર્ષ પછી ખબર સાંભળવામાં આવે તો વસ્ત્ર સહિત સ્નાન કરવાથી તત્કાલ શુદ્ધિ થાય છે એમ પરાશરજી કહે છે.

આ પ્રમાણે નાના પ્રકારના મત હોવાથી દેવલ ઋષિના મતને અનુસાર નિર્ણય કરવામાં આવ્યો છે. તે નીચે પ્રમાણે :—

**आत्रिपक्षात्त्रिरात्रं स्यात् षण्मासात्पक्षिणीं ततः ।**
**परमेकाहमावर्षादूर्ध्वं स्नातो विशुद्ध्यति ॥**

देवल स्मृ० प्रमाणं या. स्मृ. अ. ३ श्लो. २१,२ अपरा टीका॥

અર્થઃ—મરણ પછી દોઢ માસની અંદર ખબર મળે તો ત્રણ રાત્રિનું, અને છ માસની અંદર ખબર મળે તો પક્ષિણી અર્થાત્ દોઢ દિવસનું, અને એક વર્ષ સુધીમાં સાંભળવામાં આવે તો એક દિવસનું અશૌચ લાગે છે, અને એક વર્ષ પછી સાંભળવામાં આવે તો તરત શુદ્ધિ થાય છે.

**आत्रिपक्षात्त्रिरात्रं स्यादाषण्मासाच्च पक्षिणी ।**
**अहः संवत्सरादर्वाक् सद्यः शौचं विधीयते ॥** पा० स्मृ० अ० ३ श्लो० १६ ॥

અર્થઃ—ઉપરના શ્લોકના અને આ શ્લોકના અર્થમાં કંઈ ભેદ નથી. ( આ શ્લોક કોઇ કોઇ પુસ્તકમાં મળતો નથી. )

મનુજી મહારાજે, મરણની ખબર દશ દિવસ પછી જાણવામાં આવે તો દશ દિવસનું જે અશૌચ કહ્યું છે તે કર્મ કરવાની અયોગ્યતા માત્રનું બોધન કરે છે. અને "**निर्दशं ज्ञातिमरणम्**" આ શ્લોકમાં અસ્પૃશ્યતાની અપેક્ષાથી કહ્યું છે. તેથી વિદેશમાં મરેલા સપિણ્ડ મનુષ્યના મરણની વાત ૧૦ દિવસ પછી જાણવામાં આવે, તો પણ વૈદિક કર્મ નહીં કરવું જોઇએ. પરન્તુ અસ્પૃશ્યતાનિવારણ ( શુદ્ધિ) તો તરત સ્નાન માત્રથી થઇ જાય છે. અર્થાત્ બીજા મનુષ્યને સ્પર્શ કરવામાં બાધ નથી એવો ભાવ છે, વળી—

**अनुगम्येच्छया प्रेतं ज्ञातिमज्ञातिमेव वा ।**
**स्नात्वा सचैलं स्पृष्ट्वाग्निं घृतं प्राश्य विशुद्ध्यति ॥** पा० स्मृ०अ०३-४४ ॥

અર્થ:—જે મનુષ્યો પોતાની ઇચ્છાનુસાર, જ્ઞાતિ વાળાના કે અન્યજાતિના મડદાની પાંછળ પાછળ જાય છે તેની, વસ્ત્ર સહિત સ્નાન કરી અગ્નિને સ્પર્શ કરી ઘૃત પીવાથી શુદ્ધિ થાય છે. વળી–

क्षत्रियं मृतमज्ञानाद्ब्राह्मणो योऽनुगच्छति ।
एकाहमशुचिर्भूत्वा पञ्चगव्येन शुद्ध्यति ॥ ,, ॥ ४५ ॥

અર્થ:—જે બ્રાહ્મણ અજ્ઞાનતાથી ક્ષત્રિયના મડદાની પાછળ પાછળ જાય છે તેને એક દિવસનું અશૌચ લાગે છે. અને પઞ્ચગવ્ય પીવાથી તેની શુદ્ધિ થાય છે. અને—

शवं च वैश्यमज्ञानाद्ब्राह्मणो ह्यनुगच्छति ।
कृत्वा शौचं द्विरात्रं च प्राणायामान्षडाचरेत् ॥ ,, ॥ ४६ ॥

અર્થ:—વૈશ્યના શબની પાછળ અજ્ઞાનતાથી જનાર બ્રાહ્મણને ત્રણ દિવસનું અશૌચ લાગે છે, અને ૭ વખત પ્રાણાયામ કરવાથી તેની શુદ્ધિ થાય છે. અને—

प्रेतीभूतं यः शूद्रं ब्राह्मणो ज्ञानदुर्बलः ।
अनुगच्छेन्नीयमानं त्रिरात्रमशुचिर्भवेत् ॥ ,, ॥ ४७ ॥
त्रिरात्रे तु ततः पूर्णे नदीं गत्वा समुद्रगाम् ॥
प्राणायामशतं कृत्वा घृतं प्राश्य विशुद्ध्यति ॥ ,, ॥ ४८ ॥

અર્થ—જે અજ્ઞાની બ્રાહ્મણ શૂદ્રના શબની પાછળ જાય છે તે ત્રણ દિવસ સુધી અશુદ્ધ રહે છે. અને ત્રણ દિવસ પછી સમુદ્રને મળનારી નદીમાં સ્નાન કરી ૧૦૦ પ્રાણાયામ કરવાથી તથા ઘૃતનું પ્રાશન કરવાથી શુદ્ધ થાય છે.

मानुषास्थि स्निग्धं स्पृष्ट्वा त्रिरात्रमाशौचमस्निग्धे त्वहोरात्रम् ॥
व० स्मृ० अ० २३ सू० २१ ॥

અર્થ:—મરેલા મનુષ્યના ચીકણા હાડકાને સ્પર્શ કરવાથી ત્રણ દિવસનું અશૌચ લાગે છે, અને સૂકા હાડકાને સ્પર્શ કરવાથી એક દિવસનું અશૌચ લાગે છે.

शवानुगमने चैवम् ॥ ,, ॥ २२ ॥

અર્થ:—બ્રાહ્મણ ક્ષત્રિયના શબની પાછળ જાય તો એક દિવસનું વૈશ્યના શબની પાછળ જવાથી બે દિવસનું અને શૂદ્રના શબની પાછળ જવાથી ત્રણ દિવસનું અશૌચ લાગે છે. અને ક્ષત્રિયને વૈશ્યના શબની પાછળ જવાથી એક દિવસનું તથા શૂદ્રના શબની પાછળ જવાથી બે દિવસનું આશૌચ લાગે છે. કોઇએ ક્ષત્રિયને શૂદ્રની પાછળ જવાથી દોઢ દિવસનું સૂતક લખ્યું છે, અને વૈશ્યને શૂદ્રના શબની પાછળ જવાથી એક દિવસનું અશૌચ લાગે છે.

षडात्रं नवरात्रं च शवस्पृशां विशुद्धिकृत् ।
त्र्यहश्चैव विशुद्ध्यर्थं धर्मशास्त्रविदो विदुः ॥ वृ० पा० स्मृ० अ० ६ श्लो० २४ ॥

અર્થ:—જે કોઇ મડદાને સ્પર્શ કરે છે તેની શુદ્ધિ ૭ રાત્રિ અથવા નવ રાત્રિમાં અથવા ત્રણ રાત્રિ બાદ થાય છે. અર્થાત્ બ્રાહ્મણ શૂદ્રના શબને સ્પર્શ કરે તો તેને નવ દિવસનું, અને વૈશ્યના શબને સ્પર્શ કરે તો ૭ દિવસનું અને ક્ષત્રિયના સબને સ્પર્શ કરે તો ત્રણ દિવસનું સૂતક લાગે છે. અને

अनाथं ब्राह्मणं प्रेतं ये वहन्ति द्विजातयः ।
पदे पदे यज्ञफलमानुपूर्व्याल्लभन्ति ते ॥ पा० स्मृ० अ० ३-४१ ॥

અર્થ:—જે બ્રાહ્મણ વા ક્ષત્રિય વા વૈશ્ય, અનાથ બ્રાહ્મણના શબને શ્મશાનમાં લઇ જાય છે તેને એક એક પગલે એક એક યજ્ઞનું ફળ પ્રાપ્ત થાય છે.

न तेषामशुभं किंचित्पापं वा शुभकर्मणाम् ।
जलावगाहनात्तेषां सद्यः शौचं विधीयते ॥ „ ॥ ४२ ॥

અર્થ:—જે મનુષ્ય મરેલા અનાથ બ્રાહ્મણને ઉઠાવી શ્મશાનમાં લઇ જાય છે તે શ્રેષ્ઠ કર્મ કરનાર મનુષ્યને કોઇપણ પાપ કે અમંગલ થતું નથી. અને જલમાં ડુબકી મારી સ્નાન કરવા માત્રથી તેની શુદ્ધિ થાય છે. અને—

असगोत्रमबन्धुं च प्रेतीभूतं द्विजोत्तमम् ।
वहित्वा च दहित्वा च प्राणायामेन शुद्ध्यति ॥ „ ॥ ४३ ॥

અર્થ:—પોતાના ગોત્રથી ભિન્ન હોય અને બન્ધુ પણ ન હોય તેવા મરેલા શ્રેષ્ઠ બ્રાહ્મણને ઉઠાવી જે મનુષ્ય શ્મશાનમાં લઇ જઇને તેને બાળે છે તેની શુદ્ધિ પ્રાણાયામ માત્રથી થાય છે અને

प्रेतोपस्पर्शने दशरात्रमाशौचमभिसंधापयेत् ॥ गौ० ध० सू० अ० १४ सू० २२ ॥

અર્થ:—જો પૈસા લઇને બ્રાહ્મણના શબને શ્મશાનમાં લઇ જવાના નિમિત્તથી તેને સ્પર્શ કરે તો તેને ૧૦ દિવસનું આશાચ લાગે છે. અને—

उक्तं वैश्यशूद्रयोः ॥ „ ॥ २३ ॥

અર્થ:—તેવી રીતે વૈશ્ય તથા શૂદ્ર પણ પોતાની સમાન જાતિના શબને લઇને શ્મશાનમાં લઇ જાય તો વૈશ્યને ૧૫ દિવસનું અને શૂદ્રને એક માસનું અશૌચ લાગે છે. તેવી રીતે ક્ષત્રિયને પણ પોતાની જાતિના શબને લઇ જવાથી ૧૨ દિવસનું અશૌચ લાગે છે.

आर्तवीर्वा ॥ „ ॥ २४ ॥

અર્થ:—ઋતુની સમાન સંખ્યાનું આશૌચ વૈશ્ય તથા શૂદ્રને લાગે છે. શિશિર, વસન્ત, વર્ષા, શરદ, હેમન્ત એમ ૭ ઋતુઓ છે. અને શિશિર તથા હેમન્તને એક ગણે તો પાંચ ઋતુ થાય છે. ત્યારે વૈશ્યને પાંચ રાત્રિનું અને શૂદ્રને ૭ દિવસનું અશૌચ લાગે છે. અહીંયાં ચારિત્ર્યવાળા વૈશ્યને પાંચ દિવસનું અને તેથી અન્ય વૈશ્યને ૧૫ દિવસનું સૂતક સમજવું જોઇએ. તેવી રીતે ચારિત્ર્યવાળા શૂદ્રને ૭ દિવસનું, અને ચારિત્ય રહિત સચ્છૂદ્રને ૧૫ દિવસનું, અને અસચ્છૂદ્રને એક માસનું અશૌચ લાગે છે.

ઉપર જે ચારિત્ર્ય કહ્યું તેનો અર્થ નીચે પ્રમાણે છે :—

गुरुपूजा घृणा शौचं सत्यमिन्द्रियनिग्रहः ॥
प्रवर्तनं हितानां च तत्सर्वं वृत्तमुच्यते ॥ कोशः ॥

અર્થ:—માતા, પિતા, ગુરૂ, ઇત્યાદિનો સત્કાર, તથા દયા (घृणा), તથા શૌચ, સત્ય ભાષણ, તથા ઇન્દ્રિય નિગ્રહ તથા આ લોક અને પરલોક સંબંધી હિતનાં સાધન રૂપ ધર્મકાર્યમાં પ્રવૃત્તિ-એ સર્વ વૃત્ત કહેવાય છે. અને તેને જ લોક ચારિત્ર્ય અથવા ચરિત્ર કહે છે. અને—

पूर्वयोश्च ॥ गौ० ध० सू० अ०१४ सू० २५ ॥

અર્થઃ—પ્રથમ કહેલા બ્રાહ્મણ અને ક્ષત્રિયને પણ પૂર્વોક્ત દશ અને બાર દિવસનું આશૌચ, અથવા ૫ અને ૬ દિવસનું આશૌચ લાગે છે.

त्र्यहं वा ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—અથવા બ્રાહ્મણ અને ક્ષત્રિયને ત્રણ દિવસનું પણ આશૌચ લાગે છે. ત્યાં ચરિત્ર રહિત બ્રાહ્મણને પાંચ દિવસનું, અને અગ્નિહોત્રીને ત્રણ દિવસનું આશૌચ હોય છે. તેવી રીતે ક્ષત્રિયને પણ જાણવું. આ જે પાંચ, ૭, અને ત્રણ દિવસનો નિયમ છે તે આપત્તિના નિમિત્તથી શબને ઉઠાવનાર પૈસા બ્રાહ્મણને દશ, ક્ષત્રિયને બાર, વૈસ્ય તથા શૂદ્રને પંદર, અને અસચ્છૂદ્રને મહિનાનું આશૌચ લાગે છે. અને—

अवरश्चेद्वर्णः पूर्वं वर्णमुपस्पृशेत् पूर्वो वा अवरं तत्र शवोक्तमाशौचम् ॥

गौ० ध० सू० अ० १४ सू० २८ ॥

અર્થઃ—જો નીચી જાતિ ઉંચી જાતિના અથવા ઉંચી જાતિવાળો નીચી જાતિવાળાના શબને શ્મશાનમાં લઇ જાય તો તેને જે જાતિનું શબ હોય તે જાતિનું આશૌચ લાગે છે. અર્થાત્ બ્રાહ્મણનું શબ હોય તો દશ દિવસનું. ક્ષત્રિયનું શબ હોય તો ૧૨ દિવસનું, અને વૈસ્ય તથા સચ્છૂદ્રનું શબ હોય તો ૧૫ દિવસનું, તથા અસચ્છૂદ્રનું શબ હોય તો એક માસનું પણ આશૌચ શબને ઉઠાવનારને લાગે છે. અને તે પણ પૈસા લઇને શબને શ્મશાનમાં લઇ જનારને માટે જ કહ્યું છે. અને જે આશૌચ શબને ઉઠાવનારને માટે કહ્યુ છે તે જ આશૌચ શબને બાળનારને માટે પણ છે.

शुद्धेद्विप्रो दशाहेन द्वादशाहेन भूमिपः ।
वैश्यः पञ्चदशाहेन शूद्रो मासेन शुध्यति ॥ म० स्मृ० अ० ५-८३ ॥

અર્થઃ—બ્રાહ્મણ ૧૦ દિવસે શુદ્ધ થાય છે, ક્ષત્રિય ૧૨ દિવસમાં, વૈશ્ય ૧૫ દિવસમાં, અને શૂદ્ર એક માસમાં શુદ્ધ થાય છે. અહીં ૧૦ દિવસનું આશૌચ કહ્યું છે તે અગ્નિહોત્ર, વેદાધ્યયન, આદિ રહિત બ્રાહ્મણને માટે છે. તેવી રીતે જે એક મહિનાનું શૂદ્રનું આશૌચ કહ્યું છે તે અસચ્છૂદ્રને માટે છે.

क्षत्रस्य द्वादशाहानि विशः पञ्चदशैव च ।
त्रिंशद्दिनानि शूद्रस्य तदर्धं न्यायवर्तिनः ॥ याज्ञ. स्मृ. अ. ३ श्लो. २२ ॥

અર્થઃ—ક્ષત્રિયને ૧૨ દિવસનું અશૌચ હોય છે, વૈસ્ય તથા ચરિત્રવાળા શૂદ્રને ૧૫ દિવસનું અને અસચ્છૂદ્રને એક માસનું આશૌચ છે.

અને પોતાના કર્મમાં સ્થિત ક્ષત્રિયાદિને પણ ૧૦ દિવસ તથા ૧૨ દિવસનું આશૌચ લાગે છે એમ શાતાતપ આદિ ઋષિઓનો સિદ્ધાન્ત છે. પરન્તુ તે વ્યવહારમાં જોવામાં આવતું નથી. તેથી અહીં તેનો વિશેષ વિચાર કરવામાં આવ્યો નથી.

त्रिरात्रं दशरात्रं वा शावमाशौचमिष्यते ।
अनद्विवर्षमुभयोः सूतकं मातुरेव हि ॥ याज्ञ० स्मृ अ० ३ श्लो० १८ ॥

અર્થઃ—શબનિમિત્ત જે આશૌચ છે તે સમાનોદક વાળાને ૩ રાત્રિ, અને સપિણ્ડીને ૧૦ દિવસનું હોય છે. અને બે વર્ષની અંદરની ઉમરના બાલકનું આશૌચ કેવળ માતા અને પિતાને જ લાગે છે, અને પ્રસવ નિમિત્ત જે સૂતક છે તે માતાને જ લાગે છે.

प्रसवे गृहमेधी तु न कुर्यात्संकरं यदि ।

दशाहाच्छुद्ध्यते माता त्ववगाह्य पिता शुचिः ॥ परा० स्मृ० अ० ३–२५ ॥

અર્થઃ—ગૃહસ્થ બ્રાહ્મણ જો સંકર ન કરે તો અર્થાત્ પોતાની પત્નીને છોડીને વિજાતિની સ્ત્રીમાં સન્તાન ઉત્પન્ન ન કરે તો તેના ઘરમાં સન્તાન ઉત્પન્ન થતાં માતાની શુદ્ધિ ૧૦ દિવસમાં થાય છે, અને કેવળ સ્નાન માત્ર કરવાથી પિતા શુદ્ધ થાય છે.

सर्वेषां शावमाशौचं मातापित्रोस्तु सूतकम् ।

सूतकं मातुरेव स्यादुपस्पृश्य पिता शुचिः ॥ ,, २६ ॥

અર્થઃ—મરેલાનું અશૌચ સર્વ કુટુંબને લાગે છે. અને જન્મ નિમિત્ત સૂતક માતા પિતા બંનેને લાગે છે. તેમાં પણ ૧૦ દિવસનું સૂતક માતાને જ લાગે છે. પિતા તો કેવલ સ્નાન તથા આચમન કરવાથી જ શુદ્ધ થાય છે.

यदि पत्न्यां प्रसूतायां संपर्कं कुरुते द्विजः ।

सूतकं तु भवेत्तस्य यदि विप्रः षडङ्गवित् ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—પ્રસૂતા સ્ત્રીનો સંસર્ગ થતાં બ્રાહ્મણને અવશ્ય સૂતક લાગે છે, ચહાય તે બ્રાહ્મણ ૭ અંગો સહિત વેદોનો જાણનાર પણ હોય.

जाते पुत्रे पितुः स्नानं सचैलं तु विधीयते ।

माता शुध्येद्दशाहेन स्नानात्तु स्पर्शनं पितुः ॥ संवर्त० स्मृ० श्लो० ४१,२ ॥

અર્થઃ—પુત્રનો જન્મ થતાં પિતાએ વસ્ત્ર સહિત સ્નાન કરવાનું ધર્મશાસ્ત્ર વિધાન કરે છે. માતા ૧૦ દિવસમાં શુદ્ધ થાય છે, અને સ્નાન કરવાથી પિતાનો સ્પર્શ થઈ શકે છે.

આશૌચ બ્રાહ્મણાદિને ૧૦ અને ૧૨ દિવસનું ક્રમથી થાય છે, તથાપિ અસ્થિસંચયન કર્યા પછી અઙ્ગસ્પર્શન કરવામાં બાધ આવતો નથી એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

प्रथमेऽहनि तृतीये च सप्तमे नवमे तथा ।

चतुर्थेऽहनि कर्तव्यमस्थिसंचयनं द्विजैः ॥ संवर्त स्मृ० श्लो० ३८ ॥

અર્થઃ—દ્વિજાતિએ પહેલે દિવસે અથવા ત્રીજે દિવસે અથવા નવમે દિવસે અથવા ચોથે દિવસે અસ્થિસંચયન કરવું જોઇએ.

ततः संचयनादूर्ध्वमङ्गस्पर्शो विधीयते ।

चतुर्थेऽहनि विप्रस्य षष्ठे वै क्षत्रियस्य च ॥ ,, ॥ ३९ ॥

अष्टमे दशमे चैव स्पर्शः स्याद्वैश्यशूद्रयोः ।

जातस्यापि विधिर्दृष्ट एष एव मनीषिभिः ॥ ,, ॥ ४० ॥

અર્થઃ—અસ્થિ સંચયન કર્યા બાદ બીજાઓની સાથે અંગસ્પર્શનનો વ્યવહાર થઇ શકે છે, ચોથે દિવસે બ્રાહ્મણનો, છઠ્ઠે દિવસે ક્ષત્રિયનો, આઠમે દિવસે વૈશ્યનો અને દશમે દિવસે

શૂદ્રનો અંગસ્પર્શ થઇ શકે છે. પુત્રાદિના જન્મમાં પણ સૂતક સંબંધી એ જ પ્રકારની વ્યવસ્થા વિદ્વાનોએ નિશ્ચિત કરી છે. અને પુત્રનો જન્મ થતાં પિતાને માટે સ્નાન માત્રનું વિધાન છે એ વાત પહેલાં કહી દેવામાં આવી છે. વળી—

होमं तत्र प्रकुर्वीत शुष्कान्नेन फलेन वा ॥ संवर्त स्मृ० श्लो० ४२ ॥

અર્થઃ—સ્નાન વડે પિતાની શુદ્ધિ થતાં સૂકા અન્ન વડે તથા ફલ વડે હોમ કરવો જોઇએ.

पञ्चयज्ञविधानं तु न कुर्यान्मृत्युजन्मनोः ।
दशाहात्तु परं सम्यग्विप्रोऽधीयीत धर्मवित् ॥ ,, ॥ ४३ ॥

અર્થઃ—મૃત્યુ તથા જન્મ નિમિત્ત અશૌચ સમાપ્ત થતા પહેલાં પંચ-યજ્ઞની વિધિ નહીં કરવી જોઇએ. અને ધર્મને જાણનાર બ્રાહ્મણ ૧૦ દિવસ પછી વેદનું અધ્યયન કરી શકે છે. તો પછી જન્મના નિમિત્તથી આવતા સૂતકમાં પિતાની જેતરત શુદ્ધિ કહી છે તે કેવળ અંગસ્પર્શનને માટે જ છે.

अन्तर्दशाहे स्यातां चेत्पुनर्मरणजन्मनी ।
तावत्स्यादशुचिर्विप्रो यावत्तत्स्यादनिर्दशम् ॥ म० स्मृ० अ० ५–७९ ॥

અર્થઃ—સૂતક દરમ્યાન ૧૦ અથવા ૧૨ દિવસની અંદર જન્મ અથવા મૃતકનું આશૌચ આવે તો અર્થાત્ એક જન્મના સૂતકની અંદર બીજા જન્મનું સૂતક આવે, તથા એક મરણના આશૌચમાં બીજા મરણનું આશૌચ આવે, તો પહેલા આશૌચના ૧૦ દિવસ પૂરા થતા સુધી જ બ્રાહ્મણનું આશૌચ રહેશે. અર્થાત્ પ્રથમના આશૌચની સાથે વચમાં આવેલું આશૌચ પણ સમાપ્ત થઇ જાય છે.

ઉપરના "अन्तर्दशाहे" આ શ્લોકમાં, એક મરણના આશૌચમાં બીજા મરણનું આશૌચ અને એક જન્મના સૂતકમાં બીજા જન્મનું સૂતક આવે તો પ્રથમ આશાચની સાથે શુદ્ધિ થાય છે એમ કહ્યું છે. તેથી—

शवसूते समुत्पन्ने सूतकं तु भवेद्यदि ।
शवेन शुध्यते सूतिर्न सूत्या शुध्यते शवम् ॥ अंगिरः स्मृ. श्लो० १६५ ॥

અર્થઃ—પ્રથમના મરણ નિમિત્તે આવેલા સૂતકની સમાપ્તિ થતા પહેલાં જો જન્મનું સૂતક આવે તો શબ સંબંધી આશૌચની સાથે જન્મના સૂતકની પણ નિવૃત્તિ થાય છે. પરન્તુ જન્મના સૂતકની અંદર આવેલું મૃતકનું આશૌચ જન્મના સૂતકની સાથે નિવૃત્ત થતુ નથી. અને—

मातर्यग्रे प्रमीतायामशुद्धौ म्रियते पिता ।
पितुः शेषेण शुद्धिः स्यान्मातुः कुर्यात्तु पक्षिणी ॥याज.स्मृ.अ.३–२०अ.टी.॥

અર્થ—માતા પ્રથમ મરી ગઇ હોય, અને તેના આશૌચની વચમાં જો પિતાનું મૃત્યુ થાય તો માતાના આશૌચની સાથે પિતા સંબધી આશૌચની શુદ્ધિ થતી નથી. પરન્તુ પિતાના આશૌચની સમાપ્તિની સાથે જ માતાના અશૌચની સમાપ્તિ થઇ શકે છે. અને જો પિતાના મરણ નિમિત્ત આશૌચની અંદર માતાનું મૃત્યુ થાય તો પિતાના આશૌચની

સમાપ્તિ થતાં શુદ્ધિ થતી નથી, પરન્તુ પિતાના આશૌચની સમાપ્તિ થયા પછી દોઢ દિવસ માતાનું આશૌચ પાળવું જોઇએ.

મરણ નિમિત્ત આશૌચની વચમાં આવેલુ મરણનું આશૌચ અને જન્મના સૂતકની વચમાં આવેલું જન્મનું સૂતક પણ પહેલા આશૌચ અને સૂતકની સાથે જ નિવૃત્ત થાય છે એમ કહ્યુ છે. તથાપિ પ્રથમના આશૌચનો અડધો દિવસ જ બાકી રહેલો હોય તો તે પ્રથમના આશૌચની સાથે બીજા આશૌચની નિવૃત્તિ થતી નથી. ત્યાં—

**रात्रिशेषे द्वाभ्याम् ॥** गौ० ध० सू० अ० १४ सू० ७ ॥

અર્થઃ—જો પહેલા આશૌચની સમાપ્તિ થવામાં એક રાત્રિ માત્ર શેષ રહેલી હોય અને તે દરમ્યાન બીજું આશાચ આવે તો પ્રથમના આશૌચની સમાપ્તિ થયા બાદ બે રાત્રિ પછી શુદ્ધિ થાય છે. અને—

**प्रभाते तिसृभिः ॥** गौ० ध० सू० अ० १४ सू० ८ ॥

અર્થઃ—પહેલુ અશૌચ નિવૃત્ત થવામાં એક રાત્રિ પણ શેષ રહી ન હોય, પરન્તુ કેવલ પ્રભાત જ બાકી હોય—અર્થાત્ બાકી રહેલી રાત્રિનો માત્ર છેલ્લો પહોર જ બાકી રહ્યો હોય, અને દરમ્યાન બીજા જન્મ નિમિત્ત કે મરણ નિમિત્ત આશૌચ આવે તો ફરી પણ ત્રણ રાત્રિ બાદ શુદ્ધિ થાય છે.

**क्षपा च पक्षिणी सद्भिर्मातुलादिषु कीर्तिता ।**
**गर्भस्रावेषु तैरुक्ता रात्रयो माससमानतः ॥** बृ. परा. स्मृ. अ. ६–३७ ॥

અર્થઃ—મામા આદિના મરણમાં પક્ષિણી રાત્રિ અર્થાત્ બે દિવસ અને એક રાત્રિનું આશૌચ હોય છે અર્થાત્ દોઢ દિવસનુ આશાચ હોય છે. ગર્ભસ્રાવમાં જેટલા મહિનાનો ગર્ભ નષ્ટ થયો હોય તેટલી રાત્રિનુ જ આશૌચ હોય છે.

**स्रावं गर्भस्य विद्वांसो मासादर्वाक् चतुर्थकात् ।**
**पातमूर्ध्वं वदन्त्यन्ये तत्राधिकं च सूतकम् ॥** ,, ॥ ३८ ॥

અર્થઃ—વિદ્વાન્ લોક ચાર માસ સુધીના ગર્ભના નાશને ગર્ભસ્રાવ કહે છે. અને તે ઉપરાંત પાંચ અને ૭ માસનો ગર્ભ નાશ પામે તો તેને ગર્ભપાત કહે છે, અને તેમાં અર્થાત્ ગર્ભપાતમાં સ્રાવ કરતાં અધિક દિવસનું સૂતક લાગે છે, અર્થાત્ ત્રણ દિવસનું અશૌચ લાગે છે. અને સાતમા માસથી લઇને પ્રસવનું આશૌચ માનવું જોઇએ.

ગર્ભસ્રાવને નિમિત્તે માસ જેટલુ જે આશૌચ કહ્યું છે તે સ્ત્રીને માટે જ છે. પુરૂષની શુદ્ધિ તો સ્નાન માત્રથી જ થાય છે.

**गर्भस्रावे मासतुल्या रात्रयः स्त्रीणां, स्नानमात्रमेव पुरुषस्येति ॥ वृ.वसि.स्मृ.॥**

અર્થઃ—ગર્ભનો સ્રાવ થતાં માસ જેટલી રાત્રિનું આશૌચ સ્ત્રીઓને લાગે છે. અને પુરૂષને માટે તો સ્નાન માત્ર જ છે. આ વૃદ્ધવસિષ્ઠ સ્મૃતિનું પ્રમાણ યાજ્ઞવલ્કય સ્મૃતિના ત્રીજા અધ્યાયના ૨૦ મા શ્લોકની મિતાક્ષરા ટીકામાં આપેલુ છે. ચાર માસ સુધીનો ગર્ભ પડી જતાં સપિંડી લોકોની તરત શુદ્ધિ થાય છે. અને પાંચમા તથા છઠ્ઠા મહિનામાં ગર્ભપાત થાય તો સપિંડી લોકોએ ત્રણ દિવસનું આશૌચ પાળવું જોઇએ.. અને—

जातमृते मृतजाते वा सपिण्डानां दशाहम् ॥याज्ञ.स्मृ.अ.३श्लो.२०. मि.टी.॥

અર્થ:—સાતમા માસથી લઇને બાળકનો જન્મ થયા બાદ તરત તે બાળક મરણ પામે, અથવા મરેલું જ જન્મ્યું હોય તો સપિણ્ડી લોકોને જન્મ નિમિત્ત જે ૧૦ દીવસનું આશૌચ છે તેટલું અશૌચ લાગે છે. અને—

दशाहाभ्यन्तरे बाले प्रमीते तस्य बान्धवैः ।

शावाशौचं न कर्तव्यं सूत्याशौचं विधीयते ॥ वृ.या स्मृ.अ.३-२०मिता. टी. ॥

અર્થ:—બાળક જન્મ થયા પછી ૧૦ દિવસની અંદર મરણ પામે તો તેના બાન્ધવોએ શબ નિમિત્ત અશૌચ પાળવું નહિં જોઇએ. પરંતુ સૂતક માટે કહેલું અશૌચ પાળવું જોઇએ. અને—

मुहूर्तं जीवितो बालः पञ्चत्वं यदि गच्छति ।

मातुः शुद्धिर्दशाहेन सद्यः शुद्धास्तु गोत्रिणः ॥ या.स्मृ.अ.३-२०,मिता.टी. ॥

અર્થ:—બાળકનો જન્મ થયા પછી એક મુહૂર્ત માત્ર જીવીને અર્થાત્ થોડીવારમાં તે મરી જાય તો માતાની શુદ્ધિ ૧૦ દિવસે થાય છે, અને સપિણ્ડી લોકની શુદ્ધિ તરત થાય છે.

આ પ્રમાણે જન્મીને તરત મરી ગયેલા બાળકના આશૌચ સંબંધી પણ કંઇક મતભેદ જોવામાં આવે છે, તેની વ્યવસ્થા નીચે પ્રમાણે કરવા યોગ્ય છે. એટલે કે જો જન્મ થયા પછી અને નાલછેદન પહેલાં મરી જાય તો તેના પિતા તથા સપિણ્ડી લોકોને જન્મ નિમિત્ત ત્રણ દિવસનું આશૌચ લાગે છે, મૃતક સૂતક લાગતું નથી. નાલછેદન પછી મરી જાય તો જન્મ નિમિત્ત સંપૂર્ણ એટલે ૧૦ દિવસનું અશૌચ લાગે છે.

यावन्न छिद्यते नालं तावन्नाप्नोति सूतकम् ।

छिन्ने नाले ततः पश्चात् सूतकं तु विधीयते ॥या०स्मृ०अ०३-२०मी०टी०॥

અર્થ:—જ્યાંસુધી નાલછેદન થયું ન હોય ત્યાંસુધી સૂતક લાગતું નથી. પરન્તુ નાલછેદન થયા પછી સૂતક લાગે છે એવું જૈમિનિનું વચન છે.

પહેલાંના શ્લોકમાં જન્મ પછી થોડીવારમાં બાળક મરી જાય તો તત્કાલ જે શુદ્ધિ કહી છે તે અગ્નિહોત્રીને માટે છે. અગ્નિહોત્રી સ્નાન કરવાથી તરતજ શુદ્ધ થાય છે. "*अग्निहोत्रार्थं स्नानोपस्पर्शनात् तत्कालशौचम्*"—અગ્નિહોત્ર કરવાને માટે તત્કાલ શુદ્ધિ થાય છે—એવું શંખ ઋષિનું વચન છે. આ વચન પણ પૂર્વે કહેલી યાજ્ઞવલ્ક્ય સ્મૃતિના અ. ૩ ના શ્લોક. ૨૦ ની ટીકામાં આપેલું છે. પરન્તુ અગ્નિહોત્ર કર્યા પછી શુદ્ધિ રહેતી નથી.

उपासने तु विप्राणामङ्गशुद्धिश्च जायते ।

ब्राह्मणानां प्रसूतौ तु देहस्पर्शो विधियते ॥ पारा. स्मृ. अ. ३ श्लो. ३ ॥

અર્થ:—આશૌચ કાલમાં વૈદિક લોકોને અગ્નિની ઉપાસના સુધી શુદ્ધિ રહે છે, અને જન્મના આશૌચમાં બ્રાહ્મણોના દેહનો સ્પર્શ કહ્યો છે અર્થાત્ અસ્પૃશ્યતા હોતી નથી.

नृणामकृतचूडानां विशुद्धिर्नैशिकी स्मृता ।

निर्वृत्तचूडकानां तु त्रिरात्राच्छुद्धिरिष्यते ॥ म. स्मृ. अ. ५-६७ ॥

અર્થ:—જે બાલકનું ચૂડાકર્મ (મુણ્ડન) કરવામાં આવ્યું નથી તેવા બાલકનું મરણ થતાં

સપિણ્ડી લોકોની શુદ્ધિ એક દિન અને એક રાત્રિમાં થાય છે. અને જેનું ચૂડાકર્મ થયેલું છે તેનું, ઉપનયન થયા પહેલાં, મરણ થયું હોય તો ત્રણ રાત્રિમાં શુદ્ધિ થાય છે.

ऊनद्विवार्षिकं प्रेतं निदध्युर्बान्धवा बहिः ।
अलंकृत्य शुचौ भूमावस्थिसंचयनादृते ॥ ,, ॥ ६८ ॥

અર્થ:—બે વર્ષથી ઓછી અવસ્થા વાળું બાળક મરી જાય તો તેના બાન્ધવોએ તેને ગન્ધ તથા માલા આદિથી અલંકૃત કરીને ગામની બહાર પવિત્ર ભૂમિમાં દાટી દેવું જોઇએ. અને તેનું અસ્થિસંચયન કરે નહીં.

नास्य कार्योऽग्निसंस्कारो न च कार्योदकक्रिया ।
अरण्ये काष्ठवत्त्यक्त्वा क्षिपेयुस्त्र्यहमेव च ॥ ,, ॥ ६९ ॥

અર્થ:—તેનો અગ્નિદાહ અથવા જલદાન કાંઇ ન કરે. પરન્તુ તેને વનમાં કાષ્ઠની પેઠે તજી દે, અને ત્રણ રાત્રિ સુધી આશૌચ પણ પાળે. તેમાં વૃત્ત સ્વાધ્યાયાદિ યુક્તને એક દિવસનું, અને તેનાથી રહિત મનુષ્યને ત્રણ દિવસનું આશૌચ હોય છે. અહીં કાષ્ટનો ત્યાગ કરતાં જેમ મનુષ્ય શોક કરતો નથી, તેમ તે બાળક સંબંધી પણ શોક ન કરે એવો ભાવ છે. પરન્તુ ખુલ્લા મેદાનમાં ફેંકી દે એવો ભાવ નથી. વળી—

नात्रिवर्षस्य कर्तव्या बान्धवैरुदकक्रिया ।
जातदन्तस्य वा कुर्युर्नाम्नि वापि कृते सति ॥ ,, ॥ ७० ॥

અર્થ:—ત્રણ વર્ષથી ઓછી ઉમરનું બાળક મરી જાય તો તેના બન્ધુલોક તેનું જલદાન ન કરે. અથવા દાંત ઉગ્યા પછી અથવા નામકરણ થયા પછી બાળક મરી જાય તો જલદાન આદિ કરે. આ શ્લોકમાં જેની અવસ્થા ત્રણ વર્ષની થઇ નથી તેના જલદાનાદિનો નિષેધ કર્યો છે, અને જેની ઉમર ત્રણ વર્ષની થઇ નથી, છતાં જેના દાંત ઉગ્યા છે અથવા નામ પાડયું છે એવા બાળકની ઉદકક્રિયા આદિ કરવાનું પણ કહે છે. તેથી ત્રણ વર્ષથી ઓછી આયુવાળા બાળકના દાંત આવ્યા હોય અથવા નામકરણ થયું હોય તેનું ઉદકદાન તથા અગ્નિસંસ્કારાદિ ન કરે તો કોઇ પ્રકારનું પાપ લાગતું નથી. અને જો કરે તો પ્રેતના ઉપકારરૂપ હોવાથી ઠીક છે, એવો ભાવ સમજવો જોઇએ. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં આ સંબંધી કંઇક વિશેષ લખ્યું છે:—

ऊनद्विवर्षं निखनेन्न कुर्यादुदकं ततः ।
आ श्मशानादनुव्राज्य इतरो ज्ञातिभिर्मृतः ॥ याज्ञ० स्मृ अ० ३ श्लो १ ॥
यमसूक्तं तथा गाथा जपद्भिर्लौकिकाग्निना ।
स दग्धव्य उपेतश्चेदाहिताग्न्यावृतार्थवत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—જેનું ચૂડાકર્મ થયું ન હોય એવું બે વર્ષની અંદરનું બાલક મરી જાય તો તેને ભૂમિમાં દાટવું જોઇએ. અને પ્રેતના ઉદ્દેશથી કરવા યોગ્ય ઉદકદાન (તિલાઞ્જલિ) આદિ પણ નહીં કરવું જોઇએ. અને શુદ્ધિને માટે સ્નાન કરવું જોઇએ. (૧). અને જેનું આયુ બે વર્ષનું પૂર્ણ થયું હોય તેવો બાળક મરી જાય તો સપિણ્ડી લોકો સહિત સ્મશાનમાં જઇને યમસૂક્ત તથા યમગાથાનો જપ કરતા સતા તેનો લૌકિક અગ્નિ વડે અર્થાત્ સંસ્કાર

નહીં કરેલા અગ્નિ વડે દાહ કરવા યોગ્ય છે. અને જો તેનો ઉપનયન સંસ્કાર થઇ ગયો હોય તો તેની દહનક્રિયા પોતાના ગૃહ્યસૂત્રમાં પ્રસિદ્ધ અગ્નિહોત્રીની પ્રક્રિયા વડે લૌકિકાગ્નિમાં જ કરવી જોઇએ. અને જનોઇ દીધેલા બાળકના દાહરૂપ સંસ્કારમાં જરૂરની જે ભૂમિપ્રોક્ષણાદિ ક્રિયા છે તે સર્વનો લોપ કર્યા વિના તેની દહનક્રિયા કરવી જોઇએ. (ऋग्वेद अष्ट० ७, अ० ६, व० १९ ના "परे यिवांसम्" એ ૧૬ મા મન્ત્રને યમસૂક્ત કહે છે. અને "योऽस्य कौष्ठ्य जगतः" એ મન્ત્રોને યમગાથા કહે છે.)

બે વર્ષની અંદરની ઉમરવાળા જે બાળકનું મુણ્ડન કરાવવામાં આવ્યું ન હોય તેને દાટવાના વિષયમાં તથા જલદાનના વિષયમાં ધર્મશાસ્ત્રમાં વિકલ્પ કહ્યો છે.

तूष्णीमेवोदकं कुर्यात्तूष्णीं संस्कारमेव च ।

सर्वेषां कृतचूडानामन्यत्रापीच्छया द्वयम् । याज्ञ.स्मृ.अ. ३ श्लो. २ अपरा.टी. ॥

અર્થ:—અર્થાત્ તેને દાટે અથવા ચુપચાપ વૈદિક વિધિ વિના જલદાન કરે અને અગ્નિસંસ્કાર પણ કરે. જેનું સંપૂર્ણ ચૂડાકર્મ કરેલું હોય તથા જેનું ચૂડાકર્મ કરવામાં આવ્યું નથી તે બંનેની આવી જ વિધિ છે, અને તે ઇચ્છાનુસાર કરવામાં આવે. માત્ર દાટી દેવું અને જલદાનાદિ કરવું, અથવા ચુપચાપ અગ્નિસંસ્કાર આદિ કરવું—એ બંને પ્રકારની વિધિ છે. કરે તો પ્રેતનો ઉપકાર થાય છે, ન કરે તો કોઇ પાપ લાગતું નથી એવું લૌગાક્ષીનું વચન છે.

આ પ્રમાણે નામકરણ પહેલાં બાળક મરી જાય તો તેને માત્ર દાટી દે, અને ઉદકદાનાદિ પણ ન કરે. નામકરણ પછી અને ત્રણ વર્ષના આયુ સુધીમાં મરે તો વિકલ્પથી ઉદકદાન તથા અગ્નિસંસ્કાર આદિ કરે, અર્થાત્ માત્ર દાટી દે અથવા અગ્નિસંસ્કારાદિ કરે—જેવી પોતાની ઇચ્છા. અને કોઇનું મુણ્ડન પહેલા વર્ષમાં પણ કરવામાં આવે છે. માટે ત્રણ વર્ષની ઉમર પહેલાં પણ ચૂડાકર્મ કરેલું બાળક મરે તો તેના પણ અગ્નિસંસ્કારાદિ ચુપચાપ થઇ શકે છે. અને ઉપનયન બાદ મરે તો અગ્નિહોત્રીની પ્રક્રિયાથી દાહાદિ ક્રિયા કરવી જોઇએ.

आजन्मनः सद्यशौचमा चूडान्नैशिकी स्मृता ।

त्रिरात्रमा व्रतादेशाद्दशरात्रमतः परम् ॥ याज्ञ० स्मृ० अ० ३–२३ ॥

અર્થ:—દાંત ઉગવા પહેલાં બાળકનું મરણ થાય તો તરત શુદ્ધિ થાય છે. અને મુણ્ડન થવા પહેલાં મરે તો એક અહોરાત્રનું આશૌચ લાગે છે. અને મુણ્ડન પછી અને ઉપનયન પહેલાં મરે તો ત્રણ દિવસનું આશૌચ હોય છે. અને યજ્ઞોપવીત પછી મરે તો ૧૦ દિવસનું સૂતક લાગે છે, અને ક્ષત્રિયાદિને ક્રમે ૧૨ ઇત્યાદિ દિવસનું સૂતક હોય છે.

આ પ્રમાણે અનેક પ્રકારનાં કથન હોવાથી નીચે પ્રમાણે નિશ્ચય કરવો યોગ્ય છે:—નાલછેદનના પહેલાં બાળકનું મૃત્યુ થયું હોય તો તરત શૌચ થાય છે. તે પછી અને દાંત ઉગ્યા પહેલાં મૃત્યુ થયું હોય અને તેની અગ્નિસંસ્કાર ક્રિયા કરી હોય તો એક દિવસનું આશૌચ હોય છે, અને અગ્નિસંસ્કાર ન દીધો હોય તો તરત શુદ્ધિ થાય છે, અને દાંત ઉગ્યા પછી અને જેનું મુણ્ડન કરવામાં આવ્યું નથી એવા એક વર્ષની અંદરના બાળકનું મૃત્યુ થયું હોય તો એક દિવસનું આશૌચ લાગે છે. એક વર્ષ પછી અને ત્રણ વર્ષમાં મુણ્ડન કરાવેલું બાળક મરે તો ત્રણ દિવસનું આશૌચ લાગે છે. અને ત્રણ વર્ષની ઉમર બાદ પણ મુણ્ડન નહીં કરાવેલા બાળકના મૃત્યુમાં પણ ત્રણ દિવસનું આશૌચ હોય છે. અને ઉપનયન થયા બાદ સર્વ બ્રાહ્મણાદિને ૧૦, ૧૨, આદિ દિવસનું અશૌચ લાગે છે.

આ ઉમરને અનુસાર બતાવેલું અશૌચ સર્વ વર્ણોને માટે સાધારણ હોય છે—**अविशेषेण वर्णानामर्वाक् संस्कारकर्मण.** ॥—ઉપનયન સંસ્કાર પહેલાં બ્રાહ્મણાદિ વર્ણોનો વિશેષ વિચાર કર્યા વિના સર્વને તુલ્ય અશૌચ જ હોય છે એવું અઙ્ગિરસનું વચન છે. ( આ दन्तजन्मन એ શ્લોક સર્વ ગ્રન્થમાં જોવામાં આવતો નથી. )

अहस्त्वदत्तकन्यासु बालेषु च विशोधनम् ।
गुर्वन्तेवास्यनूचानमातुलश्रोत्रियेषु च॥ याज्ञ० स्मृ० अ० ३–२४ ॥

અર્થ:—અવિવાહિત ( अदत्त ) કન્યા, બાલક, ગુરૂ ( ઉપાધ્યાય ), શિષ્ય, તથા શિક્ષા આદિ વેદાંગ સહિત વેદોનો વક્તા, તથા મામા, અને શ્રોત્રિય અર્થાત્ કલ્પસૂત્ર તથા શિક્ષા આદિ અંગો સહિત એક શાખા ભણેલો—એ સર્વના મરણમાં એક દિવસનું અશૌચ હોય છે.

આ ઉપરથી એમ માલમ પડે છે કે જે કન્યાનો વિવાહ થયો નથી પરન્તુ જેનું ચૂડાકર્મ કરવામાં આવ્યું હોય તેવી કન્યા વાગ્દાન પહેલાં મરી જાય તો એક દિવસમાં શુદ્ધિ થાય છે. અને જે બાળકના દાંત ઉગ્યા નથી તેનું મૃત્યુ થતાં જો તેને અગ્નિસંસ્કાર કરવામાં આવ્યો હોય તો પણ એક દિવસમાં શુદ્ધિ થાય છે. અને જે કન્યાનું ચૂડાકર્મ થયું નથી તેના મરણમાં તરત શુદ્ધિ થાય છે.

વળી વાગ્દાન થયા પછી અને વિવાહ થયા પહેલાં કન્યાનું મરણ થતાં પતિપક્ષમાં તેમ પિતૃપક્ષમાં પણ ત્રણ દિવસનું અશૌચ હોય એમ મનુમહારાજનું કથન છે.—

स्त्रीणामसंस्कृतानां तु त्र्यहाच्छुद्ध्यन्ति बान्धवा ।
यथोक्तेनैव कल्पेन शुद्ध्यन्ति तु सनाभयः ॥ म० स्मृ अ० ५–७२ ॥

અર્થ:—જે કન્યાનો વિવાહ થયો નથી પરન્તુ વાગ્દાન થઈ ચૂક્યું છે, એવી કન્યાના મરણમાં પતિ આદિ બાન્ધવ લોકોની ત્રણ દિવસે શુદ્ધિ થાય છે. અને પિતૃપક્ષ (सनाभय.)ના લોકોની પણ ત્રણ દિવસે શુદ્ધિ થાય છે.( यथोक्तेनैव कल्पेन અર્થાત્ આ શ્લોકના પૂર્વાર્ધમાં કહેલી ત્રણ રાત્રિમાં શુદ્ધિ થાય છે એવું તેનું તાત્પર્ય છે.) અને—

संस्कृतासु स्त्रीषु न शौचं भवति पितृपक्षे ॥ वृ०वि०स्मृ०अ० २२ सू० ३२ ॥

અર્થ:—વિવાહિત થયેલી સ્ત્રીના મરણમાં પિતૃપક્ષમાં અશૌચ લાગતું નથી.

तत्प्रसवमरणे चेत्पितृगृहे स्यातां त्रिरात्रञ्च ॥ ,, सू० ३३ ॥

અર્થ:—જો વિવાહિત થયેલી સ્ત્રીનો પ્રસવ પિતાના ઘરમાં થયો હોય તો પિતૃપક્ષના લોકોને એક દિવસનું સૂતક હોય છે. અને તેવી સ્ત્રી પિતાના ઘરમાં મરી જાય તો તેમને ત્રણ દિવસનું સૂતક પાળવાનું છે. ( સૂત્રમાં જે चकार છે તે પ્રસવનિમિત્ત એક રાત્રિના સૂતકનો બાધક છે. )

'ગુરૂ' શબ્દથી પિતા આદિને પણ કહે છે, તથાપિ "अहस्त्वदत्तकन्यासु" એ શ્લોકમાં ગુરૂ શબ્દથી ઉપાધ્યાયનું જ ગ્રહણ છે, કેમકે મુખ્ય ગુરૂ જે પિતા છે તે, સપિણ્ડ હોવાથી તેને ૧૦ દિવસનું અશૌચ હોય છે.

વળી આ આચાર્યના મરણમાં પણ ત્રણ દિવસનું અશૌચ છે.

त्रिरात्रमाहुराशौचमाचार्ये संस्थिते सति ।
तस्य पुत्रे च पत्न्यां च दिवारात्रमिति स्थितिः ॥ म० स्मृ० अ० ५–८० ॥

અર્થ:—આચાર્યનું મરણ થતાં (સંસ્થિતે) શિષ્યને ત્રણ દિવસનું આશૌચ લાગે છે. અને આચાર્યના પુત્ર તથા સ્ત્રીના મરણમાં શિષ્યને એક દિવસનું આશૌચ હોય છે એવી શાસ્ત્રની મર્યાદા છે. પરન્તુ શિષ્યે જો આચાર્યનું અન્ત્યેષ્ટિ કર્મ કર્યું હોય તો તેને ૧૦ દિવસનું આશૌચ હોય છે.

गुरोः प्रेतस्य शिष्यस्तु पितृमेधं समाचरन् ।
प्रेतहारैः समं तत्र दशरात्रेण शुद्ध्यति ॥ ,, ५–६५ ॥

અર્થ:—અસપિણ્ડ આચાર્યાદિના મરણમાં શિષ્યે અન્ત્યેષ્ટિ કર્મ કર્યું હોય, તો શબને સ્મશાનમાં લઈ જનાર સપિણ્ડી લોકોની પેઠે શિષ્ય પણ ૧૦ દિવસે શુદ્ધ થાય છે.

'માતુલ' નામ મામાનું છે. તથાપિ 'મામા' શબ્દથી આપણા બન્ધુ તથા માતાના બન્ધુ લોક તથા પિતાના બન્ધુલોકનું પણ ગ્રહણ કરવાનું છે. તેથી મામા તથા માતાની બેન વગેરેના મરણમાં પણ એક દિવસનું આશૌચ કહ્યું છે.

અને શ્રોત્રિયના મૃત્યુમાં જે એક દિવસનું આશૌચ કહ્યું છે તે એક ગામમાં રહેનાર શ્રોત્રિયના મરણમાં છે. પરન્તુ આપણા ઘરમાં રહેતા શ્રોત્રિયના મરણમાં ત્રણ દિવસનું આશૌચ હોય છે.

श्रोत्रिये तूपसंपन्ने त्रिरात्रमशुचिर्भवेत् ॥ ,, ५–८१ ॥

અર્થ:—મિત્રતા આદિ કારણથી આપણા ઘરમાં રહેતા શ્રોત્રિયનું મૃત્યુ થાય તો ત્રણ રાત્રિમાં શુદ્ધિ થાય છે. અને—

सब्रह्मचारिण्येकाहम् ॥ गौ० ध० सू० अ० १४ सू० २० ॥

અર્થ:—એકજ આચાર્યની પાસે ભણતા હોય ત્યારે સાથે ભણનાર બીજા વિદ્યાર્થીનું નામ સબ્રહ્મચારી છે. તેના મરણમાં પણ એક રોજનું આશૌચ સ્વીકારવું જોઇએ.

मातुले पक्षिणीं रात्रिं शिष्यर्त्विग्बान्धवेषु च ॥ म० स्मृ० अ० ५–८१ ॥

અર્થ:—મામા તથા ઋત્વિક્ તથા શિષ્ય તથા બાન્ધવાદિના મરણમાં દોઢ દિવસનું સૂતક હોય છે.

આ મામા આદિના આશૌચ સંબંધી અનેક મત છે. તેઓ જો કોઇ કારણથી આપણા ઘરમાં રહેતા હોય, અથવા કોઇ પ્રકારના આશ્રયથી આપણી પાડોશમાં રહેતા હોય તો દોઢ દિવસનું અને દૂર રહેતા હોય તો એક દિવસનું, આશૌચ સમજવું જોઇએ. વળી—

प्रेते राजनि सज्योतिर्यस्य स्याद्विषये स्थितः ।
अश्रोत्रिये त्वहः कृत्स्नमनूचाने तथा गुरौ ॥ ,, ५–८२ ॥

અર્થ:—જે રાજાના દેશમાં આપણે રહેતા હોઇએ તે રાજા જો દિવસમાં મરી જાય તો સૂર્યાસ્ત થતા સુધી, અને રાત્રિમાં મરે તો તારા દેખાતા સુધી, આશૌચ પાળવું જોઇએ. અને વેદરહિત બ્રાહ્મણના મરણમાં, તે જેના ઘરમાં મરણ પામ્યો હોય તે ઘરવાળાને, દિવસમાં મર્યો હોય તો તે દિવસનું અશૌચ લાગે છે, રાત્રિમાં નહીં, અને રાત્રિમાં મર્યો હોય તો તે રાત્રિનુંજ અશૌચ

લાગે છે. અને અંગો સહિત વેદોને ભણાવનાર ‘ઉપાધ્યાય ગુરૂના મરણમાં શિષ્યને પણ તે જ પ્રકારનું આશૌચ હોય છે. અર્થાત્ દિવસમાં મરે તો દિવસનું, અને રાત્રિમાં મરે તો રાત્રિનું આશૌચ હોય છે. (અહીં રાજાના મરણમાં પ્રજાને માટે જે અશૌચ કહ્યું છે તે પટ્ટાભિષેક કરેલા ક્ષત્રિય રાજાના મરણમાં સમજવું.) વળી—

अनौरसेपु पुत्रेपु भार्यास्वन्यगतासु च ।
निवासराजनि प्रेते तदहः शुद्धिकारणम् ॥ याज्ञ० स्मृ० अ० ३ श्लो० २४ ॥

અર્થઃ—ઔરસ પુત્રને છોડી બીજા ક્ષેત્રજ આદિ પુત્રોના મરણપ્રસંગે તેમના પિતાને તથા પોતાની વિવાહિત થયેલી સ્ત્રીએ બીજા પુરૂષનો આશ્રય લીધો હોય અને તે પત્ની મરી જાય તે પ્રસંગે તેના પતિને, એક દિવસ અને રાત્રિનું આશૌચ હોય છે. અને જે દેશમાં આપણે રહેતા હોઇએ તે દેશના પટ્ટાભિષેક કરેલા ક્ષત્રિય રાજાના મરણપ્રસંગે જો તે દિવસમાં મરી ગયો હોય તો તે દિવસનું, અને રાત્રિમાં મરી ગયો હોય તો તે રાત્રિનું આશૌચ રહે છે. (કોઇ પુસ્તકમાં આ શ્લોક ૨૫ મો લખ્યો છે).

આ શ્લોકમાં, બીજા પુરૂષનો આશ્રય લીધેલી સ્ત્રીના સંબંધમાં જે એક દિનરાત્રિનું અશૌચ કહ્યું છે તે સમાન જાતિના પુરૂષનો અથવા ઉંચી જાતિના પુરૂષનો આશ્રય લીધેલી સ્ત્રી સંબંધી છે. નીચી જાતિના પુરૂષનો આશ્રય લીધેલી સ્ત્રીના મરણમાં આશૌચ લાગતું નથી. કારણકે—

पापण्डानाश्रिताः स्तेना भर्तृघ्न्यः कामगादिकाः ।
सुराप्य आत्मत्यागिन्यो नाशौचोदकभाजनाः ॥ याज्ञ० स्मृ. अ० ३-६ ॥

અર્થઃ—વૈદિક મતથી ભિન્ન પાખંડ મતવાળાના આશ્રયે ગયેલી અર્થાત તે લોકોના મતમાં દીક્ષિત થયેલી હોય, તથા ચોરી કરનારી હોય, તથા પતિને મારી નાંખનારી હોય, તથા કુલટા આદિ હોય, તથા દારૂ પીનારી હોય, અથવા કુવા આદિમાં પડીને આત્મહત્યા કરેલી હોય, એવી સ્ત્રીઓ આશૌચ તથા જલદાનાદિ કર્મની પણ ભાગી થતી નથી એવો નિશ્ચય છે. વળી આવી સ્ત્રીને માટે જલદાનાદિનો નિષેધ મનુસ્મૃતિમાં પણ કર્યો છેઃ—

वृथासंकरजातानां प्रव्रज्यासु च तिष्ठताम् ।
आत्मनस्त्यागिनां चैव निवर्तेतोदकक्रिया ॥ म० स्मृ० अ० ५-८९ ॥
पापण्डमाश्रितानां च चरन्तीनां च कामतः ।
गर्भभर्तृद्रुहां चैव सुरापीनां च योपिताम् ॥ ,, ॥ ९० ॥

અર્થ—વિશેષ કરીને પોતાના ધર્મનો જેણે ત્યાગ કર્યો છે તેવા હીન વર્ણના પુરૂષ વડે ઉત્કૃષ્ટ જાતિમાં ઉત્પન્ન થયેલા માણસો (संकरजाता), તથા વેદબાહ્ય લાલ વસ્ત્ર આદિ પહેરીને સંન્યાસમાં વર્તમાન માણસો, તથા વિષ આદિ ખાઇને અથવા અન્ય પ્રકારે આત્મહત્યા કરી હોય તેવા માણસો, તથા પાખંડ વ્રતોને ધારણ કરનારી, તથા ઇચ્છાનુસાર દુરાચાર કરનારી, તથા ગર્ભપાત અથવા પતિનો વધ કરનારી, તથા દારૂ પીનારી-ઇત્યાદિ પ્રકારની સ્ત્રીઓનું મરણ થતાં તેમની ઉદકક્રિયા તથા આશૌચ આદિ થતું નથી.

તેવી રીતે નીચોને આશ્રયે ગયેલી તથા સ્વયં:પોતે નીચ કર્મ કરનારી એવી સ્ત્રીઓના અશૌચ આદિનો પણ શાસ્ત્રમાં નિષેધ કર્યો છે, અને સમાન જાતિ અથવા ઉચ્ચ જાતિનો આશ્રય

લેનારી સ્ત્રીના મરણ પ્રસંગમાં જે એક દિવસ અને રાત્રિનું આશૌચ કહ્યું છે તે તેના પતિને જ લાગે છે, બીજા સપિણ્ડીઓને લાગતું નથી.

भगिन्यां संस्कृतायां तु भ्रातर्यपि च संस्कृते ।

मित्रे जामातरि प्रेते दौहित्रे भगिनीसुते ॥ या.स्मृ.अ० ३ श्लो.२४ मिता.टी॥

श्यालके तत्सुते चैव सद्यः स्नानेन शुध्यति ॥ ,, ॥

અર્થ:—વિવાહિત થયેલી ભગિનીના મરણમાં ભાઇને તથા વિવાહિત થયેલા ભાઇના મરણમાં બહેનને, અને મિત્ર તથા જમાઇના મરણમાં મિત્ર અને સસરાને, તથા પુત્રીના પુત્ર અને બહેનના પુત્રના મરણમાં, તથા સાળાના તથા સાળાના પુત્રના મરણમાં સ્નાન કરવાથી તરત શુદ્ધિ થાય છે. અને—

ग्रामेश्वरे कुलपतौ श्रोत्रिये च तपस्विनि ॥ ,, ॥

शिष्ये पञ्चत्वमापन्ने शुचिर्नक्षत्रदर्शनात् । ,, ॥

અર્થ:—ગામના માલિક તથા કુલપતિ તથા શ્રોત્રિય તથા તપસ્વીના મરણમાં ગામના લોકોને, તથા શિષ્યના મરણમાં ગુરુને પણ, નક્ષત્રનું દર્શન થતા સુધી આશૌચ લાગે છે. અને રાત્રિમાં મરી જાય તો સૂર્યોદય સુધી આશૌચ લાગે છે. અને—

ग्राममध्यगतो यावच्छवस्तिष्ठति कस्यचित् । ,, ॥

ग्रामस्य तावदाशौचं निर्गते शुचितामियात् । ,, ॥

અર્થ:—ગામની વચ્ચે કોઈ મરી ગયેલાનું શબ પડેલું જોવામાં આવે તો તે શબને ત્યાંથી લઈ જતા સુધી ગ્રામનિવાસીને અશુદ્ધિ રહે છે. અને શબને લઈ ગયા પછી શુદ્ધિ થાય છે.

मुनीनां दशसाहस्रं योऽन्नदानादिपोषणात् ।

अध्यापयति विप्रर्षिरसौ कुलपतिः स्मृतः ॥ शब्दस्तोम म. नि. ॥

અર્થ:—દશહજાર ઋષિઓને અન્નવસ્ત્રાદિ આપી તેમનું પોષણ કરીને જે તેમને વેદ તથા શાસ્ત્રો ભણાવે છે તેવા બ્રહ્મર્ષિનું નામ કુલપતિ છે.

આપણા ઘરમાં તથા સમીપમાં રહેનાર શ્રોત્રિયના મરણમાં ત્રણ દિવસનું આશૌચ કહ્યું છે. અને એક ગામમાં રહેનાર શ્રોત્રિયના મરણમાં એક દિવસનું આશૌચ કહ્યું છે. અને બીજા ગામમાં રહેનાર શ્રોત્રિયના મરણમાં નક્ષત્ર દર્શન સુધીનું આશૌચ કહ્યું છે. તેવી રીતે જે જે સ્થાનમાં અશૌચ સંબંધી મતભેદ જોવામાં આવે ત્યાં ત્યાં નજીક અને દૂર રહેતા હોવાની અપેક્ષાથી ભેદ છે એમ સમજવું. વળી—

पित्रोरुपरमे स्त्रीणामूढानां तु कथं भवेत् ।

त्रिरात्रेणैव शुद्धिः स्यादित्याह भगवान्यमः ॥ याज्ञ.स्मृ.अ. ३–२४, मि.टी.॥

અર્થ:—માતા તથા પિતાનું મૃત્યુ થતાં વિવાહિત થયેલી સ્ત્રીને ત્રણ દિવસનું આશૌચ હોય છે તે પછી શુદ્ધિ થાય છે, એમ ભગવાન્ યમ કહે છે.

श्वशुरयोर्भगिन्यां च मातुलान्यां च मातुले ।

पित्रोः स्वसरि तद्वच्च पक्षिणीं क्षपयेन्निशाम् ॥ ,, २५ मि. टी. ॥

અર્થ:—સાસુ સસરાની બેન, તથા મામા અને મામી, તથા માતા અને પિતાની બેન-

તેમના મરણમાં દોઢ દિવસનું આશૌચ પાળવું જોઈએ.

पत्नीनां दासानामानुलोम्येन स्वामिनस्तुल्यमाशौचम् ॥

बृ.वि.स्मृ.अ. २२ सू. १८॥

અર્થ:—હીન વર્ણની પત્નીને તથા દાસોને સ્વામીના જેટલું આશૌચ હોય છે.

हीनवर्णानामधिकवर्णेषु सपिण्डेषु तथा शौचव्यपगमे शुद्धिः ॥ ,, ॥ २० ॥

અર્થ:—ઉચ્ચ વર્ણના સપિણ્ડના અશૌચમાં નીચ વર્ણના સપિણ્ડોની શુદ્ધિ ઉચ્ચ વર્ણોની સાથે જ થાય છે અર્થાત્ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર પોતાના વૈમાતૃભાઈ અર્થાત્ અસમાન અર્થાત્ ઉચ્ચ જાતિની માતામાં ઉત્પન્ન થયેલા બ્રાહ્મણ ભાઈના મરણમાં ૧૦ રાત્રિમાં શુદ્ધ થાય છે. વૈશ્ય અને વૈમાતૃ ક્ષત્રિયભાઈના આશૌચમાં ૧૨ રાત્રિમાં શુદ્ધ થાય છે. અને શૂદ્ર પોતાના વૈમાતૃ વૈશ્યના આશૌચમાં ૧૬ દિવસે શુદ્ધ થાય છે.

ब्राह्मणस्य क्षत्रियविट्शूद्रेषु सपिण्डेषु षड्रात्रत्रिरात्रैकरात्रैः ॥

बृ.वि.स्मृ.अ. २२ सू० २१ ॥

અર્થ:—બ્રાહ્મણ પોતાના સપિણ્ડ ક્ષત્રિયના જન્મમરણમાં ૭ રાત્રિમાં, અને સપિણ્ડ વૈશ્યના જન્મમરણમાં ત્રણ રાત્રિમાં, અને સપિણ્ડ શૂદ્રના જન્મ મરણમાં એક રાત્રિમાં શુદ્ધ થાય છે. અને—

क्षत्रियस्य विट्शूद्रयोः षड्रात्रत्रिरात्राभ्याम् ॥ ,, ॥ २२ ॥

અર્થ:—ક્ષત્રિય પોતાના સપિણ્ડ વૈશ્યના જન્મ મરણમાં ૭ રાત્રિમાં અને સપિણ્ડ શૂદ્રના જન્મ મરણમાં ત્રણ રાત્રિમાં શુદ્ધ થાય છે.

वैश्यस्य शूद्रेषु षड्रात्रेण ॥ ,, ॥ २३ ॥

અર્થ:—વૈશ્ય પોતાના સપિણ્ડી શૂદ્રના મરણના આશૌચમાં ૭ રાત્રિમાં શુદ્ધ થાય છે.

आचार्ये मातामहे च व्यतीते त्रिरात्रेण ॥ बृ. वि. स्मृ. अ. १२ सू० ४१ ॥

અર્થ:—આચાર્ય તથા માતામહ (માતાના પિતા)ના મૃત્યુનું આશૌચ ત્રણ રાત્રિ રહે છે. અને-

पक्षिणीं रात्रिं मृता मातामही यदि ॥ याज्ञ० स्मृ० अ० ३–२४, मि. टी. ॥

અર્થ:—માતામહી (માતાની મા) મરી જાય તો દોઢ દિવસનું આશૌચ હોય છે.

असपिण्डं स्ववेश्मनि एकरात्रम् ॥ ,,

અર્થ:—આપણા ઘરમાં કોઇ અસપિણ્ડ મનુષ્ય મરણ પામે તો એક દિવસનું અશૌચ લાગે છે.

महीपतीनां नाशौचं हतानां विद्युता तथा ।

गोब्राह्मणार्थे संग्रामे यस्य चेच्छति भूमिपः ॥ याज्ञ० स्मृ० अ० ३–२७ ॥

અર્થ:—રાજાને માટે આશૌચ નથી. અને વીજળી પડવાથી મરાયો હોય અથવા ગૌબ્રાહ્મણની રક્ષા કરતાં મરાયો હોય તેનું પણ આશૌચ લાગતું નથી. તેવી રીતે રાજા તથા રાજાના પુરોહિત આદિને જે મનુષ્યની જરૂર પડે છે તે અશૌચમાં હોય તોપણ તેને આશૌચ લાગતું નથી. ભાવ એવો છે કે અન્ય મનુષ્યના ઘરમાં કોઇ મરી ગયું હોય તે કારણથી તેને આશૌચ આવેલું હોય, અને તે મનુષ્યની રાજાને તત્કાલ જરૂર હોય, તો તે સમયે રાજાની ઇચ્છાથી જ તે મનુષ્યનું અશૌચ નિવૃત્ત થાય છે.

डिम्बाहवहतानां च विद्युता पार्थिवेन च ।

गोब्राह्मणस्य चैवार्थे यस्य चेच्छति पार्थिवः ॥ म० स्मृ० अ० ५–९५ ॥

અર્થ:—રાજા વિનાના યુદ્ધ (ડિમ્બાહવ)માં મરાયો હોય, તથા વિજળીથી તથા રાજાથી મરાયો હોય, તથા ગાય અને બ્રાહ્મણની રક્ષા કરતાં મરાયો હોય, તથા જે અશૌચવાળાની રાજાને જરૂર હોય–તેવા પ્રસંગોમાં તરત શુદ્ધિ થાય છે.

उद्यतैराहवे शस्त्रैः क्षत्रधर्महतस्य च ।

सद्यः संतिष्ठते यज्ञस्तथा शौचमिति स्थितिः ॥ ,, ५–९८ ॥

અર્થ:—તલવાર આદિ શસ્ત્ર ઉઠાવી લઢતાં લઢતાં યુદ્ધમાં મરાયલા ક્ષત્રિયને જ્યોતિષ્ટોમાદિ યજ્ઞનું ફલ તરત પ્રાપ્ત થાય છે. તેનું અશૌચ પણ તરત નિવૃત્ત થાય છે એવી શાસ્ત્રની મર્યાદા છે.

एवं मातामहाचार्यप्रेतानामुदकक्रिया ।

कामोदकं सखि प्रत्ता स्वस्रीयश्वशुरर्त्विजाम् ॥ याज्ञ०स्मृ०अ० ३ श्लो. ४ ॥

અર્થ:—જેવી રીતે સગોત્ર તથા સપિણ્ડ લોકોને જલદાન દેવામાં આવે છે, તેવી રીતે માતામહ તથા આચાર્ય, તથા મિત્ર, તથા વિવાહિત પુત્રી અને બેન આદિ (प्रत्ता), તથા બેનનો પુત્ર, તથા શ્વશુર, તથા ઋત્વિક આદિના મરણ પ્રસંગે ઉદકદાન ઇચ્છાનુસાર કરે અર્થાત્ એ સર્વ પ્રેતોના કલ્યાણની ઇચ્છા હોય તો ઉદકદાનાદિ કરવું, નહિતો નહીં. કરે તો પ્રેતનો ઉપકાર થાય છે, ન કરે તો કોઈ પાપ લાગતુ નથી.

વળી સપિણ્ડો મધ્યે પણ કેટલાકના મરણમાં ઉદકદાનાદિનો શાસ્ત્રમાં નિષેધ કરેલો છેઃ—

न ब्रह्मचारिणः कुर्युरुदकं पतितास्तथा ॥ ,, अ० ३ श्लो० ५॥

અર્થ:—બ્રહ્મચારીનુ સમાવર્તન ન થયું હોય ત્યાંસુધીમાં તેના સપિણ્ડનું મરણ થયું હોય તો તે વખતે તે (બ્રહ્મચારી) ઉદકદાન ન કરે. પરંતુ બ્રહ્મચર્ય સમાપ્ત થયા પછી પહેલાં મરેલા પોતાના સપિણ્ડીનું ઉદકદાનાદિ કરે. અને દ્વિજાતિના કર્મથી પતિત થયેલા મનુષ્યો પણ પોતાના મરણ પામેલા સપિણ્ડી આદિનું ઉદકદાનાદિ ન કરે. મનુજીએ પણ તેજ પ્રમાણે કહ્યું છે:-

आदिष्टो नोदकं कुर्यादा व्रतस्य समापनात् ।

समाप्ते तूदकं कृत्वा त्रिरात्रेणैव शुध्यति ॥ म० स्मृ० अ० ५ श्लो० ८८॥

અર્થ:—જેણે વ્રત ધારણ કર્યું છે તેવો બ્રહ્મચારી (आदिष्ट) વ્રતની સમાપ્તિ થતા સુધી પ્રેતનું ઉદકદાનાદિ ન કરે. પરન્તુ બ્રહ્મચર્ય સમાપ્ત થતાં પ્રેતનું ઉદકદાનાદિ કરીને ત્રણ રાત્રિનું આશૌચ પાળવાથી શુદ્ધ થાય છે. પરન્તુ આ નિયમ માતા, પિતા, આચાર્ય, ઉપાધ્યાય, અને ગુરૂ–એટલાને છોડીને અન્યના મરણ સંબન્ધી છે. તેમના સંબંધી નિયમ તો નીચે પ્રમાણે છે:-

आचार्यं स्वमुपाध्यायं पितरं मातरं गुरुम् ।

निर्हृत्य तु व्रती प्रेतान्न व्रतेन वियुज्यते ॥ म० स्मृ० अ० ५–९१ ॥

અર્થ:—ઉપનયન કરી વેદની સંપૂર્ણ શાખાને ભણાવનાર આચાર્ય કહેવાય છે. વેદનો એક દેશ અથવા અંગને ભણાવનાર ઉપાધ્યાય કહેવાય છે. અને એક વેદ અથવા સંપૂર્ણ વેદને ભણાવનારને ગુરૂ કહે છે. તે સર્વેના તથા માતા અને પિતા આદિના શબને ઉઠાવવાથી, તથા દાહ, જલદાન, આદિ પ્રેતકાર્ય કરવાથી બ્રહ્મચારી. વ્રતથી ચ્યુત થતો નથી. માટે

આચાર્યાદિને છોડી બીજાનું શબ ઉઠાવવું તથા જલદાનાદિ કરવું તે બ્રહ્મચારીને માટે નિષિદ્ધ છે. યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ પણ કહે છે કેઃ—

आचार्यपित्रुपाध्यायान्निर्हृत्यापि व्रती व्रती ।

सकटान्नं च नाश्नीयान्न च तैः सह संवसेत् ॥ याज्ञ० स्मृ० अ० ३-१५ ॥

અર્થઃ—આચાર્ય, માતા, પિતા, તથા ઉપાધ્યાય આદિના શબને ઉઠાવવાથી બ્રહ્મચારીના વ્રતનો ભંગ થતો નથી, તે વ્રતી જ રહે છે. પરન્તુ આશૌચવાળાનો સંબન્ધ થયેલું અન્ન નહીં ખાવું જોઇએ, તેમ તેની સાથે રહેવું પણ નહીં જોઇએ, કેમકે તેમ કરવાથી બ્રહ્મચારીના વ્રતનો ભંગ થાય છે.

हतानां नृपगोविप्रैरन्वक्षं चात्मघातिनम् । ,, ३-२१ ॥

અર્થઃ—જેઓને રાજા, ગાય તથા અન્ય શીંગડાવાળાં અથવા દાંતવાળાં પ્રાણીઓએ મારી નાંખ્યા હોય, તથા જેઓ બ્રાહ્મણ તથા અન્ત્યજ આદિથી માર્યા ગયા હોય, તથા જેમણે વિષ ખાઇને અથવા ગળે ફાંસો ખાઇને આત્મહત્યા કરી હોય, ઇત્યાદિનું અશૌચ તરત નિવૃત્ત થાય છે. અર્થાત્ તેમના સપિણ્ડીઓની શુદ્ધિ તરત થાય છે.

अतिमानादतिक्रोधात्स्नेहाद्वा यदि वा भयात् ।

उद्बध्नीयात्स्त्री पुमान्वा गतिरेषा विधीयते ॥ ,, ४-१ ॥

અર્થઃ—જે સ્ત્રી અથવા પુરૂષ બહુ માનથી અથવા ક્રોધથી અથવા દ્વેષથી, કે સ્નેહથી, કે ભયાદિથી ફાંસી ખાઇને મરી જાય છે, તેની ગતિ નીચે પ્રમાણે થાય છેઃ—

पूयशोणितसंपूर्णे त्वन्धे तमसि मज्जति ।

षष्टिवर्षसहस्राणि नरकं प्रतिपद्यते ॥ ,, ॥ २ ॥

અર્થઃ—તે આત્મહત્યા કરનાર મનુષ્ય પરૂ તથા લોહીથી ભરેલા અન્ધતામિ નામના નરકમાં ડુબે છે. ત્યાં સાઠ હજાર વર્ષ સુધી નિવાસ કરે છે. અને—

नाशौचं नोदकं नाग्निं नाश्रुपातं च कारयेत् ।

वोढारोऽग्निप्रदातारः पाशच्छेदकरास्तथा ॥ ,, ॥ ३ ॥

तप्तकृच्छ्रेण शुध्यन्तीत्येवमाह प्रजापतिः ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—તેનું અશૌચ પાળવું નહીં, અને તેનું જલદાનાદિ કરવું નહીં. તેમ તેને માટે અશ્રુપાત પણ ન કરવો અર્થાત શોક પણ ન કરવો. છતાં જે મનુષ્ય તેના શબને ઉઠાવે છે તથા જે દાહ કરે છે, તથા જે તેની ફાંસીને કાપે છે, તેની શુદ્ધિ તપ્તકૃચ્છ્ર કરવાથી થાય છે એમ બ્રહ્માજીએ કહ્યું છે.

भृग्वग्निमरणे चैव देशान्तरमृते तथा ।

बाले प्रेते च संन्यस्ते सद्यः शौचं विधीयते ॥ पारा० स्मृ० अ० ३-११ ॥

અર્થઃ—જે મનુષ્ય પર્વત (ભૃગુ) ઉપરથી પડી જવાથી અથવા અગ્નિથી બળીને મરી ગયો હોય, તથા જે પરદેશમાં મરી ગયો હોય, તથા બાલક અથવા સંન્યાસી મરી ગયો હોય—તેવા પ્રસંગોમાં તરત શુદ્ધિ થાય છે.

अश्वशूकरशृंग्यद्रिद्रुमादिशकटेन च ।
भृग्वग्निदारुशस्त्राश्मविषोद्बन्धनजैर्मृताः ॥ शाता० स्मृ० अ० ६–१ ॥
व्याघ्रादिगजभूपालचौरवैरिवृकाहताः ।
काष्ठशल्यमृता ये च शौचसंस्कारवर्जिताः ॥ ,, ॥ २ ॥
विषूचिकान्नकवलदवातीसारतो मृताः ।
डाकिन्यादिग्रहैर्ग्रस्ता विद्युत्पातहताश्च ये ॥ ,, ॥ ३ ॥
अस्पृश्या अपवित्राश्च पतिताः पुत्रवर्जिताः ।
पञ्चत्रिंशत्प्रकारैश्च नाप्नुवन्ति गतिं मृताः ॥ ,, ॥ ४ ॥

અર્થ:—જે મનુષ્ય ઘોડાની લાત વાગવા આદિથી, અથવા સુઅરે મારવાથી, અથવા ગાય આદિ શીંગડાવાળા પ્રાણીએ મારવાથી, અથવા પર્વત ઉપરથી પડવાથી, અથવા વૃક્ષાદિ અગર ગાડા આદિની નીચે દબાઇને મરાયો હોય, અથવા ઉંચા સ્થાન ( भृगु ) ઉપરથી પડવાથી, કે અગ્નિમાં બળી મરવાથી, કે લાકડા (દારૂ)થી, કે શસ્ત્રઘાતથી, અથવા પથ્થર વાગવાથી, વિષ ખાઇને, અથવા ફાંસી ખાઇને મર્યો હોય, તથા વાઘે માર્યો હોય, અથવા સાપ કરડવાથી મરાયો હોય અથવા હાથીએ મારવાથી અથવા રાજાના દણ્ડથી મર્યો હોય, અથવા ચોરોએ મારવાથી, અથવા શત્રુએ મારવાથી, અથવા વરૂએ મારવાથી મરી ગયો હોય, અથવા કાષ્ઠથી કે કાંટાથી મરણ પામ્યો હોય, તથા શૌચ કર્યા વિના મરી ગયો હોય અથવા સંસ્કાર વિના મરી ગયો હોય, તેમજ જે મનુષ્ય મહામારી (વિષૂચિકા)ના રોગથી મરી ગયો હોય, અથવા ભોજન કરતાં કરતાં ગળામાં કોળીઓ અટકી જવાથી મરી ગયો હોય, અથવા દાવાનલમાં બળીને મરી ગયો હોય, અથવા અતિસારના રોગથી કે ડાકિની આદિએ મારવાથી અથવા ગ્રહ વડે ગ્રસ્ત થવાથી અથવા વિજળી પડવાથી મરાયો હોય, અને જે સ્પર્શ કરવાને અયોગ્ય થઇને મરી ગયો હોય, તથા જે અપવિત્ર રહીને મરી ગયો હોય અથવા પતિત થઇને મરી ગયો હોય, અથવા પુત્રહીન થઇને મરી ગયો હોય—આ પાંત્રીસ પ્રકારના મનુષ્યોની સદ્ગતિ થતી નથી. વળી—

अजा गावो महिष्यश्च ब्राह्मणी नवसूतिका ।
दशरात्रेण संशुद्ध्येद्भूमिष्ठं च नवोदकम् ॥ पारा० स्मृ० अ० ३–७ ॥

અર્થ.—વીયેલી બકરી, ગાય, પ્રસૂતા બ્રાહ્મણી, તથા પૃથ્વી ઉપર પડેલું વર્ષાનું જલ—એ ચારેની ૧૦ દિવસમાં શુદ્ધિ થાય છે. માટે ૧૦ દિવસ પહેલાં બકરી આદિનું દૂધ ઉપયોગમાં લેવુ નહીં જોઇએ.

शिल्पिनः कारुकाश्चैव दासीदासास्तथैव च ।
इत्यादीनां न ते स्यातामनुगृह्णन्ति ये द्विजान् ॥ बृ०पा०स्मृ०अ० ६–४६ ॥

અર્થ:—સુતાર, લુહાર, આદિ શિલ્પી, તથા ચિત્રકાર આદિ કારૂક, તથા દાસી તથા દાસ આદિક, તથા દ્વિજાતિ ઉપર ઉપકાર કરનાર—ઇત્યાદિ લોકોને કોઇનું સૂતક અથવા અશૌચ લાગતું નથી. અર્થાત્ એ લોક પોતાનું કાર્ય કરતી વખતે શુદ્ધ જ છે.

शिल्पिनः कारुका वैद्या दासीदासाश्च नापिताः ।
राजानः श्रोत्रियाश्चैव सद्यः शौचाः प्रकीर्त्तिताः ॥ परा०स्मृ० अ०३–२२ ॥

અર્થ:—શિલ્પ કાર્ય કરનારા સુતાર, લવાર, આદિ, તથા કારૂક અર્થાત્ ચિત્રકાર આદિ, તથા વૈદ્ય, તથા દાસ, તથા દાસી તથા હજામ, તથા રાજા, તથા શ્રોત્રિય ( વેદપાઠી )–એ સર્વની તત્કાલ શુદ્ધિ થાય છે.

હવે અહીં આશૌચ સમયના નિયમો તથા મરેલા શરીરને શ્મશાનમાં લઈ જતી વખતે બહાર કાઢવાનો ક્રમ કહીએ છીએ.

अक्षारलवणान्नाः स्युर्निमज्जेयुश्च ते त्र्यहम् ॥
मांसनं च नाश्नीयुः शयीरँश्च पृथक् क्षितौ ॥ म० स्मृ० अ० ५–७३ ॥

અર્થ:—આશૌચવાળા લોકોએ મીઠા (નિમક) વિનાનું ભોજન જમવું જોઇએ, અને ત્રણ દિવસ નદી આદિમાં સ્નાન કરવું જોઇએ, માંસાહારી નીચ લોકોએ પણ અશૌચના સમયમાં માંસ નહિ ખાવું જોઇએ, અને દરેક આશૌચવાળાએ જૂદા જૂદા પૃથ્વી ઉપર સૂવુ જોઇએ અર્થાત્ ખાટલા આદિ ઉપર સૂઈ રહે નહીં.

ભોજન સંબંધી યાજ્ઞવલ્કયજી કાંઇક વિશેષ કહે છે.

क्रीतलब्धाशना भूमौ स्वपेयुस्ते पृथक् पृथक् ।
पिण्डयज्ञावृता देयं प्रेतायान्नं दिनत्रयम् ॥ याज्ञ० स्मृ० अ०३–१६ ॥

અર્થ:—આશૌચવાળા (સૂતકી) મનુષ્ય ખરીદેલું અથવા અયાચિત પ્રાપ્ત થયેલું અન્ન જમે, અને પૃથક્ પૃથક્ પૃથ્વી ઉપર સૂઇ રહે. ત્રણ દિવસ સુધી પ્રેતને માટે પિતૃયજ્ઞની પ્રક્રિયાથી પિણ્ડરૂપ અન્ન પૃથ્વી ઉપર આપવું જોઇએ. અને—

गृहान्व्रजित्वा प्रस्तारे त्र्यहमनश्नन्त आसीरन् ॥ वसि०स्मृ०अ० ४ सू १५॥

અર્થ:—આશૌચવાળા પોતાના ઘરમાં જઇને ભોજન કર્યા વિના ઘાસ આદિની બનાવેલી ચટાઈ આદિ જમીન ઉપર બિછાવીને ત્રણ દિવસ તેના ઉપર વીતાવે, તેમજ શયન પણ તેના ઉપર જ કરે.

अशक्तौ क्रीतोत्पन्नेन वर्तेरन् ॥ ,, सू १६ ॥

અર્થ:—ભોજન કર્યા વિના ન રહી શકે તો ખરીદ કરેલા અન્નથી અથવા યાચના કર્યા વિના પ્રાપ્ત થયેલા અન્ન વડે નિર્વાહ કરે.

ભાવ એ છે કે ત્રણ દિવસ સુધી તેઓ પોતે ભોજન બનાવીને જમે નહીં અર્થાત્ ભોજનનો પ્રબન્ધ અન્ય પ્રકારે કરવો જોઇએ.

दक्षिणेन मृतं शूद्रं पुरद्वारेण निर्हरेत् ।
पश्चिमोत्तरपूर्वैस्तु यथायोगं द्विजन्मनः ॥ म० स्मृ० अ० ५–९२ ॥

અર્થ:—મરેલા શૂદ્રના શબને તેના ઘર (પુર)ના દક્ષિણ દરવાજેથી બહાર કાઢવું જોઇએ. બાકી દ્વિજાતિના શબને યથાયોગ્ય પશ્ચિમ, ઉત્તર અથવા પૂર્વના દરવાજેથી બહાર કાઢવું. અર્થાત્ વૈશ્યના શબને પશ્ચિમ દરવાજા દ્વારા, ક્ષત્રિયના શબને ઉત્તર દરવાજા દ્વારા, અને બ્રાહ્મણના શબને પૂર્વ દરવાજા દ્વારા બહાર કાઢવું.

न विप्रं स्वेषु तिष्ठत्सु मृतं शूद्रेण नाययेत् ।

अस्वर्ग्या ह्याहुतिः सा स्याच्छूद्रसंस्पर्शदूषिता ॥ „ ५–१०४ ॥

અર્થ:—મરણ પામેલા બ્રાહ્મણાદિની સમાન જાતિના મનુષ્યો હોવા છતાં તેના શબને શૂદ્ર પાસે લેવરાવે નહીં, કેમકે શૂદ્રના સ્પર્શથી તે શરીરની આહુતિ દૂષિત થવાથી મરેલા મનુષ્યને સ્વર્ગને હિત થતી નથી અર્થાત્ તેને સ્વર્ગની પ્રાપ્તિ કરાવી શકતી નથી. વળી—

कृतोदकान्समुत्तीर्णान्मृदुशाद्वलसंस्थितान् ।

स्नातानपवदेयुस्तानितिहासैः पुरातनैः ॥ याज्ञ० स्मृ० अ० ३–७ ॥

અર્થ:—જેઓએ ઉદકદાન આપ્યું છે, અને સ્નાન કરીને જલની બહાર નિકળી જેઓ નવીન ઘાસ ઉગેલી પૃથ્વી ઉપર બેઠેલા છે, એવા પુત્રાદિકોને કુલના વૃદ્ધ લોકો તેમના શોકને દૂર કરવાને શક્તિશાળી એવા નીચે કહેલા પુરાતન ઇતિહાસ દ્વારા બોધ કરે.

मानुष्ये कदलीस्तम्भे निःसारे सारमार्गणम् ।

करोति यः स संमूढो जलबुद्बुदसन्निभे ॥ „ ॥ ८ ॥

અર્થ:—કેળના થાંભલાની તુલ્ય સારરહિત, તથા જળના બુદ્બુદ સમાન, તથા શીઘ્ર નાશ પામતા મનુષ્યાદિ પ્રાણિશરીરમાં જે સાર દેખે છે તે મનુષ્ય મૂઢ બુદ્ધિવાળો છે.

पञ्चधा संभृतः कायो यदि पञ्चत्वमागतः ।

कर्मभिः स्वशरीरोत्थैस्तत्र का परिदेवना ॥ „ ॥ ९ ॥

અર્થ:—જન્માન્તરમાં પોતાના શરીર વડે કરેલા કર્મરૂપ બીજથી, ફલ ભોગવવાને માટે, પૃથિવ્યાદિ પઞ્ચ ભૂતોથી નિર્માણ થયેલું શરીર, કર્મફલ ભોગવ્યા પછી ફરી પૃથિવ્યાદિ પઞ્ચભૂતના સ્વરૂપને પ્રાપ્ત થાય તો તેમાં શો શોક કરવાનો છે? અર્થાત્ કાંઇ પણ શોક કરવાનો નથી.

गन्त्री वसुमती नाशमुदधिर्दैवतानि च ।

फेनप्रख्यः कथं नाशं मर्त्यलोको न यास्यति ॥ „ ॥ १० ॥

અર્થ:—આ મનુષ્યનું શરીર નાશ પામે તેમાં કોઇ આશ્ચર્ય નથી. કેમકે આ પૃથ્વી આદિ મહાભૂતો નાશ પામે છે. વળી આ સમુદ્રો તથા દેવતાલોક પણ પ્રલયકાળમાં નાશ પામે છે. તો પછી જલના બુદ્બુદ (પરપોટા) સમાન મરણધર્મવાળાં આ પ્રાણી કેમ નાશ નહીં પામે? અવશ્ય નાશ પામશેજ. તેથી શોક કરવો વ્યર્થ છે.

વળી શોક કરવો નિષ્પ્રયોજન છે એટલું જ નહીં, પરન્તુ તેથી પ્રેતનું અનિષ્ટ પણ થાય છે એમ કહ્યું છે:—

श्लेष्माश्रु बान्धवैर्मुक्तं प्रेतो भुङ्क्ते यतोऽवशः ।

अतो न रोदितव्यं हि क्रियाः कार्याः स्वशक्तितः ॥ „ ॥ ११ ॥

અર્થ:—શોકને લીધે રુદન કરતી વખતે બન્ધુ લોકોએ પાડેલાં આંસુ, શ્લેષ્મ, આદિ વગેરે ઇચ્છા વિના પણ પ્રેતને ખાવાં પડે છે. માટે કદાપિ રુદન ન કરવું જોઇએ. પરન્તુ પ્રેતની સદ્ગતિને માટે પ્રયત્નપૂર્વક શ્રાદ્ધાદિ ક્રિયા કરવી ઉચિત છે. આથી મરેલા મનુષ્ય સંબંધી રુદન કરવું તે તેના અપકાર રૂપ થાય છે એવો નિશ્ચય થાય છે.

इति संश्रुत्य गच्छेयुर्गृहं बालपुरःसराः ।
विदश्य निम्बपत्राणि नियता द्वारि वेश्मनः ॥	,,	॥ १२ ॥
आचम्याग्न्यादिसलिलं गोमयं गौरसर्षपान् ।
प्रविशेयुः समालभ्य कृत्वाश्मनि पदं शनैः ॥	,,	॥ १३ ॥

અર્થ—આ પ્રકારે કુલના વૃદ્ધોની વાણી સાંભળીને શોક તજી બાળકોને આગળ કરી ઘરમાં પેસે. અને સમાહિત ચિત્તવાળા થઇને ઘરના દ્વાર આગળ ઉભા રહીને લિંબડાનાં પાંદડાંને પ્રથમ દાંત વડે ચાવીને ખાય, પછી વમન કરે. ત્યાર બાદ અગ્નિ તથા જલ તથા છાણ તથા સફેદ સરસવને, અથવા દુર્વા તથા પ્રવાલ તથા અગ્નિ તથા બળદને સ્પર્શ કરીને (समालभ्य) પ્રથમ પથ્થર ઉપર પગ રાખીને ધીમે ધીમે ઘરમાં પ્રવેશ કરે. અને—

प्रवेशनादिकं कर्म प्रेतसंस्पर्शिनामपि ।
इच्छतां तत्क्षणाच्छुद्धिः परेषां स्नानसंयमात् ॥	,,	॥ १४ ॥

અર્થઃ—ઉપર લિંબડાનાં પાંદડાં ખાવાં આદિ, ઘરમાં પ્રવેશ કરતા સુધી કરવાનું જે કર્મ કહેવામાં આવ્યું છે તે કેવલ સપિણ્ડી લોકને માટે જ નથી, પરન્તુ પ્રેતને સ્મશાનમાં લઇ જવું આદિ માટે ધર્મબુદ્ધિથી પ્રવૃત્ત થનાર બીજા લોકો માટે પણ છે. પરન્તુ શબને ઉઠાવવું આદિ કાર્યમાં સહાય કરનારાઓની શુદ્ધિ સ્નાન તથા પ્રાણાયામથી તત્કાલ થાય છે.

વળી જેવી રીતે આશૌચવાળાને સ્પર્શ કરવાનો નિષેધ છે, તેવી રીતે તેમનું અન્ન ખાવાનો પણ નિષેધ છેઃ—

यस्तः सहान्नं कुर्याच पानादीनि तु चैव हि ।
ब्राह्मणो वाऽपरो वापि दशाहेन विशुद्ध्यति ॥ दश० स्मृ० अ० ६–४८ ॥

અર્થઃ—જે કોઇ મનુષ્ય આશૌચવાળાની સાથે અન્નનું ભોજન કરે છે, અથવા એક સ્થાનમાં વાહનાદિમાં બેસવું આદિ વ્યવહાર કરે છે, તે ચહાય બ્રાહ્મણ હોય કે અન્ય વર્ણનો મનુષ્ય હોય તોપણુ તે આશૌચવાળાની શુદ્ધિ થાય ત્યારે જ શુદ્ધ થાય છે અર્થાત્ તેમને પણ આશૌચવાળાની તુલ્ય ૧૦, ૧૨, આદિ દિવસ સુધી અશુદ્ધિ રહે છે.

यस्तेषामन्नमश्नाति स तु देवोऽपि कामतः ।
तदाशौचनिवृत्तेषु स्नानं कृत्वा विशुद्ध्यति ॥	,,	॥ ४९ ॥

અર્થઃ—જે લોક જાણી બુઝીને આશૌચવાળાના ઘરનું અન્ન ખાય છે, તેઓ ચહાય દેવતા હોય તોપણ આશૌચવાળાની શુદ્ધિ થયા પછી સ્નાન કરવાથી શુદ્ધ થાય છે. વળી—

यावत्तदन्नमश्नाति दुर्भिक्षाभिहतो नरः ।
तावन्त्यहान्यशुद्धिः स्यात् प्रायश्चित्तं ततश्चरेत् ॥	,,	॥ ५० ॥

અર્થઃ—પરન્તુ જે મનુષ્ય દુર્ભિક્ષથી પીડિત થઇને પ્રાણરક્ષાને માટે અશૌચવાળાને ઘેર ભોજન કરે છે તે જેટલા દિવસ સુધી તેનું ભોજન જમે છે તેટલા દિવસ અશુદ્ધ રહે છે. તે પછી સ્નાનાદિ પ્રાયશ્ચિત્ત કરીને તે શુદ્ધ થાય છે. વળી—

जन्मप्रभृतिसंस्कारे श्मशानान्ते च भोजनम् ।
असपिण्डैर्न कर्तव्यं चूडाकार्ये विशेषतः ॥	आप० स्मृ० अ० ९–२२ ॥

અર્થ —જાતકર્મ સમ્કાર વખતે, તથા પ્રેતકર્મમા, અને વિશેષ કરીને ચૂડાકર્મ કરતી વખતે પણ અસપિણ્ડોએ તેના ઘરમા ભોજન નહી કરવુ જોઇએ

विवाहोत्सवयज्ञेषु अन्तराशौचसूतके ।

पूर्वसंकल्पितानर्थांस्तान्भोज्यानब्रवीन्मनु ॥ वृ० पारा० स्मृ० अ० ६–४५ ॥

અર્થ —વિવાહાદિ ઉત્સવ અથવા યજ્ઞ દરમ્યાન જો આશૌચ અથવા સૂતક આવે તો પૂર્વે સકલ્પ કરેલુ અન્નાદિ સર્વ લોકોને ભોજન કરવા યોગ્ય છે એમ મનુજીનુ કહેવુ છે માટે આશૌચ અથવા સૂતક આવતા પહેલા જ સકલ્પ કરીને રાખી મૂકેલુ અન્નાદિ ખાવામા દોષ નથી

હવે જે ઘરમા મનુષ્ય મરી ગયુ હોય તે ઘરની શુદ્ધિનુ વિધાન કરવામા આવે છે.

गृहशुद्धिं प्रवक्ष्यामि अन्तस्थः शवदूषिताम् ।

प्रोज्य मृन्मयं भाण्डं सिद्धमन्नं तथैव च ॥ अत्रि० सं० श्लो० ७७ ॥

गृहान्निष्क्रम्य तत्सर्वं गोमयेनोपलेपयेत् ।

गोमयेनोपलिप्याथ छागेनाघ्रापयेत्पुनः ॥ ,, ॥ ७८ ॥

અર્થ —જે ઘરમા મનુષ્ય મરી ગયુ હોય તે ઘરની શુદ્ધિનુ વિધાન કરુ છુ તે ઘરના વાપરવાના માટીના વાસણ, તથા રાધેલુ અન્ન સર્વ પરિત્યાગ કરવા યોગ્ય છે માટે તે સર્વને ઘરની બહાર કાઢીને, ઘરને છાણ વડે લીપી, બકરીને સૂઘાડે

ब्राह्मैर्मन्त्रैस्तु पूतन्तु हिरण्यकुशवारिभि ।

तेनैवाभ्युक्ष्य तद्वेश्म शुध्यते नात्र संशय ॥ ,, ॥ ७९ ॥

અર્થ —ત્યાર પછી વેદમન્ત્રો વડે પવિત્ર કરેલા સુવર્ણ સહિત જલને કુશા વડે છાટીને ઘરને શુદ્ધ કરે તે પ્રમાણે કરવાથી નિસન્દેહ ઘર શુદ્ધ થાય છે આર્યરચનામા લેખ ૧૦ મે દિવસે ગામની બહાર સ્નાન કરે અને તે દિવસે આશૌચ દરમ્યાન પહેરેલા વસ્ત્ર પરિત્યાગ કરે, તથા શિરના કેશ કાઢી તથા મૂછ મુડાવે અને નખ છેદન કરાવે, એવુ લખ્યુ છે

विप्र शुध्यत्यप स्पृष्ट्वा क्षत्रियो वाहनायुधम् ।

वैश्य प्रतोदं रश्मीन्वा यष्टिं शूद्रः कृतक्रिय ॥ म स्मृ अ. ६–९९ ॥

અર્થ —આશૌચની અન્તમા (કૃતક્રિય) બ્રાહ્મણ જલનો સ્પર્શ કરવાથી ક્ષત્રિય વાહન તથા શસ્ત્રનો સ્પર્શ કરવાથી વૈશ્ય હલની કોશ (प्रतोद) અથવા હળની સાથે ધુસરીને બાધવાની દોરી (રશ્મિ)ને સ્પર્શ કરવાથી, અને શૂદ્ર લાગ (લાકડી)નો સ્પર્શ કરવાથી શુદ્ધ થાય છે

सूतके कर्मणा त्याग सन्ध्यादीना विधीयते ।

होम श्रौते तु कर्तव्यः शुष्कान्नेनापि वा फलैः ॥ कात्या.स्मृ ख २४ श्लो. १ ॥

અર્થ —આશૌચમા સન્ધ્યા આદિ કર્મ કરે નહી પરન્તુ વૈદિક હોમ સૂકા અન્ન વડે અથવા ફળ વડે કરે અને—

अकृत होमयेत्स्मार्ते तदभावे कृताकृतम् ।

कृतं वा होमयेदन्नमन्वारम्भविधानतः ॥ ,, ॥ २ ॥

અર્થઃ—સ્માર્ત અગ્નિમાં અકૃત અન્ન વડે, અને અકૃત અન્ન ન મળે તો કૃતાકૃત અન્ન વડે, અને તે પણ ન મળે તો કૃત અન્ન વડે અન્વારંભ વિધિ વડે આહુતિ આપે. અર્થાત્ બ્રહ્માને મળીને આહુતિ આપે.

कृतमोदनसक्त्वादि तण्डुलादि कृताकृतम् ।
व्रीह्यादि चाकृतं प्रोक्तमिति हव्यं त्रिधा बुधैः ॥ „ ॥ ३ ॥

અર્થઃ—રાંધેલો ભાત વગેરે તથા સાથવો આદિ દળેલા (વાટેલા) અન્નને કૃતાન્ન (कृतम्) કહે છે. (કાચા) ચોખા (तण्डुल) આદિને કૃતાકૃત અન્ન કહે છે. અને વ્રીહિ (ડાંગર) આદિને અકૃત અન્ન કહે છે. આ ત્રણ પ્રકારનાં હવ્ય વિદ્વાનોએ કહ્યાં છે. વ્રીહિને ખાંડેલા હોવાથી (કાચા) ચોખામાં કૃતાન્નનો ગુણ છે, અને તે ચોખાને રાંધેલા નહીં હોવાથી તે અકૃતાન્ન પણ છે માટે તેમાં બંને ગુણ હોવાથી તેને કૃતાકૃત અન્ન કહ્યું છે.

કલિયુગમાં સૂતક વગેરે સંબંધી ગરુડ પુરાણમાં નીચે પ્રમાણે કહ્યું છેઃ—

सर्वेषामेव वर्णानां सूतके मृतकेऽपि वा ।
दशाहाच्छुद्धिरित्येष कलौ शास्त्रस्य निश्चयः ॥ ग. पु. अ. १३–१९ ॥

અર્થઃ—કલિયુગમાં સંપૂર્ણ વર્ણોને માટે જન્મ સંબંધી અથવા મૃત્યુ સંબંધી સૂતકમાં ૧૦ દિવસે શુદ્ધિ થાય છે એવો શાસ્ત્રનો નિશ્ચય છે.

आशीर्वादं देवपूजां प्रत्युत्थानाभिवादनम् ।
पर्यङ्के शयनं स्पर्शं न कुर्यान्मृतसूतके ॥ „ ॥ २० ॥

અર્થઃ—તેમાં મૃતક સૂતક દરમ્યાન આશિર્વાદ દેવો તે, તથા દેવપૂજા, તથા મોટાઓને જોઈને ઉઠવું તથા તેમને પ્રણામ આદિ કાર્ય, તથા ખાટલા ઉપર સૂઈ રહેવું તથા બીજા મનુષ્યને સ્પર્શ કરવો—એ કોઈ પણ કાર્ય નહીં કરવું. તેમજ—

सन्ध्या दानं जपं होमः स्वाध्यायं पितृतर्पणम् ।
ब्रह्मभोज्यं व्रतं नैव कर्तव्यं मृतसूतके ॥ „ ॥ २१ ॥

અર્થઃ—મૃતક સંબંધી સૂતકમાં સન્ધ્યાવન્દન, તથા દાન, તથા જપ, તથા હોમ, તથા સ્વાધ્યાય, તથા પિતરોનું તર્પણ કરવું તે, તથા બ્રાહ્મણભોજન કરાવવું, આદિ કરવું પણ યોગ્ય નથી. પરન્તુ—

व्रतिनो मन्त्रपूतस्य साग्निकस्य द्विजस्य च ।
ब्रह्मनिष्ठस्य यतिनो न हि राज्ञां च सूतकम् ॥ „ ॥ २२ ॥

અર્થઃ—વ્રતવાળાને, તથા વેદમન્ત્રો વડે પવિત્ર થયેલા શ્રોત્રિયને, તથા અગ્નિહોત્રી બ્રાહ્મણને, તથા બ્રહ્મનિષ્ઠ યતિને તથા રાજા—એમાંના કોઈને સૂતક લાગતું નથી.

ઇતિ આશૌચનિરૂપણ અ. ૧૨. સર્ગ. ૪૬ સમાપ્ત.

## અધ્યાય ૧૨. સર્ગ. ૪૭.

### શાન્તિકર્મનિરૂપણ.

હવે આ સર્ગમાં શાન્તિકર્મનું નિરૂપણ કરવામાં આવે છે. "શાન્તિ" શબ્દનો પ્રયોગ, કામક્રોધાદિનો જય કરવામાં, તથા વિષયોમાંથી મનનું નિવારણ કરવામાં, તથા ઉપદ્રવોનું નિવારણ કરવામાં પણ થાય છે. આ સર્ગમાં શાન્તિનો અર્થ ઉપદ્રવોના નિવારણ રૂપ જાણવો. તેથી ઉપદ્રવોનુ નિવારણ કરવાને માટે જે કર્મ કરવામાં આવે છે તે પણ શાન્તિ કહેવાય છે. અને તે શાન્તિ પણ અનેક પ્રકારની હોય છે. તે મધ્યે અર્થાત્—

शान्तीनामथ सर्वासां ग्रहशान्तिः परा स्मृता ।
ग्रहेभ्यो वा गणेशस्तु तस्य शान्तिरथोच्यते ॥ वृ. पा. स्मृ. अ. ९ श्लो. १॥

અર્થઃ—તે સર્વ પ્રકારની શાન્તિઓમાં ગ્રહોની શાન્તિ શ્રેષ્ઠ છે. અને સર્વ ગ્રહોમાં પણ ગણેશજી શ્રેષ્ઠ છે. તેથી અહીં ગણેશની શાન્તિ કહેવામાં આવે છે.

यदि पुंकृतकर्माणि भवन्ति विफलानि हि ।
तदा धर्मार्थ कामाश्च सिद्धा न स्युः सदा नृणाम् ॥ ,, ॥ २ ॥

અર્થઃ—જો મનુષ્યોએ કરેલાં કર્મ વ્યર્થ જાય તો મનુષ્યને ધર્મ, અર્થ અને કામની સિદ્ધિ કદાપિ ન થાય.

तं नृभिः क्रियमाणानां सर्वेषां कर्मणामुत ।
निर्विघ्नायासृजद्ब्रह्मा-शङ्करश्च विनायकम् ॥ ,, ॥३॥

અર્થઃ—તેથી મનુષ્યો જે જે કર્મ કરે છે તે કર્મોનાં વિઘ્નોનો નાશ કરવાને માટે બ્રહ્માજી અને શંકરજીએ ગણેશને ઉત્પન્ન કર્યા.

तेनोपहतपुंसां तु कर्म स्यान्निष्फलं कृतम् ।
स्त्रीणामपि तथा सर्वं कृतं तु निष्फलं सदा ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—જે સ્ત્રી અથવા પુરૂષને વિઘ્ન બાધા કરે છે તેણે કરેલાં કર્મ હમેશાં નિષ્ફલ જાય છે.

जलावगाहनं स्वप्ने क्रव्यादारोहणं तथा ।
खरोष्ट्रम्लेच्छसंसर्गं मुण्डकाषायवाससाम् ॥ ,, ॥ ५ ॥
पश्यन्त्यात्मानमेवं हि सीदन्तं प्रतिवासरम् ।
यानि कुर्वीत कर्माणि तानि स्युः क्लेशदानि हि ॥ ,, ॥ ६ ॥

અર્થ.—જે મનુષ્ય, સ્વપ્નમા પોતાને ડુબતો, માંસ ખાતો, શ્વાન આદિ જાનવરો ઉપર ચઢતો, ગધેડાં, ઉંટ, મ્લેચ્છ, મુંડેલો મનુષ્ય તથા કાષાય વસ્ત્ર પહેરેલા મનુષ્યની સાથે સંસર્ગ કરતો વગેરે જુએ છે, તેમજ પ્રતિદિન ખરાબ સ્વપ્નથી પોતાને દુઃખી થતો દેખે છે, તે મનુષ્યે કરેલાં સર્વ કર્મ કલેશ આપનારાં જ થાય છે.

राजपुत्रो न राज्येन पत्या च न तु कन्यका ।
नान्तर्वत्नी त्वपत्येन आचार्येण तु ऋत्विजः ॥ ,, ॥ ७ ॥

अधीयानस्तु विद्याभिः कृषिकृत्सस्यसंपदा ।
वणिगादिर्न लाभेन युज्यते निहतश्च सन् ॥ „ ॥ ८ ॥

અર્થઃ—એવાં દુઃસ્વપ્ન દેખનાર રાજપુત્રને રાજ્ય સંબન્ધ, કન્યાને પતિ સંબન્ધ, ગર્ભિણીને સન્તાનપ્રાપ્તિ, ઋત્વિક્‌ને આચાર્યત્વની પ્રાપ્તિ (૭), વિદ્યાર્થીને વિદ્યાપ્રાપ્તિ, ખેડુતને અન્નની પ્રાપ્તિ અને વ્યાપારીને લાભ આદિ થતો નથી, કેમકે દુઃસ્વપ્નથી સૂચિત થતા કોઇ વિઘ્ન વડે સર્વ કર્મનો નાશ થયો છે.

तस्मात्तदुपशान्त्यर्थं समभ्यर्च्य गणेश्वरम् ।
स्नपनं कारयेत्तस्य विधिवत्पुण्यवासरे ॥ „ ॥ ९ ॥

અર્થઃ—માટે વિઘ્નોની શાન્તિને અર્થે પુણ્ય દિવસે ગણેશજીનું વિધિપૂર્વક સ્નાન કરાવી પૂજન કરે.

चतुर्थ्यां शुक्लपक्षे तु अयने चोत्तरे शुभे ।
पुण्यार्थं सर्वसिद्ध्यर्थं कुर्याच्छान्ति विनायकीम् ॥ „ ॥ १० ॥

અર્થઃ—તે વિઘ્નેશની શાન્તિદ્વારા પુણ્ય ઉત્પન્ન થવાને માટે તથા સર્વ પ્રકારના સિદ્ધિ પ્રાપ્ત કરવાને માટે ઉત્તરાયણમાં શુક્લ પક્ષની ચતુર્થીને દિવસે ગણેશજીની શાન્તિ કરવી જોઇએ.

स्मृत्युक्तमन्त्रैर्विधिवत्प्रयुक्तमित्यद्रिजानन्दनपूजनं च ।
कृत्वान्तरायान्विनिहत्य सर्वान्कुर्यादथातो ग्रहयागमेतम् ॥
बृ० पा० स्मृ० अ० १–३३ ॥

અર્થઃ—અને સ્મૃતિમાં કહેલા મન્ત્રો વડે વિધિપૂર્વક ગણેશજીનું પૂજન કરીને સંપૂર્ણ વિઘ્નોને દૂર કરીને પશ્ચાત્ ગ્રહયાગનો આરંભ કરવો જોઇએ.

સૂર્યાદિ ગ્રહોનું પૂજન કરનારને તે ગ્રહોના વર્ણ, પિતા, દેશ, અધિદેવતા, આદિના જ્ઞાનની આવશ્યકતા છે. માટે હવે તે સર્વનું અહીં સામાન્ય રીતે નિરૂપણ કરીએ છીએ.

रक्तः काश्यपजो भानुः शुक्लो ब्रह्मसुतः शशी ।
रक्तो रुद्रसुतो भौमः पीतः सोमसुतो बुधः ॥ „ ॥ ३८ ॥
पीतो ब्राह्मः सुराचार्यः शुक्लः शुक्रो भृगूद्भवः ।
कृष्णः शनी रवेः पुत्रः कृष्णो राहुः प्रजापतेः ॥ „ ॥ ३९ ॥
कृष्णः केतुः कृशानोश्च कृष्णाः पापास्तथा अमी ॥ „ ॥ ४० ॥

અર્થઃ—સૂર્ય કશ્યપજીના પુત્ર છે અને તેમનો વર્ણ રક્ત છે. ચન્દ્રમા બ્રહ્માજીના પુત્ર છે અને તેમનો વર્ણ શુક્લ છે. મંગલ રૂદ્રના પુત્ર છે અને તેમનો વર્ણ લાલ છે. બુધ ચન્દ્રમાના પુત્ર છે અને તેમનો વર્ણ પીળો છે (૩૮).

બૃહસ્પતિ બ્રહ્માજીના પુત્ર છે અને તેમનો વર્ણ પીળો છે. (૩૮). શુક્ર ભૃગુના પુત્ર છે તેમનો વર્ણ સફેદ છે. શનિ સૂર્યના પુત્ર છે અને તેમનો રંગ કાળો છે. રાહુ પ્રજાપતિનો પુત્ર છે અને તેનો રંગ કાળો છે. (૩૯).

કેતુ અગ્નિનો પુત્ર છે અને તેનો વર્ણ પણ કાળો છે. તેમાં જેનો વર્ણ કાળો છે તે ગ્રહો અર્થાત્ શનિ, રાહુ અને કેતુ **પાપગ્રહ** છે. (૪૦).

कालिङ्गोऽर्को यामुनोऽब्ज आवन्त्यो भौम उच्यते ॥ ,, ॥ ४० ॥
मागधो बुध इत्युक्तो सैन्धवस्तु बृहस्पतिः ।
भोजको दानवाचार्यः शौरिः सौराष्ट्रदेशजः ॥ ,, ॥ ४१ ॥
राहुः सिंहलदेशोत्थो मध्यदेशभवोऽग्निभूः ।
जन्मदेशा इमे प्रोक्ता ग्रहजातकवेत्तृभिः ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—સૂર્યનો દેશ કલિંગ છે. ચન્દ્રમા યામુન છે અર્થાત્ તેમનો દેશ શૂરસેન છે. મંગલનો દેશ અવન્તી (માલવા) છે. (૪૦). બૃહસ્પતિનો દેશ સિન્ધ છે. શુક્રનો દેશ ભોજ છે. શનિશ્વરનો દેશ સૌરાષ્ટ્ર છે. (૪૧). રાહુનો દેશ સિંહલ છે. અને કેતુની ઉત્પત્તિ મધ્યદેશમાં છે. આ પ્રમાણે ગ્રહોના આ જન્મદેશ જ્યોતિષ્ શાસ્ત્રના ગ્રહજાતકને જાણનારાઓએ કહ્યા છે. (૪૨). અને—

शंभुं रविप्रभुमां चन्द्रे स्कन्दं भौमं हरिं बुधम् ।
ब्रह्माणं च गुरुं विद्यां शक्रं शुक्रं यमं शनिम् ॥ ,, ॥ ४३ ॥
कालं राहुं चित्रगुप्तं केतुमित्यधिदैवतम् ।
एतद्विज्ञाय यः कुर्यात्तत्सर्वं सफलं भवेत् ॥ ,, ॥ ४४ ॥

અર્થઃ—સૂર્યના અધિદેવતા શંભુ, ચન્દ્રની પાર્વતી, મંગલના સ્કન્દ, બુધના હરિ, ગુરુના બ્રહ્મા, શુક્રના ઇન્દ્ર (शक्र), શનિના યમ, રાહુના કાલ, અને કેતુના ચિત્રગુપ્ત–આ નવ ગ્રહોના અધિદેવતા કહ્યા છે. જે મનુષ્ય ગ્રહોના વર્ણ આદિ જાણીને કર્મ કરે છે તેનાં સંપૂર્ણ કર્મ સફલ થાય છે. અને—

अर्कस्त्वर्काय होतव्यः सर्वव्याधिप्रणाशनः ।
सुधामुचे च सोमाय पलाशः सर्वकामिकः ॥ ,, ॥ ४५ ॥
खादिरश्चार्थलाभाय मङ्गलाय विवेकिभिः ।
सुरूपकृदपामार्गो होतव्यश्च बुधाय तु ॥ ,, ॥ ४६ ॥
प्रभाप्रदस्तथाऽश्वत्थो होतव्योऽमरमन्त्रिणे ।
यज्ञ्यं सौभाग्यकृद्देयं दैत्यामात्याय सद्द्विजाः ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—સૂર્યને માટે અર્ક (આકડા)નાં ફુલનો હવન કરવો જોઇએ, અને તે સંપૂર્ણ રોગનો નાશ કરતા છે. અમૃતને વર્ષાવનાર ચન્દ્રમાને માટે પલાશનો હવન કરવો જોઇએ, અને તે સર્વ કામનાને પૂર્ણ કરનાર છે. (૪૫).

અને વિવેકી લોકોએ ધનના લાભને માટે મંગલના માટે ખદિરનો હવન કરવો જોઇએ. બુધને માટે અપામાર્ગ (અંધેડી)નો હોમ કરવો જોઇએ, અને તે સુન્દર રૂપ આપનાર છે. (૪૬).

અને બૃહસ્પતિને માટે કાન્તિ આપનાર અશ્વત્થનો હવન કરવો જોઇએ. અને હે સદ્દ્વિજો! શુક્રને માટે સૌભાગ્ય આપનાર ઉદુંબર (यज्ञ्यम्)નો હવન કરવો જોઇએ. (૪૭).

शमी पापोपशान्त्यर्थं होतव्या मन्दगामिने ।
दीर्घायुर्धर्मकृद्दूर्वा होतव्या राहवे द्विजाः ॥ ,, ॥ ४८ ॥

धर्मविद्यार्थकृद्दर्भः सद्बिजैर्वह्निमूनवे ।

दधिक्षीराज्यसंमिश्रा समिधश्च शुभर्द्धये ॥ „ ॥ ४९ ॥

અર્થ —અને શનિને માટે શમીનો હવન કરવો જોઇએ જેથી સર્વ પાપોનો નાશ થાય છે અને હે દ્વિજો! રાહુને માટે દુર્વાનો હવન કરવો જોઇએ જે દીર્ઘાયુ આપનાર છે, અને ધર્મ આપનાર છે (૪૮)

અને કેતુને માટે ધર્મ, વિદ્યા, અર્થ એ સર્વને આપનાર દર્ભનો હોમ કરવો જોઇએ. અને દધિ, દૂધ તથા ઘૃત સયુક્ત હોમેલી સમિધો શુભની વૃદ્ધિ કરાવનારી છે (૪૯)

ताम्रिस्तोऽर्कः स्फाटिकाऽब्जो रक्तचन्दनजः कुजः ।

सोमपुत्रसुराचार्यौ स्वार्णिकौ तौ प्रकीर्तितौ ॥ „ ॥ ५५ ॥

राजतो भृगुपुत्रश्च कार्ष्णायसः शनैश्चरः ।

राहुश्च सैसकः कार्य केतुश्च कांसिक. स्मृत ॥ „ ॥ ५६ ॥

અર્થ —સૂર્યની ત્રાંબાની પ્રતિમા, ચન્દ્રની સ્ફટિકની, મગલની રક્ત ચન્દનની પ્રતિમા, બુધ અને બૃહસ્પતિની સુવર્ણની (૫૫), શુક્રની ચાંદીની, શનિની લોઢાની, રાહુની સીસાની અને કેતુની કાંસાની પ્રતિમા બનાવીને પૂજન કરવુ જોઇએ

सर्वानेतन्मयान्कृत्वा समभ्यर्च्य सदा गृहे ।

लेखयेद्वर्णकैः स्वैः स्वैर्विचित्रैः पिष्टकेन च ॥ „ ॥ ५७ ॥

ग्रहाणां साधिदेवानां प्रतिष्ठापनमन्त्रकान् ।

वदन्ति वेदतत्त्वार्थवेदिनो द्विजसत्तमा ॥ „ ॥ ५८ ॥

અર્થ —અને પૂર્વોક્ત ધાતુની સૂર્યાદિ ગ્રહોની પ્રતિમા બનાવીને ઘરમા તેમનુ સદા પૂજન કરે અથવા વસ્ત્ર ઉપર તે તે ગ્રહોના વર્ણોના રગ વડે મૂર્તિ દોરીને અથવા તે તે વર્ણના પિષ્ટ વડે મડલ પૂરીને ગ્રહોના અધિદેવ સહિત નવ ગ્રહોની તેમના પોતપોતાના મન્ત્રો વડે પ્રતિષ્ઠા તથા પૂજન કરવુ જોઇએ એમ વેદના તત્ત્વને જાણનાર દ્વિજલોક કહે છે અને—

षट्कर्मनिरताः शान्ता ये न दग्धा प्रतिग्रहैः ।

नियोज्यास्तेऽग्निकार्यादौ स्फुरन्मन्त्रा द्विजोत्तमाः ॥ „ ॥ ७३ ॥

प्रतिग्रहाग्निदग्धस्य जपहोमादिकुर्वतः ।

यस्य मन्त्रा अवीर्याश्च तत्कृत कर्म निष्फलम् ॥ „ ॥ ७४ ॥

અર્થ —જે બ્રાહ્મણ ષટ્કર્મ કરનાર હોય જીતેન્દ્રિય હોય, પ્રતિગ્રહ લેવાથી જે દગ્ધ ન થયો હોય અર્થાત્ પ્રતિગ્રહ લેવાથી જેનુ તપોબલ ઘટી ગયુ ન હોય, તથા મન્ત્રોને જાણનાર હોય સ્ફુરન્મન્ત્રા), એવા બ્રાહ્મણોને હોમાદિ કાર્યમા રોકવા જોઇએ (૭૩) પરન્તુ પ્રતિગ્રહ રૂપ અગ્નિથી દગ્ધ થયેલા અને તેથી જેના મન્ત્રનુ વીર્ય નષ્ટ થયુ હોય એવો બ્રાહ્મણ જપ તથા હોમ કરે તો તે કર્મ નિષ્ફલ જાય છે (૭૪) વળી—

ओदन सगुड भानोः पायस च क्षपाकृतः ।

हविष्यं भूमिपुत्रस्य क्षीराज्यं च बुधस्य च ॥ „ ॥ ७५ ॥

पाष्टिक्यं ब्रह्मपुत्रस्य दधि स्याद्भार्गवस्य च ।
पूर्णं हविः शनैर्गन्तुर्मांसं राहोः शृताशृतम् ॥ ,, ॥ ७६ ॥
चित्रान्नमग्निमूलोश्च भोज्यान्नमभिभोजयेत् ।
होमकृतस्तथाऽन्येऽपि ये सद्वृत्ता द्विजोत्तमाः ॥ ,, ॥ ७७ ॥

અર્થ:—સૂર્યને ગોળની સાથે ભાત, ચન્દ્રમાને ખીર (દૂધપાક), મંગલને હવિષ્ય અર્થાત્ પુંઆ આદિ, બુધને ઘૃત તથા દૂધ (૭૫), બૃહસ્પતિને પાષ્ટિક્ય અર્થાત્ સાઠીના ચોખાનો બનાવેલો પદાર્થ, શુક્રને દહીં, શનિને ઘૃત (पूर्णं हविः), રાહુને કાચું તથા પાકું બંને પ્રકારનું માંસ (૭૬), અને કેતુને ખીચડી (चित्रान्नम्) અર્પણ કરવી જોઇએ. અને હોમ કરનાર બ્રાહ્મણોને તથા બીજા સદાચારી બ્રાહ્મણો હોય તેમને યોગ્ય અન્નનું ભોજન કરાવવું જોઇએ. (૭૭) અને—

यथावर्णानि वासांसि देयानि कुसुमानि च ।
देया गन्धाश्च सर्वेषां देयो धूपश्च गुग्गुलु. ॥ ,, ॥ ७८ ॥

અર્થ:—જે ગ્રહનો જે રંગ હોય તેજ રંગનું વસ્ત્ર, પુષ્પ, ગન્ધ આપવો જોઇએ, અને ગુગળનો ધૂપ દેવો જોઇએ. વળી—

धेनुः शङ्खो वृषः स्वर्णं वासांस्यश्वोऽसिता च गौः ।
अयश्छगलकश्चैव क्रमशो दक्षिणाः स्मृताः ॥ ,, ॥ ७९ ॥

અર્થ:—સૂર્યની દક્ષિણા ધેનુ (ગાય), ચન્દ્રની શંખ, મંગલની લાલ રંગનો બળદ, બુધની સુવર્ણ, ગુરુની પીત વસ્ત્ર, શુક્રની સફેદ ઘોડો, શનિની કાળી ગાય, રાહુની લોઢું અને કેતુની બકરો—એ પ્રમાણે આપવી જોઇએ. વળી—

प्रत्यहं प्रतिमासं च प्रत्यब्दं वा विधानतः ।
वर्णिभिश्च ग्रहाः पूज्या राजभिश्च सदैव तु ॥ ,, ॥ ८० ॥

અર્થ:—પ્રતિદિન અથવા પ્રતિમાસ અથવા પ્રતિવર્ષ દ્વિજાતિઓએ વિધાનપૂર્વક ગ્રહોનું પૂજન કરવું જોઇએ. અને રાજાઓએ તો સર્વદા ગ્રહપૂજન કરવું જોઇએ.

વળી મનુષ્યોનાં અનિષ્ટનું સૂચન કરનાર અનેક દુર્નિમિત્તો શાસ્ત્રમાં કહ્યાં છે. નિમિત્તો જ્યારે દેખવામાં આવે ત્યારે તેની શાન્તિ અવશ્ય કરવી જોઇએ એવી શાસ્ત્રની આજ્ઞા છે. જે ઘરમાં મનુષ્ય રહે તે મકાનમાં તે ઘરવાળાની સામે અકસ્માત્ વનમાં રહેનારા પક્ષી નિર્ભયતાથી પ્રવેશ કરે તો તે ઘરવાળાને અવશ્ય ભય થાય છે, વિશેષે કરીને ગીધ, ઘુવડ, તથા કાગડાનું જોડું, શિયાળ, તથા રીંછ, આદિ પ્રાણી અકસ્માત્ નિર્ભયતાથી ઘરમાં પ્રવેશ કરે તો વિઘ્નકાર્ય થાય છે. માટે તે સમયમાં શાન્તિ કરવી જોઇએ. અને—

यस्याद्भूतानि जायन्ते मृत्युं तस्य समादिशेत् ।
धनधान्यक्षयं वापि पुत्रभार्याक्षयं तथा ॥ बृ. पा. स्मृ. अ. ५–८९ ॥
भयं वा जायते शत्रो राज्ञो वा जायते भयम् ।
शान्तिस्तत्र विधातव्या यथोक्ता मुनिपुङ्गवैः ॥ ,, ॥ ९० ॥

અર્થઃ—જો કોઇના ઘરમાં ઉત્પાત થાય, તો તેનું મૃત્યુ થાય અથવા તેના પુત્ર કે પત્નીનું મૃત્યુ થાય, અથવા તો તેના ધન ધાન્યનો નાશ થાય, અથવા શત્રુ કે રાજાથી ભય થાય એમ તેને બતાવવું જોઇએ. તેથી તે ઉત્પાતની શાન્તિને માટે મુનિશ્રેષ્ઠોએ જે ઉત્પાતશાન્તિ કહી છે તે કરવી જોઇએ.

यदि गोधूमशाखायां यवशाखोपजायते ।
यवे गोधूमशाखा स्यादेवं सर्वाशनेषु च ॥ „ ॥ ९१ ॥
सर्षपे तिलशाखाश्च तिलशाखासु सर्षपः ।
माषे मुद्गस्तु मुद्गे स रक्तवृष्टिर्भवेद्यदि ॥ „ ॥ ९२ ॥
अम्भप्रपूर्णकुंभे तु ज्वलदग्निर्विलोक्यते ।
उद्गमनं च कूपानां वासे वा मधुजालकम् ॥ „ ॥ ९३ ॥
विधिवद्वायुलिङ्गैश्च निर्वाप्य वायवं चरुम् ।
महावाताय वाताय तदरिष्टं प्रशाम्यते ।
त्रि पञ्च सप्त वा हुत्वा सर्वथा ह्यनुकूलता ॥ „ ॥ ९४ ॥

અર્થઃ— જો ઘઉંની શાખામાં યવની શાખા ઉગે, અને યવની શાખામાં ઘઉંની શાખા ઉગે, તેવી રીતે બીજાં અન્નામાં વિપરીત ઉત્પત્તિ થાય (૯૧), અને સરસવની શાખામાં તલની શાખા અને તલની શાખામાં સરસવની શાખા ઉગે, અડદમાં મગ અને મગમાં અડદ ઉગે, તથા રક્તની વૃષ્ટિ થાય (૯૨), તથા જલથી ભરેલા ઘડામાં અગ્નિ બળતો હોય તેવું દેખાય, તથા કુવામાંનું જળ ઉછળે, તથા ઘરમાં મધપૂડો બાઝે (૯૩)–આવા ઉત્પાતો થતાં વિધિપૂર્વક વાયુદેવનાના મન્ત્રો વડે ચરુ સિદ્ધ કરવો જોઇએ, અને પછી "महावाताय वाताय" ઇત્યાદિ મન્ત્રો વડે ત્રણ, પાંચ, સાત અથવા બાર આહુતિ આપવાથી સર્વ પ્રકારનાં અનિષ્ટોની શાન્તિ પણ થાય છે, અને સર્વ પ્રકારની અનુકૂલતા પણ થાય છે. (૯૪).

स्त्रिया गोर्वा महिष्या वा सुतौ च यदि पण्डकौ ।
द्वौ द्वावनुप्रजायेते तत्र शान्तिर्विधीयते ॥ „ ॥ ९५ ॥

અર્થઃ—સ્ત્રી, ગાય અથવા ભેંસને નપુંસક બચ્ચું, અથવા એકી વખતે બે બચ્ચાં ઉત્પન્ન થાય, તો શાન્તિ કરવી જોઇએ.

वृषवद्गोद्वयं नर्देद्वडवा च यदा त्वहः ।
अश्वतरीप्रसूतेऽह्नि प्रस्वेदः प्रतिमासु च ॥ „ ॥ ९६ ॥
मृदङ्गपटहादीनामकृतोऽपि ध्वनिर्यदि ।
काकगृध्रकपोताद्या विशेयुर्यदि वा गृहे ॥ „ ॥ ९७ ॥
यवपिष्टेन निर्वाप्य विधिवद्वा हुतं च तत् ।
मन्त्रैर्वरुणदैवत्यैर्जुहुयाद्वरुणाय तम् ॥ „ ॥ ९८ ॥

અર્થઃ—જો બે ગાયો બળદની માફક શબ્દ કરે, અથવા ઘોડી અને ખચરીને દિવસમાં પ્રસવ થાય, અને પાષાણાદિની મૂર્તિ (પ્રતિમા)ને પરસેવો થાય (૯૬), અને મૃદંગ, ભેરી,

વગેરે વગાડયા વિના અવાજ કરે, તથા કાગડા, ગીધ, કપોત, આદિ પ્રાણી દિવસમાં ઘરમાં પ્રવેશ કરે (૯૭), તો શાન્તિને માટે વરુણ દેવતાને માટે જવના લોટ વડે વરુણ દેવતાના મન્ત્રોથી હવન કરવો જોઇએ. (૯૮).

महावरुणदेवाय तेषां च पतये तथा ।
अन्यैर्वारुणदैवत्यैर्मन्त्रैश्च जुहुयात्ततः ॥ „ ॥ ९९ ॥
तिस्रस्तु जुहुयान्मन्त्रैरन्यैस्तैर्वरुणाय तम् ।
अन्नस्य तुल्यतां कृत्वा हुतैर्वरुणदैवतैः ॥ „ ॥ १०० ॥

અર્થઃ—મહાવરુણ ઇત્યાદિ તથા વરુણ દેવતાના અન્ય મન્ત્રો વડે ત્રણ ત્રણ આહુતિ આપવી જોઇએ. અને અન્નોને મેળવી વરુણ દેવતાને માટે હવન કરવો જોઇએ. અને—

इन्द्रचापेक्षणं रात्रौ दिशां वा ज्वलनं तथा ।
गजाश्वशफवस्त्रान्तर्ज्वलनं च प्रतिक्षणम् । „ ॥ १०१ ॥
स्थूणाप्ररोहणं यत्स्याद्भाण्डस्थान्नप्ररोहणम् ।
विद्युन्निर्घातवज्राणां पतनं वा भवेद्यदि ॥ „ ॥ १०२ ॥
पृदाकुकाकसगश्च विपरीतप्रदर्शनम् ।
शुभाय चरुराग्नेयो निर्वाप्यो विधिवद्द्विजैः ॥ „ ॥ १०३ ॥

અર્થઃ—રાત્રિ સમયમાં ઇન્દ્રધનુષનું દર્શન થાય, દિશાઓ બળતી જેવી દેખાય, હાથી અને ઘોડાની ખરીઓ તથા વસ્ત્ર પ્રતિક્ષણ બળતાં દેખાય (૧૦૧), તથા લાકડાના સુકા ઠુંઠામાં અંકુર ઉગી નિકળે, તથા પાત્રમાં રાખી મૂકેલુ અન્ન ઉગી નિકળે, તથા અકાળે ઘોર વીજળીની ગર્જના થાય અથવા વીજળી પડે (૧૦૨), અને સર્પ (પૃદાકુ) તથા કાગડાનો વિષયભોગ જોવામાં આવે, ઇત્યાદિ વિપરીત દર્શન થાય તો શુભને માટે દ્વિજાતિએ અગ્નિદેવતાને માટે વિધિપૂર્વક ચરુ સિદ્ધ કરીને હવન કરવો જોઇએ. (૧૦૩). અને તે હવન—

अग्नये त्वग्निराजाय महावैश्वानराय च ।
दक्षिणाः सवृषा गौस्तु वस्त्रयुग्मं द्विजातये ।
सर्वत्राद् दोषशान्त्यर्थं सर्वोत्पातेषु वै द्विजाः ॥ „ ॥ १०४ ॥

અર્થઃ—"अग्नये त्वग्निराजाय महावैश्वानराय" એ મન્ત્ર વડે કરવો જોઇએ. તે પછી ઉત્પાતની શાન્તિને માટે બ્રાહ્મણને વૃષભ સહિત ગાય અને બે વસ્ત્ર દક્ષિણામાં આપવાં જોઇએ. એ પ્રમાણે સર્વ પ્રકારના ઉત્પાતમાં કરવું જોઇએ.

एतेषु चान्येष्वपि चाद्भुतेषु जातेषु सावित्रजपं सहस्रम् ।
होमं विदध्यादपि विष्णुमन्त्रैर्ब्रह्मेशमन्त्रैरपि वा द्विजन्मा ॥ „ ॥ १०५ ॥

અર્થઃ—વળી દ્વિજાતિએ ઉપર કહેલા તેમ નહીં કહેલા સર્વ ઉત્પાતોની શાન્તિને માટે હજાર ગાયત્રીનો જપ કરવો, તથા બ્રહ્મા વિષ્ણુ અને મહાદેવના મન્ત્રો વડે હવન કરવો જોઇએ.
શાસ્ત્રોમાં રુદ્રશાન્તિ આદિ અનેક શાન્તિ લખવામાં આવી છે. તે સર્વ સમયને અનુસરી કરવી જોઇએ.

ઇતિ શાન્તિકર્મનિરૂપણ અ. ૧૨. સ. ૪૭. સમાપ્ત.
ઇતિ શૂદ્રસ્થાશ્રમનિરૂપણ અ. ૧૨ સમાપ્ત.

## અધ્યાય ૧૩.

### ૩. વાનપ્રસ્થાશ્રમના ધર્મ.

ઉપરના અધ્યાયમાં ગૃહસ્થાશ્રમના ધર્મોનું નિરૂપણ કરીને હવે આ અધ્યાયમાં વાનપ્રસ્થાશ્રમના ધર્મોનું નિરૂપણ કરવામાં આવે છે.

एवं गृहाश्रमे स्थित्वा विधिवत्स्नातको द्विजः ।
वने वसेत्तु नियतो यथावद्विजितेन्द्रियः ॥ म. स्मृ. अ० ६ श्लो० १ ॥

અર્થ:—સ્નાતક દ્વિજાતિ પુરુષ પ્રથમ કહેલી શાસ્ત્રોક્ત વિધિને અનુસાર ગૃહસ્થાશ્રમના ધર્મોનું પાલન કરીને જીતેન્દ્રિય તથા નિયમયુક્ત થઇને વનમાં વસે અર્થાત્ વાનપ્રસ્થાશ્રમનું ગ્રહણ કરે.

વાનપ્રસ્થાશ્રમ ગૃહસ્થાશ્રમની ઉપાધિઓને છોડી કેવળ તપ કરવાને માટે નિયત કરવામાં આવ્યો છે. ગૃહસ્થાશ્રમમાં કરેલાં નાના પ્રકારનાં પાપોનો, વાનપ્રસ્થાશ્રમમાં તપ કરીને જ નાશ કરવો જોઇએ, માટે વૃદ્ધ અવસ્થાને જોઇને મનુષ્યને ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે.

गृहस्थस्तु यदा पश्येद्वलीपलितमात्मनः ।
अपत्यस्यैव चापत्यं तदारण्यं समाश्रयेत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—ગૃહસ્થાશ્રમી જ્યારે વૃદ્ધાવસ્થાનાં સૂચક ચામડીમાં વળીઆં પડેલાં તથા વાળને સફેદ થયેલા જુએ, અને પોતાના પુત્રના પણ પુત્રને જ્યારે જુએ, ત્યારે તેણે વનનો આશ્રય લેવો જોઇએ. અર્થાત્ વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરવો જોઇએ. વળી—

उत्पाद्य पुत्राननृणांश्च कृत्वा वृत्तिं च तेभ्योऽनुविधाय कांचित् ।
स्थाने कुमारीः प्रतिपाद्य सर्वा अरण्यसंस्थोऽथ मुनिर्बुभूषेत् ॥
म.भा. उ०प.अ.३७-३९ ॥

અર્થ:—પુત્રો ઉત્પન્ન કરીને, તથા તેમને પિતૃ આદિનાં ઋણોથી નિવૃત્ત કરીને, તથા તેમની જીવિકાને માટે કંઇક સાધનનો બન્દોબસ્ત કરીને, તથા પુત્રીઓનો વિવાહ કરીને તેમને પોતપોતાના સ્થાનમાં રાખીને, પછી વનમાં જઇને મુનિ થવાની ઇચ્છા કરે. પુત્ર મોટા હોય અને કમાવાને યોગ્ય થયો હોય તો જીવિકાનો બન્દોબસ્ત ન કર્યો હોય તોપણ હરકત નથી. પરન્તુ બાળક નાનાં હોય તો તેમને માટે અવશ્ય બન્દોબસ્ત કરવો જોઇએ. અને પત્નીને પુત્રની પાસે સોંપીને જવું જોઇએ. અથવા પત્નીને પણ પતિની સાથે વનમાં જઇને પતિની જ સેવામાં રહેવાની ઇચ્છા હોય, તો તેની સાથે વનમાં જવું જોઇએ એવી વિધિ છે.

सुतविन्यस्तपत्नीकस्तया वाऽनुगतो वनम् ।
वानप्रस्थो ब्रह्मचारी साग्निः सोपासनो व्रजेत् ॥ या.स्मृ.अ. ३-४४(४५) ॥

અર્થ:—પોતાની પત્નીને પુત્રની પાસે સોંપીને જાય, અથવા પત્ની સહિત, વનમાં જાય તોપણ વૈતાનાગ્નિ તથા આપાસનાગ્નિ (ગૃહ્યાગ્નિ)ને સાથે લઇને બ્રહ્મચારી થઇને વનમાં જાય.

अथ विप्रो वनं गच्छेद्विना वा भार्यया सह ।
जितेन्द्रियो वसेत्तत्र नित्यं श्रौताग्निकर्मकृत् ॥ बृ. पा. स्मृ. अ. ११–१ ॥

અર્થઃ—ગૃહસ્થાશ્રમ પૂર્ણ કર્યા પછી બ્રાહ્મણાદિએ સ્ત્રી સહિત અથવા સ્ત્રી વિના વનમાં જવું જોઇએ, અને ત્યાં જિતેન્દ્રિય થઇને રહેવું જોઇએ. અને ત્યાં હમેશાં શ્રૌત અગ્નિમાં હવન કરવો જોઇએ. આ શ્લોકમાં "અથ" શબ્દનો અર્થ "ગૃહસ્થાશ્રમ પછી" એવો સૂચન થાય છે. તેથી નિશ્ચય થાય છે કે ગૃહસ્થાશ્રમ કર્યા વિના વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરી શકાય નહીં.

કલિયુગમાં વનમાં જઇને તપ કરવામાં દુરાચારી લોકોનો ઉપદ્રવ થશે, અને રાજાલોક તેને માટે કોઈ પણ પ્રકારનો પ્રબન્ધ નહીં કરે. તેથી કલિયુગમાં ગામની બહાર રહીને તપ કરવાની આજ્ઞા છે.

કેટલાક નવીન શાસ્ત્રવેત્તા લોક કહે છે કે ઇશ્વરભજન ઘરમાં બેસીને થઇ શકે છે, તેને માટે વનમાં જવાની અથવા સંન્યાસાશ્રમ સ્વીકાર કરવાની કોઈ આવશ્યકતા નથી. વનમાં પશુ બહુ રહે છે. તેઓ કોઈ તપસ્વી નથી. વળી ભીખ માગીને બહુ લોક ખાય છે અને કાષાય વસ્ત્ર પણ બહુ લોક ધારણ કરે છે. તે લોક સર્વ મોક્ષના ભાગી તથા આત્મજ્ઞાની હોતા નથી. મોક્ષ તથા આત્મજ્ઞાન ઘરમાં બેસી ઇશ્વરભજન કરવાથી તથા પરોપકાર કરવાથી થાય છે. તે લોકોનું કથન કેવળ ચાર્વાકોનું અનુકરણ માત્ર છે. પોતાની વિષયલોલુપતાનો પરિત્યાગ કરવાના દુઃખથી તથા તિતિક્ષા સહન કરવાના દુઃખથી જ તે લોકનું તેવું કથન છે. પ્રબલ વિષયાસક્તિને નિવૃત કરવાને માટે તિતિક્ષા સહન કરીને તપ કરવું જ જોઇએ. કુટુંબાદિથી દૂર રહીને ઇશ્વરભજન કર્યા વિના કોઇ પણ મનુષ્યનિર્મોહ થતો નથી. આ વાતને સાંભળતાં જ સર્વ લોક જનક બની જવાને તૈયાર થાય છે. પરન્તુ જનક રાજા તત્ત્વવેત્તા હતા. તે પણ પાછલી અવસ્થામાં પુત્રને રાજ્ય સોંપી નિવૃત્તિ પરાયણ થયા છેઃ—

स एवमनुशास्तस्तु याज्ञवल्क्येन धीमता ।
प्रीतिमानभवद्राजा मिथिलाधिपतिस्तदा ॥ म.भा.शा.प.अ.३१८ श्लो. ९४ ॥

અર્થઃ—યાજ્ઞવલ્ક્યજીએ જ્યારે આ પ્રકારનો ઉપદેશ કર્યો, ત્યારે મિથિલા રાજા જનકજી બહુ પ્રસન્ન થયા. અને—

गते मुनिवरे तस्मिन् कृते चापि प्रदक्षिणम् ।
देवरातिर्नरपतिरासीनस्तत्र मोक्षवित् ॥ „ ॥ ९५ ॥
वैदेहराज्यं च तदा प्रतिष्ठाप्य सुतस्य वै ।
यतिधर्ममुपासँश्चाप्यवसन्मिथिलाधिपः ॥ „ ॥ ९७ ॥

અર્થઃ—મોક્ષસાધનને જાણનાર દેવરાતના પુત્ર રાજા જનકજીએ યાજ્ઞવલ્ક્ય ઋષિને પ્રદક્ષિણા આદિ કર્યું. અને ઋષિ ચાલ્યા ગયા બાદ પોતાનું રાજ્ય પુત્રને સોંપીને જનકજી યતિધર્મનો આશ્રય કરીને રહેવા લાગ્યા.

આ પ્રમાણે રાજા જનકજીએ પણ બ્રહ્મનિષ્ઠા પ્રાપ્ત કરવાને માટે નિવૃત્તિમાર્ગનો સ્વીકાર કર્યો છે. તે મરણ પર્યન્ત ઘરમાં રહ્યા નથી. માટે સંગદોષથી નિવૃત્ત થઇને સાધન કરવામાં જે સમર્થ છે તેજ પાપોથી રહિત થઇ શકે છે, તથા રાગદ્વેષાદિક દોષોને પણ પરિત્યાગ

કરી શકે છે. માટે વાનપ્રસ્થ તથા સંન્યાસ ઈત્યાદિ ત્યાગાશ્રમનો સ્વીકાર વ્યર્થ નથી. અને જે જે આશ્રમનો સ્વીકાર કરવામાં આવે તે તે આશ્રમનાં ચિહ્નો પણ તેમણે અવશ્ય ધારણ કરવાં યોગ્ય છે. તેથી બ્રહ્મચારીનો દણ્ડ, કૌપીન, વૃક્ષની છાલનાં બનાવેલાં વસ્ત્ર, તથા વાનપ્રસ્થ આદિ તપસ્વીની જટાજૂટ તથા સંન્યાસીના કાષાય વસ્ત્રાદિક હાંસી કરવાનો વિષય નથી. હાલના સમયના કેટલાએ અમૃત વાણી લખનારને કાષાય વસ્ત્રાદિ ધારણ કરવાં તે ગોમાંસભક્ષણ તથા દારૂ પીવો આદિની બરાબર દુરાચાર માલમ પડે છે, અને તે વેષ પણ તેમને બહુ બૂરો લાગે છે. પરન્તુ તે લોકોને, વિવાહ કરવાને જનાર વરનો પુષ્પનો વિચિત્ર મુકુટ અને કુંકુમથી રંગેલું મુખ ઉત્તમ લાગે છે, કાઇ ખરાબ લાગતું નથી. આ બહુ આશ્ચર્યની વાત છે.

મનુષ્યના નાશનો સમય જ્યારે આવે છે, ત્યારે તેની બુદ્ધિ વિપરીત થઇ જાય છે. તપસ્વી લોકોનો જ સંકલ્પ પૂર્ણ થાય છે. અનેક પ્રકારના વૈભવોનો ભોગ પણ તપથી જ મળે છે. માટે તપ કરવાને જે વાનપ્રસ્થાદિક આશ્રમ છે તે નિન્દા કરવાને યોગ નથી. અને દરેક મનુષ્યે તપ કરવાને માટે બાલ્યાવસ્થાથી જ તૈયાર થવું જોઇએ. જો વિષયાસક્તિના નિમિત્તથી ન બની શકતું હોય તો ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કરીને પુત્ર ઉમર લાયક થયા બાદ અવશ્ય તપ કરવાને માટે તૈયાર થવુ જોઇએ. ત્યારે જ મનુષ્યજન્મની સફલતા છે. વિષયલંપટ થઇને આયુ ગુમાવી દેવું તે મનુષ્યજન્મનો ઉદ્દેશ નથી. માટે—

वन्यैर्मुन्यशनैर्मेध्यैः श्यामनीवारकंकुभिः ।
कन्दमूलफलैः शाकैः स्नेहैश्च फलसंभवैः ॥ बृ० पा० स्मृ० अ० ११–२ ॥
सायं प्रातश्च जुहुयात्रिकालं स्नानमाचरेत् ।
चर्मचीरवासा वै श्मश्रुलोमजटाधरः ॥ ,, ॥ ३ ॥
पितॄंश्च तर्पयन्नित्यं देवाँश्चैव समर्चयेत् ।
अर्चयेदतिथिं नित्यं तथा भृत्याँश्च पोषयेत् ॥ ,, ॥ ४ ॥
न किंचित्प्रतिगृह्णीयात्स्वाध्यायं नित्यमाचरेत् ।
सर्वसत्त्वहितोपेतो दान्तश्चाध्यात्मचिन्तकः ॥ ,, ॥ ५ ॥
सन्तुष्टस्वान्तको नित्यं दानशीलः सदा द्विजः ।
कंचिद्भेदं समास्थाय तद्वृत्तौ वर्तयेत्सदा ॥ ,, ॥ ६ ॥

અર્થ:—વાનપ્રસ્થાશ્રમીએ વનમાં ઉત્પન્ન થતાં, અને મુનિઓને ભોજન કરવા યોગ્ય, એવા શામાક, નીવાર, કાકુન, તથા કન્દ, મૂલ, ફલ, શાક, આદિનું ભોજન કરવું જોઇએ. તથા ઇંગુદિ આદિના ફલમાંથી નિકળતા તેલ વડે (૨) સાયકાલ તથા પ્રાતઃકાલ હોમ કરવો જોઇએ. અને ત્રણે સમયે સ્નાન કરવુ જોઇએ. તથા મૃગાદિના ચર્મનાં વસ્ત્ર અથવા વૃક્ષાદિની છાલનાં વસ્ત્ર પહેરવાં જોઇએ. અને દાઢી તથા રોમ, જટા, આદિ ધારણ કરવાં જોઇએ. (૩). અને દરરોજ પિતૃતર્પણ, દેવતા અને અતિથિનું પૂજન, તથા સેવકોનું પોષણ પણ કરવું જોઇએ. (૪). વળી કોઇ પણ વસ્તુનો પ્રતિગ્રહ નહીં લેવો જોઇએ. અને રોજ વેદનો સ્વાધ્યાય કરવો જોઇએ. તથા સર્વ પ્રાણીઓના હિતમાં રહેવુ, અને ઇન્દ્રિયોનો નિગ્રહ

કરવો જોઇએ તથા આત્મચિન્તન પણ કરવુ જોઇએ (૫) વળી વાનપ્રસ્થાશ્રમીએ હમેશા ચિત્તને પ્રસન્ન રાખવુ જોઇએ, અને પોતાની પાસે જે હોય તેમાથી પણ દાન દેવુ જોઇએ. અને હમેશા ગૃહસ્થાશ્રમીથી કઇક ભેદથી અર્થાત્ બ્રહ્મચર્યના નિયમથી, તેમજ અગ્નિહોત્ર તથા દાનાદિરૂપ કઇક ગૃહસ્થના ધર્મોથી પણ રહેવુ જોઇએ. (૬) વળી—

**एकाहिकं तु कथितं मासिकं वाथ संचयम् ।**
**षाण्मासिकमाब्दिकं वा यज्ञार्थं च वने वसेत् ॥ ,, ॥ ७ ॥**

અર્થ —એક દિવસને માટે, અથવા એક માસને માટે, અથવા યજ્ઞને માટે ૭ માસ અથવા બાર માસને ઉપયોગી અન્નાદિનો સગ્રહ કરીને વનમા નિવાસ કરવો જોઇએ અને—

**त्यक्त्वा तदश्विने मासि अन्यस्थान समावसेत् ।**
**यथावदग्निहोत्र तु समिधाद्यैस्तु पालयेत् ॥ ,, ॥ ८ ॥**

અર્થ —પ્રથમ સગ્રહ કરેલી વસ્તુને અશ્વિન માસમા પરિત્યાગ કરીને બીજા સ્થાનમા નિવાસ કરવો જોઇએ અને સમિધ્ આદિ વડે યથાયોગ્ય અગ્નિહોત્રનુ પાલન કરવુ જોઇએ અને—

**कृच्छ्चान्द्रपराकाद्यः पक्षमासोपवासकैः ।**
**त्रिरात्रैर्लेकरात्रैश्चासनस्थ क्षपयेद्वपु. ॥ ,, ॥ ९ ॥**

અર્થ —કૃચ્છ્રચાન્દ્રાયણ તથા પરાક આદિ વ્રત, તથા ૧૫ દિવસનો ઉપવાસ તથા એક માસનો ઉપવાસ તથા ત્રણ દિવસનો ઉપવાસ તથા એક રાત્રિનો ઉપવાસ—એવા ઉપવાસ કરતા સતા આસનમા સ્થિત થઇને શરીરને ક્ષીણ કરવુ જોઇએ. વળી—

**तिष्ठेनाव्रतिकस्तत्र स्वप्यादधस्तथा निशि ।**
**अतन्द्रितो भवेन्नित्यं वासरे प्रपदैश्चरेत् ॥ ,, ॥ १० ॥**

અર્થ —વ્રત વિનાના રહેવુ નહી જોઇએ અને રાત્રિમા ખાટલા ઉપર નહી સુવુ જોઇએ અને આલસ્ય છોડીને દિવસમા પગે ચાલતા રહેવુ. ભાવ એવો છે કે ચાલીને અથવા બેઠા રહીને દિવસ વિતાવે, સુઇ રહે નહી.

**योगाभ्यासरतो नित्यस्थानासनविहारवान् ।**
**हेमन्तग्रीष्मवर्षासु जलाग्न्याकाशमाश्रयेत् ॥ ,, ॥ ११ ॥**

અર્થ,—ઉભા રહેતા કે બેઠેલા હોય કે ચાલતા હોય તોપણ ચિત્તને યોગાભ્યાસમા લગાડવુ જોઇએ અને હેમન્ત ઋતુમા જલમાં બેસે, ગ્રીષ્મ ઋતુમા પચ-અગ્નિની મધ્યમા બેસી તપ કરવુ અર્થાત્ ચાર દિશામા ધુણી લગાવી અને ઉપર પાચમા સૂર્યને અગ્નિરૂપ સમજી અગ્નિ અને તાપની ઉષ્ણતાને સહન કરીને તપ કરવુ તેનું નામ પચ-અગ્નિ તપ છે, અને વર્ષાઋતુમા છાયાનો પરિત્યાગ કરીને વર્ષાને સહન કરીને તપ કરવુ જોઇએ અર્થાત્ શીત, ઉષ્ણ, અને વર્ષાદને સહન કરવી જોઇએ

**दन्तोलूखलिको वापि कालपक्वभुगेव तु ।**
**स्यादाश्मकुट्टविधिना फलस्नेहैश्च कर्मकृत् ॥ ,, ॥ १२ ॥**

અર્થ —જે અન્ન દાત વડે ચાવી શકાય એવુ હોય તેવા અન્નનુ જ ભોજન કરવુ જોઇએ, અથવા સમયને અનુસાર પોતાની મેળે પાકેલા ફળ આદિ ખાવા જોઇએ અર્થાત્ અગ્નિમાં

પકવેલાં નહીં ખાવાં જોઇએ. અને દાંત ન હોય તો અન્નાદિને પથ્થર વડે કૂટીને ખાવું જોઇએ. અને ફળના તેલ વડે હવન તથા દીવો આદિ કાર્ય કરવું જોઇએ. વળી—

शत्रौ मित्रे समस्वान्तस्तथैव सुखदुःखयोः ।

समदृष्टिस्तु वर्णेषु न विशेद्गह्वरं वनम् ॥ „ ॥ १३ ॥

અર્થ:—શત્રુ મિત્ર પ્રતિ તથા સુખદુઃખમાં સમાન ચિત્તવાળા રહેવું જોઇએ, તેમજ બ્રાહ્મણાદિ સર્વ વર્ણો તરફ સમદષ્ટિ થઇને રહેવું જોઇએ. આ પ્રકારનું કઠિન તપ કરવાને માટે વનમાં બરાબર વ્યવસ્થા હોય તો જ વનમાં જઇ શકે છે. કલિયુગમાં તે મળવી કઠિન છે. માટે મોટા વનમાં પ્રવેશ નહીં કરવો જોઇએ.

म्लेच्छव्याप्तानि सर्वाणि वनानि हि कलौ युगे ।

न भूपाः शासितारस्तु ग्रामोपान्ते वसेदतः ॥ „ ॥ १४ ॥

અર્થ:—કલિયુગમાં વન મ્લેચ્છોથી વ્યાપ્ત થાય છે. અને રાજા પણ સારી રીતે શાસન ચલાવતો નથી. તેથી ગ્રામની સમીપમાં રહેવુ યોગ્ય છે. પૂર્વકાલમાં રાજાઓ તપોવનની રક્ષા કરતા હતા, ત્યારે ઋષિઓને ઇચ્છાનુસાર તપ કરવામાં કષ્ટ પડતું નહોતુ.

ग्रामाश्च नगरा देशास्तथारण्यवनानि तु ।

क्षितीशरक्षितान्येव सर्वेषां फलदानि च ॥ „ ॥ १५ ॥

અર્થ:—જે સમયે ગ્રામ, નગર કે દેશમાં રાજાનું યોગ્ય શાસન હોય, તથા અરણ્ય અને વનની રાજા રક્ષા કરતા હોય, તે કાલમાં વનમાં પ્રવેશ કરવો યોગ્ય છે, કેમકે રક્ષા કરાયલુ વન સર્વ ફલ દેનારૂં છે.

भूपतेः प्रथमं तस्मात्कृत्यं शंसेद्द्विजाग्रजः ।

योगं वाऽरण्यवासं वा कुर्यात्तु तदनुज्ञया ॥ „ ॥ १६ ॥

થીર્થ:—માટે બ્રાહ્મણ અર્થાત્ મુમુક્ષુ લોક પોતાનું કૃત્ય પ્રથમ રાજાને નિવેદન કરે. અને યોગ અર્થાત્ સંન્યાસ અથવા વનવાસ જે કાંઇ કર્તવ્ય હોય તે સર્વ રાજાની આજ્ઞાથીજ કરવું જોઇએ.

सुत्रामानलवायूनां यमचन्द्रविवस्वताम् ।

अश्विवित्तेशयोर्ब्रह्मा मात्राभ्यो निर्ममे नृपम् ॥ „ ॥ १७ ॥

અર્થ:—બ્રહ્માજીએ ઇન્દ્ર (सुत्रामन्), વહ્નિ, વાયુ, યમ, ચન્દ્ર, સૂર્ય, અશ્વિનીકુમાર અને કુબેર—એ આઠ દેવોના અંશોથી રાજાને બનાવ્યો છે. અર્થાત્ તે કારણથી તે સર્વની રક્ષા કરવામાં તથા શિક્ષા કરવામાં સમર્થ હોય છે.

पारत्रिकं च यत्किंचिद्यत्किंचिदैहिकं तथा ।

नृपाज्ञया द्विजातीनां तत्सर्वं सिद्ध्यति ध्रुवम् ॥ „ ॥ १८ ॥

અર્થ:—રાજાની આજ્ઞાથી કોઈ દ્વિજાતિએ સંન્યાસ લીધો હોય અથવા વનમાં ગયો હોય તો તેને કોઈ વિપત્તિ આવે નહીં. અને તેથી તેનું સર્વ પરલોક કાર્ય તથા ઐહિક કાર્ય રાજાની આજ્ઞાથી જ સિદ્ધ થાય છે.

नृपतेः प्रथमं तस्मात्सर्वं यद्गमनादिकम् ।

तत्कार्यं कथयित्वा च पश्चात्कार्यं समाचरेत् । „ ॥ १९ ॥

અર્થ:—માટે પ્રથમ રાજાને નિવેદન કરીને પછી વનગમન આદિ કાર્ય કરવું જોઇએ. નીતિશાસ્ત્રનો પણ, પુત્ર સ્ત્રી વગેરેની સંભાળ રાખીને રાજાની આજ્ઞા લઇને સંન્યસ્ત અને વાનપ્રસ્થાદિ થવાનો નિયમ છે.

**पुत्रदारमप्रतिविधाय प्रव्रजतः पूर्वः साहसदण्डः ॥**

कौ. अ. अधि. १ अ. १ सू. ३६ ॥

અર્થ:—નાના પુત્ર તથા સ્ત્રીઓના જીવન નિર્વાહનો પ્રબન્ધ કર્યા વિના ઘરનો ત્યાગ કરે અર્થાત્ કોઇ સંન્યાસી અથવા વાનપ્રસ્થ થાય તો તેને પ્રથમ સાહસ દણ્ડ દેવો જોઇએ. માટે વિવાહિત મનુષ્ય વિરક્ત હોવા છતાં પણ નાના બાળકાદિ તથા સ્ત્રીના ખાવાપીવાનો પ્રબન્ધ કર્યા વિના ત્યાગાશ્રમનો સ્વીકાર કરે, તો તે ધર્મશાસ્ત્રાનુસાર પાપનો ભાગી થાય છે, અને તે ઉપરાંત રાજદણ્ડનો પણ ભાગી થાય છે. વળી—

**स्त्रियं च प्रव्राजयतः ॥** ,, ॥ ३७ ॥

અર્થ:—તેવી રીતે જો પુરૂષ સ્ત્રીને પણ પોતાની સાથે સંન્યાસિની થવાને માટે પ્રેરણા કરે તોપણ તેને પ્રથમ સાહસદણ્ડ દેવો જોઇએ. અને

**लुप्तव्यवायः प्रव्रजेदापृच्छ्य धर्मस्थान् ॥** ,, ॥ ३८ ॥

અર્થ:—જ્યારે મનુષ્યની વિષયભોગની શક્તિ (व्यवाय) નષ્ટ થઇ જાય, તે સમયે ધર્મશાસ્ત્રને અનુસાર વ્યવહારની વ્યવસ્થા કરનાર અધિકારી પુરૂષોની અનુમતિ લઇને સંન્યાસ લે. આ વિષયભોગની શક્તિ કેવળ નષ્ટ પામતાં જે સંન્યાસ કહ્યો છે, તે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, આદિ આશ્રમક્રમથી વાનપ્રસ્થાશ્રમની પછી સંન્યાસ લેનારને માટે છે, તીવ્ર વિરક્તોને માટે નહીં. વિરક્તિ હોય તો કોઇ પણ આશ્રમમાંથી સન્યાસી થઇ શકે છે. પરન્તુ રાજા અથવા રાજપુરૂષોની અનુમતિ લેવી જ જોઇએ. એવો નિયમ છે.

**अन्यथा नियम्येत ॥** ,, ॥ ३९ ॥

અર્થ:—જો કોઈ મનુષ્ય આ નિયમનું ઉલ્લંઘન કરે તો તેને પકડીને કારાગારમાં બન્ધ કરી દેવો જોઇએ. વળી—

**वानप्रस्थादन्यः प्रव्रजितभावः सुजातादन्यः सघः समुत्थायिकादन्यः समया-नुबन्धो वा नास्य जनपदमुपनिवेशेत ॥** ,, ॥ ४० ॥

અર્થ:—પહેલાં કહેલા રાજપુરૂષની આજ્ઞાથી વનમાં ગયા હોય અથવા સંન્યાસી થયા હોય એવા વાનપ્રસ્થાદિકને છોડી બીજા કોઈ પણ પ્રકારના સંન્યાસી આદિને રાજા પોતાના રાજ્યમાં રહેવા દે નહીં. તેવી રીતે રાજા તથા રાજ્યના કલ્યાણને માટે એકત્રિત થયેલા જનસંઘથી અતિરિક્ત દુષ્ટ જનોનો સંઘ, તથા એકઠા મળીને પૂલ બાંધવો આદિ રાજા તથા પ્રજાને હિતકારી કાર્યોને કરનાર મનુષ્યોના સમુદાયથી અતિરિક્ત, રાજ્યમાં દ્રોહ આદિ ઉત્પન્ન કરવાની ઇચ્છાથી એકઠો થતો, લોકસમુદાય દેશમાં રહેવા ન પામે, કેમકે તે લોક સર્વ શંકાનું સ્થાન છે. વળી—

**नटनर्तनगायनवादकवाग्जीवनकुशीलवा वा न कर्मविघ्नं कुर्युः॥** ,, ॥ ४२ ॥

અર્થ:—નટ તથા નર્તક, તથા ગાયન કરનાર, વાજાં વગાડનાર, તથા વાણીની ચાલાકીથી જીવન ચલાવનાર તથા નાના પ્રકારના ખેલ બતાવી જીવન ચલાવનાર, આદિ કોઈ પણ ગામમાં

રહીને ખેતી આદિ કરનાર લોકોને પોતાના ખેલ બતાવી તથા ચાતુર્ય સંભળાવી તેમના કાર્યમાં વિઘ્ન ન કરે.

આથી એ પણ નિશ્ચય થાય છે કે મનુષ્ય પોતાની જીવિકાને માટે કોઈ પણ અનુચિત વ્યવહાર કરતો હોય તો તેને રાજાએ અવશ્ય રોકી દેવો જોઇએ.

તેવી રીતે રાજા અથવા રાજપુરૂષોની આજ્ઞા લઇને વનવાસમાં જનાર વાનપ્રસ્થાશ્રમીએ પણ નિર્વાહને માટે ગાયની રક્ષા કરીને રહેવું જોઇએ.

धेनुः पूर्वं वसिष्ठस्य ह्यासीद्दुर्वाससोऽपि वा ।

वनवासाश्रमस्थस्य ह्यग्निकार्याय ताः श्रयेत् ॥ बृ. पा.स्मृ.अ. ११–२० ॥

અર્થ:—પહેલાં વનમાં રહેનાર વસિષ્ઠજી તથા દુર્વાસા ઋષિની પાસે પણ ગાય રહેતી હતી. માટે અગ્નિહોત્રાદિ કાર્યને માટે વનવાસમાં પણ મનુષ્યે ગાય રાખવી જોઇએ. કારણ કે—

फलस्नेहो यदा न स्यात्कालवैगुण्यता द्विजाः ।

तदा गोदुग्धसर्पिर्भ्यामग्निकार्यं समापयेत् ॥ „ ॥ २१ ॥

અર્થ:—હે દ્વિજો ! જે વખતે સમય બગડવાથી ફલોનું તેલ મળી શકે નહીં, તે સમયે ગાયનું દૂધ તથા ઘૃત વડે અગ્નિહોત્રાદિ કાર્યોને સમાપ્ત કરવાં જોઇએ.

ગાય મનુષ્યને અગ્નિહોત્રાદિ વૈદિક કર્મ કરવામાં તથા શરીર રક્ષા કરવામાં ઉપયોગી હોવાથી મનુષ્ય માત્રે તેને રાખવી તથા પાલન કરવું યોગ્ય છે. કેમકે—

तदा सर्वेषु कालेषु तथा सर्वाश्रमेषु च ।

गोदुग्धादि पवित्रं स्यात्सर्वकार्येषु सत्तमाः ॥ बृ. पा. स्मृ. अ. ११–२२ ॥

અર્થ:—જ્યારે ગૌ રાખવામાં આવે ત્યારેજ સર્વ સમયમાં અને ગૃહસ્થાદિ સર્વ આશ્રમોમાં તથા સર્વ કાર્યને માટે ગોદુગ્ધ, ઘી, આદિ સર્વ પવિત્ર રહી શકે છે. અર્થાત્ કોઈ આશ્રમમાં તથા કોઇ કાલમાં કોઈ મનુષ્ય પણ તેનો ઉપયોગ ન કરી શકે તેમ નથી. માટે સર્વેએ ગાય રાખવી પરમ ઉપયોગી છે. વાનપ્રસ્થાશ્રમી જો સ્ત્રી સહિત વનમાં જાય તો અગ્નિહોત્ર થઈ શકે છે, સ્ત્રી વિના જનાર કેવી રીતે અગ્નિહોત્ર બની શકે—એવી શંકા થઈ શકે છે. તથાપિ વાનપ્રસ્થાશ્રમીએ અગ્નિહોત્રાદિ કરવું જોઇએ—એ વિધિથીજ સ્ત્રી વિના પણ અગ્નિહોત્ર પણ કરી શકે છે એવો નિશ્ચય થાય છે. અને જો વાનપ્રસ્થાશ્રમી અગ્નિ-શુશ્રૂષા કરવામાં અસમર્થ હોય તો—

अग्नीन्वाप्यात्मसात्कृत्वा वृक्षवासो मिताशनः ।

वानप्रस्थगृहेष्वेव यात्रार्थं भैक्षमाचरेत् ॥ या. स्मृ. अ. ३–५३ ॥

અર્થ:—અગ્નિનો પોતાનામાં સમાવેશ કરીને વૃક્ષની નીચે રહે તથા સ્વલ્પ ફલ, મૂલ, આદિનું ભોજન કરે. જો એ પ્રકારે શરીરનો નિર્વાહ કરવાને અસમર્થ હોય તો વનમાં રહેનાર તપસ્વી લોકોના તથા બ્રાહ્મણ અને અન્ય વનમાં રહેનાર ગૃહસ્થાશ્રમીના ઘરમાંથી ભિક્ષા લાવીને પોતાનો નિર્વાહ કરે.

अग्नीनात्मनि वैतानान् समारोप्य यथाविधि ।

अनग्निरनिकेतः स्यान्मुनिर्मूलफलाशनः ॥ म० स्मृ० अ० ६–२५ ॥

અર્થઃ—શ્રૌત અગ્નિને ભસ્મપાનાદિ વિધાન દ્વારા પોતાનામાં સમાવેશ કરીને અગ્નિ તથા ઘરથી રહિત થઈને મૌનવ્રત ધારણ કરી ફલ મૂલાદિ વડે જ પોતાનો નિર્વાહ કરે; અને નીવાર આદિ પણ ન ખાય. અને ફલમૂલાદિ લઈ આવવાને અસમર્થ હોય તો—

तापसेष्वेव विप्रेषु यात्रिकं भैक्षमाहरेत् ।
गृहमेधिषु चान्येषु द्विजेषु वनवासिषु ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—પોતાના નિર્વાહ માત્રની વસ્તુ, વનમાં રહેનાર બીજા તપસ્વી લોકો પાસેથી અથવા બ્રાહ્મણ તથા અન્ય ગૃહસ્થાશ્રમી દ્વિજાતિ પાસેથી ભિક્ષા માગી લાવીને પોતાનો નિર્વાહ ચલાવે.

वनवासिषु सर्वेषु भिक्षां कुर्याद्वनाश्रमी ।
तथा सर्वं प्रकुर्वीत पितृदेवार्चनादिकम् ॥ ,, ॥ २३ ॥

અર્થઃ—વનાશ્રમી વનમાં રહેનાર સર્વ લોકો પાસેથી ભિક્ષા લાવે અને તે વડે જ પિતૃ તથા દેવતા આદિનું પૂજન વગેરે કરે. રોગાદિ નિમિત્તથી તેમાં પણ અસમર્થ હોય તો—

अष्टौ भुञ्जीत वा ग्रासान्ग्रामादाहृत्य याचनात् ।
आशामसंशयं गच्छेद्वायव्यीशप्रागुदीचिकाम् ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—ગામમાંથી અન્ન માગી લાવીને તેમાંથી આઠ ગ્રાસ જેટલું ભોજન કરે. તે પછી વાયવ્ય અથવા ઈશાન અથવા પૂર્વ અથવા ઉત્તર દિશામાં નિઃસન્દેહ ગમન કરવું જોઈએ. આઠ ગ્રાસ ભોજનથી જો તૃપ્તિ ન થતી હોય તો સોળ ગ્રાસ ખાવા જોઈએ. "अष्टौ ग्रासा मुनेर्भक्ष्या वानप्रस्थस्य षोडश ॥" મુનિનું ભોજન આઠ ગ્રાસ છે, વાનપ્રસ્થનું ભોજન સોળ ગ્રાસ છે—એવું બીજી સ્મૃતિમાં કહ્યું છે.

वानप्रस्थश्चतुर्भेदो वैखानस उदुम्बरः ।
वालखिल्यः फेनपश्च तल्लक्षणमथोच्यते ॥ वृ. पा. स्मृ० अ० ११–६४ ॥

અર્થઃ—વાનપ્રસ્થના વૈખાનસ, ઉદુમ્બર, બાલખિલ્ય અને ફેનપ એવા ચાર ભેદ છે. હવે એમનાં લક્ષણ કહીએ છીએ.

फलैर्मूलैरकृष्टान्नैरग्निकर्म वने वसन् ।
कुर्यात्पञ्चमहायज्ञान्स वैखानस आत्मवित् ॥ ,, ॥ ६६ ॥

અર્થઃ—ફલ, મૂલ, તથા ખેડ્યા વિનાની ભૂમિમાં ઉત્પન્ન થયેલા અન્ન વડે અગ્નિહોત્રાદિક પઞ્ચમહાયજ્ઞ કરનાર આત્મજ્ઞાનીને વૈખાનસ વાનપ્રસ્થ કહે છે અને—

मार्तण्डदिगानीतफलाकृष्टाशनेन्धनैः ।
उदुम्बरो मतो ज्ञानी पञ्चयज्ञाग्निकर्मकृत् ॥ ,, ॥ ६६ ॥

અર્થઃ—પ્રાતઃકાલમાં જે દિશા તરફ દૃષ્ટિ પડે, તે જ દિશામાંથી લાવેલા ફળ તથા ખેડ્યા વિનાની જમીનમાં ઉત્પન્ન થયેલું અન્ન તથા લાકડાં વડે જે પઞ્ચમહાયજ્ઞ કરે છે, તે ઉદુમ્બર નામનો વાનપ્રસ્થ છે.

वनस्थो वालखिल्योऽसौ यस्तु वल्कलचीवरी ।

अग्निकार्यकृतात्मज्ञ ऊर्जान्ते संश्रितं (संचितम्) त्यजेत् ।
फलस्नेहैः फलैर्वन्यैर्मुन्यन्नैः श्रुतिनोदितम् ॥ „ ॥ ६७ ॥

અર્થ:—વૃક્ષની છાલનાં બનાવેલાં વસ્ત્રને ધારણ કરનાર, તથા આત્મજ્ઞાની, તથા અગ્નિકાર્ય કરનાર, તથા પ્રથમ સંગ્રહ કરેલા પદાર્થોનો કાર્તિક માસમાં ત્યાગ કરનાર, અને વનમાં ઉગેલાં વૃક્ષોનાં ફળનું તેલ તથા મુનિઓને ખાવા યોગ્ય નીવાર આદિ અન્ન વડે વેદમાં કહેલાં કર્મને કરનાર વાનપ્રસ્થને બાલખિલ્ય કહે છે. કેટલાકના મતમાં સંગ્રહ કરેલાનો આશ્વયુજ (અશ્વિન) માસમાં પરિત્યાગ કરવાનો કહ્યો છે. પરન્તુ પહેલાં સંગ્રહ કરેલી વસ્તુનો આશ્વિન્ કે કાર્તિક માસમાં સર્વ પ્રકારના વાનપ્રસ્થીએ પરિત્યાગ કરવો જ જોઇએ. વળી—

उद्धृतैः परिपूताङ्गस्तथा याचितवृत्तिकः ।
फलैर्वन्यैश्च स्वल्पैश्च फेनपः पञ्चयज्ञकृत् ॥ „ ॥ ६८ ॥

અર્થ:—પોતે લાવેલા જલ વડે દેહશુદ્ધિ કરનાર, તથા પોતે લાવેલાં વનનાં ફળોનું તેલ તથા શ્યામાક આદિ મુનિયોના અન્ન વડે પંચયજ્ઞાદિ કરનાર, અને કોઈની પાસે કંઇ યાચના નહીં કરનાર વાનપ્રસ્થ ફેનપ કહેવાય છે.

બોધાયન સ્મૃતિમાં આથી કંઇક વિલક્ષણ વાનપ્રસ્થોના ભેદ કહ્યા છે.

अथ वानप्रस्थद्वैविध्यम् ॥ बौधा. स्मृ. प्रश्न. ३ अ. ३ सू. १ ॥

અર્થ:—વાનપ્રસ્થના બે પ્રકારના ભેદ છે.

पचमानका अपचमानकाश्चेति ॥ „ ॥ २ ॥

અર્થ:—પચમાનક અને અપચમાનક એ તેમનાં નામ છે.

तत्र पचमानकाः पञ्चविधाः ॥ „ ॥ ३ ॥

અર્થ:—તેમાં પચમાનક વાનપ્રસ્થી પાંચ પ્રકારના છે.

सर्वारण्यका वैतुषिकाः कन्दमूलफलभक्षाः फलभक्षाः शाकभक्षाश्चेति ॥४॥

અર્થ:—સર્વારણ્યક, વૈતુષિક, કન્દમૂલફલભક્ષણ, ફલભક્ષણ તથા શાકભક્ષણ-એ તેમનાં નામ છે.

तत्र सर्वारण्यका नाम द्विविधा द्विविधमारण्यमाश्रयन्त इन्द्रावसिक्ता रेतोऽवसिक्ताश्चेति ॥ „ ॥ ५ ॥

અર્થ:—એ પાંચ પ્રકારના વાનપ્રસ્થીઓમાં સર્વારણ્યક નામના જે વાનપ્રસ્થ છે, તે ઇન્દ્રાવસિક્ત તથા રેતોવસિક્ત એમ બે પ્રકારના છે. આ બન્ને બે પ્રકારથી વાનપ્રસ્થાશ્રમનો આશ્રય કરે છે.

तत्रेन्द्रावसिक्ता नाम वल्लीगुल्मलतावृक्षाणामानयित्वा श्रपयित्वा सायं प्रातरग्निहोत्रं हुत्वा यत्यतिथिव्रतिभ्यश्च दत्वाऽथेतरशेषभक्षाः ॥ „ ॥ ६ ॥

અર્થ:—વેલ, તથા ખાવા યોગ્ય તૃણ વિશેષ (ગુલ્મ) જેવાં કે શેરડી આદિ, તથા લતા વૃક્ષાદિનાં પાંદડાં, ફલ, આદિક લાવીને તેને પકાવીને તે વડે સાયંકાલ તથા પ્રાતઃકાલમાં અગ્નિહોત્ર કરીને વનમાં રહેતા યતિ તથા અતિથિ તથા વ્રત કરનારને આપતાં બચેલું ખાનારનું નામ ઇન્દ્રાવસિક્ત છે. અને—

रेतोवसिक्ता नाम मांसं व्याघ्रवृकश्येनादिभिरन्यतमेन वा हतमानयित्वा श्रपयित्वा सायं प्रातरग्निहोत्रं हुत्वा यत्यतिथिभ्यश्च दत्त्वाऽथेतरशेषभक्षाः ॥७॥

અર્થ:—આપત્તિ કાળમાં સાવ તથા વરૂ અથવા બાજ આદિ કોઈએ પણ મારેલા પશુ અથવા પક્ષી આદિનું માસ લાવીને તેને પકાવી તથા પ્રાત કાળનો અગ્નિહોત્ર કરીને યતિ, અતિથિ અને વ્રતવાળાઓને આપી બાકી રહેલુ ખાનાર વાનપ્રસ્થને રેતોવસિક્ત કહે છે. અને—

वैतुषिकास्तुषधान्यवर्जं तण्डुलानानयित्वा श्रपयित्वा सायं प्रातरग्निहोत्रं हुत्वा यत्यतिथिव्रतिभ्यश्च दत्त्वाऽथेतरशेषभक्षाः ॥ ,, ॥ ८ ॥

અર્થ:—છોડાંવાળા અન્નને છોડી વનના બીજા તંદુલોને લાવી તેને રાંધી 'સાયં'કાલ તથા પ્રાત'કાલ અગ્નિહોત્ર કરીને યતિ આદિને આપી પછી બચેલુ અન્ન જે જમે છે તેને વૈતુષિક કહે છે.

कन्दमूलशाकभक्षणानामप्येवमेव ॥ ,, ॥ ९ ॥

અર્થ:—કન્દ, મૂલ, ફલ, અને શાકને ભક્ષણ કરનાર પણ આ પ્રકારે કન્દ મૂલાદિ લાવી તેને પકાવી તે વડે અગ્નિહોત્ર કરી અતિથિ આદિને ભોજન કરાવી પોતે ભોજન કરે છે. અને—

पञ्चैवापचमानकाः ॥ ,, ॥ १० ॥

उन्मज्जकाः प्रवृत्ताशिनो मुखेनाऽऽदायिनस्तोयाहारा वायुभक्षाश्चेति ॥ ११ ॥

અર્થ:—અપચમાન અર્થાત્ રસોઇ નહીં બનાવનાર પણ પાંચ પ્રકારના હોય છે. ઉન્મજ્જક, તથા પ્રવૃત્તાશિન્, મુખેનાદાયિન્, તથા જલાહાર તથા વાયુ ભક્ષ એ તેમનાં નામ છે.

तत्रोन्मज्जका नाम लोहाश्मकरणवर्जम् ॥ ,, ॥ १२ ॥

અર્થ:—તે મધ્યે ઉન્મજ્જક નામના વાનપ્રસ્થ મૂલાદિને ખોદવા તથા ડાંગર આદિને કૂટવા આદિ કાર્યને માટે લોઢું, પથ્થર, આદિ સાધન રાખતા નથી.

हस्तेनादाय प्रवृत्ताशिनः ॥ ,, ॥ १३ ॥

અર્થ:—અને પ્રવૃત્તાશી લોક હાથે લાવીને ખાય છે. અને—

मुखेनादायिनो मुखेनाददते ॥ ,, ॥ १४ ॥

અર્થ:—મુખથી ખાનાર મુખ વડે લાવીને ખાય છે. અર્થાત્ મુખથી ચાવીને ખાય છે, ખાંડતા કે રાંધતા નથી.

तोयाहाराः केवलं तोयाहाराः ॥ ,, ॥ १५ ॥

અર્થ:—તોયાહાર લોક કેવળ જલનું પાન માત્ર જ કરે છે.

वायुभक्षा निराहाराश्चेति ॥ ,, ॥ १६ ॥

અર્થ:—જેઓ કેવળ પવનાહારી છે તે નિરાહારી છે.

આ પ્રમાણે વાનપ્રસ્થોની દશ પ્રકારની દીક્ષા કહેવામાં આવી છે.

વાનપ્રસ્થાશ્રમીઓએ પણ સુખ દુઃખ આદિ પ્રાપ્ત થતાં હર્ષશોક વગેરેથી રહિત રહેવું જોઈએ.

यः कण्टकैर्वितुदति चन्दनैर्यश्च लिम्पति ।
अक्रुद्धोऽपरितुष्टश्च समस्तस्य च तस्य च ॥ या. स्मृ० अ० ३-६२ ॥

અર્થઃ—કોઈ કાંટા વડે શરીરને વેધન કરી પીડા આપે છે. અને કોઇ શરીર ઉપર ચન્દનનો લેપ કરી પોતાને સુખ આપે છે. એ બને ઉપર ક્રોધ તથા સન્તોષનો પરિત્યાગ કરીને બને ઉપર સમાન બુદ્ધિવાળા રહેવું જોઈએ. અર્થાત્ બનેમાં ઉપેક્ષા બુદ્ધિવાળા થવું જોઈએ.

આ પ્રમાણે વાનપ્રસ્થાશ્રમના ધર્મોનુ પાલન કરવાથી પાપની નિવૃતિ થાય છે, અને બ્રહ્મલોકને પ્રાપ્ત થવાય છે.

જો વાનપ્રસ્થાશ્રમમાં રહીને સંપૂર્ણ ધર્મોનું અનુષ્ઠાન ન કરી શકે તો તેને માટે નીચેની રીતિનું વિધાન છે—

**वायुभक्षः प्रागुदीचीं गच्छेद्वाऽऽवर्ष्मसंक्षयात् ॥ या. स्मृ. अ. ३—५५ ॥**

અર્થઃ—અન્ન જલ સર્વનો પરિત્યાગ કરીને કેવળ વાયુ માત્રનું ભક્ષણ કરીને ઈશાન દિશા તરફ ચાલે. શરીર પડી જતાં સુધી વચમાં બેઠા વિના ચાલવું જોઇએ. તેને **મહાપ્રસ્થાન** કહે છે, આ પ્રમાણે કરવાથી પણ તેને વાનપ્રસ્થાશ્રમનું પૂર્ણ ફલ મળે છે.

ઇતિ વાનપ્રસ્થાશ્રમધર્મનિરૂપણ અ. ૧૩. સમાપ્ત.



## અધ્યાય ૧૪. સર્ગ ૧.

### ૪. સંન્યાસાશ્રમધર્મનિરૂપણ.

### સંન્યાસકાલ( વિરક્તિ )નિરૂપણ.

ઉપરના અધ્યાય ૧૩માં વાનપ્રસ્થાશ્રમના ધર્મોનુ નિરૂપણ કરીને આ અધ્યાયમાં સંન્યાસધર્મનું નિરૂપણ કરવામાં આવે છે.

તેમાં પ્રથમ સર્ગમાં સંન્યાસાશ્રમના કાલનો નિર્ણય કરીએ છીએ.

वनेषु च विहृत्यैवं तृतीयं भागमायुषः ।
चतुर्थमायुषो भागं त्यक्त्वा सङ्गान्परिव्रजेत् ॥ म. स्मृ. अ. ६–३३ ॥

અર્થ:—પોતાની આયુનો ત્રીજો ભાગ વાનપ્રસ્થાશ્રમમાં વિતાવીને આયુના ચોથા ભાગમાં સર્વ પ્રકારના સંગોનો પરિત્યાગ કરીને ચોથા સંન્યાસાશ્રમમાં જાય. એ પ્રમાણે—

आश्रमादाश्रमं गत्वा हुतहोमो जितेन्द्रियः ।
भिक्षाबलिपरिश्रान्तः प्रव्रजन्प्रेत्य वर्धते ॥ ,, ॥ ३४ ॥

અર્થ:—એક આશ્રમમાંથી બીજા આશ્રમમાં જઇને અર્થાત્ બ્રહ્મચર્યમાંથી ગૃહસ્થાશ્રમમાં, તથા ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થાશ્રમનો સ્વીકાર કરીને પોતાની શક્તિ અનુસાર આશ્રમધર્મને અનુસાર બહુકાલ સુધી હોમ, બલિ, ભિક્ષાદાન, આદિનું અનુષ્ઠાન કરી થાકેલો જિતેન્દ્રિય મનુષ્ય સંન્યાસાશ્રમનો સ્વીકાર કરીને મૃત્યુ પછી મોક્ષની પ્રાપ્તિરૂપ વૃદ્ધિને પ્રાપ્ત થાય છે.અને—

ऋणानि त्रीण्यपाकृत्य मनो मोक्षे निवेशयेत् ।
अनपाकृत्य मोक्षं तु सेवमानो व्रजत्यधः ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—ઋષિઋણ, પિતૃઋણ અને દેવઋણ એ ત્રણ ઋણો ચૂકવી વિરક્તિ પ્રાપ્ત થતાં સંન્યાસી થવું જોઇએ, કેમકે જો તેમ ન કરવામાં આવે તો મનુષ્ય અધોગતિને પ્રાપ્ત થાય છે. હવે નીચેના શ્લોકમાં ઋણોને દૂર કરવાના ઉપાય બતાવે છે.

अधीत्य विधिवद्वेदान् पुत्रांश्चोत्पाद्य धर्मतः ।
इष्ट्वा च शक्तितो यज्ञैर्मनो मोक्षे निवेशयेत् ॥ ,, ॥ ३६ ॥

અર્થ:—વિધિપૂર્વક વેદ ભણીને, તથા ધર્મપૂર્વક પુત્રો ઉત્પન્ન કરીને, તથા શક્તિ અનુસાર યજ્ઞોનું અનુષ્ઠાન કરીને મનને મોક્ષ પ્રાપ્ત કરાવવાને યોગ્ય સંન્યાસ આશ્રમમાં જોડી દેવું જોઇએ. વેદોનુ અધ્યયન કરવાથી ઋષિઋણથી મુક્ત થાય છે. પુત્ર ઉત્પન્ન કરવાથી પિતૃઓના ઋણમાંથી મુક્ત થાય છે. અને યજ્ઞ કરવાથી દેવતાઓના ઋણથી મુક્ત થઇ જાય છે. પરન્તુ—

अनधीत्य द्विजो वेदाननुत्पाद्य तथा सुतान् ।
अनिष्ट्वा चैव यज्ञैश्च मोक्षमिच्छन्व्रजत्यधः ॥ ,, ॥ ३७ ॥

અર્થ:—જે દ્વિજાતિ વેદ ભણ્યા વિના, તથા પુત્ર ઉત્પન્ન કર્યા વિના તથા યથાશક્તિ

યજ્ઞો કર્યા વિના સંન્યાસી થાય છે, તે અધોગતિને પ્રાપ્ત થાય છે અર્થાત્ નરકમાં પડે છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં પણ વેદાધ્યયનાદિ ધર્મોનું અનુષ્ઠાન કરેલા મનુષ્યને જ સંન્યાસની આજ્ઞા આપે છે.

अधीतवेदो जपकृत् पुत्रवानन्नदोऽग्निमान् ।
शक्त्या च यज्ञकृन्मोक्षे मनः कुर्यात्तु नान्यथा ॥ याज्ञ०स्मृ०अ०३ श्लो. ८६ ॥

અર્થ:—જે વેદોને ભણ્યો છે, જપ કર્યો છે, પુત્રને ઉત્પન્ન કર્યો છે, અન્નદાન કર્યું છે, અગ્નિહોત્ર કર્યો છે અને પોતાની શક્તિ અનુસાર જેણે યજ્ઞ કર્યા, છે, તેજ સંન્યાસી થવાની ઇચ્છા કરે, અન્ય નહીં.

આ પ્રમાણે આશ્રમોના ક્રમથી સંન્યાસ ધારણ કરવો તેનુ નામ ક્રમસંન્યાસ છે.

આ ક્રમસંન્યાસ તેમ ક્રમરહિત સંન્યાસને જાબાલશ્રુતિમાં પણ કહ્યા છે:—

ब्रह्मचर्यं समाप्य गृही भवेत् । गृही भूत्वा वनी भवेत् । वनी भूत्वा प्रव्रजेत् । यदि वेतरथा ब्रह्मचर्यादेव प्रव्रजेद्गृहाद्वा वनाद्वा । जाबा. उ. कण्डि. ४ ॥

અર્થ:—બ્રહ્મચર્યાશ્રમને સમાપ્ત કરીને ગૃહસ્થાશ્રમી થવું, ગૃહસ્થાશ્રમી થઇને પછી વાનપ્રસ્થાશ્રમી થવું, અને વાનપ્રસ્થાશ્રમી થઇને સંન્યાસી થવું જોઇએ. અથવા બ્રહ્મચર્યાશ્રમથી જ સંન્યાસી થાય, અથવા ગૃહસ્થાશ્રમમાંથી અથવા વાનપ્રસ્થાશ્રમમાંથી સંન્યાસી થઈ જાય

આ શ્રુતિ આશ્રમોના ક્રમથી, અથવા ક્રમ વિના ઇચ્છાનુસાર, સંન્યાસ લેવાને કહે છે. તેનો નિર્ણય કરવાને માટે **अथ पुनरव्रती वा व्रती वा स्नातको वाऽस्नातको वोत्सन्नाग्निरनग्निको वा**—વ્રત વિનાનો હોય અથવા વ્રતી હોય, સ્નાતક હોય કે સ્નાતક ન હોય, અગ્નિનો ત્યાગ કર્યો હોય કે અગ્નિ વિનાનો હોય, તોપણ "**यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत्** । जा उ **कण्डि** ४ ।—જે દિવસે વિરક્તિ થાય, તેજ દિવસે સંન્યાસી થઇ જવું જોઇએ.

આ પ્રમાણે સંન્યાસનો કાલ વિરક્ત થવાની સાથે જ નિશ્ચય થાય છે, કોઇ બ્રહ્મચર્ય અથવા ગૃહસ્થાદિ આશ્રમોની અપેક્ષા રાખતો નથી. આ પ્રમાણે હોવાથી જો વિરક્તિ ન હોય તો બ્રહ્મચર્યાદિ આશ્રમોના ક્રમથીજ સંન્યાસ ધારણ કરવો જોઇએ. અર્થાત્ બ્રહ્મચર્યાશ્રમમાં ગુરુશુશ્રૂષા દ્વારા વેદનું અધ્યયન કરીને ૨૫ વર્ષની ઉમર પછી પાણિગ્રહણવિધિથી વિવાહ કરીને અગ્નિહોત્ર તથા પઞ્ચયજ્ઞાદિનું અનુષ્ઠાન કરીને ગૃહસ્થાશ્રમમાં રહેવું જોઇએ. પુત્ર ઉત્પન્ન થતાં તે પુત્ર માતાની રક્ષા કરવામાં સમર્થ થતા સુધી ઘરમાં રહી અને પુત્રીનો વિવાહ કરીને પોતાના શરીરની વૃદ્ધાવસ્થા જોઇને અથવા પુત્રનો પણ પુત્ર ઉત્પન્ન થયેલો જોઇને વાનપ્રસ્થાશ્રમમાં જવું જોઇએ. તે આશ્રમમાં તપ કરીને સંપૂર્ણ પાપોને નષ્ટ કરીને પછી સંન્યાસી થવું જોઇએ. અને જો વિરક્તિ હોય તો કોઇ પણ આશ્રમનો વિચાર કર્યા વિના સંન્યાસાશ્રમનો સ્વીકાર કરી શકે છે. તથાપિ જેણે ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો છે પરન્તુ પુત્ર થયો નથી, અથવા પુત્ર બાલક હોય, માતાનું પોષણ કરવામાં સમર્થ થયો નથી અને પત્નીની અવસ્થા પણ નાની હોય, તેવી અવસ્થામાં જો સંન્યાસી થાય તો તે અવશ્ય પાપનો ભાગી થાય છે. અને રાજદંડનો પણ ભાગી છે. આ વાત વાનપ્રસ્થધર્મમાં બતાવી છે. આ પ્રમાણે તીવ્ર વિરક્તિ પ્રાપ્ત થતાં બ્રહ્મચર્યાશ્રમમાંથી જ સંન્યાસ લઇ શકે છે. અને વિવાહ કર્યા પછી વિરક્તિ પ્રાપ્ત થવા છતાં પણ પુત્ર ઉમરલાયક થયા વિના સંન્યાસ

લઇ શકતો નથી. પુત્ર ઉત્પન્ન થયા પછી તીવ્ર વિરક્તિ થાય તો કોઇ પણ સમયે સંન્યાસ લઇ શકે છે. પરન્તુ વિરક્તિ વિના સંન્યાસી થઇ શકતો નથી. છતાં થાય તો અધોગતિ થાય છે એવો નિર્ણય છે.

सप्तत्या ऊर्ध्वं संन्यासमुपदिश्यते ॥ बौ. स्मृ. प्र. २ अ. २ सू. ५ ॥

અર્થ:—વિવાહ કરેલા મનુષ્યને પુત્ર ન થયો હોય તો ૭૦ વર્ષની આયુ પછી સંન્યાસ લેવાને શાસ્ત્ર આજ્ઞા આપે છે. તે પહેલાં વિવાહિત મનુષ્ય સંન્યાસ લઇ શકતો નથી.

આ ઉપરાંત બીજાં ધર્મશાસ્ત્રાદિમાં પણ વિરક્તિ વિના સંન્યાસ લેવાનો નિષેધ કર્યો છે:—

ब्रह्मचारी गृहस्थो वा वानप्रस्थो मुनिस्तथा ।

विरक्तः सर्वकार्येषु पारिव्राज्यं समाचरेत् ॥ लं० वि० स्मृ. अ. ४ श्लो० १ ॥

અર્થ:—બ્રહ્મચારી હોય કે વાનપ્રસ્થ હોય અથવા મૌનવ્રતધારી વાનપ્રસ્થાશ્રમી તપસ્વી હોય—સર્વ કામનાથી જ્યારે વિરક્ત થાય ત્યારે સંન્યાસી થવું જોઇએ. વળી—

सत्त्वोत्कटाः सुराः सर्वे विषयैश्च वशीकृताः ।

प्रमादिनि क्षुद्रसत्त्वे मनुष्ये चात्र का कथा ॥ दक्ष० स्मृ० अ० ७-२७ ॥

અર્થ:—અધિક સત્ત્વગુણવાળા સમર્થ દેવના લોકને પણ સર્વ વિષયોએ આધીન કરી દીધા છે. તો પછી પ્રમાદી અને તુચ્છ બળવાળા મનુષ્યોને વિષયોએ વશ કર્યા હોય એમાં તો કહેવું જ શું ? અર્થાત્ સર્વ મનુષ્ય વિષયોને અધીન છે.

तस्मात्त्यक्तकषायेण कर्तव्यं दण्डधारणम् ।

इतरस्तु न शक्नोति विषयैरभिभूयते ॥ " ॥ २८ ॥

અર્થ:—તેટલા માટે અન્તઃકરણના રાગાદિ દોષને પરિત્યાગ કરેલા મનુષ્યે જ દણ્ડ ધારણ કરવો જોઇએ. બીજા લોક દણ્ડધારણથી સૂચન કરેલા સંન્યાસને ધારણ કરી શકતા નથી. કેમકે અવશ્ય વિષયોને વશીભૂત થઇને પતિત થશે (પડશે)

અને વૈરાગ્ય વિના વાંસનો દણ્ડ ધારણ કરવા માત્રથી ત્રિદણ્ડી થઇ શકતા નથી:—

वैणवेन त्रिदण्डेन न त्रिदण्डी विकथ्यते ।

अध्यात्मदण्डयुक्तो यः स त्रिदण्डीति कथ्यते ॥ " ॥ २९ ॥

અર્થ:—વાંસની ત્રણ લાકડી રાખવા (માત્ર)થી ત્રિદણ્ડી કહેવાતો નથી. જે શરીરના દણ્ડથી યુક્ત છે તે ત્રિદણ્ડી કહેવાય છે.

वाग्दण्डोऽथ मनोदण्डः कर्मदण्डश्च ते त्रयः ।

यस्यैते तु त्रयो दण्डाः स त्रिदण्डीति कथ्यते ॥ " ॥ ३० ॥

અર્થ:—વાણીનો દણ્ડ તથા મનનો દણ્ડ તથા કર્મનો દણ્ડ—એ ત્રણ દણ્ડ જેને છે તે ત્રિદણ્ડી કહેવાય છે.

वाग्दण्डोऽथ मनोदण्डः कायदण्डस्तथैव च ।

यस्यैते निहिता बुद्धौ त्रिदण्डीति स उच्यते ॥ म० स्मृ० अ० १२-१० ॥

અર્થ:—વાણીનો દણ્ડ તથા મનનો દણ્ડ તથા શરીરનો દણ્ડ—એ ત્રણ દણ્ડ જેની બુદ્ધિમાં છે તે ત્રિદણ્ડી કહેવાય છે. અહીં દમન કરવું તેને જ દણ્ડ કહ્યો છે. માટે વાણી તથા મન

તથા શરીરને દરેક સાધન દ્વારા દમન કરવાં તે જ પ્રધાન દણ્ડ છે, અને વાંસનો દણ્ડ ધારણ કરવો તે ગૌણ છે. વળી—

यदा मनसि संजातं वैतृष्ण्यं सर्ववस्तुषु ।
तदा संन्यासमिच्छेत पतितः स्याद्विपर्यये ॥ ना.प. उप. उपदेश.३श्लो.१२ ॥

અર્થ:—સંસારના સર્વ પદાર્થોમાંથી જ્યારે તૃષ્ણા નિવૃત્ત થઇ જાય તે સમયે સંન્યાસ ધારણ કરવાની ઇચ્છા કરે. તેથી વિપરીત અર્થાત્ વૈરાગ્ય વિના સંન્યાસી થવાથી પતિત થાય છે. માટે—

विरक्तः प्रव्रजेद्धीमान् सरक्तस्तु गृहे वसेत् ।
सरागो नरकं याति प्रव्रजन्हि द्विजाधमः ॥ ,, ॥ १३ ॥

અર્થ:—બુદ્ધિશાળી વિરક્ત પુરુષ સંન્યાસનો સ્વીકાર કરે, અને રાગી મનુષ્ય ઘરમાં રહે. રાગી મનુષ્ય જો સંન્યાસી થાય તો તે દ્વિજાતિમાં અધમ મનુષ્ય નરકને પ્રાપ્ત થાય છે.

यस्यैतानि सुगुप्तानि जिह्वोपस्थोदरं करः ।
संन्यसेदकृतोद्वाहो ब्राह्मणो ब्रह्मचर्यवान् ॥ ,, ॥ १४ ॥

અર્થ:—જેની જિહ્વા, ઉપસ્થ, ઉદર અને હાથ ગુપ્ત છે અર્થાત્ વિષયો સમીપ હોવા છતાં ચંચલતાને પ્રાપ્ત થતાં નથી, વશમાં રહે છે, તે વિવાહ નહીં કરેલો બ્રહ્મચર્યવાળો મુમુક્ષુ સંન્યાસને ધારણ કરે. વળી—

संसारमेव निःसारं दृष्ट्वा सारदिदृक्षया ।
प्रव्रजन्त्यकृतोद्वाहाः परं वैराग्यमाश्रिताः ॥ ,, ॥ १५ ॥

અર્થ:—સંસારને સારરહિત જાણીને, અને સાર વસ્તુને જોવાની ઇચ્છાથી પરમ વૈરાગ્યને પ્રાપ્ત થયેલા મનુષ્ય વિવાહ નહીં કરેલા બ્રહ્મચારી લોક સંન્યાસ ધારણ કરે છે. વળી—

परमात्मनि यो रक्तो विरक्तोऽपरमात्मनि ।
सर्वेषणाविनिर्मुक्तः स भैक्षं भोक्तुमर्हति ॥ ,, ॥ १८ ॥

અર્થ:—પરમાત્માની પ્રાપ્તિમાં પ્રીતિવાળો હોય, અને અપરમાત્મામાં પ્રીતિ રહિત હોય અર્થાત્ 'અપરમાત્મા' શબ્દથી સૂચન કરેલા કાર્યબ્રહ્મ, તેનો લોક જે બ્રહ્મલોક તે બ્રહ્મલોકના ભોગમાં પ્રીતિથી રહિત હોય, તથા લોકૈષણા, પુત્રૈષણા અને વિત્તૈષણા ઇત્યાદિ એષણાથી રહિત જે અધિકારી છે તે ભિક્ષાન્ન ખાવાને યોગ્ય છે અર્થાત્ ભિક્ષાજીવીઓના આશ્રમ રૂપ સંન્યાસને યોગ્ય હોય છે.

पूजितो वन्दितश्चैव सुप्रसन्नो यथा भवेत् ।
तथा चेत्ताड्यमानस्तु तदा भवति भैक्षभुक् ॥ ,, ॥ १९ ॥

અર્થ:—જેવી રીતે પૂજા અને નમસ્કાર કરવાથી પ્રસન્ન થાય છે, તેવી રીતે તાડન કરવાથી પણ પ્રસન્ન થાય ત્યારે ભિક્ષાન્ન ખાવાને યોગ્ય (સંન્યાસી) થઇ શકે છે. વળી—

यस्मिञ्शान्तिः शमः शौचं सत्यं सन्तोष आर्जवम् ।
अकिंचनमदम्भश्च स कैवल्याश्रमे भवेत् ॥ ,, ॥ २१ ॥

અર્થ:—જેનામાં શાન્ત, શમ, શૌચ, સત્ય, સન્તોષ, સરલતા છે અને કોઈ પ્રકારનો સંગ્રહ કરતો નથી તે મોક્ષના સાધનરૂપ સંન્યાસાશ્રમમાં રહે. વળી—

यदा न कुरुते भावं सर्वभूतेषु पापकम् ।
कर्मणा मनसा वाचा तदा भवति भैक्षभुक् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—જ્યારે કોઈ પણ પ્રાણીને કર્મ, મન કે વાણી વડે પાપ કરવાનો અર્થાત્ કોઈનું અનિષ્ટ કરવાનો વિચાર થાય નહીં ત્યારે સંન્યાસી થવાને યોગ્ય થાય છે.

अतीतान्न स्मरेद्भोगान्न तथाऽनागतानपि ।
प्राप्तांश्च नाभिनन्देद्यः स कैवल्याश्रमे वसेत् ॥ ,, ॥ २५ ॥

અર્થ:—જ્યારે પહેલાં ભોગવેલા ભોગોનું સ્મરણ કરે નહીં તેમજ હવે પછીના ભોગોનો પણ વિચાર કરતો નથી, અને વળી પ્રાપ્ત થએલી વસ્તુથી પણ આનન્દિત થતો નથી, તેવો મનુષ્ય સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે.

આ પ્રકારનાં અનેક શાસ્ત્રોનાં વચન તથા ઉપનિષદોનાં વચન પણ વૈરાગ્ય વિના સંન્યાસ ધારણ કરવાનો નિષેધ બતાવે છે. અને સંન્યાસી થવાને માટે તીવ્ર વૈરાગ્યની આવશ્યકતા બતાવે છે. પરન્તુ આશ્રમક્રમથી સંન્યાસને પ્રતિપાદન કરવાનું એ જ તાત્પર્ય છે કે ક્રમે ક્રમે અનેક ધર્મોનું અનુષ્ઠાન કરવાથી તે મનુષ્ય જિતેન્દ્રિય થઈ શકે છે. પછી સંન્યાસી થવામાં હાનિ નથી. જિતેન્દ્રિય થયા વિના સંન્યાસી થાય તો અવશ્ય પતિત થઈ જાય.

વળી કોઈ એવો પણ મત જોવામાં આવે છે કે કલિયુગમાં સંન્યાસ લેવાનો અધિકાર નથી.

अश्वमेधं गवालंभं सन्यासं पलपैतृकम् ।
देवराच सुतोत्पत्तिः कलौ पञ्च विवर्जयेत् ॥
ब्र.वै.पु.कृ.ज ख. ३७ अ. ११८–११३ ॥

અર્થ:—અશ્વમેધ યજ્ઞ, ગોમેધ યજ્ઞ, સંન્યાસગ્રહણ, માંસ વડે પિતૃઓનું શ્રાદ્ધ કરવું તથા દિયર દ્વારા સન્તાન ઉત્પન્ન કરવું–તે પાંચ વાત કલિયુગમાં વર્જન કરવા યોગ્ય છે.

આ પ્રમાણે કલિયુગમાં સંન્યાસનો નિષેધ કર્યો છે. તેનો નિર્ણય નીચે પ્રમાણે છે. કલ્યાણને માટે જે સાધન શાસ્ત્રમાં નિરૂપણ કર્યાં છે તે સર્વ કાલમાં પણ કરી શકે છે. તેનો કોઈ પણ પ્રકારે નિષેધ કરી શકાતો નથી. પરન્તુ તેમાં કરનારના સામર્થ્ય માત્રનો વિચાર કરવાનો છે. સામર્થ્ય નહીં હોય તો કોઈ કાલમાં પણ કરવો યોગ્ય નથી. સામર્થ્ય હોય તો સર્વ કાલમાં પણ કરી શકે છે. સંન્યાસધર્મ કઠિન છે. ત્યાગ સામાન્ય મનુષ્યોને માટે નથી. કલિયુગમાં મનુષ્ય સામર્થ્ય રહિત હોવાથી અસમર્થને માટે સંન્યાસના નિષેધ રૂપ જ પૂર્વનો શ્લોક છે. ઉપર કહેલા શ્લોકમાં કોઈ ઠેકાણે 'અગ્નિહોત્ર' એવો પણ પાઠ છે. તે પક્ષમાં અગ્નિહોત્ર તથા અશ્વમેધાદિ યજ્ઞ એવો અર્થ કરવો જોઈએ.

यावद्वर्णविभागोऽस्ति यावद्वेदः प्रवर्तते ।
तावन्न्यासोऽग्निहोत्रं च कर्तव्यं तु कलौ युगे ॥ यति० ध० सं० पृ० ३ ॥

અર્થ:—જ્યાંસુધી બ્રાહ્મણ, ક્ષત્રિયાદિ જાતિનો વિભાગ હોય અર્થાત્ સર્વ વર્ણ એક રૂપ થઈ ન ગઈ હોય, અને જ્યાંસુધી વેદની પ્રવૃત્તિ હોય, ત્યાંસુધી સંન્યાસ અને અગ્નિહોત્ર કરવોજ યોગ્ય છે. માટે એ નિશ્ચય કરવો યોગ્ય છે કે જ્યાંસુધી વેદની સ્થિતિ છે ત્યાંસુધી વૈદિક

કર્મનો કાલ છે. તેથી જ્યાંસુધી વેદ છે ત્યાંસુધી સંન્યાસાદિક ધર્મોનું આચરણ કરવામાં કોઇ વિચાર કરવાનો જ નથી. પોતાની શક્તિ અનુસાર કરતાજ રહેવું જોઇએ. એટલે એ વાતનો નિશ્ચય થાય છે કે જ્યાંસુધી વેદ છે ત્યાંસુધી વિરક્ત મનુષ્ય અવશ્ય સંન્યાસ લઇ શકે છે. સંન્યાસ ધારણ કરવામાં કોઇ કાલમાં પણ બાધ નથી. તથાપિ વેદાદિક નહીં રહેતાં ધર્મની ઉચ્છૃંખલ અવસ્થામાં સંન્યાસ લેનારને પોતાના ધર્મનુ પાલન કરવામાં કઠિનતા પડશે. તેથી તેનો પણ નિષેધ છે, બીજા કોઇ કારણથી નહીં.

આ પ્રમાણે પૂર્વે કહેલાં નાના પ્રકારનાં પ્રમાણોથી, વૈરાગ્ય હોય તો બ્રહ્મચર્યાશ્રમથીજ, અને વિવાહ થયો હોય તો પુત્ર લાયક થયા પછી, અને પુત્રહીન મનુષ્યને વૈરાગ્ય હોય તો ૭૦ વર્ષની ઉમરે પણ સંન્યાસકાલ બતાવ્યો છે. અને આશ્રમક્રમને અનુસાર સંન્યાસ લેનારને માટે વૈરાગ્ય નહીં હોવા છતાં પણ ૭૫ વર્ષની ઉમર થયા પછી સન્યાસ લેવાની મના નથી. આ નિયમનુ ઉલ્લંઘન કરીને કોઇ સંન્યાસી થતો હોય, અથવા કોઇ શાસ્ત્રને નહીં જાણનાર અવિરક્ત મનુષ્ય તથા બાળક આદિને કોઇ સંન્યાસ આપતુ હોય—એ બને શાસ્ત્રાનુસાર પાપના ભાગી છે એવો પણ નિશ્ચય થાય છે.

ઇતિ સંન્યાસકાલ (વિરક્તિ) નિરૂપણુ અ. ૧૪. સ. ૧. સમાપ્ત. —

## અધ્યાય ૧૪. સર્ગ. ૨.

### વિરક્તિસ્વરૂપનિરૂપણ.

પૂર્વ સર્ગમાં સંન્યાસ ધારણ કરવામાં વિરક્તિ પ્રાપ્ત કરવાની આવશ્યકતા બતાવી છે. આ સર્ગમાં વિરક્તિના સ્વરૂપનું નિરૂપણ કરવામાં આવે છે.

સર્વ વસ્તુનો પરિત્યાગ કરવાની જે ઇચ્છા છે તેજ વૈરાગ્યનું સ્વરૂપ છે.

ब्रह्मादिस्थावरान्तेषु वैराग्यं विषयेष्वनु ।
यथैव काकविष्ठायां वैराग्यं तद्धि निर्मलम् ॥ અપ૦ મૂતિ૦ श्लो. ४ ॥

અર્થ:—જેવી રીતે સર્વ મનુષ્ય કાગડાની વિષ્ટા ઉપર ઘૃણા કરે છે, તેવી રીતે બ્રહ્મલોકથી લઇને પૃથ્વી લોક સુધીના સર્વ ભોગ્ય પદાર્થો ઉપર જ્યારે ઘૃણા ઉત્પન્ન થાય ત્યારે તે વૈરાગ્ય નિર્મળ (શુદ્ધ) અર્થાત્ રાગાદિ રૂપ મળ રહિત વૈરાગ્ય કહેવાય છે. અથવા બ્રહ્માથી લઇને વૃક્ષ સુધીના કોઇ પદાર્થોમાં જ્યારથી ઇચ્છા થાય નહીં ત્યારથી શુદ્ધ વૈરાગ્ય કહેવાય છે.

વળી વિરક્તિના મન્દ તીવ્રાદિ ભેદ છે. તે નીચે પ્રમાણે છે:—

पुत्रदारधनादीनां नाशे तात्कालिकी मतिः ।
धिक् संसारमिति दृक् स्याद्विरक्तेर्मन्दता हि सा ॥ જી. વિ. પ્ર. ૧, શ્લો૦ ૬ ॥

અર્થ:—પુત્ર, સ્ત્રી, ધનાદિનો નાશ થવાથી મનુષ્યને સંસારના પદાર્થોમાં તત્કાલ તુચ્છત્વબુદ્ધિ થાય છે, જેથી તે સર્વ પદાર્થોને ધિક્કારવા લાગે. આવી વિરક્તિને મન્દ વૈરાગ્ય કહે છે. અને—

अस्मिञ्जन्मनि मा भूवन्पुत्रदारादयो मम ।
इति या सुस्थिरा बुद्धिः सा वैराग्यस्य तीव्रता ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—આ જન્મમાં મને પુત્ર, સ્ત્રી, આદિ કદાપિ ન હો એ પ્રકારની જે દૃઢ બુદ્ધિ છે તે વૈરાગ્યની તીવ્રતા છે. અને—

पुनरावृत्तिसहितो लोको मे माऽस्तु कश्चन ।
इति तीव्रतरत्वं स्यान्मन्दन्यासो न कोऽपि हि ॥ „ ॥ ८ ॥

અર્થઃ—જે સ્થાનમાં જવાથી ફરી સંસારમાં જન્મ લેવો પડતો હોય એવા બ્રહ્મલોકની પ્રાપ્તિ પણ મને કદાપિ ન હો એ પ્રકારની જે બુદ્ધિ છે તે વૈરાગ્યનું તીવ્રત્વ છે અર્થાત્ તે તીવ્રતર વૈરાગ્ય છે. તેમાં પ્રથમ કહેલા મન્દ વૈરાગ્યમાં કોઇપણ પ્રકારનો ન્યાસ અર્થાત્ સન્યાસ થઇ શકતો નથી. અર્થાત્ કુટીચર આદિ કોઇપણ સન્યાસ મન્દ વૈરાગ્યમાં હોઇ શકતો નથી.

## સંન્યાસભેદ.

સંન્યાસીના કુટીચર, બહૂદક, હંસ અને પરમહંસ એવા ચાર ભેદ કહ્યા છે.

चतुर्भेदः परिव्राट् स्यात् कुटीचरबहूदकौ ।
हंसः परमहंसश्च वक्ष्यन्ते ते पृथक् पृथक् ॥ वृ. पा स्मृ. अ. ११–६९ ॥

અર્થઃ—સંન્યાસીના ચાર ભેદ છે-૧. કુટીચર, ૨, બહૂદક, ૩. હંસ અને ૪ પરમહંસ. તેમનાં લક્ષણ પણ જૂદાં જૂદાં છે, તે કહીએ છીએ.

पुत्रस्य भ्रातृपुत्रस्य पौत्रदौहित्रयोरपि ।
तद्पान्ते कुटीस्थो यस्तद्गेहवृत्तिभुग्द्विजः ॥ „ ॥ ७० ॥
प्रतिचर्याकृतस्तेऽपि यो वस्त्रपूतवारिपः ।
कन्थात्रिदण्डधृग् शान्त आत्मज्ञः स कुटीचरः ॥ „ ॥ ७१ ॥

અર્થઃ—પુત્ર અથવા ભાઇનો પુત્ર, અથવા પૌત્ર કે પુત્રીનો પુત્ર તેમની સમીપમાં કુટી બાંધીને રહેનાર અને તે પુત્રાદિના ઘરની જ ભિક્ષા ખાનાર (૭૦), તથા તે પુત્રાદિ જ જેની સેવા કરે છે, તથા વસ્ત્રથી ગાળેલા જળને પીએ છે, અને કન્થા (ગોદડી) તથા ત્રિદણ્ડને ધારણ કરનાર શાન્ત જે આત્મજ્ઞાની દ્વિજ છે તેને **કુટીચર** (કુટીચક) સન્યાસી કહે છે. (૭૧).

ज्ञेयो बहूदको नाम यश्च पवित्रपादुकः ।
शिखायज्ञोपवीतादिधातुकाषायवस्त्रधृक् ॥ „ ॥ ७२ ॥
साधुवृत्तिर्द्विजौकस्सु भिक्षाभुगात्मचिन्तकः ।
बहूदकस्त्वयं ज्ञेयः परिव्राट् च त्रिदण्डधृक् ॥ „ ॥ ७३ ॥

અર્થઃ—પવિત્ર પાદુકા, શિખા તથા યજ્ઞોપવીત, તથા કાષાય રૂપ ધાતુથી રંગેલા વસ્ત્રને ધારણ કરનાર (૭૨), તથા સાધુ વૃત્તિ વાળા તથા દ્વિજાતિનાં ઘરમાં ભિક્ષા કરનાર, તથા આત્મ વિચાર કરનાર ત્રિદણ્ડધારી જે સન્યાસી છે તે બહૂદક નામવાળો છે. (૭૩)

एकदण्डधरा हंसा शिखोपवीतधारिणः ।
वार्याचारकराः शान्ता भूतानामभयप्रदाः ॥ „ ॥ ७४ ॥
वसन्त्येकक्षपा ग्रामे नगरे पञ्च शर्वरीः ।
कर्षयन्तो व्रतैर्देहमात्मध्याने सदा रताः ॥ „ ॥ ७५ ॥

અર્થ:—એક દણ્ડ, શિખા તથા યજ્ઞોપવીતને ધારણ કરનાર, તથા સ્નાન શૌચાદિ કરનાર, શાન્ત તથા સર્વ પ્રાણીને અભયદાન દેનાર (૭૪), તથા ગ્રામમાં એક રાત્રિ અને નગરમાં પાંચ રાત્રિ રહેનાર, વ્રતો વડે શરીરને કૃશ કરનાર તથા આત્મધ્યાનમાં તત્પર રહેનાર સંન્યાસીને હંસ કહે છે. અને—

एकदण्डधरा मुण्डाः कन्थाकौपीनवाससः ।
अव्यक्तलिङ्गिनोऽव्यक्ताः सर्वदैव च मौनिनः ॥ ,, ॥ ७६ ॥
शिखादिरहिताः शान्ता उन्मत्तवेषधारिणः ।
भग्नशून्यामरौकस्सु वासिनो ब्रह्मचिन्तकाः ॥ ,, ॥ ७७ ॥
एते परमहंसा वै नैष्ठिका ब्रह्मभिक्षवः ।
उक्तास्तद्व्रतभेदज्ञैरात्मनः प्रार्थनाकराः ॥ ,, ॥ ७८ ॥

અર્થ:—એક દણ્ડ તથા કન્થા, કૌપીન તથા કટિવસ્ત્રને ધારણ કરનાર, તથા જેણે મુણ્ડન કરાવેલું હોય છે, અથવા જે અવ્યક્ત ચિહ્નવાળા છે અર્થાત્ જેની પાસે કોઇ દણ્ડાદિ ચિહ્ન નથી એવા, તથા જે અવ્યક્ત છે અર્થાત્ તે વિદ્વાન્ છે કે મૂઢ છે તે કોઈ જાણી શકે નહીં એવા ગુપ્ત રીતે રહેનાર અને હમેશાં મૌન રાખનાર અર્થાત્ વ્યર્થ ભાષણ નહીં કરનાર (૭૭), અને શિખાદિથી રહિત તથા શાન્ત તથા ઉન્મત્તના જેવા વેષવાળા તથા તૂટેલા ફૂટેલા દેવાલય આદિમાં રહેનાર તથા બ્રહ્મચિન્તન કરનાર (૭૭), એવા નૈષ્ઠિક બ્રહ્મભિક્ષુ (પરમાત્માની પ્રાપ્તિને યોગ્ય ભિક્ષુ) પરમહંસ નામથી કહેવાય છે. આ પ્રમાણે સંન્યાસીના ભેદોને જાણનાર પુરુષોએ આત્મચિન્તન કરનારના ચાર ભેદ કહ્યા છે. (૭૮). વળી.—

जिज्ञासुर्ज्ञानवाँश्चेति परहंसो द्विधा मतः ।
प्राहुर्ज्ञानाय जिज्ञासोर्न्यासं वाजसनेयिनः ॥ जी० मु० वि० श्लो० १२ ॥

અર્થ:—જિજ્ઞાસુ તથા જ્ઞાનવાન્ એવા પરમહંસના બે ભેદ હોય છે. વાજસનેયિ શાખાવાળાઓએ જિજ્ઞાસુને માટે જ્ઞાન પ્રાપ્ત કરવાને સંન્યાસનું કથન કર્યું છે.

एतमेव प्रव्राजिनो लोकमिच्छन्तः प्रव्रजन्ति ॥ बृ.उप.अ.४ब्रा.४कण्डि. २२ ॥

અર્થ:—આ કણ્ડિકાનો અર્થ જાણવાને માટે પ્રથમ "લોક" શબ્દના અર્થ સંબંધી વિવેચન કરીએ છીએ:—

આત્મલોક અને અનાત્મલોક એમ લોક બે પ્રકારના છે. તેમાં અનાત્મલોકના મનુષ્યલોક, પિતૃલોક અને દેવલોક એવા ત્રણ પ્રકારના ભેદ છે:—

अथ त्रयो वाव लोका मनुष्यलोकः पितृलोको देवलोक इति ।
बृ० उप० अ. १ ब्रा. ५ कण्डि. १६ ॥

અર્થ:—મનુષ્યલોક, પિતૃલોક અને દેવલોક એ ત્રણ જ લોક છે. અહીં પિતૃલોક શબ્દથી સ્વર્ગ નામનો ચન્દ્રલોક અને દેવલોક શબ્દથી બ્રહ્મલોક નામનો સત્યલોક કહ્યો છે. આ ત્રણે લોક નાશવાન્ હોવાથી તેમને અનાત્મલોક કહ્યા છે. અને—

" लोकयते अवलोकयते साक्षितया दृश्यमनेनेति लोकः परमात्मा ॥–સાક્ષી રૂપે જેનાથી દશ્ય પદાર્થ જોવાય છે અર્થાત્ સાક્ષી રૂપ થઈને જે દશ્યને જુએ છે તેનું નામ લોક અર્થાત્ **પરમાત્મા છે.** આ પરમાત્મા રૂપ લોકનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાવાળા સંન્યાસનું ગ્રહણ કરે છે.

આ પ્રમાણે પરમાત્માના સ્વરૂપનો સાક્ષાત્કાર કરવાની ઇચ્છાથી જે સંન્યાસ ધારણ કરવામાં આવે છે તેને **વિવિદિષા સંન્યાસ** કહે છે. કેમકે જન્માન્તરમાં અનુષ્ઠાન કરેલાં નિષ્કામ પુણ્ય કર્મોના બલથી ઉત્પન્ન થયેલી પરમાત્માના જ્ઞાનની ઇચ્છાથી આ સંન્યાસનું ગ્રહણ થાય છે. તેથી તેને વિવિદિષા સન્યાસ કહેવામાં આવ્યો છે. આ જ્ઞાનના હેતુ રૂપ વિવિદિષા સંન્યાસ બે પ્રકારનો છે–એક તો જન્મને આપનાર સકામ કર્મના ત્યાગ રૂપ છે, અને બીજો પ્રૈષના ઉચ્ચારણ દ્વારા કાષાય વસ્ત્રાદિ આશ્રમલિંગોના ધારણ રૂપ છે. તેથી સર્વ કામનાઓનો પરિત્યાગ કરીને નિષ્કામ કર્મોનું અનુષ્ઠાન કરનાર ગૃહસ્થાશ્રમીની પણ ગણના વિવિદિષા સંન્યાસીની અંદર છે. કર્મફલનો પરિત્યાગ કરેલો હોવાથી માનસિક ત્યાગ તેમનો પણ છે. આ પ્રકારના ઉદ્દાલક, શ્વેતકેતુ, સનત્કુમાર, નારદ, આદિ સંન્યાસીઓને છાન્દોગ્યોપનિષદ્‌માં, તથા અજાતશત્રુ, યાજ્ઞવલ્ક્ય, મૈત્રેયી, કહોલ, ઉષસ્ત, રાજા જનક, આદિ લોકોને બૃહદારણ્યક ઉપનિષદ્‌માં, તથા ભાગવતાદિ પુરાણોમાં સૂત, શૌનક, કર્દમ, કપિલ, દેવહૂતિ, પ્રિયવ્રત, યદુ, વિદુર, વસુદેવ, ઉદ્ધવ, પરીક્ષિત, આદિને કહ્યા છે. અને "**जिज्ञासुर्ज्ञानवार्थेति**" એ શ્લોકમાં, પ્રૈષોચ્ચારણપૂર્વક કાષાય વસ્ત્ર ગ્રહણાદિ દ્વારા ચતુર્થાશ્રમ સ્વીકાર કરનારને જ કહ્યો છે. તથાપિ નિષ્કામ કર્મયોગી અને ચતુર્થાશ્રમી એ બંનેમાં ત્યાગ ધર્મ છે, કેમકે આશ્રમનો સ્વીકાર કરનાર કર્મનો સ્વરૂપથી જ ત્યાગ કરે છે, અને બીજો કર્મના ફલનેજ પરિત્યાગ કરે છે, સ્વરૂપથી ત્યાગ કરતો નથી. પરન્તુ ત્યાગનું ફલ બંનેને સમાન હોવાથી બંનેની વિવિદિષા સંન્યાસીમાં જ ગણતરી કરી છે. અને વિવિદિષા સંન્યાસ આત્મજ્ઞાન દ્વારા વિદેહમુક્તિનું સાધન છે.

અને ગૃહસ્થાશ્રમમાં જ પૂર્ણ રીતે શ્રવણ, મનન તથા નિદિધ્યાસન કરવાથી જેને આત્મ સાક્ષાત્કાર થયો છે, કેવલ જીવન્મુક્તિના સુખને માટે સંન્યાસ ધારણ કરે છે, તે **વિદ્વત્‌સંન્યાસ** કહેવાય છે. યાજ્ઞવલ્ક્યજીએ વિદ્વત્‌સંન્યાસને ધારણ કર્યો હતો. કેટલાક લોકોને એવી પણ શંકા થાય છે કે જ્યારે આત્મજ્ઞાનજ મોક્ષનું સાધન છે અને તે ગૃહસ્થાશ્રમમાં જ જેને થઇ ગયું છે તેનો મોક્ષ તો નિશ્ચય જ છે, તો પછી સંન્યાસ ધારણ કરવાનું શું પ્રયોજન છે? ઘરમાં જ બેસી રહીને જીવન્મુક્તિનું સુખ શા માટે ન ભોગવવામાં આવે? તેનું નીચે પ્રમાણે સમાધાન છે.

કાલના સમયના મનુષ્યો જેને જીવન્મુક્તિ કહે છે તે સર્વ કોઇ શીઘ્ર અનુભવ કરી શકે છે. પરન્તુ ધર્માચરણ કરનારને માટે જીવન્મુક્તિના સુખનો અનુભવ કઠિન છે. કારણ કે કોઇપણ ધાર્મિક અથવા વ્યાવહારિક કામ કરવું નથી, ફક્ત ખાઇ પીને મોજથી સૂતા રહેવું, અથવા પત્તાં આદિ ખેલતા રહેવું, અથવા ગપ મારતા રહેવું તેને કેટલાક લોક જીવન્મુક્તિ સમજે છે. તે લોકની દૃષ્ટિમાં જીવન્મુક્તિનું સુખ પૈસાવાળાને અથવા અન્ય કેટલાક આળસુ લોકોને પણ શીઘ્ર મળે છે. પરન્તુ બીજા લોકોને પોતાના ધર્માનુસાર ફરજ બજાવવાનો નિયમ હોય છે. તેઓ "જો હું તેને પૂર્ણ નહીં કરૂં તો પતિત થઇ અધોગતિને પ્રાપ્ત થઇશ" એવા નિશ્ચયવાળા હોય છે. તેથી તેવા લોકોને ધર્મનું અનુષ્ઠાન કરવામાં શરીરનું કષ્ટ ઉઠાવવુંજ

પડે છે. અને સંસારનાં દુઃખોને નિવૃત્ત કરવાની ઇચ્છાવાળા હોવાથી અન્તઃકરણની શુદ્ધિ સુધી અવશ્ય કરવું જ પડે છે. અન્તઃકરણની શુદ્ધિ સંપાદન કરવી અથવા નિષ્કામ કર્મ કરવું એ સર્વ તત્ત્વજ્ઞાનની ઇચ્છાવાળા મુમુક્ષુને માટે છે. પરન્તુ હવે તો અન્તઃકરણની શુદ્ધિ સુધી કર્મ પણ કર્યાં, અને શ્રવણાદિ સાધનો દ્વારા આત્મસાક્ષાત્કાર પણ કર્યો. વળી ગૃહસ્થાશ્રમના ધર્મો પાળવામાં બહુ કલેશ પણ થાય છે. જ્યાંસુધી તે આશ્રમમાં છે ત્યાંસુધી તેના નિયમાનુસાર કર્મો નહીં કરે તો અપરાધી પણ થાય છે. માટે સર્વનો પરિત્યાગ કરીને જીવન્મુક્તિના સુખનો અનુભવ કરવો જોઇએ; અને બ્રહ્મનિષ્ઠામાં મગ્ન રહેવુંજ જોઇએ એવી ઇચ્છા વિવેકી મનુષ્યને અવશ્ય થાય છે જ. બીજા અવિવેકી આળસુ અને વિષયાસક્તની જીવન્મુક્તિ અને મોક્ષ પણ ઘરમાં જ હોય છે. અનેક પ્રકારના વ્યવહારના ઝઘડાવાળા તથા વૈદિક ધર્મના અનુષ્ઠાન કરવાના નિર્બન્ધવાળા ગૃહસ્થાશ્રમમાં રહીને પણ જ્ઞાન સંપાદન કરી શકાય છે, તથાપિ તે બહુ જ દુર્લભ મનુષ્યથી જ બને છે. પરન્તુ તેમાં પણ જો કોઇ સમર્થને જ્ઞાન પ્રાપ્ત થયું પણ હોય તોપણ તે હમેશાં યાજ્ઞવલ્ક્ય આદિનું દૃષ્ટાન્ત લઇને જીવન્મુક્તિને માટે સંન્યાસ લેવાને ચહાય છે, કેમકે યાજ્ઞવલ્ક્યજી મહાન્ સમર્થ તત્ત્વવેત્તા હોઇને પણ જીવન્મુક્તિના સુખને માટે તેમણે સંન્યાસ લીધો હતો. અને અજ્ઞાની વિષયાસક્ત કાંઇ સત્કર્મ ન પણ કરતો હોય અને કાંઇ જ્ઞાન પણ પ્રાપ્ત થયું પણ ન હોય, છતાં ત્યાગ નહીં કરવાને બહાને હમેશાં જનકનું જ દૃષ્ટાન્ત આપતા રહે છે. પરન્તુ જનકનો રાજ્યત્યાગ તો પહેલાં કહેવામાં આવ્યો છે. માટે તત્ત્વજ્ઞાનીનો વિદ્વત્ સંન્યાસ બરાબર જ છે.

"जिज्ञासुर्ज्ञानवाँश्चेति" એ શ્લોકમાં 'જ્ઞાનવાન્' શબ્દથી વિદ્વત્ સંન્યાસી પરમહંસને, અને જીજ્ઞાસુ શબ્દથી વિવિદિષા સંન્યાસી રૂપ પરમહંસને કહ્યા છે. અને વિદ્વત્સંન્યાસનું ફલ જીવન્મુક્તિ છે.

જેવી રીતે સ્મૃતિમાં કુટીચર આદિ સંન્યાસીના ભેદ બતાવ્યા છે, તેવી રીતે સંન્યાસોપનિષદ્માં પણ—

**वैराग्यसंन्यासी ज्ञानसंन्यासी ज्ञानवैराग्यसंन्यासी कर्मसंन्यासीति चातुर्विध्यमुपागतः ॥** सं. उ. अ. २ कण्डि. १३ ॥

વૈરાગ્યસંન્યાસી, જ્ઞાનસંન્યાસી, જ્ઞાનવૈરાગ્યસંન્યાસી તથા કર્મસંન્યાસી એમ સંન્યાસીના ચાર પ્રકારના ભેદ પ્રાપ્ત થયા એમ કહ્યું છે.

એ પ્રમાણે સંન્યાસીના ચાર પ્રકારના ભેદનું કથન કરીને તેમનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છેઃ—

પૂર્વે કરેલાં પુણ્યકર્મથી આ લોક સંબન્ધી તથા પરલોક સંબંધી વિષયોથી વિરક્ત થઇને જે સંન્યાસી થાય છે તે **વૈરાગ્યસંન્યાસી** કહેવાય છે. અને શાસ્ત્રના જ્ઞાનથી પાપ તથા પુણ્યના અનુભવના શ્રવણથી સંસારથી ઉપરામ પામીને દેહવાસના તથા શાસ્ત્રવાસના તથા લોકવાસના એ ત્રણ વાસનાનો પરિત્યાગ કરીને સાધનચતુષ્ટય સંપન્ન થઇને જે સંન્યાસી થાય છે તે **જ્ઞાનસંન્યાસી** કહેવાય છે. અને ક્રમે સર્વનો અભ્યાસ કરીને તથા સર્વનો અનુભવ કરીને જ્ઞાન વૈરાગ્યથી સ્વરૂપના અનુસન્ધાન દ્વારા દેહમાત્રથી શેષ રહી અર્થાત્ જેવી રીતે જન્મ વખતે કોઇપણ પ્રકારના પરિગ્રહ વિના જન્મ્યો હતો, તેવી રીતે સર્વ પ્રકારના પરિગ્રહ વિના જે સંન્યાસી થાયછે તે **જ્ઞાનવૈરાગ્યસંન્યાસી** કહેવાય છે. અને બ્રહ્મચર્યાશ્રમ

સમાપ્ત કરીને ગૃહસ્થાશ્રમી થવું, ગૃહસ્થ થઇને પછી વાનપ્રસ્થાશ્રમી થવું, અને વાનપ્રસ્થાશ્રમથી, વૈરાગ્ય ન હોવા છતાં પણ, આશ્રમક્રમને અનુસાર જે સંન્યાસી થાય છે તે કર્મસંન્યાસી કહેવાય છે. આ ૭ પ્રકારના હોય છે. તેમાં કુટીચક, બહૂદક અને હંસ તથા પરમહંસ એ ચારનાં નામ પ્રથમ કહ્યાં છે. તેથી અતિરિક્ત તુરીયાતીત અને અવધૂત એ બે મળી ૭ પ્રકારના સંન્યાસી કહ્યા છે. તેમાં **જિજ્ઞાસુ** અને **જ્ઞાનવાન્** એવા પરમહંસના બે ભેદ પહેલાં કહ્યા છે. તેમાં જેને જ્ઞાનવાન્ પરમહંસ કહ્યા છે તેને જ, મનનો નાશ તથા વાસનાનો ક્ષય થયે **તુરીયાતીત** કહે છે. અને તેમાંના જે અનિયત વ્યવહારવાળા છે તે **અવધૂત** કહેવાય છે. આ બંને પણ જ્ઞાનસંન્યાસીના ભેદ છે. તેઓ પતિતાદિને છોડી સર્વ વર્ણોમાં અજગર વૃત્તિથી નિર્વાહ કરવામાં તત્પર રહે છે.

## વિરક્તિભેદ.

આ પ્રમાણે પ્રસંગથી પ્રાપ્ત થયેલા સંન્યાસીના ભેદનું નિરૂપણ કરીને હવે વૈરાગ્યનું નિરૂપણ કરીએ છીએ.

યોગશાસ્ત્રાદિ ગ્રન્થોમાં વૈરાગ્યની ચાર અવસ્થા કહી છે-૧. યતમાન સંજ્ઞા અર્થાત્ યતમાન નામનો, ૨. વ્યતિરેક, ૩. એકેન્દ્રિય અને ૪. વશીકાર. તેમનું વિવેચન નીચે પ્રમાણે છે. ચિત્તમાં રાગાદિ દોષ છે, તેથી ઇન્દ્રિયો વિષયોમાં પ્રવૃત્ત થાય છે, તે પ્રવૃત્ત નહીં થવી જોઇએ-એવો વિચાર કરીને ઇન્દ્રિયોને વિષયોમાંથી હટાવવાને માટે દોષદૃષ્ટિ રૂપ પ્રયત્ન કરવામાં આવે છે. તે સમયે પણ કંઇક વૈરાગ્ય તો થાય છે. તથાપિ પૂર્ણ વૈરાગ્ય પ્રાપ્ત કરવાને માટે યત્ન કરે છે. તે અવસ્થાના વૈરાગ્યનું નામ **યતમાન** વૈરાગ્ય છે. કંઇક કાલ વૈરાગ્ય પ્રાપ્ત કરવાને માટે યત્ન કરવાથી કેટલાક દોષ નિવૃત્ત થયા છે, કેટલાક દોષ નિવૃત્ત થાય છે, અને કોઇક હજુ નિવૃત્ત થવાના બાકી છે-એવી અવસ્થા આવી જાય છે. તે સમયમાં અભ્યાસી મનુષ્ય "મારા અન્તઃકરણના કેટલા દોષ નિવૃત્ત થયા, કેટલા નિવૃત્ત થાય છે અને કેટલા નિવૃત્ત થવાના બાકી છે-એ પ્રકારનો વિચાર કરીને નિર્ણય કરે છે તે અવસ્થાના વૈરાગ્યને **વ્યતિરેક વૈરાગ્ય** કહે છે. આ વૈરાગ્યની બીજી અવસ્થા છે. નિવૃત્ત થયેલા દોષોને જૂદા કરીને નિશ્ચય કરી લે છે, માટે તેને વ્યતિરેક વૈરાગ્ય કહ્યો છે. વ્યતિરેક વૈરાગ્ય પ્રાપ્ત થયા પછી અભ્યાસી મનુષ્ય બાકી રહેલા દોષોને નિવૃત્ત કરવાને માટે પ્રયત્ન કરે છે, ત્યારે તેના ચિત્તની પ્રવૃત્તિ એવી થઇ જાય છે કે વિષય પદાર્થોમાં કંઇક પ્રીતિ રહે છે પરન્તુ ઇન્દ્રિયો વિષયોમાં પ્રવૃત્ત થતી નથી. તે અવસ્થાના વૈરાગ્યને **એકેન્દ્રિય** વૈરાગ્ય કહે છે, કેમકે તે સમયમાં વિષયોનો આશ્રય કેવળ એક મન રૂપ ઇન્દ્રિય જ લે છે. અને મનમાં રહેલી પ્રીતિની પણ નિવૃત્તિ થતાં જ્યારે આ લોક અને પરલોક સંબન્ધી સર્વ પ્રકારના ભોગ્ય પદાર્થ હોવા છતાં પણ તે પદાર્થોનો અનુભવ લેવાની ઇચ્છા રહેતી નથી, ત્યારે તે વૈરાગ્યને **વશીકાર** વૈરાગ્ય કહે છે.

**दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥यो.द.पा.१ सू.१६॥**

અર્થ:—અહીં પૃથ્વીલોકમાં જે પદાર્થો જોવામાં આવે છે તેમને દૃષ્ટ પદાર્થ કહે છે. અને જે શાસ્ત્રદ્વારા સાંભળવામાં-જાણવામાં આવે છે તેમને આનુશ્રવિક કહે છે. સ્વર્ગલોકાદિમાં હોના દિવ્ય ભોગોને કોઇ પ્રત્યક્ષ દેખતા નથી, શાસ્ત્રદ્વારા સાંભળે જ છે. તેથી તે સ્વર્ગાદિના ભોગને આનુશ્રવિક કહે છે. આ બંને પ્રકારના ભોગમાં આસક્તિ તથા દ્વેષથી રહિત જે

ઉપેક્ષાબુદ્ધિ છે તેનું નામ **વશીકાર વૈરાગ્ય** છે. આ વશીકાર નામના વૈરાગ્યનું યોગશાસ્ત્રમાં **અપરં વૈરાગ્ય** એવું પણ નામ છે.

**तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ॥ " ॥ १६ ॥**

અર્થ:—સંપ્રજ્ઞાત સમાધિના અભ્યાસથી ત્રિગુણાત્મક (સત્ત્વ, રજસ્, તમસ્ રૂપ) પ્રકૃતિથી વિરક્ત મનુષ્યને **પુરુષખ્યાતિ** પ્રાપ્ત થાય છે. એ સંપ્રજ્ઞાત સમાધિના ફલ રૂપ પુરુષખ્યાતિમાં પણ ઇચ્છા ન રહેવી તેનુ નામ **પરવૈરાગ્ય** છે. પુરુષ શુદ્ધ અને અનન્ત છે, અને તેથી વિપરીત અશુદ્ધ અને અન્તવાળી પ્રકૃતિ (પ્રધાન) છે–આ પ્રકારના પુરુષના સ્વરૂપના સાક્ષાત્કાર( વિવેકદર્શન )ને પુરુષખ્યાતિ અથવા **સત્ત્વપુરુષાન્યતાખ્યાતિ** કહે છે. આ સંપ્રજ્ઞાત સમાધિના ફલરૂપ છે. તેથી મુમુક્ષુ પુરુષ આ પ્રકારની પુરુષખ્યાતિ ( વિવેકજ જ્ઞાન )ની પ્રાપ્તિ કરવાને માટે પ્રથમ આ લોક સંબંધી તથા પરલોક સંબન્ધી વિષયોમાં દોષદૃષ્ટિ કરે છે. દોષદૃષ્ટિથી તે વિષયોથી વિરક્ત થાય છે અર્થાત્ પહેલા કહેલા વશીકાર ( અપર ) વૈરાગ્યને પ્રાપ્ત કરે છે. તે વડે તે સંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ કરવાને યોગ્ય થાય છે. અને સંપ્રજ્ઞાત સમાધિનો અભ્યાસ કરતાં કરતાં તેને સંપ્રજ્ઞાત સમાધિના ફલ રૂપ તથા અસંપ્રજ્ઞાત સમાધિના અન્તરંગ (મુખ્ય) સાધનરૂપ પુરુષખ્યાતિની પ્રાપ્તિ થાય છે. ફરી પણ અભ્યાસ કરવાથી પુરુષખ્યાતિમાં પણ વિરક્ત થઇને અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિત થાય છે. જ્યારે સંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિત થાય છે, ત્યારે અપર વૈરાગ્ય દૃઢ થાય છે. અને જ્યારે અસંપ્રજ્ઞાત સમાધિમાં સ્થિત થાય છે, ત્યારે પર વૈરાગ્ય દૃઢ થાય છે. બે પ્રકારની સમાધિનિષ્ઠાના ભેદથી વૈરાગ્યના પણ બે ભેદ કહ્યા છે. અને અપર વૈરાગ્યની અવસ્થામાં વિષયોમાં દોષદર્શનથી શબ્દાદિ રૂપ વિષયોમાં જ વૈરાગ્ય થાય છે, વિવેકજ જ્ઞાન (પુરુષખ્યાતિ)માં વૈરાગ્ય થતો નથી. અને પરવૈરાગ્યની અવસ્થામાં ગુણવિષયક વિવેકજ જ્ઞાનમાં પણ વૈરાગ્ય થાય છે. અને વિવેકજ જ્ઞાન થવા છતાં પણ અજ્ઞાનની નિવૃત્તિ થતી નથી. તેથી વિવેકજ જ્ઞાનને પણ ગુણ વિષયક જ કહે છે. ગુણોમાં વિરક્તિ થવી તેને **પરવૈરાગ્ય** કહ્યો છે.

સત્ત્વ, રજઃ અને તમઃ એ ત્રણ ગુણોની સમાન અવસ્થાનું નામ પ્રકૃતિ છે. બુદ્ધિ આદિ તથા અન્ય સર્વ જગતના પદાર્થ પ્રકૃતિના પરિણામ રૂપ હોવાથી તેમને પ્રકૃતિના અથવા ગુણોનું કાર્ય કહેવામાં આવ્યું છે. શાસ્ત્રોમાં બહુ કરીને, પ્રકૃતિ અથવા પ્રધાનથી પુરૂષનું વિવેચન કરવું જોઇએ, એવો લેખ ઘણો થોડો જોવામાં આવે છે. પરન્તુ બુદ્ધિથી પુરૂષનો વિવેક કરવો જોઇએ એવો લેખ વિશેષ જોવામાં આવે છે, કેમકે સૂક્ષ્મ રૂપ પ્રકૃતિનો અનુભવ શીઘ્ર થતો નથી. તેથી કોઇ પણ સ્થાનમાં બુદ્ધિથી પુરુષનો વિવેક અથવા પ્રકૃતિથી પુરુષનો વિવેક એવો લેખ જોવામાં આવે તો ત્યાં બુદ્ધિ અને પ્રકૃતિ એ બંનેથી પુરુષનો વિવેક (સાક્ષાત્કાર) સમજવો જોઇએ. માટે બુદ્ધિ અને પ્રકૃતિથી પુરુષના વિવેકદર્શનથી થતા સંપૂર્ણ ગુણોમાં તથા ગુણોના કાર્યમાં જે વૈરાગ્ય છે તે પર વૈરાગ્ય છે, એવો સૂત્રનો અર્થ છે.

વિવેકદર્શનનું સ્વરૂપ ઉપર કહેવામાં આવ્યું છે. અને પર વૈરાગ્યવાળા મુમુક્ષુને સમાધિના ફલરૂપ સર્વભાવાધિષ્ઠાતૃત્વાદિ અનેક સિદ્ધિઓમાં પણ ઇચ્છા થતી નથી એમ યોગશાસ્ત્રમાં કહ્યું છે. જેવી રીતે એક મામુલી સેવકના ઉપર કોઇ આક્રમણ કરે છે, તેજ રીતે સંપૂર્ણ

પદાર્થો ઉપર આક્રમણ કરવું તેનું નામ સર્વભાવાધિષ્ઠાતૃત્વ છે. આદિ શબ્દથી સર્વ પ્રકારની વસ્તુના જ્ઞાનનું ગ્રહણ કરવાનું છે.

प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥

यो. द. पा. ४ सू. २९ ॥

અર્થઃ—વિવેકજ્ઞાનના ફલમાં પણ ઈચ્છા રહિત વિરક્તને વિવેકખ્યાતિ હમેશાં અચલ રહે છે. માટે તેને ધર્મમેઘ સમાધિ થાય છે અર્થાત્ અસંપ્રજ્ઞાત સમાધિ થાય છે. આ યોગની અવધિ રૂપ સમાધિ છે. धर्मं प्रत्यग्ब्रह्मैक्यसाक्षात्कारः तं मेहति सिञ्चति वर्षतीति धर्ममेघः ॥ અર્થાત્ જીવબ્રહ્મની એકતાના અનુભવ રૂપ ધર્મને જે વર્ષાવે તેનું નામ ધર્મમેઘ સમાધિ છે. જ્યાંસુધી ચિત્તમાં ઉત્થાનવૃત્તિ હોય છે, ત્યાંસુધી હમેશાં વિવેકખ્યાતિ બની રહેતી નથી. ઉત્થાન રૂપ વૃત્તિ જ્યારે નષ્ટ થાય છે, ત્યારે વિવેકખ્યાતિ હમેશાં રહે છે. તેથી ધર્મમેઘ સમાધિની પ્રાપ્તિ પણ થાય છે. માટે મુમુક્ષુ પુરુષે હમેશાં પર વૈરાગ્ય પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. કોઇ પણ પ્રકારના સંસારના પદાર્થોની તથા પૂજા પ્રતિષ્ઠા આદિની ઇચ્છા કરનાર મનુષ્યને મોક્ષની સાથે કોઇપણ પ્રકારનો સંબન્ધ હોઇ શકતો નથી. તે વાત—

स्थान्युपनिमन्त्रणे सङ्गस्मयाऽकरणं पुनरनिष्टप्रसंगात् ॥

यो० द० पा० ४ सू० ५१ ॥

આ યોગસૂત્રથી પણ સ્પષ્ટ કહી છે. તત્તત્સ્થાનમાં અધિકારી ચક્રવર્તિ રાજા તથા ઇન્દ્રાદિક દેવલોક આદિ સ્થાનોમાં બેઠેલા તે સ્થાનોના સ્વામી ચક્રવર્તી રાજા તથા ઇન્દ્રાદિ દેવતા પણ આવીને યોગીને પ્રાર્થના કરે છે અર્થાત્ અમે લોક આપના સેવક છીએ, આ રાજમહેલ અથવા દેવલોકની ઇન્દ્રપુરી આપને નિવાસ કરવા યોગ્ય સ્થાન છે, આપ અહીં નિવાસ કરો તથા આ વૈભવોનો ઇચ્છાનુસાર ભોગ કરો, અને અમે લોક આપની સેવામાં હાજર રહીશું—આ પ્રકારે પ્રાર્થના કરવા છતાં પણ તે તે ભોગ્ય પદાર્થમાં પ્રીતિ કરે નહીં. અને આટલા મોટા રાજા તથા દેવતા લોક આવીને મારી આગળ પ્રાર્થના કરે છે અને સેવા કરવાને માટે તૈયાર રહે છે—આવા પ્રકારનું અભિમાન પણ ન કરે, કેમકે તેમ કરવાથી, સમાધિને પ્રાપ્ત થયા છતાં પણ ફરીથી સંસારને પ્રાપ્ત થાય છે. માટે પોતાના વૈરાગ્યની રક્ષા કરવી તે જ મુમુક્ષુનો પ્રથમ ધર્મ છે. તેની રક્ષા કર્યા વિના સર્વ પ્રયત્ન વ્યર્થ છે.

આ કારણથી મન્દ વૈરાગ્યની અવસ્થામાં કોઇપણ પ્રકારનો સંન્યાસ થઇ શકતો નથી એ પ્રથમ કહેવામાં આવ્યું છે. માટે તીવ્ર તથા તીવ્રતર વૈરાગ્યની અવસ્થામાં જ આ ચારે પ્રકારના સંન્યાસ કહ્યા છે. તે નીચે કહીએ છીએ.

यात्राद्यशक्तिशक्तिभ्यां तीव्रेऽभ्यासद्वयं भवेत् ।
कुटीचको बहूदकश्चेत्युभावेतौ त्रिदण्डिनौ ॥ जी. मु. वि. प्र. ९ श्लो. १ ॥

અર્થઃ—ગ્રામમાં ફરવું તથા ઘરને છોડી બીજાનાં ઘરોમાંથી ભિક્ષા લાવી નિર્વાહ કરવો ઇત્યાદિ કર્મો કરવાની શક્તિ ન હોવી અથવા હોવી તે નિમિત્તથી તીવ્ર વૈરાગ્યની અવસ્થામાં કુટીચક અને બહૂદક એવા બે પ્રકારના સંન્યાસ લેવાય છે. અને આ બને વાંસના ત્રણ દંડ ધારણ કરનાર હોય છે. અને—

द्वयं तीव्रतरे ब्रह्मलोकमोक्षविभेदतः ।
तल्लोके तत्त्वविद्धंसो लोकेऽस्मिन्परहंसकः ॥ ,, ॥ १० ॥

અર્થઃ—તીવ્રતર વૈરાગ્ય હોય ત્યારે હંસ અને પરમહંસ એવા બે પ્રકારના સંન્યાસ લેવાય છે. તે બને બ્રહ્મલોક તથા મોક્ષની ઇચ્છાના ભેદથી છે એ બને મધ્યે હંસ બ્રહ્મલોકમા તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કરે છે અને આ લોકમા જ જે તત્ત્વવેત્તા સંન્યાસી હોય છે તે પરમહંસ હોય છે. આ શ્લોકમા વિદ્વત્સંન્યાસીને પરમહંસ કહ્યા છે. અને જિજ્ઞાસુ વિવિદિષાસન્યાસને ગ્રહણ કરનાર પરમહંસના ભેદને ઉપર કહ્યો છે.

આ પ્રમાણે મન્દ વૈરાગ્યમાં સંન્યાસનો નિષેધ કરીને સન્યાસને પરમહંસ સન્યાસી થવાને માટે અવસ્ય તીવ્ર વૈરાગ્ય હોવો જોઇએ એવો પણ નિશ્ચય કર્યો છે. આ જગત્મા નાના પ્રકારની વસ્તુઓ જોવામાં આવે છે. કોઇ પણ વસ્તુમાં કોઇ મનુષ્યને ઇચ્છા રહેતી હોય તો તે મનુષ્ય તે વસ્તુનો કદાપિ પરિત્યાગ કરતો નથી તે તેનો અવસ્ય સંગ્રહ કરવાને માટે પ્રયત્ન કરે છે. મોક્ષને માટે સર્વ વસ્તુમાં ઇચ્છાના અભાવ રૂપ વૈરાગ્ય જ પ્રથમ સાધન છે.

निर्वेदादेव निर्वाणं न किंचिद्विचिन्तयेत् ।
सुखं वै ब्राह्मणो ब्रह्म निर्वेदादधिगच्छति ॥ म.भा.शा.प.अ. १८९–१७ ॥

અર્થઃ—વૈરાગ્યથી જ મોક્ષની પ્રાપ્તિ થાય છે. મુમુક્ષુ પુરુષ એ બ્રહ્માનન્દ રૂપ સુખને વૈરાગ્યથી જ પ્રાપ્ત કરે છે. તેથી મુમુક્ષુ મોક્ષને છોડી અન્ય કોઇપણ પદાર્થની ચિન્તા કરે નહીં અર્થાત્ પુત્ર ધનાદિક સર્વ પ્રદાર્થોની ઇચ્છાનો પરિત્યાગ જ કરે. વળી—

न बाह्यं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति भारत ।
शारीरं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति वा न वा ॥ म.भा. शा. प. अ. १३–१ ॥

અર્થઃ—બાહ્ય દ્રવ્ય જે ધન, જમીન, આદિ વસ્તુ છે તેનો જ કેવળ ત્યાગ કરવાથી મોક્ષરૂપ સિદ્ધિ થતી નથી. પરન્તુ શરીરમાં હોતા રાગ દ્વેષાદિ દ્રવ્યનો પરિત્યાગ કરવાથી જ મોક્ષરૂપ સિદ્ધિ મળે છે. રાગ દ્વેષાદિયુક્ત અન્તઃકરણવાળાને મોક્ષની પ્રાપ્તિ થવી સંભવ નથી. રાગવાળાને પુણ્ય કર્મના બળથી કદાપિ પુણ્યલોક પણ મળી શકે છે. પરન્તુ દ્વેષી મનુષ્યને નરક સિવાય બીજી ગતિ નથી. આ વાતનો નિશ્ચય જ છે. અને જેણે રાગદ્વેષાદિનો પરિત્યાગ કર્યો છે, તથાપિ આત્મસાક્ષાત્કાર થયો નથી, તેને પણ મોક્ષ મળવાનો નથી, કેમકે રાગદ્વષાદિનો જેણે ત્યાગ કર્યો છે એવા મનુષ્યને પણ આત્મજ્ઞાન થવુ બહુ જ કઠણ છે. તે કારણથી શ્લોકમાં "शारीरं द्रव्यमुत्सृज्य सिद्धिर्भवति" એ પંકિતની આગળ "वा न वा" એમ કહ્યુ છે. મનુષ્ય જ્યાંસુધી રાગદ્વેષાદિનો પરિત્યાગ કરતો નથી ત્યાં સુધી મમતા આદિ પણ તજી શકતો નથી. મમતાને મહાન્ દુઃખનું કારણ કહ્યું છે.

द्व्यक्षरं तु भवेन्मृत्युस्त्र्यक्षरं ब्रह्म शाश्वतम् ।
ममेति च भवेन्मृत्युर्निर्ममेति च शाश्वतम् ॥ ,, ॥

અર્થઃ—જે **मम** (મારૂં) એ બે અક્ષર છે તે જ મૃત્યુ છે અર્થાત્ મારાપણાવાળો કોઇ દિવસ મૃત્યુની જાળમાંથી છૂટતો નથી. **निर्मम** અર્થાત્ મમતાનો જે અભાવ છે તેજ હમેશાં રહેનાર બ્રહ્મ રૂપ છે. માટે જે મમતાવાળો મનુષ્ય છે તે મૃત્યુને પ્રાપ્ત થાય છે, અને જે મમતા રહિત છે તે મોક્ષને પણ પ્રાપ્ત થાય છે. વળી—

अथवा वसतो राजन् वने वन्येन जीवतः ।
द्रव्येषु यस्य ममता मृत्योरास्ये स वर्तते ॥ ॥ १० ॥

અર્થ:—કોઈ મનુષ્ય વનમાં રહેતો હોય, અને વનમાં થતાં ફલમૂલ આદિ વડે નિર્વાહ ચલાવતો હોય તો પણ શું ? જેને ધનાદિમાં મમતા છે તે મૃત્યુના મુખમાં જ રહે છે. અર્થાત્ એવા મનુષ્યને વનમાં રહેવું નિષ્ફલ છે.

વળી ભાગવત તથા શિવપુરાણ આદિ ગ્રન્થોએ પણ મુમુક્ષુને માટે વૈરાગ્યની આવશ્યક્તા બતાવી છે.

मतिर्न कृष्णे परतः स्वतो वा मिथोऽभिपद्येत गृहव्रतानाम् ।
अदान्तगोभिर्विशतां तमिस्रं पुनः पुनश्चर्वितचर्वणानाम् ॥

भा. पु. स्क. ७ अ. ५–६० ॥

અર્થ:—જે લોક ગૃહસ્થાશ્રમમાં જ આસક્તિવાળા છે, અને પોતાને વશ નહીં એવી ઇન્દ્રિયો વડે જેઓ, સંસાર પ્રાપ્તિના હેતુ રૂપ વારંવાર ભોગવેલા વસ્તુનો જે ભોગ તેને ભોગવે છે, એવા લોકોને પોતાની મેળે અથવા બીજાના ઉપદેશ દ્વારા પણ ભગવાનમાં બુદ્ધિ થતી નથી. તેથી કરીને જે વિરક્ત છે તેજ ભગવાનમાં પ્રીતિવાળા હોય છે એવો નિશ્ચય થાય છે.

दृष्टे तथाऽनुश्रविके विरक्तं विषये मनः ।
यस्य तस्याधिकारोऽस्ति योगे नान्यस्य कस्यचित् ॥शि.पु.उ.वा.सं.अ.१७-१२॥

અર્થ:—જેનું ચિત્ત આ લોક સંબન્ધી તથા પરલોક સંબન્ધી વિષયોમાં વિરક્ત છે તેને જ યોગ અથવા સંન્યાસમાં અધિકાર છે, બીજા કોઇને નહિ. આ શ્લોકથી યોગ, સંન્યાસ, આદિ સર્વ સાધનોને માટે વિરક્તિને જ પ્રધાન બનાવી છે. ત્યાગ કરવાની ઇચ્છાજ વિરક્તિનું સ્વરૂપ છે. શ્રુતિ પણ વિરક્તિ રૂપ ત્યાગને જ મોક્ષનું સાધન બતાવે છે.

न कर्मणा न प्रजया धनेन त्यागेनैके अमृतत्वमानशुः ॥

कै. उ. ख १ मं. ३ ॥ कै. य. वे. तै. आ. प्र. १० अनु० १० ॥

અર્થ:—અગ્નિહોત્રાદિ કર્મથી અથવા પુત્રથી અથવા ધનથી કોઇને પણ મોક્ષની પ્રાપ્તિ થતી નથી. પરંતુ કર્મફલોની ઇચ્છા તથા પુત્રની ઇચ્છા તથા ધનની ઇચ્છા ઇત્યાદિનો પરિત્યાગ કરવાથી જ સર્વને મોક્ષની પ્રાપ્તિ થાય છે.

### જ્ઞાનનાં સાધન.

વળી ત્યાગપ્રધાન હોવાથી જ સંન્યાસને વેદમાં પ્રધાન કહ્યો છે. જ્ઞાનનાં સાધનો મધ્યે સંન્યાસને પ્રધાન બતાવવાને માટે કૃષ્ણ યજુર્વેદ તૈત્તિરીયારણ્યકના ૧૦ મા પ્રપાઠકમાં સત્યાદિ સાધનોને શ્રેષ્ઠ બતાવી અન્તમાં સંન્યાસને સર્વથી શ્રેષ્ઠ સાધન કહ્યું છે.

सत्यं परं परꣳ सत्येन सुवर्गाल्लोकाच्च्यवन्ते कदाचन सताꣳ हि सत्यं तस्मात्सत्ये रमन्ते ॥ कृ. य. तै. आ. प्र. १० अनु. ६२ ॥

અર્થ:—નેત્રાદિ ઇન્દ્રિયો વડે જે વસ્તુને જેવી દીઠી હોય અને જેવી સાંભળી હોય તે વસ્તુને તેવી રીતેજ કહેવી તેનું નામ સત્ય છે. જેવી રીતે પરબ્રહ્મ પરમાત્મા સત્ય સ્વરૂપ

છે અર્થાત્ બાધને યોગ્ય નથી, તેવી રીતે સત્ય વચન પણ બાધ રહિત છે. સત્ય બોલનારને કદાપિ કોઈપણ પ્રકારનો બાધ આવી શકતો નથી. અને મરણ પર્યન્ત સત્ય ભાષણ કરવાથી સ્વર્ગલોકથી કદાપિ પડતા નથી અને મિથ્યાભાષણ કરનાર કોઈ પુણ્યકર્મના પ્રભાવથી સ્વર્ગને પ્રાપ્ત થયા હોવા છતાં પણ મિથ્યાભાષણરૂપ દોષથી કર્મોના ફલનો સંપૂર્ણ અનુભવ નહીં કરતા સ્વર્ગથી પડે છે. જે કારણથી સન્માર્ગમાં ચાલનાર ઋષિઓના ધર્મરૂપ યથાર્થ ભાષણ છે, તે કારણથી સત્યવાદીપણુ જ મોક્ષનું શ્રેષ્ઠ સાધન છે. એવુ કોઈ મહાન્ લોક કથન કરતા સતા સત્ય ભાષણમાં જ રમણ કરે છે.

એક મતને કહીને હવે બીજા મતનું કથન કરીએ છીએ.

तप इति तपो नानशनात्परं यद्धि परं तपस्तद्दुर्धर्षं तस्मात्तपसि रमन्ते ॥६२॥

અર્થ:—તપ જ મોક્ષનું શ્રેષ્ઠ સાધન છે એવો કેટલાકનો મત છે. તીર્થયાત્રા, જપ, હોમ, આદિ બહુ પ્રકારનાં તપ છે. તોપણ તે સર્વ તપમાં અન્નના પરિત્યાગ રૂપ તપ કરતાં અધિક બીજું કોઇ તપ નથી. ભક્ષણના પરિત્યાગ રૂપ જે કૃચ્છ્ર ચાન્દ્રાયણાદિ પરમ તપ છે તે સહન કરવું અશક્ય છે અર્થાત્ કઠિન છે. તેથી સર્વ પ્રાણીને તપ સહન કરવું કઠિન છે એવો અનુભવ થાય છે. તેથી કોઈ શ્રદ્ધાળુ લોક તપમાં જ રમણ કરે છે.

હવે ત્રીજા મતનું નિરૂપણ કરીએ છીએ.

दम इति नियतं ब्रह्मचारिणस्तस्माद्दमे रमन्ते ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—વાણી તથા નેત્ર આદિ ઇન્દ્રિયોને બાહ્ય નિષિદ્ધ વિષયોમાંથી નિવૃત્ત કરવી તેનું નામ દમ છે. તે જ મોક્ષનું ઉત્તમ સાધન છે. એમ માનતા સતા નૈષ્ઠિક બ્રહ્મચારી લોક તેને હમેશાં મોક્ષનું શ્રેષ્ઠ સાધન કહે છે. તેથી તે લોક દમમાં જ રમણ કરે છે.

હવે ચોથા મતને કથન કરવામાં આવે છે.

शम इत्यरण्ये मुनयस्तस्माच्छमे रमन्ते ॥ ,, ॥ ६२ ॥

અર્થ:—અંતઃકરણના ક્રોધાદિથી રહિત થવા રૂપ જે શમ છે તે જ મોક્ષનું ઉત્તમ સાધન છે એમ વનમાં રહેનાર વાનપ્રસ્થાશ્રમી મુનિ લોક માને છે. તેથી તે લોક શમમાં જ રમણ કરે છે.

હવે પાંચમો મત કહીએ છીએ.

दानमिति सर्वाणि भूतानि प्रशंसन्ति दानान्नातिदुष्करं तस्माद्दाने रमन्ते ॥६२॥

અર્થ:—દાનાદિ મોક્ષનું ઉત્તમ સાધન છે એવું માનીને સર્વ પ્રાણી લોક દાનની પ્રશંસા કરે છે કેમકે દાન કરવું તે ઘણું જ કઠિન છે. પોતાના ધનની રક્ષાને માટે પ્રાણનો પરિત્યાગ કરનાર લોક જોવામાં આવે છે. તો પ્રાણથી પણ અધિક પ્રિય ધનના ત્યાગ રૂપ દાન કેમ દુષ્કર ન હોય ? અર્થાત્ અવશ્ય દુષ્કર હોય જ. માટે દાનશીલ લોક દાનમાં રમણ કરે છે.

હવે છઠ્ઠો મત કહીએ છીએ.

धर्म इति धर्मेण सर्वमिदं परिगृहीतं धर्मान्नातिदुश्चरं तस्माद्धर्मे रमन्ते ॥६२॥

અર્થ:—વાપી, કુપ, તડાગાદિ બનાવવા રૂપ ધર્મ જ મોક્ષનું ઉત્તમ સાધન છે એવું

કેટલાક મોટા લોક માને છે. તડાગાદિ રૂપ ધર્મથી આ સર્વ મનુષ્ય, પશુ, આદિ સ્નાનપાનાદિ દ્વારા પ્રસન્ન થાય છે. તે ધર્મ કરતાં કરવામાં કઠિન બીજો કોઇ ધર્મ નથી. તે કારણથી રાજા, મન્ત્રી તથા અન્ય ધનાઢ્ય આદિ ધર્માત્મા લોક તળાવ વગેરે કરાવવા રૂપ ધર્મમાં રમણ કરે છે.

હવે સાતમા ધર્મનુ પ્રતિપાદન કરીએ છીએ.

प्रजन इति भूयाँसस्तस्माद् भूयिष्ठाः प्रजायन्ते तस्माद्भूयिष्ठाः प्रजनने रमन्ते ॥ „ ॥ ६२ ॥

અર્થ—પુત્ર આદિને ઉત્પાદન કરવા તે જ મોક્ષને માટે ઉત્તમ સાધન છે એમ બહુ લોક માને છે, કેમકે ધની, દરિદ્ર, સદાચારી, દુરાચારી, પણ્ડિત, આદિ સર્વ લોક પુત્રોત્પાદન કરવાને માટે પ્રયત્ન કરે છે. તેમ એક એકને બે, પાંચ, આઠ, દસ, બાર એવી બહુ પ્રજા ઉત્પન્ન થાય છે. તેથી ઘણા લોક પુત્ર ઉત્પન્ન કરવામાં જ રમણ કરે છે.

હવે આઠમા મતનું નિરૂપણ કરવામાં આવે છે.

अग्नय इत्याह तस्मादग्नय आधातव्याः ॥ „ ॥ ६२ ॥

અર્થઃ—કોઇ વૈદિક લોક અગ્નિસ્થાપન કરવો તેને મોક્ષનુ સાધન માને છે. તેથી કેટલાક ગૃહસ્થ લોક અગ્નિસ્થાપન કરનાર હોય છે.

હવે નવમો મત કહીએ છીએ.

अग्निहोत्रमित्याह तस्मादग्निहोत्रे रमन्ते ॥ „ ॥ ६२ ॥

અર્થઃ—અને બીજા કેટલાક વૈદિક લોક એવા મતના છે કે સ્થાપન કરેલા અગ્નિમાં સાયંકાળ તથા પ્રાતઃકાલમાં અનુષ્ઠાન કરવા યોગ્ય જે અગ્નિહોત્ર હોમ છે તે જ મોક્ષનું ઉત્તમ સાધન છે. તેથી કોઇ અગ્નિહોત્રમાં રમણ કરે છે.

હવે દશમા મતનું નિરૂપણ કરવામાં આવે છે.

यज्ञ इति यज्ञेन हि देवा दिवं गतास्तस्माद्यज्ञे रमन्ते ॥ „ ॥ ६२ ॥

અર્થ—દર્શ, પૂર્ણમાસ અને જ્યોતિષ્ટોમ આદિ યજ્ઞ મોક્ષનું ઉત્તમ સાધન છે એમ વળી બીજા વૈદિક લોક કથન કરે છે, કેમકે જે કારણથી જે સમયમાં જે દેવલોક છે, તે લોક પૂર્વે અનુષ્ઠાન કરેલા યજ્ઞથી જ સ્વર્ગમાં ગયા છે. અર્થાત્ સ્વર્ગલોક પ્રાપ્ત કર્યો છે. માટે કોઇ વૈદિક વિદ્વાન્ લોક યજ્ઞમાં રમણ કરે છે.

હવે અગિયારમા મતને કહે છે.

मानसमिति विद्वांसस्तस्माद्विद्वांस एव मानसे रमन्ते ॥ „ ॥ ६२ ॥

અર્થઃ—મનથી થતી ઉપાસના જ મોક્ષનું ઉત્તમ સાધન છે એમ સગુણ બ્રહ્મવેત્તા લોક માને છે. તેથી કોઇ લોક વેદના ઉપાસના ભાગના તાત્પર્યને જાણનાર લોક માનસિક ઉપાસનામાં રમણ કરે છે.

હવે બારમા મતનું નિરૂપણ કરવામાં આવે છે.

न्यास इति ब्रह्मा ब्रह्मा हि परः परो हि ब्रह्मा तानि वा एतान्यवराणि तपांसि न्यास एवात्यरेचयेत् ॥ „ ॥ ६२ ॥

અર્થ:—ઉપર કહેલા અગ્નિહોત્રાદિ કર્મોનો વિધિપૂર્વક ત્યાગ કરવો તે ન્યાસ કહેવાય છે. (જે સમ્યક્ ન્યાસ છે તે સંન્યાસ છે અર્થાત્ યોગ્ય રીતે જે ત્યાગ છે તેનું નામ સંન્યાસ છે.) તેજ મોક્ષનું સાધન છે એમ બ્રહ્માજી (હિરણ્યગર્ભ) માને છે. તે બ્રહ્મા પરમાત્મા રૂપ જ છે, પહેલાં કહેલા મતવાળાની તુલ્ય જીવ નથી. યદ્યપિ તે બ્રહ્મા દેહધારી છે, તથાપિ તે પરમાત્મા જ છે, કેમકે પરમાત્માના જ શિષ્ય હોવાથી તેની તુલ્ય જ્ઞાનવાળા છે. ઉપર કહેલા જે સત્યાદિથી માનસ ઉપાસના સુધીનાં સાધન કહ્યાં છે તે તપ જ છે. તે સર્વ **अवराणि** અર્થાત્ સંન્યાસની અપેક્ષાએ નિકૃષ્ટ જ છે. સંન્યાસ જ સર્વ સાધનોને અતિક્રમણ કરી ગયો છે અર્થાત્ સર્વ કરતાં શ્રેષ્ઠ સાધન છે. આ પ્રમાણે શ્રેષ્ઠત્વનો ભેદ સંન્યાસમાં જ સમાપ્ત થયો છે. સન્યાસ કરતાં મોટું સાધન શાસ્ત્રમાં દેખવામાં આવતું નથી.

બ્રહ્માજી પરમાત્માના શિષ્ય હોવાનું શ્વેતાશ્વતર ઉપનિષદ્માં કહ્યું છે.

**यो ब्रह्माणं विदधाति पूर्वं यो वै वेदाँश्च प्रहिणोति तस्मै ।**

**तꣳ देवमात्मबुद्धिप्रकाशं मुमुक्षुर्वै शरणमहं प्रपद्ये ॥** श्वे. ५. अ. ६. मं.१८॥

અર્થ:—જે પરમાત્માએ પ્રથમ બ્રહ્માજીની સૃષ્ટિ કરી અને પછી જે પરમાત્માએ તેમને વેદો ભણાવ્યા છે, તે પ્રકાશ સ્વરૂપ તથા મારી બુદ્ધિના સાક્ષી સ્વરૂપ પરમાત્માને હું મુમુક્ષુ શરણે પ્રાપ્ત થાઉં છું. વળી—

**न्यास इत्याहुर्मनीषिणो ब्रह्माणम् ॥** कृ. य. तै. आ. प्र. १० अनु. ६२ ॥

અર્થ:—જેને મોક્ષનો હેતુ સંન્યાસ કહે છે તેને જ બુદ્ધિમાન્ ઋષિ લોક બ્રહ્મા રૂપ અર્થાત્ હિરણ્યગર્ભરૂપ કહે છે. હિરણ્યગર્ભ (બ્રહ્મલોક) પ્રાપ્તિનું મુખ્ય સાધન હોવાથી સંન્યાસને હિરણ્યગર્ભ રૂપ કહ્યો છે.

**तस्मान्न्यासमेषां तपसामतिरिक्तमाहुः ॥** ,, ॥ ६२ ॥

અર્થ:—જે કારણથી સંન્યાસ પરમ પુરૂષાર્થ રૂપ મોક્ષનું મુખ્ય સાધન છે, તે કારણથી સત્યાદિ સાધનોની મધ્યે સંન્યાસને જ શ્રેષ્ઠ સાધન બુદ્ધિમાન્ લોકે કહ્યું છે. વળી—

**वेदान्तविज्ञानसुनिश्चितार्थाः संन्यासयोगाद्यतयः शुद्धसत्वाः ।**

**ते ब्रह्मलोकेषु परान्तकाले परामृतात्परिमुच्यन्ति सर्वे** ॥ कृ. य. तै. आ. प्र. १० अनु. १० ॥

અર્થ:—વેદાન્તશાસ્ત્રથી ઉત્પન્ન થયેલા જ્ઞાનથી પરમાત્મા રૂપ વસ્તુનો જેણે નિશ્ચય કર્યો છે, તથા સર્વકર્મના પરિત્યાગ રૂપ તથા કેવળ બ્રહ્મનિષ્ઠા સ્વરૂપ વાળા સંન્યાસયોગથી શુદ્ધ થયેલા અન્તઃકરણવાળા યત્નશીલ જે મુમુક્ષુલોક છે તેઓ **परान्तकाले** સંસારના અવસાન સમયે જ અર્થાત્ જે સમયમાં સાક્ષાત્કાર થાય છે તે સમયે જ (**ब्रह्मलोकेषु**) પરામૃત અર્થાત્ મરણધર્મથી રહિત બ્રહ્મરૂપ થયેલા સતા અર્થાત્ જીવનમુક્ત થયા સતા પ્રત્યક્ષ સ્થૂલ દેહનો ત્યાગ કરીને પછી પરબ્રહ્મને પ્રાપ્ત થાય છે અર્થાત્ વિદેહ મુક્ત થાય છે. અને કોઇ લોક સંન્યાસયોગથી જ્ઞાનપ્રાપ્તિને માટે યત્ન કરનારા છે, છતાં જેમને કોઈ પ્રતિબન્ધથી જ્ઞાન ન પણ થાય, તેવા લોક આ દેહનો નાશ થયા પછી કાર્યબ્રહ્મના સ્થાનરૂપ બ્રહ્મલોકને પ્રાપ્ત થઇને ત્યાં જ જીવ બ્રહ્મની એકતાનું જ્ઞાન પ્રાપ્ત કરીને બ્રહ્માના અન્તકાલમાં અર્થાત્ બ્રહ્માનું બે પરાર્ધનું

આયુ પૂર્ણ થનાં પ્રલબ્ધના શરીરનો નાશ થયા પછી મુક્તિને પ્રાપ્ત છે. આ શ્રુતિ મુણ્ડકોપનિષત્‌ના ત્રીજા મુણ્ડકના બીજા ખણ્ડમાં તેમ કૈવલ્યોપનિષત્‌માં પણ છે.

ઇત્યાદિ અનેક પ્રકારનાં પ્રમાણોથી સંન્યાસની જ મોક્ષનાં સાધનોમાં પ્રધાનના નિશ્ચય થાય છે.

ઇતિ વિરક્તિસ્વરૂપનિરૂપણ અ. ૧૪ સ. ૨. સમાપ્ત.



## અધ્યાય ૧૪. સર્ગ ૩.

### સંન્યાસ શબ્દનો અર્થ.

પૂર્વ સર્ગમા સન્યાસને મોક્ષસાધનોમાં શ્રેષ્ઠ સિદ્ધ કરીને ,આ સર્ગમાં ' સંન્યાસ ' શબ્દનો અર્થ તથા તેના પર્યાય શબ્દોનું પણ નિરૂપણ કરવામાં આવે છે.

શાસ્ત્રમાં સંન્યાસ, ન્યાસ, પ્રવ્રજ્યા, આદિક સંન્યાસનાં નામ કહ્યાં છે. **सम्** તથા **नि** પૂર્વક **अस्** ધાતુથી **घञ्** પ્રત્યય કરવાથી સંન્યાસ શબ્દની સિદ્ધિ થાય છે. વેદાદિમાં વિધાન કરેલાં કર્મોના વિધિપૂર્વક સમ્યક્ ત્યાગમાં, તથા કર્મફલોના ત્યાગમાં તથા ચતુર્થાશ્રમમાં, તથા શિવમતના ભેદમાં પણ તેનો પ્રયોગ કરવામાં આવે છે. તેથી ભગવાન્ **काम्यानां कर्मणां न्यासं संन्यासं कवयो विदुः ॥ भ० गी० अ० १८–२ ॥**–**पुत्रकामो यजेत, स्वर्गकामो यजेत,** ઇત્યાદિ શ્રુતિથી પ્રતિપાદન કરેલાં સકામ કર્મોના પરિત્યાગને કોઇ વિદ્વાન્ લોક સંન્યાસ કહે છે. અને **नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ॥ भ० गी० अ० १८–७ ॥** સન્ધ્યાવન્દન આદિ નિત્ય કરવા યોગ્ય કર્મોનો પરિત્યાગ અશુદ્ધ ચિત્તવાળા મુમુક્ષુથી બની શકતો નથી. અર્થાત્ તેને માટે તે કર્મનો પરિત્યાગ સંભવતો નથી. વળી—

> अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
> भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ „ ॥ १८–१२ ॥

અર્થ:—જે લોક કર્મફલોનો પરિત્યાગ કરતા નથી તેવા લોકોને સુખ, તથા દુઃખ, તથા સુખ અને દુઃખ બન્ને મિશ્રિત એવાં ત્રણ પ્રકારનાં કર્મફલો ભોગવવાં પડે છે. અને કર્મફલોનો પરિત્યાગ કરનારને આ ત્રણે પ્રકારનાં ફળ ભોગવવાં પડતાં નથી. વળી **मयि सर्वाणि कर्माणि संन्यस्य । भ. गी. ३–३०॥** સંપૂર્ણ કર્મોનાં ફલો મને અર્પણ કરીને, તથા **योगसंन्यस्तकर्माणम् भ. गी. अ ४–४१ ॥**–યોગ વડે જેણે કર્મનો પરિત્યાગ કર્યો છે તેને, તથા **न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ भ. गी. अ. ३–४ ॥**–કર્મના ત્યાગ રૂપ સન્યાસ માત્રથી મોક્ષ રૂપ સિદ્ધિ પ્રાપ્ત થતી નથી. અને **संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ । भ. गी. अ ५–२ ॥**–સંન્યાસ અને કર્મયોગ એ બન્ને મોક્ષને પ્રાપ્ત કરાવનાર છે; **ज्ञेयः स नित्यसंन्यासी** તેજ કર્મોમાં સંન્યાસી છે એમ તું જાણ, ઇત્યાદિ અનેક સ્થળમાં ભગવાને ત્યાગ તથા ત્યાગીના વાચક સંન્યાસ તથા સંન્યાસી શબ્દનો પ્રયોગ કર્યો છે. વળી **यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव । भ. गी. अ. ६–२ ॥** શ્રુતિ જેને સંન્યાસ કહે છે તેને જ નિષ્કામ કર્મયોગ પણ કહે છે અર્થાત્ બન્નેનું ફળ એક હોવાથી બન્ને એક જ છે. આ શ્લોકથી નિષ્કામ કર્મયોગ તથા સંન્યાસનો અભેદ જ કહ્યો

છે. અને नि પૂર્વક अस् ધાતુથી घञ् પ્રત્યય કરીને ન્યાસ શબ્દની સિદ્ધિ થાય છે. તેનો અર્થ પણ અર્પણ, સંન્યાસ, આદિ જ શાસ્ત્રકારોએ સ્વીકાર કર્યો છે. અને प्र પૂર્વક व्रज् ધાતુથી ક્યપ પ્રત્યય કરવાથી प्रव्रज्या શબ્દની સિદ્ધિ થાય છે. તેનો અર્થ પણ સન્યાસ છે.

ન્યાસી, સંન્યાસી, તથા પરિવ્રાટ્, પરિવ્રાજક, બ્રહ્મસંસ્થ, અન્ત્યાશ્રમસ્થ, અન્ત્યાશ્રમી, યતિ, ભિક્ષુક, પ્રવ્રાજી, મસ્કરી, ઇત્યાદિ સર્વ નામ ચતુર્થાશ્રમવાળા સંન્યાસીનાં છે.

ઇતિ સંન્યાસશબ્દનિરૂપણ અ. ૧૪. સ. ૩. સમાપ્ત.

---

## અધ્યાય ૧૪. સર્ગ. ૪.

---

### સંન્યાસના અધિકારીનું નિરૂપણ

આ પ્રમાણે સંન્યાસ શબ્દનું નિરૂપણ કરીને આ સર્ગમાં સંન્યાસના અધિકારીનું નિરૂપણ કરવામાં આવે છે. વિરક્તોને જ સંન્યાસનો અધિકાર છે એમ ઉપર કહી ગયા છીએ. તથાપિ બ્રાહ્મણાદિ જાતિઓમાં કોને અધિકાર છે તેનું વિવેચન આ સર્ગમાં કરવામાં આવે છે.

ब्राह्मणा विविदिषन्ति ॥ वृ० उप० अ० ४ ब्रा० ४ क० २२॥

અર્થ:—બ્રાહ્મણલોક પરમાત્માને જાણવાની ઇચ્છા કરે છે.

ઇત્યાદિ શ્રુતિઓ જોઇને કોઇ, શ્રુતિમાં બ્રાહ્મણ શબ્દ બ્રાહ્મણજાતિનો વાચક છે એવો નિશ્ચય કરીને બ્રાહ્મણજાતિ માત્રને જ સંન્યાસમાં અધિકાર છે, ક્ષત્રિયાદિને નથી. એવું કથન કરે છે, અને તેને અનુસરતું ધર્મશાસ્ત્રનું પ્રમાણ પણ જોવામાં આવે છે.

प्राजापत्यं निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।
आत्मन्यग्नीन्समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ ॥म० स्मृ० अ० ६-३८॥

અર્થ:—બ્રાહ્મણને ઇષ્ટ છે કે પ્રજાપતિ દેવતા સંબંધી યજ્ઞ કરીને, અને તે યજ્ઞમાં સંપૂર્ણ ધનની દક્ષિણા આપીને ભસ્મપાનાદિ વિધિપૂર્વક અગ્નિઓને પોતાનામાં સમાવેશ કરીને ઘરને છોડી સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે.

આ મનુ મહારાજના શ્લોકમાં પણ કહેલા બ્રાહ્મણ શબ્દનો અર્થ બ્રાહ્મણજાતિ કરવાથી બ્રાહ્મણને જ સંન્યાસનો અધિકાર છે એવો નિશ્ચય કરીને ક્ષત્રિયાદિને સંન્યાસનો નિષેધ કર્યો છે. વળી—

आश्रमास्तु त्रयः प्रोक्ता वैश्यराजन्ययोस्तथा ।
परिव्राज्याश्रमप्राप्तिर्ब्राह्मणस्यैव चोदिता ॥ ल० हि० स्मृ. अ. ८—१३ ॥

અર્થ:—આ વિષ્ણુસ્મૃતિનો શ્લોક પણ બ્રાહ્મણનેજ સંન્યાસનો અધિકાર બતાવે છે. વળી—

मुखजानामयं धर्मो यद्विष्णोर्लिङ्ग धारणम् ।
बाहुजातोरुजातानामयं धर्मो न विद्यते (नायं धर्मः प्रशस्यते) ॥ वि स्मृ. ॥

અર્થ:—વિષ્ણુ ભગવાનની પ્રાપ્તિના સાધનરૂપ સંન્યાસાશ્રમનાં લિંગ રૂપ દણ્ડ, કાષાય વસ્ત્રાદિ ધારણ કરવાં તે બ્રાહ્મણોનો જ ધર્મ છે, ક્ષત્રિયો અને વૈશ્યોને માટે આ ધર્મ દેખવામાં આવતો નથી. અથવા આ ધર્મ ક્ષત્રિય અને વૈશ્યોને માટે શ્રેષ્ઠ નથી.

આ શ્લોક કેટલીક ભગવદ્‌ગીતાની ટીકાના ગ્રન્થોમાં લખેલો છે. વિષ્ણુસ્મૃતિના આ પ્રમાણથી ક્ષત્રિયાદિને સંન્યાસમાં અધિકાર નથી એમ પણ તેમાં લખ્યું છે. પરન્તુ આ શ્લોક હાલમાં પ્રચલિત વિષ્ણુસ્મૃતિમાં જોવામાં આવતો નથી. આ પ્રમાણથી ક્ષત્રિયાદિને સંન્યાસને માટે ખાસ નિષેધ પણ જોવામાં આવે છે. આ નિષેધ પ્રત્યેક મનુષ્યની ઇચ્છાનુસાર જ જોવામાં આવે છે, શ્રુતિને અનુસાર અથવા પ્રાચીન ધર્મશાસ્ત્રને અનુસાર સિદ્ધ થતો નથી. " यदहरेव विरजेत्तदहरेव प्रव्रजेत् " આ શ્રુતિ સંન્યાસને માટે કેવળ વિરક્તિ માત્રની અપેક્ષા રાખે છે. ત્યાં કોઇ વર્ણની અપેક્ષા બતાવી નથી. તેથી જેને વેદશાસ્ત્રાદિનો અધિકાર છે તેને વૈદિક ધર્મોમાં પણ અધિકાર અવશ્ય છે. તેને કોઇ હઠાવી શકતા નથી. પરન્તુ વેદોમાં કેટલાક સકામ કર્મના અનુષ્ઠાનમાં બ્રાહ્મણાદિના અધિકાર ભેદ જોવામાં આવે છે, પરમાત્માની પ્રાપ્તિનાં સાધનોમાં એવો ભેદ હોવો કદાપિ સંભવ નથી. મનુષ્ય જન્મનું કર્તવ્ય પૂર્ણ કરવાને સર્વને અધિકાર છે. આ કાલની અપેક્ષાથી પ્રાચીન કાલના લોક ધર્માચરણમાં વિશેષ શ્રેષ્ઠ હોવાનું માનવામાં આવે છે. તેમના સમયમાં પણ ક્ષત્રિયાદિનો સંન્યાસ હાલના સમયના ગ્રન્થોથી સિદ્ધ થાય છે. રાજા રઘુનો સંન્યાસ ગ્રહણ રઘુવંશથી સિદ્ધ થાય છે.

स किलाश्रममन्त्यमाश्रितो निवसन्नावसथे पुराद्बहिः ।
समुपास्यत पुत्रभोग्यया स्नुषयेवाविकृतेन्द्रियः श्रिया ॥ रघु. स. ८–२४ ॥

અર્થઃ—તે રઘુ અન્ત્યાશ્રમ અર્થાત્ સંન્યાસાશ્રમ ગ્રહણ કરીને નગરની બહારના સ્થાનમાં જીતેન્દ્રિય થઇને રહેતા હતા. તેથી જેવી રીતે પોતાની સ્નુષા (પુત્રવધુ) પાસેથી ફળફુલ માત્ર સેવા સ્વીકારવામાં આવે છે, તેથી અધિક કોઇ પ્રકારની સેવા લેવામાં આવતી નથી, તેવી રીતે રઘુ પણ રાજ્યલક્ષ્મીથી પોતાના શરીરના નિર્વાહ પુરતી જ સેવાનો સ્વીકાર કરતા હતા, તેથી અતિરિક્ત વસ્તુની અપેક્ષા કરતા નહોતા. વળી—

यतिपार्थिवलिंगधारिणौ ददृशाते रघुराघवौ जनैः ।
अपवर्गमहोदयार्थयोर्भुवमंशाविव धर्मयोर्गतौ ॥ " ॥ १६ ॥

અર્થઃ—ભિક્ષુના લિંગને ધારણ કરેલા રઘુ તથા રાજાના ચિહ્નને ધારણ કરેલા રાજા રઘુના પુત્ર અજ—એ બન્નેને લોકો નિવૃત્તિમાર્ગ તથા પ્રવૃત્તિમાર્ગના ધર્મનું અનુષ્ઠાન કરવાને માટે અવતાર ધારણ કરેલા ધર્મના અંશ જેવા દેખતા હતા. અર્થાત્ રઘુ સંન્યાસ ગ્રહણ કરીને સંન્યાસાશ્રમના ધર્મને નિયમપૂર્વક પાલન કરવાથી તથા રાજા અજ રાજ ધર્મને નિયમ પૂર્વક પાલન કરવાથી—એ પ્રમાણે એ બંને સાક્ષાત્ નિવૃત્તિમાર્ગ તથા પ્રવૃત્તિમાર્ગના અનુષ્ઠાન કરવાને માટે ધર્મના અવતાર રૂપ છે એમ માનતા હતા.

કંઇ દિવસ વીત્યા બાદ રઘુનો દેહ છૂટી ગયો.

श्रुतदेहविसर्जनः पितुश्चिरमश्रूणि विमुच्य राघवः ।
विदधे विधिमस्य नैष्ठिकं यतिभिः सार्धमनग्निमग्निचित् ॥ रघुवं.स.८श्लो.२५॥

અર્થઃ—અગ્નિહોત્ર કરનાર ( અગ્નિચિત્ ) રઘુપુત્ર અજે જ્યારે પોતાના પિતાનો દેહત્યાગ સાંભળ્યો, ત્યારે થોડીવાર સુધી રૂદન કરીને અગ્નિસંસ્કારને યોગ્ય નથી એવા તે પિતાની

અન્ત્યેષ્ટિ ક્રિયા સંન્યાસીઓની સાથે મળીને કરી. (સંન્યાસીની અન્ત્યેષ્ટિ આદિ ક્રિયાનો ક્રમ આગળ લખવામાં આવશે). મરણ પછી કરવાની જે ક્રિયા છે તેનું નામ અન્ત્યેષ્ટિ છે.

આ પ્રમાણે ધર્માત્મા રઘુના સંન્યાસથી ક્ષત્રિયાદિક સંન્યાસી થતા હતા એ વાતનો સ્પષ્ટ નિશ્ચય થાય છે.

વળી એક સમય રામચન્દ્રજીની પાસે દેવરાજ ઇન્દ્રે કંઇ સમાચાર કહેવાને માટે એક દૂતને મોકલ્યો હતો. તે દેવદૂત તથા રામચન્દ્રજી–એ બંને એકાન્તમાં બેસી વાત કરતા હતા. તે સમયમાં કોઇ બ્હારનો માણસ અંદર રામચન્દ્રજીની પાસે જાય નહીં તે ઈચ્છાથી જનારને રોકવાને માટે લક્ષ્મણજી દ્વાર પર ઉભા રહ્યા હતા રામચન્દ્રજીએ એવી પ્રતિજ્ઞા કરી હતી કે અમારી બંનેની વાત થતા દરમ્યાન કોઇ અન્દર આવશે તો હું તેનો વધ કરીશ. એટલામાં દુર્વાસા ઋષિ રામચન્દ્રજીને મળવાને આવ્યા. લક્ષ્મણજીએ સમાચાર કહ્યા છતાં ઋષિએ માન્યું નહીં, અને ક્રુદ્ધ થઇને શાપ દેવાને માટે તૈયાર થયા. ત્યારે લક્ષ્મણજીએ રામચન્દ્રજીની પાસે જઇને ઋષિ આવ્યાના સમાચાર કહ્યા. રામચન્દ્રજીએ આવીને દુર્વાસા ઋષિનો સત્કાર આદિ કર્યો. બાદ લક્ષ્મણજીએ એક તલવાર લઇને રામચન્દ્રની પાસે જઇને તેનું શિર કાપી પોતાની પ્રતિજ્ઞાનું પાલન કરવાને માટે રામચન્દ્રજીને કહ્યું. ત્યારે રામચન્દ્રજીએ, કોઇને મારવો કે તેનો પરિત્યાગ કરવો તે તુલ્ય હોવાનું કહીને લક્ષ્મણજીને મારવાને બદલે તેમનો પરિત્યાગ કર્યો, અને પોતાના રાજ્યની બહાર જવાની આજ્ઞા દીધી. ત્યારે લક્ષ્મણજી પોતાના ઘરમાં પોતાની માતા, પત્ની તથા પોતાના સુહૃદોને કોઇને પણ સમાચાર કહ્યા વિના સરયૂ નદીની પાસે જઇને નદીમાં સ્નાન કરીને તેના તીરમાં એકાન્તમાં જઇને પદ્માસને બેસી પરમાત્મામાં ચિત્ત લગાવી યોગવિદ્યાથી પ્રાણનો પરિત્યાગ કર્યો. રામચન્દ્રજીએ તે વાત સાંભળી બહુ રુદન કર્યું. પછી જ્યારે તે લોક લક્ષ્મણજીના શરીરને ચિતામાં મૂકી દહન કરવાને માટે તૈયાર થઇ અગ્નિ લગાડવાને તૈયાર થયા છે, તેટલામાં જ લક્ષ્મણજીનું શરીર નષ્ટ થયું. તે સમયે આકાશવાણી થઇ. તે કહે છેઃ—

राम राम महाबाहो मा त्वं शोकपरो भव ।
न चास्य युज्यते वह्नेर्दानं चैव कथंचन ॥ स्का०पु०ख०४ अ०१००–४१॥

અર્થઃ—હે મહાબાહો રામ! તું શોકાતુર ન થા. આને કદાપિ અગ્નિદાહ કરવો યોગ્ય નથી. કેમકે—

ब्रह्मज्ञानप्रयुक्तस्य संन्यस्तस्य विशेषतः ।
अग्निदानं न युक्तं स्यात्सर्वेषामपि योगिनाम् ॥ ,, ॥ ४२ ॥

અર્થઃ—આ (લક્ષ્મણજી) બ્રહ્મજ્ઞાન યુક્ત છે, અને વિશેષે કરીને એ સંન્યસ્ત છે. તેથી તેનો તેમ કોઇ પણ યોગીનો અગ્નિદાહ કરવો તે યોગ્ય નથી.

આ આકાશ વાણીના શ્લોકથી લક્ષ્મણે આતુર સંન્યાસ ગ્રહણ કર્યાનું અવશ્ય માલમ પડે છે. વળી સુરેશ્વરાચાર્યજીએ પણ બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણને સંન્યાસનો અધિકાર કહ્યો છે.

त्रयाणामविशेषेण संन्यासः श्रूयते श्रुतौ ।
यदोपलक्षणार्थं स्याद्ब्राह्मणग्रहणं तदा । बृह०वा०अ०३ ब्रा.५ श्लो०८९ ॥

અર્થઃ—બ્રાહ્મણાદિક ત્રણે જાતિને શ્રુતિમાં સમાન રીતે સંન્યાસનો અધિકાર સાંભળવામાં આવ્યો છે. શ્રુતિમાં ગ્રહણ કરેલો બ્રાહ્મણ શબ્દ દ્વિજાતિનું ઉપલક્ષણ છે. અને જ્યારે દ્વિજાતિના ઉપલક્ષણ રૂપ બ્રાહ્મણ શબ્દ છે, ત્યારે ત્રણે જાતિને સંન્યાસ પણ હોઇ શકે છે.

વળી શ્રુતિમાં બ્રાહ્મણગ્રહણ દ્વિજાતિના ઉપલક્ષણ રૂપ હોવામાં બીજું પણ કારણ છેઃ—

अत्राद्धा जायते यो ब्राह्मणो यो यज्ञाज्जायते तस्मादपि राजन्यं वा वैश्यं वा ब्राह्मण इत्येव ब्रूयाद्ब्रह्मणो हि जायते यो यज्ञाज्जायते ॥

शत० ब्रा० का० ३ प्रपा० १ क० ४० ॥

અર્થઃ—બ્રાહ્મણ તથા ક્ષત્રિય તથા વૈસ્ય તેમને દ્વિજાતિ કહે છે. સર્વ પ્રાણી જ્યારે માતામાંથી ઉત્પન્ન થાય છે ત્યારે સર્વનો એક જન્મ થાય છે. અને દ્વિજાતિ માતાથી ઉત્પન્ન થતા પહેલાં વેદોક્ત ગર્ભાધાનાદિ સંસ્કારથી શુદ્ધ થાય છે. અને તે પછી જ્યારે ઉપનયન સંસ્કાર કરવામાં આવે છે ત્યારે વિશેષરૂપે શુદ્ધિ થાય છે. અને ઉપનયન પછી વેદવ્રતનો સ્વીકાર કરીને બ્રહ્મચર્યાશ્રમમાં રહીને વેદનું અધ્યયન કરીને વેદને સમાપ્ત કરે છે, ત્યારે અત્યન્ત પવિત્ર થાય છે. વેદનું નામ અહીં **બ્રહ્મ** છે. માટે વેદોક્ત સંસ્કારદ્વારા પવિત્ર થનાર દ્વિજાતિનો બીજીવાર **શબ્દબ્રહ્મ** રૂપ વેદથી જન્મ થયો એવું માને છે, કેમકે જન્મ સમયની અશુદ્ધિ તથા બાલ્યાવસ્થાની મૂઢતાનો પરિત્યાગ કરીને નવીન જન્મ લીધેલો હોય તેવો તે સમયે તે દેખાય છે. તેથી અર્થાત્ યજ્ઞથી બીજો જન્મ થયેલો હોવાથી મન્ત્રમાં તે બ્રાહ્મણ છે એમ કહે છે.

વેદોક્ત અનેક સંસ્કાર રૂપ યજ્ઞથી પવિત્ર થઇ જે સાવિત્રી રૂપ માતા અને આચાર્યરૂપ પિતાથી ઉત્પન્ન થાય છે તે **બ્રહ્મથી** જ ઉત્પન્ન થાય છે. માટે ક્ષત્રિય તથા વૈસ્યને પણ બ્રાહ્મણ જ કહેવા જોઇએ. (ब्राह्मण इत्येव ब्रूयात्). કારણ કે જે સંસ્કાર રૂપ યજ્ઞથી શુદ્ધ થઇને નવીન જન્મને ધારણ કરે છે તે બ્રહ્મથી જ ઉત્પન્ન થાય છે. આ શ્રુતિએ ક્ષત્રિય તથા વૈસ્યને પણ બ્રાહ્મણ કહ્યા છે. માટે "ब्राह्मणा विविदिषन्ति" આ શ્રુતિ પણ બ્રાહ્મણ શબ્દથી બ્રાહ્મણાદિ દ્વિજાતિને જ કહ્યા છે. એવો નિશ્ચય થાય છે. વળી—

ब्राह्मणः क्षत्रियो वा.प वैश्यो वा प्रव्रजेद्गृहात् ॥

बृ. ह. वा. अ. ३. ब्रा. ५ आन. टीका ॥

અર્થઃ—બ્રાહ્મણ કે ક્ષત્રિય કે વૈસ્ય સર્વનો પરિત્યાગ કરીને ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસનો સ્વીકાર કરે. વળી—

त्रयाणां वर्णानां वेदमधीत्य चत्वार आश्रमाः । सूत्रम्( छान्दोग्यपरिशिष्टम् ॥)

અર્થઃ—બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોએ, ઉપકુર્વાણ બ્રહ્મચારી દશામાં વેદનું અધ્યયન કરીને પછી નૈષ્ઠિક બ્રહ્મચારી, તથા ગૃહસ્થ,અથવા વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમ ગ્રહણ કરવા યોગ્ય છે.

ઈત્યાદિ સ્મૃતિ તથા સૂત્ર પણ બ્રાહ્મણ તથા ક્ષત્રિય અને વૈસ્ય એ ત્રણે વર્ણને સંન્યાસનો અધિકાર કહે છે.

વળી મહાભારતમાં પણ ત્રણે વર્ણને માટે સંન્યાસ કહ્યો છેઃ—

शुश्रूषोः कृतकार्यस्य कृतसन्तानकर्मणः ।

अभ्यनुज्ञातराजस्य शूद्रस्य जगतीपते ॥म० भा० शा० प० अ० ६३–१२॥

अल्पान्तरगतस्यापि दशधर्मगतस्य वा ।
आश्रमा विहिताः सर्वे वर्जयित्वा निराशिषम् ॥ „ ॥ १३ ॥

અર્થઃ—હે રાજન્! પરમાત્માના સ્વરૂપનું શ્રવણ કરવાની ઇચ્છાવાળા તથા સેવારૂપ ધર્મનું પાલન જેણે કર્યું છે, તથા જેણે પુત્રને ઉત્પન્ન કર્યો છે અને રાજાએ જેને આજ્ઞા આપી છે (૧૨), તથા જે આચારમાં બ્રાહ્મણાદિ ત્રણ વર્ણની સમાન જ હોય અર્થાત્ બહુ ભેદ નથી, થોડો જ ( अल्पान्तर ) ભેદ હોય, એવા શૂદ્રને માટે પણ સંન્યાસને ( निराशिषम् ) છોડી સર્વ આશ્રમોનું વિધાન કરવામાં આવ્યું છે.

મદ્યાદિ પીવાથી જે મત્ત હોય, તથા અત્યન્ત વિષયાસક્ત હોવાથી સાવધાનતા રહિત ( પ્રમત્ત ) તથા અપસ્માર આદિ રોગથી ઉન્મત્ત ( બેશુદ્ધ ) હોય, તથા ક્રુદ્ધ થયેલો હોય, તથા ડરેલો હોય, તથા બહુ-કામી હોય—એવા લોકો કોઇ પણ ધર્મને જાણી શકતા નથી. એ દોષોથી રહિતને " દશધર્મગત " એમ પૂર્વ શ્લોકમાં કહ્યું છે. પરન્તુ પુર્વોક્ત ગુણયુક્ત શૂદ્રને સંન્યાસાશ્રમને છોડી બાકીના ત્રણ આશ્રમનું જ પૂર્વશ્લોકમાં વિધાન કર્યું છે. અને વાનપ્રસ્થાશ્રમમાં રહીને કન્દ મૂલાદિ લાવીને નિર્વાહ કરવામાં સમર્થ ન હોય તો—

भैक्षचर्यां ततः प्राहुस्तस्य तद्धर्मचारिणः ।
तथा वैश्यस्य राजेन्द्र राजपुत्रस्य चैव हि ॥ „ ॥ १४ ॥

અર્થઃ—સ્વધર્મનું આચરણ કરનાર શૂદ્રને વાનપ્રસ્થના ધર્મનું અનુષ્ઠાન કરવાનું સામર્થ્ય ન હોય તો ભિક્ષાચર્ય અર્થાત્ ભિક્ષાચર્યથી ઉપલક્ષિત ચોથા આશ્રમનો સ્વીકાર કરવાનું કહ્યું છે. આ પ્રમાણે, હે રાજશ્રેષ્ઠ! વૈશ્ય તથા રાજપુત્રને પણ સર્વ આશ્રમોનો અધિકાર શાસ્ત્રમાં કહ્યો છે. વળી—

कृतकृत्यो वयोऽतीतो राज्ञः कृतपरिश्रमः ।
वैश्यो गच्छेदनुज्ञातो नृपेणाश्रमसंश्रयम् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—ધર્માચરણ કરવાથી કૃતકૃત્ય થયેલો, તથા જેની ઉમર પણ અધિક થઇ ગઇ હોય તેવો, તથા જેણે રાજાને માટે પણ ધન સંપાદન આદિ દ્વારા બહુ પરિશ્રમ કર્યો છે એવો વૈશ્ય પણ રાજાની આજ્ઞા લઇને વાનપ્રસ્થ તથા સંન્યાસાશ્રમનો આશ્રય લે.

આ પ્રમાણે ક્ષત્રિય પણ પૂર્વ આશ્રમમાં કરવા યોગ્ય સંપૂર્ણ ધર્મોનું અનુષ્ઠાન કરીને સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે.

राजर्षित्वेन राजेन्द्र भैक्षचर्या न सेव्यते ।
अपेतगृहधर्मोऽपि चरेज्जीवितकाम्यया ॥ म०भा०शा०प०अ० ६३—२२ ॥

અર્થઃ—ક્ષત્રિય લોક ( રાજર્ષિ ) ગૃહસ્થધર્મમાં ભિક્ષાવૃત્તિનો સ્વીકાર ન કરે. પરન્તુ ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરતાં જીવિકાને માટે ભિક્ષાવૃત્તિનો સ્વીકાર કરે.

તેવી રીતે ચારે વર્ણોને સંન્યાસનો અધિકાર તથા જીવિકાને માટે ભિક્ષાવૃત્તિનો અધિકાર પણ શાસ્ત્ર બતાવે છે. અને સંન્યાસ કાલમાં જ કાષાય વસ્ત્ર ધારણ કરી શકે એવો નિયમ નથી. જે કોઇ મનુષ્ય કોઇ પ્રકારનું તપ કરતો હોય તે સર્વ કાષાય વસ્ત્ર ધારણ કરી શકે છે. સાવિત્રી વ્રત કરતી સમયે કાષાય વસ્ત્ર ધારણ કરતી હતી એવું તેના ઇતિહાસમાં

લખ્યું છે. દક્ષિણાદિ કેટલાક દેશોમાં લોક હાલ પણ દરેક વ્રત કરતી સમયે કાષાય- વસ્ત્ર ધારણ કરતા જોવામાં આવે છે.

વળી ધર્મશાસ્ત્ર તથા શ્રુતિમાં કેટલીક જગાએ દ્વિજાતિ તથા સંપૂર્ણ પ્રાણીનું ગ્રહણ કરવાના સ્થાનમાં બ્રાહ્મણ તથા બ્રહ્મક્ષત્ર ઈત્યાદિ શબ્દનું જ ગ્રહણ કરવામાં આવ્યું છે. તે સર્વ જગામાં જો બ્રાહ્મણનું જ ગ્રહણ કરવામાં આવે તો બીજા ક્ષત્રિય અને વૈશ્યને કોઇ ધર્મનો અધિકાર જ ન રહે, અને કેટલીક જગાએ અર્થનો અનર્થ પણ થઈ જાય. માટે તેવા સ્થાનમાં બ્રાહ્મણ શબ્દને ક્ષત્રિય આદિ શબ્દનું ઉપલક્ષણ માન્યું છે.

जायमानो ह वै ब्राह्मणस्त्रिभिर्ऋणैर्ऋणवाञ्जायते ॥

અર્થ:—બ્રાહ્મણાદિ ઉત્પન્ન થતા જ ત્રણ ઋણોથી યુક્ત થઇને જ જન્મ લે છે. અહીં શ્રુતિમાં બ્રાહ્મણ ગ્રહણ છે, તેથી બ્રાહ્મણ શબ્દને ક્ષત્રિયાદિનું ઉપલક્ષણ ન ગ્રહણ કરે તો બ્રાહ્મણ જાતિ જ ઋણથી યુક્ત સિદ્ધ થાય છે અને ક્ષત્રિયાદિ ઋણયુક્ત સિદ્ધ થતા નથી. તે કારણથી બ્રાહ્મણ શબ્દને ક્ષત્રિયાદિનો ઉપલક્ષણ માન્યો છે. તેવી રીતે "ब्राह्मणा विविदिषन्ति" એ શ્રુતિમાં પણ બ્રાહ્મણ શબ્દ ક્ષત્રિયાદિકોનું ઉપલક્ષણ છે. તેથી કરીને ત્રણે જાતિને સન્યાસનો અધિકાર અવશ્ય સિદ્ધ થાય છે. જેને આશ્રમ ગ્રહણ કરવાનો અધિકાર છે તેને આશ્રમને ઉચિત લિંગ ધારણ કરવાનો અધિકાર પણ અવશ્ય હોવો જોઇએ. માટે બ્રાહ્મણાદિમાં કોણ કોણ લિંગ ધારણ કરવાને અધિકારી છે તેનો વિચાર કરવાની આવશ્યકતા નથી.

ઇતિ સન્યાસાધિકારી નિરૂપણ અ. ૧૪ સ. ૪ સમાપ્ત.

## અધ્યાય ૧૪. સર્ગ. ૫.

### સંન્યાસના અનધિકારીનું નિરૂપણ.

અહીં સુધી સન્યાસના અધિકારીનું નિરૂપણ કરીને હવે અનધિકારીનું નિરૂપણ કરવામાં આવે છે.

आरूढपतितापत्यं कुनखी श्यावदन्तकः ॥
क्षयक्षीणोऽङ्गविकलो नैव सन्यस्तुमर्हति ॥ सं० उप० अ० २ कं० ३ ॥

અર્થ:—આરૂઢ પતિતોનાં સન્તાન, તથા કુનખ નામના રોગવાળા, તથા જેના દાંતનો રંગ કાળો હોય તથા ક્ષય આદિ રોગોથી જેનું શરીર ક્ષીણ થઇ ગયું હોય, તથા કોઇ અંગ નષ્ટ થયુ હોય અર્થાત્ આંધ, પંગુ, હોવાથી જેની ક્રિયા પરાધીન હોવાનો સંભવ હોય, એવા કોઇપણ મનુષ્યને સંન્યાસી થવાની યોગ્યતા નથી.

ब्रह्मचारीगृहस्थश्च वानप्रस्थो यतिस्तथा ।
उत्तमां वृत्तिमाश्रित्य पुनरावर्तयेद्यदि ॥ ल० वि० स्मृ० अ० ४-३२ ॥
आरूढपतितो ज्ञेयः सर्वधर्मबहिष्कृतः ।
निन्द्यश्च सर्वदेवानां पितॄणां च तथोच्यते ॥ " ॥ ३३ ॥

અર્થ:—બ્રહ્મચારી આદિ ચારે આશ્રમીમાંથી કોઇપણ આશ્રમી પોતાના આશ્રમથી ઉપરનો આશ્રમ ગ્રહણ કરીને ફરી પાછો તે આશ્રમમાં આવે તો તેને આરૂઢ પતિત સમજવો. અને તે સંપૂર્ણ દેવતા તથા પિતૃઓ સંબન્ધી યજ્ઞાદિ કર્મનો અધિકારી થતો નથી, તેમજ તે નિન્દ્ય અને સર્વ ધર્મની બહાર છે. વળી ચતુર્થાશ્રમ ગ્રહણ કરવાના સમયમાં સર્વ પ્રાણીને અભય દેવાનો નિયમ છે. એવું અભયદાન આપીને ફરી પોતાની રક્ષાને માટે કોઇને ભય આપવો તે ઉચિત નથી, અને અંગભંગ થયેલા મનુષ્યની શારીરિક ક્રિયા પરાધીન હોવાથી હમેશાં કોઇને પણ તે ભય દેવાનું કારણ થશે, અને તેને સ્વતંત્રતા કદાપિ મળી શકતી નથી. માટે તેવો મનુષ્ય સંન્યાસી થાય તો તે પોતાનો નિર્વાહ ચલાવવાને માટે બીજાને અવશ્ય પોતાને વશ રાખવાનો પ્રયત્ન કરશે. તેથી અભયદાનનું તત્ત્વ રહેતું નથી. માટે અંગવિકલ મનુષ્યનો સંન્યાસ વિશુદ્ધ જ નથી.

अन्धः पङ्गुर्दरिद्रो वा विरक्तः संन्यसेद् द्विजः ।

सर्वेषामेव वैराग्यं संन्यासे तु विधीयते ॥ ध० प्र० सं० अधि० नि० ॥

અર્થ:—કોઇ દ્વિજાતિ અન્ધ હોય કે પંગુ હોય અથવા ગરીબ હોય, પરંતુ જો તે વિરક્ત હોય તો સંન્યાસ લઇ શકે છે, કેમકે સંન્યાસ ગ્રહણ કરવામાં કેવળ વૈરાગ્યનું જ વિધાન છે. વૈરાગ્ય વિના સંન્યાસ લઇ શકાતો નથી આ શ્લોક વૈરાગ્યની આવશ્યકતા માત્ર બતાવે છે, કિન્તુ અન્ધાદિના સંન્યાસનું વિધાન કરતો નથી. વળી—

संप्रत्यवसितानां च महापातकिनां तथा ।

व्रात्यानामभिशस्तानां संन्यासं नैवकारयेत् ॥ सं० उप० अ० २ क० ४ ॥

અર્થ:—પતિત (સંપ્રત્યવસિત) અને મહાપાતકી તથા વ્રાત્ય તેમ ઉપપાતકી મનુષ્યને પણ સંન્યાસ આપે નહીં. "સંપ્રત્યવસિત"નો અર્થ નીચેના શ્લોકમાં બતાવ્યો છે. તેનો પર્યાય શબ્દ "પ્રત્યવાસનિક" છે.

प्रपातविषबन्धाम्बुमग्नज्यानह्वनाशकात् ।

च्युतोऽहतश्च हन्ता च प्रत्यवासनिकाः स्मृताः ॥वृ०पा०स्मृ०अ० ६–१९०॥

અર્થ:—કોઇ મરવાની ઇચ્છાથી પર્વત ઉપરથી પડતું મૂકે, અથવા વિષ ખાધું હોય અથવા ગળે ફાંસો ખાધો હોય, જલમાં ડુબતાં (આતુર) સંન્યાસ લીધો હોય, અથવા અગ્નિમાં પ્રવેશ કરેલો, અથવા જેણે ભોજનનો ત્યાગ કરેલો હોય તથા બીજાને મારનાર આ પ્રમાણે કર્યા છતાં પણ જેનું મરણ ન થયું હોય તો તેને પ્રત્યવાસનિક કહ્યો છે.

व्रतयज्ञतपोदानहोमस्वाध्यायवर्जितम् ।

सत्यशौचाश्रमभ्रष्टं संन्यासं नैवकारयेत् ॥ सं० उप० अ० २ क० ५ ॥

एते नार्हन्ति संन्यासमातुरेण विना क्रमम् ॥ ,, ॥ ६ ॥

અર્થ:—વ્રત, યજ્ઞ, તપ, દાન, હોમ, અને વેદનું અધ્યયન એ સર્વથી રહિત, તથા સત્ય, શૌચ તથા આશ્રમધર્મથી રહિત થયેલા મનુષ્યને પણ સંન્યાસ આપે નહીં. અને આ લોક આતુર સંન્યાસને છોડી ક્રમસંન્યાસ લેવાને યોગ્ય નથી.

શાસ્ત્રમાં આતુર સંન્યાસનું પ્રતિપાદન કર્યું છે, તથાપિ તે ગમે તે મનુષ્ય લઇ શકે એવું તાત્પર્ય નથી. પરન્તુ—

उत्पन्ने संकटे घोरे चौरव्याघ्रादिगोचरे ।

भयभीतस्य संन्यासमङ्गिरामुनिरब्रवीत् ॥ य. ध. सं. अधि. नि. ॥

અર્થઃ—ચોરો અથવા વાઘ આદિ જંગલી પ્રાણીથી મરવાના નિમિત્તવશાત્ ભયભીત થયો હોય, અથવા રોગાદિથી શરીર રહેવાનો નિશ્ચય ન હોય, તેવા સમયમાં આતુર સંન્યાસ લેવાને અંગિરા ઋષિએ કહ્યું છે. વળી—

आपत्काले तु संन्यासः कर्तव्य इति शिष्यते ।

जरयाभिपरीतेन शत्रुभिर्व्यथितेन च ॥ सुमन्तु । य. ध. सं. ॥

અર્થઃ—જે આતુર સંન્યાસ છે તે આપત્તિકાલમાં અથવા વૃદ્ધાવસ્થાથી ઘેરાયલો હોય અથવા શત્રુ લોકોએ ઘણી પીડા દીધી હોય, તે વખતે જ લેવો યોગ્ય છે એમ શાસ્ત્ર કહે છે. વળી—

प्राणस्योत्क्रमणासन्नकालस्त्वातुरसंज्ञकः ।

नेतरस्त्वातुरः कालो मुक्तिमार्गप्रवर्तकः ॥ ना० प० उप० अ० ४ श्लो० ४॥

અર્થઃ—પ્રાણ જવાનો વખત જ્યારે નજીક આવ્યો હોય તે કાલનું નામ આતુરકાલ કહેવાય છે. તે સમયના સંન્યાસનું નામ આતુર સંન્યાસ છે. પરન્તુ અન્ય સમયમાં લીધેલો સંન્યાસ મુક્તિમાર્ગની પ્રવૃત્તિ કરાવનાર છે.

अथ पण्डः पतितोऽङ्गविकलः स्त्रैणो बधिरोऽर्भको मूकः पाषण्डश्चक्री लिङ्गी कुष्ठी वैखानसहरद्विजौ भृतकाध्यापकः शिपिविष्टोऽनग्निको नास्तिको वैराग्यवन्तोऽप्येते न संन्यासार्हाः संन्यस्ता यद्यपि न महावाक्येऽधिकारिणः ॥

॥ सं० उ० अ० २ क० ३ ॥

અર્થઃ—નપુંસક, પતિત, અંગભંગ થયેલો, સ્ત્રીલંપટ, બહેરો, બાલક, મુંગો, વૈદિક આચારથી રહિત, ચક્રાદિ ધારણ કરનાર, સંન્યાસી આદિનાં ચિહ્નોને ધારણ કરનાર, કુષ્ઠરોગી, તાપસના વેષમાં ફરનાર બ્રાહ્મણ, તથા ગધેડું (હર) રાખનાર, તથા પૈસા લઇને વેદ ભણાવનાર તથા ચર્મરોગી તથા અગ્નિ રહિત અને નાસ્તિક એ સર્વ વૈરાગ્યવાળા હોવા છતાં પણ સંન્યાસ લેવાને યોગ્ય નથી. યદિ કોઇ પ્રકારથી અર્થાત્ આતુરાદિ નિયમથી સંન્યાસી થયો હોય તોપણ તે લોક મહાવાક્યનો ઉપદેશ લેવાને અધિકારી નથી.

અને જેની પત્ની મરી ગઈ હોય એવા વિધુર આદિને પણ સંન્યાસનો અધિકાર કહ્યો છે. દ્વિજાતિએ અનાશ્રમી રહેવું તેને નિષિદ્ધ કહ્યું છે. માટે—

पुनर्दारक्रियाभावान्मृतभार्यः परिव्रजेत् ॥ य० ध० सं० ॥

અર્થઃ—જેની પત્ની મરી ગઇ હોય અને બીજીવાર જેનો વિવાહ થયો નથી, તે પણ સંન્યાસ ધારણ કરે. વિરક્તિ વિના સંન્યાસ લઈ શકે નહીં, તથાપિ વાનપ્રસ્થાશ્રમમાં રહીને તપ કરવાનું સામર્થ્ય ન હોય તો વિધુરને સંન્યાસ લેવાનું કહ્યું છે, કેમકે અનાશ્રમી રહેવાથી ધર્મથી પતિત થાય છે. અને—

संन्यासं पातयेद्यस्तु पतितं न्यासयेत्तु यः ।

संन्यासविघ्नकर्ता च त्रीनेतान्पतितान्विदुः ॥ जा० स्मृ० (य० ध० सं०)॥

અર્થ:—જે સંન્યાસીનું પતન કરાવે છે, અને પતિતને સંન્યાસી બનાવે છે, તથા જે સંન્યાસમાં વિઘ્ન કરનાર છે એ ત્રણેને પતિત જાણવા. માટે આતુર સંન્યાસ પણ વિચાર કરીને જ લેવો જોઇએ.

ઇતિ સંન્યાસના અનધિકારીનું નિરૂપણ અ. ૧૪ સર્ગ. ૫. સમાપ્ત.

## અધ્યાય ૧૪. સર્ગ ૬.

### સંન્યાસાશ્રમલિંગનિરૂપણ.

ઉપરના સર્ગમાં સંન્યાસના અનધિકારી આદિનુ નિરૂપણ કરીને હવે આ સર્ગમાં સંન્યાસાશ્રમને ઉચિત દણ્ડ, કમણ્ડલુ, કાષાય વસ્ત્ર, આદિ લિંગોનું વિવેચન કરીએ છીએ.

આ વિષયમાં જાબાલોપનિષદ્ નીચે પ્રમાણે કહે છે:—

**परिव्राड् विवर्णवासा मुण्डोऽपरिग्रहः शुचिरद्रोही ब्रह्मभूयाय भवति ॥**

जा० उप० कण्डि० ५ ॥

અર્થ:—વિરૂદ્ધ વર્ણનું વસ્ત્ર અર્થાત્ બ્રાહ્મણાદિ ચારે વર્ણને માટે જે યોગ્ય નથી એવા વિરૂદ્ધ કાષાય રંગના વસ્ત્ર વાળો, તથા જેનું શિર મુંડાવેલું હોય તથા પરિગ્રહથી રહિત હોય, તથા પવિત્ર હોય તથા કોઇ પ્રાણીને દ્રોહ કરનાર ન હોય એવો સંન્યાસી ( परिव्राड् ) પરમાત્માની પ્રાપ્તિને માટે યોગ્ય થાય છે. લાલ, પીળાં, સફેદ, કાળાં વગેરે રંગનાં વસ્ત્ર ચારે વર્ણના ગૃહસ્થાશ્રમી લોક પહેરે છે. અને તે લોકે ઉપયોગ કરવો નિષિદ્ધ છે, માટે કાષાય વસ્ત્રને વિવર્ણ કહ્યું છે. વળી હે સખા રૂપ દણ્ડ ! તું મારી રક્ષા કર—આ મન્ત્રથી દણ્ડ ધારણ કરવાનું પણ ઉપનિષદ્‌માં કહ્યું છે.

**अनेन मन्त्रेण कृतं वैणवं दण्डं कौपीनं परिग्रहेदौपधवदशनमाचरेदौपधवदशनं माश्नीयाद्यथालाभमश्नीयात् ॥** आरु० उप० क० २ ॥

અર્થ:—"सखा मा" એ મન્ત્રથી વાંસનો બનાવેલો દણ્ડ તથા કૌપીનનું પણ ગ્રહણ કરે. અને જેવી રીતે રોગની નિવૃત્તિને માટે ઔષધનુ સેવન કરવામાં આવે છે, તેવી રીતે ક્ષુધા રૂપી રોગનું નિવારણ કરવાને માટે ભોજન કરે. અને ઔષધની માફક ભોજન કરે. જેવુ મળી આવે તેવું ભોજન કરે, ભોજનને માટે કોઈ પ્રકારની લાલસા ન રાખે. તે વાતનું સૂચન કરવાને માટે "ઔષધની તુલ્ય ભોજન કરે" એમ બે વાર કહ્યું છે. ઇત્યાદિ શ્રુતિથી દણ્ડ તથા કાષાય વસ્ત્રાદિ ધારણ કરવાનો નિયમ પણ નિશ્ચય થાય છે. અને પૂર્ણ વિરક્ત પરમહંસને માટે દણ્ડાદિક લિંગોનો અભાવ પણ શાસ્ત્રમાં બતાવ્યો છે.

**गृह्णीयाद्दण्डकौपीनाद्युचितं लोकवर्तनम् ।**
**विरक्तश्चेन्न गृह्णीयाल्लोकवृत्तिविचारणे ॥** शि० पु० कै० सं० अ० ३-२८ ॥

અર્થ:—લોકોના ઉપકારને માટે તથા પોતાના શરીરના પોષણને માટે પણ સંન્યાસાશ્રમને ઉચિત દણ્ડ તથા કૌપીનાદિક ચિહ્નો ગ્રહણ કરવાં જોઇએ. અને જો વિરક્ત હોય તો લોકોના ઉપકારાદિના વિચારથી દણ્ડાદિ ધારણ ન કરે. અને—

न तस्य विद्यते कार्यं न लिंगं वा विपश्चितः ।

निर्ममो निर्भयः शान्तो निर्द्वन्द्वोऽवर्णभोजनः ॥ना. प.उ. आ. ४ श्लो.३१॥

અર્થ:—તે તત્ત્વવેત્તા પરમહંસને માટે કોઇ કર્તવ્ય નથી, ન તો તેને માટે કોઇ કાષાય વસ્ત્રાદિક લિંગ છે. તે મમતારહિત તથા નિર્ભય તથા શાન્ત તથા રાગદ્વેષાદિ દ્વન્દ્વથી રહિત, અને અવર્ણ ભોજનવાળો હોવાથી બ્રાહ્મણાદિ વર્ણોની અપેક્ષાથી રહિત હોય છે. વળી—

मुनिः कौपीनवासाः स्यान्नग्नो वा ध्यानतत्परः ।

एवं ज्ञानपरो योगी ब्रह्मभूयाय कल्पते ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—પરમહંસ તત્ત્વવેત્તા અને ધ્યાનમાં તત્પર એવા મુનિ ચહાય કૌપીન રાખે અથવા દિગંબર જ રહે. જ્ઞાનમાં તત્પર જે યોગી છે તે પરબ્રહ્મની પ્રાપ્તિને માટે યોગ્ય થાય છે.

लिंगे सत्यपि खल्वस्मिञ्ज्ञानमेव हि कारणम् ।

निर्मोक्षायेह भूतानां लिंगग्रामो निरर्थकः ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—તત્ત્વવેત્તાએ લિંગ ધારણ કર્યું હોય કે નહીં, મોક્ષને માટે તો જ્ઞાન જ કારણ છે. માટે નાના પ્રકારનાં જે લિંગ છે તે નિષ્પ્રયોજન જ છે.

तस्मादलिङ्गो धर्मज्ञो ब्रह्मवृत्तमनुव्रतम् ।

गूढधर्माश्रितो विद्वानज्ञातचरितं चरेत् ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—માટે લિંગથી રહિત, યતિધર્મને જાણનાર, બ્રહ્મપ્રાપ્તિને યોગ્ય વ્રતોને ધારણ કરેલો, ગૂઢ ધર્મોનો આશ્રય કરેલો વિદ્વાન્ લોકો તેને જાણી ન શકે એવું આચરણ કરે. વળી—

संदिग्धः सर्वभूतानां वर्णाश्रमविवर्जितः ।

अन्धवज्जडवच्चापि मूकवच्च महीं चरेत् ॥ ना० प० उप० ४ श्लो० ३६ ॥

तं दृष्ट्वा शान्तमनसं स्पृहयन्ति दिवौकसः ।

लिंगाभावात्तु कैवल्यमिति ब्रह्मानुशासनम् ॥ ,, ॥ ३७ ॥

અર્થ:—તેને દેખનાર પ્રાણીઓને સન્દેહ થાય અર્થાત્ આ જ્ઞાની છે અથવા અજ્ઞાની છે એવો નિશ્ચય ન થાય, અને વર્ણાશ્રમના વિચારથી રહિત હોય, અને આન્ધ તથા જડ અને મુંગાની માફક-એવી રીતે પૃથ્વીમાં વિચરે. (૩૬). એવા શાન્ત મનવાળાને જોઇને દેવતા લોક પણ તે પદવીને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરે છે. લિંગાદિના અભાવમાં મોક્ષ છે એવું વેદનું કથન છે. વળી—

ज्ञाननिष्ठो विरक्तो वा मद्भक्तो वाऽनपेक्षकः ।

सल्लिङ्गानाश्रमांस्त्यक्त्वा चरेदविधिगोचरः ॥भा०पु० स्कं०११ अ०१८-२८॥

અર્થ:—આ લોક સંબન્ધી તથા પરલોક સંબંધી વિષયોમાં જે વિરક્ત છે, તેથી જ જે સર્વ વસ્તુની અપેક્ષાથી રહિત છે એવો જ્ઞાનનિષ્ઠ હોય, અથવા વિરક્ત હોય, અથવા મારો ભક્ત હોય, તે દંડાદિ લિંગ સહિત આશ્રમ તથા આશ્રમધર્મોનો પણ પરિત્યાગ કરીને તથા વિધિ અને નિષેધનો પણ પરિત્યાગ કરીને વિચરે.

આ પ્રમાણ પણ જ્ઞાનનિષ્ઠને તથા નિષ્કામ ભક્તને વર્ણાશ્રમનિયમનો અભાવ બતાવે છે. વળી—

अव्यक्तलिंगा अव्यक्ताचारा अनुन्मत्ता उन्मत्तवदाचरन्तः ॥

जाबा० उ० कण्डि० ६ ॥

અર્થ:—વર્ણાશ્રમોનાં કોઈ સ્પષ્ટ ચિહ્ન જેનામાં નથી, અને વર્ણાશ્રમને અનુસાર કોઈ આચાર પણ જેનામાં નથી, અને ઉન્મત્ત નથી છતાં ઉન્મત્તની પેઠે આચરણ કરનાર છે. ઈત્યાદિ શ્રુતિ પણ સર્વ તત્ત્વવેત્તા પરમહંસને દણ્ડાદિ લિંગોનો અભાવ બતાવે છે. તેથી વિરક્ત હોય તો લિંગ ધારણ ન કરે. નહિંતો લિંગાદિ ધારણ કરે એવો નિર્ણય છે. તેટલા માટે જાબાલશ્રુતિ—

त्रिदण्डं कमण्डलुं शिक्यं पात्रं जलपवित्रं शिखां यज्ञोपवीतं भूः स्वाहेत्यप्सु परित्यज्याऽऽत्मानमन्विच्छेत् ॥ जाबा० उ० क० ६ ॥

અર્થ:—ત્રિદણ્ડ, કમણ્ડલુ, શીકું, પાત્ર, તથા જલ ગળવાનું વસ્ત્ર, તથા શિખા અને યજ્ઞોપવીત-એ સર્વ "भूः स्वाहा" એ મન્ત્ર ભણીને જલમાં પરિત્યાગ કરીને આત્માને જાણવાની ઇચ્છા કરે. આ શ્રુતિ કુટીચક તથા બહૂદક સંન્યાસીને પણ દણ્ડાદિ લિંગના ત્યાગ દ્વારા પરમહંસ સંન્યાસનું વિધાન કરે છે.

અને જેને માટે દણ્ડાદિ ધારણ કરવાની શાસ્ત્રમાં આવશ્યકતા બતાવી છે, તે દણ્ડાદિ ધારણ ન કરે તો પ્રાયશ્ચિત્તના ભાગી થાય છે એમ બતાવ્યું છે.

मेखलाजिनदण्डैश्च ब्रह्मचारीति लक्ष्यते ।
गृहस्थो यष्टिवेदाद्यैर्नखलोमैर्वनाश्रमी ॥ दक्ष० स्मृ० अ० १ श्लो० ॥१२॥
त्रिदण्डेन यतिश्चैवं लक्षणानि पृथक् पृथक् ।
यस्यैतल्लक्षणं नास्ति प्रायश्चित्ती न चाश्रमी ॥ „ ॥ १३ ॥

અર્થ:—મેખલા, ચર્મ તથા દણ્ડથી આ બ્રહ્મચારી છે એમ જાણી શકાય છે. અને લાકડી તથા વેદાદિ શબ્દથી તથા જલપાત્રાદિથી ગૃહસ્થની પિછાન થાય છે. વધારેલા નખ અને કેશથી વાનપ્રસ્થાશ્રમીને ઓળખી શકાય છે. અને ત્રિદણ્ડ તથા કમણ્ડલુ આદિ યતિનું સૂચન કરે છે. આ પ્રમાણે સર્વનાં લક્ષણ જૂદાં જૂદાં છે. જેનાં આવાં લક્ષણ નથી તે પ્રાયશ્ચિત્તનો ભાગી છે. તે આશ્રમી પણ નથી.

દણ્ડનાં લક્ષણ પણ શાસ્ત્રમાં કહ્યાં છે.

धारयेद्वैणवं दण्डं न स्थूलं न कृशं तथा ।
तस्य चाग्रे च मूले च ग्रन्थिं त्यक्त्वा तु धारयेत् ॥ य० ध० सं० ॥

અર્થ:—બહુ મોટો પણ ન હોય, ન તો બહુ પાતળો હોય, એવો વાંસનો દણ્ડ તેના મૂલ અને અગ્ર ભાગની ગ્રન્થિઓને છોડીને ધારણ કરવો જોઇએ. વળી—

दण्डं तु वैणवं सौम्यं सत्वचं समपर्वकम् ।
पुण्यस्थाने समुत्पन्नं नानाकल्मापशोभितम् ॥ भवि० पु० (य. ध. सं.) ॥
अदग्धमहतं कीटैः पर्वग्रन्थिविराजितम् ।
स्वयं भूतं तु मेदिन्यां शाखावर्जमृजुं शुभम् ॥ „ „

અર્થ:—દણ્ડ વાંસનો હોવો જોઇએ, તે સૌમ્ય હોય અને તેની સર્વ સન્ધિ સમાન હોય, તથા ગંગાતીરાદિ પુણ્યસ્થાનમાં ઉત્પન્ન થયેલો હોય, તથા વિચિત્ર રંગવાળો પરિપક્વ હોય, તથા જે અગ્નિથી બળેલો ન હોય, તથા જેને કીડાએ ખાધેલો ન હોય, અને પર્વ તથા ગ્રન્થિથી શોભિત હોય, ભૂમિમાંથી સ્વયં ઉત્પન્ન થયેલો હોય અર્થાત્ કોઇએ બાગ વગેરેમાં રોપેલો ન હોય તેવો, શાખારહિત અને સીધો અને સુશોભિત હોવો જોઇએ. વળી—

नासोदग्रं शिरस्तुल्यं भ्रुवोर्वा विभृयाद्यतिः ॥

અર્થ:—તે નાસિકા સુધીનો અથવા ભ્રૂ સુધીનો અથવા શિર સુધીનો ઉંચો દણ્ડ સંન્યાસીએ ધારણ કરવો જોઇએ. (આ ભવિ. પુ. નું જ પ્રમાણ યતિધર્મસંગ્રહમાં લખેલું છે.)

दण्डात्मनोस्तु संयोगः सर्वदैव विधीयते ।
न दण्डेन विना गच्छेदिपुक्षेपत्रयं बुधः ॥ जमद. स्मृ० (य. ध. सं.)

અર્થ:—દણ્ડ અને શરીરનો સંબંધ હમેશા હોવો જોઇએ એમ શાસ્ત્ર વિધાન કરે છે. બુદ્ધિશાળી મનુષ્ય દણ્ડ વિના ત્રણ ધનુષ્ જેટલો રસ્તો પણ ન ચાલે.

जलाम्बरादिषु क्षिप्ते न कश्चिद्दोषभाग्भवेत् ।
शिष्यादिभिर्विनीतेऽपि नीत एव स आत्मना ॥ " "

અર્થ:—છતાં દણ્ડ કદાપિ હાથમાં ન રાખ્યો હોય, પરન્તુ જલમાં અથવા ઉંચા સ્થાનમાં રાખ્યો હોય તો દોષનો ભાગી થતો નથી કદાપિ બહાર જતાં પોતે દણ્ડને હાથમાં ન લીધો હોય, પરન્તુ પોતાના શિષ્યાદિએ હાથમાં રાખ્યો હોય તોપણ તે પોતે લીધા બરાબર જ છે. કેમકે—

हस्तपादादिवच्छिष्य इति शिष्टा ब्रुवन्ति हि ॥ "

અર્થ:—શિષ્ય પોતાના હાથ, પગ, આદિ અવયવ તુલ્ય જ છે એમ શિષ્ટ લોક કહે છે. વળી—

अतैजसानि पात्राणि तस्य स्युर्निर्व्रणानि च ।
तेषामद्भिः स्मृतं शौचं चमसानामिवाध्वरे ॥ म. स्मृ०अ०६–५३ ॥

અર્થ:—યતિનું પાત્ર સુવર્ણાદિનું ન હોય એવું જોઈએ. તે તૂટેલું ફૂટેલું પણ ન હોવું જોઇએ. અને તેની શુદ્ધિ, જેવી રીતે યજ્ઞોનાં પાત્રની શુદ્ધિ જલથી થાય છે, તેવી રીતે જલથી થાય છે.

હવે નીચેના શ્લોકથી, યતિનાં પાત્ર ધાતુથી બનાવેલાં પાત્રથી ભિન્ન હોવાનો નિર્ણય કરવામાં આવે છે.

अलाबुं दारुपात्रं च मृन्मयं वैणवं तथा ।
एतानि यतिपात्राणि मनुः स्वायंभुवोऽब्रवीत् ॥ म० स्मृ० अ० ६. ५४ ॥

અર્થ:—તુંબડું, લાકડાનું પાત્ર અથવા માટીનું પાત્ર અથવા વાંસ આદિની ચીરાઈ કાપીને તેનું બનાવેલું-એ સર્વ પાત્ર યતિને માટે છે એમ સ્વાયંભુવ મનુએ કહ્યું છે.

कौपीनाच्छादनं वस्त्रं कन्थां शीतनिवारिणीम् ।
अक्षमालां च गृह्णीयाद्वैणवं दण्डमव्रणम् ॥ स्का० पु० (जी. मु. वि. )

અર્થ:—કૌપીન તથા શરીરને ઢાંકવાને માટે ધોતીઉં આદિ વસ્ત્ર, તથા શીતનું નિવારણ કરવાને માટે ગોદડી, તથા રૂદ્રાક્ષની માળા, તથા ભગવાનના ચિહ્ન રૂપ ત્વચા આદિ જેમાંથી ઉખડી ગઈ નથી એવો દણ્ડ પણ યતિએ ગ્રહણ કરવો જોઈએ.

ઈતિ સંન્યાસાશ્રમલિંગનિરૂપણ અ. ૧૪. સ. ૬. સમાપ્ત.

## અધ્યાય ૧૪. સર્ગ. ૭.

### સંન્યાસની તથા ધર્માચરણની વિધિનું નિરૂપણ.

હવે આ સર્ગમાં સંન્યાસ ધારણ કરવાની સામાન્ય વિધિ તથા સંન્યાસીના ધર્માચરણની વિધિનું પણ પ્રતિપાદન કરવામાં આવે છે.

प्राजापत्यां निरूप्येष्टिं सर्ववेदसदक्षिणाम् ।
आत्मन्यग्निं समारोप्य ब्राह्मणः प्रव्रजेद्गृहात् ॥ મ૦ સ્મૃ. અ૦ ૬-૩૮ ॥

અર્થ:—પરમાત્માની પ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુ પુરૂષ જે યજ્ઞમાં સંપૂર્ણ ધનની દક્ષિણા છે એવા પ્રજાપતિ દેવતા સંબંધી યજ્ઞ કરીને વિધિપૂર્વક અગ્નિને પોતાનામાં સમાવેશ કરીને ગૃહથી નિકળીને સંન્યાસાશ્રમનો સ્વીકાર કરે. વળી—

यो दत्वा सर्वभूतेभ्यः प्रव्रजत्यभयं गृहात् ।
तस्य तेजोमया लोका भवन्ति ब्रह्मवादिनः ॥ ૩૯ ॥

અર્થ:—સંપૂર્ણ સ્થાવર અને જંગમ પ્રાણીઓને અભય આપીને જે ગૃહસ્થાશ્રમમાંથી સંન્યાસી થાય છે તે બ્રહ્મનિષ્ઠને હિરણ્યગર્ભાદિકના લોક પ્રાપ્ત થાય છે.

यस्मादण्वपि भूतानां द्विजान्नोत्पद्यते भयम् ।
तस्य देहाद्विमुक्तस्य भयं नास्ति कुतश्चन ॥ ,, ॥ ४० ॥

અર્થ:—જે મનુષ્યથી પ્રાણીને લેશ માત્ર પણ ભય ઉત્પન્ન થતો નથી તેને આ વર્તમાન દેહનો નાશ થતાં કોઈ પ્રકારનો ભય થતો નથી. અર્થાત્ અભયદાન આપીને સંન્યાસી થઈ તેના ધર્મનું પાલન કરનાર મનુષ્યને કોઈ પણ પ્રકારનો ભય પ્રાપ્ત થવાનો નથી એવો ભાવ છે.

આ પ્રમાણે શાસ્ત્રોક્ત નિયમને અનુસાર સંન્યાસ લઈને—

एक एव चरेन्नित्यं सिद्ध्यर्थमसहायवान् ।
सिद्धिमेकस्य संपश्यन्न जहाति न हीयते ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—એકલા વિચરનારને અને સર્વ પ્રકારના સંગથી રહિત થયેલાને જ મોક્ષની પ્રાપ્તિ થાય છે એમ જાણ્યુ. અને સહાયને માટે પોતાની સાથે કોઈને પણ નહીં રાખતો સતો એકલો વિચરે. અને એકલો વિચરતો સતો તે કોઈ પદાર્થનો ત્યાગ થવાથી દુઃખનો અનુભવ કરતો નથી, અને કોઈ પણ તેના ત્યાગના દુઃખનો અનુભવ પણ કરતુ નથી અર્થાત્ એકલા વિચરનાર યતિને કોઈ પદાર્થ અથવા કોઈ મનુષ્યનો પણ ત્યાગ થવાથી દુઃખ થતુ નથી. વળી—

एको भिक्षुर्यथोक्तस्तु द्वौ चैव मिथुनं स्मृतम् ।
त्रयो ग्रामः समाख्यातः ऊर्ध्वं तु नगरायते ॥ દક્ષ સ્મૃ૦ અ૦ ૭-૩૪ ॥

અર્થ:—જે એકલો વિચરનાર છે તે યથાર્થ ભિક્ષુ છે. જેઓ બે મળીને વિચરે છે તે

મિથુન કહેવાય છે. જે ત્રણ મળીને ફરે છે તે ગ્રામ કહેવાય છે. અને ત્રણથી અધિક હોય તો નગર કહેવાય છે. તેથી—

नगरं हि न कर्तव्यं ग्रामो वा मिथुनं तथा ।
एतत्त्रयं प्रकुर्वाणः स्वधर्माच्च्यवते यतिः ॥ ,, ॥ ३५ ॥

અર્થ:—નગર કે ગ્રામ કે મિથુન પણ નહીં કરવું જોઇએ. આ ત્રણ કરવાથી યતિ પોતાના ધર્મથી પતિત થાય છે.

वर्षासु ध्रुवशीलोऽष्टौ मासानेको यतिश्चरेत् ।
द्वावेव वा विचरेद्द्वावेव वा विचरेदिति ॥ आरु० उ० फ. ४ ॥

અર્થ:—વર્ષા ઋતુના ચાર માસ એક જ સ્થાનમાં રહેવું જોઇએ, અને આઠ માસ એકલા વિચરે, અથવા બે મળીને વિચરે. આ શ્રુતિ પોતાના શિષ્યાદિક કોઈ હોય અને પોતાને કોઈ વિક્ષેપ કરનારો ન હોય, તો બે મળીને વિચરવાની આજ્ઞા કરે છે. "द्वावेव वा" એ બે વાર કહ્યું છે. તેનું તાત્પર્ય બેથી અધિક કદાપિ ન હોય એવું છે.

राजवार्ता ततस्तेषां भिक्षावार्ता परस्परम् ।
स्नेहपैशुन्यमात्सर्यं संनिकर्षान्न संशयः ॥ ,, ॥ ३६ ॥

અર્થ:—બેચાર મળીને વિચરનાર પરસ્પર ભિક્ષાની વાર્તા અથવા રાજા સંબંધી વાર્તા કરતા રહેશે—અર્થાત્ "આ રાજા આવો છે, આ ગ્રામમાં ભિક્ષા ઠીક મળે છે, ભક્ત લોક સારા છે" એ પ્રકારની વાતો કરતા રહેશે. અને વળી મળીને એકઠા રહેવાથી સ્નેહ, ચાડીચુગલી અથવા માત્સર્ય એ સર્વ અવશ્ય થાય છે. માટે મુમુક્ષુએ એકલા જ, વિચરવું જોઇએ. પહેલાંના સમયમાં ૧૦૦૦ (હજાર) અથવા અધિક પણ શિષ્યોને લઇને ઋષિલોક ફરતા હતા. પરન્તુ તે લોક સંન્યાસી નહોતા. સંન્યાસીઓને માટે સંઘ લઈને ફરવાનું શાસ્ત્રમાં નિષિદ્ધ કહ્યું છે. આ શ્લો. ૩૪ થી લઇને ૩૬ સુધીના શ્લોક નારદપરિવ્રાજકોપનિષદ્‌માં પણ છે.

एकाकी निःस्पृहस्तिष्ठेन्न हि केन सहालपेत् ।
दद्यान्नारायणेत्येव प्रतिवाक्यं सदा यतिः ॥ नार. प. उप. ३ श्लो.५९ ॥

અર્થ:—યતિએ નિઃસ્પૃહી થઇને એકલા રહેવું જોઇએ. અને કોઇની સાથે વ્યર્થ બોલવું નહીં જોઇએ. અને કોઈ આવીને નમસ્કારાદિ કરે અથવા બોલે તો તેના બદલામાં નારાયણ શબ્દ કહેવો જોઇએ.

વળી દત્તાત્રેય અવધૂતે સમૂહમાં રહેનારને પરસ્પર કલહ થવાનો સંભવ પણ કહ્યો છે.

वासे बहूनां कलहो भवेद्वार्ता द्वयोरपि ।
एक एव चरेत्तस्मात्कुमार्या इव कङ्कणम् ॥ भा. स्क. ११ अ० ९ श्लो. १० ॥

અર્થ:—ઘણાઓ સાથે મળીને રહે તોપણ પરસ્પર વાતચીત કરશે. તેટલા માટે કુમારીના કંકણની માફક એકલા વિચરવું જોઇએ. વળી—

अनग्निरनिकेतः स्याद्ग्राममन्नार्थमाश्रयेत् ।
उपेक्षकोऽसंकुसुको मुनिर्भावसमाहितः ॥ म० स्मृ० अ० ६–४३ ॥

અર્થઃ—રસોઈ બનાવવી આદિ નિમિત્તથી લૌકિક અગ્નિનો સંબંધ ન કરે. અને રહેવાને માટે કોઈ નિશ્ચિત સ્થાન પણ ન રાખે. અને અન્નને માટે ગ્રામનો આશ્રય કરે. અને સર્વ કાર્યમાં ઉપેક્ષાબુદ્ધિ રાખવી જોઇએ, તથા સ્થિરબુદ્ધિવાળા થવું જોઇએ. આ પ્રકારે બ્રહ્મ સ્વરૂપનું મનન કરનાર મુનિએ પરમાત્મામાં સમાહિત ચિત્તવાળા થઇને રહેવુ જોઇએ.

माधूकरमसंक्लृप्तं प्राक्प्रणीतमयाचितम् ।
तात्कालिकं चोपपन्नं भैक्षं पञ्चविधं स्मृतम् ॥ सं. उ. अ. २–६५ ॥

અર્થઃ—૧. અસંકલૃપ્ત માધૂકર, ૨. પ્રાક્પ્રણીત, ૩. અયાચિત, ૪. તાત્કાલિક તથા ૫. ઉપપન્ન એમ ભિક્ષા પાંચ પ્રકારની કહેવાય છે.

मनः संकल्परहितांस्त्रीन्गृहान्पञ्च सप्त वा ।
मधुमक्षिकवत्कृत्वा माधूकरमिति स्मृतम् ॥ " ॥ ६६ ॥

અર્થઃ—"આજ અમુક ઘરમાં ભિક્ષા લેવા જવું છે" એવો પ્રથમ મનમાં કોઇ સંકલ્પ ન થયો હોય એવાં ત્રણ અથવા પાંચ અથવા સાત ઘેરથી મધમાખીની પેઠે થોડુ થોડુ અન્ન લાવીને નિર્વાહ કરવો તેને અસંકલૃપ્ત મધૂકરવૃત્તિ કહે છે.

प्रातःकाले च पूर्वेद्युर्यद्भक्तैः प्रार्थितं मुहुः ।
तद्भैक्षं प्राक्प्रणीतं स्यात्स्थितिं कुर्यात्तथापि च ॥ " ॥ ६७ ॥

અર્થઃ—તે (ભિક્ષાને) દિવસે પ્રાતઃકાલમાં અથવા આગલે દિવસે ભક્ત લોકોએ આવીને વારંવાર પ્રાર્થના કરીને કબુલ કરાવી હોય તો તે ભિક્ષા **પ્રાક્પ્રણીત** કહેવાય છે. તે ભિક્ષાથી પણ પોતાની સ્થિતિ ચલાવે અર્થાત્ નિર્વાહ કરે.

भिक्षाटनसमुद्योगाद्येन केन निमन्त्रितम् ।
अयाचितं तु तद्भैक्षं भोक्तव्यं च मुमुक्षुभिः ॥ " ॥ ६८ ॥

અર્થ.—ભિક્ષાને માટે ફરતાં ફરતાં કોઇએ તેને પોતાના ઘરમાં ભિક્ષા કરવાને માટે નિમન્ત્રણ કર્યું હોય તો તે **અયાચિત** ભૈક્ષ કહેવાય છે. તે પણ મુમુક્ષુ લોકોએ ભોજન કરવા યોગ્ય છે.

उपस्थानेन यत्प्रोक्तं भिक्षार्थं ब्राह्मणेन तत् ।
तात्कालिकमिति ख्यातं भोक्तव्यं यतिभिस्तदा ॥ " ॥ ६९ ॥

અર્થઃ—ભિક્ષાને માટે આપણા નિવાસસ્થાનમાંથી બહાર જવાને તૈયાર થયા હોઇએ તે સમયે કોઇ આવીને ભોજનને માટે કહે તો તે તાત્કાલિક કહેવાય છે તે પણ યતિએ ખાવુ જોઇએ.

सिद्धमन्नं यदानीतं ब्राह्मणेन मठंप्रति ।
उपपन्नमिति प्राहुर्मुनयो मोक्षकाङ्क्षिणः ॥ " ॥ ७० ॥

અર્થઃ—અને કોઇ રાંધેલુ અન્ન મઠમાં લાવ્યુ હોય તો તેને મોક્ષની ઇચ્છા કરનાર મુનિલોક ઉપપન્ન કહે છે.

વળી યતિએ હમેશાં એકનું જ અન્ન ખાવું યોગ્ય નથીઃ—

चरेन्माधूकरं भैक्षं यतिर्म्लेच्छकुलादपि ।
एकान्नं न तु भुञ्जीत बृहस्पतिसमादपि ॥
याचितायाचिताभ्यां च भिक्षाभ्यां कल्पयेत्स्थितिम् ॥ " ॥ ७१ ॥

અર્થઃ—યતિએ મ્લેચ્છ કુલમાંથી પણ મધૂકરવૃત્તિ કરવી યોગ્ય છે, પરન્તુ બૃહસ્પતિના કુલની તુલ્ય કોઇ ઉત્તમ કુલ હોય તો પણ શુ ? તેનું પણ અન્ન દરરોજ ખાવા યોગ્ય નથી. પરન્તુ યાચિત અને અયાચિત ભિક્ષા વડે પોતાનો નિર્વાહ કરવો ઉચિત છે.

અર્થાત્ અયાચિત વૃત્તિથી નિર્વાહ ન ચાલે તો યાચિત ભિક્ષાથી પણ નિર્વાહ ચલાવવો જોઇએ એવો સિદ્ધાન્ત છે.

भैक्षं वा सर्ववर्णेभ्य एकान्नं वा द्विजातिषु ।

अपि वा सर्ववर्णेभ्यो न चैकान्नं द्विजातिषु ॥ बौधा.स्मृ.प्र.२ अ. १०–६९ ॥

અર્થઃ—સર્વે વર્ણો પાસેથી ભિક્ષા માગીને ખાવી. અથવા દ્વિજાતિમાંથી કોઇ એકનું અન્ન ખાવુ. અથવા સર્વની ભિક્ષા માગીને ખાવી, પરન્તુ દ્વિજાતિનું હોય તોપણ કોઇ એકનુ અન્ન હમેશાં નહી ખાવું એમો અન્નભોજનમાં વિકલ્પ કહ્યો છે. વળી—

प्रियमात्तनरा यत्र भयच्छेयुरयाचिताः ।

स्वस्थचित्तो वसेत्तत्र कृतकृत्य इवात्मवान् ॥ शा० प० अ० २८७–५३ ॥

અર્થઃ—યાચના કર્યા વિના પ્રેમી લોક જે સ્થાનમાં આપણા નિર્વાહને યોગ્ય સર્વ વસ્તુ આપતા હોય તે સ્થાનમાં આત્મજ્ઞાની કૃતકૃત્ય યતિ સ્વસ્થ ચિત્તવાળા થઇને રહે.

न वायुः स्पर्शदोषेण नाग्निर्दहनकर्मणा ।

नापो मूत्रपुरीषाभ्यां नान्नदोषेण मस्करी ॥ ना० प० उ० अ० २–७२ ॥

અર્થઃ—મલમૂત્રાદિકના સ્પર્શથી પણ વાયુને કોઇ દોષ લાગતો નથી. વળી સર્વ પ્રકારના અપવિત્ર પદાર્થોને બાળવાથી પણ અગ્નિ અપવિત્ર થતો નથી. અને જલમાં લોક મળમૂત્રાદિ ફેંકે છે છતાં તે અપવિત્ર થતુ નથી. તેવી રીતે અન્નના દોષથી સંન્યાસીને પણ કોઇ દોષ લાગતો નથી. તથાપિ એકનું જ અન્ન ખાવું તે તો નિષિદ્ધ જ છે. પરન્તુ સાધકોને માટે તો તે અત્યન્ત નિષિદ્ધ છે. કારણ—

भैक्षेण वर्तयेन्नित्यं नैकान्नाशी भवेत्क्वचित् ।

चित्तशुद्धिर्भवेद्यावत्तावन्नित्यं चरेत्सुधीः ॥ना० प०उ० उप० ५ श्लो. ३५॥

અર્થઃ—હમેશાં ભિક્ષાવૃત્તિથી જ નિર્વાહ ચલાવવો યોગ્ય છે. અને કદાપિ પણ એકનું ભોજન લે નહીં. જ્યાંસુધી ચિત્તશુદ્ધિ ન થાય ત્યાંસુધી અવશ્ય ભિક્ષાવૃત્તિથી જ નિર્વાહ કરવો જોઇએ. આ શ્રુતિ સાધકોને એકાન્નનો વિશેષ નિષેધ કરે છે.

सौवर्णलौहरौप्येषु ताम्राश्मसमयेषु च ।

अश्नन्भिक्षुर्न दुष्येत दुष्यते तु परिग्रहात् ॥ य० ध० सं० ॥

माधूकरमथैकान्नं परहंसः समाचरेत् ॥

અર્થઃ—સુવર્ણ તથા લોઢું તથા ચાંદી તથા ત્રાંબુ તથા પથ્થર આદિના પાત્રમાં ભોજન કરવાથી યતિ દૂષિત થતો નથી. પરન્તુ તેનો પ્રતિગ્રહ કરવાથી દૂષિત થાય છે. અને મધૂકર તથા એકાન્ન ( એકનું અન્ન ) પણ પરમહંસ કરી શકે છે. આ પિતામહનું વચન પણ યતિધર્મ સંગ્રહમાં લખ્યું છે.

यतीनामातुराणान्तु वृद्धानां दीर्घरोगिणाम् ।

एकान्नेन न दोषोऽस्ति एकस्यैव दिने दिने ॥ पाराशर (य० ध० सं०)

અર્થઃ—યતિ આતુર હોય અર્થાત્ મરવાની તૈયારીમાં હોય અથવા અન્ય પ્રકારે આતુર હોય તથા વૃદ્ધ હોય, તથા બહુ કાલથી રોગી હોય તો તેને રોજ એકનું અન્ન ખાવાથી દોષ નથી. વળી—

सुजीर्णोऽतिकृशो योगी दशान्तो विकलेन्द्रियः ।
पुत्रमित्रगुरुभ्रातृपत्नीभ्यो भैक्षमाहरेत् ॥ क्रतुः (य० ध० सं०)

અર્થઃ—શરીર જીર્ણ થઇ ગયું હોય, તથા અત્યન્ત કૃશ થયો હોય, અથવા યોગી હોય, અથવા જેની ઉમર નેવું વર્ષની થઇ ગઇ હોય અને સોની અંદર હોય (दशान्तः), અથવા જેને ઇન્દ્રિયોની હાનિ થઇ હોય એવો યતિ પુત્ર, મિત્ર, ગુરુ, ભાઇ તથા પત્નીની પાસેથી ભિક્ષા લઇને નિર્વાહ કરી શકે છે. વળી—

घृतं श्वमूत्रसदृशं मधु स्यात्सुरया समम् ।
तैलं सूकरमूत्रं स्यात्सूपं लशुनसंमितम् ॥ सं० उ० अ० २–७५ ॥
माषापूपादि गोमांसं क्षीरं मूत्रसमं भवेत् ।
तस्मात्सर्वप्रयत्नेन घृतादीन्वर्जयेद्यतिः ॥
घृतसूपादिसंयुक्तमन्नं नाद्यात्कदाचन ॥ „ ॥ ७६ ॥

અર્થઃ—યતિને માટે ઘી ખાવું તે કૂતરાનું મૂત્ર પીવા તુલ્ય છે, અને મધ ખાવું તે દારૂ સમાન છે, અને તેલ ખાવું તે સુઅરના મૂત્ર સમાન છે, અને દાળ ખાવી તે લસણની બરાબર છે, અને અડદ તથા પુડા આદિ ખાવા તે માંસ તુલ્ય છે, અને દૂધ મૂત્ર સમાન છે. માટે સર્વ પ્રકારનો પ્રયત્ન કરીને યતિએ ઘી આદિ પદાર્થોનો પરિત્યાગ કરવા જોઇએ. ઘી તથા દાળ આદિ મળેલું અન્ન કદાપિ પણ નહીં ભક્ષણ કરવું જોઇએ.

આ લેખ લખેલો તો ઉપનિષદ્‌માં જ છે, પરન્તુ તે બહુ વિલક્ષણ માલમ પડે છે. પરમાર્થથી સંન્યાસીના ભોજનનો નિયમ નીચે પ્રમાણે છેઃ—

यदृच्छयोपपन्नान्नमद्याच्छ्रेष्ठमुतापरम् ।
तथा वासस्तथा शय्यां प्राप्तं प्राप्तं भजेन्मुनिः॥ भा०पु०स्क०११अ. ८–३५॥

અર્થઃ—યતિએ, અનાયાસે જે પ્રકારનું ભોજન મળ્યું હોય, ચહાય તે શ્રેષ્ઠ હોય કે લૂખું આદિ હલકું હોય, તે સર્વ સન્તોષથી ખાવું જોઇએ. તેવી રીતે જે પ્રકારનું વસ્ત્ર અનાયાસે મળ્યું હોય તે પ્રકારનું વસ્ત્ર પહેરવું જોઇએ, તેમજ જેવી શય્યા અને રહેવાનું સ્થાન મળ્યું હોય તે પ્રકારની શય્યામાં સુવું તથા રહેવું જોઇએ. પરન્તુ પોતાના શરીરની પુષ્ટિ કરવાને માટે ઉત્તમ અન્નાદિની ઇચ્છા કરવી તથા સુખને માટે સારૂં વસ્ત્ર, ઘર, આદિની ઇચ્છા કરવી તે પતિત થવાનું કારણ છે. વળી—

यथालाभमश्नीयात्प्राणसंधारणार्थं यथा मेदोवृद्धिर्न जायते ॥
सं० उ० अ० १ का० १ ॥

અર્થઃ—પ્રાણ ધારણ કરવાને માટે તથા જેથી શરીરમાં મેદની વૃદ્ધિ ન થાય તેવું યદૃચ્છાથી પ્રાપ્ત થયેલા અન્નને સન્તુષ્ટ થઇ ભોજન કરવું જોઇએ. વળી—

एककालं चरेद्भैक्षं न प्रसज्जेत विस्तरे ।
भैक्षे प्रसक्तो हि यतिर्विषयेष्वपि सज्जति ॥ म. स्मृ. अ० ६–५५ ॥

અર્થ:—તેમાં પણ એક વાર જ ભિક્ષા કરવી જોઇએ. અને બહુ વિસ્તાર નહીં કરવો જોઇએ, કારણ કે ભિક્ષામાં આસક્ત યતિ અવશ્ય વિષયોમાં પણ આસક્ત થઇ જાય છે.

ભોજન સંબંધમાં અનેક પ્રકારના લેખ છે. તથાપિ યતિને જ્ઞાનાભ્યાસ કરવામાં બાધ ન થાય તેવી રીતે ભોજનાદિ કરવું જોઇએ, ચહાય એક વાર હોય કે બે વાર હોય, એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. વળી—

अयाचितं यथालाभं भोजनाच्छादनं भवेत् ।
परेच्छया च दिग्वासा स्नानं कुर्यात्परेच्छया ॥ ना. प. उ० उप० ५ श्लो. ४ ॥

અર્થ:—વિના માગ્યે જેવી રીતે ભોજન તથા વસ્ત્રાદિ જે પ્રાપ્ત થાય છે તે વડે નિર્વાહ કરવો જોઇએ. બીજાની ઇચ્છાથી દિગંબર રહે અથવા બીજાની ઇચ્છાથી વસ્ત્રધારી થાય અર્થાત્ કોઇ યાચના વિના વસ્ત્ર મળે તો વસ્ત્ર પહેરે, નહિંતો નહીં. અને વળી મળેલું વસ્ત્ર શરીર ઉપરથી કોઇ ઉઠાવી જાય તોપણ દિગંબર રહેવું જોઇએ. અર્થાત્ પરેચ્છા પ્રારબ્ધને અનુસાર રહેવું જોઇએ. તેવી રીતે સ્નાનાદિ પણ બીજાની ઇચ્છાથી કરે. આ સ્નાનનો નિયમ પણ પરમહંસ તથા તુરીયાતીત તથા અવધૂતને માટે છે. અને કુટીચક તથા બહૂદકને ત્રણ વખત સ્નાન કરવાનું વિધાન છે.

स्नानं त्रिषवणं प्रोक्तं नियमाः स्युस्त्रिदण्डिनाम् ॥
न तत्परमहंसानां मुक्तानामात्मदर्शिनाम् ॥ य० ध० सं० ॥

અર્થ:—યતિને ત્રણ વાર સ્નાન કરવાનું કહ્યું છે. આ નિયમ ત્રિદંડીઓને માટે છે. અને આત્મસાક્ષાત્કાર વાળા મુક્ત પરમહંસોને માટે આ વિધિ નથી. વળી—

स्नानं त्रिषवणं प्रोक्तं बहूदकवनस्थयोः ।
हंसे तु सकृदेव स्यात्परहंसे न विद्यते ॥ ना.प०उ० उप० ४ श्लो० २३ ॥

અર્થ:—બહૂદક તથા વાનપ્રસ્થોને ત્રણ વાર સ્નાન કરવાનું કહ્યું છે. અને હંસનું સ્નાન એક વાર જ થાય છે. અને પરમહંસને સ્નાનની વિધિ જોવામાં આવતી નથી.

स्नानेऽप्यशक्तः स्नायीत नित्यमुष्णेन वारिणा ।
तैलाभ्यक्तो न दुष्येत व्रणीनां वातरोगिणाम् ॥ य० ध० सं० ॥

અર્થ:—ઠંડા જલમાં સ્નાન કરવાને અશક્ત હોય તો રોજ ગરમ જલથી સ્નાન કરે. અને જેના શરીરમાં ખુજલી અથવા ઘા આદિ હોય અથવા વાતરોગી હોય તો તેને તેલ લગાવવાથી દોષ નથી. વળી—

यतिश्च ब्रह्मचारी च नाचामेच्चर्मवारिणा ।
वानप्रस्थो गृहस्थश्च दैवे पित्र्ये च कर्मणि ॥ ,,

અર્થ:—બ્રહ્મચારી તથા યતિ ચામડાના પાત્રથી કાઢેલા જલ વડે સ્નાનાદિ ન કરે. અને

વાનપ્રસ્થ તથા ગૃહસ્થ તે વડે સ્નાનાદિ કરે. પરન્તુ દેવતા સંબંધી અને પિતૃસંબંધી કર્મમાં તેનો ઉપયોગ ન કરે. હવે ભિક્ષા માટે જવાનો સમય બતાવે છે.

विधूमे सन्नमुसले व्यङ्गारे भूक्तवज्जने ॥
वृत्ते शरावसंपाते भिक्षां नित्यं यतिश्चरेत् ॥ म० स्मृ० अ० ५६ ॥

અર્થઃ—ગ્રામમાં લોકોને ભોજન બનાવવાનો સમય વીતી ગયો હોય અર્થાત્ ગ્રામના લોક સર્વ ભોજન બનાવી રહ્યા હોય અને તેથી કોઈ ઠેકાણેથી ધૂમ નિકળતો દેખાતો ન હોય, અને ડાંગર આદિ સર્વ ધાન્ય ખાંડીને તે તે સ્થાનમાં રાખ્યા (सन्न) હોય અર્થાત્ ખાંડવુ પીસવું વગેરે સર્વ ક્રિયા બંધ થઇ ગઈ હોય, અને લોકોના ચૂલામા અગ્નિ હોલાઇ ગયો હોય, અને લોક પણ સર્વે ભોજન કરી ચૂકયા હોય, તેમ લોકોએ ખાઈ પીને પતરાળાં તથા પ્યાલા આદિ પાત્રનો પરિત્યાગ કર્યો હોય તે સમયમાં હમેશાં ભિક્ષા માગવાને જવું જોઇએ. (અહીં જો "वृत्त" શબ્દનો અર્થ ચારિત્ર્ય કરવામાં આવે તો ચારિત્ર્યવાળા ઘરમાં ભિક્ષા કરે એવો અર્થ કરવો જોઇએ.) વળી—

विधूमे च प्रशान्ताग्नौ यस्तु माधुकरीं चरेत् ।
गृहे च विप्रमुख्यानां यतिः सर्वोत्तम स्मृत ॥ ना० प० उ. उप० ६ श्लो० ६॥

અર્થઃ—ગ્રામમાં ધૂમ બન્ધ થયો હોય, તથા લોકના ઘરમાં સર્વ અગ્નિ શાન્ત થઇ ગયો હોય તે સમયમાં શ્રેષ્ઠ બ્રાહ્મણોના ઘરમાં જે યતિ વારવાર ભિક્ષા કરે છે તે યતિ સર્વથી શ્રેષ્ઠ કહેવાય છે.

ઇત્યાદિ પ્રમાણોથી યતિએ બ્રાહ્મણના ઘેરથી જ ભિક્ષાટન કરવું તેને શ્રેષ્ઠ કહ્યું છે, તથાપિ બ્રાહ્મણથી ઇતર ક્ષત્રિયાદિ વર્ણોની ભિક્ષા નહી કરવી એવો નિષેધ યતિને માટે કોઇ પણ ઠેકાણે કર્યો નથી. કેમકે—

त्रिषु वर्णेषु भिक्षां चरेत् ॥ सं० उ० अ० १ कं० १ ॥

અર્થઃ—યતિ ત્રણે વર્ણોમાં ભિક્ષા કરે—આ શ્રુતિ ત્રણે વર્ણોની ભિક્ષા લેવાની આજ્ઞા કરે છે.

त्रिषु वर्णेष्वभिशस्तपतितवर्जितेषु भिक्षमाणो ब्रह्मभूयाय भवति ॥परम.परि.उ.॥

અર્થઃ—ઉપપાતકી તથા પતિતને છોડીને ત્રણે વર્ણોમાં ભિક્ષા કરીને બ્રહ્મરૂપ થાય છે. વળી—

परमहंसादित्रयाणां न कटिसूत्रं न कौपीनं न वस्त्रं न कमण्डलुर्न दण्डः सार्ववर्णिके भैक्षाटनपरत्वं जातरूपधरत्वं विधिः ॥ नां० प० उप० १ क० ५ ॥

અર્થઃ—પરમહંસ, તુરીયાતીત તથા અવધૂતને માટે કટિસૂત્ર તથા કૌપીન, વસ્ત્ર, તથા દણ્ડ અને કમણ્ડલુ એ સર્વ કોઈ વસ્તુ રાખવાની વિધિ નથી. વળી સર્વ વર્ણો પાસેથી ભિક્ષા લઇને ખાવી તથા જાત રૂપ થઇને વિચરવું તે તેને માટે વિધિ છે આ શ્રુતિ પરમહંસાદિ ત્રણને સર્વ વર્ણો પાસેથી ભિક્ષા કરવાને માટે આજ્ઞા કરે છે. વળી—

भिक्षां चतुर्षु वर्णेषु विगर्ह्यान्वर्जयंश्चरेत् ।
सप्तागारानसंक्लृप्तांस्तुष्येल्लब्धेन तावता ॥ भा० पु. स्क. ११ अ० १८–९८ ॥

અર્થ:—પતિતોને છોડી પહેલાં નિશ્ચય નહીં કર્યો હોય એવાં ચારે વર્ણોના લોકોનાં સાત ઘરમાંથી ભિક્ષા કરે. તેમાંથી જે મળ્યું હોય તેટલાથી સન્તુષ્ટ રહે.

ઇત્યાદિ પ્રમાણોથી બહૂદક તથા હંસને માટે બ્રાહ્મણાદિ દ્વિજાતિની ભિક્ષા, તથા પરમહંસ અને તુરીયાતીત અને અવધૂતને માટે ચારે વર્ણોની ભિક્ષા લેવાની શાસ્ત્ર આજ્ઞા કરે છે. વળી—

**व्यवहारप्राप्तेन सार्ववर्णिकं भैक्षचरणमभिशस्तपतितवर्जम् ॥**

**गौ० ध० सू० प्र. १ अं० २ सू० ४१ ॥**

અર્થ:—ભિક્ષા આદિ વ્યવહાર પ્રાપ્ત થતાં ઉપપાતકી તથા પતિતોને છોડી સર્વ વર્ણોમાં ભિક્ષા કરી શકે છે એમ પરમહંસોને ચારે વર્ણોની ભિક્ષા કરવાનું ગૌતમ ધર્મ સૂત્રમાં પણ કહ્યું છે.

કૂટીચકને માટે બીજાને ઘેરથી ભિક્ષા કરવાની વિધિ કરી જ નથી. તેથી તેને પુત્રાદિના ઘરમાં જ ભિક્ષા કરવી ઉચિત છે. જેવી રીતે બ્રાહ્મણ, ક્ષત્રિય તથા વૈશ્ય અને શૂદ્રનું ભોજન કરવાનું બ્રાહ્મણને માટે યોગ્ય કહ્યું છે, તેવી રીતે સંન્યાસીને માટે પણ વિધિ જાણવી જોઇએ. વળી—

**अलाभे न विषादी स्याल्लाभे चैव न हर्षयेत् ।**
**प्राणयात्रिकमात्रः स्यान्मात्रासङ्गाद्विनिर्गतः ॥ म. स्मृ. अ. ६—५७ ॥**

અર્થ:—ભિક્ષાને માટે જવા છતાં ભિક્ષા ન મળે તો તેથી દુઃખી ન થવું જોઇએ. તથા પૂર્ણ રીતે મળવાથી હર્ષને પણ પ્રાપ્ત ન થાય. પ્રાણની સ્થિતિ માત્રને ઉપયોગી અન્નનું ભોજન કરવામાં તત્પર રહેવું જોઇએ. અને દણ્ડ કમણ્ડલુ આદિમાં પણ "આ સારૂં નથી માટે તેનો ત્યાગ કરીશ, આ સારૂં છે માટે તે ગ્રહણ કરીશ" એવો સંગ પણ કદાપિ ન કરે અર્થાત્ સર્વ કાર્યમાં આસક્તિ રહિત થઇને રહેવું જોઇએ. વળી—

**अष्टौ भिक्षाः समादाय स मुनिः सप्त पञ्च वा ।**
**अद्भिः प्रक्षाल्य ताः सर्वा भुञ्जीत सुसमाहितः ॥ संवर्त स्मृ. श्लो० १०६ ॥**

અર્થ:—યતિ આઠ ઘેરથી અથવા સાત અથવા પાંચ ઘેરથી ભિક્ષા લાવીને તેને પાણીમાં પાત્ર સહિત ડુબાવી સમાહિત ચિત્તવાળો થઇને ભોજન કરે.

**करपात्रीति विख्यातो बाह्यपात्रविवर्जितः ।**
**तस्य पुण्यं शतगुणं भवत्येव दिने दिने ॥ स्का. पु. (ब्र. ध. सं.) ॥**

અર્થ:—જે યતિ ઝોળી આદિ બાહ્ય પદાર્થમાં ભિક્ષા લેતો ન હોય, પરન્તુ હાથમાં લઇને જ ખાતો હોય, તેને દિન દિનમાં, જેઓ ઝોળી આદિ પાત્રમાં ભિક્ષા કરનાર છે તેમના કરતાં સોગણું અધિક પુણ્ય થાય છે. વળી—

**यतयो भिक्षार्थं ग्रामं प्रविशन्ति पाणिपात्रमुदरपात्रं वा ॥आरु. उ. कण्डि. ५॥**

અર્થ:—યતિ લોક ભિક્ષાને માટે ગ્રામમાં જાય છે. ભિક્ષાને માટે કોઇને હાથ જ પાત્ર હોય છે, અથવા કોઇને ઉદર જ પાત્ર હોય છે. અર્થાત્ જે હાથમાં લઇને તરત ખાઇ લે છે તે કરપાત્રી કહેવાય છે, અને જે હાથમાં ભિક્ષા લઇને હાથ વડે લઇને મુખમાં મૂક્યા વિના હાથમાં રાખી મુખથી જ ખાય છે તે ઉદરપાત્રી કહેવાય છે. આ શ્રુતિથી કરપાત્રનું તથા ઉદરપાત્રનું પણ વિધાન કર્યું છે. વળી—

आस्येन तु यदाहारं जीवन्मृगयते मुनिः । य० ६०

અર્થઃ—જે પશુની પેઠે મુખ વડે ભોજન કરે છે તે મુનિ ઉદરપાત્રી છે. અને

करे कर्पटके चैव आयसे ताम्रभाजने ।

भुञ्जन्भिक्षुर्न लिप्येत लिप्यन्ते गृहमेधिनः ॥ ,,

અર્થઃ—હાથમાં અથવા વસ્ત્રમાં અથવા લોઢું કે ત્રાંબાના પાત્રમાં ખાવાથી યતિને પાપ લાગતું નથી. પરન્તુ ગૃહસ્થાશ્રમી એ સર્વમાં ખાય તો તેને દોષ લાગે છે. વળી—

वटार्काश्वत्थपर्णेषु कुम्भीतिन्दुकपत्रयोः ॥ ,,

एवमाहृत्य पर्णानि कृत्वा पर्णमयीं पुटीम् ।

भिक्षार्थं पर्यटेद्भिक्षुस्तैजसे न कदाचन ॥ ,,

અર્થઃ—વડ, આકડો, પિપ્પળો, પાટલ તથા તિન્દુ આદિનાં પાંદડાંને સાંધીને તેનો પડીઓ બનાવી ભિક્ષાને માટે જાય. પરન્તુ ભિક્ષાને માટે કદાપિ ધાતુનાં પાત્રનો ઉપયોગ ન કરે. બીજાનાં ધાતુપાત્રમાં ખાવામાં પણ દોષ નથી. કલિયુગને માટે પોતાનાં સ્વતંત્ર ધાતુ-પાત્રમાં જમવાનો નિષેધ કર્યો છે.

द्वापरादियुगेष्वेव पात्रभोजी भवेद्यतिः ।

कलौ नैव तु भुञ्जीत स्वपात्रे योगवित्तमः ॥ ,,

અર્થઃ—દ્વાપરાદિ યુગમાં યતિલોક પોતાનાં સ્વતન્ત્ર પાત્ર રાખી તેમાં ખાય. પરન્તુ કલિયુગમાં યતિલોક પોતાનાં પાત્રમાં ખાય નહીં.

अनिन्द्यं वै व्रजेद्गेहं निन्द्यं गेहं तु वर्जयेत् ।

अनावृते विशेद् द्वारि गेहे नैवावृते व्रजेत् ॥ ,,

અર્થઃ—અનિન્દિત મનુષ્યોના ઘરમાં જ જવું જોઇએ, નિન્દિત ઘરનો પરિત્યાગ કરવો જોઇએ. વળી જે ઘરનો દરવાજો ખુલ્લો જ હોય તે ઘરમાં ભિક્ષાને માટે જવું, જે ઘરનો દરવાજો બંધ હોય તે ઘરમાં જવું નહીં. વળી—

न वीक्षेद् द्वाररन्ध्रेण भिक्षां लिप्सुः क्वचिद्यतिः ।

न कुर्याद्वै क्वचिद्घोषं न द्वारं ताडयेत्क्वचित् ॥ ,,

અર્થઃ—ભિક્ષાની ઇચ્છા વાળો યતિ દરવાજાના છિદ્રમાંથી ઘરની અંદર દષ્ટિ ન કરે. અને બહાર ઉભા રહીને કોઇ અવાજ ન કરે. તેમ દરવાજાને ઠોકે પણ નહીં.

पीडयित्वापि चात्मानमल्पान्नं संप्रयच्छति ।

सा भिक्षा हिंसिता ज्ञेया तादृशीं वर्जयेद्यतिः ॥ ,,

અર્થઃ—પોતાને પીડા આપીને થોડું પણ અન્ન જે આપે છે તે હિંસિત ભિક્ષા કહેવાય છે. યતિએ આવી ભિક્ષાનો પરિત્યાગ કરવો જોઇએ.

पञ्चाहं सप्तरात्रं वा यत्र भिक्षा न लभ्यते ।

तद्गृहं वर्जयेद्भिक्षुश्चाण्डालगृहवत्सदा ॥ ,,

અર્થઃ—જે ઘરમાં પાંચ દિવસ અથવા સાત દિવસ સુધીમાં કદાપિ ભિક્ષા મળી ન

હોય તે ઘરમાં ફરી ભિક્ષાને માટે નહીં જવું જોઇએ. તે ઘરનો, ચણ્ડાલના ઘરની માફક, ત્યાગ કરવો જોઇએ.

या तु पर्युषिता भिक्षा नैवेद्यादिषु कल्पिता ।
तामभोज्यां विजानीयाद्दाता च नरकं व्रजेत् ॥ ,,

અર્થ:— નૈવેદ્યાદિમાં ધરાવેલું વાસી અન્ન યતિને ખાવા યોગ્ય નથી એમ જાણવું જોઇએ. અને એવી ભિક્ષા આપનાર પણ નરકમાં જાય છે.

अकार्पण्यं तु बह्वन्नं मन्यन्ते यत्र मानवाः ।
निरीक्षन्ते त्वनुद्विग्नास्तद्गृहं यत्नतो व्रजेत् ॥ ,,

અર્થ:—લોભ રહિત થઇને જે લોક અધિક અન્ન આપવાની ઇચ્છા કરે છે, તથા જેમાં યતિને ઉદ્વેગ રહિત થઇને જુએ છે, તેવા ઘરમાં ભિક્ષાને માટે યત્નથી જવું જોઈએ.

पञ्चसप्तगृहाणां च भिक्षामिच्छेत्क्रियावताम् ।
गोदोहमात्रमाकाङ्क्षी निष्क्रान्तो न पुनर्विशेत् ॥ ,,

અર્થ:—ધર્મનું અનુષ્ઠાન કરનારનાં પાંચ કે સાત ઘરની ભિક્ષા કરવાની ઇચ્છા કરે, અને ઘરમાં અન્ન તૈયાર થવાની વાર હોવાના નિમિત્તથી કોઇ રોકે તો એક ગાયને દેહોવામાં જેટલો સમય જતો હોય તેટલા સમય સુધી ત્યાં રાહ જુએ. પરન્તુ કોઇ ઘેરથી ભિક્ષા નહી મળતાં ત્યાંથી બહાર નીકળી ગયા પછી પાછા ફરીને ફરીથી ભિક્ષા લેવાને માટે તે ઘેર ન જાય.

निमन्त्रितस्तु संन्यासी यथा भैक्षं समाचरेत् ।
लोभात्तत्र प्रवर्तेत पतत्येव न संशयः ॥ ,,

અર્થ:—કોઇએ ભિક્ષાને માટે નિમન્ત્રણ આપેલું હોય છતાં જે લોભથી ભિક્ષા માગવાને માટે જાય છે તેવો યતિ પતિત થાય છે તેમાં કોઈ સન્દેહ નથી.

यत्यन्नं न तु भोक्तव्यं प्राणैः कण्ठगतैरपि ।
गोमांससदृशं ज्ञेयं सुराबिन्दुसमं जलम् ॥ ,,

અર્થ:—યતિએ સંપાદન કરેલું અથવા યતિની પ્રેરણાથી પ્રાપ્ત થયેલું અન્ન યત્યન્ન કહેવાય છે. તે અન્ન, અન્ન વિના મરવાની તૈયારી હોય તોપણ, નહીં ખાવું જોઇએ, કમકે યત્યન્ન ગોમાંસ બરાબર છે; અને યતિના જલનું બિન્દુ દારૂ સમાન છે.

यत्यन्नं यतिपात्रस्थं यतिना प्रेरितं च यत् ।
अन्नत्रयं न भोक्तव्यं भुक्त्वा चान्द्रायणं चरेत् ॥ जाबाल (य. ध. सं.)

અર્થ:—યતિનું અન્ન, તથા યતિના પાત્રમાં ગયેલું અન્ન, તથા યતિની પ્રેરણાથી પ્રાપ્ત થએલું અન્ન એ ત્રણે નહીં ખાવું જોઇએ. અને ખાવામાં આવે તો ચાન્દ્રાયણ વ્રત કરવું જોઇએ. વળી—

उपानहौ विना भिक्षुः कृत्वा भिक्षाटनादिकम् ।
मार्गे मूत्रादिसंकीर्णे सम्यक्स्नानेन शुध्यति ॥ ,,

અર્થઃ—મૂત્રાદિથી અપવિત્ર થયેલા સ્થલમાં જોડા પહેર્યા વિના જો યતિ ભિક્ષાટનાદિ કરે તો તે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

ज्ञातीनां तु कुले भिक्षुर्न भिक्षेत कथंचन ॥ ,,

અર્થ—વળી યતિ જ્ઞાતિના કુલમાં ભિક્ષા ન કરે.

सगोत्रमसगोत्रं वा यद्गृहे सूतकं भवेत् ।
न तावच्छुध्यते भूमिर्यावन्न स्याद्दनिर्दशम् ॥
भिक्षां भिक्षुर्न भिक्षेत भिक्षुँश्चान्द्रायणं चरेत् ॥ ,,

અર્થઃ—સગોત્ર તથા અસગોત્રમાં પણ જેના ઘરમાં સૂતક હોય, તે ઘરમાં જ્યાં સુધી દશ દિવસ થયા નથી ત્યાંસુધી ભૂમિની શુદ્ધિ થઇ નથી તેથી યતિએ તે ઘરમાં ભિક્ષા લેવી નહીં જોઇએ. જો લેવામાં આવે તો તેની શુદ્ધિને માટે ચાન્દ્રાયણ વ્રત કરે.

न भिक्षुकं भिक्षेत् ॥ वि. स्मृ. अ. ३६ ॥

અર્થઃ—ભિક્ષુની પાસે જઇને ભિક્ષા ન માગે. સંન્યાસી ગમે તેટલો ધનાઢ્ય હોય તોપણ તેનું નામ ભિક્ષુ છે. માટે તેનું અન્ન ખાવું તથા તેની પાસે માગવું એ બને નિષિદ્ધ છે.વળી—

न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ।
नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥ म. स्मृ० अ. ६–५० ॥

અર્થઃ—ભૂકંપ આદિ ઉત્પાતોને બતાવી તથા નેત્ર ફરકવું આદિનું ફલ બતાવી તથા આજ અશ્વિની નક્ષત્રવાળાને આ પ્રકારનું ફલ છે, તથા આ હસ્તરેખાનું આ આવું ફલ છે, આ પ્રકારે ચાલવું જોઇએ, આ નીતિમાર્ગ છે–એ પ્રકારે લોકોને શિક્ષણ આપી અને શાસ્ત્ર સંભળાવી કદાપિ ભોજન મેળવવાની ઇચ્છા ન કરે. વળી—

न तापसैर्ब्राह्मणैर्वा वयोभिरपि वा श्वभिः ।
आकीर्णं भिक्षुकैर्वान्यैरगारमुपसंव्रजेत् ॥ ,, ॥ ५१ ॥

અર્થઃ—વાનપ્રસ્થાદિ તપસ્વી લોકો તથા ખાનાર બ્રાહ્મણો તથા પક્ષી, તથા શ્વાન, તથા અન્ય ભિખારીઓથી ભરેલા ઘરમાં ભિક્ષાને માટે જવું નહીં.

अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः ॥
अभिपूजितलाभैश्च यतिर्मुक्तोऽपि बध्यते ॥ ,, ॥ ५८ ॥

અર્થઃ—પૂજા સહિત જો ભિક્ષાનો લાભ થતો હોય તો તેની હમેશાં નિન્દા જ કરવી જોઇએ. અર્થાત્ તેનો સ્વીકાર ન કરે. કેમકે પૂજા સહિત ભિક્ષાનો સ્વીકાર કરવાથી દાતા ઉપર સ્નેહ તથા મમત્વ આદિ થવાથી મુક્તિને માટે તૈયાર થયેલો પણ યતિ જન્માદિ બંધોને પ્રાપ્ત થાય છે. વળી—

अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ।
ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत् ॥ ,, ॥ ५९ ॥

અર્થઃ—લઘુ ભોજનથી અર્થાત્ માત્રા, ગુરૂ તથા સ્વભાવગુરૂ આદિ ભોજન નહી લેતાં હલકો ખોરાક લઇને, તથા એકાન્ત સ્થાનમાં નિવાસ આદિ કરીને રૂપાદિ વિષયો તરફ ખેંચીને લઇ જનારી ઇન્દ્રિયોનો જય કરે. અને—

હોય તે ઘરમાં ફરી ભિક્ષાને માટે નહીં જવું જોઇએ. તે ઘરનો, ચણ્ડાલના ઘરની માફક, ત્યાગ કરવો જોઇએ.

या तु पर्युषिता भिक्षा नैवेद्यादिषु कल्पिता ।
तामभोज्यां विजानीयाद्दाता च नरकं व्रजेत् ॥ "

અર્થઃ— નૈવેદ્યાદિમાં ધરાવેલું વાસી અન્ન યતિને ખાવા યોગ્ય નથી એમ જાણવું જોઇએ. અને એવી ભિક્ષા આપનાર પણ નરકમાં જાય છે.

अकार्पण्यं तु बह्वन्नं मन्यन्ते यत्र मानवाः ।
निरीक्षन्ते त्वनुद्विग्नास्तद्गृहं यत्नतो व्रजेत् ॥ "

અર્થઃ—લોભ રહિત થઇને જે લોક અધિક અન્ન આપવાની ઇચ્છા કરે છે, તથા જેમાં યતિને ઉદ્વેગ રહિત થઇને જુએ છે, તેવા ઘરમાં ભિક્ષાને માટે યત્નથી જવું જોઈએ.

पञ्चसप्तगृहाणां च भिक्षामिच्छेत्क्रियावताम् ।
गोदोहमात्रमाकाङ्क्षी निष्क्रान्तो न पुनर्विशेत् ॥ "

અર્થઃ—ધર્મનું અનુષ્ઠાન કરનારનાં પાંચ કે સાત ઘરની ભિક્ષા કરવાની ઇચ્છા કરે, અને ઘરમાં અન્ન તૈયાર થવાની વાર હોવાના નિમિત્તથી કોઇ રોકે તો એક ગાયને દોહવામાં જેટલો સમય જતો હોય તેટલા સમય સુધી ત્યાં રાહ જુએ. પરન્તુ કોઇ ઘેરથી ભિક્ષા નહીં મળતાં ત્યાંથી બહાર નીકળી ગયા પછી પાછા ફરીને ફરીથી ભિક્ષા લેવાને માટે તે ઘેર ન જાય.

निमन्त्रितस्तु संन्यासी यथा भैक्षं समाचरेत् ।
लोभात्तत्र प्रवर्तेत पतत्येव न संशयः ॥ "

અર્થઃ—કોઇએ ભિક્ષાને માટે નિમન્ત્રણ આપેલું હોય ત્યાં જે લોભથી ભિક્ષા માગવાને માટે જાય છે તેવો યતિ પતિત થાય છે તેમાં કોઈ સન્દેહ નથી.

यत्यन्नं न तु भोक्तव्यं प्राणैः कण्ठगतैरपि ।
गोमांससदृशं ज्ञेयं सुराबिन्दुसमं जलम् ॥ "

અર્થઃ—યતિએ સંપાદન કરેલું અથવા યતિની પ્રેરણાથી પ્રાપ્ત થયેલું અન્ન યત્યન્ન કહેવાય છે. તે અન્ન, અન્ન વિના મરવાની તૈયારી હોય તોપણ, નહીં ખાવું જોઇએ, કારણ કે યત્યન્ન ગોમાંસ બરાબર છે; અને યતિના જલનું બિન્દુ દારૂ સમાન છે.

यत्यन्नं यतिपात्रस्थं यतिना प्रेरितं च यत् ।
अन्नत्रयं न भोक्तव्यं भुक्त्वा चान्द्रायणं चरेत् ॥ जाबाल (य. घ. सं.)

અર્થ—યતિનું અન્ન, તથા યતિના પાત્રમાં રાખેલું અન્ન, તથા યતિની પ્રેરણાથી પ્રાપ્ત થએલું અન્ન એ ત્રણે નહી ખાવું જોઇએ. અને ખાવામાં આવે તો ચાન્દ્રાયણ વ્રત કરવું જોઇએ. વળી—

उपानद्भ्यां विना भिक्षुः कृत्वा भिक्षाटनादिकम् ।
मार्गे मूत्रादिसंकीर्णे सम्यक्स्नानेन शुद्ध्यति ॥ "

અર્થઃ—મૂત્રાદિથી અપવિત્ર થયેલા સ્થલમાં જોડા પહેર્યા વિના જો યતિ ભિક્ષાટનાદિ કરે તો તે સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

ज्ञातीनां तु कुले भिक्षुर्न भिक्षेत कथंचन ॥ ,,

અર્થ—વળી યતિ જ્ઞાતિના કુલમાં ભિક્ષા ન કરે.

सगोत्रमसगोत्रं वा यद्गृहे सूतकं भवेत् ।
न तावच्छुध्यते भूमिर्यावन्न स्याद्दशाहम् ॥
भिक्षां भिक्षुर्न भिक्षेत भिक्षुश्चान्द्रायणं चरेत् ॥ ,,

અર્થઃ—સગોત્ર તથા અસગોત્રમાં પણ જેના ઘરમાં સૂતક હોય, તે ઘરમાં જ્યાં સુધી દશ દિવસ થયા નથી ત્યાંસુધી ભૂમિની શુદ્ધિ થઇ નથી તેથી યતિએ તે ઘરમાં ભિક્ષા લેવી નહીં જોઇએ. જો લેવામાં આવે તો તેની શુદ્ધિને માટે ચાન્દ્રાયણ વ્રત કરે.

न भिक्षुकं भिक्षेत् ॥ वि. स्मृ. अ. ३६ ॥

અર્થઃ—ભિક્ષુની પાસે જઇને ભિક્ષા ન માગે. સંન્યાસી ગમે તેટલો ધનાઢ્ય હોય તોપણ તેનું નામ ભિક્ષુ છે. માટે તેનું અન્ન ખાવું તથા તેની પાસે માગવું એ બને નિષિદ્ધ છે.વળી–

न चोत्पातनिमित्ताभ्यां न नक्षत्राङ्गविद्यया ।
नानुशासनवादाभ्यां भिक्षां लिप्सेत कर्हिचित् ॥ म. स्मृ० अ. ६-५० ॥

અર્થઃ—ભૂકંપ આદિ ઉત્પાતોને બતાવી તથા નેત્ર ફરકવું આદિનું ફલ બતાવી તથા આજ અશ્વિની નક્ષત્રવાળાને આ પ્રકારનું ફલ છે, તથા આ હસ્તરેખાનું આ આવું ફલ છે, આ પ્રકારે ચાલવું જોઇએ, આ નીતિમાર્ગ છે–એ પ્રકારે લોકોને શિક્ષણ આપી અને શાસ્ત્ર સંભળાવી કદાપિ ભોજન મેળવવાની ઇચ્છા ન કરે. વળી—

न तापसैर्ब्राह्मणैर्वा वयोभिरपि वा श्वभिः ।
आकीर्णं भिक्षुकैर्वान्यैरगारमुपसंव्रजेत् ॥ ,, ॥ ५१ ॥

અર્થઃ—વાનપ્રસ્થાદિ તપસ્વી લોકો તથા ખાનાર બ્રાહ્મણો તથા પક્ષી, તથા શ્વાન, તથા અન્ય ભિખારીઓથી ભરેલા ઘરમાં ભિક્ષાને માટે જવું નહીં.

अभिपूजितलाभांस्तु जुगुप्सेतैव सर्वशः ॥
अभिपूजितलाभैश्च यतिर्मुक्तोऽपि बध्यते ॥ ,, ॥ ५८ ॥

અર્થઃ—પૂજા સહિત જો ભિક્ષાનો લાભ થતો હોય તો તેની હમેશાં નિન્દા જ કરવી જોઇએ. અર્થાત્ તેનો સ્વીકાર ન કરે. કેમકે પૂજા સહિત ભિક્ષાનો સ્વીકાર કરવાથી દાતા ઉપર સ્નેહ તથા મમત્વ આદિ થવાથી મુક્તિને માટે તૈયાર થયેલો પણ યતિ જન્માદિ બંધોને પ્રાપ્ત થાય છે. વળી—

अल्पान्नाभ्यवहारेण रहःस्थानासनेन च ।
ह्रियमाणानि विषयैरिन्द्रियाणि निवर्तयेत् ॥ ,, ॥ ५९ ॥

અર્થઃ—લઘુ ભોજનથી અર્થાત્ માત્રા, ગુરુ તથા સ્વભાવગુરૂ આદિ ભોજન નહી લેતાં હલકો ખોરાક લઇને, તથા એકાન્ત સ્થાનમાં નિવાસ આદિ કરીને રૂપાદિ વિષયો તરફ ખેંચીને લઇ જનારી ઇન્દ્રિયોનો જય કરે. અને—

अवेक्षेत गतिर्नॄणां कर्मदोषसमुद्भवा ।
निरये चैव पतनं यातनाश्च यमक्षये ॥ „ ॥ ६१ ॥

અર્થઃ—શ્રુતિ તથા પુરાણાદિકોમાં કહેલાં નિષિદ્ધ કર્મ કરવાથી તથા વિહિત કર્મો નહીં કરવાથી થવાના પશુ આદિ જન્મોની પ્રાપ્તિ રૂપ ગતિ તથા નરકમાં પતન તથા યમલોક(યમક્ષય)માં થતી વેદનાઓ સંબંધી પણ વિચાર કરે.

તેમજ વિરક્તિને વધારનાર ગર્ભવાસાદિક દુઃખોનો પણ વિચાર કરે.

બ્રાહ્મણાદિ સન્યાસીને કોઈ પ્રકારે ભિક્ષા માગવારૂપ યાચનાવૃત્તિ હોઈ શકે. પરન્તુ તે પણ ચારે વર્ણોની ભિક્ષા કેવી રીતે થઇ શકે ઇત્યાદિ શંકા થઈ શકે છે. તેનું સમાધાન નીચે પ્રમાણે છે.

दूषितोऽपि चरेद्धर्मं यत्र तत्राश्रमे रतः ।
समः सर्वेषु भूतेषु न लिंगं धर्मकारणम् ॥ „ ॥ ६६ ॥

અર્થઃ—કોઈ પણ આશ્રમમાં સ્થિત મનુષ્યને તે આશ્રમના કોઇ ધર્મ કાંઈ દોષયુક્ત પ્રતીત થતા હોય તોપણ તે આશ્રમના ધર્મરૂપ ભિક્ષાટન આદિ તેણે, સર્વ પ્રાણીમાં બ્રહ્મદૃષ્ટિથી સમદૃષ્ટિવાળા થઇને, અવશ્ય કરવું જોઈએ; કારણ કે કેવલ આશ્રમને ઉચિત દંડાદિ લિંગ માત્રનું ધારણ એ મોક્ષનું સાધન નથી. વળી—

फलं कतकवृक्षस्य यद्यप्यम्बुप्रसादकम् ।
न नामग्रहणादेव तस्य वारि प्रसीदति ॥ „ ॥ ६७ ॥

અર્થઃ—નિર્મલીનું ફલ જો કે પાણીને શુદ્ધ કરનારૂં છે, તથાપિ તે ફલનું નામ માત્ર લેવાથી જલ શુદ્ધ થતું નથી. અર્થાત્ તેનું ચૂર્ણ પાણીમાં નાખવાથી જ તેની શુદ્ધિ થાય છે. તેવી રીતે દંડ, કાષાય, આદિ લિંગ માત્રનું ધારણ કરવું તે મોક્ષનું સાધન નથી. પરન્તુ આશ્રમના ધર્મોનું અનુષ્ઠાન કરવાથી જ કલ્યાણ થાય છે. વળી—

संन्यस्तमिति यो ब्रूयात्प्राणैः कण्ठगतैरपि ।
न तत्क्रतुसहस्रेण फलं प्राप्नोति मानवः ॥ य. ध. सं. ॥

અર્થઃ—મરવાનો સમય નજીક આવ્યો હોય અને કણ્ઠે પ્રાણ આવ્યા હોય, તે સમયમાં પણ કોઈ "હું સંન્યાસી થયો" એવું કહે તો તે વચન પણ તેને હજારો યજ્ઞનું ફળ આપે છે. આ પ્રકારનું વચન કહીને આતુર સંન્યાસ આદિનું ફળ બનાવ્યું છે તે કેવલ સંન્યાસાશ્રમની પ્રશંસારૂપ છે. એવી અર્થવાદ વાણીને ભરોસે આશ્રમધર્મનું પાલન નહીં કરનાર મોક્ષમાર્ગથી અવશ્ય પડે છે. ભિક્ષા આદિ સંન્યાસીને માટે ધર્માનુસાર તથા શાસ્ત્રવિહિત હોવાથી નિષિદ્ધ નથી. યતિનું અભિમાન નિવૃત્ત થવાને માટે તથા અંતઃકરણની વિશેષ શુદ્ધિ થવાને માટે તથા તિતિક્ષા અને વૈરાગ્યની વૃદ્ધિ થવાને માટે ભિક્ષાવૃત્તિ અવશ્ય કરવી જોઇએ. મધુકરી આદિ ભિક્ષાવૃત્તિને શાસ્ત્રમાં પવિત્ર કહી છે.

न भिक्षायां भवेद्दोषो न च भिक्षा प्रतिग्रहः ।
सोमपानसमा भिक्षा तस्माद्दहरहश्चरेत् ॥ „ ॥

અર્થઃ—યતિને માટે ભિક્ષાવૃત્તિમાં કોઈ દોષ નથી, અને ભિક્ષા કોઈ પ્રતિગ્રહ નથી. સોમપાનની બરાબર ભિક્ષા પણ મનુષ્યને પવિત્ર કરનારી છે. તેથી યતિએ રોજ રોજ ભિક્ષા કરવી જોઈએ.

भिक्षा माधुकरी नाम सर्वपापविनाशिनी ।
अवधूता च पूता च सोमपानं दिने दिने ॥ ,,

અર્થઃ—મધુકરી નામની જે ભિક્ષા છે તે સર્વ પાપને દૂર કરનારી છે, અને સર્વ પ્રકારે શુદ્ધ અને પવિત્ર છે. અને તે રોજ સોમપાન કરવા તુલ્ય છે. વળી—

गंगायाः सलिलं पुण्यं शालग्रामशिला तथा ।
भिक्षान्नं पञ्चगव्यं च पवित्राणि युगे युगे ॥ ,,

અર્થઃ—ગંગાજલ હમેશાં પુણ્યનું જ સાધન છે અને પવિત્ર છે. તેની રીતે શાલગ્રામ-શિલા તથા ભિક્ષાનું અન્ન તથા પઞ્ચગવ્ય–એ સર્વ યુગોમાં પણ પવિત્ર છે. વળી—

शाकभक्षाः पयोभक्षा ये च यावकभक्षकाः ।
सर्वे ते भैक्षभक्षस्य कलां नार्हन्ति षोडशीम् ॥ ,,

અર્થઃ—શાકનું ભક્ષણ કરનાર, તથા દૂધનો જ આહાર કરનાર, તથા યાવક એટલે જવ આદિના બનાવેલા પીવાના પદાર્થ (રાબ)નું ભક્ષણ કરનાર–એ સર્વ લોક, ભિક્ષાન્નનું ભક્ષણ કરનાર યતિના ૧૬ મા ભાગના પણ પુણ્યના ભાગી થતા નથી. અહીં મધુકરી ભિક્ષાનું જ ગ્રહણ છે.

આ પ્રમાણે મધુકરી આદિ ભિક્ષા વડે નિર્વાહ કરવામાં કોઇ પાપનો વિચાર કરવાનો નથી. તત્તત્ આશ્રમના ધર્મોને છોડીને વિપરીત ધર્મનું આચરણ કરવાથી મનુષ્ય આસુરી સંપત્તિને પ્રાપ્ત થાય છે. તેથી આશ્રમધર્મ રૂપ ભિક્ષા આદિ યતિએ અવશ્ય કરવી જોઇએ.

साक्षरा विपरीताश्च राक्षसास्त इति स्मृताः ।
तस्माद्धि विपरीतं च कर्म नैवाचरेद्यतिः ॥ शि. पु. कै. सं. अ. २०–३३ ॥

અર્થઃ—વિદ્વાનને સાક્ષર કહે છે. તે વિદ્વાન્ જ્યારે વિપરીત આચરણ કરે છે ત્યારે તે રાક્ષસ બની જાય છે. તેથી યતિ વિપરીત ધર્મને કદાપિ ન કરે. વળી—

संन्यासं कर्मणां न्यासः कृतानामकृतैः सह ।
कुशलाकुशलाभ्यां तु प्रहाणं न्यास उच्यते ॥ मत्स्य पु. अ. १७६–५४ ॥

અર્થઃ—કરેલાં તથા જે હવે પછી કરવાનાં હોય તે સર્વ પ્રકારનાં સારાં કે ખરાબ સર્વ કર્મોના પરિત્યાગને સંન્યાસ કહે છે. તેથી સંન્યાસાશ્રમમાં સર્વ પ્રકારની ભેદબુદ્ધિનો પરિત્યાગ કરીને બ્રહ્મનિષ્ઠા સંપાદન કરવાને માટે ધર્માચરણ કરવું જ જોઇએ.

आत्मनैव सहायेन सुखार्थी विचरेदिह ।
नाभिनन्देत मरणं नाभिनन्देत जीवितम् ॥ कूर्म. पु. उ. अ. २८–१२ ॥

અર્થઃ—મોક્ષ રૂપ પરમ સુખની ઇચ્છા કરનાર બીજા કોઈની સહાય વિના એકલો વિચરે. મરણ અને જીવન બંનેની ચિન્તા ન કરે.

अजिह्वः पण्डकः पङ्गुरन्धो बधिर एव च ।
मुग्धश्च मुच्यते भिक्षुः षड्भिरेतैर्न संशयः ॥ ना.प. उ. उप. ३ श्लो ६२. ॥

અર્થઃ—જિહ્વા રહિત, નપુંસક, લંગડો, અન્ધ, બહેરો અને મુગ્ધ એવો જે—સંન્યાસી છે તે આ છ સાધનો વડે મુક્ત થઈ જાય છે તેમાં સંશય નથી.

इदमिष्टमिदं नेति योऽश्नन्नपि न सज्जति ।
हितं सत्यं मितं वक्ति तमजिह्वं प्रचक्षते ॥ " ॥ ६३ ॥

અર્થઃ—ભોજન કરતી વખતે, "આ સારૂં છે, તે મને અનુકૂલ છે, અને આ સારૂં નથી, તે મને અનુકૂલ નથી" એમ ભોજનમાં જે આસક્ત થતો નથી, તથા જે સર્વને હિતકારી વાણી બોલે છે, તથા સત્ય અને મિત અર્થાત્ જરૂર પૂરતું જ બોલે છે, અધિક બોલતો નથી, તેને અજિહ્વ કહે છે. તથા—

अद्य जातां यथा नारीं तथा षोडशवार्षिकीम् ।
शतवर्षां च यो दृष्ट्वा निर्विकारः सः षण्डकः ॥ " ॥ ६४ ॥

અર્થઃ—આજે જ ઉત્પન્ન થયેલી છોકરી તથા ૧૬ વર્ષની તથા વૃદ્ધાવસ્થાની સ્ત્રીને જોઈને જેની ચિત્તવૃત્તિ સમાન રીતે નિર્વિકારી રહે છે તેને નપુંસક કહે છે. અને—

भिक्षार्थमटनं यस्य विण्मूत्रकरणाय च ।
योजनान्न परं याति सर्वथा पङ्गुरेव सः ॥ " ॥ ६५ ॥

અર્થઃ—યતિ કોઈ ગ્રામમાં રહેતા હોય તે વખતે ભિક્ષાને માટે અથવા મલમૂત્રાદિનો ત્યાગ કરવાને માટે પણ આસન છોડીને બહાર જતો હોય અર્થાત્ તેથી અતિરિક્ત પ્રયોજન માટે બહાર ન જતો હોય, અથવા એક ગ્રામથી બીજે ગ્રામ જતા હોય તે વખતે જે એક યોજનથી અધિક દૂર જતો નથી તે પંગુ કહેવાય છે.

तिष्ठतो व्रजतो वापि यस्य चक्षुर्न दूरगम् ।
चतुर्युगां भुवं मुक्त्वा परिव्राट् सोऽन्ध उच्यते ॥ " ॥ ६६ ॥

અર્થઃ—અને જે યતિ બેઠા હોય કે ચાલતા હોય, જેનું નેત્ર ૧૬ હાથથી દૂર પૃથિવી કરતાં અધિક દૂર જતું નથી અર્થાત્ ચાલતી કે ફરતી સમય આમ તેમ દેખતો નથી તે અન્ધ કહેવાય છે. તથા—

हिताहितं मनोरामं वचः शोकावहं तु यत् ।
श्रुत्वापि न श्रृणोतीव बधिरः स प्रकीर्तितः ॥ " ॥ ६७ ॥

અર્થઃ—હિત અથવા અહિત મનોહર વાણી સાંભળ્યા છતાં અથવા શોકને ઉત્પન્ન કરનારી વાણી સાંભળ્યા છતાં જે ન સાંભળ્યા જેવો એક સરખો રહે છે તે બધિર કહેવાય છે.

सान्निध्ये विषयाणां यः समर्थोऽविकलेन्द्रियः ।
सुप्तवद्वर्तते नित्यं स भिक्षुर्मुग्ध उच्यते ॥ " ॥ ६८ ॥

અર્થઃ—વિષય પદાર્થ પાસે હોય, ઇન્દ્રિયાદિ શિથિલ ન હોવાથી ઉપભોગ કરવામાં સમર્થ પણ હોય, તોપણ જે સૂતેલા મનુષ્યની પેઠે રહે છે તે ભિક્ષુ મુગ્ધ કહેવાય છે. અને—

रागद्वेषं मदं मायां द्रोहं मोहं परात्मसु ।
षडेतानि यतिर्नित्यं मनसाऽपि न चिन्तयेत् ॥ " ॥ ७० ॥

અર્થઃ—રાગદ્વેષ, મદ, માયા, દ્રોહ, બીજામાં મોહ–એ છનું યતિ મનથી પણ ચિન્તન ન કરે. વળી—

मञ्चकं शुक्लवस्त्रं च स्त्रीकथा लौल्यमेव च ।
दिवास्वापं च यानं च यतीनां पातकानि षट् ॥ „ ॥ ७१ ॥

અર્થઃ—ખાટલો, સફેદ વસ્ત્ર, સ્ત્રીઓ સંબંધી કથા, ચન્ચલતા, દિવસે સુઈ રહેવું અને રથ, પાલખી, આદિ વાહન–એ ૭ યતિને પતિત થવામાં કારણ છે.

दूरयात्रां प्रयत्नेन वर्जयेदात्मचिन्तकः ।
सदोपनिषदं विद्यामभ्यसेन्मुक्तिहेतुकाम् ॥ „ ॥ ७२ ॥

અર્થઃ—આત્મચિન્તન કરનાર યતિએ દૂર દેશની યાત્રા પ્રયત્ન કરીને પરિત્યાગ કરવા યોગ્ય છે. અને મુક્તિના કારણરૂપ બ્રહ્મવિદ્યા (ઉપનિષદ્ વિદ્યા)નો અભ્યાસ હમેશાં કરવો જોઇએ. વળી—

न तीर्थसेवी नित्यं स्यान्नोपवासपरो यतिः ।
न चाध्ययनशीलः स्यान्न व्याख्यानपरो भवेत् ॥ „ ॥ ७३ ॥

અર્થઃ—યતિએ હમેશાં તીર્થસેવી નહીં થવું જોઈએ અર્થાત્ હમેશાં તીર્થમાં નહીં રહેવું જોઇએ. તેમ ઉપવાસાદિમાં પણ તત્પર નહી રહેવું જોઇએ. અને બ્રહ્મવિદ્યાને છોડી બીજી વિદ્યાનું અધ્યયન પણ નહીં કરવું જોઇએ. અને વ્યાખ્યાન( ભાષણ )આદિ કરવામાં પણ તત્પર રહેવું તે પણ યોગ્ય નથી. વળી—

क्षीणेन्द्रियमनोवृत्तिर्निराशीर्निष्परिग्रहः ।
निर्द्वन्द्वो निर्नमस्कारो निःस्वधाकार एव च ॥ „ ॥ ६४ ॥

અર્થઃ—યતિએ ઇન્દ્રિયોની ચન્ચલતા તથા મનના સંકલ્પ તથા કોઇ કોઇ વસ્તુની ઇચ્છા તથા કોઇ પ્રકારના પરિગ્રહથી રહિત થવુ જોઇએ. અને રાગદ્વેષાદિ દ્વન્દ્વથી પણ રહિત થવું જોઇએ. અને કોઇ મને નમસ્કાર કરે એવી ઇચ્છા તેમજ પિતૃઓ આદિ સંબંધી શ્રાદ્ધ આદિ ક્રિયાથી પણ રહિત થવું જોઇએ. વળી—

निर्ममो निरहंकारो निरपेक्षो निराशिषः ।
विविक्तदेशसंसक्तो मुच्यते नात्र संशयः ॥ „ ॥ ७६ ॥

અર્થઃ—મમતા તથા અહંકારથી રહિત, તથા કોઇ વસ્તુની અપેક્ષા રહિત, તથા પોતાના હિતની વસ્તુ મળવાની તથા ઇષ્ટ વસ્તુની વૃદ્ધિને માટે પણ કોઇ પ્રકારની પ્રાર્થના રહિત હોય, અને હમેશાં એકાન્તમાં રહેવાની પ્રીતિવાળો હોય એવો યતિ મોક્ષને પ્રાપ્ત થાય છે તેમાં કોઇ સંશય નથી.

नामगोत्रादिवरणं देशं कालं श्रुतं कुलम् ।
वयो वृत्तं व्रतं शीलं ख्यापयेन्नैव सद्यतिः ॥ ना० प०उ० उप०४ श्लो० २ ॥

અર્થઃ—પોતાનું નામ, ગોત્ર, દેશ, કાલ, અધ્યયન, કુલ, આયુ, આચરણ, વ્રત તથા શીલ સાચો સંન્યાસી કદાપિ કહે નહીં. અર્થાત્ તે સર્વનું કથન પોતાની પૂજા પ્રતિષ્ઠાને માટે હોય છે. માટે તે કહેવું નહીં.

न संभाषेत स्त्रियं कांचित्पूर्वदृष्टां च न स्मरेत् ।
कथां च वर्जयेत्तासां न पश्येल्लिखितामपि ॥ „ ॥ ३ ॥

અર્થ:—કોઈ પણ સ્ત્રીની સાથે સંભાષણ કરે નહીં. તેમ પહેલાં દીઠેલી સ્ત્રીનું સ્મરણ પણ ન કરે. તેમ તેમના સંબન્ધી વાર્તાનો પણ પરિત્યાગ કરે. અને સ્ત્રીના ચિત્રને પણ દેખે નહીં. વળી—

तृष्णा क्रोधोऽनृतं माया लोभमोहौ प्रियाप्रिये ।
शिल्पं व्याख्यानयोगश्च कामो रागः परिग्रहः ॥ „ ॥ ५ ॥
अहंकारो ममत्वं च चिकित्सा धर्मसाहसम् ।
प्रायश्चित्तं प्रवासश्च मन्त्रौषधगराशिषः ॥ „ ॥ ६ ॥
प्रतिषिद्धानि चैतानि सेवमानो व्रजेदधः ॥ „ ॥ ७ ॥

અર્થ:—તૃષ્ણા, ક્રોધ, મિથ્યા ભાષણ, કપટ, લોભ, મોહ, કોઈને પ્રિય અને કોઈને અપ્રિય થવું, તથા શિલ્પવિદ્યાનો પ્રયોગ, વ્યાખ્યાન કરવું તે, કામ, રાગ, પદાર્થોનો પરિગ્રહ (૫), તથા અહંકાર, મમત્વ, વૈદ્યનો ધંધો, ધર્મમાં સાહસ, પ્રાયશ્ચિત્ત, પરદેશમાં જવું, મંત્ર, ઔષધિ, ઝેર ઉતારવાની કોશિષ તથા આશીર્વાદ દેવા—એ સર્વ યતિને માટે નિષિદ્ધ છે. અને તે કરવાથી અધોગતિ થાય છે. વળી—

आगच्छ गच्छ तिष्ठेति स्वागतं सुहृदोऽपि वा ॥ „ ॥ ७ ॥
सम्माननं च न ब्रूयान्मुनिर्मोक्षपरायणः । „ ॥ ८ ॥

અર્થ:—મોક્ષ પરાયણ યતિ "આવો, જાઓ, બેસો" એ પ્રકારનું સ્વાગત તથા સુહૃદોની સાથે પણ સમ્માનનું વચન ન બોલે. વળી—

प्रतिग्रहं न गृह्णीयान्नैव चान्यं प्रदापयेत् ॥ „ ॥ ८ ॥
प्रेरयेद्वा तथा भिक्षुः स्वप्नेऽपि न कदाचन ॥ „ ॥ ९ ॥

અર્થ:—ભિક્ષુ પ્રતિગ્રહ લે નહીં અને બીજાને અપાવે પણ નહીં, તેમ કોઈને કોઈ કાર્યને માટે કોઈ પણ પ્રકારે સ્વપ્નમાં પણ પ્રેરણા ન કરે.

जायाभ्रातृसुतादीनां बन्धूनां च शुभाशुभम् ॥ „ ॥ ९ ॥
श्रुत्वा दृष्ट्वा न कंपेत शोकहर्षौ त्यजेद्यतिः ॥ „ ॥ १० ॥

અર્થ:—પત્ની તથા સુતાદિ અથવા અન્ય બન્ધુ લોકોનાં સુખ દુ:ખ દેખીને અથવા સાંભળીને યતિ પોતાના ચિત્તને ચલાયમાન ન કરે અર્થાત્ હર્ષ તથા શોક બંનેનો પરિત્યાગ કરે. વળી—

एकश्चरेन्महीमेतां निःसंगः संयतेन्द्रियः ।
आत्मक्रीड आत्मरतिरात्मवान्समदर्शनः ॥ ना० प० उप० ५ श्लो. २५ ॥

અર્થ:—સર્વ પ્રકારના સંગોને પરિત્યાગ કરીને ઇન્દ્રિયોનો સંયમ કરીને આત્મામાં જેની ક્રીડા છે અને આત્મામાં જ જેની પ્રીતિ છે અને આત્મજ્ઞાની છે તથા સમદર્શી છે એવા યતિ આ પૃથ્વી ઉપર એકલા વિચરે.

बुधो बालकवत्क्रीडेत्कुशलो जडवच्चरेत् ।
वदेदुन्मत्तवद्विद्वान् गोचर्यां नैगमश्चरेत् ॥ ,, ॥ २६ ॥

અર્થઃ—અને નાના બાલકને જેમ વિધિ નિષેધ નથી, તેમ જ્ઞાની વિધિ તથા નિષેધથી રહિત વ્યવહાર કરે. અને સમર્થ હોવા છતાં પણ અજ્ઞાનીની માફક વિચરે. અને ઉન્મત્ત મનુષ્યની પેઠે બોલે અને શાસ્ત્રમર્યાદાને જાણતા સતા પશુની તુલ્ય વ્યવહાર કરે.

संमाननं परां हानिं योगर्द्धे कुरुते यतः ।
जनेनावमतो योगी योगसिद्धिं च विन्दति ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—યતિના જ્ઞાનની વૃદ્ધિ (ऋद्ध)માં સંમાન હાનિકારક છે. અને લોકોથી અપમાનિત થયેલા યોગીને યોગસિદ્ધિ પ્રાપ્ત થાય છે.

तथा चरेद्वै योगी सतां धर्ममसूदयन् ।
जना यथाऽवमन्येरन्गच्छेयुर्नैव संगतिम् ॥ ,, ॥ ३० ॥

અર્થઃ—માટે તત્ત્વવેત્તાએ એવી રીતે વિચરવું જોઇએ કે જેથી સજ્જનોના ધર્મમાં દોષ ન આવે. જેવી રીતે લોક અવમાન કરે અને કોઈ પ્રકારની સંગતિ થાય નહીં એવો વ્યવહાર કરવો જોઇએ.

जरायुजाण्डजादीनां वाङ्मनःकायकर्मभिः ।
युक्तः कुर्वीत न द्रोहं सर्वसंगाँश्च वर्जयेत् ॥ ,, ॥ ३१ ॥

અર્થઃ—જરાયુથી ઉત્પન્ન થતા પશુ મનુષ્યાદિ, તથા પક્ષી આદિ ઉપર મન, વાણી અને શરીર તથા કર્મથી યોગયુક્ત યતિ કદાપિ દ્રોહ ન કરે, અને સર્વની સાથેના સંગનો પરિત્યાગ કરે. વળી—

काषायवासाः सततं ध्यानयोगपरायणः ।
ग्रामान्ते वृक्षमूले वा वसेद्देवालयेऽपि वा ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—અને હમેશાં કાષાય વસ્ત્ર પહેરી ધ્યાનયોગમાં તત્પર થઇને ગ્રામની નજીક અથવા વૃક્ષના મૂળમાં અથવા મંદિરમાં નિવાસ કરે.

न स्नानं न जपः पूजा न होमो नैव साधनम् ।
नाग्निकार्यादि कार्यं च नैतस्यास्तीह नारद ॥ना०प०उ० उप. ६ श्लो.३३॥

અર્થઃ—હે નારદ! સ્નાન, જપ, પૂજા, હોમ, અથવા મન્ત્રસાધન તથા અગ્નિથી સિદ્ધ થતું રસોઇનું કાર્ય આદિ પણ તેને નથી.

कृमिकीटपतंगाँश्च तथा योगी वनस्पतीन् ॥ ,, ॥ ३५ ॥
न नाशयेद्बुधो जीवन्परमार्थमतिर्यतिः ॥ ,, ॥ ३६ ॥

અર્થઃ—કૃમિ તથા કીટ તથા પતંગ તેમ વૃક્ષોનો પણ બુદ્ધિશાળી પરમાર્થ બુદ્ધિવાળા યતિ જીવતા સુધી નાશ ન કરે. આ શ્લોકમાં જે યોગી શબ્દ છે તે પરમાત્મામાં ચિત્ત લગાવવાને માટે પ્રયત્ન કરનાર યતિને માટે કહ્યો છે. અહીં કોઈ હઠયોગીનું કથન નથી.

વળી—

निःस्तुतिर्निर्नमस्कारो निःस्वधाकार एव च ।
चलाचलनिकेतश्च यतिर्यादृच्छिको भवेत् ॥ ,, ॥ ३८ ॥

અર્થઃ—યતિ કોઈની સ્તુતિ અથવા નમસ્કારની ઇચ્છા કરતા નથી. અને તેને કોઈ પિતૃકર્માદિ પણ નથી વળી તે ચલ અને અચલ નિવાસસ્થાન વાળા અને યદૃચ્છાલાભ વસ્તુ વડે નિર્વાહ કરનાર હોય. ચલ પદાર્થ દેહાદિક છે. સ્નાન ભોજનાદિના સમયમાં યતિને દેહનું ભાન થાય છે, માટે તેને ચલ નિકેતન વાળા કહ્યા છે. અચલ નામ બ્રહ્મનું છે. સ્નાનાદિ કાલથી અતિરિક્ત કાલમાં તે અચલ નિવાસસ્થાન વાળા છે. અર્થાત્ તેનું ચિત્ત સ્નાનાદિ સમયને છોડી બાકી સમયમાં પરમાત્મામાં જ રહે છે. વળી—

कौपीनाच्छादनं वासः कन्थां शीतनिवारिणीम् ।
पादुके चापि गृह्णीयात्कुर्यान्नान्यस्य संग्रहम् ॥ य० ध० सं० ॥

અર્થઃ— યતિ કૌપીન, તથા શરીર ઢાંકવાને અંગળો તથા શીતનું નિવારણ કરવાને માટે ગોદડી, તથા પાદુકાનો પણ સંગ્રહ કરે. બાકી કોઇ વસ્તુનો સંગ્રહ ન કરે. અને—

यदि वा कुरुते रागादधिकस्य परिग्रहम् ।
नरकं रौरवं गत्वा तिर्यग्योनिषु जायते ॥ ,, ॥

અર્થઃ—રાગથી જે અધિક વસ્તુનો પરિગ્રહ કરે તો રૌરવ નરકમાં જઇને પછી પશુ આદિ પ્રાણીમાં જન્મ લે છે.

आददीत प्रवृत्तेभ्यः साधुभ्यो धर्मसाधनम् ।
नाददीत निवृत्तेभ्यः प्रमादेनापि किंचन ॥ ,, ॥

અર્થઃ—તે પણ ધર્મસાધન અર્થાત્ ધર્મપૂર્વક આપણા નિર્વાહનું સાધન પ્રવૃત્તિ માર્ગના ધર્મનું આચરણ કરનાર ગૃહસ્થો પાસેથી જ લેવું જોઇએ; નિવૃત્તિ પરાયણ મનુષ્ય પાસેથી કદાપિ કાંઇ પણ લેવુ નહીં જોઇએ. વળી—

नात्यर्थं सुखदुःखाभ्यां शरीरमुपतापयेत् ।
स्तूयमानो न हृष्येत निन्दितो न शपेत्परम् ॥ य० ध० समु० ॥

અર્થઃ—બહુ દુઃખ સહન કરીને શરીરને પીડા ન આપે, તથા બહુ સુખ ભોગવીને શરીરને મસ્ત પણ ન બનાવે. અને કોઈ સ્તુતિ કરે તો હર્ષને પ્રાપ્ત ન થાય, તથા કોઈ નિન્દા કરે તો તેને શાપ પણ ન દે.

शौचं स्नानं तथा भिक्षा नित्यमेकान्तसेवनम् ।
भिक्षोश्चत्वारि कर्माणि पञ्चमं नैव विद्यते ॥ शि. पु. कै. सं. अ. २०–२१ ॥

અર્થઃ—શૌચ, સ્નાન, ભિક્ષા અને હમેશા એકાન્ત સેવન એ ચાર ભિક્ષુનાં કર્મ છે. પાંચમા કોઈ કાર્યનુ વિધાન શાસ્ત્રમાં જોવામાં આવતું નથી.

स्नानं मनोमलत्यागः शौचमिन्द्रियनिग्रहः ।
ब्रह्मामृतं पिबेद्भैक्षमेकान्तं द्वैतवर्जनम् ॥ य. ध० सं० ॥

અર્થઃ—મનના મલનો પરિત્યાગ કરવો તેનું નામ સ્નાન છે, અને ઇન્દ્રિયોનો નિગ્રહ કરવો તે જ પ્રધાન શૌચ છે. બ્રહ્માનન્દ રૂપી અમૃતનું પાન કરવું તે જ પ્રધાન ભિક્ષા છે, અને ભેદબુદ્ધિનો પરિત્યાગ કરવો તે જ એકાન્ત સેવન છે, વનમાં એકલા બેસવાથી એકાન્ત થતું નથી.

मनसश्चेन्द्रियाणां च ऐकाग्र्यं परमं तपः ।
तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते ॥ „ ॥

અર્થઃ—મન તથા ઇન્દ્રિયોની જે એકાગ્રતા છે તે જ પરમ તપ છે. સર્વ ધર્મમાં તે જ શ્રેષ્ઠ ધર્મ છે અને તે જ ધર્મ મુમુક્ષુ(યતિ)ને માટે ઉત્તમ કહેવાય છે.

गुरुमूलाः क्रियाः सर्वा भुक्तिमुक्तिफलप्रदाः ।
तस्मात्सेव्यो गुरुर्नित्यं मुक्त्यर्थं तु समाहितैः ॥ „ ॥

અર્થઃ—ભોગ તથા મોક્ષ દેનાર સંપૂર્ણ પુણ્યના સાધનોમાં ગુરૂ જ પ્રથમ કારણ છે. માટે ચિત્તના સમાધાનવાળા મુમુક્ષુ લોકોએ ગુરૂની હમેશાં સેવા કરવી આવશ્યક છે.

नातिक्रमेत्तु मर्यादां गुरुणा या प्रकीर्तिता ।
गुरुशुश्रूषणं नाम धर्मो ज्येष्ठः प्रकीर्तितः ॥ „ ॥

અર્થઃ—ગુરૂએ બતાવેલી મર્યાદાનું કદાપિ ઉલ્લંઘન નહીં કરવું જોઇએ, કેમકે ગુરૂશુશ્રૂષા નામનો જે ધર્મ છે તેને સર્વ ધર્મથી શ્રેષ્ઠ કહ્યો છે.

जपमालां गृहीत्वा तु प्रणवार्थमनुस्मरन् ।
जपेद् द्वादशसाहस्रं प्रणवस्य प्रयत्नतः ॥ „ ॥
सहस्रं श्रवणार्थी तु योगाभ्यासी शतं जपेत् ।
निर्विकल्पसमाधिस्तु न जपेत्किंचिदद्वयात् ॥ „ ॥

અર્થઃ—જપ કરવાની રૂદ્રાક્ષની માળા હાથમાં લઇને પરમાત્માનું સ્મરણ કરીને ૐકારનો બાર હજાર જપ કરે. અને બ્રહ્મવિદ્યાનું શ્રવણ કરનાર હોય તો એક હજાર જપ કરે. અને જો યોગાભ્યાસી હોય તો સો જપ કરે. અને નિર્વિકલ્પ સમાધિવાળાને ભેદદૃષ્ટિ હોતી નથી, માટે તેને જપ કરવાની આવશ્યકતા નથી.

हिमवद्विन्ध्ययोर्मध्ये ख्यातः पुण्यतमः श्रुतौ ।
देशः सरस्वतीतीरे नर्मदायास्तु पश्चिमे ॥ „ ॥

અર્થઃ—હિમાલય તથા વિન્ધ્યાચલની મધ્યમાં જે પ્રસિદ્ધ દેશ છે તેને શ્રુતિ (શાસ્ત્ર)માં અત્યન્ત પુણ્યદેશ કહ્યો છે. અને સરસ્વતીનો કિનારો તથા નર્મદાના પશ્ચિમ ભાગને પણ શ્રેષ્ઠ દેશ કહ્યો છે.

तस्मिन्देशे सदा भिक्षुः स्वधर्ममनुपालयन् ।
पर्यटेत्तु सदा योगी वीक्षयन्वसुधातलम् ॥ „ ॥

અર્થઃ—પોતાના ધર્મનું પાલન કરતા સતા યોગી ભિક્ષુ તે દેશમાં પૃથ્વી ઉપર દૃષ્ટિ કરતા સદા વિચરે.

न रात्रौ न च मध्याह्ने सन्ध्ययोर्नैव पर्यटेत् ।
न शून्ये न च दुर्गे वा प्राणबाधाकरे न च ॥ ,, ॥

અર્થ:—રાત્રિમાં કે મધ્યાહ્નમાં કે બને સન્ધ્યા સમયે વિચરે નહીં. તેમ શૂન્ય સ્થાનમાં તથા પર્વતાદિ તથા ગમન કરવાને કઠિન માર્ગમાં તથા પોતાના જીવનની હાનિ થવાનો સંભવ હોય ત્યાં પણ વિચરે નહીં.

एकरात्रं वसेद्ग्रामे पट्टने तु दिनत्रयम् ।
पुरे दिनद्वयं भिक्षुर्नगरे पञ्चरात्रकम् ॥ ,, ॥

અર્થ:—ભિક્ષુ ગ્રામમાં એક દિવસ રહે, પટ્ટનમાં ત્રણ દિવસ, પુરમાં બે દિવસ અને મોટા નગરમાં પાંચ દિવસ રહે.

वर्षास्वेकत्र तिष्ठेत स्थाने पुण्यजलावृते ।
आत्मवत्सर्वभूतानि पश्यन्भिक्षुश्चरेन्महीम् ॥ ,, ॥

અર્થ:—વર્ષાઋતુમાં એક સ્થાનમાં રહે. પુણ્ય જલાશય આદિ જે સ્થાનમાં હોય ત્યાં રહેવું સારૂં છે. અને સર્વ પ્રાણીઓને પોતાની સમાન ગણીને યતિએ પૃથ્વીમાં વિચરવું જોઇએ. વળી—

वृद्धानामातुराणां च भिक्षूणां सङ्गवर्जिनाम् ।
ग्रामे वाऽथ पुरे वापि वासो नैकत्र दुष्यति ॥ ,, ॥

અર્થ:—વૃદ્ધ તથા કોઈ પ્રકારના દુઃખી તથા કોઇનો સંગ નહીં કરનાર એવા ભિક્ષુ લોકોને ગ્રામમાં હો કે પુરમાં હો—એક સ્થાનમાં વધારે દિવસ રહેવાને કોઈ દોષ નથી.

दृष्टिपूतं न्यसेत्पादं वस्त्रपूतं जलं पिबेत् ।
सत्यपूतं वदेद्वाचं मनःपूतं समाचरेत् ॥ म. स्मृ० अ० ६–४६ ॥

અર્થ:—ચાલતી વખતે કોઇ અપવિત્ર વસ્તુ ઉપર પગ ન પડે, અથવા ખાડામાં ન પડે અથવા કાંટામાં ન પડે તેને માટે નેત્રથી જોઇને પગ મૂકે. અને જલમાં થતા સૂક્ષ્મ જન્તુનું નિવારણ કરવાને માટે જળને વસ્ત્રથી ગળીને પીવું જોઇએ. અને સત્યથી પવિત્ર થયેલી વાણી બોલે. અર્થાત્ મિથ્યાભાષણ કદાપિ નહીં કરે. અને નિષિદ્ધ સંકલ્પથી રહિત મનથી હમેશાં પવિત્ર આત્મા થઇને આચરણ કરવું જોઇએ.

अतिवादाँस्तितिक्षेत नावमन्येत कंचन ।
न चेमं देहमाश्रित्य वैरं कुर्वीत केनचित् ॥ ,, ॥ ४७ ॥

અર્થ:—કોઈ અનુચિત વાણી બોલે તોપણ યતિએ સહન કરવી જોઇએ. અને કોઇનું પણ અપમાન ન કરે. તેમ આ દેહને નિમિત્તે કોઇની સાથે વૈર ન કરે.

क्रुध्यन्तं न प्रतिक्रुध्येदाक्रुष्टः कुशलं वदेत् ।
सप्तद्वारावकीर्णां च न वाचमनृतां वदेत् ॥ ,, ॥ ४८ ॥

અર્થ:—અને જો કોઇ આપણા ઉપર ક્રોધ કરતો હોય તો તેના ઉપર પોતે ક્રોધ ન કરે.

અને બીજો નિન્દા કરતો હોય તો પોતે પણ તેના બદલામા તેની નિન્દા ન કરે અને નેત્ર આદિ જ્ઞાનેન્દ્રિય દ્વારા દીઠેલા તથા સાભળેલા, તથા અન્ત કરણ અર્થાત્ મન બુદ્ધિ વડે સકલ્પિત સસારના પદાર્થો સબધી વાત કદાપિ ન કરે અર્થાત્ પરમાત્મા સબન્ધી વાત જ કરે. અને મિથ્યા વચન કદાપિ ન બોલે

कक्षोपस्थशिखावर्जमृतुसन्धिषु वापयेत् ।

न त्रीनृतूनतिक्रामेन्न भिक्षु संचरेत्क्वचित् ॥ य. ध. सं. ,, ॥

અર્થ —કક્ષ (બગલ), ઉપસ્થ તથા શિખાને છોડીને ઋતુની સન્ધિમા ક્ષૌર કરાવે અને ક્ષૌર કરાવવામા ત્રણ ઋતુથી અધિક નિગમ ન કરે અને વર્ષાઋતુમા ક્યાએ પણ વિચરે નહી. દરેક માસની પૂર્ણિમાને ઋતુની સન્ધિ કહી છે, શિખા છોડીને વપન કુટીચર આદિને માટે છે, પરમહસને શિખા હોતી નથી.

आषाढ्यां पौर्णमास्यां तु कारयेद्वपनं यतिः ।

चातुर्मास्यस्य मध्ये तु वर्जयेद्वपनं यति ॥ ,, ॥

અર્થ —યતિ આષાઢી પૂર્ણિમાને દિવસે ક્ષૌર કરાવે ફરી ચાતુર્માસ પૂર્ણ થવા પહેલા ક્ષૌર ન કરાવે વળી—

असति प्रतिबन्धे तु मासान्वै वार्षिकानिह ।

निवसामीति सकल्प्य मनसा बुद्धिपूर्वकम् ॥ ,, ॥

અર્થ —"કોઇ પ્રતિબન્ધ નહી આવે તો વર્ષાના મહિનામા અહી નિવાસ કરીશ" એવો મનથી સંકલ્પ કરીને નિશ્ચયપૂર્વક એક સ્થાનમા રહે

प्रायेण प्रावृषि प्राणिसंकुलं वर्त्म दृश्यते ।

आषाढ्यादिचतुर्मासं कार्तिक्यन्तं तु संवसेत् ॥ ,, ॥

चतुरोऽय वसेन्मासान् द्वौ वा कौशिक वार्षिकौ । ,, ॥

અર્થ —વિશેષ કરીને વર્ષાઋતુમા સર્વ માર્ગ જન્તુથી ભરેલા દેખાય છે તેથી આષાઢી પૂર્ણિમાથી લઇને કાર્તિકી પૂર્ણિમા સુધીના ચાર માસ એક સ્થાનમા રહે અથવા હે કૌશિક! વર્ષાના બે માસ રહે

तेषु मासेषु केशादीनृतुसन्धौ न वापयेत् ।

नदीं च न तरेत्तेषु क्रोशादूर्ध्वं न च व्रजेत् ॥ ,, ॥

અર્થ —વર્ષાઋતુના મહિનાઓમા ઋતુની સન્ધિમા ક્ષૌર ન કરાવે તથા તે મહિનાઓમા નદી ઉતરે નહી, અને એક કોશથી વધારે શૌચ તથા ભિક્ષાના નિમિત્તે પણ જાય નહી

आतुरं न नमेत्प्राज्ञ आतुरो न नमेत्तथा ।

सर्वदा वन्दनं कुर्याद्गुरोर्ज्येष्ठयतेस्तथा ॥ ,, ॥

અર્થ —બુદ્ધિમાન્ યતિ આતુરને, અને આતુર બીજાને નમસ્કાર ન કરે ગુરૂ તથા જે પોતાનાથી પહેલા સન્યાસી થયા હોય તેમને હમેશા નમસ્કાર કરવા જોઇએ

प्रणतानां यतिर्ब्रूयादाशिषं व्यासशासनात् ।
नारायणेति च ब्रूयात्प्रणतायुर्विवृद्धये ॥ " ॥

અર્થઃ—અને આપણને નમસ્કાર કરનારના પ્રતિ તેના આયુની વૃદ્ધિને માટે વ્યાસજીની આજ્ઞાથી નારાયણ શબ્દના ઉચ્ચારણ રૂપ આશીર્વાદવચન બોલે.

धर्मसंकरसंकीर्णे स्थाने सोपद्रवे यतिः ।
मुहूर्तं नोपतिष्ठेत यत्र धर्मः पराङ्मुखः ॥ " ॥

અર્થઃ—ધર્મસંકર થવાથી લોકોના વ્યવહાર સર્વ ભ્રષ્ટ થયા હોય તથા ઉપદ્રવનું સ્થાન હોય—એવા ધર્મથી વિમુખ સ્થાનમાં યતિ થોડો સમય પણ ન રહે.

तस्करोपद्रुते ग्रामे ब्रह्महत्यादिदूषिते ।
दुर्भिक्षे राष्ट्रभङ्गे वा वर्षास्वप्याशु तं त्यजेत् ॥ " ॥

અર્થઃ—જે ગ્રામમાં ચોરોનો ઉપદ્રવ હોય, તથા બ્રહ્મહત્યા આદિ કરવાથી જે ગામ દૂષિત થયું હોય, તથા જે સ્થાનમાં દુકાળની બાધા બહુ થઈ હોય, તથા કોઇ વિપત્તિથી રાજ્યભંગ થયો હોય એવા સ્થાનમાંથી વર્ષાઋતુમાં પણ બીજા સ્થાનમાં ચાલ્યા જવું.

पिता माता स्वसा भ्राता स्नुषा जाया सुतस्तथा ।
ज्ञातिबन्धुसुहृद्वर्गो दुहिता तत्सुतादयः ॥ " ॥
यस्मिन्देशे वसन्त्येते न तत्र दिवसं वसेत् ॥ " ॥

અર્થઃ—પિતા, માતા, ભાઇ, તથા પુત્રવધુ, પત્ની, પુત્ર, જ્ઞાતિ, બન્ધુ લોક, સુહૃદ, પુત્રી તથા પુત્રીના પુત્રાદિક જે સ્થાનમાં રહેતા હોય, ત્યાં એક દિવસ પણ ન રહેવું જોઇએ.

श्राद्धे निमन्त्रितो गच्छेन्नदीलंघनवर्जितम् ।
सायमागत्य निवसेत्स्वाश्रमे कल्पिते गृहे ॥ " ॥

અર્થઃ—કોઇ શ્રાદ્ધમાં ભોજન કરવાને માટે નિમન્ત્રણ આપ્યું હોય તો, નદી ઉતરીને જવાનું ન હોય તો ત્યાં જાય, અને સાયંકાલમાં પાછા આવીને પોતાના પહેલાં નિશ્ચિત કરેલા સ્થાનમાં જ રહે.

गंगाकूले वसेन्नित्यं भिक्षुर्मोक्षपरायणः ।
सिद्धक्षेत्रं तु तज्ज्ञेयं यावद्धनुःशतत्रयम् ॥ " ॥

અર્થઃ—મુમુક્ષુ યતિ હમેશાં ગંગાને કિનારે રહે. ગંગાજીની બને બાજુ ત્રણસેં ધનુષ પ્રમાણનું સ્થાન સિદ્ધક્ષેત્ર કહેવાય છે.

ત્યાં રહેવાથી, કષ્ટ તો થશે, તથાપિ—

ब्राह्मणस्य हि देहोऽयं नोपभोगाय जायते ।
इह क्लेशाय महते प्रेत्यानन्तसुखाय च ॥ " ॥

અર્થઃ—બ્રાહ્મણોનો દેહ આ લોકના ભોગ ભોગવવાને માટે નથી. પરન્તુ અહીં કષ્ટ સહન કરીને પણ મરણ પછી અનન્ત સુખ ભોગવવાને માટે છે.

आगतं स्वाश्रमे भिक्षुं प्रत्युत्थायाभिवाद्य च ।
विश्राम्य गुरुवद्भक्त्या पूजयेत्तद्दिने यतिः ॥ ,, ॥

અર્થઃ—આપણા આશ્રમમાં આવેલા યતિને ઉઠીને અભિવાદન કરી ગુરૂની માફક ભક્તિથી તે દિવસે તેનો સત્કાર કરવો જોઈએ.

द्वाविमौ न विराजेते विपरीतेन कर्मणा ।
निरारंभो गृहस्थश्च कार्यवांश्चैव भिक्षुकः ॥ ,, ॥

અર્થઃ—કોઈ પણ કાર્ય કર્યા વિનાનો ગૃહસ્થ તથા કાર્ય કરનાર યતિ એ બંને વિપરીત કર્મ કરનાર હોવાથી શોભતા નથી.

आसनं पात्रलोपश्च संचयः शिष्यसंग्रहः ।
दिवास्वापो वृथालापो यतेर्बन्धकराणि षट् ॥ ,, ॥

અર્થઃ—આસન, પાત્રલોપ, સંચય, શિષ્યસંગ્રહ, દિવાસ્વાપ તથા વૃથાલાપ એ છ યતિને સંસારમાં બન્ધનનાં કારણ છે. એક ગ્રામમાં એક દિવસથી અધિક રહેવું ન જોઈએ ઇત્યાદિ નિયમ, તથા વર્ષાઋતુમાં એક સ્થાનમાં રહેવું ઇત્યાદિ નિયમોનો પરિત્યાગ કરીને એક ગ્રામમાં બહુ દિવસ રહેવું તેને **આસન** કહે છે. એવું આસન, તથા **પાત્રલોપ** અર્થાત્ કોઇ પાત્ર ન રાખવું, તથા **સંચય** અર્થાત્ કાલાન્તરમાં ઉપયોગને માટે કોઈ પણ વસ્તુનો સંગ્રહ કરવા તેનું નામ સંચય છે. અને—

शुश्रूषालाभपूजार्थं यशोऽर्थं वा परिग्रहः ।
शिष्याणां न तु कारुण्यात्स ज्ञेयः शिष्यसंग्रहः ॥ ,, ॥

અર્થ—પોતાની સેવાને માટે અથવા ધનાદિના લાભને માટે તથા પૂજા પ્રતિષ્ઠાને માટે તથા કીર્તિને માટે જે શિષ્યોને એકઠા કરવા, દયાથી નહીં, તેને **શિષ્યસંગ્રહ** કહે છે. બ્રહ્મવિદ્યા આદિનો અભ્યાસ કરાવવાને માટે અથવા સમાધિ આદિ શિખવવાને માટે જે વિરક્ત શિષ્યને રાખે છે તે દયા નિમિત્ત કહેવાય છે. તે પણ દરેક શિષ્યની શાન્તિમાં બાધા ન થઇ શકે તેટલા જ રાખવા જોઈએ એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. બ્રહ્મવિદ્યાનો અભ્યાસ કરવામાં પ્રમાદને **દિવાસ્વાપ** કહે છે. અહીં બ્રહ્મવિદ્યાને દિવસ કહ્યો છે. યતિ દિવસમાં ખાઈ પીને ઇચ્છાનુસાર સૂઈ જાય તેની મના છે. એ પહેલાં કહેવામાં આવ્યું છે. આત્મજ્ઞાનની વાતોને છોડીને અન્ય વાતો કરવી એ **વૃથાલાપ** કહેવાય છે.

न स्नानमाचरेद्भिक्षुः पुत्रादिनिधने श्रुते ।
पितृमातृक्षयं श्रुत्वा स्नात्वा शुद्ध्यति साम्बरः ॥ ,, ॥

અર્થઃ—પુત્રાદિનું મૃત્યુ સાંભળીને ભિક્ષુ સ્નાન કરે નહીં, પરંતુ પિતા તથા માતાનું મૃત્યુ સાંભળીને વસ્ત્ર સહિત સ્નાન કરવાથી શુદ્ધિ થાય છે.

नैवाददीत पाथेयं यतिः किंचिदनापदि ।
पक्वमापत्सु गृह्णीयाद्यावदन्नोपयुज्यते ॥ ,, ॥

અર્થઃ—આપત્તિકાલને છોડી યતિ યાત્રામાં ભાતું લઇને ચાલે નહીં. અને આપત્તિ-કાલમાં રાંધેલું અન્ન દિવસ ભરને માટે ઉપયોગી હોય તેટલું ગ્રહણ કરે.

पाथेयमेकरात्रस्य पानीयं दुर्गमे पथि ।
गृह्णीयान्नाधिकं चान्नं भेषजं तु यथेच्छया ॥ ,, ॥

અર્થ:—યાત્રા કાલમાં એક દિવસનું જ ભાતું લે. અને જે સ્થાનમાં જલ મળે તેમ ન હોય ત્યા જલ પણ લઇને ચાલે. અન્ન અધિક લઈને ન ચાલે. અને પોતાને માટે કોઇ ઔષધની આવશ્યકતા હોય તો ઇચ્છાનુસાર લઇ શકે છે.

यस्तु प्रव्रजितो भूत्वा पुनः सेवेत मैथुनम् ।
षष्टिवर्षसहस्राणि विष्टायां जायते कृमिः ॥ ,, ॥

અર્થ:—જે સંન્યાસી થઇને ફરી સ્ત્રીનો સમાગમ કરે છે તે સાઠ હઝાર વર્ષ વિષ્ટામાં કૃમિ થઇને જન્મ લે છે. અને—

वानप्रस्थगृहस्थाभ्यां प्रीतिं यत्नेन वर्जयेत् । ,, ॥

અર્થ—વાનપ્રસ્થ તથા ગૃહસ્થાશ્રમીની સાથે પ્રીતિ વિશેષ કરીને છોડી દે.

पक्वं वा यदि वाऽपक्वं पाचयेद्यः क्वचिद्यतिः ।
स्वधर्मस्य तु लोपेन तिर्यग्योनिं व्रजेद्यतिः ॥ ,, ॥

અર્થ—બરાબર ચઢેલું અન્ન હોય કે કાચું હોય તોપણ યતિ તેને ફરી પકાવે તો તે પોતાના ધર્મના લોપથી પશુ આદિની યોનિને પ્રાપ્ત થાય છે.

अन्नदानपरो भिक्षुर्वस्त्रादीनां परिग्रही ।
उभौ तु मन्दबुद्धित्वात् पूतिनरकशायिनौ ॥ ,, ॥

અર્થ:—જે યતિ અન્નદાન કરવામાં તત્પર છે તથા પોતાના શરીરના પ્રયોજનથી અતિરિક્ત વસ્ત્રનો પ્રતિગ્રહ લે છે એ બંને મન્દબુદ્ધિ હોવાથી મલમૂત્રાદિથી ભરેલા નરકમાં જાય છે. કેટલીક જગાએ ઉની વસ્રોનો પ્રતિગ્રહ લેવામાં નિષેધ લખ્યો છે તે દેશભેદને અનુસાર જાણવો જોઇએ. કપાસનું વસ્ત્ર માત્ર ઉપયોગમાં લેવાની શાસ્ત્રની આજ્ઞા છે.

भूमिं गावो हिरण्यं च यतेर्यस्य परिग्रहः ।
तादृशं कश्मलं दृष्ट्वा सचैलो जलमाविशेत् ॥ ,, ॥

અર્થ:—જમીન, પશુ, સુવર્ણ આદિક ધન એનો કોઇ પણ યતિ પરિગ્રહ કરે તો તે પાપને જોઇને વસ્ત્ર સહિત સ્નાન કરવુ જોઇએ.

अज्ञानाद्या भवेद्धिंसा यतेर्भिक्षाटने क्वचित् ।
प्राणायामत्रयं कृत्वा तथाचम्य विशुध्यति ॥ ,, ॥

અર્થ:—ભિક્ષાટનાદિ કરવામાં અજ્ઞાનથી પણ પ્રાણીની હિંસા થાય છે. તેને માટે ત્રણ પ્રાણાયામ કરીને આચમન કરવાથી શુદ્ધિ થાય છે.

मठेष्वभोज्यमन्नं स्यादुभुक्त्वा चान्द्रायणं चरेत् ।
स्पृष्ट्वा मठपतिं चैव सवासा जलमाविशेत् ॥ पद्म, पु. (य, ध, सं)

અર્થઃ—યતિએ મઠમાં અન્ન ખાવું યોગ્ય નથી. અને ખાવાથી ચાન્દ્રાયણ વ્રત કરવું જોઇએ. અને મઠના સ્વામી (મહન્ત)નો સ્પર્શ કરવાથી વસ્ત્ર સહિત જલમાં ડુબકી મારવી જોઇએ.

सुवर्णं रजतं ताम्रं तैजसं यच्च किंचन ।
स्पृष्ट्वा परिव्राट् शूद्रं च सवासा जलमाविशेत् ॥ ,, ॥
द्रव्यं तु मुद्रितं स्पृष्ट्वा त्रिरात्रेण विशुध्यति ॥ ,, ॥

અર્થઃ—સોનું, ચાંદી, ત્રાંબુ, તથા અન્ય કોઈ ધાતુને પણ સ્પર્શ કરીને તથા શૂદ્રને સ્પર્શ કરવાથી યતિએ વસ્ત્ર સહિત સ્નાન કરવું જોઇએ. અને છાપેલા રૂપિઆ આદિને સ્પર્શ કરવાથી ત્રણ દિવસ ઉપવાસ કરવાથી શુદ્ધિ થાય છે. વળી—

संन्यासी यो हि भूत्वा तु हिरण्यं संग्रहेद्यतिः ।
तस्य दर्शनमात्रेण सचैलो जलमाविशेत् ॥ ,, ॥

અર્થઃ—સંન્યાસી હોઇને જો ધનનો સંગ્રહ કરે તો તેના દર્શન માત્રથી વસ્ત્ર સહિત સ્નાન કરવું. વળી—

आरूढपतितं दृष्ट्वा विना स्नानं तु यश्चरेत् ।
पानभिक्षादिकं कर्म तदा चान्द्रायणं चरेत् ॥ ,, ॥

અર્થઃ—આરૂઢ પતિતને જોઇને સ્નાન કર્યા વિના જે યતિ જલપાન અથવા ભિક્ષા આદિ કરે છે તે ચાન્દ્રાયણ વ્રત કરે.

सामर्थ्ये शिविकामश्वं गजं वृषभमेव च ।
शकटं वा रथं वापि समारुह्य च कामतः ॥ ,, ॥
व्रतं सान्तपनं कुर्यात्प्राणायामशतान्वितम् ॥ ,, ॥

અર્થઃ—ચાલવાની શક્તિ હોવા છતાં જે યતિ પાલખી, ઘોડા, હાથી અને બળદ તથા ગાડી, રથ, ઇત્યાદિ વાહનમાં ઇચ્છાથી સ્વારી કરે તો તે સાન્તપન નામનું વ્રત કરે અને સો પ્રાણાયામ કરે.

स्वयं पक्त्वा तु यो भुंक्ते तस्य सान्तपनत्रयम् ।
पाचयित्वा तु यो भुंक्ते तस्य कृच्छ्रं विधीयते ॥ ,, ॥

અર્થઃ—જે યતિ પોતે બનાવીને જમે છે તેણે ત્રણ સાન્તપન વ્રત કરવાં જોઇએ ત્યારે તેનું પ્રાયશ્ચિત્ત થાય છે. અને જે બીજાની પાસે રંધાવીને જમે તો તેને માટે કૃચ્છ્રનું વિધાન કરે છે. અર્થાત્ ભિક્ષા માગીને જ નિર્વાહ કરવો જોઇએ એવો ભાવ છે.

न रक्तमुल्बणं वासो न नीलं च प्रशस्यते ।
मलाक्तं च दशाहीनं वर्जयेदम्बरं यतिः ॥ ,, ,,

અર્થઃ—લાલ વસ્ત્ર તથા નીલ વસ્ત્ર પહેરવું નહીં જોઇએ. તેમ મલિન વસ્ત્ર તથા વસ્ત્રને છેડે દશા (તાંતણા) ન હોય એવું વસ્ત્ર પહેરવું નહીં જોઇએ.

त्वपदार्थविवेकाय सन्यासः सर्वकर्मणाम् ।
श्रुत्या विधीयते तस्मात्त्यागी पतितो भवेत् ॥ ,, ॥

અર્થ —ત્વપદના અર્થનુ વિવેચન કરવાને માટે સર્વ કર્મોનો ત્યાગ શ્રુતિએ વિધાન કર્યો છે માટે જે શ્રવણ અને મનનાદિનો પરિત્યાગ કરે છે તે અવશ્ય પતિત થાય છે.

વળી ગુરુ શિષ્યનુ નામ રાખે તો—

तत्त्वंपदार्थयोरैक्यं यत्पदं प्रतिपादयेत् ।
तन्नाम यतये कुर्याद्वाक्यनाम तदिष्यते ॥ ,, ॥

અર્થ —જે નામ જીવબ્રહ્મના અભેદને પ્રતિપાદન કરતુ હોય એવુ યતિનુ નામ રાખવુ જોઇએ તેવા નામને વાક્યનામ કહે છે

यतीनां ख्यातयशसामाचार्यपूर्वभाविनाम् ।
नाम कुर्यान्न शिष्यस्य बुद्धिपूर्वं कदाचन ॥ ,, ॥

અર્થ —શિષ્યનુ નામ બુદ્ધિપૂર્વક પૂર્વ ભવમા જે મહાન્ કીર્તિવાળા આચાર્ય થયા છે તેમના નામ ઉપર ન રાખે

વળી યતિના મરણમા તેમનો અગ્નિસંસ્કાર આદિ હોતુ નથી

सर्वसङ्गनिवृत्तस्य ध्यानयोगरतस्य च ।
न तस्य दहनं कार्यं नाशौचं नोदकक्रिया ॥ ,, ॥

અર્થ —સર્વ પ્રકારના સગથી નિવૃત્ત થયેલા તથા ધ્યાનયોગમા તત્પર એવા યતિનો અગ્નિસસ્કાર તથા અશૌચ તથા ઉદકક્રિયા પણ નથી હોતી વળી—

एकोद्दिष्टं जलपिण्डं नाशौचं प्रेतसत्क्रियाम् ।
न कुर्यात्पार्वणादन्यद्ब्रह्मीभूताय कल्पते ॥ ,, ॥

અર્થ —એકોદ્દિષ્ટ તથા જલદાન તથા પિણ્ડદાન તથા અશૌચ તથા પ્રેત સબન્ધી ક્રિયા ઇત્યાદિ કાંઇ પણ ન કરે કેમકે પાર્વણ શ્રાદ્ધને છોડી બ્રહ્મરૂપ યતિને માટે કોઇ પણ કર્મનુ વિધાન કર્યુ નથી (કોઇ પક્ષમા કુટીચક સન્યાસીની દાહક્રિયા બતાવે છે પરન્તુ તે કુટીચક સન્યાસી જ્ઞાની હોય તો તેમના શરીરને દાટે અને અજ્ઞાની હોય તો તેમના અગ્નિસંસ્કારાદિ કરે એવો નિયમ છે)

दशम्यामेव कुर्यात्तु नारायणबलिं सुतः । ,, ॥

અર્થ — જો પુત્ર હોય તો દશમા દિવસે નારાયણબલિ કરે

कर्तव्यं खननं तस्य नाशौचं नोदकक्रिया ॥ ,, ॥
अश्वत्थस्थापनं कार्यं तद्देशेऽध्वर्युणा मुने ।
अश्वत्थे स्थापिते तेन स्थापितो हि महेश्वरः ॥ ,, ॥

અર્થ —યતિને દાટવા જોઇએ તેમનુ અશૌચ અને ઉદકક્રિયા કાંઇ પણ કરવાનુ નથી અને જ્યા તેમને દાટ્યા હોય તે જગા ઉપર અધ્વર્યુ પીપળાને સ્થાપન કરે તે પ્રમાણે પીપળાનુ સ્થાપન કરવાથી જ મહાદેવનુ સ્થાપન થયુ જાણવુ, સાક્ષાત્ મહાદેવનુ લિંગ સ્થાપન ન કરે

दर्शनात्स्पर्शनात्तस्य सर्वं नश्यति पातकम् ॥ " ॥

અર્થઃ—તે પીપળાના દર્શનથી તથા સ્પર્શનથી સર્વ પાપો નષ્ટ થઈ જાય છે. વળી—

निर्वैरः शान्तो दान्तः संन्यासी परमहंसाश्रमेणास्खलितस्वस्वरूपध्यानेन देहत्यागं करोति स मुक्तो भवति ॥ ना. प. उ. उप. १॥

અર્થઃ—કોઈ પણ પ્રાણીની સાથે જેને વૈર નથી, શાન્ત ચિત્તવાળો છે, તથા જીતેન્દ્રિય છે, એવા અને પરમહંસ આશ્રમના ધર્મથી ચલાયમાન નહીં થયેલા જે સંન્યાસી પોતાના સ્વરૂપના ધ્યાનથી શરીરનો ત્યાગ કરે છે તે મુક્ત થાય છે એવો વેદનો સિદ્ધાન્ત છે.

મુક્તિનુ સાધન હોવાથી શાસ્ત્રમા સંન્યાસાશ્રમની નાના પ્રકારની પ્રશંસા તથા સન્યાસીની સેવા આદિનું વિશેષ ફલ પણ શાસ્ત્રમા કહ્યું છે.

संन्यस्तं तु द्विजं दृष्ट्वा स्थानाचलति भास्करः ।
एप मे मण्डलं भित्वा परं ब्रह्माधिगच्छति ॥ विष्णुः ( य. ध. सं ) ॥

અર્થઃ—સંન્યાસ ધારણ કરેલા દ્વિજાતિને જોઇને "આ મારા મણ્ડલનું અતિક્રમણ કરીને ઉપર બ્રહ્માના સ્થાનમાં જશે" એવો નિશ્ચય કરીને સૂર્ય ભગવાન્ પોતાના સ્થાનથી ચલાયમાન થાય છે.

त्रिंशत्पराँस्त्रिंशदपराँस्त्रिंशच परतः परान् ।
सद्यः संन्यसनादेव नरकात्तारयेत्पितॄन् ॥ " ॥

અર્થઃ—સંન્યાસ ધારણ કરવાથી જ તરત તેની ઉપરની ૬૦ પેઢીના અને નીચેની ૬૦ પેઢીના પિતૃઓનો ઉદ્ધાર કરે છે.

चतुर्वेदस्तु यो विप्रः सोमयाजी शतक्रतुः ।
तस्मादपि यतिश्रेष्ठस्तिलपर्वतमन्तरम् ॥ जाबल ( य. ध. स ) ॥

અર્થઃ—ચારે વેદોને જાણનાર સોમયાગ કરનાર ગૃહસ્થાશ્રમી બ્રાહ્મણ કરતાં પણ યતિ શ્રેષ્ઠ છે. તે બન્નેનો તલનો દાણો અને પર્વતના સમાન ભેદ છે. વળી—

पुंजन्म लभते माता पत्नी च प्रैषमात्रतः ।
ब्रह्मनिष्ठः सुशीलश्च ज्ञानं चैतत्प्रभावतः ॥ जी० मु० वि० ॥

અર્થઃ—સંન્યાસાશ્રમનો સ્વીકાર કરીને પ્રૈષ મન્ત્રનો ઉચ્ચાર કરવા માત્રથી માતા તથા પત્નીને પુરૂષનો જન્મ પ્રાપ્ત થાય છે. અને પ્રૈષના પ્રભાવથી યતિ સુશીલ તથા બ્રહ્મનિષ્ઠ પણ થાય છે, અને જ્ઞાનની પ્રાપ્તિ પણ થાય છે. અર્થાત્ સંન્યાસાશ્રમના ધર્મોનું પાલન કરીને આત્મજ્ઞાન દ્વારા મોક્ષને પ્રાપ્ત થઇ શકે છે અને તેના વંશોનો પણ ઉદ્ધાર થાય છે.

सर्वेषामाश्रमाणां तु संन्यासी ह्युत्तमाश्रमी ।
स एवात्र नमस्यः स्याद्भक्त्या सन्मार्गवर्तिभिः ॥ हरीतः । (य० ध० सं०)॥

અર્થઃ—સર્વ આશ્રમીઓની મધ્યે સંન્યાસી જ શ્રેષ્ઠ આશ્રમી છે. સન્માર્ગમાં ચાલનારને તે જ નમસ્કાર કરવા યોગ્ય છે.

ब्रह्मिष्ठः परमो हंसः साक्षान्नारायणः स्मृतः ।
यस्तं संपूजयेन्नित्यं विष्णुस्तेन प्रपूजितः ॥ " ॥

અર્થઃ—બ્રહ્મનિષ્ટ પરમહંસને સાક્ષાત્ નારાયણ રૂપ કહ્યા છે. તેમનું જે રોજ પૂજન કરે છે તેણે સાક્ષાત્ વિષ્ણુનું જ પૂજન કર્યુ છે.

अष्टाक्षरेण मन्त्रेण यतयस्तु नमस्कृताः ।
स्मृता नारायणा घ्नन्ति प्राणिनां पापपञ्जरम् ॥ "

અર્થઃ—"ॐ नमो नारायणाय" આ અષ્ટાક્ષરવાળો મન્ત્ર ભણીને યતિને નમસ્કાર કરી જે લોક નારાયણ શબ્દ બોલે છે તેથી પ્રાણીઓનું પાપ રૂપ પાંજરૂં નષ્ટ થઇ જાય છે.

यतिभ्यः श्रद्धया दद्याद्भिक्षां पात्रप्रपूरणीम् ।
न क्षीयते च तत्तस्य कल्पकोटिशतैरपि ॥ " ॥

અર્થઃ—યતિ લોકોને પાત્ર ભરીને શ્રદ્ધાથી ભિક્ષા આપવી જોઇએ. તેમ કરવાથી કરોડો કલ્પ વીતી ગયા છતાં પણ તે ભિક્ષા તે ગૃહસ્થના ઘરમાં ઓછી થતી નથી.

ब्रह्मचारी यतीनां च वपनं यस्तु कारयेत् ।
नखकर्मादि कुर्वाणश्चक्षुष्माञ्जायते नरः ॥ " ॥

અર્થઃ—બ્રહ્મચારી તથા યતિનું જે ક્ષૌર કરાવે છે તથા તેના નખ વિગેરે કપાવે છે તે મનુષ્ય નેત્રરોગ આદિથી રહિત થાય છે.

न क्रियां गोत्रमाचारं शौचाशौचं शुभाशुभम् ।
पृच्छेन्माधुकरायाते कुलं शीलं श्रुतं यतेः ॥ " ॥

અર્થઃ—યતિ ભિક્ષાને માટે ઘેર આવેલો હોય તેને તેની ક્રિયા, ગોત્ર, આચાર, શૌચ અને અશૌચ અને શુભાશુભ સંબંધી તથા, કુલ, શીલ અને તેના સ્વાધ્યાય (શું ભણેલો છે તે) સંબંધી કાંઇ પણ પૂછવું જ નહીં.

आश्रमेषु यतिर्यस्य मुहूर्तमपि विश्रमेत् ।
किं तस्यान्येन धर्मेण कृतकृत्यो हि स स्मृतः ॥ क्रतुः (ય૦ ધ૦ સં૦)

અર્થઃ—જે ગૃહસ્થના આશ્રમમાં થોડીવાર પણ યતિ વિશ્રામ કરે છે તેને અન્ય કોઇ ધર્મ કરવાની જરૂર નથી. તેટલા માત્રથી જ તે કૃતકૃત્ય થાય છે.

अग्निचित्कपिला सत्री राजा भिक्षुर्महोदधिः ।
दृष्टमात्राः पुनन्त्येते तस्मात्पश्येत्तु नित्यशः ॥ " ॥

અર્થઃ—અગ્નિહોત્રી, તથા કપિલા ગાય, તથા મોટા મોટા યજ્ઞ કરનાર, તથા રાજા તથા ભિક્ષુ તથા સમુદ્ર એ સર્વ દેખતાં જ પવિત્ર કરે છે. માટે તેમનું હમેશાં દર્શન કરવું જોઇએ. વળી-

चातुर्मास्यं यतीनां तु यः कारयति धर्मवित् ।
स यात्यैहिकमैश्वर्यमामुष्मिकसुखं महत् ॥ " ॥

અર્થઃ—ધર્મને જાણનાર જે મનુષ્ય યતિને ચાતુર્માસ્ય કરાવે છે તે આ લોકમાં નાના પ્રકારના ઐશ્વર્યને પ્રાપ્ત થાય છે, અને પરલોકમાં મહાન્ સુખને પ્રાપ્ત કરે છે.

यतीनां पादयोः सम्यग्विष्णुमूक्तेन सिञ्चति ।
ते नरा विष्णुसायुज्यं प्राप्नुवन्ति न संशयः ॥ नारदः (य.ध. सं.)

અર્થઃ—વિષ્ણુસૂક્ત ભણીને જે યતિના પાદ ઉપર પાણી રેડે છે તે મનુષ્ય વિષ્ણુના સાયુજ્યને પ્રાપ્ત થાય છે તેમાં કોઇ સંશય નથી.

આ પ્રમાણે યતિની સેવાનો મહિમા પણ શાસ્ત્રમાં કહ્યો છે.

ઇતિ સંન્યાસવિધિ તથા સંન્યાસીધર્મનિરૂપણ અ. ૧૪. સ. ૭. સમાપ્ત.

## અધ્યાય ૧૪. સર્ગ. ૮.

### પરમહંસસંન્યાસી નામભેદ નિરૂપણ.

ઉપર કહેલા પરમહંસ સંન્યાસીમાં શ્રીશંકરાચાર્યથી દશ ભેદ થયા છેઃ– તીર્થ, આશ્રમ, વન, અરણ્ય, ગિરિ, પર્વત, સાગર, સરસ્વતી, ભારતી, પુરી–એ દશ પ્રકારનાં સંન્યાસીનાં નામ છે. તેમનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છે.

त्रिवेणीसंगमे तीर्थे तत्त्वमस्यादिलक्षणे ।
स्नायात्तत्त्वार्थभावेन तीर्थनामा स उच्यते ॥ मठाम्नायसेतुः ॥

અર્થઃ—"તત્ત્વમસિ" મહાવાક્યમાં તત્, ત્વમ્, અસિ એ ત્રણ પદ છે. એ ગંગા, યમુના, સરસ્વતી રૂપ ત્રણ તીર્થ(ત્રિવેણી)માં સ્નાન કરનાર અર્થાત્ એ ત્રણ પદના અર્થનો વિચાર કરીને જીવબ્રહ્મની એકતાનો નિશ્ચય કરવામાં તત્પર રહેનારને **તીર્થ** નામના સંન્યાસી કહે છે.

आश्रमग्रहणे प्रौढ आशापाशविवर्जितः ।
यातायातविनिर्मुक्त एष आश्रम उच्यते ॥ ,, ॥

અર્થઃ—આશ્રમનું ગ્રહણ કરવામાં તથા આશ્રમ ધર્મોનું પાલન કરવામાં જે સમર્થ છે, અને આશા રૂપી પાશથી જે રહિત છે અર્થાત્ કોઇ પણ પદાર્થની તૃષ્ણાથી કોઇમાં પણ બંધાયો નથી, અને પ્રાપ્ત અને અપ્રાપ્ત વસ્તુની ચિન્તા રહિત છે તેને **આશ્રમ** કહે છે.

सुरम्ये निर्झरस्थाने वने वासं करोति यः ।
आशाबन्धविनिर्मुक्तो वननामा स उच्यते ॥ ,, ॥

અર્થઃ—સુંદર રમણીય ઝરણાંવાળા વનમાં જે નિવાસ કરે છે, તથા બન્ધનના કારણ રૂપ તૃષ્ણાથી રહિત છે, તે સંન્યાસીને **વન** નામથી કહે છે.

अरण्ये संस्थितो नित्यमानन्दे नन्दने वने ।
त्यक्त्वा सर्वमिदं विश्वमरण्यः परिकीर्त्यते ॥ ,, ॥

અર્થઃ—આ જગતના સર્વ પદાર્થોનો પરિત્યાગ કરીને ઘણા સુન્દર આનંદ દેનાર વનમાં જે રહે છે તે સંન્યાસીને અરણ્ય નામથી કહે છે.

वासो गिरिवरे नित्यं गीताध्ययनतत्परः ।
गंभीराऽचलबुद्धिश्च गिरिनामा स उच्यते ॥ ,, ॥

અર્થઃ—જે હમેશાં પર્વતમાં રહે છે, અને ગીતાનું અધ્યયન કરવામાં તત્પર છે અને ગંભીર તથા ચંચલતાથી રહિત બુદ્ધિવાળો છે તે સંન્યાસીને ગિરિ નામથી કહે છે.

वसन्पर्वतमूलेषु प्रौढज्ञानं बिभर्ति यः ।
सारासारं विजानाति पर्वतः परिकीर्त्यते ॥ „ ॥

અર્થઃ—જે પર્વતોના મૂલમાં રહે છે, અને જેણે ઉત્તમ જ્ઞાનને ધારણ કર્યું છે, અને જે સાર તથા અસાર વસ્તુને જાણે છે તે **પર્વત** નામથી કહેવાય છે.

तत्त्वसागरगंभीरो ज्ञानरत्नपरिग्रहः ।
मर्यादां नैव लंघेत सागरः परिकीर्त्यते ॥ „ ॥

અર્થઃ—જે તત્ત્વજ્ઞાનની નિષ્ઠાથી સમુદ્રની તુલ્ય ગંભીર છે, અને જ્ઞાનરૂપી રત્નનો જેણે સંગ્રહ કર્યો છે, અને મર્યાદાનું લંઘન કરતો નથી તે સંન્યાસીને **સાગર** કહે છે.

स्वरज्ञानरतो नित्यं स्वरवादी कवीश्वरः ।
संसारसागरासारहन्ताऽसौ हि सरस्वती ॥ „ ॥

અર્થઃ—શાસ્ત્રીયજ્ઞાન(સ્વર)માં જે રત છે, તથા શાસ્ત્રનો વક્તા છે, અને જે કવિ છે, તથા જે તુચ્છ સંસાર રૂપી સમુદ્રનો નાશ કરનાર છે તે સંન્યાસી **સરસ્વતી** કહેવાય છે.

विद्याभारेण संपूर्णः सर्वभारं परित्यजन् ।
दुःखभारं न जानाति भारती परिकीर्त्यते ॥ „ ॥

અર્થઃ—જે વિદ્યા રૂપી ભારથી સંપૂર્ણ છે, તથા સંસારના અન્ય સર્વ ભારનો જે પરિત્યાગ કરે છે, અને દુઃખના ભારને જાણતો નથી તે **ભારતી** નામથી કહેવાય છે.

ज्ञानतत्त्वेन संपूर्णः पूर्णतत्त्वपदे स्थितः ।
परब्रह्मरतो नित्यं पुरीनामा स उच्यते ॥ „ ॥

અર્થઃ—જે સંન્યાસી જ્ઞાન રૂપ તત્ત્વમાં સંપૂર્ણ છે, અને પરમાત્મા રૂપ પૂર્ણ તત્ત્વમાં સ્થિત છે અને હમેશાં પરબ્રહ્મમાં રત છે તેને **પુરી** કહે છે.

આ પ્રમાણે મઠામ્નાયસેતુમાં ૧૦ પ્રકારના સંન્યાસીનાં લક્ષણ કહેવામાં આવ્યાં છે.

ઇતિ પરમહંસસંન્યાસી નામભેદનિરૂપણ. અ. ૧૪. સ. ૮ સમાપ્ત.

**ઇતિ સંન્યાસાશ્રમધર્મનિરૂપણ અ૦ ૧૪. સમાપ્ત.**

---

## ઇતિ ધર્મપ્રકરણ ૩. સમાપ્ત.



# કર્મયોગપ્રકરણ. ૪.

## અધ્યાય. ૧.

### કર્મયોગનિરૂપણ.

જેવી રીતે વિરક્ત મુમુક્ષુઓને માટે જ્ઞાનયોગ, અને સામાન્ય વિરક્તોને માટે ભક્તિયોગ મોક્ષનું સાધન છે, તેવી રીતે અશુદ્ધ અન્તઃકરણ વાળાને માટે **નિષ્કામકર્મયોગ** પણ મોક્ષનું સાધન છે. જ્ઞાન તો મોક્ષનું સાક્ષાત્ સાધન છે અને ભક્તિયોગ પરા ભક્તિ (જ્ઞાન) દ્વારા મોક્ષનું સાધન છે. તેવી રીતે નિષ્કામ કર્મયોગ પણ આત્મવિચાર કરવાની ઇચ્છાવાળાને માટે અન્તઃકરણની શુદ્ધિ દ્વારા મોક્ષનુ સાધન છે, કર્મયોગ વડે અન્તઃકરણની શુદ્ધિ કર્યા વિના કોઇને પણ આત્મવિચાર અથવા ભક્તિની યોગ્યતા સિદ્ધ થતી નથી. કેમકે—

**ईशावास्यमिद२ं सर्वं यत्किंच जगत्यां जगत् ।**
**तेन त्यक्तेन भुञ्जीथा मा गृधः कस्यचिद्धनम् ॥** ईशोप० मं० १ ॥

અર્થ:—આ સંપૂર્ણ જગત્ ઇશ્વરથી વ્યાપ્ત થયેલું છે. જેવી રીતે કટક, કુંડલ, આદિ નાના પ્રકારનાં ભૂષણોના ગોળ વગેરે આકાર માત્ર કટકાદિના ભિન્ન દેખાવામાં કારણ છે, પરમાર્થથી કટકાદિનું રૂપ તો સુવર્ણનું જ છે; તેવી રીતે આંહે ભુવનમાં જે કોઇ કાર્યકારણ રૂપ અથવા ચરાચર રૂપ પદાર્થ છે તે સર્વ ઇશ્વર રૂપ જ છે. એવી બુદ્ધિ મનુષ્યોએ કરવી જોઇએ. આ પ્રકારની બુદ્ધિની દૃઢતા પ્રાપ્ત કરવાને માટે શ્રુતિ પોતે જ "**तेनत्यक्तेन**" એ ભાગથી સાધન બતાવે છે. લોકૈષણા, પુત્રૈષણા, વિત્તૈષણા (સ્વર્ગાદિ લોકની પ્રાપ્તિની ઇચ્છા, પુત્રાદિને માટે વિવાહની ઇચ્છા અને ધનની પ્રાપ્તિની ઇચ્છા-પુત્રૈષણાને કોઇ દારૈષણા પણ કહે છે ) આ એષણાનો પરિત્યાગ કરીને "**भुञ्जीथाः**"–સંપૂર્ણ જગત્ ઇશ્વર રૂપ છે એવી બુદ્ધિની રક્ષા કરો. કેમકે વિત્તૈષણા આદિના ત્યાગ વિના, આ સર્વ જગત્ ઇશ્વર રૂપ છે અને હું પણ ઇશ્વર અથવા બ્રહ્મથી ભિન્ન નથી, એવું જ્ઞાન આત્મવિચાર કર્યા છતાં પણ દૃઢ થતું નથી, અને મોક્ષ પણ મળી શકતો નથી. માટે આત્મવિચાર કરવાને અધિકારીનું નિરૂપણ કરતા સમયમાં જ વિવેક, વૈરાગ્ય, આદિ સાધનવાળાને જ અધિકારી નિર્ણીત કર્યો છે. તે કારણથી શ્રુતિ ફરી પણ પોતાના અથવા બીજા કોઇના પણ (પશુ, સુવર્ણ, આદિ રૂપ ઉપયોગી) ધનની આકાંક્ષા કરો નહીં એવી આજ્ઞા કરે છે. કેમકે જેનું લક્ષ્ય સંપૂર્ણ જગતને આત્મ રૂપે નિશ્ચય કરવાનું છે તેને આત્માથી ભિન્ન ધનની ઇચ્છા કરવી બને નહીં. અને તેની દૃષ્ટિમાં આત્મા સિવાય બીજું ધન પણ સંભવે નહીં. જો બીજા ધનની ઇચ્છા કરે તો તે વૈરાગ્યયુક્ત મુમુક્ષુ નથી. આ પ્રમાણે શ્રુતિનો સિદ્ધાન્ત આત્મવિચાર કરવાને માટે એષણાના ત્યાગ રૂપ વૈરાગ્ય મુખ્ય છે એવો છે. તેથી વૈરાગ્ય સંપાદન કરવું તે જ મુમુક્ષુનું પ્રથમ કર્તવ્ય છે. અને વૈરાગ્ય અન્તઃકરણની શુદ્ધિ વિના થતુ નથી. અને અન્તઃકરણની શુદ્ધિ પણ નિષ્કામ કર્મયોગ વિના સિદ્ધ થતી નથી. તે કારણથી અવિરક્ત મનુષ્યોને માટે નીચેની શ્રુતિ નિષ્કામ કર્મયોગ કરવાની આજ્ઞા આપે છે.

कुर्वन्नेवेह कर्माणि जिजीविषेच्छतꣳ समाः ।
एवं त्वयि नान्यथेऽतोऽस्ति न कर्म लिप्यते नरे ॥ ईश० मं० २ ॥

અર્થઃ—ધનાદિનો જે અભિલાષી છે તે આત્મનિષ્ઠા સંપાદન કરી શકતો નથી. માટે તેવા લોક વૈરાગ્ય દ્વારા આત્મવિચાર કરીને જ્ઞાન સંપાદન કરવા સારૂ આ પૃથ્વીલોકમાં (જીવિત અવસ્થામાં) અગ્નિહોત્રાદિક કર્મ અને વર્ણાશ્રમાદિના નિયમોને અનુસાર પ્રતિપાદન કરેલાં કર્મો નિષ્કામપણાથી કરતા સતા સો વર્ષ સુધી જીવવાની ઇચ્છા કરે. ભાવ આવો છે–સો વર્ષ સુધીનું મનુષ્યનું આયુ છે. આયુની સમાપ્તિ પર્યન્ત શાસ્ત્રોકત કર્મ કરતા રહે. પશ્વાદિની માફક મૂઢતાથી જીવન ગુમાવે નહીં, અને ન તો જ્ઞાનના મોહથી વૈરાગ્ય વિના કર્મનો ત્યાગ કરીને સંન્યાસી થઇ જાય. પરન્તુ મરણ પર્યન્ત કર્મ કરતા જ રહે એવું શ્રુતિનું તાત્પર્ય છે. ' जिजीविषेत् " એટલું માત્ર કહેવાથી પણ આ જગતમાં સત્કર્મ કરતા રહેવું તે જ જીવનનું ફલ છે એવો ભાવ પ્રકટ થાય છે. તથાપિ " शतꣳ समाः " કહેવાથી મરણના સમય સુધી કર્મ કરવાની આવશ્યકતા સૂચન કરી છે. નિષ્કામ કર્મયોગથી અન્તઃકરણની શુદ્ધિ થયા બાદ સંન્યાસ વિના પણ આત્મવિચાર કરવાથી જ્ઞાનદ્વારા મોક્ષની પ્રાપ્તિ થાય છે એવો પૂર્વોક્ત " कुर्वन्नेवेह " એ શ્રુતિનો ભાવ છે. " न कर्म लिप्यते नरे " એ ભાગથી આ વાતનો નિશ્ચય થાય છે. ભગવદ્ગીતાનો પણ એ જ સિદ્ધાન્ત છે. આધુનિક વેદાન્તનો સિદ્ધાન્ત તથા ગીતાના સિદ્ધાન્તમાં કંઇક ભેદ છે.

દેખાતા આ સંપૂર્ણ જગતના પદાર્થોમાં જે ભેદ છે તે સત્ય નથી, તે સર્વ પર બ્રહ્મ પરમાત્મા રૂપ જ છે, તેમની માયાથી મોહિત થઇને પ્રાણીને ભેદ માલમ પડે છે, અને મનુષ્યનો આત્મા પણ પરમાર્થથી બ્રહ્મ રૂપ જ છે, જીવ બ્રહ્મની એકતાનું જ્ઞાન જ મોક્ષનું સાધન છે એવો વેદાન્તનો સિદ્ધાન્ત છે. તેને અદ્વૈતવાદ કહે છે. અને વૈરાગ્ય પ્રાપ્ત થતા સુધી કર્મ કરવાં જ જોઇએ, વૈરાગ્ય ( અન્તઃકરણની શુદ્ધિ ) પ્રાપ્ત થયા પછી વિધિપૂર્વક કર્મનો ત્યાગ કરીને શ્રવણ, મનન, આદિ દ્વારા આત્મજ્ઞાન સંપાદન કરવું, પરન્તુ કર્મનો ત્યાગ કર્યા વિના આત્મવિચાર બની શકતો નથી, કેમકે કર્મ અજ્ઞાનનું કારણ છે, જેમ અન્ધકાર અને તેજનું એક જગામાં રહેવું બને નહીં તેવી રીતે અજ્ઞાનનું કાર્ય કર્મ અને જ્ઞાન(આત્મવિચાર)ની એકત્ર સ્થિતિ બને નહીં–એવું પણ તે લોક કહે છે. તે લોકોના સિદ્ધાન્તમાં સંન્યાસ પણ બ્રાહ્મણ સિવાય અન્ય વર્ણથી લઇ શકાય નહીં, અને સંન્યાસ વિના આત્મવિચાર પણ બની શકે નહીં. તેથી મોક્ષના અધિકારી પણ બ્રાહ્મણ જ હોવા જોઇએ એવી પણ એક વિલક્ષણતા છે.

તે લોકોએ ભગવદ્ગીતા, બ્રહ્મસૂત્ર અને ઉપનિષદ્ એ ત્રણ ગ્રન્થનું પ્રસ્થાનત્રય એવું નામ રાખ્યું છે. પ્રસ્થાનત્રયનો એ અર્થ છે કે વૈદિક ધર્મના આધારભૂત ત્રણ મુખ્ય ગ્રન્થ છે જેમાં પ્રવૃત્તિ અને નિવૃત્તિ બંને માર્ગોનું યથાર્થરૂપે નિયમાનુસાર વર્ણન કર્યું છે. આ ત્રણે ગ્રન્થને સમાનજ પ્રમાણ માને છે.

આ ત્રણે ગ્રન્થોના જૂદા જૂદા વ્યાખ્યાનકારોએ તે ગ્રન્થોના સિદ્ધાન્ત અનેક પ્રકારે નિર્ણય કર્યા છે. તેવી રીતે ગ્રન્થોનાં નાના પ્રકારનાં વ્યાખ્યાન હોવાથી તાત્પર્ય નિર્ણય કરવું કઠિન થઇ પડે છે. બ્રહ્મસૂત્ર અથવા ઉપનિષદ્ અથવા ગીતાનું વ્યાખ્યાન કરનાર લોક ટીકા અથવા

ભાષ્ય દ્વારા પોતાના સિદ્ધાન્તને બતાવતા નથી, પરન્તુ વ્યાસજી તથા ઉપનિષદ્ તથા ભગવાંનનો આશય જે અમે લખ્યો છે તેવો છે એમ કહે છે. તેથી તે વાતોને તે વ્યાખ્યાનકારો પણ અવશ્ય જાણે છે જ કે જો અમે સ્વતંત્રતાથી અમારો મત આ પ્રકારનો છે એવું જણાવીએ તો તે લેખ બહુ લોકને પ્રિય લાગવાનો સંભવ નથી. ભગવાન્ વ્યાસજીનો અને વેદનો આશય કહેવાથી વિશેષ કરીને પ્રિય થશે. તે લોકોએ જ્યારે વ્યાસાદિના એવા આશયને પ્રબલ માન્યો છે ત્યારે વ્યાસાદિના સિદ્ધાન્તને જાણવાને માટે બ્રહ્મસૂત્ર, ઉપનિષદ્ અને ગીતાને ભાષ્યાદિના આશ્રય વિના મૂલ ગ્રન્થ માત્રને દરેક વિદ્વાનોએ વિચારી જોવા ઉચિત છે. વ્યાસજીએ વેદના સિદ્ધાન્તનો ખુલાસો કરવાને માટે પુરાણ અને ઇતિહાસ લખ્યા છે, અને બ્રહ્મસૂત્ર પણ બનાવ્યાં છે. તેથી એ પણ નિશ્ચય થાય છે કે વ્યાસ ભગવાન્ પણ વેદના સિદ્ધાન્તને જ સમજાવે છે, પોતાનો સ્વતન્ત્ર સિદ્ધાન્ત કહેતા નથી. વળી "**सर्वोपनिषदो गावो दोग्धा गोपालनन्दनः**"-સંપૂર્ણ ઉપનિષદ્ રૂપ ગાયોનું દોહન કરીને ભગવાને ગીતા રૂપી અમૃત કાઢીને અર્જુન રૂપી વાછડાને પાયું છે—એ પ્રમાણથી ભગવાને પણ વેદનું જ તાત્પર્ય અર્જુનને સંભળાવ્યું છે એમ સ્પષ્ટ માલમ પડે છે. તો પછી વેદ જ સર્વને પ્રમાણભૂત સર્વમાન્ય ગ્રન્થ છે એ સ્પષ્ટ થાય છે. વ્યાસ ભગવાને પુરાણોમાં તથા મહાભારતમાં વેદની શ્રુતિનો અર્થ સ્પષ્ટ બતાવ્યો છે. તેથી મૂળ ગ્રન્થના તાત્પર્યને જાણવાને માટે પુરાણ પૂર્ણ રીતે સહાય કરે છે. શાસ્ત્રનો વિચાર કરવા પહેલાં મનુષ્યને વેદનુ અધ્યયન કરવાનું કહ્યું છે. અને વેદનો પ્રથમ સ્વર સહિત પાઠ બાલ્યાવસ્થામાં શિખવો જોઇએ, કેમકે મોટી ઉમરમાં તેનો સ્વર બરાબર નિકળી શકતો નથી. સ્વર સહિત વેદ ભણ્યા પછી વ્યાકરણાદિ શિખવાં જોઇએ. અને તે પછી પુરાણાદિ ભણીને દર્શનગ્રન્થોનો વિચાર કરવો જોઇએ. તે પ્રમાણે કરવાથી વિદ્વાન્ મનુષ્યને, ટીકા અથવા ભાષ્યમાં જે કાંઈ વિલક્ષણતા સંકુચિત દૃષ્ટિથી વ્યાખ્યાનકારોએ કરી છે તે તરત માલમ પડે છે. બીજા ગ્રન્થોનું તાત્પર્ય નિર્ણય કરવાને માટે મીમાંસક લોકોની શૈલી ઉત્તમ છે. તેઓ ઉપક્રમાદિ ષડ્ લિંગથી અથવા સાત લિંગથી તાત્પર્યનો નિર્ણય કરે છે. ઉપક્રમ અને ઉપસંહારની એકરૂપતા લઇને બંનેને એક લિંગ માનવાથી ૭ લિંગ થાય છે, કોઇ તેમને જૂદા માનીને સાત લિંગ માને છે. આ યુક્તિ વેદાન્તી લોકોએ પણ સ્વીકારી છે. તે સંબંધી તેમનો એક શ્લોક છેઃ—

उपक्रमोपसंहारावभ्यासोऽपूर्वता फलम् ।
अर्थवादोपपत्ती च लिंगं तात्पर्यनिर्णये ॥

અર્થઃ—ઉપક્રમ અને ઉપસંહાર અર્થાત્ ગ્રન્થનો આરંભ અને અન્ત—મતલબ કે કોઇ પણ મનુષ્ય પોતાના મનમાં કોઇક વિશેષ હેતુ રાખીને ગ્રન્થ લખવાનો આરંભ કરે છે, અને તે હેતુ સિદ્ધ થતાં ગ્રન્થને સમાપ્ત કરે છે. તે કારણથી ગ્રન્થના તાત્પર્ય નિર્ણયને માટે ઉપક્રમ અને ઉપસંહારનો જ પ્રથમ વિચાર કરવામાં આવે છે. જે તાત્પર્ય ગ્રન્થના આરંભમાં અને અન્તમાં પ્રતીત થાય છે તે જ ગ્રન્થનું યથાર્થ તાત્પર્ય છે. તેથી આદિ અને અન્તને જોઇને પ્રથમ તાત્પર્ય નિર્ણય કરવું જોઇએ. તે પછી **અભ્યાસ** અર્થાત્ પુનરૂક્તિના સ્વરૂપમાં ગ્રન્થમાં વારંવાર શું કહેવામાં આવ્યું છે તે જોવું જોઇએ, કેમકે ગ્રન્થકારના મનમાં જે વાતને સિદ્ધ કરવાની ઇચ્છા હોય છે તેના સમર્થનને માટે તે અનેકવાર કંઇ એક કારણોનો ઉલ્લેખ કરીને વારંવાર એક જ નિશ્ચિત સિદ્ધાન્તને પ્રકટ કર્યા કરે છે, અને વારંવાર

કહે છે. ગ્રન્થના તાત્પર્યનો નિર્ણય કરવાના ચોથા સાધનને અપૂર્વતા કહે છે. અને પાંચમા સાધનને ફળ કહે છે. અપૂર્વતા નવીનતાને કહે છે. કોઇ પણ ગ્રન્થકાર જ્યારે ગ્રન્થ લખવો શરૂ કરે છે ત્યારે તે કોઇક નવી વાત બતાવવા ચહાય છે. કોઇ વિશેષ વક્તવ્ય વિના ગ્રન્થ લખવામાં કોઇ પ્રવૃત્ત થતું નથી. તેથી ગ્રન્થના તાત્પર્યનો નિર્ણય કરવા પહેલાં તેમાં નવીનતા (અથવા વિશેષતા) શી છે તેનો પણ વિચાર કરવો જોઇએ. તેવી રીતે ગ્રન્થ અથવા લેખના ફલ ઉપર અર્થાત્ જે પરિણામ આવ્યુ હોય તેના ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. છઠ્ઠું સાધન **અર્થવાદ** છે. (સ્તુતિ અથવા નિન્દા રૂપ વાણીને અર્થવાદ કહે છે.) અર્થવાદ ત્રણ પ્રકારના હોય છે. અર્થવાદનું વર્ણન જો વસ્તુસ્થિતિના આધાર ઉપર કર્યું હોય તો તેને **અનુવાદ** કહે છે, જો વિરૂદ્ધ રીતે કર્યુ હોય તો તેને **ગુણવાદ** કહે છે, જો એ બંનેથી ભિન્ન પ્રકારે કર્યુ હોય તો તેને **ભૂતાર્થવાદ** કહે છે. કોઇ વિશેષ વાતને સિદ્ધ કરી બતાવવા માટે બાધક પ્રમાણોનું ખણ્ડન કરવું અને સાધક પ્રમાણોનું તર્કશાસ્ત્રાનુસાર મણ્ડન કરવું તે **ઉપપત્તિ** અથવા ઉપપાદન કહેવાય છે. ગ્રન્થતાત્પર્યનિર્ણયનો આ નિયમ સર્વને સંમત હોવાથી વેદાન્તી લોકે પણ સ્વીકાર કર્યો છે. "**ईशावास्यमिदꣳसर्वम्**" એ મંત્રથી લઇને "**स पर्यगाच्छुक्रम्**" અહીં સુધીના આઠ મન્ત્રોના ઉપક્રમાદિના વિચારથીજ ઇશાવાસ્યોપનિષત્‌નું અદ્વૈતમાં તાત્પર્ય સિદ્ધ કર્યું છે. ઇશાવાસ્ય ઉપનિષત્‌થી બ્રહ્મ જ પ્રતિપાદન કરવાને ઇચ્છિત છે તેથી શરૂઆતમાં જ **ईशा** એ પરમાત્માના વાચકપદથી શરૂઆત કરી છે. અને "**स पर्यगात्**" એ મન્ત્રથી બ્રહ્મનું વર્ણન કરતાં જ સમાપ્તિ કરી છે. અને તે જ અદ્વૈત પરમાત્માને "**अनेजदेकम्**" ઇત્યાદિ મંત્રમાં પુનરૂક્તિ (અભ્યાસ) રૂપે કહેવામાં આવ્યું છે. અને "**नैनद्देवा आप्नुवन् पूर्वमर्षत्**" ઇત્યાદિ અપૂર્વતા કહી છે. શ્રુતિથી ભિન્ન પ્રમાણની અવિષયતા એ બ્રહ્મમાં અપૂર્વતા છે. અર્થાત્ વેદની શ્રુતિને છોડી અન્ય કોઇપણ પ્રત્યક્ષાદિ પ્રમાણથી આત્મા જાણી શકાતો નથી એ જ બ્રહ્મમાં અપૂર્વતા છે. અને "**तत्र को मोहः कः शोकः**" ઇત્યાદિથી શોકમોહાદિની નિવૃત્તિ રૂપ ફલ બતાવ્યું છે. અને "**तस्मिन्नपो मातरिश्वा**" ઇત્યાદિ મન્ત્રથી ઉપપત્તિ અર્થાત્ અભેદબોધક યુક્તિ બતાવી છે. ઇત્યાદિ લિંગોનો વિચાર કરવાથી ઇશાવાસ્યોપનિષત્‌નું તાત્પર્ય અદ્વૈત નિર્ણય કર્યું છે.

તેવી રીતે કેનોપનિષત્‌માં પણ વિચાર કરવામાં આવ્યો છે. તેમાં પ્રતિપાદન કરવાના વિષય બ્રહ્મને "**श्रोत्रस्य श्रोत्रम्**" એ મન્ત્રથી શરૂ કર્યુ છે. અને "**प्रतिबोधविदितम्**" એ મન્ત્રથી સમાપ્ત કર્યુ છે. "**तदेव ब्रह्म त्वं विद्धि**" ઇત્યાદિ મન્ત્રથી પુનરૂક્તિ રૂપથી બ્રહ્મનું પ્રતિપાદન કર્યુ છે. "**न तत्र चक्षुर्गच्छति**" ઇત્યાદિ શ્રુતિથી બ્રહ્મવિષયક અપૂર્વતા બતાવી છે. "**प्रेत्याऽस्माल्लोकादमृता भवन्ति**" એ પ્રકારે ફળ પણ બતાવ્યું છે. "**ब्रह्म देवेभ्यो विजिग्ये**" ઇત્યાદિ અર્થવાદ કહ્યો છે. "**अविज्ञातं विजानताम्**" એ મંત્રથી ઉપપત્તિ કહી છે. આ પ્રકારનાં લિંગોના વિચારથી કેનોપનિષત્‌નો સિદ્ધાન્ત પણ અદ્વૈતમાં નિર્ણય કર્યો છે.

તેવી રીતે અન્ય ઉપનિષદોનો સિદ્ધાન્ત નિર્ણય કરવામાં પણ લિંગોનો જ આશ્રય લીધો છે. અને સર્વ પ્રકારના લેખ તથા ગ્રન્થોના તાત્પર્યનો નિર્ણય કરવામાં આ જ રીતિ છે. ગમે તે ગ્રન્થનું તાત્પર્ય નિર્ણય કરવાને માટે આ રીતિ જ લેવી જોઇએ. સંપ્રદાયના આગ્રહમાં પડવાથી આ નિયમ સર્વ બાજુ ઉપર રહી જાય છે. તે લોકોને ગ્રન્થનું વ્યાખ્યાન કરવામાં

એ જ વિચાર રહે છે કે અમુક મનુષ્યે લખેલા અર્થથી આ શ્લોકનો કે સૂત્રનો અથવા મંત્રનો બીજો કોઈ અર્થ થઇ શકે છે કે નહીં. એ વિચારથી ધાતુ, પ્રત્યય, શ્રુતિ આદિ શોધતા રહે છે. મનુષ્યની બુદ્ધિ એક વાર જ્યારે સંકુચિત થઇ જાય છે ત્યારે ફરી તેની દૃષ્ટિ ફરવી બહુ મુશ્કેલીની વાત છે. પોતાનો સિદ્ધાન્ત સિદ્ધ કરવામાં તત્પર થયેલા તે લોક બીજી મર્યાદાની પરવા કરતા નથી. તેઓ પોતાની ગ્રન્થ-વાટિકામાં પ્રતિપાદન કરવાને ઇચ્છિત વિષયોને સિદ્ધ કર્યા પછી લોકોને પોતાના અનુયાયી બનાવવા માટે પ્રાચીન ધર્મશાસ્ત્ર, ઇતિહાસ, પુરાણાદિનો સિદ્ધાન્ત પણ તે જ છે જે અમે અમારા ગ્રન્થમાં બતાવ્યો છે, અને વેદનો પણ તે જ સિદ્ધાન્ત છે જે અમારો સિદ્ધાન્ત છે–એ પ્રમાણે લોકોમાં પ્રચાર કરે છે. અને તે ધર્મશાસ્ત્રોમાં તથા પુરાણાદિ ગ્રન્થોમાં અને વેદમાં પણ સંશયાત્મક પોતાના સિદ્ધાન્તની સાથે કંઇક મળતા આવતા શ્લોકો અને મન્ત્રોને લખી દેવાની ચેષ્ટા કરે છે. તે કારણથી ગ્રન્થના તાત્પર્યનો નિર્ણય કરવામાં પહેલેથી જ બહુ કઠિનતા પડે છે. અને જેમ સમુદ્રમાં પડેલાને સમુદ્રના પારની ખબર પડતી નથી તેમ શાસ્ત્ર દેખનારની બુદ્ધિ વ્યાકુલ થઇ જાય છે, અને પાર માલૂમ પડતો નથી. અન્તમાં પોતે પકડેલાને જ પકડી રાખે છે. આજ કાલ આ સાંપ્રદાયિક દૃષ્ટિવાળાઓએ દરેક શાસ્ત્રમાં અને વેદમાં પણ ક્ષેપક મંત્ર તથા શ્લોકોને લખી શાસ્ત્રની યોગ્યતાને નષ્ટ કરી નાંખી છે. જેને જિજ્ઞાસા હોય તેણે પૂર્વોક્ત સંકુચિત દૃષ્ટિનો પરિત્યાગ કરીને ઉપક્રમાદિ વિચારથી શાસ્ત્રતાત્પર્યનો નિર્ણય કરવો જોઇએ. આ પ્રમાણે વિચાર કરતાં ગીતા, ઉપનિષત્, બ્રહ્મસૂત્રાદિ ગ્રન્થોનું પણ તાત્પર્ય રસાતલમાંથી બહાર નિકળી આવશે.

બીજું શાસ્ત્રવિચાર કરનારે આ પણ એક વાત ધ્યાનમાં રાખવાની છે કે ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પ્રકારના પુરૂષાર્થ કહેવાય છે. તેને સંપાદન કરવાને માટે ધર્મશાસ્ત્ર, અર્થશાસ્ત્ર, કામશાસ્ત્ર અને મોક્ષશાસ્ત્ર એ ચાર પ્રકારનાં શાસ્ત્ર પણ પ્રસિદ્ધ છે. પરન્તુ શાસ્ત્રમાં એવો નિર્ણય કર્યો નથી કે આ શાસ્ત્રનો આટલો ભાગ મોક્ષને પ્રતિપાદન કરે છે અને આ ધર્મનો, આ નીતિનો, અને આ કામનો પ્રતિપાદક છે. સર્વ ગ્રન્થમાં કોઈવાર મોક્ષનો, કોઈ વાર ધર્મનો, કોઈ વાર નીતિનો એમ મેળવણી કરી કહેવામાં આવ્યું છે. મોક્ષ પ્રાપ્ત કરવામાં સર્વ ગ્રન્થોનો ઉદ્દેશ હશે, તથાપિ તેનું જ્ઞાન, ભક્તિ, યોગ, ઉપાસના, કર્મ આદિ સાધન અનેક અધિકારીઓના ભેદથી કહેવામાં આવ્યું છે. આ વાત દરેક ઋષિપ્રોક્ત ગ્રન્થોમાં જોવામાં આવે છે. શાસ્ત્રનો વિચાર કરનારે પ્રથમ ગ્રન્થમાં ક્યા ક્યા વિષયના ક્યા ક્યા શ્લોક છે તેનો નિર્ણય કરવો જોઇએ. પછી ઉપક્રમાદિ લિંગોથી તાત્પર્ય જાણવામાં બહુ સરળતા થઈ જાય છે. પરન્તુ આ વાત બહુ પ્રયત્ન સાધ્ય છે. ગ્રન્થની એક અંતરંગ અને બીજી બહિરંગ એમ બે પ્રકારની પરીક્ષા થાય છે. વળી ગ્રન્થકર્તાએ ક્યા સમયમાં અમુક ગ્રન્થ લખ્યો અને તે વખતે ધર્મની શી વ્યવસ્થા હતી, ક્યા સમાજનું પ્રબલ હતું, ભાષા કેવી છે, શબ્દોમાં મધુરતા છે કે નહીં, શુદ્ધિ અશુદ્ધિનો વિચાર કર્યો છે કે નહીં, ઇત્યાદિ પરીક્ષા બહિરંગ પરીક્ષા છે. અને તાત્પર્ય જાણવાની દૃષ્ટિથી ગ્રન્થનો વિચાર કરવો તેને અન્તરંગ પરીક્ષા કહે છે. ગ્રન્થનો વિચાર કરવાને માટે બહિરંગ પરીક્ષાની પણ થોડી આવશ્યકતા રહે છે જ. તેમાં પણ ધર્મશાસ્ત્રોનો વિચાર કરવામાં કંઇક દીર્ઘદૃષ્ટિની પણ આવશ્યકતા રહે છે, કેમકે જે સમયમાં વેદના શાખા રૂપે વિભાગ કરવામાં આવ્યા છે તે સમયમાં શો ઉદ્દેશ હતો તે પણ જોવો જોઇએ. વેદમાં અનેક

પ્રકારની ઉપાસના આદિ છે અને કર્મોના પણ નાના પ્રકારના ભેદ છે. તે સર્વનું અનુષ્ઠાન દરેક મનુષ્યથી બનવુ અસંભવ છે. અને તે સર્વનું જ્ઞાન થવું પણ કઠિન છે. એ પ્રમાણે સમઝાવવું અને કરાવવું એ બંને કઠિન હોવાથી ધીરે ધીરે નષ્ટ થશે એમ જાણી ભેદ કરવામાં આવ્યો. અને તેમને માટે પોતપોતાની અમુક શાખાના કર્મ કરવાનો પણ નિયમ કર્યો. તે પ્રમાણે હજારો શાખામાં વૈદિક કર્મનો વિભાગ કરીને તેનું અનુષ્ઠાન થતું રહ્યું. થોડા કાલમાં એક એક શાખાનુ અધ્યયન કરનાર જૂદા પડી ગયા. તેવી જ રીતે અનેક શાસ્ત્રોનું અધ્યયન કરનાર તથા તત્તત્ શાસ્ત્રમાં કહેલા ધર્મનું અનુષ્ઠાન કરનાર સર્વ મળીને વેદ રૂપી વૃક્ષની રક્ષા કરતા હતા. શાખાભેદને અનુસાર સામાન્ય ધર્મ દયા, ક્ષમા, આદિમાં ભેદ નહોતો. તથાપિ સંસ્કારાદિ કોઇ કોઇ વિશેષ ધર્મમાં કંઇક કંઇક ભેદ પડવા લાગ્યો. અને સર્વનો એક દેશમાં નિવાસ નહીં હોવાથી તથા કોઈ કોઇ વાર આવતા ધર્મસંકટાદિ નિમિત્તથી તથા સંપૂર્ણ શાખાનું અધ્યયન નહીં થવાથી જ્ઞાનનો સંકોચ થવો આદિ અનેક નિમિત્તથી દરેક શાખાવાળાના ધર્મમાં કંઇક કંઇક ફેર થવા લાગ્યો. તે વખતે તેઓ ધર્મશાસ્ત્રની રચના પણ તેને અનુસાર જ કરતા હતા. ક્રમે ક્રમે અજ્ઞાન વધી ગયું. અમે વૈદિક સર્વ એક છીએ, અમારો ધર્મ સર્વ-વ્યાપી છે, એવી વિશાળ ભાવના રહી નહીં. અમારી શાખાવાળાનો જ ધર્મ શ્રેષ્ઠ છે. અને બીજાનો ધર્મ ખોટો છે, એવી સંકુચિત દૃષ્ટિ થવા લાગી. અને તેમના કુલમાં જે શ્રેષ્ઠ હતા તેમના વચન તથા આચરણને જ ધર્મ માનતા હતા. અને બીજી શાખાવાળાના ધર્મ ઉપર ખ્યાલ કરતા નહોતા. થોડા સમય પછી તેમનું આચરણ સારૂં હોય કે વિપરીત હોય, તથાપિ તેમના લેખ ધર્મરૂપે ધર્મશાસ્ત્રોમાં અવશ્ય આવે છે.

સ્કન્દ પુરાણના બીજા ખણ્ડના ૨૬ મા અધ્યાયના ૫ મા શ્લોકથી ચોલ ચક્રવર્તીનો ઇતિહાસ છે. કાંચીપુરમાં પહેલાં ચોલ ચક્રવર્તી નામનો રાજા હતો. તે બહુ જ ધર્માત્મા હતો. જેના નામથી ચોલદેશ નામ પ્રસિદ્ધ થયું છે. તેના દેશમાં કોઇ દુઃખી અથવા દરિદ્ર નહોતુ. તેનો સુવર્ણઘટિત યજ્ઞસ્તંભ તામ્રપર્ણી નદીને કિનારે શોભાયમાન થઇ રહ્યો હતો. તે રાજા એક વખત અનન્તશયન ગયો, જ્યાં ભગવાનની યોગનિદ્રા છે, ત્યાં જઇને હીરા, મોતી, તથા નાના પ્રકારના સુવર્ણોનાં પુષ્પો વડે પૂજન કર્યું. એટલામાં ત્યાં રહેનાર વિષ્ણુદાસ નામનો બ્રાહ્મણ તુલસીદલ અને જળ લઇને પૂજન કરવાને આવ્યો. તેણે તુલસીદલથી રત્નોને સર્વ ઢાંકી દીધાં. તે જોઇ રાજા ક્રુદ્ધ થયો. બ્રાહ્મણને કહ્યું કે તું ભક્તિ જાણતો નથી, દરિદ્ર છે, તેં તુલસી વડે રત્નપૂજાને ઢાંકી દીધી. એટલે બ્રાહ્મણે રાજાના ગૌરવનો વિચાર નહીં કરતાં કહ્યું કે તું રાજા લક્ષ્મીથી ગર્વિત છે, કેટલી વિષ્ણુભક્તિ તેં કરી છે તે કહે. તે સાંભળી રાજા બોલ્યો કે તને ભક્તિનો ગર્વ છે, દરિદ્રી તેં યજ્ઞદાનાદિ કાંઇ કર્યુ નથી, ભક્તિમાં શું છે? જો એમ હોય તો આપણે બંને ભગવાનનો સાક્ષાત્કાર કરીએ તો આપણુ બંનેની ભક્તિનો નિશ્ચય થશે–એમ કહી બંને પોતપોતાને ઘેર ગયા. રાજાએ એક મુદ્ગલ નામના બ્રાહ્મણને આચાર્ય કરી વૈષ્ણવસત્રનો આરંભ કર્યો. બહુ ઋષિઓ તથા બહુ અન્નદાન તથા બહુ દક્ષિણા યુક્ત યજ્ઞ કરવાનો આરંભ કર્યો. વિષ્ણુદાસ પણ તે જ મંદીરમાં દ્વાદશાક્ષર મન્ત્રનો જપ, પૂજા, આદિ કરીને ભગવાનનું સ્મરણ કરતો કરતો નીચે સુતો રહેતો. બને ઘણા દિવસ થયા. તે વિષ્ણુદાસ સર્વ પ્રાણીઓમાં પરમેશ્વરને દેખતો હતો. તેણે એક દિવસ પોતાની નિત્ય વિધિ સમાપ્ત કરીને ભોજન બનાવ્યું. તે કોઇ ઉઠાવી લઇ ગયું. સાયંકાલના અર્ચનનો ભંગ થવાના ભયથી તથા પોતાના મનના ભંગના

ભયથી ફરીથી બનાવવાનો પ્રયત્ન કર્યો નહીં. બીજે દિવસે પણ ભોજન બનાવી નૈવેદ્ય ધરાવવાને ગયો, એટલામાં કોઇ આવી તે ભોજનને પણ ઉઠાવી લઈ ગયું. એ પ્રમાણે સાત દિવસ સુધી થતું રહ્યું. આઠમે દિવસે બ્રાહ્મણના મનમાં વિચાર આવ્યો કે રોજ મારૂં ભોજન કોણ લઇ જાય છે? જો હું રસોઈ બનાવીને તરત જમવા બેસું તો ભગવાન્‌નું નૈવેદ્ય બને નહીં. નૈવેદ્ય કર્યા વિના ભક્તોએ ભોજન કરવું પણ ઉચિત નથી. અને જો નૈવેદ્ય કરવા જાઉં છું તો તેને કોઇ ઉઠાવી જાય છે. બીજી વાર બનાવવા પ્રયત્ન કરૂં તો સાયંકાળની પૂજામાં પણ ભંગ પડે, અને મંદિરને છોડીને પણ જવાનું મારો વિચાર નથી. મને હાલ સાત દિવસના ઉપવાસ થયા છે. આજ જરૂર રસોઇનું સંરક્ષણ કરીશ—એવો વિચાર કરી રસોઈ બનાવી બીજા સ્થાનમાં છુપાઇને ઉભો રહ્યો. એટલામાં એક ચણ્ડાલ આવીને પાકને લઈ જતો દીઠો. તે ચણ્ડાલ ક્ષુધાથી બહુ પીડિત હતો. અને તેના શરીરમાં હાડ અને ચામડી માત્ર બાકી રહ્યાં હતાં. તેને જોઇને વિષ્ણુદાસના મનમાં દયા આવી. તેને કહ્યું–તું ઉભો રહે. તું આ લૂખું અન્ન કેવી રીતે ખાશે? થોડું ઘી લઇ જા. એમ કહીને પોતાની પાછળ આવતા બ્રાહ્મણને જોઇને ચણ્ડાલ દોડવા લાગ્યો, એટલે ભયથી મૂર્છિત થઇને પડી ગયો. ડરથી મૂર્છિત થયેલા ચણ્ડાલને જોઇ તે બ્રાહ્મણ શીઘ્ર તેની પાસે ગયો અને તેને ઉઠાડ્યો અને પોતાના વસ્ત્રથી તેને પવન નાંખવા લાગ્યો. ત્યારે તે ચણ્ડાલને તેણે શંખ, ચક્ર, આદિ ધારણ કરેલા વિષ્ણુ રૂપ દીઠો. વિષ્ણુદાસે સાત્ત્વિક ભાવથી વિષ્ણુ ભગવાન્‌ની સ્તુતિ કરી. એટલામાં ઇન્દ્રાદિ દેવતા તથા ગન્ધર્વ અને અપ્સરા પણ ત્યાં પહોંચી ગયાં. સ્થાન સર્વ ભરાઇ ગયું. ત્યારે વિષ્ણુ ભગવાન્ પોતાના ભક્તને આલિંગન દઇને તેને પોતાના સમાન રૂપ આપીને વૈકુણ્ઠમાં લઈ ચાલ્યા. તેને વિમાનમાં જતો ચોલરાજાએ દીઠો. ત્યારે રાજા પોતાના ગુરૂ મુદ્‌ગલને બોલાવી કહેવા લાગ્યા કે જેની સાથે સ્પર્ધા કરીને મેં આ યજ્ઞ, દાન, આદિ શરૂ કર્યું છે તે તો વિષ્ણુરૂપ થઈ વૈકુંઠમાં જાય છે. તેં મને આ વૈષ્ણવસત્રમાં દીક્ષિત કરી મહાન્ હોમ કરાવ્યો અને મેં દાનથી બ્રાહ્મણોને પ્રસન્ન કર્યા. છતાં હજુ પણ વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થતા નથી, અને વિષ્ણુદાસની ભક્તિથી જ તેને દર્શન દીધાં છે.

तस्माद् दानैश्च यज्ञैश्च नैव विष्णुः प्रसीदति ।
भक्तिरेव परं तस्य निदानं दर्शने विभोः ॥ स्का.पु.ख.२का.मा.४ अ.२७-२४॥

અર્થઃ—માટે દાન તથા યજ્ઞથી વિષ્ણુ ભગવાન્ પ્રસન્ન થતા નથી. વ્યાપક ભગવાન્‌ના દર્શનમાં ભક્તિ જ કારણ છે.

એમ કહીને પોતાને પુત્ર નહીં હોવાથી પોતાના ભાગિનેય(ભાણેજ)ને રાજ્યાસન આપ્યું. બાલ્યાવસ્થાથી જ યજ્ઞદીક્ષામાં રહેવાથી તેને પુત્ર થયો નહોતો. ભાણેજને ગાદી આપ્યા પછી યજ્ઞભૂમિમાં આવી યજ્ઞકુંડના અગ્ર ભાગમાં સ્થિત થઈ વિષ્ણુ ભગવાનને પોકારી મન, વાણી અને કર્મથી વિષ્ણુભક્તિ માગી, અને સર્વ લોકના દેખતાં જ રાજા અગ્નિમાં પડ્યો. એટલામાં ભક્તવત્સલ વિષ્ણુ ભગવાન્ કુણ્ડના અગ્નિમાંથી પ્રકટ થયા. રાજાને આલિંગન દઇ પોતાના વિમાનમાં બેસાડ્યો અને તેની સાથે વૈકુણ્ઠમાં ચાલ્યા ગયા.

मुद्गलस्तु तदा क्रोधाच्छिखामुत्पाटयत्स्वकम् ।
ततस्त्वद्यापि तद्गोत्रे मुद्गला विशिखा बभुः ॥ ,,

અર્થઃ—તે સમયે રાજાના ગુરૂ મુદ્‌ગલે પોતાની શિખાને ઉખાડી નાંખી. તે દિવસથી હાલ સુધી મુદ્‌ગલ ગોત્ર વાળા સર્વ શિખા વિનાના થયા છે.

વૈદિક ધર્મીઓને શિખાનું મોટું અભિમાન છે. બ્રાહ્મણોને શિખારહિત કરવા તેને મોટા દણ્ડ માન્યો છે. છતાં મુદ્‌ગલ ગોત્ર વાળાને તે ધર્મ રૂપ થયું છે. તે સમયમાં તેમના ગોત્રમાં તે પ્રતિષ્ઠિત રાજપુરોહિત હતો. તેથી તેણે ક્રોધથી કરેલા શિખાઉત્પાટન રૂપ અધર્મ પણ તેના અનુયાયી લોકોને માટે ધર્મ રૂપ થયો છે. અને ચોલ રાજાએ પોતાના પુત્રના અભાવમાં ભાણેજને રાજગાદી આપી હતી, તે કારણથી—

तस्मादद्यापि तद्देशे सदा राज्यांशभागिनः ।
स्वस्त्रेया एव जायन्ते तत्कृतावधिवर्तिनः ॥ " ॥ २६ ॥

અર્થઃ—ચોલ રાજાએ કરેલી મર્યાદાના અનુયાયી તે દેશમાં હાલ પણ ભાણેજ જ રાજ્યનો ભાગી થાય છે.

આ પ્રમાણે, અનાદિકાલથી ચાલ્યો આવેલો ધર્મશાસ્ત્રના નિયમ રૂપ દાયભાગ પણ ચોલ-ચક્રવર્તીએ ભાણેજને ગાદી આપી તે જેન ઉડી ગયો છે. અને થોડા સમય પછી બીજા દેશમાં પણ બહુ પ્રચાર કરી ભાણેજને વારસ ઠરાવી લાખો સ્ત્રીઓ અને બાળકોને ખાડામાં નાંખી દીધા છે. અહીં વિચારવાનું એ છે કે લોક દેખાદેખી કરનાર છે, પરમાર્થના અનુયાયી નથી, અથવા અન્ધ શ્રદ્ધા વાળા છે. આવી રીતે લોકોને ભૂલ ખવરાવવી યોગ્ય નથી એમ સમઝી ભગવાને—

यद्यदाचरति श्रेष्ठस्तत्तदेवेतरो जनः ।
स यत्प्रमाणं कुरुते लोकस्तदनुवर्तते ॥ भ० गी० अ. ३–२१ ॥

અર્થઃ—પ્રધાન રૂપ રાજા તથા આચાર્યાદિ જે કર્મનું આચરણ કરે છે, ચહાય કે પુણ્ય કર્મ હો કે પાપ કર્મ હો, તેનું અનુકરણ તેના અનુયાયી લોક કરે છે. અને તે શ્રેષ્ઠ પુરૂષ જેને પ્રમાણ માને છે તેને જ લોક પણ પ્રમાણ માને છે, સ્વતન્ત્રતાથી કાંઇ કરતા નથી, એવો ભગવાને અર્જુનને ઉપદેશ આપ્યો છે.

તેવી રીતે ધર્મ અદલબદલ થવામાં અને ગ્રન્થોમાં લખતાં ઢીલવાર લાગતી નથી. અનેક પ્રકારની અધર્મ રૂપ વાત પણ ધર્મ રૂપે લખીને પ્રકટ થઇ છે. અને ધર્મની કેટલીક વાત બરબાદ પણ ગઇ છે. વેદમાં પણ અનેક મન્ત્રોને લખી દીધા છે. અને હાલ પણ એવા પ્રકારની ચેષ્ટા થઇ રહી છે. તેથી સંકુચિત દૃષ્ટિને છોડીને ઉપક્રમાદિ લિંગોની સહાયતાથી મૂલ ગ્રન્થનો વિચાર કરીને યુક્તિમદ્ વાતોનો સ્વીકાર કરવો તે જ હમેશને માટે શાસ્ત્રનું તત્ત્વ સમઝવાનો ઉપાય છે. આ ઉપક્રમાદિના નિયમ દ્વારા ભગવદ્ ગીતાનો વિચાર કરતાં સંન્યાસ વિના નિષ્કામ કર્મયોગની સાથે આત્મવિચાર કરવાથી જ્ઞાન દ્વારા મોક્ષની પ્રાપ્તિ થાય છે એ જ ભગવદ્‌ગીતાના કર્મયોગ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તથાપિ પ્રસ્થાનત્રયમાં દાખલ કરીને અદ્વૈત સિદ્ધાન્ત પરક વ્યાખ્યાન કરવાથી ગીતાના નિષ્કામ કર્મયોગનું તાત્પર્ય પ્રકટમાં આવ્યું નથી. કર્મયોગના સિદ્ધાન્તને કહેનારો ગીતા જેવો બીજો કોઇ ગ્રન્થ પણ નથી. તેથી આ પ્રકરણમાં ગીતાના જ સિદ્ધાન્તને અનુસાર કર્મયોગ પ્રકરણ લખીએ છીએ.

ભગવાને ઉપદેશ કરેલા કર્મયોગમાં કંઈ વિશેષ મર્મ જાણવાની આવશ્યકતા છે. તે શી

છે? જ્ઞાન થયા પહેલાં જે કર્મયોગ છે તે અન્તઃકરણની શુદ્ધિને માટે છે. અને જ્ઞાન પછી જે કરવામાં આવે છે તે લોકસંગ્રહાર્થ છે. તેથી બન્નેમાં કાંઇક ભેદ છે. પ્રથમ જ્યારે મુમુક્ષુ અન્તઃકરણની શુદ્ધિને માટે કર્મ કરે છે ત્યારે તેને શાસ્ત્રના તથા સત્પુરૂષોની વાણીના શ્રવણથી પ્રાપ્ત થયેલું પરોક્ષ જ્ઞાન થાય છે. તે પરોક્ષ જ્ઞાન પણ-કોઇ એક ઇશ્વર છે, તેને પ્રાપ્ત કર્યા વિના દુઃખની નિવૃત્તિ થતી નથી, વૈરાગ્ય વિના આત્મજ્ઞાન થઇ શકતું નથી, ન તો તેનો વિચાર થઈ શકે છે, ફલની ઇચ્છાને છોડી કર્મ કરવાથી અન્તઃકરણની શુદ્ધિ થાય છે-એવું સામાન્ય જ્ઞાન થાય છે. શ્રદ્ધા યુક્ત થઇને કર્મ કરવાથી અન્તઃકરણની શુદ્ધિ થાય છે. પછી વિચાર કરતાં કરતાં-આત્મા અકર્તા છે, અભોક્તા છે, નિત્ય છે, મુક્ત છે, તેને કદાપિ કર્મનું બન્ધન નથી, એવું જ્ઞાન થાય છે. શ્રવણ, મનન તથા નિદિધ્યાસનના બલથી સાક્ષાત્કાર પ્રણ થાય છે.

સાક્ષાત્કાર થયા પછી તેને કર્મ કરવાનું કે નહીં કરવાનું-એ બંનેનું શાસ્ત્રવિધાન કરતું નથી, કેમકે તેને કર્તવ્યતા રહેતી નથી. જેમ તેને કર્મ કરવામાં કર્તવ્યતા નથી, તેમ કાર્યનો ત્યાગ કરવામાં પણ તેને કર્તવ્યતા નથી. પરંતુ કર્મનો ત્યાગ કરનારને વ્યવહારનો વિક્ષેપ નહીં હોવાથી જીવનમુક્તિનું સુખ વિશેષ મળે છે. અને કર્મનો ત્યાગ નહીં કરનારને વ્યવહારનો વિક્ષેપ વિશેષ હોય છે. પ્રારબ્ધ કર્મનું ફલ ભોગવવાને મળેલા શરીરનો નાશ થયા પછી મોક્ષ બંનેને પણ થાય છે. અને જેને કર્મથી થતા વિક્ષેપથી શ્રવણાદિક બની શકતું ન હોય તેને કર્મના ત્યાગ દ્વારા સંન્યાસની આવશ્યકતા છે. તથાપિ કર્મનો ત્યાગ કરવા કરતાં કર્મ કરવાં અધિક શ્રેષ્ઠ છે, કેમકે તેથી લોકસંગ્રહ (પોતે સત્કર્મ કરી લોકોને પોતાની પાછળ લગાડવા તે જ લોકસંગ્રહ છે) થાય છે. શિષ્ય, ભક્ત તથા તટસ્થના ભેદથી સંગ્રહ કરવાને યોગ્ય લોક ત્રણ પ્રકારના હોય છે. શિષ્યને અન્તર્મુખ ગુરૂનું આચરણ જોઇને પૂર્ણ વિશ્વાસ ઉત્પન્ન થઇ શીઘ્ર ચિત્તની વિશ્રાન્તિ થાય છે. અને યોગીની સેવા કરનાર ભક્તલોક તેના પુણ્યને પ્રાપ્ત કરે છે, અને દ્વેષી લોક પાપને પ્રાપ્ત કરે છે. તટસ્થ બે પ્રકારના હોય છે-આસ્તિક અને નાસ્તિક. આસ્તિક તટસ્થ, યોગીના સન્માર્ગાચરણને જોઇને પોતે પણ સન્માર્ગમાં પ્રવૃત્ત થાય છે. નાસ્તિક સન્માર્ગમાં તત્કાલ પ્રવૃત્ત થતો નથી, તથાપિ કાલાન્તરમાં તે પણ આસ્તિક થઇને સન્માર્ગમાં પ્રવૃત્ત થાય છે. કેમકે—

यस्यानुभवपर्यन्ता तत्त्वे बुद्धिः प्रवर्तते ।
तद्दृष्टिगोचराः सर्वे मुच्यन्ते सर्वपातकैः ॥ ,, ॥

અર્થઃ—જેની બુદ્ધિ પરમાત્માના સાક્ષાત્કાર સુધી પહોંચી છે, તેની દૃષ્ટિની સામે જે પ્રાણી આવે છે તે સર્વ તેના દર્શનથી પાપથી મુક્ત થાય છે. તે મુજબ નાસ્તિકનાં પાપની પણ નિવૃત્તિ તત્ત્વવેત્તાના દર્શનથી થાય છે. અને પાપ નિવૃત્ત થવાથી તે પોતે જ સત્કર્મમાં પ્રવૃત્ત થાય છે.

આ પ્રમાણે સર્વ પ્રકારના લોકોનો સંગ્રહ કરવાને માટે તત્ત્વજ્ઞાનીએ પણ કર્મ કરવાં જ શ્રેષ્ઠ છે. કર્મ કરવાથી તેને મોક્ષમાં કોઈ પ્રકારની બાધા થતી નથી. જેની રીતે બે પરાર્ધ આયુવાળા બ્રહ્માજી પોતાના આયુની સમાપ્તિ પર્યન્ત સૃષ્ટિ કરવાનું કાર્ય છોડતા નથી, સમય

પૂર્ણ થતાં જ્ઞાનબલથી તે મુક્તિ પ્રાપ્ત કરે છે; તેવી રીતે દુષ્ટોને દણ્ડ અને સજ્જનોનું પાલન આદિ કરનાર રાજા આદિ પણ આયુની સમાપ્તિ સુધી કર્મયોગ કરતા સતા પ્રહ્લાદજીની તુલ્ય અન્તમાં જ્ઞાનના બલથી મોક્ષ પ્રાપ્ત કરે છે—આવો ભગવદ્ ગીતાનો મુખ્ય સિદ્ધાન્ત છે. તેથી અજ્ઞાનાવસ્થાનો કર્મયોગ અને જ્ઞાન પછી કરાતા કર્મયોગનો ભેદ પણ જાણવો જોઈએ. આ લોક અને પરલોક સંબન્ધી અથવા પરલોક સંબન્ધી ફલોની ઇચ્છાથી કરેલું કર્મ જ અજ્ઞાનનું કાર્ય છે. અને અકર્ત્રાત્મજ્ઞાનથી ફલેચ્છા અને કર્તૃત્વના અભિમાનને છોડીને કરેલું કર્મ અજ્ઞાન કોટિમાં નથી. તે જ્ઞાનસાધન હોવાથી જ્ઞાન જ છે. જેમ અમાનિત્વાદિ જ્ઞાનનું સાધન હોવાથી જ્ઞાન કહેવાય છે, તેમ આ પણ છે.

સંન્યાસ વિના જો જ્ઞાન ન થતું હોય તો શાસ્ત્રમાં વિદ્વત્ સંન્યાસનું નિરૂપણ જ ન હોત; કેમકે વિદ્વત્સંન્યાસ પૂર્વાશ્રમમાં જ જ્ઞાન થયા બાદ લેવામાં આવે છે, અને તેનું ફલ જીવન્મુક્તિ છે. યાજ્ઞવલ્ક્યજીએ ગૃહસ્થાશ્રમમાં જ જ્ઞાન પ્રાપ્ત કરીને જનકાદિને ઉપદેશ કર્યો છે. અન્તમાં જીવન્મુક્તિના સુખને માટે વિદ્વત્સંન્યાસનું ગ્રહણ કરતી વખતે પોતાની પત્ની મૈત્રેયીને પણ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. તેમણે કર્મનો ત્યાગ કર્યો નહોતો. તેવી રીતે જનક રાજાએ રાજ્ય કરતા સતા આત્મજ્ઞાન સંપાદન કરીને શુકદેવજીને ઉપદેશ કર્યો છે. તેવી રીતે અજાતશત્રુ આદિ અનેક રાજા લોક તેમાં પ્રમાણ છે. વળી વ્યાસ ભગવાન્, વસિષ્ઠજી, આદિ મહાન્ સમર્થ લોક જેઓ આત્મજ્ઞાનીની કોટિમાં હતા તે લોકે કોઇ પણ કર્મનો ત્યાગ કર્યો નથી. તેથી કર્મત્યાગ વિના જ્ઞાન ન થઇ શકે એ વાતનો સંભવ નથી. જેથી આશ્રમાન્તરનો સ્વીકાર કર્યા વિના ગૃહસ્થાશ્રમમાં રહીને વિધિપૂર્વક નિષ્કામ કર્મ કરનાર લોક પણ આત્મજ્ઞાન દ્વારા મોક્ષના અધિકારી છે.

અહીં સુધી નિષ્કામ કર્મયોગના પ્રયોજનાદિનું નિરૂપણ સામાન્ય રૂપે કરીને આગળ તેનું વિશેષરૂપે નિરૂપણ કરીએ છીએ.

सुखाभ्युदयिकं चैव नैश्रेयसिकमेव च ।
प्रवृत्तं च निवृत्तं च द्विविधं कर्म वैदिकम् ॥ म. स्मृ. अ० १२–८८ ॥

અર્થઃ—આ લોક સંબન્ધી તથા સ્વર્ગાદિ પરલોક સંબન્ધી સુખને આપનાર પ્રવૃત્ત કર્મ અને મોક્ષને આપનાર નિવૃત્ત કર્મ એમ બે પ્રકારનું વૈદિક કર્મ છે.

इह चामुत्र वा काम्यं प्रवृत्तं कर्म कीर्त्यते ।
निष्कामं ज्ञानपूर्वन्तु निवृत्तमुपदिश्यते ॥ ,, ॥ ८९ ॥

અર્થઃ—આ લોકમાં સુખને માટે પુત્ર, પશુ, આદિ અથવા વૃષ્ટિ આદિ પ્રાપ્ત કરવાને માટે સકામ કર્મ, તથા પરલોક(સ્વર્ગાદિ)ના સુખની પ્રાપ્તિ માટે જ્યોતિષ્ટોમાદિ સકામ કર્મ, એ પ્રવૃત્ત કર્મ કહેવાય છે. અને બ્રહ્મજ્ઞાનના અભ્યાસની સાથે ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરાતું જે નિષ્કામ કર્મ છે તે નિવૃત્ત કર્મ કહેવાય છે.

प्रवृत्तं कर्म संसेव्य देवानामेति साम्यताम् ।
निवृत्तं सेवमानस्तु भूतान्यत्येति पञ्च वै ॥ ॥ ९० ॥

અર્થઃ—પ્રવૃત્ત કર્મનું અનુષ્ઠાન કરવાથી દેવ લોકોના સમાન સ્વર્ગલોકવાસાદિ રૂપ ફલ પ્રાપ્ત થાય છે. અને નિવૃત્ત કર્મનું અનુષ્ઠાન કરવાથી શરીરને ઉત્પન્ન કરનાર પઞ્ચ ભૂતોનું ઉલ્લંઘન કરે છે—અર્થાત્ મોક્ષને પ્રાપ્ત કરે છે.

सर्वभूतेषु चात्मानं सर्वभूतानि चात्मनि ।
समं पश्यन्नात्मयाजी स्वाराज्यमधिगच्छति ॥ ,, ॥ ९१ ॥

અર્થઃ—સ્થાવર જંગમાદિ સંપૂર્ણ પ્રાણીમાં હુ જ આત્મ રૂપે સ્થિત છુ અને સર્વ પ્રાણી માત્ર હુ પરમાત્મામા સ્થિત છે એવી રીતે જાણીને બ્રહ્માર્પણ બુદ્ધિથી જ્યોતિષ્ટોમાદિ કર્મ કરતા અતા મોક્ષને પ્રાપ્ત કરે છે.

द्वे कर्मणी नरश्रेष्ठ ब्रह्मणा समुदाहृते ।
प्रवृत्तं च निवृत्तं च स्वर्गमुक्तिफल हि ते ॥

અર્થઃ—હે મનુષ્યોમાં શ્રેષ્ઠ! પ્રવૃત્ત અને નિવૃત્ત એવાં બે કર્મ વેદ દ્વારા પ્રતિપાદન કર્યાં છે. એ બંને કર્મ સ્વર્ગ અને મોક્ષ રૂપ ફલને દેનારા છે.

प्रवृत्तमपि मोक्षाय कर्म पार्थिव जायते ।
कर्मस्वरूपतो भ्रष्टमनाकांक्षी फलं स्मृतम् ॥

અર્થ.—હે રાજન્! જે કર્મના ફલની ઇચ્છા રાખતા નથી તે કર્મનું સ્વરૂપ જ નષ્ટ થાય છે, કેમકે ફલની ઇચ્છા નહીં કરવાથી તે ફલ આપી શકતુ નથી. તેથી તેમા કર્મત્વ રહ્યુ નથી. તે કારણથી પ્રવૃત્ત કર્મ પણ ફલેચ્છા છોડીને કરવાથી નિવૃત્ત રૂપ થાય છે, અને મોક્ષને આપે છે.

उद्दिश्य विष्णुं जगतामधीशं नारायणं यः सुकृतं करोति ।
अनन्तमाप्नोति कृतन्तु तस्य यस्मादनन्तो भगवान्पुराणः ॥
बृ. पा० स्मृ० अ० ८–३६९ ॥

અર્થ—જગતના સ્વામી તથા વ્યાપક સંપૂર્ણ પ્રાણીમાં રહેનાર પરમાત્માને અર્પણ કરીને જે કાંઈ પણ પુણ્ય કર્મ કરે છે તેનું ફળ અનન્ત (અન્ત રહિત) મોક્ષ જ થાય છે, કેમકે ભગવાન્ અનન્ત (પરિચ્છેદ રહિત) છે. તેથી આ નિષ્કામ કર્મનું ફલ મોક્ષ જ છે, એવુ ભગવાન્ પરાશરજી પણ કહે છે.

कर्मजं बुद्धियुक्ता हि फलं त्यक्त्वा मनीषिणः ।
जन्मबन्धविनिर्मुक्ताः पदं गच्छन्त्यनामयम् ॥ भ० गी० अ० २–५१ ॥

અર્થઃ—સિદ્ધિ અસિદ્ધિમાં તથા જય પરાજય આદિમાં હર્ષશોકનો પરિત્યાગ કરીને (સમત્વબુદ્ધિથી) કેવલ ઇશ્વરાર્પણ બુદ્ધિથી ફલનો પરિત્યાગ કરીને કર્મ કરી વિદ્વાન્ લોક જન્મ રૂપી બન્ધનથી નિવૃત્ત થઇ ઉપદ્રવ રહિત મોક્ષ રૂપી પરમ પદને પ્રાપ્ત કરે છે

न मां कर्माणि लिम्पन्ति न मे कर्मफले स्पृहा ।
इति मां योऽभिजानाति कर्मभिर्न स बध्यते ॥ भ० गी० अ० ४–१४ ॥

અર્થ.—કર્તૃત્વનું અભિમાન નહીં હોવાથી સૃષ્ટિ કરવી આદિ કર્મ મને બન્ધન કરતુ નથી, અને આપ્તકામ હોવાથી મને કર્મફળની ઇચ્છા પણ નથી-એવા હુ ભગવાન્‌ને પોતાના આત્મા રૂપે જે જાણે છે તે કર્મથી બન્ધાતો નથી પોતાના સ્વરૂપ રૂપ આત્માને અકર્તા અને અભોક્તા જાણનાર મનુષ્ય કર્મ કરવાથી બન્ધનનો ભાગી થતો નથી.

यस्य सर्वे समारंभाः कामसंकल्पवर्जिताः ।
ज्ञानाग्निदग्धकर्माणं तमाहुः पण्डितं बुधाः ॥ ,, ॥ ४–१९ ॥

અર્થ:—જેને સંપૂર્ણ કર્મફલની ઇચ્છા નથી, તેમ હું કર્મકર્તા છું એ પ્રકારનું અભિમાન પણ નથી, અને જે ફક્ત લોકસંગ્રહને માટે અથવા જીવન નિમિત્ત કર્મ કરે છે, અને જ્ઞાન રૂપી અગ્નિમાં જેણે સંપૂર્ણ કર્મને દગ્ધ કર્યાં છે તેને તત્ત્વવેત્તા લોક પણ્ડિત કહે છે.

त्यक्त्वा कर्मफलासंगं नित्यतृप्तो निराश्रयः ।
कर्मण्यभिप्रवृत्तोऽपि नैव किंचित्करोति सः ॥ ,, ॥ ૪–૨૦ ॥

અર્થ:—કર્મનું ફલ તથા કર્તૃત્વનું અભિમાન છોડીને જે કર્મ કરે છે, અને ભોગની અભિલાષા નહીં હોવાથી હમેશાં તૃપ્ત છે, અને જે દેહ અને ઇન્દ્રિયાદિના અભિમાનથી રહિત છે તે લૌકિક અથવા વૈદિક કર્મમાં પ્રવૃત્ત હોવા છતાં પોતાની દૃષ્ટિથી કાંઇ પણ કર્મ કરતો જ નથી. માટે તેને કર્મનિમિત્ત બન્ધન થતું નથી. લોકદૃષ્ટિથી તે કર્મ કરતા જોવામાં આવે છે, તથાપિ બીજાએ આરોપણ કરેલા કર્મથી બીજાને બન્ધન થતું નથી. ચણોઠીના બીજના ઢગલામાં વાનર આદિએ કરેલી અગ્નિબુદ્ધિ ત્યાંના ઘાસને બાળી દેવામાં કારણ થતી નથી. તત્ત્વવેત્તા નિષ્કામ કર્મયોગીનાં કર્મ જ્ઞાનાગ્નિમાં પહેલેથી જ નષ્ટ થઇ ચૂકયાં છે. વળી—

निराशीर्यतचित्तात्मा त्यक्तसर्वपरिग्रहः ।
शारीरं केवलं कर्म कुर्वन्नाप्नोति किल्बिषम् ॥ ,, ॥ २१ ॥

અર્થ:—જે તૃષ્ણા રહિત છે, તથા ચિત્ત અને ઇન્દ્રિયો અને દેહનો જેણે નિગ્રહ કર્યો છે, સંપૂર્ણ પરિગ્રહ (ભોગસામગ્રી)નો જેણે પરિત્યાગ કર્યો છે એવા સંન્યાસી પણ કેવલ શરીર માત્રથી કર્મ કરતા સતા પાપને પ્રાપ્ત થતા નથી. મનમાં કર્મફલની ઇચ્છા તથા કર્તૃત્વનું અભિમાન નહીં હોવાથી 'शारीरं केवलम्" એમ કહ્યું છે. પાંચમા અધ્યાયના ૧૧ મા શ્લોકમાં જે કેવલ શબ્દનો ભાવ છે તે જ અહીં કેવલ શબ્દનો ભાવ છે.

यदृच्छालाभसन्तुष्टो द्वन्द्वातीतो विमत्सरः ।
समः सिद्धावसिद्धौ च कृत्वापि न निबध्यते ॥ ,, ॥ २२ ॥

અર્થ:—શાસ્ત્રનિષિદ્ધ કર્મને નહીં કરતા સતા, જે પ્રાપ્ત થાય તેથી સન્તુષ્ટ તથા ક્ષુધા તૃષા આદિથી બાધા થતા છતાં જેને હર્ષશોકાદિ પ્રાપ્ત થતા નથી (અથવા જેણે ક્ષુધા તૃષા આદિ દ્વંદ્વોને અતિક્રમણ કર્યાં છે), તેથી બીજાની ઉત્કર્ષતા સહન નહીં કરવા રૂપ મત્સરથી રહિત છે, તથા સિદ્ધિ અસિદ્ધિમાં પણ તુલ્ય છે–સિદ્ધિ થતાં હર્ષને પ્રાપ્ત થતો નથી, અને અસિદ્ધિમાં વિષાદને પ્રાપ્ત થતો નથી, એવા તત્ત્વવેત્તા નિષ્કામ કર્મયોગી કર્મ કરવાથી પણ કર્મથી બન્ધાતા નથી.

गतसंगस्य मुक्तस्य ज्ञानावस्थितचेतसः ।
यज्ञायाचरतः कर्म समग्रं प्रविलीयते ॥ ,, ॥ २३ ॥

અર્થ:—ફલની આસક્તિ રહિત તથા કર્તૃત્વાદિ અભિમાન રહિત તથા નિર્વિકલ્પ પરમાત્માના જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળો અર્થાત્ કદાપિ ડગે નહીં તેવો મનલબ કે જે સ્થિતપ્રજ્ઞ છે એવો કર્મયોગી લોકસંગ્રહને માટે જે કર્મ કરે છે તે કર્મ ફલસહિત નષ્ટ થઇ જાય છે. અર્થાત્ તે કર્મ નિમિત્ત બન્ધનને પ્રાપ્ત થતો નથી.

ब्रह्मार्पणं ब्रह्म हविर्ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।
ब्रह्मैव तेन गन्तव्यं ब्रह्मकर्मसमाधिना ॥ ,, ॥ २४ ॥

અર્થ:—અનેક સાધનોથી યજ્ઞની સિદ્ધિ થાય છે. દેવનાઓના ઉદ્દેશથી ઘૃતાદિક વસ્તુના ત્યાગને ત્યાગ કહે છે. તેજ વસ્તુને અગ્નિમાં હોમવાથી તેમને હોમ કહે છે. યજ્ઞમાં ઉપયોગી સરવો તથા મન્ત્ર, હવિ (ઘૃતાદિ), દેવતા અને અગ્નિ, તથા યજમાન અને હોમ રૂપ ક્રિયા એ સર્વ બ્રહ્મ જ છે, કેમકે એ સર્વ બ્રહ્મમાં કલ્પિત છે. આ પ્રમાણે યજ્ઞાદિ કર્મમાં તથા કર્મોના સંપૂર્ણ અંગોમાં પણ જેને બ્રહ્મનુ જ્ઞાન છે તે એક રીતે સમાધિ છે. તે સમાધિ કર્મના વિષયમાં હોવાથી કર્મને સમાધિ કહી છે. તે કર્મસમાધિથી તે પણ બ્રહ્મને પ્રાપ્ત થવા યોગ્ય છે.

योगसंन्यस्तकर्माणं ज्ञानसंछिन्नसंशयम् ।
आत्मवन्तं न कर्माणि निबध्नन्ति धनञ्जय ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—હે અર્જુન! ભગવાનની આરાધના રૂપ સમત્વબુદ્ધિ રૂપ યોગથી જેણે સંપૂર્ણ કર્મ ભગવાનને સમર્પણ કર્યાં છે, અને જ્ઞાનથી પોતાના સંશયને દૂર કર્યા છે એવા પ્રમાદ રહિત અને હમેશાં સાવધાન રહેનાર નિષ્કામ કર્મયોગીને કર્મ બન્ધન કરી શકતુ નથી.

तस्मादज्ञानसंभूतं हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योगमातिष्ठोत्तिष्ठ भारत ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—જે કારણથી નિષ્કામ કર્મયોગી કર્મથી બંધાતો નથી, તે કારણથી તું અજ્ઞાનથી ઉત્પન્ન થયેલા તારા સંશયને જ્ઞાનરૂપી તલવારથી છેદન કરીને નિષ્કામ કર્મયોગ કર. અને હવે યુદ્ધને માટે ઉભો થા.

योगयुक्तो विशुद्धात्मा विजितात्मा जितेन्द्रियः ।
सर्वभूतात्मभूतात्मा कुर्वन्नपि न लिप्यते ॥ भ० गी० अ० ५–१ ॥

અર્થ:—ફલેચ્છાનો અભાવ તથા ભગવદર્પણ આદિ ગુણયુક્ત શાસ્ત્રોક્ત કર્મને અહીં યોગ કહે છે. તે યોગથી યુક્ત છે તેથી જેનું અન્તઃકરણ શુદ્ધ થયું છે, અને તેથી જેણે પોતાના દેહને વશ કરેલો છે અને જિતેન્દ્રિય છે, અને સંપૂર્ણ પ્રાણીઓને પોતાના આત્મા રૂપ જાણે છે–એવો નિષ્કામ કર્મયોગી કર્મ કરતો સતો પણ કર્મથી લેપાયમાન થતો નથી.

તેનું જ ફરી ભગવાન્ બે શ્લોકથી વિવેચન કરે છે.

नैव किंचित्करोमीति युक्तो मन्येत तत्त्ववित् ।
पश्यञ्शृण्वन्स्पृशञ्जिघ्रन्नश्नन्गच्छन्स्वपञ्श्वसन् ॥ ,, ॥ ८ ॥
प्रलपन्विसृजन्गृह्णन्नुन्मिषन्निमिषन्नपि ।
इन्द्रियाणीन्द्रियार्थेषु वर्तन्त इति धारयन् ॥ ,, ॥ ९ ॥

અર્થ:—પરમાર્થદર્શી નિષ્કામ કર્મયોગી નેત્રથી દેખતાં, કર્ણોથી સાંભળતાં, ત્વચાથી સ્પર્શ કરતાં, નાસિકાથી સૂંઘતાં, રસનાથી ચાખતાં, ચાલતાં, સૂતાં, શ્વાસ લેતાં, બોલતાં, મલાદિનો પરિત્યાગ કરતાં, હાથથી વસ્તુનું ગ્રહણ કરતાં, નેત્ર ઉઘાડતાં તથા બન્ધ કરતાં, અર્થાત્ જ્ઞાનેન્દ્રિયો તથા કર્મેન્દ્રિયો તથા પ્રાણાદિ વાયુ તથા અન્તઃકરણથી જે જે કર્મ થાય છે તે સર્વ કર્મમાં ઇન્દ્રિયો જ પોતાના વિષયમાં પ્રવૃત્ત થાય છે પોતે પ્રવૃત્ત થતો નથી એમ ધારણ કરતો સતો "હું કાંઇ પણ કરતો નથી" એમ માને છે. આ પ્રમાણે

માનવું તે ઢોંગી તથા યથાર્થ સદાચાર યુક્ત કર્મયોગી એ બંનેમાં હોઈ શકે છે. તથાપિ જ્યારે સદાચારી યથાર્થ કર્મયોગીની નિષ્કામ કર્મબુદ્ધિથી કરાતા વૈદિક ધર્મના બળથી અંતઃકરણ પવિત્ર થાય છે, ત્યારે તે ઈશ્વરકૃપાથી કર્તૃત્વની ભાવના ભૂલી જાય છે, અને કર્મ કરતો સતો પણ જ્ઞાનનિષ્ઠા વધતી જાય છે. અને દુરાચારી પોતાના દુરાચારને ઢાંકવાને માટે "ઇન્દ્રિયો કર્મ કરે છે, હું તો સાક્ષી નિર્લેપ છું" એમ કહી જે પોલ ચલાવે છે તે નરકનો ભાગી થાય છે. યથાર્થ વ્યવહારમાં બંનેનાં અન્તઃકરણ જ ખરાં સાક્ષી હોઇ શકે છે. તથાપિ શાસ્ત્રસંસ્કારવાળા વિવેકી તેના આચરણથી તેને ઓળખી શકે છે.

ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ „ ॥ १० ॥

અર્થઃ—જે નિષ્કામ કર્મયોગી કર્મફલને પરમેશ્વરમાં અર્પણ કરીને ફલેચ્છાનો પરિત્યાગ કરીને કર્મ કરે છે, તે, જેવી રીતે પાણીમાંનું કમળ પાણીથી લેપાયમાન થતું નથી તેવી રીતે પાપથી લેપાયમાન થતો નથી.

कायेन मनसा बुद्ध्या केवलैरिन्द्रियैरपि ।
योगिनः कर्म कुर्वन्ति सङ्गं त्यक्त्वाऽऽत्मशुद्धये ॥ „ ॥ ११ ॥

અર્થઃ—કર્મયોગી લોક પોતાના અન્તઃકરણની શુદ્ધિને માટે કર્મફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને, "હું ઈશ્વરને માટે જ કર્મ કરૂં છું, મારે માટે નહીં" એ પ્રમાણે મમત્વ રહિત કેવલ દેહ, મન, બુદ્ધિ અને ઇન્દ્રિયો વડે કર્મ કરે છે, તેથી તે કર્મ બન્ધનનો હેતુ થતું નથી.

सर्वकर्माणि मनसा संन्यस्यास्ते सुखं वशी ।
नवद्वारे पुरे देही नैव कुर्वन्न कारयन् ॥ „ ॥ १३ ॥

અર્થઃ—દેહી-દેહભિન્ન આત્મદર્શી-નિત્ય, નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ એ સર્વ કર્મોનો મનથી પરિત્યાગ કરીને જેણે શરીર અને ઇન્દ્રિયોને પોતાને વશ કર્યાં છે એવો (વશી) મનુષ્ય નવ દરવાજા વાળા આ શરીરમાં અનાયાસે સ્થિત થાય છે. ન તો કાંઇ કરે છે, ન તો કાંઇ કરાવે છે. જે કર્તૃત્વનું અભિમાન રાખે છે તે જ કર્મ કરે છે અને કરાવે છે. દેહથી ભિન્ન કરીને આત્મસ્વરૂપને જાણનાર દેહાદિકોથી કર્મ કરતો સતો કાંઇ કરતો કરાવતો નથી. બે શ્રોત્ર, બે નેત્ર, બે નાસિકા, એક વાણી એ સાત દ્વાર શિરમાં છે, અને ગુદા અને ઉપસ્થ એ બે દ્વાર નીચે છે. એ પ્રમાણે શરીરમાં નવ દરવાજા છે. આ પ્રકારના શરીર રૂપી ઘરમાં, ધર્મશાલામાં રહેતા પરદેશી(મુસાફર)ની માફક, રહે છે. અને અહંકાર તથા મમતાને છોડીને રહે છે. તેથી દેહથી ભિન્ન આત્માને અકર્તા આદિ દેખનાર નિષ્કામ કર્મયોગી ધર્મ કરતો સતો પણ ન તો કરે છે, ન તો કરાવે છે.

अनाश्रितः कर्मफलं कार्यं कर्म करोति यः ।
स संन्यासी च योगी च न निरग्निर्न चाक्रियः ॥ भ० गी० अ० ६–१ ॥

અર્થઃ—કર્મનાં ફલોની ઇચ્છા નહીં કરીને કર્તવ્ય કર્મોને જે કરે છે તે સંન્યાસી છે, અને તે યોગી પણ છે. કેમકે ત્યાગનું નામ **સંન્યાસ** છે, ચિત્તના વિક્ષેપના અભાવનું નામ યોગ છે. તે બંને ગુણ નિષ્કામ કર્મયોગીમાં દેખાય છે, કેમકે ફલની ઇચ્છાના ત્યાગ રૂપ સંન્યાસનું લક્ષણ પણ તેમાં ગૌણ રીતે છે, અને ફલની તૃષ્ણાનો અભાવ હોવાથી તૃષ્ણા રૂપ

ચિત્તવિક્ષેપ પણ નથી. કેવળ જેણે અગ્નિનો પરિત્યાગ કર્યો છે અથવા કોઇ કર્મ કરતો નથી. તેને સંન્યાસી કે યોગી માનવો નહીં, પરન્તુ સાગ્નિ અને સક્રિય નિષ્કામ કર્મનું અનુષ્ઠાન કરનાર ગૃહસ્થ જ સંન્યાસી અને યોગી છે.

यं संन्यासमिति प्राहुर्योगं तं विद्धि पाण्डव ।
न ह्यसंन्यस्तसंकल्पो योगी भवति कश्चन ॥ „ ॥ २ ॥

અર્થઃ—હે પાણ્ડુપુત્ર અર્જુન! જેને શ્રુતિ સંન્યાસી કહે છે તેને જ નિષ્કામ કર્મયોગી પણ કહે છે. કર્મયોગ અને સંન્યાસ બંને એક જ છે, કેમકે ફલ પ્રાપ્ત થવાનો સંકલ્પ જેણે પરિત્યાગ કર્યો નથી એવો કોઇ પણ કર્મયોગી હોતો નથી. બંનેએ કર્મફલનો ત્યાગ કર્યો હોય છે. કર્મસંન્યાસીએ તો સ્વરૂપથી જ કર્મનો ત્યાગ કર્યો છે. કર્મયોગીએ સ્વરૂપથી તેનો ત્યાગ કર્યો નથી, પરન્તુ ફલનો ત્યાગ કર્યો છે. ત્યાગ તો બનેમાં છે. માટે જે નિષ્કામ કર્મયોગી છે તે જ સંન્યાસી છે.

कर्मणैव हि संसिद्धिमास्थिता जनकादयः ।
लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि ॥ भ० गी० अ० ३–२० ॥

અર્થઃ—નિષ્કામ કર્મયોગથી જ જનકાદિ રાજાલોકે અન્તઃકરણની શુદ્ધિ દ્વારા આત્મનિષ્ઠાને પ્રાપ્ત કરી છે. તું પોતાને જ્ઞાની જાણતો હોય તથાપિ તારે લોકસંગ્રહને માટે પણ કર્મ કરવાં જોઇએ.

આ પ્રમાણે ભગવાન્ ત્રીજા અધ્યાયમાં નિષ્કામ કર્મયોગ કરનાર જ્ઞાની પુરૂષને મોક્ષપ્રાપ્તિનું કથન કરતા સતા છઠ્ઠા અધ્યાયમાં ફરી ઉપરના બે શ્લોકથી તુલ્યતા બતાવે છે.

વળી પાંચમા અધ્યાયમાં પણ—

संन्यासः कर्मयोगश्च निःश्रेयसकरावुभौ ।
तयोस्तु कर्मसंन्यासात्कर्मयोगो विशिष्यते ॥ भ० गी० अ० ५–२ ॥

અર્થઃ—સંન્યાસ અને કર્મયોગ બંને મોક્ષ આપનાર છે, પરન્તુ એ બંનેમાં કર્મસંન્યાસ કરતાં કર્મયોગ જ શ્રેષ્ઠ છે, કેમકે કર્મયોગમાં લોકસંગ્રહાદિ ગુણ અધિક છે. માટે કર્મયોગ જ શ્રેષ્ઠ છે. અને અન્તઃકરણની શુદ્ધિમાં કાંઇ ન્યૂનતા હોય તો તે પણ પૂર્ણ થઇ જાય છે. સંન્યાસીનું પણ આચરણ લોકસંગ્રહનું કારણ છે એમ કહો તો તે વાત પણ બરાબર છે, કેમકે કર્મયોગીના જેવા સંન્યાસી હોવાનો તો સંભવ છે, સંન્યાસી હોવાથી દુષ્ટને દણ્ડ દેવો તથા શિષ્ટની રક્ષા કરવી આદિ ધર્મને ભગવાન્ સંન્યાસ કરતાં શ્રેષ્ઠ સમજે છે, કારણ કે તેઓ દણ્ડના બલથી ધર્મને નિયમપૂર્વક ચલાવી શકે છે. સંન્યાસી તો કેવલ तत्त्वमसि જ સંભળાવી શકે છે. તેનાથી ધર્મની રક્ષા પહેલાના જેવી થઇ શકતી નથી. રાજા આદિના દણ્ડથી પ્રજા ધર્મમાં કાયમ રહે છે. સંન્યાસીએ તો અભયદાન આપેલું હોય છે. તે કારણથી લોક તેનાથી ડરે નહીં. દણ્ડ વિના ભય થવાનો નથી, અને ધર્મની રક્ષા પણ થઇ શકતી નથી, એ વાત રાજનીતિપ્રકરણમાં કહી છે. દુષ્ટોને દણ્ડ દઇને ધર્મની રક્ષા કરવાને માટે જ ભગવાન્નો પણ અવતાર છે. તે દુષ્ટોનો દણ્ડ અને સજ્જનની રક્ષાનો ક્રમ જગત્માં બન્યો રહે તેને માટે પ્રજાને અધીનમાં રાખનાર રાજા લોકોના વંશમાં શ્રેષ્ઠ અર્જુનને કર્મયોગનો ઉપદેશ કર્યો છે. અનાદિ કાલથી કર્મયોગના બલથી આ જગત્માં ધર્મની મર્યાદા

ટકી હતી. તે નષ્ટ થવાથી અધર્મની વૃદ્ધિ થઈ. ફરી તે અધર્મને દૂર કરવાને માટે ભગવાને પોતે અવતાર ધારણ કર્યો છે એ વાત ગીતામાં સ્પષ્ટ છેઃ—

इमं विवस्वते योगं प्रोक्तवानहमव्ययम् ।
विवस्वान्मनवे प्राह मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥ " ४-१ ॥

અર્થઃ—હે અર્જુન ! આ નિષ્કામ કર્મયોગનો મેં પહેલાં સર્વ ક્ષત્રિયોના બીજ રૂપ આદિત્ય પ્રતિ ઉપદેશ કર્યો હતો. સૂર્યે પોતાના પુત્ર મનુને તેનો ઉપદેશ કર્યો હતો. મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને ઉપદેશ કર્યો. એ પ્રમાણે આદિત્યની પરંપરાથી પિતા પુત્ર પરંપરાથી તથા ગુરૂ શિષ્ય પરંપરાથી આવેલા આ કર્મયોગનું તત્ત્વ નિમિ આદિ ઋષિ લોકે જાણ્યું છે. ક્ષત્રિય વંશમાં ઉત્પન્ન થયેલા રાજાલોક સૂક્ષ્મ તત્ત્વને જાણવાને સમર્થ હોય તો તે રાજર્ષિ કહેવાય છે. હે શત્રુને સંતાપ દેનાર અર્જુન ! તે યોગ બહુ કાલ વીતી જતાં નષ્ટ થયો હતો.

स एवायं मया तेऽद्य योगः प्रोक्तः सनातनः ।
भक्तोऽसि मे सखा चेति रहस्यं ह्येतदुत्तमम् ॥ " ॥ ३ ॥

અર્થઃ—પૂર્વકાલમાં ઉપદેશ કરેલો છતાં યોગ્ય અધિકારી ઓછા થવાથી નષ્ટ થયેલા આ કર્મયોગને આજ મેં તને ઉપદેશ કર્યો છે, કેમકે તું મારો ભક્ત તથા મિત્ર છે. તેથી આ રહસ્ય તથા ઉત્તમ કર્મયોગ મેં તને કહ્યો છે.

કર્મયોગ નષ્ટ થવાથી રાજાલોકોનું બળ ઘટ્યું અને દુષ્ટોની તથા અધર્મની વૃદ્ધિ થઈ. પ્રબલ દુષ્ટોની વૃદ્ધિ થવાથી તેમનો નાશ કરવાને મારો ભગવાનનો અવતાર થયો. હાલ જે પ્રબલ દુષ્ટ છે તે સર્વનો હું નાશ કરીશ. તથાપિ આગળને માટે રાજાલોક નિષ્કામ કર્મયોગના બલથી પોતે ધર્મશત્રુઓનો નાશ કરી શકે અને સત્પુરૂષોની રક્ષાદિ થાય, એ વિચારથી જ ભગવાને અર્જુનને નિષ્કામ કર્મયોગનો ઉપદેશ કર્યો છે. ભગવાનના ઉપદેશ પછી યુધિષ્ઠિર તથા પરીક્ષિત આદિ રાજા લોકોમાં કર્મયોગની અસર પૂર્ણ રીતે થઈ હતી. તથાપિ ૨૫૦૦ વર્ષથી ભારતવર્ષમાં સંન્યાસની પ્રથા બેસાડવાને માટે વિદ્વાન્ લોકોએ બહુ ચેષ્ટા કરી અને તે બહુ વધી ગઇ. તે વધતાં કર્મયોગની પ્રથા ઘટતી ગઇ. કુમારિલ ભટ્ટે વૈદિક કર્મોની પ્રથા વધારવાની ચેષ્ટા કરી. વૈદિક કર્મમાં લોકોની પ્રવૃત્તિ પણ થઈ. પરંતુ અન્તઃકરણની શુદ્ધિ પર્યન્ત કર્મ કરીને પછી કર્મનો ત્યાગ કરીને સંન્યાસ લેવો જોઇએ એવો પ્રચાર વધ્યો. અને તેથી નિષ્કામ કર્મયોગની પ્રથા વધી નહીં. તેથી કરીને ધર્મની વિશેષ હાનિ થઇ છે.

यत्करोषि यदश्नासि यज्जुहोषि ददासि यत् ।
यत्तपस्यसि कौन्तेय तत्कुरुष्व मदर्पणम् ॥ " ९-२७ ॥

અર્થઃ—હે અર્જુન ! શાસ્ત્રના આધાર વિના જે કાંઇ સાધારણ રીતે ગમનાદિ કર્મ કરે છે, અથવા ભોજન કરે છે, તથા શાસ્ત્રાધારથી જે કોઈ અગ્નિહોત્રાદિ હોમ કરે છે, તથા અતિથિ આદિની પ્રતિ જે કાંઈ અન્નાદિ દાન કરે છે અથવા જે કાંઈ તપ કરે છે તે સર્વ તુ મને ભગવાનને અર્પણ કર.

शुभाशुभफलैरेवं मोक्ष्यसे कर्मबन्धनैः ।
संन्यासयोगयुक्तात्मा विमुक्तो मामुपैष्यसि ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—આ પ્રમાણે અનાયાસ સિદ્ધ સર્વકર્મસમર્પણ રૂપ મારૂં ભગવાનનું ભજન થવાથી બન્ધન રૂપ કર્મથી તું મુક્ત થઈશ. માટે સર્વ કર્મો ભગવાનમાં અર્પણ રૂપ જે સંન્યાસ છે તે જ યોગના જેવો યોગ છે. તે વડે અર્થાત્ નિષ્કામ કર્મ વડે શુદ્ધ અન્તઃકરણ વાળો થઈને કર્મબન્ધનથી મુક્ત થયેલો તું આત્મજ્ઞાન દ્વારા મને પ્રાપ્ત થઈશ.

આ બે શ્લોકની પહેલાં ભક્તિનો ઉપદેશ કરીને અન્ય દેવની ભક્તિ કરતાં ભગવાનની ભક્તિ બહુ સુગમ છે એમ "पत्रं पुष्पं फलं तोयम्" એ ૨૬ મા શ્લોકથી કહ્યુ છે.

આથી અર્જુનને એવી પણ શંકા થાય કે મારે પણ પત્ર પુષ્પાદિથી ભગવાનની પૂજા કરવી જોઇશે. તેની નિવૃત્તિને માટે ભગવાન્ ૨૭ અને ૨૮ મા શ્લોકમાં સર્વ પ્રકારનાં કર્મોને ભગવદર્પણ કરવાં તે જ ભક્તિ છે, તેનાથી તે લોક કલ્યાણ પ્રાપ્ત કરી શકે છે, બીજી કોઇ અમુક રીતિની આવશ્યકતા નથી એમ બતાવ્યું છે. વળી ૧૮ મા અધ્યાયમાં ભગવાનની પ્રતિ સંન્યાસ તથા ત્યાગ શબ્દના અર્થમાં કોઇ ભેદ છે કે નહીં તેનો નિર્ણય કરવાને માટે અર્જુને પ્રશ્ન કર્યો છે. તેના ઉત્તરમાં ભગવાન્ મતભેદથી ત્યાગ તથા સંન્યાસ શબ્દના અર્થને પ્રતિપાદન કરીને ૧૮ મા અધ્યાયના "निश्चयं शृणु मे तत्र" એ ૪ થા શ્લોકથી પોતાના સિદ્ધાન્તને અનુસાર ભગવાને ત્રણ પ્રકારના ત્યાગ કહ્યા છે. અને

यज्ञो दानं तपश्चैव न त्याज्यं कार्यमेव तत् ।
यज्ञो दानं तपश्चैव पावनानि मनीषिणाम् ॥ भ० गी० अ० १८—५ ॥

અર્થઃ—યજ્ઞ, દાન, તપાદિ રૂપ કર્મ ત્યાગ કરવા યોગ્ય નથી. તે અવશ્ય કરવાં જોઇએ; કેમકે યજ્ઞ, દાન, તપ રૂપ કર્મ ફલેચ્છાનો પરિત્યાગ કરીને કરનાર બુદ્ધિમાન્ લોકોને પવિત્ર કરનારાં છે.

જ્યારે એમ છે ત્યારે ભગવાનના પક્ષમાં કર્મનો ત્યાગ કદાપિ બને નહીં. માટે કહે છેઃ-

एतान्यपि तु कर्माणि संगं त्यक्त्वा फलानि च ।
कर्तव्यानीति मे पार्थ निश्चितं मतमुत्तमम् ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—યજ્ઞ, દાન, તપાદિ રૂપ કર્મ ફલની કામનાથી કરવાથી પણ કંઇક શુદ્ધિ થાય છે, કેમકે મનુષ્ય શરીરમાં સકામ કર્મ કરીને દેવત્વને પ્રાપ્ત કરે છે અને પછી સ્વર્ગલોકનું સુખ અથવા ઇન્દ્રની પદવીને ભોગવે છે. કોઇ સુઅર આદિ પશુને અથવા કોઇ નીચ મનુષ્યને સ્વર્ગની પ્રાપ્તિ થતી નથી. તેથી સ્વર્ગપ્રાપ્તિના સાધન રૂપ સકામ કર્મમાં પણ દેવત્વની પ્રાપ્તિ કરવાને યોગ્ય શક્તિ ઉત્પન્ન કરવાનું સામર્થ્ય છે. પરન્તુ તે શુદ્ધિ ભોગ દેનારી છે, મોક્ષમાં ઉપયોગી નથી. તેથી યજ્ઞાદિ કર્મ પણ મુમુક્ષુઓએ "હું આ પ્રકારના કર્મનો કર્તા છું" એવા કર્તૃત્વનું અભિમાન તથા ફલની ઇચ્છાને પરિત્યાગ કરીને કરવા યોગ્ય છે એવો મારો મત છે. સર્વ મતોથી આ મત ઉત્તમ છે.

नियतस्य तु संन्यासः कर्मणो नोपपद्यते ।
मोहात्तस्य परित्यागस्तामसः परिकीर्तितः ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—અન્તઃકરણની શુદ્ધિ દ્વારા મોક્ષની ઇચ્છાવાળા મનુષ્યે કર્મનો ત્યાગ કરવો તે સંભવિત નથી. છતાં અજ્ઞાનથી તેનો ત્યાગ કરે તો તે તામસી ત્યાગ કહેવાય છે. અને તામસી

ત્યાગ કરનાર અધોગતિને પ્રાપ્ત થાય છે. તેને અન્તઃકરણની શુદ્ધિ નહીં હોવાથી આત્મવિચાર કરે તોપણ જ્ઞાનપ્રાપ્તિ કે મોક્ષ પ્રાપ્ત થઇ શકતો નથી. અને—

दुःखमित्येव यत्कर्म कायक्लेशभयात्त्यजेत् ।
स कृत्वा राजसं त्यागं नैव त्यागफलं लभेत् ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—કર્મ કરવામાં અધિકારી છે તથાપિ શરીરને કષ્ટ દેવાના ભયથી જે કર્મનો પરિત્યાગ કરે છે તે રાજસી ત્યાગ કહેવાય છે. અને તેને ત્યાગફલ ( સાત્વિક જ્ઞાનનિષ્ઠા રૂપ ) મળતું નથી.

कार्यमित्येव यत्कर्म नियतं क्रियतेऽर्जुन ।
संगं त्यक्त्वा फलं चैव स त्यागः सात्त्विकः स्मृतः ॥ ,, ॥ ९ ॥

અર્થ.—હે અર્જુન! કર્મ કરવું અવશ્ય કર્તવ્ય છે એવો નિશ્ચય કરીને કર્તૃત્વનું અભિમાન અને ફલની ઇચ્છા છોડીને જે કર્મ કરે છે તે ત્યાગ સાત્વિક ત્યાગ છે એવો મારો મત છે. આ પ્રમાણે કર્મફલના ત્યાગને સાત્વિક ત્યાગ કહ્યો છે. અને મનુષ્યથી સર્વ પ્રકારે કર્મનો પરિત્યાગ કદાપિ બની શકતો નથી. માટે જે કર્મફલનો ત્યાગી છે તે જ ત્યાગી કહેવાય છે એમ ત્યાગીનો નિશ્ચય કર્યો છે.

ત્યાર બાદ—

अनिष्टमिष्टं मिश्रं च त्रिविधं कर्मणः फलम् ।
भवत्यत्यागिनां प्रेत्य न तु संन्यासिनां क्वचित् ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—દુઃખ, સુખ, અને દુઃખ તથા સુખથી મિશ્રિત—એમ ત્રણ પ્રકારનું કર્મફલ હોય છે. પરન્તુ કર્મફલનો ત્યાગ કરનાર કર્મયોગીને (संन्यासिन ) આ ત્રણે પ્રકારનાં કર્મફલો ભોગવવાં પડતાં નથી.

આ શ્લોકથી વારંવાર કહેલા નિષ્કામ કર્મયોગીના કર્મબન્ધનના અભાવને કહેતા સતા નિષ્કામ કર્મયોગીને સંન્યાસીની સાથે તુલના કરી બતાવી છે. વળી—

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
हत्वाऽपि स इमाँल्लोकान्न हन्ति न निबध्यते ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—જેને "હું કર્તા છું" એવું કર્તૃત્વનું અભિમાન નથી, અને ફલની ઇચ્છા નહીં હોવાથી જેની બુદ્ધિ લિપ્ત થતી નથી તેવો વિવેકી આ સર્વ લોકોનો નાશ કરવા છતાં પણ પાપનો ભાગી થતો નથી—કર્મફલથી બંધાતો નથી.

असक्तबुद्धिः सर्वत्र जितात्मा विगतस्पृहः ।
नैष्कर्म्यसिद्धिं परमां संन्यासेनाधिगच्छति ॥ ,, ॥ ४९ ॥

અર્થઃ—મમતાના વિષય સ્ત્રી, પુત્ર, ધનાદિમાં જેની બુદ્ધિ મમતા રહિત છે તથા વિષયાભિલાષા રહિત છે, તથા જેણે અન્તઃકરણને વશ કરેલું છે એવો મનુષ્ય આત્મવિચાર સહિત નિષ્કામ કર્મયોગથી (संन्यासेन) જ્ઞાન રૂપ સિદ્ધિને પ્રાપ્ત કરે છે. વળી—

चेतसा सर्वकर्माणि मयि संन्यस्य मत्परः ।
बुद्धियोगमुपाश्रित्य मच्चित्तः सततं भव ॥ ,, ॥ ५७ ॥

અર્થ:—મનથી સર્વ કર્મ મને પરમેશ્વરને સમર્પણ કરીને પહેલાં કહેલા સમત્વબુદ્ધિ રૂપ યોગનો આશ્રય કરીને હમેશાં મારામાં ચિત્તવાળો થા—અર્થાત્ સમત્વબુદ્ધિથી નિષ્કામ કર્મયોગ કરતો સતો મારામાં ચિત્ત લગાડ. પ્રાપ્તિ અને અપ્રાપ્તિ વિષયમાં હર્ષ શોકનો પરિત્યાગ કરીને બંનેમાં સમાન રહેવું તેને ઉપર યોગ કહ્યો છે.

આ પ્રમાણે ભગવાને ઉપક્રમથી ઉપસંહાર સુધી અન્તઃકરણની શુદ્ધિ થયા પછી પણ મરણ પર્યન્ત યજ્ઞ, દાન, તપાદિ રૂપ કર્મ કરતા સતા આત્મવિચાર કરવાથી જ્ઞાન દ્વારા મોક્ષ સંપાદન કરી શકે છે એવું પ્રતિપાદન કર્યું છે.

अकर्ताहमभोक्ताहमसङ्गः परमेश्वरः ।

सदा मत्सन्निधानेन चेष्टते सर्वमिन्द्रियम् ॥ सूतसं०ख० २. अ० २०—७ ॥

અર્થ:—હું અકર્તા છું, અભોક્તા છું, અસંગ પરમેશ્વર છું. હું સમીપમાં હોવાથી જડ રૂપ સર્વ ઇન્દ્રિયોની ચેષ્ટા થાય છે.

इति विज्ञानसंपन्नः संगं त्यक्त्वा करोति यः ।

लिप्यते न स पापेन पद्मपत्रमिवाम्भसा ॥ „ ॥ ८ ॥

અર્થ.—આ પ્રમાણે આત્માના અકર્તૃત્વાદિ જ્ઞાન યુક્ત થઇને ફલેચ્છા છોડી જે કર્મ કરે છે તે, જેવી રીતે જલમાં રહેલું કમલપત્ર જલથી લેપાયમાન થતું નથી, તેવી રીતે પાપથી લેપાયમાન થતો નથી.

काम्यकर्मफले दोषं विदित्वा प्रतिषिद्धवत् ।

काम्यकर्म त्यजन्तुल्यो भिक्षुणा फलतो भवेत् ॥ सू०सं०वै०ख०अ०२—२६॥

અર્થ:—કામ્ય કર્મ જન્મ રૂપી ફલને દેનાર છે, તેથી તેમાં દોષને દેખતા સતા નિષિદ્ધ કર્મની પેઠે કામ્ય કર્મનો પણ પરિત્યાગ કરીને નિષ્કામ કર્મ કરવાથી ભિક્ષુ(સન્યાસી)ની તુલ્ય આત્મજ્ઞાન દ્વારા મોક્ષ રૂપ ફલ મળે છે.

વળી નિષ્કામ કર્મયોગથી મોક્ષની પ્રાપ્તિ અગસ્ત્ય સંહિતામાં પણ કહી છે.

संसारसागरस्यास्य पारं प्राप्तुं यदीच्छसि ।

कर्मयोगेऽथवा ज्ञानयोगे प्रविश सत्वरम् ॥ अगस्त्य सं० अ० २० ॥

અર્થ:—સંસાર સાગરની પાર રૂપ પરમાત્માને પ્રાપ્ત થવાની જો ઇચ્છા હોય તો કર્મયોગ અથવા જ્ઞાનયોગ બંનેમાંથી એકમાં શીઘ્ર પ્રવેશ કરો.

कर्मयोगेन वा ज्ञानयोगेनाथोभयेन च ।

प्राप्यते पुनरावृत्तिरहितं ब्रह्म शाश्वतम् ॥ „ ॥ २० ॥

અર્થ:—કર્મયોગથી અથવા જ્ઞાનયોગથી અથવા બંને મળીને પણ પુનરાવૃત્તિ રહિત નિત્ય બ્રહ્મને પ્રાપ્ત થાય છે. અર્થાત્ નિષ્કામ કર્મયોગથી અન્તઃકરણની શુદ્ધિ કરીને પછી કર્મત્યાગ દ્વારા જ્ઞાનયોગનો અભ્યાસ કરવાથી, અથવા અન્તઃકરણની શુદ્ધિ બાદ પણ નિષ્કામ કર્મ કરતા સતા સાથે સાથે જ્ઞાનયોગનો અભ્યાસ કરવાથી પણ પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

जीवस्य कर्मणा बन्धस्तस्य मोक्षश्च कर्मणा ।

तस्माद्धेयं च कर्म स्यादुपादेयं च कर्म हि ॥ सूर्य गी० अ० १—२४ ॥

અર્થ:—જીવને કર્મથી જ સંસારમાં બન્ધન થાય છે અને તેનો મોક્ષ પણ કર્મથી જ થાય છે. માટે બન્ધનના કારણ રૂપ સકામ કર્મનો પરિત્યાગ કરવા યોગ્ય છે, અને મોક્ષના હેતુ રૂપ નિષ્કામ કર્મનો સ્વીકાર કરવા યોગ્ય છે.

आविद्यकमशुद्धं यत् कर्म दुःखाय तन्नृणाम् ।
विद्यासंबन्धि शुद्धं यत्तत्सुखाय च कथ्यते ॥ ,, ॥ २६ ॥

અર્થ:—અજ્ઞાનના કાર્ય રૂપ જે નિષિદ્ધ અને સકામ રૂપ અશુદ્ધ કર્મ છે તે મનુષ્યને દુઃખ ઉત્પન્ન કરનાર છે, અને જ્ઞાન સંબન્ધિ જે નિષ્કામ કર્મરૂપી શુદ્ધ કર્મ છે તે મોક્ષને ઉત્પન્ન કરનાર છે.

कर्मणा शुद्धहृदयोऽभेदबुद्धिमुपैष्यति ।
समयोगः समाख्यातोऽमृतत्वाय हि कल्पते ॥ गणेश गी० अ० १–४० ॥

અર્થ:—નિષ્કામ કર્મથી અન્તઃકરણની શુદ્ધિ થતાં અભેદ જ્ઞાનની ઉત્પત્તિ થાય છે. તે (અભેદ) સમયોગ કહેવાય છે અને તે મોક્ષ આપવાને સમર્થ છે.

दोग्ध्री धेनुर्यथा नीता दुःखदा गृहमेधिनाम् ।
तथैव ज्ञानवान्विप्रो देवानां दुःखदो भवेत् ॥ शिव गी० अ० १–११,२ ॥

અર્થ:—જેવી રીતે દુઝણી ગાયને કોઈ વાઘ આદિ લઇ જાય તો ગૃહસ્થને બહુ દુઃખ થાય છે, તેવી રીતે જ્ઞાનવાન્ વિપ્ર પણ દેવતા લોકોને દુઃખનું કારણ થાય છે, કેમકે જ્ઞાની તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપીને યજ્ઞાદિ કર્મ દ્વારા દેવતા લોકોને પ્રસન્ન કરવામાં તત્પર રહેનાર અજ્ઞાની મનુષ્યોને સકામ કર્મથી છોડાવી નિષ્કામ કર્મયોગ રૂપ જ્ઞાન માર્ગમાં ચઢાવી દે છે. એક દેવભક્ત ઓછો થવાથી, જેમ એક દુઝણી ગાય ઓછી થવાથી ગૃહસ્થને તેટલું દૂધ ઓછું મળે છે, તેવી રીતે તેટલી દેવની પૂજા પણ ઓછી થાય છે. તેથી તે દેવતાઓ જ્ઞાનીને તથા મુમુક્ષુને શત્રુભાવથી જુએ છે, અને તેમને અનેક પ્રકારનાં વિઘ્ન પહોંચાડે છે. પરન્તુ—

इष्टापूर्तादिकर्माणि तेनाचरति मानवः ।
शिवार्पणधिया कामान्परित्यज्य यथाविधि ॥ ,, १–१७ ॥

અર્થ:—તે વિઘ્નોની નિવૃત્તિ કરવાને માટે મનુષ્ય ઇષ્ટ, પૂર્ત, આદિ કર્મ ફલેચ્છા રહિત થઇને ઇશ્વરાર્પણ બુદ્ધિથી શાસ્ત્રોક્ત રીતિને અનુસાર કરે છે.

अनुग्रहात्तेन शंभोर्जायते सुदृढो नरः ।
ततो भीताः पलायन्ते विघ्नं हित्वा सुरेश्वराः ॥ ,, ॥ १८ ॥
जायन्ते तेन शुश्रूषा चरिते चन्द्रमौलिनः ।
शृण्वतो जायते ज्ञानं ज्ञानादेव विमुच्यते ॥ ,, ॥ १९ ॥

અર્થ:—એ પ્રમાણે નિષ્કામ કર્મ કરવાથી ઇશ્વર (શંભુ)ની પ્રસન્નતા થાય છે. અને તેથી મુમુક્ષુ પુરો પરિપક્વ થાય છે. તે પછી દેવતાઓ પણ ફરીને વિઘ્ન કરવું છોડી નાસી જાય છે. એ પ્રમાણે મનુષ્યનો નિશ્ચય પરિપક્વ થતાં ઇશ્વર (શંકર)ના સ્વરૂપનું જ્ઞાન સંપાદન કરવાને માટે તેમના ચરિત્રનું શ્રવણ કરવાની ઇચ્છા થાય છે. અને શ્રવણ, મનન

અને નિદિધ્યાસન કરવાથી તેને અપરોક્ષ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. અને અપરોક્ષ જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ પણ થાય છે.

આ પ્રકારનાં અનેક પ્રમાણોથી નિષ્કામ કર્મયોગ આત્મવિચાર દ્વારા મોક્ષનું સાધન થાય છે એમ બતાવી, હવે નિષ્કામ કર્મયોગ વડે અન્તઃકરણની શુદ્ધિ કર્યા વિના કોઈને પણ આત્મવિચાર દ્વારા જ્ઞાન પ્રાપ્ત થઈ શકવાનું નથી, તેથી નિષ્કામ કર્મની આવશ્યકતા પણ ભગવાને ગીતામાં કહી છે તે બતાવીએ છીએ.

न कर्मणामनारंभान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते ।
न च संन्यसनादेव सिद्धिं समधिगच्छति ॥ भ० गी० अ० ३–४ ॥

અર્થઃ—નિષ્કામ કર્મયોગ નહીં કરવાથી અન્તઃકરણની શુદ્ધિ થતી નથી, માટે મનુષ્યને જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થતી નથી. અને ચિત્તશુદ્ધિ વિના કેવલ સંન્યાસ માત્રથી પણ જ્ઞાનનિષ્ઠા પ્રાપ્ત થતી નથી. માટે—

यतः प्रवृत्तिर्भूतानां येन सर्वमिदं ततम् ।
स्वकर्मणा तमभ्यर्च्य सिद्धिं विन्दति मानवः ॥ भ० गी० अ० १८–४६ ॥

અર્થઃ—જેમાંથી આ સંપૂર્ણ પ્રાણીઓની ઉત્પત્તિ થઈ છે અને જેનાથી આ સંપૂર્ણ જગત્ વ્યાપ્ત છે તે ઈશ્વરનું વર્ણાશ્રમને અનુસાર વિધાન કરેલાં કર્મ વડે પૂજન કરીને તેમની પ્રસન્નતા પ્રાપ્ત કરવાથી જ્ઞાનનિષ્ઠાની યોગ્યતા રૂપ સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે અન્તઃકરણની શુદ્ધિ દ્વારા જ્ઞાનનિષ્ઠા સંપાદન કરવાને માટે નિષ્કામ કર્મયોગની આવશ્યકતા બતાવી છે.

यदा ते मोहकलिलं बुद्धिर्व्यतितरिष्यति ।
तदा गन्तासि निर्वेदं श्रोतव्यस्य श्रुतस्य च ॥ „ २–५२ ॥

અર્થઃ—જે સમયે તારી બુદ્ધિ "હું છું, આ મારૂં છે" એ પ્રકારના અજ્ઞાનના કાર્યરૂપ કલુષતાનો પરિત્યાગ કરશે, ત્યારે તું સાંભળેલુ અને હજુ સાંભળવાનું જે બાકી હોય તે સર્વ પ્રકારનાં કર્મફલોની તૃષ્ણા રહિત થશે. આ પ્રકારની વિરક્તિ થવી તે જ અન્તઃકરણની શુદ્ધિનું લક્ષણ છે. આ પ્રકારની અન્તઃકરણની શુદ્ધિ થતા સુધી નિષ્કામ કર્મ અવશ્ય કરવાં પડશે. એ પ્રમાણે નિષ્કામ કર્મયોગની આવશ્યકતા પણ ભગવાને કહી છે. તેથી નિષ્કામતાની સાથે ઈશ્વરાર્પણ બુદ્ધિથી વર્ણાશ્રમ ધર્માનુસાર કર્મ કરીને અન્તઃકરણની શુદ્ધિ કર્યા વિના જે મુમુક્ષુ ત્યાગનો ઉલટો માર્ગ સ્વીકાર કરે છે તે શાસ્ત્રના તાત્પર્યની વિરૂદ્ધ છે એવો પણ નિશ્ચય થાય છે.

જેવી રીતે ભગવાને કર્મયોગની કર્તવ્યતા તથા નિષ્કામ કર્મયોગની સાથે આત્મવિચાર કરવાથી જ્ઞાનનિષ્ઠા પણ પ્રતિપાદન કરી છે, તેવી રીતે સકામ કર્મ કરવાનો નિષેધ અને નિષ્કામ કર્મ કરવાની રીતિ અને તે વડે બન્ધનનો અભાવ પણ ગીતામાં પ્રતિપાદન કર્યો છે.

कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।
मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥ „ २–४७ ॥

અર્થઃ—હે અર્જુન! મુમુક્ષુ હોવાથી તને હાલ કર્મ કરવામાં જ અધિકાર છે, કર્મફલમાં અધિકાર નથી. અહીં એવી શંકા થવાનો સંભવ છે કે કર્મફલની ઈચ્છા ના

કરવા છતાં પણ કર્મ પોતાની શક્તિથી પોતે જ ફલ આપશે. તેનું સમાધાન ભગવાન્ કરે છે–" **मा कर्मफलहेतुर्भूः** "–ફલની કામનાથી જ કરેલું કર્મ ફલને ઉત્પન્ન કરે છે, નહિં તો નહીં. કર્મ ફલના કારણ રૂપ કામનાવાળો ન થા. તેમ જ કર્મ નહીં કરવામાં પણ તારૂં મન ન હો અર્થાત્ તને કર્મમાં અપ્રીતિ ન હો. કેમકે—

**यज्ञार्थात्कर्मणोऽन्यत्र लोकोऽयं कर्मबन्धनः ।**

**तदर्थं कर्म कौन्तेय मुक्तसंगः समाचर ॥** ,, ३–२० ॥

અર્થઃ—ઈશ્વરપ્રસન્નતાના ઉદ્દેશ વિનાનું જે કાંઇ સકામ કર્મ કરવામાં આવે છે તે જ આ જગતમા બન્ધનનુ કારણ થાય છે. માટે હે કુન્તીપુત્ર! તું ફલની ઇચ્છા છોડીને કર્મ કર. વળી કહ્યુ છે કે—

**दूरेण ह्यवरं कर्म बुद्धियोगाद्धनंजय ।**

**बुद्धौ शरणमन्विच्छ कृपणाः फलहेतवः ॥** ,, २–४९ ॥

અર્થ.—સર્વાત્મબુદ્ધિના સાધન રૂપ નિષ્કામ કર્મયોગ કરતાં સકામ કર્મ બહુ નિકૃષ્ટ છે. તેથી કરીને સર્વાત્મબુદ્ધિના સાધન રૂપ તથા સર્વ પાપની નિવૃત્તિ દ્વારા રક્ષા કરનાર નિષ્કામ કર્મયોગ કરવાની તું ઇચ્છા કર. ફલની ઇચ્છા કરનાર તો કૃપણ અર્થાત્ દીન છે, કેમકે તેને આત્મજ્ઞાન થવાનો સંભવ નથી. તેથી તે કૃપણ જ રહે છે. આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા વિના જે અહીઆં શરીરનો ત્યાગ કરે છે તે કૃપણ જ છે એમ શ્રુતિ કહે છે. વળી—

**नेहाभिक्रमनाशोऽस्ति प्रत्यवायो न विद्यते ।**

**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥** ,, २–४० ॥

અર્થઃ—સર્વ પ્રકારનાં સકામ કર્મ સાંગોપાંગ સમાપ્ત થવાથી જ ફલ આપે છે. પરન્તુ આ નિષ્કામ કર્મ થોડું પણ કરેલું વ્યર્થ જતું નથી. અને તેમાં કોઇ વિઘ્ન પણ બાધા કરતુ નથી. નિષ્કામ કર્મયોગથી થતું થોડું પણ પુણ્ય સંસારના જન્મમરણ રૂપ મહાન્ ભયથી રક્ષા કરે છે.

આ પ્રમાણે નિષ્કામ કર્મયોગનું મહાન્ ફળ કહીને સાથે સાથે ભગવાને અજ્ઞાનીને કર્મ છોડવામા દોષ પણ બતાવ્યો છેઃ—

**न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।**

**जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥** ,, ३–२६ ॥

અર્થઃ—કર્તૃત્વના અભિમાનથી અને ફળની ઇચ્છાથી કર્મમાં આસક્ત થયેલા અજ્ઞાની મનુષ્યની બુદ્ધિને વિદ્વાન્ પુરૂષ અકર્તા આત્માનો ઉપદેશ કરીને ચલાયમાન ન કરે. પરન્તુ સાવધાન થઇને લોકસંગ્રહ કરવાની ઇચ્છાથી પોતે કર્મોને કરતો સતો અજ્ઞાની મનુષ્ય પાસે પણ કર્મ કરાવે. આ શ્લોકમાં " **विद्वान्** " એવું વિશેષણ આપવાથી તત્ત્વજ્ઞાનીને જ લોકસંગ્રહ નિમિત્ત કર્મ કરવાની આજ્ઞા આપે છે એમ સ્પષ્ટ માલમ પડે છે, કારણ કે જ્ઞાનીને પણ પહેલા **लोकसंग्रहमेवापि संपश्यन्कर्तुमर्हसि** " એમ કહ્યું છે.

જેવી રીતે નિષ્કામ કર્મયોગથી યુક્ત જ્ઞાનયોગ ગીતામાં પ્રતિપાદન કર્યો છે, તેવી રીતે નિષ્કામ કર્મયોગ યુક્ત ભક્તિયોગ પણ ગીતામાં પ્રતિપાદન કર્યો છે. જ્ઞાન અને ભક્તિનો ભેદ ભક્તિયોગ પ્રકરણમાં કહેવાશે.

सततं कीर्तयन्तो मां यतन्तश्च दृढव्रताः ।
नमस्यन्तश्च मां भक्त्या नित्ययुक्ता उपासते ॥ „ ९-१४ ॥

અર્થઃ—હમેશાં ભગવાનનાં નામોચ્ચારણાદિ કીર્તન કરતા સતા અને ઈશ્વરના સ્વરૂપમાં મન લગાડવાનો યત્ન કરતા સતા, તથા અહિંસા આદિ વ્રતને દઢ કરતા સતા, તથા મને નમસ્કારાદિ કરતા સતા યુક્ત થઇને ભક્તિથી મારી ઉપાસના કરે છે.

આ પ્રમાણે ભક્તિયોગ અથવા ઉપાસનાનું પણ કથન કરીને નિર્ગુણ તથા સગુણ ભક્તિનું પણ પ્રતિપાદન કર્યું છેઃ ગીતામાં વેદની માફક કર્મ, ઉપાસના અને જ્ઞાન એવા ત્રણ ભાગ છે. તેમાં નિષ્કામ કર્મયોગ વિના કોઇનું પણ કલ્યાણ થઇ શકતું નથી એ વાતનો સ્પષ્ટ નિશ્ચય કર્યો છે. અન્તઃકરણની શુદ્ધિપર્યન્ત નિષ્કામ કર્મયોગ કરીને ભક્તિયોગની પરમ નિષ્ઠા અથવા જ્ઞાનનિષ્ઠા સંપાદન કરવાને માટે કર્મનો પરિત્યાગ કરવાનું પણ શાસ્ત્રને સંમત છે. પરન્તુ નિષ્કામ કર્મનો પરિત્યાગ કર્યા વિના શ્રવણાદિનો અભ્યાસ કરતા રહેવું અને લોકસંગ્રહને માટે નિષ્કામ કર્મ કરતા રહેવું તેને ભગવાને ગીતામાં સર્વથી શ્રેષ્ઠ હોવાનું કહીને તે પ્રમાણે કરવાનો ઉપદેશ પણ અર્જુનને કર્યો છે. અને તે આત્મવિચાર સહિત નિષ્કામ કર્મયોગમાં અર્જુનને શ્રેષ્ઠત્વબુદ્ધિ ઉત્પન્ન કરાવવાને માટે ભગવાન્ પોતાના આચરણનું સૂચન કરતા સતા કહે છેઃ—

न मे पार्थास्ति कर्तव्यं त्रिषु लोकेषु किंचन ।
नानवाप्तमवाप्तव्यं वर्त एव च कर्मणि ॥ „ ३-२२ ॥

અર્થઃ—હે પાર્થ ! ત્રણે લોકમાં મારે કંઇ કર્તવ્ય નથી, કેમકે મારે કોઇ ફલ અપ્રાપ્ત નથી, તેમ હવે પછી પ્રાપ્ત કરવા યોગ્ય પણ કાંઇ બાકી નથી. છતાં પણ હું કરૂં છું. અને—

यदि ह्यहं न वर्तेयं जातु कर्मण्यतन्द्रितः ।
मम वर्त्मानुवर्तन्ते मनुष्याः पार्थ सर्वशः ॥ „ ॥ २३ ॥

અર્થઃ—જો હું આલસ્યને છોડી કર્મ ન કરૂં તો આ કર્માધિકારી મનુષ્ય લોક પણ મારા ત્યાગમાર્ગનું અનુસરણ કરશે. અર્થાત્ સર્વ કોઇ કર્મ પરિત્યાગ કરશે. તે પ્રમાણે—

उत्सीदेयुरिमे लोका न कुर्यां कर्म चेदहम् ।
संकरस्य च कर्ता स्यामुपहन्यामिमाः प्रजाः ॥ „ ॥ २४ ॥

અર્થઃ—જો હું ઈશ્વર થઇને કર્મ ન કરૂં તો મારા અનુયાયી જે મનુષ્યાદિ લોક છે તે પણ કર્મ નહીં કરે. અને કર્મનો લોપ થવાથી સર્વ લોક નાશ પામશે, કેમકે કર્મનાશથી સર્વ ધર્મનો નાશ છે. અને ધર્મનો નાશ થવાથી હું વર્ણસંકરાદિનો કરતા થઇશ, કેમકે મને કર્મ છોડતો જોઇને તેઓ પણ છોડશે. તેથી શ્રેષ્ઠ પુરૂષના અનનુષ્ઠાનદોષથી પ્રજામાં જે પાપ ફેલાય છે તેનો ભાગી તે શ્રેષ્ઠ જ થાય છે એ વાત પણ સિદ્ધ થાય છે. અને "उपहन्यामिमाः प्रजाः-" આ સર્વ પ્રજાનો ધર્મલોપ દ્વારા નાશ કરનાર હું જ થઇશ.

માટે મારી પેઠે તું આત્મજ્ઞાની હોઉં તોપણ કર્મત્યાગથી થતા ધર્મનાશથી પ્રજાને બચાવી લેવાને માટે પણ અવશ્ય નિષ્કામ કર્મયોગ દ્વારા આત્મવિચાર વડે જ્ઞાન સંપાદન કરવું સર્વથી ઉત્તમ છે એ વાત સર્વ શાસ્ત્રનો સિદ્ધાન્ત જ છે.

વળી સકામ કર્મની નિકૃષ્ટતા વેદમાં પણ કહી છેઃ—

अविद्यायामन्तरे वर्तमानाः स्वयं धीराः पण्डितं मन्यमानाः ।
दन्द्रम्यमाणा परियन्ति मूढा अन्धेनैव नीयमाना यथान्धाः ॥

कठ० उ० अ० १–२–५ ॥

અર્થઃ—જે અવિદ્યામાં જ વર્તમાન અને અવિવેકી લોક છે, અને "અમે લૌકિક વ્યવહારની બુદ્ધિવાળા છીએ" એમ પોતાને માનનાર, અને પોતાને શાસ્ત્રીય જ્ઞાનવાળા માનનાર, અને અત્યન્ત કુટિલરૂપ અનેક ફલની ઇચ્છા કરનાર એવા સકામ કર્મ કરનાર લોક અન્ધ મનુષ્યે હાથ પકડીને દોરવાતા અન્ધ મનુષ્યની માફક નાના પ્રકારના અનર્થને પ્રાપ્ત થાય છે. જેવી રીતે એક અન્ધ બીજા અનેક અન્ધોને હાથ પકડીને લઇ જવાથી તેમને સારો રસ્તો કદાપિ મળતો નથી અને જઇને કાંટા આદિમાં પડે છે અને દુઃખી થાય છે, તેવી રીતે સકામ કર્મના ઉપદેષ્ટા લોક તથા સકામ કર્મ કરનાર એ બન્ને પ્રકારના લોક અજ્ઞાની હોવાથી અનર્થનેજ પ્રાપ્ત થાય છે એવો ભાવ છે. તેમજ મુંડકમાં કહ્યું છે કે—

इष्टापूर्तं मन्यमाना वरिष्ठं नान्यच्छ्रेयो वेदयन्ते प्रमूढाः ।
नाकस्य पृष्ठे सुकृतेऽनुभूत्वेमं लोकं हीनतरं वा विशन्ति ॥ मु.उ. १–२–१० ॥

અર્થઃ—ઇષ્ટ અર્થાત્ યાગાદિરૂપ વૈદિકકર્મ, તથા પૂર્ત એટલે કુવા, વાવ, આદિ કરાવવાં વગેરે સ્માર્તકર્મ, તેનેજ જે મોક્ષનું સાધન માને છે, અને સકામ કર્મથી ભિન્ન આત્મજ્ઞાનને માનતા નથી, તેવા મૂઢ લોક સ્વર્ગથી ઉપરના સ્થાનમાં જઇને પુણ્ય ફલનો અનુભવ કરીને પછી મનુષ્ય લોકમાં અથવા તેથી પણ નિકૃષ્ટ પશુ આદિ યોનિમાં જન્મ પ્રાપ્ત કરે છે,

અહીં સુધી નિષ્કામ કર્મયોગથી આત્મવિચાર દ્વારા મોક્ષ તથા સકામ કર્મથી સંસારમાં બન્ધન આદિનું નિરૂપણ કરીને હવે કોણે કયું કર્મ કરવું તેનું નિરૂપણ કરવામાં આવે છે.

મુખ્યત્વે કરીને ચાર વર્ણ અને ચાર આશ્રમનું સર્વ શાસ્ત્ર નિરૂપણ કરે છે. ભગવાનના આશયને અનુસાર તત્તત્ વર્ણ તથા આશ્રમને માટે જે જે કર્મનું વિધાન કરવામાં આવ્યું છે તેજ તેના કલ્યાણનું સાધન હોવાથી તેનુ જ અનુષ્ઠાન કરવુ જોઇએ.

श्रेयान्स्वधर्मो विगुणः परधर्मात्स्वनुष्ठितात् ।
स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः ॥ भ० गी० अ० ३–३५ ॥

અર્થઃ—સારી રીતે અનુષ્ઠાન કરાયલા અધિક ગુણવાળા પર ધર્મ કરતાં પણ ન્યૂન ગુણવાળો પોતાનો જ ધર્મ શ્રેષ્ઠ છે. પોતાના ધર્મનું પાલન કરતાં મરણ આવે તે પણ સારૂં છે. બીજાનો ધર્મ તો ભય દેનાર છે. માટે પોતપોતાના વર્ણ અને આશ્રમને માટે જે ધર્મનું વિધાન કરવામાં આવ્યું છે તેજ દરેક મનુષ્યને અનુષ્ઠાન કરવા યોગ્ય છે. જગતનો વ્યવહાર પણ તેજ રીતના આચરણથી ચાલી શકે છે.

अक्रिया त्रिविधा प्रोक्ता विद्वद्भिः कर्मकारिणाम् ।
अक्रिया च परोक्ता च तृतीया चायथाक्रिया ॥ कात्या० स्मृ० ख० ३–१ ॥

અર્થઃ—વિદ્વાન્ લોકોએ કર્મ કરનાર સંબંધી ત્રણ પ્રકારની અક્રિયા કહી છે—એક અક્રિયા, બીજી પરોક્ત ક્રિયા અર્થાત્ બીજા વર્ણ અને આશ્રમને માટે કહેલી, છતાં પોતે કરે

તે પણ અક્રિયા જ છે અર્થાત્ તે પણ કર્મ નહીં કર્યા બરોબર છે તેથી તેને પણ અક્રિયા કહી છે તે, અને ત્રીજી અયથાક્રિયા–અર્થાત્ શાસ્ત્રોક્ત વિધિ અનુસાર નહીં કરવી તેને અયથાક્રિયા કહે છે. તે પણ નહીં કરવા સમાન છે. તેથી અક્રિયા જ છે. આ ત્રણે પ્રકારનાં કર્મ અક્રિયા રૂપ હોવાથી દરેક મનુષ્યે વર્ણાશ્રમને યોગ્ય વિધાન કરેલાં કર્મનું જ અનુષ્ઠાન કરવું જોઇએ.

આજકાલ કેટલાક લોક નિષ્કામ કર્મયોગીઓની પંક્તિના જોવામાં આવે છે. તેઓ પોતાના મોજશોખને માટે જે કાંઇ કર્મ, નીતિ કે અનીતિ કરે છે તે સર્વને નિષ્કામ કર્મ જ કહે છે. પરન્તુ તે લોકોને વર્ણાશ્રમ ધર્મનો એક શબ્દ માત્ર પણ સાંભળવો અપલક્ષણ માલમ પડે છે. અને કેટલાએ લોક પોતાની ઉદરપૂર્તિને માટે કોઇ પણ ધંધો કરતો હોય તેને પણ નિષ્કામ કર્મયોગમાં દાખલ કરીને પોતાના ફલની ઇચ્છાના અભાવને પ્રકટ કરે છે. આ સર્વ આસુરી સંપત્તિવાળા લોકોને ફલની ઇચ્છા નહીં કરવા છતાં પણ નરક રૂપ ફલ અવશ્ય મળવાનું જ છે. ચોર નિષ્કામ થઇને ચોરી કરવાથી પણ તે ગુનાથી બચતો નથી તેવી રીતે લૂંટારાને નિષ્કામતાથી લૂંટ કરવાથી પણ દણ્ડ મળે જ છે. શાસ્ત્રની આજ્ઞાનુસાર વર્ણાશ્રમધર્મનું પાલન કરનાર જ નિષ્કામ કર્મયોગી હોઇ શકે છે, અન્ય કાંઇ પણ કર્મ કરે તો તે નિષ્કામ કર્મની અંદર નથી.

અને કેટલાક લોક ચણ્ડાલથી લઇ સર્વ મનુષ્યની સાથે એક રીતે વર્તાવ કરવો અને શ્વાન આદિ પશુને પણ સમાન જાણી કર્મ કરવું એ જ ગીતાનું તાત્પર્ય છે અને તેથી આત્મજ્ઞાન અને મોક્ષ મળે છે એમ કહે છે. અને આ નીચેના શ્લોકનું પ્રમાણ આપે છે.

विद्याविनयसंपन्ने ब्राह्मणे गवि हस्तिनि ।
शुनि चैव श्वपाके च पण्डिताः समदर्शिनः ॥ भ० गी० अ० ५–१८ ॥

અર્થઃ—વિદ્યા અને વિનયથી યુક્ત તત્ત્વવેત્તા સર્વોત્તમ સાત્ત્વિક બ્રાહ્મણમાં તથા સંસ્કાર શૂન્ય રાજસી મધ્યમ પ્રાણી ગાયમાં, તથા હસ્તી, શ્વાન અને ચણ્ડાલ એવા અત્યન્ત તામસ સર્વથી અધમ પ્રાણીમાં પણ સમાન રીતે પરબ્રહ્મ પરમાત્માને દેખવાનો જેનો સ્વભાવ છે છે તેવા સમદર્શી જ્ઞાની (પણ્ડિત) કહેવાય છે.

અહીં પ્રથમ એવો વિચાર થાય છે કે સમદર્શી કોને કહેવો. સર્વ વસ્તુમાં પર બ્રહ્મ પરમાત્માને જોવા અને ત્યાગી હોવા છતાં પણ જગતના વ્યવહારમાં જે પ્રમાણે ગાય તથા બ્રાહ્મણોનું પૂજન કરે છે, અને શ્વાન, ચણ્ડાલ, આદિને અસ્પર્શ્ય સમજી દૂર રાખે છે, તેવો જ વ્યવહાર કરવો તેને સમદર્શિત્વનુ સ્વરૂપ કેટલાક વિદ્વાન્ લોક તથા લૌકિક લોક પણ કહે છે. અને કેટલાક સંસ્કાર શૂન્ય લોક એમ પણ કહે છે કે સર્વમાં બ્રહ્મદૃષ્ટિ ત્યારે જ કહેવાય કે જે સર્વની સાથે સરખો વ્યવહાર કરે, એટલે ચણ્ડાલાદિની સાથે પણ બ્રાહ્મણાદિએ ભોજન કરવું અને વિવાહાદિ પણ જાત્યાદિનો વિચાર કર્યા વિના કરવુ જોઇએ એમ કહે છે. આ બંને શાસ્ત્રમર્યાદાને જાણતા હશે. તથાપિ તેઓ ધર્મતત્પર નથી એમ અવશ્ય કહેવું પડશે. શાસ્ત્રને જાણવા છતાં પણ તેઓ શાસ્ત્રમાં વિશ્વાસવાળા કે પ્રીતિ વાળા નથી. વર્ણાશ્રમ ધર્મની મર્યાદા કેવલ પોતાનો સ્વાર્થ પૂર્ણ કરવાને માટે જ છે એવી તે લોકની માન્યતા છે. પરન્તુ ધર્મની મર્યાદા સ્વાર્થ અને પરમાર્થ બંનેને સુધારવાને માટે બાંધવામાં આવી છે. તે કારણથી શાસ્ત્રમાં જે વાત પોતાના સ્વાર્થને અનુકૂલ

હોય તેનો સ્વીકાર કરવો અને કાંઈ પ્રતિકૂલ દેખે તો તેનો પરિત્યાગ કરવો - એ ધાર્મિક આચરણથી વિરુદ્ધ છે. અને તે લોક છુપી રીતિના ચાર્વાક લોક છે; તથા જીવદયાથી શૂન્ય છે.

**समासमाभ्यां विषमसमे पूजातः ॥ गौ० ध० सू० अ० १७ सू० १८ ॥**

અર્થ:—સમાનમાં વિષમ પૂજા અને વિષમમાં સમાન પૂજા કરનારનું અન્ન ખાવા યોગ્ય નથી.

જેમ કોઈ ચાર વેદ ભણેલો છે અને અત્યન્ત સદાચારી છે. તેનો જેવી રીતનાં વસ્ત્ર, અલંકાર, અન્ન, આદિથી સત્કાર કરવામાં આવે છે તેવી જ રીતે સમાન પંક્તિમાં બેઠેલા ન્યૂન વિદ્વાનની પણ જે પૂજા કરે છે અર્થાત્ અધિક વિદ્વાન્ અને ન્યૂન વિદ્વાન્ તથા સદાચારી, ત્યાગી, સંગ્રહી, આદિનો વિચાર કર્યા વિના ન્યૂન ગુણવાળાનો, તથા અધિક ગુણવાળાનો તુલ્ય સત્કાર કરે છે તે ગૃહસ્થનું અન્ન અપવિત્ર છે અને તે ખાવા યોગ્ય નથી. તેવી જ રીતે સમાન ગુણીનો કોઇ કારણથી જે વિષમ (અસમાન) સત્કાર કરે છે તે પણ અભોજ્યાન્ન છે અર્થાત્ તેનું પણ અન્ન ખાવા યોગ્ય નથી. કેમકે ધર્મમર્યાદાનું લંઘન કરવાથી તે પ્રાયશ્ચિત્તનો ભાગી થાય છે. તેથી જ્યાંસુધી તેવા અનુચિત વ્યવહારનું પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી તે અશુદ્ધ છે. તેથી તેનું અન્ન ખાવા યોગ્ય નથી. અને પૂજા કરનાર યોગ્યતાની ન્યૂનાધિકતા અથવા અયોગ્યતાનો વિચાર નહીં કરવાથી—

**अर्हानर्हापरिज्ञानाद्धनाद्धर्माच्च हीयते ॥ म० भा० शा० प० अ० २०-९ ॥**

અર્થ:—યોગ્યતા અને અયોગ્યતાને જાણ્યા વિના પૂજા કરનાર ધન અને ધર્મથી નષ્ટ થાય છે. આ સમાન દૃષ્ટિથી તુલ્ય વ્યવહાર કરનાર ગૃહસ્થાશ્રમીને તુલ્ય વ્યવહારથી પાપની પ્રાપ્તિ અને પ્રાયશ્ચિત્તની યોગ્યતા શાસ્ત્રમાં કહી છે. સમાન વર્તાવથી વ્યવહારમાં પણ બહુ પ્રકારની અડચણ આવવાનો સંભવ છે.

સમદર્શિત્વનું અને સમાન વર્તાવનું કથન તો તત્ત્વવેત્તા સંન્યાસીને માટે જ છે. તેમાં પણ જેને ગૃહસ્થાશ્રમીની સાથે કોઇ પણ સંબન્ધ ન હોય, સર્વથી દૂર રહેનાર અતિવર્ણાશ્રમી સંન્યાસી હોય, તેવાને માટે સમદર્શિત્વ અને સમવર્તનનું કથન છે. નહિંતો તે ધર્મમર્યાદાનું ઉલંઘન કરનાર સંન્યાસી પણ પાપનો જ ભાગી થાય છે. અને મર્યાદાનું લંઘન જ્ઞાની મનુષ્યમાં હોય નહિં. યદિ કરે તો તે અજ્ઞાનથી અથવા પાખણ્ડથી છે. ભક્તિપ્રકરણમાં અતિવર્ણાશ્રમીનાં લક્ષણ કહેવામાં આવશે, અને તે જ લક્ષણ તત્ત્વવેત્તાનાં પણ છે. અહીં જાતિ આદિના વિચાર વિના ખાન પાનાદિ વ્યવહાર કરનારને માટે કહ્યું છે.

શાસ્ત્રમર્યાદાનું પાલન જ જ્ઞાનની ઉત્કર્ષતાનું લક્ષણ છે, લંઘન નહીં. તેથી ફલની ઇચ્છા અને કર્તૃત્વનું અભિમાન છોડીને શાસ્ત્રમાં કહેલા વર્ણાશ્રમને અનુસાર યજ્ઞ, દાન, તપાદિ કરનાર જ નિષ્કામ કર્મયોગી થઇ શકે છે. બીજા પોતાને મનમાન્યું કાર્ય કરીને પોતાને નિષ્કામ કર્મયોગી માનનાર તથા વર્ણ વ્યવસ્થાની મર્યાદાનો પરિત્યાગ કરીને સર્વની સાથે ખાનાર પીનાર આસુરી સંપતિવાળા છે.

વિશેષ જીવબ્રહ્મના અભેદનો તથા આત્માના અકર્તાપણાનો અને અભોક્તાપણાનો નિશ્ચય કરીને આસક્તિનો પરિત્યાગ કરી નિષ્કામ કર્મ કરનાર કર્મયોગીના, અને સકામ-કર્મ

કેરનાર અજ્ઞાનીના ભેદનો નિશ્ચય કરવાને માટે ભગવાને ગીતામાં નીચે પ્રમાણે કર્મની સિદ્ધિનાં કારણો બતાવ્યાં છેઃ—

पञ्चैतानि महाबाहो कारणानि निबोध मे ।
सांख्ये कृतान्ते प्रोक्तानि सिद्धये सर्वकर्मणाम् ॥ भ० गी० अ० १८–१३॥

અર્થઃ—વેદાન્ત સિદ્ધાન્તમાં સંપૂર્ણ કર્મની સિદ્ધિ કરવાને માટે આ પાંચ કારણ કહેવામાં આવ્યાં છે. તે હે મહાબાહો! તું મારી પાસેથી જાણી લે. તે નીચે પ્રમાણે છે.

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक्चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ „ ॥ १४ ॥

અર્થઃ—શરીર, અન્તઃકરણ (કર્તા), શ્રોત્રાદિ રૂપ નાના પ્રકારનાં કરણ (પાંચ જ્ઞાનેન્દ્રિયો, પાંચ કર્મેન્દ્રિયો, મન અને બુદ્ધિ એ બાર. તેમાં મન અને બુદ્ધિ એ વૃત્તિવિશેષ હોવાથી તેમને કરણમાં ગણ્યાં છે, અને વૃત્તિવાળો અહંકાર કર્તા છે), પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન, તથા નાગ, કૂર્મ, કૃકલ, દેવદત્ત અને ધનઞ્જય એ દશ પ્રકારના વાયુની દશ પ્રકારની ક્રિયા (નાગ, કૂર્માદિનો પ્રાણાદિમાં અન્તર્ભાવ કરવાથી વાયુની ક્રિયા પાંચજ થાય છે), અને પાંચમું દૈવ—અનુગ્રાહક પૃથ્વી, અગ્નિ, આદિ દેવતાલોકનો સમૂહ( શરીર, વાણી, આદિની પૃથ્વી, અગ્નિ, આદિ અધિષ્ઠાત્રી દેવતા કહેવાય છે ).

शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पञ्चैते तस्य हेतवः ॥ „ ॥ १५ ॥

અર્થઃ—મનુષ્ય, શરીર વાણી અને મનથી યોગ્ય અયોગ્ય અથવા નીતિ કે અનીતિ જે કાંઇ કર્મ કરે છે તેનાં કારણ આ પાંચ છે.

तत्रैवं सति कर्तारमात्मानं केवलं तु यः ।
पश्यत्यकृतबुद्धित्वान्न स पश्यति दुर्मतिः ॥ „ ॥ १६ ॥

અર્થઃ—કર્મ વિષયમાં પૂર્વે કહેલાં આ સર્વ કારણો હોવા છતાં શાસ્ત્રસંસ્કારથી ઉત્પન્ન થતી વિવેકબુદ્ધિ ન હોવાથી જે દુર્બુદ્ધિ મનુષ્ય કેવલ આત્માને જ કર્તા સમજે છે તે મનુષ્ય આત્માના યથાર્થ અકર્તૃત્વ આદિ સ્વરૂપને જાણતો નથી. તે અવિવેકી હમેશાં અનિષ્ટ, અને કદાપિ ઇષ્ટ, અને કદાપિ મિશ્રિત કર્મના સુખ દુઃખાદિ રૂપ ફલને જ ભોગવે છે. શરીર આદિથી થતાં કર્મને આત્મામાં આરોપણ નહીં કરતાં આત્માને અકર્તા અને અભોક્તા જાણી વર્ણાશ્રમાદિ ધર્મનું વૈરાગ્ય પર્યન્ત શાસ્ત્રાનુસાર અનુષ્ઠાન કરીને પછી સર્વ કર્મના ત્યાગ દ્વારા શ્રવણ, મનન અને નિદિધ્યાસન વડે આત્મજ્ઞાનને સંપાદન કરવુ, અથવા પરમેશ્વરની શ્રવણ કીર્તનાદિ રૂપ ભક્તિ પરાયણ થવું, અથવા આત્મવિચાર સહિત મરણપર્યન્ત નિષ્કામ કર્મજ કરતા રહેવું—એજ ગીતાનો સિદ્ધાન્ત છે. તેથી અતિરિક્ત શ્વાન, શ્વપચ, આદિની સાથે પશુવત્ વ્યવહાર કરવાની ગીતા અથવા અન્ય કોઇ પણ શાસ્ત્ર આજ્ઞા દેતુ નથી.

અને સર્વ પ્રાણીમાં એક જ ચૈતન્ય રૂપ પરમાત્મા જ વ્યાપક થઇને રહ્યા છે, માટે કોઇ પણ પ્રાણીને દુઃખ દેવામાં આવે તો પરમાત્માને જ દુઃખ દીધુ છે એમ જાણી કોઇને પણ દુઃખ નહીં દેવું અને પોતાની બરાબર જ સર્વને સુખ દુઃખ લાગે છે એમ સમજી સર્વની

સાથે નીતિ તથા દયાથી વ્યવહાર કરવો તે જ ગૃહસ્થાશ્રમીને માટે સમદૃષ્ટિ છે એવું શાસ્ત્રનું તાત્પર્ય છે.

आत्मौपम्येन सर्वत्र समं पश्यति योऽर्जुन ।
सुखं वा यदि वा दुःखं स योगी परमो मतः ॥ भ० गी० अ० ६–३२ ॥

અર્થઃ—જે પોતાના દૃષ્ટાન્તથી સર્વ પ્રાણીમાં સુખ દુઃખને તુલ્ય દેખે છે તે યોગી સર્વથી શ્રેષ્ઠ છે એવો મારો મત છે. જેવું પોતાનું ઇષ્ટ સંપાદન કરે છે, તેવું બીજાનું પણ ઇષ્ટ સંપાદન કરે છે. અને જેવી રીતે પોતાનું અનિષ્ટ સંપાદન કરતા નથી, તેવી રીતે બીજાનું પણ અનિષ્ટ સંપાદન કરતા નથી. એવા રાગ દ્વેષ રહિત યોગી સર્વથી શ્રેષ્ઠ છે. જે વિષમ દૃષ્ટિ વાળા છે તે તત્ત્વજ્ઞાની હોઇ શકતા નથી, અને મોક્ષના પણ ભાગી થતા નથી.

શાસ્ત્રકારોએ વિશેષ કરીને અનેક પદાર્થોના સાત્ત્વિક, રાજસ અને તામસ એમ ત્રણ પ્રકારના ભેદ કર્યા છે. તેમાં ધર્મમાર્ગમાં ચાલનાર સદાચારી મનુષ્યોએ સાત્ત્વિકનું જ ગ્રહણ કરવાનું છે, અને રાજસ અને તામસનો પરિત્યાગ કરવાનો છે. તેમાં સર્વ પ્રકારનાં કર્મ કરવાને માટે પ્રથમ કર્તા (કરનાર), તેની બુદ્ધિ, જ્ઞાન, આદિ સાત્ત્વિક હોવાં મુખ્ય છે. તેથી સાત્ત્વિક જ્ઞાન તથા કર્તા આદિનું નિરૂપણ કરવામાં આવે છે.

પ્રથમ જ્ઞાનના ભેદ કહે છે.

सर्वभूतेषु येनैकं भावमव्ययमीक्षते ।
अविभक्तं विभक्तेषु तज्ज्ञानं विद्धि सात्त्विकम् ॥ ,, १८–२० ॥

અર્થઃ—જે જ્ઞાનથી આ દેખાતા (દૃશ્ય) ભિન્ન ભિન્ન સર્વ પદાર્થોમાં એક જ અવિનાશી ચૈતન્ય ઓતપ્રોત રૂપે રહેલું છે એવું જે જ્ઞાન છે તે **સાત્ત્વિક જ્ઞાન** છે, કેમકે તે જ્ઞાન સંસારને દૂર કરનારૂં છે.

पृथक्त्वेन तु यज्ज्ञानं नानाभावान्पृथग्विधान् ।
वेत्ति सर्वेषु भूतेषु तज्ज्ञानं विद्धि राजसम् ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—જે જ્ઞાનથી આ ભિન્ન ભિન્ન પદાર્થોમાં જૂદા જૂદા પ્રકારના આત્માને જુએ છે તે જ્ઞાન રાજસ છે એમ તું જાણ.

यत्तु कृत्स्नवदेकस्मिन्कार्ये सक्तमहैतुकम् ।
अतत्त्वार्थवदल्पं च तत्तामसमुदाहृतम् ॥ ,, ॥ २२ ॥

અર્થઃ—પંચ ભૂતોનાં કાર્ય અનેક છે, અને પંચ ભૂતના કાર્યમાં આત્મત્વ નથી. તથાપિ તેમાંના કોઇ એક પદાર્થમાં આત્મત્વ છે એમ કહેવું એ પ્રકારનું વિચારરહિત જે અયથાર્થ તથા એકદેશી (તુચ્છ) જ્ઞાન છે તે **તામસ જ્ઞાન** કહેવાય છે.

જેમ જ્ઞાન ત્રણ પ્રકારનાં છે, તેમ કર્તા પણ ત્રણ પ્રકારના છે.

मुक्तसंगोऽनहंवादी धृत्युत्साहसमन्वितः ।
सिद्ध्यसिद्ध्योर्निर्विकारः कर्ता सात्त्विक उच्यते ॥ भ०गी०अ० १८–२६ ॥

અર્થઃ—ફલની ઇચ્છા રહિત તથા કર્તૃત્વના અભિમાન રહિત (હું કર્તા છું એ પ્રમાણે નહીં કહેનાર), તથા નાના પ્રકારનાં વિઘ્ન આવવા છતાં પણ આરંભ કરેલા કાર્યનો

પરિત્યાગ નહીં કરવા રૂપ અન્તઃકરણની વૃત્તિવિશેષ ધૃતિ, જેનું બીજું નામ ધૈર્ય છે, એ પ્રકારની ધૃતિ તથા ઉત્સાહવાળો તથા આ કાર્ય હું અવશ્ય કરીશ એ પ્રકારના નિશ્ચય રૂપ બુદ્ધિ એટલે એવા ઉત્સાહવાળો, કરેલા કર્મનું ફળ સિદ્ધ થવા છતાં જેને હર્ષ થતો નથી, તેમ સિદ્ધ ન થવાથી જેને શોક થતો નથી અર્થાત્ જે નિર્વિકાર રહે છે એટલે કે હર્ષશોકથી થતા મુખના વિકાસ તથા શોકથી થતી મુખની મલિનતાથી રહિત છે એવો જે કર્તા છે તે સાત્ત્વિક કર્તા કહેવાય છે.

रागी कर्मफलप्रेप्सुर्लुब्धो हिंसात्मकोऽशुचिः ।
हर्षशोकान्वितः कर्ता राजसः परिकीर्तितः ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—જે રાગી છે, નાના પ્રકારની કામનાથી વ્યાકુલ ચિત્તવાળો છે, જેથી કર્મફલની ઇચ્છાવાળો છે, વળી પર દ્રવ્યનો અભિલાષી છે, અને ધર્મનિમિત્ત પોતાના દ્રવ્યનો ત્યાગ પણ કરી શકતો નથી, અને પોતાના અભિપ્રાયને પ્રકટ કરીને બીજાની વૃત્તિનું છેદન કરનાર છે, અશુચિ-શાસ્ત્રોક્ત શૌચથી રહિત છે, કર્મફલની સિદ્ધિમાં હર્ષ કરનાર અને અસિદ્ધિમાં શોક કરનાર છે એવો જે કર્તા છે તે રાજસ કર્તા કહેવાય છે.

अयुक्तः प्राकृतः स्तब्धः शठो नैष्कृतिकोऽलसः ।
विषादी दीर्घसूत्री च कर्ता तामस उच्यते ॥ ,, ॥ २८ ॥

અર્થઃ— વિષયાસક્ત ચિત્તવાળો હોવાથી પોતાના કર્તવ્ય કાર્યમાં સાવધાન નહીં રહેનાર તથા શાસ્ત્રસંસ્કાર રહિત બાલકની સમાન બુદ્ધિવાળો, તથા યોગ્યની આગળ પણ નમ્ર ન થનાર, તથા બીજાને વઞ્ચન કરવાને માટે પોતે જેવું જાણે છે તેનાથી વિપરીત કહેનાર, તથા પોતાનામાં ઉપકારિત્વનો ભ્રમ ઉત્પન્ન કરીને બીજાની વૃત્તિના છેદન દ્વારા સ્વાર્થમાં તત્પર, અને અવશ્ય કરવાના કાર્યમાં પણ પ્રવૃત્તિ નહીં કરનાર, તથા હમેશાં અસન્તુષ્ટ સ્વભાવવાળો હોવાથી શોક કરવાના સ્વભાવવાળો, અને હજારો પ્રકારની શંકા યુક્ત મન હોવાથી બહુ ધીમેથી કાર્ય કરનાર, આજ કરવાનું કાર્ય એક માસમાં પણ કરશે કે નહીં કરે તેની ખબર નથી એવો કર્તા તામસ કર્તા કહેવાય છે.

એ પ્રમાણે બુદ્ધિ અને ધૃતિના પણ સાત્ત્વિકાદિ ભેદથી ત્રણ પ્રકાર છે.

प्रवृत्तिं च निवृत्तिं च कार्याकार्ये भयाभये ।
बन्धं मोक्षं च या वेत्ति बुद्धिः सा पार्थ सात्त्विकी ॥ भ०गी०अ०१८-३०॥

અર્થઃ—પ્રવૃત્તિમાર્ગ તથા નિવૃત્તિમાર્ગ, તથા કરવા યોગ્ય અને નહીં કરવા યોગ્ય કાર્ય, તથા ભયનું સાધન અને અભયનું સાધન, તથા બન્ધનું કારણ અને મોક્ષનું સાધન એ સર્વને યથાર્થ રીતે જે બુદ્ધિ જાણે છે તે સાત્ત્વિક બુદ્ધિ કહેવાય છે.

यया धर्ममधर्मं च कार्यं चाकार्यमेव च ।
अयथावत्प्रजानाति बुद्धिः सा पार्थ राजसी ॥ ,, ॥ ३१ ॥

અર્થઃ—હે પાર્થ ! જે બુદ્ધિથી ધર્મ તથા અધર્મ તથા કાર્ય અને અકાર્યને યથાર્થ રીતે જાણતા નથી તે બુદ્ધિ રાજસી છે.

अधर्मं धर्ममिति या मन्यते तमसाऽऽवृता ।
सर्वार्थान्विपरीतांश्च बुद्धिः सा पार्थ तामसी ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—વિશેષદષ્ટિની વિરોધી અને અજ્ઞાનથી ઢંકાયલી જે બુદ્ધિ અધર્મને ધર્મ રૂપ સમજે છે, અને સર્વ વિપરીત કાર્યને જ સારાં માને છે, તે તામસી બુદ્ધિ કહેવાય છે.

કાર્ય સિદ્ધ કરવામાં પ્રથમ કર્તાની પ્રધાનતા હોવાથી કર્તા પ્રથમ સાત્ત્વિક હોવો જોઇએ. તે પછી તેની બુદ્ધિ અને જ્ઞાન પણ સાત્ત્વિક હોવાં જોઇએ. એ પ્રકારે સાત્ત્વિક જ્ઞાનથી યુક્ત સાત્ત્વિક બુદ્ધિવાળા સાત્ત્વિક કર્તા સાત્ત્વિક જ્ઞાનયોગ અથવા સાત્ત્વિક ભક્તિયોગ, તથા સાત્ત્વિક કર્મયોગ વડે આત્મજ્ઞાન દ્વારા મોક્ષ સંપાદન કરી શકે છે.

પોતપોતાના સિદ્ધાન્તને અનુસાર મોક્ષનાં સાધનોને સર્વ કોઈ જૂદાં જૂદાં પ્રતિપાદન કરે છે, તથાપિ શાસ્ત્રસિદ્ધાન્તને અનુસાર કર્મયોગ, ભક્તિયોગ તથા જ્ઞાનયોગ એ ત્રણ જ સાધન છે. તેમાંથી જેને જે સાધન કરવું અનુકુલ માલમ પડે તેનો તેણે સ્વીકાર કરવો જોઇએ, કેમકે સાધનનો કરનાર પોતે જેમ દરેક સાધનની કઠિનતા કે સરલતા જાણી શકે છે તેમ બીજો જાણી શકતો નથી.

તેમાં જેને અન્તઃકરણની શુદ્ધિ સુધી નિષ્કામ કર્મયોગ કરીને વૈરાગ્ય થયા બાદ બ્રહ્મવિચાર કરવામાં કર્મ વિક્ષેપ રૂપ માલમ પડતું હોય તેને સંન્યાસ જ શ્રેષ્ઠ છે. અને જેને કર્મનો વિક્ષેપ થતો ન હોય તેને માટે કર્મયોગ જ શ્રેષ્ઠ છે. સર્વ મનુષ્ય એક જ રીતે કરે એવો કોઇ નિયમ નથી. સામર્થ્યને અનુસાર જ સર્વ સાધન કરવાને માટે શાસ્ત્રની આજ્ઞા છે. કર્મત્યાગ દ્વારા સંન્યાસ લઇને જ બ્રહ્મવિચાર કરવો જોઇએ એ નિયમ નથી. સંન્યાસ વિના પણ બ્રહ્મવિચાર થઇ શકે છે. નિષ્કામ કર્મની સાથે બ્રહ્મવિચારના કથનથી સમુચ્ચય વાદની સિદ્ધિ થતી નથી, કેમકે આત્મજ્ઞાન થયા પછી તત્ત્વવેત્તા જે કર્મ કરે છે તે અજ્ઞાનનું કાર્ય નથી. આત્મજ્ઞાનને પ્રાપ્ત કરી સર્વ પ્રકારનાં કર્મોને છોડી સંન્યાસી થઇ જીવન્મુક્તિના સુખનો અનુભવ કરનાર કરતાં જ્ઞાન થયા પછી લોકસંગ્રહ આદિને માટે શાસ્ત્રોક્ત કર્મ કરનાર બહુ શ્રેષ્ઠ છે. કોઇ એકલા એ રોટી બનાવી ખાઇને ચુપ બેસી રહેનારને વિક્ષેપ બહુ ઓછો છે, અને સંપૂર્ણ કુટુંબોને માટે અન્ન બનાવી વૈશ્વદેવ, ભિક્ષા, તથા અતિથિ સત્કાર આદિ કરીને પછી ભોજન કરનારને વિક્ષેપ અવસ્ય થાય છે; તથાપિ તે બન્નેના દરજ્જામાં બહુ ભેદ છે. તેવી રીતે જીવનમુક્તિના સુખનો અનુભવ કરનાર ત્યાગી તત્ત્વવેત્તા અને નિષ્કામ કર્મયોગી તત્ત્વવેત્તાનો પણ છે.

માટે શાસ્ત્રના સિદ્ધાન્તને અનુસાર ધર્મની રક્ષા માટે નિષ્કામ કર્મયોગ જ શ્રેષ્ઠ છે. અન્તઃકરણની શુદ્ધિ સુધી ઇશ્વરાર્પણ બુદ્ધિથી કર્મ કરવું, અને તે પછી સંન્યાસ વિના શ્રવણાદિ સાધનથી આત્મજ્ઞાન પ્રાપ્ત કરવું, અને જ્ઞાન થયા પછી પણ લોકસંગ્રહાદિને માટે કર્મ કરતા હોવાથી તેને મોક્ષની પ્રાપ્તિ થાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

ઇતિ કર્મયોગપ્રકરણ ૪. અ. ૧. સમાપ્ત.



## અધ્યાય ૨.

### દૈવી તથા આસુરી સંપત્તિનું વિવેચન.

નિષ્કામ કર્માદિના અનુષ્ઠાન દ્વારા અન્તઃકરણ પવિત્ર થએલું હોઇ દૈવી સંપત્તિ વાળા મનુષ્ય ઈશ્વરભક્તિ, તથા આત્મજ્ઞાનનાં સાધન જે, શ્રવણ, મનન તથા નિદિધ્યાસન તે, કરવાને માટે પૂર્ણ રીતે યોગ્ય થાય છે. તે કારણથી આ અધ્યાયમાં દૈવી સંપત્તિ તથા આસુરી સંપત્તિનું વિવેચન કરીએ છીએ.

ભગવાને ગીતાના નવમા અધ્યાયમાં કહ્યું છે કેઃ—

**अवजानन्ति मां मूढा मानुषीं तनुमाश्रितम् ।**
**परं भावमजानन्तो मम भूतमहेश्वरम् ॥** भ. गी. अ. ९-११ ॥

અર્થઃ—અવિવેકી લોક, હું ભગવાન્ સંપૂર્ણ પ્રાણીઓનો મોટો ઈશ્વર છું એવા મારા યથાર્થ તત્ત્વને નહીં જાણીને મને મનુષ્ય શરીર ધારણ કરીને વ્યવહાર કરનાર સમજી મારી અવજ્ઞા કરે છે અર્થાત્ હું ઈશ્વર છુ એમ મારો આદર કરતા નથી.

**मोघाशा मोघकर्माणो मोघज्ञाना विचेतसः ।**
**राक्षसीमासुरीं चैव प्रकृतिं मोहिनीं श्रिताः ॥** ॥ १२ ॥

અર્થઃ—વિવેક જ્ઞાનથી રહિત રાક્ષસી તથા આસુરી અને મોહિની સ્વભાવનો આશ્રય કરેલા તે લોકોનાં નાના પ્રકારનાં કર્મફલોની ઇચ્છા, તથા અગ્નિહોત્રાદિ કર્મ, તથા કુતર્ક શાસ્ત્રથી ઉત્પન્ન થયેલુ જ્ઞાન, એ સર્વ વ્યર્થ છે.

**महात्मानस्तु मां पार्थ दैवीं प्रकृतिमाश्रिताः ।**
**भजन्त्यनन्यमनसो ज्ञात्वा भूतादिमव्ययम् ॥** ,, ॥ १३ ॥

અર્થઃ—પરન્તુ હે પાર્થ! જેના ચિત્તમાં ક્ષુદ્રતા નથી એવા અને દૈવી પ્રકૃતિનો આશ્રય કરેલા એવા મહાત્મા લોક, સંપૂર્ણ જગત્ના કારણ રૂપ તથા નાશથી રહિત એવા ઈશ્વરને જાણીને, અનન્ય ચિત્ત થઇને મને ભજે છે.

આ પ્રમાણે દૈવી તથા આસુરી તથા રાક્ષસી એ ત્રણ પ્રકારની પ્રાણીની પ્રકૃતિનું સૂચન કર્યું છે. તેમાં કેવલ દૈવી સંપત્તિવાળા લોક જ ઈશ્વરને ભજે છે એ પણ નવમા અધ્યાયના ૧૩મા શ્લોકથી નિશ્ચય કર્યો છે. તેમાં વેદથી અર્થાત્ પરમેશ્વરપ્રાપ્તિ રૂપ ભક્તિ તથા જ્ઞાનને પ્રતિપાદન કરનાર શાસ્ત્રથી બતાવેલા ઉપાયોનું અનુષ્ઠાન કરવામાં હેતુ રૂપ સાત્ત્વિકી શુભ વાસનાને **દૈવી પ્રકૃતિ** કહે છે. અને શાસ્ત્રાદિએ જે અયોગ્ય કર્મ કરવાનો નિષેધ કર્યો છે તેને નહીં માનીને સ્વભાવથી પ્રાપ્ત થયેલા રાગદ્વેષને અનુસારી થઇને સર્વ પ્રકારના અનર્થ કરવામાં કારણ રૂપ રાજસી અથવા તામસી અશુભ વાસના **આસુરી** અથવા **રાક્ષસી** પ્રકૃતિ કહેવાય છે. તેમાં વિષયભોગ પ્રધાન હોવાથી રાગ પ્રધાનવાળી વાસનાને **આસુરી વાસના** કહે છે. અને હિંસા પ્રધાન હોવાથી દ્વેષ પ્રધાન વાળી વાસનાને **રાક્ષસી વાસના** કહે છે. શાસ્ત્રમાં રાક્ષસી તથા આસુરી વાસનાને મેળવીને એક જ આસુરી વાસનાનું કથન કર્યું છે. તેને જ **આસુરી સંપત્** કહે છે. એટલે શાસ્ત્રાનુસાર વિહિત કર્મમાં પ્રવૃત્તિના કારણ રૂપ સાત્ત્વિકી શુભ વાસનાને **દૈવી સંપત્**, તથા શાસ્ત્રનું

ઉલ્લંઘન કરીને નિષિદ્ધ વિષયમાં પ્રવૃત્તિના કારણ રૂપ રાજસી તથા તામસી અશુભ વાસનાને આસુરી સંપત્ કહે છે. આ વાત—

द्वया ह प्राजापत्या देवाश्चासुराश्च । श. प. ब्रा. का. १४ प्र. ३. ब्रा. १ ॥

અર્થ:—દેવતા લોક અર્થાત્ દૈવી સંપત્તિવાળા તથા અસુર અર્થાત્ આસુરી સંપત્વાળા એ બન્ને પ્રજાપતિના પુત્ર છે એ આ શ્રુતિમાં પ્રસિદ્ધ છે. તેમાં આસુરી સંપત્ સર્વ પ્રકારે પરિત્યાગ કરવા યોગ્ય છે. અને દૈવી સંપત્ સંપૂર્ણ શુભ કર્મમાં કારણ રૂપ હોવાથી ગ્રહણ કરવા યોગ્ય છે. માટે એ બંનેનું અહીં, ભગવદ્ગીતાના ૧૬મા અધ્યાયમાં કહેલાને અનુસાર, વિવેચન કરીએ છીએ.

તેમાં પ્રથમ દૈવી સંપત્તિનું વિવેચન કરીએ છીએ.

अभयं सत्त्वसंशुद्धिर्ज्ञानयोगव्यवस्थितिः ।
दानं दमश्च यज्ञश्च स्वाध्यायस्तप आर्जवम् ॥ भ० गी० अ० १६–१ ॥

ઉપરના શ્લોકમાં કહેલા ગુણો પૈકી પ્રથમ અભયનું વિવેચન કરીએ છીએ.

### અભય.

અર્થ:—**અભય**-શાસ્ત્રમાં કહેલા પુણ્ય કર્મનું અનુષ્ઠાન કરવાને સન્દેહ વિના નિશ્ચ હોવી તેને **અભય** કહે છે, અને મોક્ષસાધનનું અનુષ્ઠાન કરવાને માટે પરિગ્રહાદિનો પરિત્યાગ કરીને " હું એકલો કેવી રીતે રહી શકું ? મારો નિર્વાહ કેવી રીતે ચાલશે " એ પ્રમાણેના વિચાર વિના નિર્ભયતાથી તેમાં પ્રવૃત્તિ થવી તેનું નામ **અભય** છે. જ્યાં સુધી મનુષ્ય નિર્ભય થતો નથી ત્યાં સુધી તેને કોઇ પણ કાર્ય કરવાની હિંમત હોતી નથી. માટે વિચારશીલ મનુષ્ય હમેશાં પોતાની જીવિકા આદિનો પ્રારબ્ધ અધીન નિશ્ચય કરીને નિર્ભયતાથી પોતાના કર્તવ્ય કાર્યમાં પ્રવૃત્ત થાય છે. દૃઢ નિશ્ચયથી કર્તવ્ય કાર્યને કરનાર બુદ્ધિમાનોનું યોગક્ષેમ ઈશ્વર પોતે જ ચલાવી લે છે એમ ભગવદ્ગીતા આદિ ગ્રન્થોમાં **अनन्याश्चिन्तयन्तो मां** તથા **मनाविणोऽपि ये केचिद्** ઇત્યાદિ શ્લોકથી કહ્યું છે. (આ બે શ્લોકની વ્યાખ્યા ધર્મપ્રકરણના ૮૦૬ મા પૃષ્ટમાં આવી ગઇ છે ત્યાં જોઇ લેવું). તથાપિ મનુષ્ય પોતાના અજ્ઞાનથી, "હું જ કરનાર છું, હું જ સમર્થ છું." એવું ખાલી અભિમાન રાખે છે. તેથી તેના કાર્યમાં વિઘ્ન પણ અનેક પ્રકારનાં આવે છે. માટે પોતાના પ્રારબ્ધને ભોગવનાર મનુષ્યે હમેશાં ઈશ્વરની ઉપર ભરોસો રાખીને પોતાના કર્તવ્ય કાર્યમાં તત્પર રહેવું જોઇએ. તેનું તાત્પર્ય, કોઇ પણ પુરૂષાર્થ કરવાની આવશ્યકતા નથી એમ નથી. પુરૂષાર્થ તથા પ્રારબ્ધનું મિશ્ર પ્રકરણમાં નિરૂપણ કરવામાં આવશે, ત્યાં તેનો નિર્ણય થશે. જેવી રીતે આપણા શરીરનો ભોગ પ્રારબ્ધને અધીન છે, તેવી રીતે આપણા કુટુંબ પરિવારનો પણ ભોગ પ્રારબ્ધને જ અધીન છે. તેમનું પાલન કરનાર પણ પરમેશ્વર પોતે જ છે. બાકી સર્વ એક નિમિત્ત માત્ર છે. માટે કુટુંબાદિની ચિન્તાથી પણ મનુષ્યને ભયભીત થવાનું કારણ નથી. કેમકે—

भोजनाच्छादने चैव मात्रा पित्रा च संग्रहम् ।
सुकृतेनातिगच्छन्ति लोके नास्त्यकृतं पुरा ॥ म. भा.शा.प.अ.२८८–१७ ॥

અર્થઃ—ખાવાના પદાર્થો તથા પહેરવાનાં વસ્ત્ર તથા માતાપિતાની સાથે સંબંધ–એ સર્વ પોતે કરેલા કર્મથી જ મનુષ્યને પ્રાપ્ત થાય છે. જેણે પૂર્વ જન્મ અથવા પૂર્વકાલમાં કર્યું નથી એવા કર્મનું ફલ કોઇને મળતુ નથી, કરેલા કર્મનુ જ ફળ મળે છે. તેથી–

स्वजने न हि ते चिन्ता कर्तव्या मोक्षबुद्धिनः ।
इमे मया विना भूता भविष्यन्ति कथं त्विति ॥ „ ॥ १९ ॥

અર્થઃ—આ મારૂં કુટુંબ મારા વિના કેવી રીતે રહી શકશે, અને મારા વિના તેની રક્ષા કેવી રીતે થશે ? એવી તારે મોક્ષબુદ્ધિવાળાએ ચિન્તા કરવી યોગ્ય નથી, કેમકે તે ચિન્તા હમેશાં ઈશ્વર ઉપરના વિશ્વાસને ઘટાડનારી છે.

स्वयं मृत्पिण्डभूतस्य परतन्त्रस्य सर्वदा ।
को हेतुः स्वजनं पोष्टुं रक्षितुं वाऽदृढात्मनः ॥ „ ॥ १९ ॥

અર્થઃ—મનુષ્ય જ્યારે ઉત્પન્ન થાય છે ત્યારે એક માટીના પિણ્ડ જેવો હોય છે, અને હમેશાં પરાધીન રહે છે. પાણી પણ કોઇ પાય તો પી શકે છે, અને કોઇપણ કાર્ય પોતે કરી શકતો નથી. એવી દુર્બલ વસ્તુનું કોણ કુટુંબી પોષણ કરવાને અથવા રક્ષા કરવાને સમર્થ હોઇ શકે છે ? અર્થાત્ કોઇ પણ રક્ષા કરવાને સમર્થ નથી. ઈશ્વર જ તેની રક્ષા કરે છે.

अन्यथा विदधात्येष मानवो बुद्धिवैभवात् ।
भगवत्या भवित्र्यासौ विदध्याद्विधिरन्यथा ॥ स्का.पु. ख. ४ अ.१९–८२ ॥

અર્થઃ—મનુષ્ય પોતાના બુદ્ધિબલથી કંઇક વિધાન કરે છે, જ્યારે ભાવિ રૂપ જે ભગવતી છે તે કંઇ જૂદું જ કરે છે. માટે મનુષ્યના ભોગમાં ભાવિ પ્રબલ છે એવો નિશ્ચય થાય છે. તે કારણથી ભાવિનો વિચાર કરીને હમેશાં પુરૂષાર્થ કરવો જોઈએ. ધર્માત્મા ઈશ્વરભક્તોને બલવાન્ શત્રુનો પણ ભય રાખવો આવશ્યક નથી, કેમકે તેમના કલ્યાણ માર્ગમાં વિઘ્ન કરનાર દેવતા લોક અથવા દૈત્યલોક પણ સમર્થ થતા નથી. તેમાં પ્રહ્લાદનુ જ દૃષ્ટાંત છે.

પ્રહ્લાદના પિતા હિરણ્યકશિપુને પ્રહ્લાદ, અનુહ્લાદ, સંહ્લાદ અને આહ્લાદ એવા ચાર પુત્ર હતા. તેમાં પ્રહ્લાદ પરમેશ્વરનો પરમ ભક્ત હતો, સદ્ગુણોથી પરિપૂર્ણ હતો. પરન્તુ પ્રહ્લાદનો પિતા ભગવાનનો દ્વેષી હતો. તેને કોઇને ઈશ્વરનું નામ સરખું પણ લેતાં સાંભળે તો તરત ક્રોધ ચઢતો હતો તથા તેને મારવાની ચેષ્ટા કરતો હતો. પ્રહ્લાદને હમેશાં ઈશ્વર-ચિન્તનમાં તત્પર રહેતો જોઇ હિરણ્યકશિપુએ પ્રહ્લાદના ઉપર દ્વેષ કરવો શરૂ કર્યો, અને તેને મારવાનો નિશ્ચય કર્યો.

एकदाऽसुरराट् पुत्रमङ्कमारोप्य पाण्डव ।
पप्रच्छ कथ्यतां वत्स मन्यते साधु यद्भवान् ॥ भा. पु. स्क. ७ अ.५–४ ॥

અર્થ—નારદજી કહે છે–હે પાણ્ડવ (યુધિષ્ઠિર) ! એક દિવસ અસુરોનો રાજા હિરણ્યકશિપુ પોતાના પુત્ર પ્રહ્લાદને ખોળામાં લઇને તેને પૂછવા લાગ્યો–હે પુત્ર ! તું જેને સારૂં માનતો હોય તે મને કહે. ત્યારે પ્રહ્લાદ સમાધાન આપે છે.—

तत्साधु मन्येऽसुरवर्य देहिनां सदा समुद्विग्नधियामसद्ग्रहात् ।
हित्वात्मपातं गृहमन्धकूपं वनं गतो यद्धरिमाश्रयेत „ ॥ ५ ॥

અર્થઃ—હે અસુરોમાં શ્રેષ્ઠ! "હું છું," અથવા "મારૂં છે" એ પ્રકારના મિથ્યા આગ્રહથી મનુષ્યોની બુદ્ધિ અત્યંન્ત ઉદ્વિગ્ન રહે છે અર્થાત્ કદાપિ સ્થિર રહેતી નથી. માટે મનુષ્યે પોતાની પડતિના કારણ રૂપ જલ વિનાના કુવા તુલ્ય આ ઘરનો પરિત્યાગ કરીને વનમાં જઇ પરમાત્માનું ભજન કરવું તેને હું સર્વથી શ્રેષ્ઠ માનું છું.

પુત્રનું આ પ્રકારનું વચન સાંભળીને હિરણ્યકશિપુ હસતો હસતો પ્રહલાદને ભણાવનાર શુક્રાચાર્યના પુત્રોને કહેવા લાગ્યો કે તમે ઘરમાં આ બાળકની બરાબર સંભાળ રાખો. શત્રુના પક્ષના લોક બાળકને ખરાબ ઉપદેશ આપીને બુદ્ધિમાં ભેદ કરાવશે, એમ કહીને પ્રહલાદને મોકલી દીધો. ઘરમાં બોલાવેલા દૈત્યોના પુરોહિત પ્રહ્લાદને પૂછે છે–હે પુત્ર! તું સાચું બોલ. તને આ વિપરીત બુદ્ધિ કેવી રીતે પ્રાપ્ત થઇ છે? શું તને કોઇએ શિખવ્યો છે? અથવા તને સ્વયં આ બુદ્ધિ ઉત્પન્ન થઇ છે? ત્યારે પ્રહ્લાદ જવાબ આપે છેઃ--

स्वः परश्चेत्यसद्ग्राहः पुंसां यन्मायया कृतः ।
विमोहितधियां दृष्टस्तस्मै भगवते नमः ॥ ,, ॥ ११ ॥

અર્થઃ જે પરમાત્માની માયાથી મોહિત થયેલી બુદ્ધિવાળા મનુષ્યમાં "હું" અને "બીજો" એ પ્રકારનું મિથ્યા અભિમાન ભાસે છે, તે ભગવાનને મારા નમસ્કાર છે. અર્થાત્ ભગવાનની માયાથી મોહિત થયેલા મનુષ્યને જ "હું" અને "બીજો" એવું મિથ્યા અભિમાન થાય છે. માટે તે માયાવાળા પરમેશ્વરને મારા નમસ્કાર છે.

यथा भ्राम्यत्ययो ब्रह्मन् स्वयमाकर्षसन्निधौ ।
तथा मे भिद्यते चेतश्चक्रपाणेर्यदृच्छया ॥ ,, ॥ १४ ॥

અર્થઃ હે બ્રહ્મન્! જેવી રીતે અયસ્કાન્તની આગળ લોઢું અન્ય કોઈ કારણ વિના સ્વયં ચેષ્ટા કરવા લાગે છે, તેવી રીતે મારૂં મન પણ બીજા કોઇ કારણ વિના પરમાત્માની તરફ જાય છે. અર્થાત્ ઇશ્વરની ઇચ્છા જ તેમાં કારણ છે. આ કોઈ પુણ્યનું ફળ છે તે હું જાણતો નથી.

આ પ્રમાણે સાંભળી પ્રહ્લાદને ભણાવનાર રાજપુરોહિતે પ્રહ્લાદને નાના પ્રકારે ડરાવ્યો અને—

दैतेयचन्दनवने जातोऽयं कण्टकद्रुमः ।
यन्मूलोन्मूलपरशोर्विष्णोर्नालायितोऽर्भकः ॥ ,, ॥ १७ ॥

અર્થઃ—જે કારણથી દૈત્ય રૂપ વનનું મૂલ કાપનાર વિષ્ણુ રૂપ કોવાડાનો આ બાળક હાથો થયો છે, તે કારણથી દૈત્ય રૂપ ચન્દનવનમાં આ એક કાંટાનું વૃક્ષ ઉત્પન્ન થયું છે. આ પ્રમાણે કહીને નાના પ્રકારનાં શિક્ષણ આપવા લાગ્યા.

કેટલાક દિવસ પછી તેને ફરીથી પિતાની પાસે લઇ ગયા. હિરણ્યકશિપુ ફરી પણ પુત્રને આલિંગન કરીને પૂછવા લાગ્યો–હે પુત્ર! તું હાલ સુધી જે ભણ્યો છે તેમાં જે કાંઇ સારી વાત હોય તે તું મને સંભળાવ. ત્યારે પ્રહલાદ, આ અધમ બ્રાહ્મણોએ જે શિક્ષણ આપ્યું છે તેમાં કાંઈ પણ સાંભળવાનું નથી એમ જાણી પહેલાં નારદજીએ સંભળાવેલી વાત કહે છેઃ—

श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।
अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥ भा०पु० स्क०७, अ०५–२३॥

इति पुंसार्पिता विष्णौ भक्तिश्चेन्नवलक्षणा ।
क्रियते भगवत्यद्धा तन्मन्येऽधीतमुत्तमम् ॥ ,, ॥ २४ ॥

અર્થ — વિષ્ણુ ભગવાનનુ શ્રવણ, કીર્તન સ્મરણ પાદસેવન, પૂજન, નમસ્કાર દાસ્ય અર્થાત્ દાસબુદ્ધિથી સર્વ કર્મો ઈશ્વરાર્પણ કરવા તે તથા સખ્ય અર્થાત્ સુહૃદ્બુદ્ધિથી ઈશ્વરમા વિશ્વાસ વિગેરે, તથા આત્મનિવેદન અર્થાત્ દેહધનાદિ સર્વ ભગવાનના જ છે એવી ભાવનાથી સર્વ પ્રકારની ચિન્તાનો પરિત્યાગ,

આ નવ પ્રકારની ભક્તિ, ફલની ઇચ્છાનો પરિત્યાગ કરીને ઈશ્વરને સમર્પણ કરીને કોઈ કરે તો તેને હુ શ્રેષ્ઠ માનુ છુ જો આ પ્રકારની ભક્તિ તે (ગુરૂ) લોકોએ મને શિખવી હોત તો તે સારી રીતે ભણીને સમઝીને હુ તમને સભળાવત તે તો હુ તેમની પાસેથી શિખ્યો નથી માટે હું શુ સભળાવુ ? એવુ પ્રહ્લાદનુ કહેવાનુ તાત્પર્ય છે

આ પ્રકારના વચન સાભળીને હિરણ્યકશિપુ ગુરૂપુત્રો ઉપર બહુ કુપિત થયો ત્યારે ગુરૂપુત્ર કહે છે —

न मत्प्रणीत न परप्रणीत सुतो वदत्येष तवेन्द्रशत्रो ।
नैसर्गिकीय मतिरस्य राजन् नियच्छ मन्यु कददाः स्म मा नः॥ ,, ॥२८॥

અર્થ —હે રાજન્! તમારો પુત્ર જે કહે છે તે ન તો તેને મે શિખવ્યુ છે, ન તો બીજા કોઇએ તેની આવી બુદ્ધિ સ્વભાવ સિદ્ધ છે માટે આપ ક્રોધને રોકો અને અમારા ઉપર દોષનો આરોપ ન કરો (मा कद्दरा)

આ પ્રકારના ગુરૂપુત્રોના વચન સાભળી હિરણ્યકશિપુ પ્રહ્લાદને પૂછે છે કે જો તને તારા ગુરૂએ આ શિખવ્યુ નથી તો તને આ બુદ્ધિ ક્યાથી આવી ? જો તુ કહેતો હોય કે આ બુદ્ધિ ભણ્યા વિના સર્વને સ્વભાવથી જ હોય છે, તો બીજા બાળકોને અથવા મને કેમ થતી નથી ? ત્યારે પ્રહ્લાદ કહે છે —

मतिर्न कृष्णे परतः स्वतो वा मिथोपपद्येत गृहव्रतानाम् ।
अदान्तगोभिर्विशता तमिस्र पुनः पुनश्चर्वितचर्वणानाम् ॥

भा स्क. ७ अ ५–३० ॥

અર્થ —આ શ્લો નો અર્થ પહેલા લખવામા આવ્યો છે

અને બાહ્ય વિષયોમા જ આસક્તિવાળા હોવાથી જેનુ અન્ત કરણ અપવિત્ર છે એવા લોક પરમાત્માને જાણતા નથી અન્ધ માણસે હાથ પકડીને કુમાર્ગમા લઇ જવાયેલા અન્ધ લોક જેવી રીતે ખાડા તથા કાદવ આદિમા પડીને દુખી થાય છે, તેવી રીતે જ્ઞાન દૃષ્ટિ રહિત ગુરૂના શિષ્ય પણ દુખી થાય છે, અને ભગવાનને જાણી શકતા નથી

આ પ્રકારના પુત્રના વચન સાભળીને ક્રોધથી પુત્રને ખોળામાથી નીચે નાખ્યો અને પોતાના ભટ લોકોને પ્રહ્લાદને મારવાની આજ્ઞા કરી અને કહેવા લાગ્યો —

परोऽपत्यं हितकृद्यथौषधं स्वदेहजोऽप्यामयवत्सुतोऽहितः ।
छिन्द्यात्तदङ्ग यदुतात्मनोऽहित शेष सुखं जीवति यद्विवर्जनात् ॥ ,, ॥ ३७ ॥

અર્થ —આ શ્લો નો અર્થ આગળ લખવામા આવ્યો છે

માટે સર્વ પ્રકારે આને મારવો જોઇએ. હિરણ્યકશિપુની આજ્ઞા સાંભળીને:—

नदन्तो भैरवान्नादाञ्छिन्धि भिन्धीति वादिनः ।
आसीनं चाहनञ्छूलैः प्रह्लादं सर्वमर्मसु ॥ „ ॥ ४० ॥

અર્થ:—ભયંકર શબ્દ કરનાર તથા "છેદન કરો, ભેદન કરો" એવું બોલનાર ભટ લોકે નીચે બેઠેલા પ્રહ્લાદને સર્વ મર્મસ્થાનમાં શૂલથી માર માર્યો. અને—

परे ब्रह्मण्यनिर्देश्य भगवत्यखिलात्मनि ।
पुत्रात्मन्यफला आसन्नपुण्यस्येव सत्क्रियाः ॥ „ ॥ ४१ ॥

અર્થ:—નિર્વિકાર તથા ઇન્દ્રિયોના અવિષય અને સર્વ પદાર્થોના આત્મા રૂપ તથા પરબ્રહ્મ સ્વરૂપ ભગવાન્‌માં ચિત્ત લગાવેલા પ્રહ્લાદને મારવાને માટે તે અસુર લોકોએ જે જે પ્રકાર કર્યા તે સર્વ, જેવી રીતે પુણ્યહીન મનુષ્યોનો લૌકિક પુરૂષાર્થ વ્યર્થ જાય છે, તેવી રીતે વ્યર્થ ગયા. આ પ્રમાણે પ્રહ્લાદને મારવાને માટે કરેલા સર્વ ઉપાય વ્યર્થ ગયા, ત્યારે હિરણ્યકશિપુને શંકા થઇ, અને તેને મારવાને માટે વિશેષ ઉપાય જોવા લાગ્યો.

दिग्गजैर्दन्दशूकैश्च अभिचारावपातनैः ।
मायाभिः संनिरोधैश्च गरदानैरभोजनैः ॥
हिमवाय्वग्निसलिलैः पर्वताक्रमणैरपि ॥ „ ॥ ४२ ॥

અર્થ:—મોટા મોટા હાથીથી તથા નાના પ્રકારના અભિચાર પ્રયોગથી તથા પર્વતો ઉપરથી નીચે ફેંકવાથી તથા અસુરોની માયા વડે અકસ્માત્ ઉત્પન્ન કરેલા સિંહાદિ જાનવરોથી તથા મોટી ગુફા વિગેરેમા પૂરી રાખવાથી તથા ઝેર દેવાથી તેમ ખાવાપીવાનું નહીં આપવાથી તથા હિમમાં નાંખવાથી તથા અગ્નિ કે જલમાં નાંખવાથી પણ પ્રહ્લાદને મારી શકયા નહિં, ત્યારે હિરણ્યકશિપુને ભારે ચિન્તા ઉત્પન્ન થઇ. ત્યારે ગુરૂના પુત્ર શણ્ડ અને અમર્ક હિરણ્યકશિપુને એકાન્તમાં કહેવા લાગ્યા કે આપે ત્રણે લોકોને જીતી લીધા હોઇ સમર્થ છો. આપને આ બાલકના ગુણદોષ સંબંધી કોઇ ચિન્તા કરવાની નથી. એને પાશથી બાંધીને અહીં રાખીશું જેથી ડરીને તે કંઇ નાશી જાય નહિં. તે જરા મોટી ઉમરનો થશે ત્યારે તેની બુદ્ધિ બદલાઇ જશે. આ પ્રકારનાં ગુરૂપુત્રનાં વચનો સાંભળીને તે વાતને માન્ય કરી, અને પ્રહ્લાદને ધર્મ, અર્થ અને કામ સંબંધી શિક્ષણ આપવાને માટે કહ્યું. અને તે પ્રમાણે ફરીથી પ્રહ્લાદને શિક્ષણ આપવા લાગ્યા. એક સમય ગુરૂલોક પોતાના ઘરના કામને નિમિત્તે કંઇક આગળ પાછળ આવ્યા. ત્યારે પ્રહ્લાદ પોતાની સાથે ભણનાર બીજા બાળકોને બોલાવી કહેવા લાગ્યો:—

कौमार आचरेत्प्राज्ञो धर्मान्भागवतानिह ॥
दुर्लभं मानुषं जन्म तदप्यध्रुवमर्थदम् ॥ भा० स्क० ७ अ० ६-१.॥

અર્થ:—બુદ્ધિમાન્ મનુષ્યે ભગવાન્‌ની પ્રાપ્તિને યોગ્ય ધર્મનું બાલ્યાવસ્થામાં જ આચરણ કરવું જોઇએ. મનુષ્યજન્મ બહુજ દુર્લભ છે, છતાં નાશવાન્ છે. બહુ મુશ્કેલીથી મળે છે. અને નાશવાન્ હોવા છતાં પણ ભગવાનની પ્રાપ્તિ રૂપ પ્રયોજનને સિદ્ધ કરનાર છે. તેથી આ શરીરને વ્યર્થ નહીં જવા દેવું જોઇએ.

सुखमैन्द्रियकं दैत्या देहयोगेन देहिनाम् ।
सर्वत्र लभ्यते दैवाद्यथा दुःखमयत्नतः ॥ ,, ॥ ३ ॥

અર્થઃ—હે દૈત્યો ! મનુષ્યે કોઇ પ્રયત્ન કર્યા વિના દુઃખ મળે છે. તેની રીતે વિષયસુખ પણ દેહધારીઓને સર્વ યોનિમાં દેહનો સંબંધ થવાથી પોતાના પ્રારબ્ધથી મળે છે. અર્થાત્ જે પશુ, પક્ષી, આદિ તથા દેવતા તથા અસુરાદિક શરીરને કર્માનુસાર આ જીવ ધારણ કરે છે, તે સર્વ પશુ આદિ કે દેવાદિ શરીરમાં પણ પોતાના કર્મને અનુસાર સુખદુઃખનો ભોગ પણ તેને મળે છે. માટે તમે લોક એવો પ્રયત્ન ન કરો કે જેથી કેવલ આયુનો ક્ષય જ થાય.

ततो विदूरात्परिहृत्य दैत्या दैत्येषु सङ्गं विषयात्मकेषु ।
उपेत नारायणमादिदेवं विमुक्तसङ्गैरिषितोऽपवर्गः ॥ ,, ॥ १८ ॥

અર્થઃ—માટે હે દૈત્યો ! વિષય રૂપ અર્થાત્ વિષયોમાં આસક્તિ રૂપ દૈત્યોના સંગનો પરિત્યાગ કરીને સર્વ દેવોના પણ કારણ રૂપ આદિ દેવ નારાયણના શરણમાં જાઓ, કેમકે જેણે સર્વ પ્રકારના સંગોનો પરિત્યાગ કર્યો છે એવા સંન્યાસી લોકે પણ મોક્ષની ઇચ્છા કરી છે. અર્થાત્ જેણે વિષયોનો પરિત્યાગ કર્યો નથી, તેને મોક્ષની ઇચ્છા પણ થતી નથી. તો પછી તેની પ્રાપ્તિ થવાની તો વાત જ શી? માટે તમે અસુરભાવનો પરિત્યાગ કરીને સર્વ પ્રાણી ઉપર દયા કરો અને સર્વ તરફ સુહૃદ્ભાવ રાખો. અને તે પ્રમાણે કરવાથી ભગવાન્ પ્રસન્ન થાય છે. આ પ્રમાણે પ્રહ્લાદે દૈત્યોના પુત્રોને સંસારના વિનાશિત્વ તથા અનિત્યત્વને સૂચન કરનાર તથા પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન કરાવનાર અનેક પ્રકારનો ઉપદેશ આપ્યો.

તે ઉપદેશને સાંભળી નિર્દોષ બાલકોએ તેને ગ્રહણ કર્યો, અને ગુરૂલોકોએ કરેલો ઉપદેશ ગ્રહણ ન કર્યો. બાળકો ચિત્તને એકાગ્ર કરીને બેઠા હતા, તે જોઇને આચાર્યના પુત્ર ભયથી જઇને સર્વ ખબર હિરણ્યકશિપુને આપી. તે સાંભળી તેણે પ્રહ્લાદને લાવીને મારવાનો નિશ્ચય કર્યો. તેને પોતાની પાસે બોલાવી મંગાવી ઘણા ક્રોધથી કઠોર સ્વભાવવાળો હિરણ્યકશિપુ પ્રહ્લાદને પૂછે છેઃ—

क्रुद्धस्य यस्य कम्पन्ते त्रयो लोकाः सहेश्वराः ।
तस्यमेऽभीतवन्मूढ शासनं किंबलोऽत्यगाः ॥ भ० गी० अ० ८—७ ॥

અર્થઃ—હે મૂઢ ! ક્રુદ્ધ થયેલા મારા ભયથી તે તે લોકપાલ સહિત ત્રણે લોક કંપે છે એવો જે હું તેની આજ્ઞાનું નિર્ભય મનુષ્યની માફક તેં ઉલંઘન કર્યું. એવી મારી આજ્ઞાનું ઉલંઘન કરી શકે એવું તારામાં શું બલ છે ? ત્યારે પ્રહ્લાદ કહે છે :—

न केवलं मे भवतश्च राजन्स वै बलं बलिनां चापरेषाम् ।
परेऽवरेऽमी स्थिरजङ्गमा ये ब्रह्मादयो येन वशं प्रणीताः ॥ ,, ॥ ८ ॥

અર્થઃ—હે રાજન્ ! તમે મને "તારૂં બલ શું છે" એવું જે પૂછયું છે તે બળ કેવલ મારૂં જ બલ નહીં, પરન્તુ તમારૂં તથા બીજા જે બલી લોક છે તેમનું પણ જે બલ છે તે સર્વ બલ, જે પરમાત્મા રૂપ બલે, બ્રહ્મા આદિ સર્વ નાના તથા મોટા સ્થાવર તથા જંગમ પ્રાણીને વશ કર્યાં છે. તે જ પરમાત્માનું બળ છે, માટે તમે આ અસુર સ્વભાવને પરિત્યાગ

કરી સર્વ પ્રાણીમા સમદૃષ્ટિ કરો તમે આ નેત્રાદિ ઇન્દ્રિય રૂપ શત્રુને જય નહી કરતા દશે દિશાનો જય કર્યો એવુ તમે માનો છો તે તો કેવલ તમારૂ અભિમાનજ છે એવુ પ્રહ્લાદનુ વચન સાભળીને હિરણ્યકશિપુ કહે છે—

व्यक्तं त्वं मर्तुकामोऽसि योऽतिमात्रं विकत्थसे ।

मुमूर्षूणा हि मन्दात्मन्ननु स्युर्विक्लवा गिर ॥ „ ॥ १२ ॥

અર્થ—જે તુ બહુ બોલે છે અર્થાત્ મારી નિન્દા પૂર્વક તુ તારી પોતાની શત્રુજીત તરીકે પ્રશસા કરે છે, તેથી નિશ્ચય થાય છે કે તુ જરૂર મરવાની ઇચ્છાવાળો છે, કેમકે જેનુ મૃત્યુ નજીક છે તેની વાણી યોગ્યતાને અનુસાર હોતી નથી

यस्त्वया मन्दभाग्योक्तो मदन्यो जगदीश्वरः ।

क्वासौ यदि स सर्वत्र कस्मात्स्तंभे न दृश्यते ॥ „ ॥ १३ ॥

અર્થ—તુ મદભાગ્યે જે મારાથી ભિન્ન કોઇ જગતના ઇશ્વરને કહ્યા તે કઇ જગામા છે? યદિ કહો તે ઇશ્વર સર્વત્ર છે તો આ સ્તભમા કેમ દેખાતા નથી? આ પ્રમાણે કહીને મહાન્ ક્રોધ કરીને પુત્રને મારવાને માટે તલવાર ઉપાડી આસન ઉપરથી કૂદી પડયો, અને "હમણાં હુ તારા શિરને શરીરથી જૂદુ કરૂ છુ, તારા ભગવાન્ તારી રક્ષા કરશે" એમ કહીને જઇને પ્રથમ સ્તભને તાડન કર્યું ત્યારે—

सत्यं विधातुं निजभृत्यभाषितं व्याप्तिं च भूतेष्वखिलेषु चात्मनः ।

अदृश्यतात्यद्भुतरूपमुद्वहन्स्तंभे सभाया न मृगं न मानुषम् ॥ „ ॥ १८ ॥

અર્થ—પોતાના સેવક પ્રહ્લાદનુ વચન સત્ય કરવાને માટે તથા પોતે સપૂર્ણ પદાર્થોમા વ્યાપ્ત છે એવો નિશ્ચય કરાવવાને માટે પણ સભાની વચમા સ્તભમાથી મનુષ્ય નહી તેમ પશુ પણ નહી એવુ અદ્ભુત રૂપ ધારણ કરેલા ભગવાન્ દેખાયા પ્રહ્લાદે સર્વ વસ્તુમા પરમેશ્વર છે એમ કહ્યુ હતુ તે વચન સત્ય કરવાને માટે સ્તભમાથી પ્રકટ થયા

આ પ્રમાણે નૃસિંહ રૂપ ધારણ કરીને હિરણ્યકશિપુને મારી પ્રહ્લાદની રક્ષા કરી માટે પ્રેમી દૈવી સપત્તિવાળા સાચા ભક્તોને કોઇ પણ પ્રકારના ભયનુ કારણ નથી તેને યોગ ક્ષેમની ચિન્તા કરવાની આવશ્યકતા નથી, તેમ પ્રબલ શત્રુ પણ તેને ઉપદ્રવ કરી શકતા નથી માટે દૈવી સપત્તિ પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યે નિર્ભય થવાની આવશ્યકતા છે અને જે મનુષ્ય મરવાથી ડરતો હોય તો તે પણ વ્યર્થ જ છે, કારણકે જન્મ લીધેલા પ્રાણીને મર્યા વિના છૂટકો નથી

जातस्य हि ध्रुवं मृत्युर्ध्रुवं जन्म मृतस्य च ।

तस्मादपरिहार्येऽर्थे न त्वं शोचितुमर्हसि ॥ भ० गी० अ० २–२७ ॥

અર્થ—ઉત્પન્ન થએલા મનુષ્યનુ મરણ તો નિશ્ચય છે અને મરેલાનો જન્મ થવો પણ નિશ્ચય છે માટે હે અર્જુન! જો ઉપાય બની શકે તેમ નથી તેના અર્થમા તારે શોક કરવો યોગ્ય નથી. આ પ્રમાણે ભગવાને ગીતામા પણ પ્રાણીનુ જન્મમરણ અવશ્ય થવાનુ કહ્યુ છે મનુષ્ય તો શુ, પરન્તુ સમર્થ દેવતાઓ પણ મૃત્યુને અધીન છે

बहूनीन्द्रसहस्राणि दैत्येन्द्रनियुतानि च ।

विनष्टानीह कालेन मनुष्येष्व का कथा ॥ वि० स्मृ० अ० २०–१०४ ॥

અર્થઃ—હજારો ઇન્દ્ર અને લાખો દૈત્ય લોક પણ અહીં સમય આવ્યે નષ્ટ થઇ ગયા છે. તો પછી મનુષ્યોનું તો કહેવું જ શું ? માટે તુચ્છ મનુષ્ય શરીરથી નિર્ભય થઇને પુરૂષાર્થ કરીને પોતાના કર્તવ્યને સિદ્ધ કરવું તેજ મનુષ્યનું મહાન્ કાર્ય છે. અને નિર્ભયતા વિના મનુષ્ય યોગ્ય રીતે પુરૂષાર્થ કરી શકતો નથી.

**रत्नैर्महार्हैस्तुतुषुर्न देवा न भेजिरे भीमविषेण भीतिम्।**
**सुधां विना नैव ययुर्विरामं न निश्चितार्थाद्विरमन्ति धीराः ॥नी०श०श्लो०८०॥**

અર્થઃ—દેવતાઓએ અમૃતને માટે ક્ષીર સાગરનું મન્થન કર્યું, ત્યારે કૌસ્તુભ મણિ આદિ મોટાં મોટાં રત્ન નિકળ્યાં. તેથી તેઓ સન્તુષ્ટ ન થયા. અને જ્યારે બહુ ભારે વિષ નિકળ્યું, ત્યારે દેવતાઓ ભય પણ પામ્યા નહી. જ્યાં સુધી અમૃત નિકળ્યું નહીં ત્યાં સુધી તેઓ સાગરનું મન્થન કરવામાંથી નિવૃત્ત થયા નહીં તેવી રીતે ધીર પુરૂષ અનેક પ્રકારની લક્ષ્મી આદિ પ્રાપ્ત થતાં અથવા ભય પ્રાપ્ત થતાં પણ પોતે નિશ્ચય કરેલા કાર્યથી પાછા પડતા નથી. જો દેવતા લોક રત્નોની પ્રાપ્તિથી સાગરનું મંથન કરવામાં નિવૃત્ત થયા હોત, અથવા વિષથી ડરીને પાછા હઠયા હોત, તો તેમને કદાપિ અમૃતની પ્રાપ્તિ થાત નહીં. તેવી રીતે મુમુક્ષુ પુરૂષ જ્યારે મોક્ષને માટે પ્રયત્ન કરે છે ત્યારે અનેક પ્રકારના સંસારના પદાર્થોની પ્રાપ્તિ થાય-છે. જો તેમાં લાલસા થાય તો મોક્ષમાર્ગથી પડે છે. અથવા તેને કોઇ પણ પ્રકારનું વિઘ્ન આવવાથી ડરી ગયો હોય તોપણ તેની ગતિ થતી નથી. બહુ મનુષ્યો વિઘ્નોના ભયથી પાછા હઠતા જોવામાં આવે છે. માટે જે મનુષ્ય નિર્ભય છે તેજ ધર્મ માર્ગમાં પ્રવૃત્ત થઇ શકે છે. અને સાધનોમાં નિર્ભયતા મુખ્ય હોવાથી તેને દૈવી સંપત્તિમાં પ્રથમ બતાવી છે. તે કારણથી મનુષ્યે નિર્ભયતાને પ્રથમ પ્રાપ્ત કરવી જોઇએ.

### સત્ત્વસંશુદ્ધિ.

હવે **સત્ત્વસંશુદ્ધિ** પદનો અર્થ કહીએ છીએઃ-

સત્ત્વસંશુદ્ધિ—અન્તઃકરણની નિર્મલતાને સત્ત્વસંશુદ્ધિ કહી છે. અન્તઃકરણની શુદ્ધિની જે સમ્યક્તા છે તે સત્ત્વસંશુદ્ધિ છે. અર્થાત્ અન્તઃકરણની જે અત્યન્ત નિર્મલતા છે તેને સત્ત્વસંશુદ્ધિ કહે છે. (અર્થાત્ પરમેશ્વરના સ્વરૂપનું સ્ફુરણ થવાની યોગ્યતાને સત્ત્વસંશુદ્ધિ કહે છે.) કેમકે અન્તઃકરણની પૂર્ણ રીતે નિર્મલતા થવાથી ભગવત્તત્ત્વનું સ્ફુરણ થવાની યોગ્યતા સ્વયં પ્રાપ્ત થાય છે. અને બીજાને વઞ્ચન કરવું તેનો, તથા માયા, અનૃત, આદિનો પરિત્યાગ કરવો તેને પણ **સત્ત્વસંશુદ્ધિ** કહે છે. મનમાં કાંઇ રાખવું અને બહાર બીજું કાંઇ બનાવવું તેનું નામ **માયા** છે. અને બીજાને કપટથી, વશ, કરવો તેનું નામ **વઞ્ચન** છે. અને દીઠેલી તથા સાંભળેલી વાતને વિપરીત રૂપે કહેવી તેનું નામ **અનૃત** છે. આવા આવા દોષોથી અન્તઃકરણ હમેશાં મલિન રહે છે. તેનો પરિત્યાગ કરવાથી મન પોતે જ શુદ્ધ થાય છે.

અને **ज्ञानयोगव्यवस्थितिः**—એટલે શાસ્ત્રથી આત્મતત્ત્વને જાણવું તેનું નામ **જ્ઞાન** છે. અને ચિત્તની એકાગ્રતાથી તેનો અનુભવ કરવો તેનું નામ **યોગ** છે. એટલે શાસ્ત્ર દ્વારા તત્ત્વને જાણવું તથા તેનો અનુભવ કરવો, એ બન્નેમાં જે સ્થિતિ છે તેને **જ્ઞાનયોગ-વ્યવસ્થિતિ** કહે છે. જ્યાંસુધી શાસ્ત્ર દ્વારા આત્મજ્ઞાન સંપાદન કરવામાં આવે નહીં,

ત્યાંસુધી ઉપાસના અથવા કર્મ, ભક્તિ, એ કોઇ પણ સાધન થઇ શકશે નહિ. તેટલા માટે દેહાદિથી ભિન્ન કોઇ આત્મવસ્તુ છે એવું જ્ઞાન જ સર્વ સત્કાર્યમાં પ્રથમ ઉપયોગી છે. બાકીનું સર્વ જ્ઞાન તેની અપેક્ષાએ નિકૃષ્ટ છે. આ સંબંધી ઉપનિષદ્‌માં નારદ તથા સનત્કુમારનો ઇતિહાસ છે.

ॐ अधीहि भगव इति होपससाद सनत्कुमारं नारदस्तꣳ होवाच यद्वेत्थ तेन मोपसीद ततस्त ऊर्ध्वं वक्ष्यामीति ॥ छा० उ० अ० ७ ख० १ क० १ ॥

અર્થ:—નારદજીએ સનત્કુમારની પાસે જઇને "મને ભણાવો, ભણવાને માટે હું આપની પાસે આવ્યો છું" એમ કહ્યું. ત્યારે સનત્કુમારે નારદજીને પૂછ્યું કે તમે શું ભણ્યા છો, અને શું જાણો છો? તે મને કહો. તે પછી હું કહીશ એમ કહ્યું. ત્યારે સનત્કુમાર પ્રતિ નારદજી કહે છે:—

ऋग्वेदं भगवोऽध्येमि यजुर्वेदꣳ सामवेदमाथर्वणं चतुर्थमितिहासपुराणं पञ्चमं वेदानां वेदं पित्र्यꣳ राशिं दैवं निधिं वाकोवाक्यमेकायनं देवविद्यां ब्रह्मविद्यां भूतविद्यां क्षत्रविद्यां नक्षत्रविद्याꣳ सर्वदेवजनविद्यामेतद्भगवोऽध्येमि ॥ २ ॥

અર્થ:—હે ભગવન્! હું ઋગ્વેદ જાણું છું, તથા યજુર્વેદ, સામવેદ, તથા ચોથો અથર્વણ વેદ, તથા ઇતિહાસપુરાણ નામનો પાંચમો વેદ (મહાભારતાદિ), તથા વેદોનો પણ વેદ (વ્યાકરણ), તથા શ્રાદ્ધકલ્પ, ગણિત, ઉત્પાતોનું જ્ઞાન જેનાથી થાય તેવી દૈવ વિદ્યા, તથા મહાકાલાદિ નિધિ શાસ્ત્ર, તથા તર્કશાસ્ત્ર, નીતિશાસ્ત્ર, તથા નિરૂક્ત તથા બ્રહ્મવિદ્યા અર્થાત્ ઋગ્, યજુઃ સામ નામની વેદવિદ્યા અર્થાત્ શિક્ષા, કલ્પ, છન્દ તથા અગ્નિઆધાન આદિ, તથા ભૂતવિદ્યા (ભૂતતન્ત્ર), તથા ધનુર્વેદ તથા જ્યોતિષ્ તથા ગારૂડવિદ્યા (સર્પાદિનું ઝેર ઉતારવાની વિદ્યા) તથા દેવજન વિદ્યા અર્થાત્ કેસર આદિ સુગન્ધવાળા પદાર્થો બનાવવા, કેસર જેવા અનેક બીજા પદાર્થો મેળવી શરીરમાં લેપન કરવાના સુગન્ધિદાર દ્રવ્ય બનાવવાની યુક્તિ, તથા નૃત્ય, ગીત, વાદ્ય તથા શિલ્પ આદિનું જ્ઞાન—આ સર્વ હું જાણું છું. પરન્તુ—

सोऽहं भगवो मन्त्रविदेवास्मि नाऽऽत्मविच्छ्रुतꣳह्येव मे भगवद्दृशेभ्यस्तरति शोकमात्मविदिति सोऽहं भगवः शोचामि तं मा भगवाञ्छोकस्य पारं तारयत्विति तꣳ होवाच यद्वै किंचैतदध्यगीष्ठा नामैवैतत् ॥ ३ ॥

અર્થ:—તે હું હે ભગવન્! આ સર્વ જાણું છું, છતાં પણ હું મંત્રવેત્તા જ છું અર્થાત્ શબ્દાર્થ માત્રના જ્ઞાનવાળો તથા કર્મનો જ્ઞાતા માત્ર છું, પરન્તુ હું આત્માને જાણતો નથી. અને આપ જેવાની પાસેથી મેં સાંભળ્યું છે કે આત્મવેત્તા જ શોકને તરે છે. તેવો હું આત્મવેત્તા નહીં જાણતો હોવાથી શોક કરૂં છું. આપ ભગવાન્ મને શોકથી પાર કરો અર્થાત્ આત્મજ્ઞાનથી મને કૃતાર્થબુદ્ધિ બનાવો. આ પ્રકારે કહેતા નારદજી પ્રતિ સનત્કુમાર કહે છે કે તમે જે કાંઇ ભણ્યા છો તે સર્વ નામ જ છે અર્થાત્ વિકારવાળા પદાર્થોનું પ્રતિપાદન કરનાર હોવાથી નામ માત્ર વિદ્યા છે. આ પ્રમાણે કહીને ફરી સનત્કુમાર ઋષિએ નારદજીને બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. માટે વેદાદિ ભણીને સમર્થ વિદ્વાન્ થાય તોપણ પછીથી અવશ્-

દ્વારા ગુરૂ પાસેથી બ્રહ્મવિદ્યા શિખવી જોઇએ. પરન્તુ પોતે પોતાની મેળે નાના પ્રકારનાં પુસ્તકો લઇને વાંચવાથી પણ બ્રહ્મવિદ્યાનું જ્ઞાન મનુષ્યને થતું નથી, કેમકે **આચાર્યવાન્ પુરુષો વેદ**-સાક્ષાત્કાર વાળા તત્ત્વવેત્તા આચાર્ય જેના ઉપદેષ્ટા છે તે જ આત્માને જાણે છે–આ શ્રુતિ આત્મજ્ઞાનને માટે ઉપદેષ્ટા ગુરૂની આવશ્યકતા બતાવે છે. સ્વતંત્ર ઉપનિષદાદિ વાંચનાર મનુષ્ય શ્રુતિના ભાવોને નહીં જાણવાથી અર્થનો અનર્થ કરતા જોવામાં આવે છે. માટે આચાર્ય પાસેથી જ બ્રહ્મવિદ્યાનું શિક્ષણ લેવું જોઇએ. અને વળી આચાર્ય પાસેથી શ્રવણ માત્ર કરવાથી પણ મનુષ્ય કૃતકૃત્ય થતો નથી. માટે ચિત્તની એકાગ્રતા કરીને શ્રવણ કરેલા તત્ત્વનો અનુભવ કરવા રૂપ યોગની પણ આવશ્યકતા છે, નહિ તો શ્રવણનું ફલ પણ પ્રાપ્ત થતું નથી. માટે મુમુક્ષુ મનુષ્યે શાસ્ત્ર દ્વારા આત્મસ્વરૂપનું શ્રવણ, કરવામાં, તથા મનન અને નિદિધ્યાસન વડે તેનો અનુભવ કરવામાં પણ, તત્પર રહેવું જોઇએ. આ પ્રમાણે તત્ત્વજ્ઞાનમાં તત્પર રહેવું તેનું નામ જ અહીં જ્ઞાનયોગવ્યવસ્થિતિ કહી છે.

અને ચોથી દૈવી સંપત્તિ **દાન** છે. તેનું વિવેચન પહેલું કરવામાં આવ્યું છે. માટે હવે પાંચમી દૈવી સંપત્તિ જે **દમ** તેનું નિરૂપણ કરવામાં આવે છે.

બાહ્યેન્દ્રિયોનો સંયમ કરવો તેનું નામ દમ છે. વળી કેટલાક નિવૃત્તિ રૂપ ધર્મ છે તેનું પણ દૈવી સંપત્તિમાં જ ગ્રહણ કરવામાં આવ્યું છે એવો દમશ્ચ પદની સાથે કહેલા ચકારથી નિશ્ચય થાય છે. તેનું વિશેષ વિવેચન ષટ્સંપત્તિના નિરૂપણમાં કરવામાં આવશે.

હવે યજ્ઞનું નિરૂપણ કરવામાં આવે છે. આ દૈવી સંપત્તિમાં છઠ્ઠી છે. વેદથી પ્રતિપાદન કરેલા તથા સ્મૃતિથી પ્રતિપાદન કરેલા એવા સામાન્ય રીતે યજ્ઞ બે પ્રકારના છે. તેના વિશેષ ભેદ પ્રથમ લખી ચૂક્યા છીએ. અગ્નિહોત્ર તથા દર્શ પૂર્ણમાસ આદિક વેદ પ્રતિપાદિત હોવાથી **શ્રોત યજ્ઞ** કહેવાય છે. અને દેવયજ્ઞ, પિતૃયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ, એ ચાર પ્રકારના યજ્ઞ સ્મૃતિ દ્વારા પ્રતિપાદન કરેલા હોવાથી **સ્માર્તયજ્ઞ** કહેવાય છે. અને બ્રહ્મયજ્ઞને ઉમેરતાં સ્માર્તયજ્ઞ પાંચ પ્રકારનો થાય છે. અહીં "**अभयं सत्त्वसंशुद्धिः**" એ શ્લોકમાં સ્વાધ્યાય પદથી બ્રહ્મયજ્ઞનું જૂદું ગ્રહણ કરેલું હોવાથી પૂર્વોક્ત દેવયજ્ઞ આદિ ચારને જ સ્માર્ત યજ્ઞથી ગ્રહણ કર્યા છે.

અને સાતમી દૈવી સંપત્તિ **સ્વાધ્યાય** છે. સ્વાધ્યાયને **બ્રહ્મયજ્ઞ** નામથી કહેવામાં આવે છે. પુણ્યને માટે ઋગ્વેદ તથા રૂદ્રી, ગીતા, સહસ્રનામ, આદિનું અધ્યયન કરવું, તથા પ્રથમ અધ્યયન કરેલાનું જ રોજ નિયમપૂર્વક પારાયણ કરવું તેનું નામ **સ્વાધ્યાય** છે.

અને જે **તપ** છે તે દૈવી સંપત્તિમાં આઠમું છે. મનુષ્યોના નાના પ્રકારના મનોરથોને પૂર્ણ કરનાર વસ્તુ તપ છે. ભગવાને ગીતામાં શારીરિક અર્થાત્ શરીર વડે કરવાનું, તથા વાણી વડે થતું તેમ મન વડે થતું– એમ ત્રણ પ્રકારનું તપ કહ્યું છે. તે નીચે પ્રમાણેઃ—

**देवद्विजगुरुप्राज्ञपूजनं शौचमार्जवम् ।**
**ब्रह्मचर्यमहिंसा च शारीरं तप उच्यते ॥** म. गी. अ. १७–१४ ॥

અર્થઃ—બ્રહ્મા, વિષ્ણુ, શિવ, સૂર્ય, અગ્નિ, ગણેશ, દુર્ગા ઇત્યાદિક દેવતાઓનું પૂજન દેવપૂજન કહેવાય છે. દ્વિજ અર્થાત્ દ્વિજોત્તમ બ્રાહ્મણ, ગુરૂ અર્થાત્ આચાર્ય, ઉપાધ્યાય ઇત્યાદિ, તથા પ્રાજ્ઞ (વેદવેત્તા) એમનું પૂજન અર્થાત્ શાસ્ત્રમાં કહેલી રીતે પ્રણામ, શુશ્રૂષા

આદિ કરવું તે, તથા શૌચ ( મૃત્તિકા અને જલ વડે શરીરની શુદ્ધિ કરવી તે ), આર્જવ એટલે હિતકર્મમાં પ્રવૃત્તિ અને નિષિદ્ધ કર્મથી નિવૃત્તિ (અને કુટિલતાના અભાવ રૂપ મનનું આર્જવ ભાવસંશુદ્ધિ શબ્દથી મનના તપમાં કહેવામાં આવશે ), સ્ત્રીસમાગમન પરિત્યાગ રૂપ બ્રહ્મચર્ય, અહિંસા અર્થાત્ પ્રાણીઓને શરીર, વાણી અને મન વડે અનીતિથી પીડા ન કરવી તે, અને અહિંસા શબ્દની આગળ ચકાર છે તેનાથી ચોરી ન કરવી, પરિગ્રહ ન કરવો એ બન્નેનું પણ ગ્રહણ થાય છે. આ સર્વ શરીરપ્રધાન થઇને થતું તપ છે. કેવલ શરીર માત્ર વડે કોઇ પણ કર્મ થતું નથી, કેમકે—

अधिष्ठानं तथा कर्ता करणं च पृथग्विधम् ।
विविधाश्च पृथक् चेष्टा दैवं चैवात्र पञ्चमम् ॥ भ. गी. अ. १८–१४ ॥
शरीरवाङ्मनोभिर्यत्कर्म प्रारभते नरः ।
न्याय्यं वा विपरीतं वा पंचैते तस्य हेतवः ॥ भ. ग. अ. १८–१५ ॥

અર્થ:—શરીર (અધિષ્ઠાન), અહંકાર (કર્તા), શ્રોત્રાદિક ઇન્દ્રિયો, નાના પ્રકારની પ્રાણાદિ વાયુની ચેષ્ટા ( ક્રિયા ) અને પાંચમુ શરીરાદિના અધિષ્ટાતૃ દેવતા, એ પાંચ, શરીર, વાણી કે મન વડે વિહિત કે નિષિદ્ધ જે કાંઇ કર્મ મનુષ્ય કરે છે તેમાં કારણ છે. સંપૂર્ણ કર્મ કરવામાં આ પાંચ કારણ છે. અને શરીર વડે થતા દેવપૂજન આદિ રૂપ તપમાં શરીરની પ્રધાનતા છે, માટે તેને શરીરથી થતું તપ કહ્યું છે. શરીરની અધિષ્ઠાત્રી દેવતા પૃથિવી છે, અહંકારની અધિષ્ઠાત્રી રૂદ્ર છે શ્રોત્રેન્દ્રિયની દિશાઓ છે, ત્વચાની વાયુ છે, ચક્ષુની સૂર્ય છે, રસનેન્દ્રિયની પ્રચેતા (વરૂણ) છે, અને ઘ્રાણની અશ્વિનિકુમાર છે, વાણીની દેવતા અગ્નિ છે, હાથની ઇન્દ્ર છે, પાદની ઉપેન્દ્ર છે, ગુદાની મૃત્યુ છે, અને ઉપસ્થની પ્રજાપતિ છે. મનની ચંદ્રમા અને બુદ્ધિની બૃહસ્પતિ અધિષ્ઠાત્રી દેવતા છે. અને પ્રાણ, અપાન, વ્યાન, સમાન અને ઉદાન એ પાંચ વાયુની ક્રમે સદ્યોજાત, વામદેવ, અઘોર, તત્પુરૂષ અને ઇશાન એ પાંચ અધિષ્ઠાત્રી દેવતા છે.

હવે વાણીનું તપ કહે છે.

अनुद्वेगकरं वाक्यं सत्यं प्रियहितं च यत् ।
स्वाध्यायाभ्यसनं चैव वाङ्मयं तप उच्यते ॥ भ. गी. अ० १७·१५ ॥

અર્થ:—કોઇને ઉદ્વેગ ન કરાવે તેવી તથા સત્ય, પ્રિય અર્થાત્ સાંભળનારને તત્કાલ સુખ દેનાર, તથા હિત એટલે પરિણામે સુખકારક હોય એવી ચાર વિશેષણ વાળી વાણી બોલવી, તથા યથાવિધિ વેદાભ્યાસ કરવો તે વાણીનું તપ છે. અને—

मनःप्रसादः सौम्यत्वं मौनमात्मविनिग्रहः ।
भावसंशुद्धिरित्येतत्तपो मानसमुच्यते ॥ „ ॥ १६ ॥

અર્થ:—મનની સ્વચ્છતા એટલે વિષયોની ચિન્તાથી મનની વ્યાકુળતા ન થવી તે, તથા સૌમ્યત્વ એટલે સર્વના હિતનું ચિન્તન કરવું અને નિષિદ્ધનું ચિન્તન ન કરવું તે, તથા મૌન-મુનિભાવ એટલે એકાગ્રતાથી આત્મચિન્તન( નિદિધ્યાસન), તથા આત્મવિનિગ્રહ એટલે મનની સર્વ વૃત્તિનો નિરોધ કરવો અર્થાત્ નિરોધસમાધિ, તથા ભાવસંશુદ્ધિ—હૃદયની

શુદ્ધિ અર્થાત્ કામક્રોધાદિ મળની નિવૃત્તિ (ભાવશુદ્ધિથી બીજાની સાથે વ્યવહારકાલમાં કપટ–માયા–નો અભાવ થાય છે )–આ મનઃપ્રસાદ આદિ મનનું તપ કહેવાય છે.

તપ વિના કોઇ પણ પદાર્થની પ્રાપ્તિ થતી નથી તે કહે છે.

सर्वमेतत्तपोमूलं कवयः परिचक्षते ।

न ह्यतप्ततपा मूढः क्रियाफलमवाप्नुते ॥ म. भा. शा. प. अ. १६१–१ ॥

અર્થઃ—આ સંસારમાં જે કોઇની પાસે કાંઇ પણ સંપત્તિ જોવામાં આવે છે તો તે સર્વ તપનું જ કારણ છે. જે મૂઢે તપ કર્યું નથી તે કોઇ પણ કર્મના ઉત્તમ ફળને પ્રાપ્ત કરતો નથી અર્થાત્ અતપસ્વી મનુષ્ય ઉત્તમ કર્મ કરવા છતાં શ્રેષ્ઠ ફલ પ્રાપ્ત કરી શકતો નથી.

प्रजापतिरिदं सर्वं तपसैवासृजत्प्रभुः ।

तथैव वेदानृषयस्तपसा प्रतिपेदिरे ॥ ,, ॥ २ ॥

અર્થઃ—સમર્થ પ્રજાપતિએ આ સંપૂર્ણ પદાર્થોની તપ વડે સૃષ્ટિ કરી છે. તેવી રીતે ઋષિઓએ પણ તપના પ્રભાવથી વેદોને પ્રાપ્ત કર્યા છે.

औषधान्यगदादीनि क्रियाश्च विविधास्तथा ।

तपसैव हि सिध्यन्ति तपोमूलं हि साधनम् ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—રોગને નાશ કરનારી ઔષધિ તથા અનેક કર્મોની સિદ્ધિ તપથી જ થાય છે. તેમજ સર્વ સાધન તપથી જ સિદ્ધ થાય છે.

यद्दुरापं भवेत्किंचित्तत्सर्वं तपसो भवेत् ।

ऐश्वर्यमृषयः प्राप्तास्तपसैव न संशयः ॥ ,, ॥ ५ ॥

અર્થઃ—જે કાંઇ મેળવવાને કઠણ હોય છે તે સર્વ તપથી પ્રાપ્ત થાય છે. ઋષિઓએ તપથી જ ઐશ્વર્ય પ્રાપ્ત કર્યું છે તેમાં કોઇ સદેહ નથી.

सुरापोऽसंमतादायी भ्रूणहा गुरुतल्पगः ।

तपसैव सुतप्तेन नरः पापात्प्रमुच्यते ॥ ,, ॥ ६ ॥

અર્થઃ—દારૂ પીનાર, તથા માલિકની પરવાનગી વિના ધનનું હરણ કરનાર તથા ભ્રૂણહત્ય કરનાર, તેમ ગુરૂ સ્ત્રીગામી એ સર્વ સારી રીતે તપ કરવાથી જ તે પાપથી મુક્ત થાય છે. અહીં ભ્રૂણ શબ્દનો ત્રિવેદી બ્રાહ્મણ તેમ કલ્પ સહિત પોતાની શાખાનું અધ્યયન કરનાર તથા ગર્ભ એ અર્થ સમજવો.

तपः सर्वगतं तात हीनस्यापि विधीयते ।

जितेन्द्रियस्य दान्तस्य स्वर्गमार्गप्रवर्तकम् ॥ म. भा. शा. प. अ. २९५–१४ ॥

અર્થઃ—હે તાત ! તપ સર્વગત છે અર્થાત્ તપ કરનાર દેવ, મનુષ્ય, આદિ સર્વ કોઇ છે. હીન જાતિનો મનુષ્ય પણ પોતાના કલ્યાણને માટે તપ કરી શકે છે. જિતેન્દ્રિય અને દાન્ત મનુષ્યને સ્વર્ગમાર્ગનું પ્રવર્તક તપ છે. વળી—

आदित्या वसवो रुद्रास्तथैवाग्न्यश्विमारुताः ।

विश्वेदेवास्तथा साध्याः पितरोऽथ मरुद्गणाः ॥ ,, ॥ १६ ॥

यक्षराक्षसगन्धर्वाः सिद्धाश्चान्ये दिवौकसः ।
संसिद्धास्तपसा तात ये चान्ये स्वर्गवासिनः ॥ ,, ॥ १७ ॥

અર્થ:—બાર આદિત્ય, આઠ વસુઓ, અગિયાર રૂદ્ર, અગ્નિ, અશ્વિનિકુમાર, મારૂત (વાયુ), વિશ્વદેવ, સાધ્ય, પિતૃઓ તથા ૪૯ પ્રકારના મરૂદ્ગણ (૧૬), તથા યક્ષ, રાક્ષસ, ગન્ધર્વ, સિદ્ધલોક, તથા બીજા સર્વ દેવતાઓ તેમજ અન્ય સ્વર્ગવાસી લોક—તે સર્વ તપથીજ સિદ્ધ થયા છે.

ये चादौ ब्राह्मणाः सृष्टा ब्रह्मणा तपसा पुरा ।
ते भावयन्तः पृथिवीं विचरन्ति दिवं तथा ॥ ,, ॥ १८ ॥

અર્થ:—પ્રજાપતિએ સૃષ્ટિની આદિમાં તપથી જે બ્રાહ્મણોની સૃષ્ટિ કરી તેઓ તપના પ્રભાવથી પૃથ્વી તથા સ્વર્ગમાં વિચરે છે.

मर्त्यलोके च राजानो ये चान्ये गृहमेधिनः ।
महाकुलेषु दृश्यन्ते तत्सर्वं तपसः फलम् ॥ ,, ॥ १९ ॥

અર્થ:—અને જેઓ મનુષ્યલોકમાં રાજા લોક છે તે તથા બીજા કેટલાક ગૃહસ્થ લોક મહાન્ કુલમાં જન્મ લીધેલા જોવામાં આવે છે તે સર્વ તપનું જ ફળ છે.

कौशिकानि च वस्त्राणि शुभान्याभरणानि च ।
वाहनासनपानानि तत्सर्वं तपसः फलम् ॥ ,, ॥ २० ॥

અર્થ:—વળી રેશમી વસ્ત્ર (કૌશિક), ઉત્તમ ભૂષણ, વાહન, આસન તથા ખાનપાનના સર્વ પદાર્થ એ સર્વ તપનું ફળ છે.

मनोनुकूलाः प्रमदा रूपवत्यः सहस्रशः ।
वासः प्रासादपृष्ठे च तत्सर्वं तपसः फलम् ॥ ,, ॥ २१ ॥

અર્થ:—તેમજ મનને અનુકૂલ રૂપવતી અનેક સ્ત્રીઓ, તથા મેડાવાળા સારા મકાનમાં રહેવાનું એ સર્વ તપનું ફળ છે.

शयनानि च मुख्यानि भोज्यानि विविधानि च ।
अभिप्रेतानि सर्वाणि भवन्ति शुभकर्मिणाम् ॥ ,, ॥ २२ ॥
नाप्राप्तं तपसः किंचित् त्रैलोक्येऽपि परंतप । ,, ॥ २३ ॥

અર્થ:—વળી ઉત્તમ શય્યા, અનેક પ્રકારના ખાદ્ય પદાર્થો તથા સર્વ ઇચ્છિત વસ્તુની પ્રાપ્તિ શુભ કર્મ કરનાર તપસ્વી લોકોને થાય છે. હે પરંતપ એટલે શત્રુતપન! ત્રણે લોકમાં એવી કોઈ વસ્તુ નથી કે જે તપથી પ્રાપ્ત ન થાય.

ज्ञानविज्ञानमास्तिक्यं सौभाग्यं रूपमुत्तमम् ।
तपसा लभ्यते सर्वं मनसा यद्यदिच्छति ॥ अग्नि० पु० अ० ३८२–१३ ॥

અર્થ:—શાસ્ત્રનું જ્ઞાન તથા અનુભવ જ્ઞાન, આસ્તિકતા, સૌભાગ્ય, ઉત્તમરૂપ, તથા મનમાં જે જે વસ્તુની ઇચ્છા થાય તે સર્વ તપથી પ્રાપ્ત થાય છે.

यद्दुस्तरं यद्दुरापं यद्दुर्गं यच्च दुष्करम् ।
सर्वं तु तपसा साध्यं तपो हि दुरतिक्रमम् ॥ म. स्मृ. अ. ११–२३८ ॥

અર્થઃ—મનુષ્ય જે આપત્તિને દુઃખથી તરે છે, તથા જે વસ્તુ દુઃખથી પ્રાપ્ત થાય છે, તથા જે સ્થાનમાં જવું કઠિન છે, તથા જે કર્મ દુઃખથી થાય છે. તે સર્વ તપથી સિદ્ધ થાય છે. ખરેખર તપનું ઉલ્લંઘન કરવું તે દુર્લભ છે. અર્થાત્ તપની શક્તિને કોઈપણ ઉલ્લંઘન કરી શકતું નથી. વળી—

स्वामित्वं चैव दातृत्वं धनिकत्वं तपःफलम् ।

एनसः फलमर्थित्वं दास्यत्वं च दरिद्रता ॥ शु० नी० अ० १–२२ ॥

અર્થઃ—સ્વામીપણું, દાતાપણું, ધની થવું એ સર્વ તપનું ફળ છે. અને યાચક થવું, દાસત્વની સ્થીતિ આવવી, તથા દરિદ્રતા પ્રાપ્ત થવી તે સર્વ પાપનું ફળ છે.

પૂર્વોક્ત શ્લોકથી તપનું મહત્ત્વ પ્રતિપાદન કરીને હવે તપ શબ્દનો અર્થ તથા તપના સાત્ત્વિકાદિ ભેદ નિરૂપણ કરવામાં આવે છે.

कोऽहं मोक्षः कथं केन संसारं प्रतिपन्नवान् ।

इत्यालोचनमर्थज्ञास्तपः शंसन्ति पण्डिताः ॥ सू०सं०ख०२, १४ श्लो० ५ ॥

અર્થઃ—હું કોણ છું, અને સંસારથી કેવી રીતે મુક્તિ થઇ શકે છે, તથા મને સંસાર કેવી રીતે પ્રાપ્ત થયો છે એ પ્રકારના વિચારને તપાદિશબ્દોના અર્થને જાણનાર બુદ્ધિશાલી લોક તપ કહે છે. વળી—

वेदोक्तेन प्रकारेण कृच्छ्रचान्द्रायणादिभिः ।

शरीरशोषणं यत्तत्तप इत्युच्यते बुधैः ॥ „ ॥ ३,४ ॥

અર્થઃ—કેટલાક વિદ્વાન્ લોક, શાસ્ત્રોક્ત રીતે કૃચ્છ્ર, ચાન્દ્રાયણ, આદિ વ્રત વડે શરીરને સૂકાવવું તેનું નામ **તપ** છે એમ કહે છે.

જેને કોઇ પ્રકારના પાપનો ભય લાગ્યો હોય તથા સર્વ ઇન્દ્રિયો ઉન્માર્ગમાં પ્રવૃત્ત થતી હોય એવા મનુષ્યને માટે આ તપ છે, કેમકે ચિત્ત ચઞ્ચલ હોવાથી તેનાથી વિચાર થઇ શકતો નથી. પરન્તુ વિચારશીલ મુમુક્ષુ મનુષ્યને માટે "कोऽहम्" આ પ્રથમના શ્લોકથી કહેલું તપ જ શ્રેષ્ઠ છે. અને આ તપ હિત અને મિત ભોજન આદિના નિયમથી રહેવાથી જ થઇ શકે છે. શરીરને કષ્ટ આપી ધાતુવૈષમ્ય દ્વારા અનેક ખેદ ઉત્પન્ન કરનાર કૃચ્છ્રાદિ તપોથી વિચાર રૂપ તપ થઇ શકતું નથી. તથાપિ પાપના પ્રાયશ્ચિત્ત રૂપે શરીરનું શોષણ કરવા રૂપ તપ ઉત્તમ છે.

વળી તપના પણ સાત્ત્વિકાદિ ભેદ શાસ્ત્રમાં કહ્યા છે, કેમકે સાત્ત્વિક તપનું જ દૈવી સંપત્તિમાં ગ્રહણ છે.

श्रद्धया परया तप्तं तपस्तत्त्रिविधं नरैः ॥

अफलाकाङ्क्षिभिर्युक्तैः सात्त्विकं परिचक्षते ॥ भ० गी० अ० १७–१७ ॥

અર્થ—કર્મફલોની ઇચ્છા નહીં કરનાર તથા સમાહિત ચિત્તવાળા અર્થાત્ કાર્યની સિદ્ધિ થતાં અથવા અસિદ્ધિ થતાં પણ જેનું ચિત્ત હર્ષ શોકાદિથી વિકારને પ્રાપ્ત થતું નથી એવા અધિકારી મનુષ્યે શરીરાદિ વડે કરેલા તપને સાત્ત્વિક તપ કહે છે. અને—

सत्कारमानपूजार्थं तपो दंभेन चैव यत् ।

क्रियते तदिह प्रोक्तं राजसं चलमध्रुवम् ॥ „ ॥ १८ ॥

અર્થઃ—સત્કાર તથા માન તથા પૂજા પ્રતિષ્ઠાને માટે દંભથી જે તપ કરવામાં આવે છે તેને શાસ્ત્રમાં **રાજસ તપ** કહેવામાં આવ્યું છે. અને તેનુ ફલ અસ્થિર છે અર્થાત્ લોકોથી પ્રાપ્ત થતી પૂજા આદિ પ્રત્યક્ષ નાશવાન્ હોવાથી તે તપનું ફલ પણ નાશવાન્ છે. તેથી તે તપ મુમુક્ષુએ પરિત્યાગ કરવા યોગ્ય છે. અને

**मूढग्राहेणात्मनो यत्पीडया क्रियते तपः ।**
**परस्योत्सादनार्थं वा तत्तामसमुदाहृतम् ॥ „ ॥ १९ ॥**

અર્થ—અત્યન્ત અવિવેકથી અને દુરાગ્રહથી તથા શરીરને પીડા આપીને જે તપ કરવામાં આવે છે તથા બીજાનો નાશ કરવાને માટે અભિચારાદિ રૂપ જે તપ કરવામાં આવે છે તેને શ્રેષ્ઠ લોકોએ **તામસતપ** કહ્યું છે. આસુરી સંપતિ વાળા રાજસી અથવા તામસી તપ જ કરે છે. તે તપ પરમાત્માની પ્રાપ્તિમાં અથવા સ્વર્ગાદિની પ્રાપ્તિમાં પણ કારણ થઇ શકતું નથી. ઉલટા આ લોક તથા પરલોકના દુઃખનું જ કારણ થાય છે. માટે તે અવશ્ય પરિત્યાગ કરવા યોગ્ય છે.

અને **આર્જવ** શબ્દના અર્થની વ્યાખ્યા "**देवद्विजगुरु**" એ શ્લોકની વ્યાખ્યામાં કરવામાં આવી છે. અને—

**अहिंसा सत्यमक्रोधस्त्यागः शान्तिरपैशुनम् ।**
**दया भूतेष्वलोलुप्त्वं मार्दवं ह्रीरचापलम् ॥ भ. गी. अ. १६–२ ॥**

અર્થઃ—પ્રાણીની વૃત્તિ(જીવિકા)નું છેદન નહીં કરવું તેનું નામ અહીં **અહિંસા** છે કોઇની પણ જીવિકાનો ઉપાય કરવો તે સત્પુરૂષોનો ધર્મ છે. તેની હાનિ કરવી તે કેવલ રાક્ષસી પ્રકૃતિનો સ્વભાવ છે,

અને યથાર્થ ભાષણનું નામ સત્ય છે. ક્રોધ નહીં કરવો તેનું નામ **અક્રોધ** છે. ત્યાગ અર્થાત્ ઈશ્વરપરાયણ થવાને માટે સર્વ કર્મોના ત્યાગ રૂપ સંન્યાસ તથા અન્તઃકરણની શાન્તિ તે **ત્યાગ** છે. પીઠ પાછળ બીજાના દોષનું બીજાની આગળ કથન કરવું તેનું નામ પૈશુન છે. અને તેના અભાવને **અપૈશુન** કહે છે. અને **દયા** ( જેનું વ્યાખ્યાન સદાચાર પ્રકરણમાં કરવામાં આવ્યું છે તે ), તથા **અલોલુપ્ત્વ** અર્થાત્ વિષય પદાર્થ સમીપ હોવા છતાં પણ તેને જોઇ ઇન્દ્રિયોને કોઇ પ્રકારનો વિકાર ન થવો એનું નામ અલોલુપ્ત્વ છે. અને હૃદયમાં ક્રૂરતા ન થવી તેને **માર્દવ** કહે છે, મનુષ્ય કોઇ પણ અયોગ્ય કાર્ય કરવાને પ્રવૃત્ત થાય તે સમયમાં "હું આ પ્રમાણે કરીશ તો લોક શું કહેશે અથવા શું કરશે" એ પ્રકારની જે લોકલજ્જા (શરમ) છે તેને **હ્રી** કહે છે. અને કોઇ પ્રકારના પ્રયોજન વિના હાથ પગ આદિ વડે કાંઇ કરતા રહેવુ તેને ચાપલ કહે છે, તે ન કરવું તેનું નામ **અચપલતા** છે. અને આર્જવથી લઇને અચાપલ સુધીના જે ધર્મ છે તે બ્રાહ્મણમાં અવશ્ય હોય છે.

**तेजः क्षमा धृतिः शौचमद्रोहो नातिमानिता ।**
**भवन्ति संपदं दैवीमभिजातस्य भारत ॥ „ ॥ ३ ॥**

અર્થઃ—કોઇ મૂઢ અદિક તિરસ્કાર કરી ન શકે એવો કોઇ મનુષ્યમાં સ્વભાવથી પ્રભાવ હોય છે. તેનું નામ **તેજ** છે. બીજા માણસે અપરાધ કર્યો હોય તેને દણ્ડ દેવાનું અથવા

દંડ કરાવવાનું સામર્થ્ય છે, તથાપિ તેને માટે પ્રયત્ન ન કરવો અને તેના ઉપર ક્રોધ પણ ન કરવો, પરન્તુ સર્વ વાત સહન કરવી તેનું નામ ક્ષમા છે. અને દેહ તથા ઇન્દ્રિયાદિની શક્તિ શિથિલ થઇ હોય, તથાપિ તેને કાયમ રાખવાનો જે પ્રયત્નવિશેષ છે તેને ધૃતિ (ધૈર્ય–ધીરતા) કહે છે. આ તેજ વગેરે ગુણો ક્ષત્રિયમાં સ્વાભાવિક જ હોય છે.

શૌચ અંદરનું અને બહારનું એમ બે પ્રકારનું હોય છે. તેને અહીં દૈવી સંપત્તિમાં ગ્રહણ કરવાનું છે. માટે ધનાદિક સંબંધી વ્યવહાર કરવામાં જે કપટ આદિનો અભાવ છે તે જ અહીં શૌચ કહેવાય છે. કોઇની હિંસા કરવાની ઇચ્છાથી શસ્ત્રાદિને ગ્રહણ કરવાં તેને દ્રોહ કહે છે. તેનો જે અભાવ તે અદ્રોહ છે. આ બન્ને વૈશ્યમાં સ્વભાવથી જ હોય છે.

અને પોતાનામાં વિશેષ પૂજ્યત્વની ભાવનાને અતિમાન કહે છે, તે ન હોવી તેને **नातिमानिता** કહે છે અર્થાત્ પૂજ્ય મનુષ્યોમાં નમ્રતા રાખવી તેનું નામ **नातिमानिता** ( **न अतिमानिता** ) છે. આ શૂદ્રમાં સ્વભાવથી જ હોય છે.

હે અર્જુન ! પૂર્વમાં કહેલા અભયાદિ ધર્મ પુણ્ય કર્મના પ્રભાવથી જન્મ સમયમાં જ પ્રકટ થતી શુદ્ધ સત્ત્વગુણ રૂપ દૈવી સંપત્ ( અર્થાત્ શુભ વાસના)ને લક્ષ્ય કરીને ઉત્પન્ન થયેલા મનુષ્યમાં સ્વભાવથી જ હોય છે.

આ પ્રમાણે દૈવી સંપતનું વ્યાખ્યાન કરીને હવે આસુરી સંપતનું વ્યાખ્યાન કરીએ છીએ.

दंभो दर्पोऽतिमानश्च क्रोधः पारुष्यमेव ।
अज्ञानं चाभिजातस्य पार्थ संपदमासुरीम् ॥ भ० गी० अ० १६–४ ॥

અર્થઃ—પોતાને ધર્માત્મા રૂપે પ્રકટ કરવા તેનું નામ દંભ છે. તેને જ ધર્મધ્વજિત્વ કહે છે. અને ધન તથા બન્ધુ આદિ નિમિત્તે મોટા માણસનો પણ તિરસ્કાર કરવાના કારણ રૂપ ગર્વવિશેષનું નામ દર્પ છે. પોતાનામાં અત્યન્ત પૂજ્યત્વનું આરોપણ કરવું તેનું નામ **અતિમાન** છે. તથા ક્રોધ, અને પારૂષ્ય અર્થાત્ પ્રત્યક્ષ કઠોર વાણી બોલવાનો સ્વભાવ, તથા અજ્ઞાન અર્થાત્ આ કર્તવ્ય છે, આ કર્તવ્ય નથી, એ પ્રકારના વિવેકના અભાવનું નામ અજ્ઞાન છે.

આ સર્વ પૂર્વે કરેલા પાપ કર્મના બલથી જન્મ કાલમાં પ્રકટ થતી રજસ્ તથા તમો ગુણ રૂપ આસુરી સંપત્ ( અર્થાત્ અશુભ વાસનાને ) લક્ષ્ય કરીને ઉત્પન્ન થયેલા મનુષ્યમાં હોય છે. વળી—

**प्रवृत्तिं च निवृत्तिं च जना न विदुरासुराः ।**
**न शौचं नापि चाचारो न सत्यं तेषु विद्यते ॥** ,, ॥ ७ ॥

અર્થઃ—પ્રવૃત્તિમાર્ગના ધર્મને, તથા પ્રવૃત્તિવિષયક ધર્મોને પ્રતિપાદન કરનારાં વેદનાં વિધિવાક્ય, તથા તેવી રીતે નિવૃત્તિવિષયક ધર્મ તથા તેનું પ્રતિપાદન કરનારાં વેદનાં નિષેધવાક્ય– એ બન્નેનો વિચાર આસુરી સંપત્તિવાળા લોક કરતા નથી. તેથી તે લોકમાં અંતઃકરણશુદ્ધિને ઉપયોગી આન્તરીય શૌચ, તથા શારીરિક શુદ્ધિને ઉપયોગી બાહ્ય શૌચ પણ હોતું નથી. તેવી રીતે શાસ્ત્રમાં કહેલા કોઇ પણ પ્રકારના આચાર પણ હોતા નથી. અને તે લોક પ્રિય તથા સત્ય અને હિત વાણી પણ બોલતા નથી. વળી—

असत्यमप्रतिष्ठं ते जगदाहुरनीश्वरम् ।
अपरस्परसंभूतं किमन्यत्कामहैतुकम् ॥ " ॥ ८ ॥

અર્થઃ—આસુરી સંપત્તિવાળા લોક આ જગતને ઉત્પન્ન કરનાર તથા પ્રાણીના કર્મને અનુસાર ફલ દેનાર કોઈ ઈશ્વરને માનતા નથી, કેમકે જેવી રીતે કોઈ ઘટાદિ બનાવનાર કુંભાર આદિને મનુષ્ય પ્રત્યક્ષ દેખે છે, તેવી રીતે જગતની સૃષ્ટિ આદિ કરનાર ઈશ્વરને તે લોક દેખતા નથી. તેથી તે લોક જગતને અનીશ્વર કહે છે અર્થાત્ આ જગત્ તથા જગતના મનુષ્ય આદિ પ્રાણીને ઉત્પન્ન કરનાર ઈશ્વર કોઇ નથી એમ કથન કરે છે. કામાતુર સ્ત્રી તથા પુરૂષના સંયોગથી આ જગત્ ઉત્પન્ન થાય છે, તે કારણથી જગતનાં પ્રાણીની ઉત્પત્તિમાં કામ જ કારણ છે એમ કહે છે. વળી જગતની સૃષ્ટિ કરનાર ઈશ્વર કોઇ જોવામાં નથી. તથાપિ ઈશ્વર સૃષ્ટિ કરે છે એમ વેદ તો કહે છે, છતાં તે લોક ઈશ્વરને જગતની સૃષ્ટિ કર્તા કેમ માનતા નથી? કહે છે કે ઈશ્વરને સૃષ્ટિકર્તા માનવામાં યથાર્થ તત્ત્વ કહેનાર કોઇ વેદાદિ પ્રમાણ નથી અર્થાત્ વેદને પ્રત્યક્ષ દેખે છે, તથાપિ તેઓ વેદને માનતા નથી. વળી ધર્મ તથા અધર્મની વ્યવસ્થા પણ આ જગતમાં નથી એમ પણ તેઓ કહે છે. વળી—

एतां दृष्टिमवष्टभ्य नष्टात्मानोऽल्पबुद्धयः ।
प्रभवन्त्युग्रकर्माणः क्षयाय जगतोऽहिताः ॥ भ० गी०अ. १६–९ ॥

અર્થઃ—આ પ્રકારના નાસ્તિકો( ચાર્વાકો )ની દૃષ્ટિનો આશ્રય કરીને પરલોકના સાધનથી ભ્રષ્ટ થએલા અલ્પ બુદ્ધિવાળા અર્થાત્ પ્રત્યક્ષ દેખાતા આ લોકના વિષયો સંબંધી દૃષ્ટિને છોડી બીજી પરલોક સંબંધી દૃષ્ટિથી રહિત લોકની હિંસા કરનાર તે શત્રુલોક જગતનાં પ્રાણીનો ક્ષય કરવાને માટે વાઘ તથા તથા સર્પાદિ રૂપે ઉત્પન્ન થાય છે. વિષયાસક્ત અજ્ઞાની મનુષ્યને સાંભળવાને માટે બહુ પ્રિય લાગે એવી વાણી બોલનારને ચાર્વાક કહે છે. ચારૂ અર્થાત્ સુન્દર વાણી બોલનારને ચારૂવાક્ કહે છે. ચારૂવાક્ શબ્દનો અપભ્રંશ થએલો શબ્દ ચાર્વાક શબ્દ છે. વેદશાસ્ત્રાદિ વિષયમા તે લોકોનો જે ખ્યાલ છે તે નીચે પ્રમાણે છેઃ—

त्रयो वेदस्य कर्तारो भाण्डधूर्तनिशाचराः ।
जर्भरीतुर्भरीत्यादि पण्डितानां वचः स्मृतम् ॥ ॥

અર્થઃ—ભાણ્ડ, ધૂર્ત તથા રાક્ષસ એ ત્રણે મળીને ત્રણ વેદને બનાવ્યા છે. અને પણ્ડિત લોકોએ વેદોમાં બીજા લોકોને સમજ પડે નહિ એવા જર્ભરી, તુર્ભરી, ઇત્યાદિ અપશબ્દો લખી રાખ્યા છે. વળી—

अनादिसिद्धसंसारः कर्तृकर्मविवर्जितः ।
स्वयं प्रादुर्भवत्येव स्वयमेव विलीयते । " ॥

અર્થઃ—આ સંસાર અનાદિકાળથી સિદ્ધ છે અર્થાત્ ચાલ્યો આવે છે, તથા કર્તા અને કર્મથી રહિત છે અર્થાત્ આ જગતનો બનાવનાર કોઇ કર્તા ઈશ્વર આદિ નથી. તે સ્વયં ઉત્પન્ન થાય છે અને સ્વયં લય પામે છે.

अर्थानुपार्ज्य बहुशो द्वादशायतनानि वै ।
परितः परिपूज्यानि किमन्यैरिह पूजनैः ॥ ,, ॥

અર્થ:—બહુ ધન સંપાદન કરીને દ્વાદશ આયતનો( ઇન્દ્રિયો )નું સર્વ પ્રકારે પૂજન કરવું યોગ્ય છે, તેને છોડી બીજા શિવ, વિષ્ણુ, સૂર્ય, દુર્ગા, ગણેશ—એ પઞ્ચાયતનાદિ દેવોનું પૂજન કરવાથી શું પ્રયોજન છે અર્થાત્ કાંઇ પણ પ્રયોજન નથી.

पञ्चकर्मेन्द्रियग्रामः पञ्च बुद्धीन्द्रियाणि च ।
मनो बुद्धिरिह प्रोक्तं द्वादशायतनं शुभम् ॥ ,, ॥

અર્થ:—પાંચ કર્મેન્દ્રિય તથા પાંચ જ્ઞાનેન્દ્રિય તથા મન અને બુદ્ધિ તેમને અહીં દ્વાદશાયતન કહે છે. વળી—

यावज्जीवं सुखं जीवेन्नास्ति मृत्योरगोचरः ।
भस्मीभूतस्य देहस्य पुनरागमनं कुतः ॥ ,, ॥

અર્થ:—જ્યાં સુધી શરીરમાં પ્રાણ છે ત્યાં સુધી સુખથી રહેવું જોઇએ. સર્વને મરવાનું છે, મૃત્યુથી કોઈ બચતું નથી. જો પોતાની પાસે ધન ન હોય તો બીજાની પાસેથી ઉધાર લઇને પણ મેજ મઝા કરવી જ જોઇએ. જો એમ કહો કે જેની પાસે આપવાને માટે કાંઇ નથી તે કેવી રીતે લઇ શકે છે? પાછું આપવામાં નહિ આવે તો પાપ લાગશે, અને પાપનું ફલ દુઃખ ભોગવવું પડશે. પરન્તુ આ કોઇ વાત નથી, કેમકે મરી ગયેલા શરીરને અહીં અગ્નિમાં નાંખી બાળી ભસ્મ કરવામાં આવે છે, ફરી બીજો જન્મ થવો, પાપનું ફલ દુઃખાદિ ભોગ ભોગવવો, આદિ સર્વ વ્યર્થ વાત છે. વળી—

त्याज्यं सुखं विषयसंगमजन्म पुंसां दुःखोपसृष्टमिति मूर्खविचारणैषा ।
व्रीहीञ्जिहासति सितोत्तमतण्डुलाढ्यान्को नाम भोस्तुषकणोपहितान् हितार्थी ॥

અર્થ:—વિષયના સંબંધથી થતું જે સુખ છે તે દુઃખથી મળેલું હોવાથી પરિત્યાગ કરવા યોગ્ય છે એ વિચાર હમેશાં મૂર્ખોનો છે. જેવી રીતે ભાત મેળવવાની ઇચ્છાવાળો મનુષ્ય સુન્દર સફેદ ચોખા વાળી ડાંગરને છોડીને ડાંગરના કુશકાને નહિ ખાંડે; તેવી રીતે પોતાના સુખને ચહાનાર કોઇ પણ મનુષ્ય પ્રત્યક્ષ વિષયોના સુખનો પરિત્યાગ કરીને સ્વર્ગાદિ સુખની ઇચ્છા નહીં કરે, કેમકે તે ભાતને માટે ડાંગરના કુશકા ખાંડવા બરાબર છે. વળી—

अग्निहोत्रं त्रयो वेदास्त्रिदण्डं भस्मगुण्ठनम् ।
बुद्धिपौरुषहीनानां जीविकेति बृहस्पतिः ॥ ,, ॥

અર્થ:—અગ્નિહોત્ર તથા ત્રણે વેદ તથા ત્રિદણ્ડધારણ આદિ ( સંન્યાસ ) તથા ભસ્મ લગાવવી એ સર્વ બુદ્ધિહીન મનુષ્યોની જીવિકાને માટે ઉપાય બનાવ્યા છે એવું બૃહસ્પતિએ કહ્યું છે. વળી—

अंगनाऽऽलिंगनजन्यं सुखमेव पुमर्थता ।
कण्टकादिव्यथाजन्यं दुःखं निरयमुच्यते ॥ ॥

અર્થ:—સ્ત્રીઓનું આલિંગન કરવાથી જે સુખ થાય છે તે જ પરમ પુરૂષાર્થ છે, અને કાંટા આદિ વાગવાથી જે પીડા થાય છે તેજ નરક કહેવાય છે. વળી—

लोकसिद्धो भवेद्राजा परेशो नापरः स्मृतः ।
देहस्य नाशो मुक्तिस्तु तज्ज्ञानान्मुक्तिरिष्यते ॥ ,, ॥

અર્થ:—લોક જેને પ્રત્યક્ષ જુએ એવો જે રાજા છે તે જ પરમેશ્વર છે, બીજો કોઈ કોઇ પણ નથી. અને આ સ્થૂલ શરીરનો નાશ થવો તેનું નામ જ મુક્તિ છે. આ જ્ઞાનથી મુક્તિ થાય છે.

આ પ્રકારના ચાર્વાક મતના લોક પહેલાં હિન્દુસ્થાનમાં હતા, હાલ નથી, એમ ભોળા લોક માને છે. તથાપિ ચાર્વાક મતનું બીજ સમગ્ર અહીંથી ગયું નથી. તેનું બીજ રહ્યું હતું, તે રૂપાન્તરથી અહીં વધતું જ ગયું છે. હવે અસંખ્ય છે. હવે તે લોક ઈશ્વરના અસ્તિત્વને કહીને ચારવાકોના બીજા સર્વ સિદ્ધાન્તો સ્વીકાર કરીને તેમાં મગ્ન રહે છે. જેને પરમેશ્વરના પરમભક્ત કહે છે એવા વૈદિકોમાં કેટલાક "लोकसिद्धः" એ શ્લોકના સિદ્ધાન્તને ભિન્ન ભિન્ન શબ્દો દ્વારા લોકોને સંભળાવે છે. પરન્તુ અહીંના અન્ધ શ્રદ્ધાવાળા શાસ્ત્રીય બુદ્ધિ રહિત લોકોને તેનું તત્ત્વ સમજવાની શક્તિ નથી. તે કેવલ પોતાને માન મળવાથી તથા પ્રશંસા માત્રથી જ પ્રસન્ન થાય છે. તે ઉપર એક દષ્ટાંત છે:—

એક દેશમાં એક મૂર્ખ રાજા હતો. તેનું ઐશ્વર્ય બહુ જ હતું. તેનું ભોળપણ જોઇને ચાર ઠગે રાજાને ઠગી પૈસા કમાવાનો નિશ્ચય કર્યો. રાજાને મળીને તેઓ એકાન્તમાં કહેતા હતા કે આપના જેવો હાલમાં બીજો કોઇ રાજા નથી. આપ ઇન્દ્ર તુલ્ય પરાક્રમી છો. અને આપની રાણી આદિ પણ ઇન્દ્રાણી આદિ દેવસ્ત્રીથી કોઇ ઓછી નથી. અને આપનો પુત્ર પણ ઇન્દ્રના પુત્ર જયન્તની તુલ્ય છે. આપનું નગર પણ અમરાવતીથી ઓછું નથી. આપના બાગ બગીચા પણ નન્દનવનની તુલ્ય છે. વિશેષ તો શું કહીએ! આપ સર્વ પ્રકારે ઇન્દ્રની તુલ્ય છો. અને આપની વિભૂતિ પણ ઇન્દ્રની વિભૂતિ તુલ્ય છે. પરન્તુ એક માત્ર ખામી છે. તે એ કે આપની પાસે ઇન્દ્રનો પોષાક નથી. માટે આપને અવશ્ય ઇન્દ્રનો પોશાક જોઇએ. પરન્તુ તે દરેક મનુષ્ય લાવી શકતો નથી. આપ જેવા મહાન્ પુરૂષોની કૃપાથી અમે લાવી શકીએ તેમ છે. રાજા આ વાત સાંભળી બહુ પ્રસન્ન થયો અને કહેવા લાગ્યો—તમે લોકોએ આ બહુ સારૂં કર્યું છે, મારે માટે જરૂર ઇન્દ્રનો પોશાક લઇ આવો, તેને માટે જેટલા પૈસા જોઇએ તેટલા હું આપું છું. રાજાની આવી વાત સાંભળીને તે ઠગ લોક બોલ્યા—હાલ પંદર હજાર રૂપીઆનો હુકમ થવો જોઇએ. બાકી હિસાબ પોશાક લાવ્યા પછી થશે, દેવલોકનાં મોતી તથા રેશમ આદિ બહુજ કિંમતી હોય છે. રાજાએ તરત પંદર હજાર રૂપીઆ આપવાનો હુકમ કર્યો. તે લોક રૂપીઆ લઇને ગયા. એક મહિના પછી ચાર સુન્દર ખાલી પેટીને મોટાં મોટાં ચાંદીનાં તાળાં લગાવી રાજા જ્યારે સભામાં બેઠેલો હતો તે સમયમાં લઈ આવ્યા અને દેવરાજનો પોશાક લઇ આવ્યાના સમાચાર કહ્યા, અને પેટીઓ મહારાજાની આગળ રજુ કરી, અને કહેવા લાગ્યા—એની અંદર દેવરાજ ઇન્દ્રના નાના પ્રકારના દિવ્ય પોશાક ભરેલા છે. પરન્તુ જેનો એક બાપ હોય તે તેને દેખી શકશે, જેના બે બાપ હશે તે તેને દેખી શકશે નહીં, અને તેને હાથમાં લીધા છતાં પણ તે પોશાક છે એમ તેને માલમ નહીં પડે. હવે આપ આપનાં કપડાં ઉતારો, આપને દેવરાજનો નવો પોશાક જ પહેરાવીશું. રાજા તરત સર્વ કપડાં ઉતારી દિગંબર બન્યો. તે લોકોએ પેટી ઉઘાડી માત્ર

હાથનો સંકેત કરી " આ આપને માટે ધોતીઉં છે, આ અંગરખું છે, આ કોટ, આ આ પાઘડી, આ દુપટ્ટો, આ રૂમાલ છે" એમ કહી ખાલી હાથની ચેષ્ટા કરવા લાગ્યા. પરન્તુ બે બાપના થવાના ભયથી બધા લોક " બહુ સારૂં ધોતીઉં છે, કેવું ચમકદાર છે, સુન્દર કોટ છે " એમ કહેવા લાગ્યા. રાજા પણ સારૂ છે એમ કહેતો કહેતો પોશાક પહેરતો રહ્યો. બે બાપનો થવાના ભયથી તે પણ કાંઇ કહેતો નથી. સર્વ પોશાક પહેરી રહ્યો ત્યારે ઠગ લોકોએ રાજાને કહ્યું કે આપ સ્વારી ઉપર બેસીને સર્વ ગામમાં સહેલ કરો જેથી સર્વ લોક આપને જુએ અને આનન્દ પામે. રાજા તરત તૈયાર થયો. રાજાને દિગંબર જોઇ લોકો ચકિત થયા. હાહાકાર થયો. એટલે પોશાકની વાત જાણનાર લોકો કહેવા લાગ્યા કે ભાઇ! આ રાજાસાહેબ નગ્ન નથી. તેમણે ઇન્દ્રનો પોશાક પહેરેલો છે. પરન્તુ તેને જે બે બાપનો નહીં હોય તેજ દેખી શકે છે. આ સાંભળતાં જ લોકો ચુપ રહેવા લાગ્યા. આ રાજા પોતાના અદૃશ્ય ઇન્દ્રપોશાકના મહિમાનો વિચાર કરી આનન્દથી પોતાની રાણીને બતાવવાને માટે મહેલમાં પહોંચી ગયો. રાજાને દેખતાં જ ત્યાં પણ રાજા ગાંડા થવાની શંકા થઇ. રાજાને રાણીએ પૂછ્યું—આ શું થયુ? રાજા કહે છે કે મેં ઇન્દ્રનો પોશાક પહેર્યો છે, તું દેખતી નથી તેથી તું પણ બે બાપની છે. રાણી ભાવ સમજી ગઇ અને કહેવા લાગી કે આપે બરાબર ઇન્દ્રનો પોશાક પહેર્યો છે. પરન્તુ તેના સાથે એક દેશી ધોતીઉં હોય તો ઉત્તમ શોભા થાય. તે નહીં હોવાથી બરાબર શોભા નથી– એમ કહી એક ધોતીઉં આપ્યું. રાજા તેને પહેરી પહેલાં કરતાં પણ અધિક ખુશી થયો. થોડી વાર પછી રાણી અનેક યુક્તિથી રાજાને સમઝાવવા લાગી. બહુ વાર સુધી કહેવાથી ઠગોની ચાલાકી રાજાએ પણ જાણી લીધી. અને પોતાની મૂર્ખતાનો પશ્ચાત્તાપ કરવા લાગ્યો. તે દિવસથી રાજા કોઈ સાચાં વસ્ત્રનો વેપારી પણ ઉત્તમ, રાજા લોકને યોગ્ય, વસ્ત્ર લઈને આવે તો તેમના ઉપર પણ વિશ્વાસ કરતો ન હતો. અને મન્ત્રી આદિ અનેક લોકોના કહેવાથી જ તેને વિશ્વાસ થતો હતો.

રાજાને ઇન્દ્રનો પોશાક પહેરાવનારને ઠગ લોકની તુલ્ય અહીંના ઉપદેષ્ટા લોક પણ વૈદિક ધર્મનું તત્ત્વજ્ઞાન, તથા ભક્તિ, આચાર, આદિ નામને આગળ કરી ચાર્વાકાદિના સિદ્ધાન્તો સંભળાવે છે. પ્રશંસા આદિથી પોતાને કૃતકૃત્ય માનનાર ભક્તમણ્ડલ સમજે છે કે અમને ધર્મ રૂપી પોશાક પહેરાવી કૃતાર્થ કરે છે. પરંતુ પહેરેલાં વસ્ત્રોને પણ ઉતરાવી અમને નાગા કરે છે એમ તેઓ સમઝતા નથી. કેવલ નાગાપણામાં જ ધર્મ છે એવો નિશ્ચય કરીને તેઓ વાનર તથા ગધેડાના વિવાહના સ્વરૂપને બતાવે છે.

वानराणां विवाहेषु गर्दभा गीतगायकाः ।
अहो रूपं अहो रूपं अहो गानमहो गानम् ॥ " ॥

અર્થઃ—વાંદરાના વિવાહમાં ગધેડો ગાયન કરવા ગયો. ત્યાં ગધેડો વાંદરાના રૂપની પ્રશંસા કરે છે. તો વાંદરો ગધેડાના ગાયનની પ્રશંસા કરે છે. પરન્તુ વાંદરાના રૂપના અને ગધેડાના સ્વરનો મહિમા અન્ય સર્વ લોક જાણે જ છે. તેમાં કેટલાક શ્રોતાલોકોના પુણ્યનો ઉદય થવાથી કોઇ વાર વિચારશીલ બુદ્ધિ રૂપી રાણી સાથે વાર્તાલાપ થતાં કંઇક વિવેક થઇ જાય છે, ત્યારે પોશાકના તાત્પર્યની માફક ધર્મ રૂપ પોશાકનું તાત્પર્ય સમજે છે. તે

વખતે પોશાકવાળા ધુતારાથી ઠરેલા રાજા જેવી રીતે સાચાં વસ્ત્રના વેપારીથી પણ ડરતો હતો, તેવી રીતે યથાર્થ વક્તા લોકોની પાસેથી પણ શાસ્ત્રની વાત સાંભળતાં ડરે છે. અને નાગા થવા કરતાં પોતાનાં પુરાણાં કપડાં પણ પહેરીને ઘરમાં બેસી રહેવું ઠીક છે, ઇન્દ્રનો પોશાક પહેરવાની ઇચ્છાથી નાગા થવું ઠીક નથી, એવો નિશ્ચય કરી લે છે.

આ પ્રમાણે ચાર્વાકોના સિદ્ધાન્તોમાંથી બહાર નિકળવું સર્વને કઠિન પડે છે. આ સર્વ પ્રકારની આસુરી સંપત્તિવાળા લોક—

आशापाशशतैर्बद्धाः कामक्रोधपरायणाः ।
ईहन्ते कामभोगार्थमन्यायेनार्थसंचयान् ॥ ભ૦ ગી૦ અ૦ ૧૬–૧૨ ॥

અર્થ:—જે વસ્તુ મળવી કઠણ છે અને તેને પ્રાપ્ત કરવાનો ઉપાય પણ અશક્ય છે, અને આપણે બરાબર જાણતા પણ નથી, એવી વસ્તુ મેળવવાની ઇચ્છાને આશા કહે છે. એવી અનેક પ્રકારની આશા રૂપી દોરી (પાશ)થી બંધાયલા, અને કામ તથા ક્રોધને જ વશીભૂત એવા લોક વિષયોને ઉપભોગ કરવાને માટે અન્યાયથી ધનને ઉપાર્જન કરે છે. અને—

इदमद्य मया लब्धमिमं प्राप्स्ये मनोरथम् ।
इदमस्तीदमपि मे भविष्यति पुनर्धनम् ॥ ,, ॥ १३ ॥

અર્થ:—આજ મને આ ધન મળ્યું છે, અને મારી આ ઇચ્છા પૂર્ણ થવાની છે, હાલ આટલું ધન મારી પાસે છે અને આટલું વિશેષ ધન થશે. વળી—

असौ मया हतः शत्रुर्हनिष्ये चापरानपि ।
ईश्वरोऽहमहं भोगी सिद्धोऽहं बलवान्सुखी ॥ ,, ॥ १४ ॥

અર્થ:—આ શત્રુને મેં માર્યો છે, અને બીજાને પણ મારીશ, હું કેવલ સાધારણ મનુષ્ય નથી પરન્તુ ઇશ્વર છું અર્થાત્ અન્ય પ્રાણી કરતાં વિલક્ષણ શક્તિવાળો છું અથવા ઈશ્વર જ છું. વળી સર્વ પ્રકારની ભોગ સામગ્રીથી યુક્ત છું. તેમ હું પુત્ર, પૌત્ર તથા સેવક આદિ સહાયથી યુક્ત છું, અને હું પોતે પણ બલવાન્ અને નીરોગ છું. વળી—

आढ्योऽभिजनवानस्मि कोऽन्योऽस्ति सदृशो मया ।
यक्ष्ये दास्यामि मोदिष्य इत्यज्ञानविमोहिताः ॥ ,, ॥ १५ ॥

અર્થ:—હું ધનવાન્ તથા કુલીન છું. તેથી મારી તુલ્ય કોણ છે? અર્થાત્ કોઇ પણ નથી. વળી હું કીર્તિને માટે યજ્ઞાદિ કરૂં છું, અને મારી સ્તુતિ કરનારને તથા નટાદિને હું ધન આપું છું; અને નાચ કરનાર આદિની સાથે આનન્દ કરૂં છું. આ પ્રમાણે અનેક ભ્રમને પ્રાપ્ત થયા છે:—

अनेकचित्तविभ्रान्ता मोहजालसमावृताः ।
प्रसक्ताः कामभोगेषु पतन्ति नरकेऽशुचौ ॥ ,, ॥ १६ ॥

અર્થ:—આ પ્રમાણે અનેક પ્રકારના ચિત્તના સંકલ્પોથી જે ભ્રમિત થયેલા છે, કેમકે હિત તથા અહિત વસ્તુના વિવેકનું સામર્થ્ય ન હોવા રૂપ જે મોહ છે તે મોહ રૂપી જાલ વડે ઘેરાયલા છે અર્થાત્ જાલમાં ફસેલા માછલાની તુલ્ય પરવશ થયેલા છે જેથી કરીને

પોતાના અનિષ્ટના સાધન રૂપ વિષયભોગમાં જે તત્પર થયેલા છે—એવા તે લોકો અપવિત્ર મલમૂત્રાદિથી ભરેલા નરકમાં પડે છે.

તે આસુરી સંપત્તિવાળા લોક પણ કદાપિ યજ્ઞાદિ કરે છે, છતાં તેઓ નરકમાં કેમ પડે તેનું સમાધાન કરે છે:—

आत्मसंभाविताः स्तब्धा धनमानमदान्विताः ।
यजन्ते नामयज्ञैस्ते दंभेनाविधिपूर्वकम् ॥ ,, ॥ १६ ॥
अहंकारं बलं दर्पं कामं क्रोधं च संश्रिताः
मामात्मपरदेहेषु प्रद्विषन्तोऽभ्यसूयकाः ॥ ,, ॥ १८ ॥
तानहं द्विषतः क्रूरान् संसारेषु नराधमान् ।
क्षिपाम्यजस्रमशुभानासुरीष्वेव योनिषु ॥ ,, ॥ १९ ॥

અર્થ:—હું સર્વ પ્રકારનો ગુણી છું એ પ્રકારે પોતે જ પોતાની પ્રશંસા કરીને જે પૂજ્યતાને પ્રાપ્ત થયેલા છે, કોઈ સત્પુરૂષે પૂજ્ય માન્યા નથી, તથા જે નમ્રતા રહિત છે, તથા ધનના નિમિત્તથી જે માન અર્થાત્ પોતાનામાં પૂજ્યત્વનું અભિમાન, તથા તે અભિમાનથી થતો જે મદ અર્થાત્ ગુરૂ આદિ શ્રેષ્ઠમાં પણ અપૂજ્યત્વ બુદ્ધિ—તે માન તથા મદથી યુક્ત તેઓ નામને માટે અર્થાત્ " સોમયાજી " ઇત્યાદિ નામ માત્ર મેળવવાને માટે વિધિ વિનાના યજ્ઞો દંભથી કરે છે. (૧૭). તથા અહંકાર, તથા બલ અર્થાત્ બીજાને દબાવવાને માટે શરીર સંબન્ધી સામર્થ્ય, તથા દર્પ, તથા કામ, ક્રોધ, તથા બીજાના ગુણોને સહન ન કરવા રૂપ માત્સર્ય, તથા બીજા પણ અનેક દોષથી યુક્ત થયેલા તે આસુરી સંપત્તિવાળાની તથા તેમના પુત્ર, સ્ત્રી આદિની પણ બુદ્ધિના સાક્ષી રૂપ થઇને રહેલા એવા મારો દ્વેષ કરે છે. જેવી રીતે રાજાની આજ્ઞાના ઉલંઘનને રાજાનો દ્વેષ કહે છે, તેવી રીતે ઈશ્વરની આજ્ઞા રૂપ શાસ્ત્રાદિકને નહીં માનતાં શાસ્ત્રોક્ત કર્મથી વિમુખ થવું તે જ ઈશ્વરનો દ્વેષ છે. એવો દ્વેષ કરનાર, તથા ધર્માત્મા પુરૂષો ઉપર અસૂયા કરનાર (૧૮), એવા સત્પુરૂષ અને ઈશ્વર ઉપર દ્વેષ કરનાર તે ક્રૂર અધમ મનુષ્યોને હું હમેશાં આસુરી યોનિમાં ફેંકું છું. (૧૯). અને—

आसुरीं योनिमापन्ना मूढा जन्मनि जन्मनि ।
मामप्राप्यैव कौन्तेय ततो यान्त्यधमां गतिम् ॥ ,, ॥ २० ॥

અર્થ:—હે કુન્તી પુત્ર! એ પ્રમાણે આસુરી સંપત્તિને પ્રાપ્ત થયેલા તે લોક દરેક જન્મમાં હું જે પરમેશ્વર તેને પ્રાપ્ત ન થતાં પહેલાં કરતાં પણ નિકૃષ્ટ ગતિને જ પ્રાપ્ત થાય છે.

આ પ્રમાણે આસુરી સંપત્તિવાળા લોક અનેક પ્રકારનાં દુઃખના ભાગી થતા હોવાથી, આસુરી સંપત્તિનો પરિત્યાગ કરીને દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઇએ. દૈવી સંપત્તિ પ્રાપ્ત કરવાને માટે વૈદિક ઉપાસના અથવા ભક્તિ, જ્ઞાન, આદિ કોઈ પણ સાધન મનુષ્ય કરી શકે છે. તેટલા માટે પોતાનાં નિત્ય નૈમિત્તિકાદિ ધર્મોનું આચરણ કરનારે પણ પોતાનું અંતઃકરણ આસુરી સંપત્તિ વાળું છે એની પરીક્ષા કરવી જોઇએ; કારણ કે વિવેક તથા વિચાર વિના કર્મ કરનાર કેટલાએ કર્મઠ લોકોનું તેમજ શુષ્ક જ્ઞાનીનું પણ ચિત્ત સાધન કરવા છતાં પણ આસુરી સંપત્તિ તરફ ઝુકતું જોવામાં આવે છે. વળી—

द्वौ भूतसर्गौ लोकेऽस्मिन्दैव आसुर एव च । ,, ॥ ६ ॥

અર્થ:—દૈવી અને આસુરી એવી બે પ્રકારની સૃષ્ટિ છે. તેમાંની—

दैवी संपद्विमोक्षाय निबन्धायासुरी मता । ,, ॥ ५ ॥

અર્થ.—દૈવી સંપત્ મોક્ષને માટે, અને આસુરી સંપત્ સંસારમાં બન્ધનને માટે થાય છે.

આ કારણથી દરેક મનુષ્યે દૈવી સંપત્ પ્રાપ્ત કરવાને માટે પ્રયત્ન કરવો જોઈએ.

ઇતિ દૈવી તથા આસુરી સંપત્ નિરૂપણ અ. ૨ સમાપ્ત.

## ઇતિ કર્મયોગપ્રકરણ ૪ સમાપ્ત.



# ભક્તિયોગ પ્રકરણ. ૫.

## અધ્યાય ૧.

### ઉપોદ્ઘાત

ધર્મ, અર્થ, કામ, મોક્ષ, એ ચારે પુરૂષાર્થને માટે પરમેશ્વરની ભક્તિ એક પ્રધાન સાધન છે, એમ સર્વ મનુષ્ય માત્રને સમ્મત છે.

ભારત નિવાસી આર્ય પ્રજા, મુસલમાન, ઇસાઇ, આદિ સર્વ મતવાળા પણ ઈશ્વરને માને છે. પરન્તુ ભિન્ન ભિન્ન મતવાળા મનુષ્યો ઈશ્વરને ભિન્ન ભિન્ન નામથી કહે છે–કોઇ ઈશ્વર, કોઇ શૂન્ય, કોઇ અર્હન્ત, કોઇ અલ્લાહ, કોઇ ગૅાડ, કોઇ શિવ, કોઇ બ્રહ્મ, કોઈ બુદ્ધ, કોઈ કર્તા, કોઈ કર્મ નામથી પણ ઈશ્વરને કહે છે. ઈશ્વરની સત્તાને અથવા ઈશ્વરને પ્રતિપાદન કરનાર શાસ્ત્રોને, નહીં માનનાર નાસ્તિક લોક પૂર્વકાળમાં હતા, તથાપિ હાલના સમયમાં તેમની સંખ્યા વિશેષ જોવામાં આવતી નથી.

ઈશ્વરના સ્વરૂપના નિર્ણયમાં તથા તેની પ્રાપ્તિ કરવાના સાધનના નિર્ણયમાં મતભેદ છે. તથાપિ ઈશ્વરની સત્તામાં કોઈ પણ વિવાદ કરતા નથી, સર્વ કોઇ તેને માને છે. તેથી ઈશ્વરની સત્તાને માનનાર સર્વ મનુષ્યોને આસ્તિક કહેવા યોગ્ય છે.

પરમેશ્વરની ભક્તિ દ્વારા જ્ઞાનની પ્રાપ્તિ કરીને માયા રૂપી જાળમાં ફસેલા પ્રાણીના દુ:ખની નિવૃત્તિ અને આનન્દની પ્રાપ્તિ પણ થાય છે. અને માયાજાલની નિવૃત્તિ વિના દુ:ખની નિવૃત્તિ થઇ શકતી નથી. અને માયાજાલની નિવૃત્તિ પરમેશ્વરની ભક્તિ વિના થતી નથી, એવો સર્વ આસ્તિક શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે.

**त्रैलोक्ये भक्तिसदृशः पन्था नास्ति सुखावहः ॥**
**चतुर्युगेषु देवेशि कलौ तु सा विशेषतः ॥**

शि० पु० रु० सं० ख० २, अ० २३, श्लो० ३८ ॥

અર્થ:—હે પાર્વતિ! ચારે યુગમાં પણ સુખને આપનાર સાધન ઈશ્વરભક્તિની તુલ્ય આ ત્રણે લોકમાં બીજું કોઈ નથી.

**दैवी ह्येषा गुणमयी मम माया दुरत्यया ।**
**मामेव ये प्रपद्यन्ते मायामेतां तरन्ति ते ॥** भ० गी० ७–१४ ॥

અર્થ:—સ્વયં પ્રકાશ અને ચૈતન્ય આનન્દ સ્વરૂપ પરમાત્માને આશ્રયે રહેનારી તથા પરમાત્માને જ વિષય કરનારી હોઇ કલ્પેલી ત્રિગુણમયી માયાશક્તિ બહુ દુઃખ પૂર્વક તરાય છે. સર્વ પ્રકારની ઉપાધિ રહિત અને આનન્દ સ્વરૂપ પરમાત્માને જ જે મુમુક્ષુ "**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज**" (भ. गी १८–६६) એ શ્લોકમા કહેલી રીતે ભજે છે તે જ આ માયાને તરી જાય છે, અર્થાત્ પરમાત્માનો પરમ ભક્ત માયા રૂપી જાલને તોડી જન્મ મરણ રૂપી દુઃખને દૂર કરે છે.

ભગવાનના આ વચનથી સંસારદુઃખની નિવૃત્તિ કરવાનું સાધન, ભક્તિ વિના બીજું નથી એમ સર્વ મનુષ્ય જાણી શકે છે.

पुरुषः स परः पार्थ भक्त्या लभ्यस्त्वनन्यया ।
यस्यान्तःस्थानि भूतानि येन सर्वमिदं ततम् ॥ „ ८–२२ ॥

અર્થઃ—જેવી રીતે ઘટાદિ રૂપ કાર્ય મૃત્તિકા રૂપ કારણમાં જ રહે છે, અને મૃત્તિકા રૂપ કારણ વડે સંપૂર્ણ ઘટાદિ કાર્ય વ્યાપ્ત થયેલુ છે; જેવી રીતે વસ્ત્ર રૂપ કાર્ય સૂત્ર રૂપ કારણમાં જ રહે છે, અને સૂત્ર રૂપ કારણથી સર્વ વસ્ત્ર રૂપ કાર્ય વ્યાપ્ત છે; અને જેવી રીતે હારાદિ નાના પ્રકારનાં આભુષણ સુવર્ણ રૂપ કારણમાં જ રહે છે અને સુવર્ણ રૂપ કારણ વડે હારાદિ ભૂષણ વ્યાપ્ત થયેલુ છે; તેવી જ રીતે આ સંપૂર્ણ જગત્ રૂપ કાર્ય કારણ રૂપ પરમાત્મામાં જ રહેલુ છે, અને કારણ રૂપ પરમાત્મા વડે સંપૂર્ણ જગત્ રૂપ કાર્ય વ્યાપ્ત થઇ રહેલું છે.

જે પરમાત્મામાં આ સંપૂર્ણ જગત્ રહેલું છે, અને જે પરમાત્મા વડે આ સંપૂર્ણ જગત્ વ્યાપ્ત થઇ રહેલુ છે, તે પરમાત્મા અનન્ય ભક્તિ વડે જ પ્રાપ્ત થવા યોગ્ય છે. અર્થાત્ જેવી રીતે રજ્જુમાં કલ્પેલા દંડ, ધારા, સર્પ, તરંગ, આદિ પદાર્થ રજ્જુથી ભિન્ન નથી, તેવી રીતે પરમાત્મામાં કલ્પિત સંપૂર્ણ જગત્ પરમાત્માના સ્વરૂપથી ભિન્ન નથી. સર્વ જગત્ માત્ર પરમાત્માનું જ સ્વરૂપ છે એવા પ્રકારના નિશ્ચયથી જે પરમાત્મામાં પ્રીતિ છે તેનું નામ "અનન્ય ભક્તિ" છે. તે અનન્ય ભક્તિ વડે પરમાત્મા પ્રાપ્ત થવા યોગ્ય છે.

"અનન્ય ભક્તિ"નો આ પ્રકારનો અર્થ શ્રીમદ્ભાગવતમાં કહ્યો છેઃ—

खं वायुमग्निं सलिलं महीं च ज्योतींषि सत्त्वानि दिशो द्रुमादीन् ।
सरित्समुद्रांश्च हरेः शरीरम् यत्किंच भूतं प्रणमेदनन्यः ॥
भा० पु० स्क० ११, अ० २–४१ ॥

અર્થઃ—આકાશ, વાયુ, અગ્નિ, જલ, પૃથિવી એ પંચ ભૂત, અને સૂર્ય, ચંદ્ર, નક્ષત્રાદિ જ્યોતિ પદાર્થ, તથા નાના પ્રકારનાં પ્રાણીઓના સમૂહ, તથા પૂર્વાદિ દિશાઓ, તથા વૃક્ષો, નદી, સમુદ્ર, આદિ જે કોઇ સ્થાવર જંગમ પદાર્થ છે તે સર્વ પરમાત્માનું જ શરીર છે. માટે પરમાત્માના અનન્ય ભક્ત વસ્તુ માત્રને પરમેશ્વર સ્વરૂપ જાણીને ઇશ્વરબુદ્ધિથી પ્રણામ કરે છે. અર્થાત્ સર્વ પદાર્થોમાં અસ્તિ ભાતિ પ્રિય રૂપથી વ્યાપક પરમાત્માને જ દેખતા સતા ભેદબુદ્ધિનો અભાવ હોવાથી સર્વ ને નમે છે. કોઇના ઉપર રાગદ્વેષ અથવા કોઇની નિન્દા સ્તુતિ કરતા નથી. આવી પ્રકારનો જે ભક્ત છે તેનું નામ "અનન્ય ભક્ત" છે.

કેટલાક લોક પોતાના ઇષ્ટ દેવને છોડીને અન્ય દેવને નમસ્કારાદિ ન કરવા, અથવા અન્ય દેવનું નામ ન લેવુ, તેને અનન્ય ભક્તિ કહે છે. પરંતુ તે લોકનુ કથન શાસ્ત્ર વિરૂદ્ધ હોઇ માન્ય થઇ શકતુ નથી.

શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ અનન્ય ભક્તિનો ઉલ્લેખ છે—

अपि चेत्सुदुराचारो भजते मामनन्यभाक् ।
साधुरेव स मन्तव्यः सम्यग्व्यवसितो हि सः ॥ भ० गी० अ० ९–३० ॥

અર્થઃ—કોઈ દુરાચારી મનુષ્ય પણ અર્થાત્ ખોટાં આચરણ કરનાર પણ—અનન્ય ભક્તિ પૂર્વક એ પરમાત્માને ભજે તો તે મનુષ્ય સાધુ જ છે એમ માનવું જોઈએ, કેમકે તે યથાર્થ નિશ્ચય વાળો છે, અર્થાત્ પરમાત્માના ભજનથી હું સંસારના દુઃખને તરી જઇશ એવો તેનો નિશ્ચય બહુ શ્રેષ્ઠ છે. એવી પ્રકારના નિશ્ચય પૂર્વક ભગવાનને ભજવાથી તે જાતિથી અથવા ક્રિયાથી અથવા દુઃસ્વભાવથી પણ અત્યન્ત દુષ્ટ આચરણ વાળો હોય તોપણ તે મનુષ્ય સાધુ જ છે. તત્કાલ તે સાધુ ન પણ હોય, તોપણ તે થોડા સમયમાં સદાચારી થશે જ. તેથી જ તેને ભક્તિના આરંભ કાળમાં પણ સાધુ કહ્યો છે.

બહુ કાલ સુધી અધર્મ કર્યા છતાં પણ મારી (ભગવાનની) ભક્તિના મહિમાથી વિલંબ વગર તે દુરાચારનો પરિત્યાગ કરીને સદાચારી થશે; અને શીઘ્રતાથી વૈરાગ્ય વડે વિષય ભોગની ઇચ્છાની નિવૃત્તિ રૂપ નિત્ય શાન્તિને પ્રાપ્ત થશે.

શંકાઃ—તમારા (ભગવાનના) સર્વ કોઇ ભક્ત પ્રથમથી જ દુરાચારનો ત્યાગ કરે નહીં તો તે ધર્માત્મા જ નહીં થઈ શકે?

આવી શંકા યુક્ત અર્જુનને જોઇને ભગવાન્ કહે છે-" હે કુન્તીપુત્ર! દુરાચારી મનુષ્ય ઈશ્વરભક્તિથી ધર્માત્મા થાય છે એ વાતમાં તું આશ્ચર્ય ન માન. એ તો મારી ભક્તિનો મહિમા છે. માટે એવી શંકા કરનારની પ્રતિ " પરમેશ્વરનો ભક્ત દુરાચારી કે અયોગ્ય પણ હોય છતાં નાશને પ્રાપ્ત થતો નથી " એવી તું પ્રતિજ્ઞા કર. અજામિલ, ગજેન્દ્ર, આદિકનુ દૃષ્ટાન્ત શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

પરન્તુ કોઇ પાખંડી મનુષ્ય નાના પ્રકારના દુરાચાર પણ કરતો રહે અને ભક્તિનો ડોળ પણ કરતો રહે તો તેને કોઇ પ્રકારનાં પાપથી બાધ નહીં થાય એવો આ શ્લોકનો ભાવ નથી. પરન્તુ ભક્તિ કરનાર તીવ્ર પાપના દોષવશાત્ ભક્તિ કરતાં કરતાં કંઈ પાપ કરી બેસે તો તેની નિવૃત્તિ ભક્તિથી થઇ શકે છે, અને પાપથી મુક્ત થઇ તે શીઘ્ર ધર્માત્મા થઇ શકે છે તથા શાન્તિને પણ પ્રાપ્ત કરે છે એવો ભગવદ્‌ભક્તિનો પ્રભાવ આ શ્લોકથી કહ્યો છે.

**मन्मना भव मद्भक्तो मद्याजी मां नमस्कुरु ।**
**मामेवैष्यसि युक्त्वैवमात्मानं मत्परायणः ॥ ,, ९–३४ ॥**

અર્થઃ—મારામાં મનવાળો થા, અને મારો જ ભક્ત થા, કોઇ રાજાનો ભક્ત હોય છે તથાપિ તેનું મન તો પોતાના પુત્રાદિમાં હોય છે. પુત્રાદિમાં મન હોવા છતાં પણ તેમનો ભક્ત કહેવાય નહીં. તેથી **मन्मनाः** તથા **मद्भक्तः** એ બંને કહ્યાં છે. અર્થાત્ કોઇ ભક્ત પરમાત્માની ભક્તિ કરે છે તથાપિ તેનું મન સંસારના પદાર્થોમાં રહે છે. પરન્તુ તેવું નહીં થવું જોઇએ. ભક્તિ પણ પરમાત્માની કરવી, મન પણ પરમાત્મામાં જ રાખવું—એવો ભાવ છે. તેવી રીતે મારૂં (પરમેશ્વરનું) જ પૂજન કરો, મને પરમેશ્વરને જ નમસ્કાર કરો. આ પ્રકારે મન, વાણી, શરીરથી હું પરમાત્માને શરણ થઇને અંતઃકરણને મારામાં જોડવાથી મને પરમાત્માને જ પ્રાપ્ત થાય છે.

**भक्त्या मामभिजानाति यावान्यश्चास्मि तत्त्वतः ।**
**ततो मां तत्त्वतो ज्ञात्वा विशते तदनन्तरम् ॥ ,, १८–५५ ॥**

અર્થઃ—નિરન્તર પરમાત્મામાં અન્તઃકરણની વૃત્તિના પ્રવાહ રૂપ ભક્તિ વડે, જે વિભુ

અને નિત્ય, તથા પરિપૂર્ણ સત્ય જ્ઞાન આનંદ સ્વરૂપ, સર્વ પ્રકારની ઉપાધિ રહિત એક રસ એવા મને પરમાત્માને જાણે છે. ત્યાર બાદ અર્થાત્ પરમાત્માને જાણ્યા પછી— એવા " અદ્વિતીય પરમાત્મા મારૂં સ્વરૂપ છે " એવો સાક્ષાત્કાર કરીને, પ્રારબ્ધ કર્મનો ભોગ પૂર્ણ થયે દેહ પડતાં મને પરમાત્માને પ્રાપ્ત થાય છે,

**मच्चित्तः सर्वदुर्गाणि मत्प्रसादात्तरिष्यसि ।**

**अथ चेत्त्वमहंकारान्न श्रोष्यसि विनङ्क्ष्यसि ॥** „ १८–५८ ॥

અર્થ:—પરમાત્મામાં ચિત્તવાળો તું, તરવાને કઠિન એવા કામક્રોધાદિ રૂપ સંસારદુઃખના કારણને મારી પ્રસન્નતા માત્રથી કોઇ પ્રકારના પ્રયત્ન વિના તરી જશે. અને જો તું મારા વચન ઉપર વિશ્વાસ ન રાખતાં " હું પણ્ડિત " છું એવા ગર્વથી મારા વચનાનુસાર નહીં વર્તે તો તારો નાશ થશે અર્થાત તું પુરુષાર્થથી ભ્રષ્ટ થઇશ.

**सर्वधर्मान्परित्यज्य मामेकं शरणं व्रज ।**

**अहं त्वा सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः ॥** „ १८–६६ ॥

અર્થ:—વર્ણધર્મ, આશ્રમધર્મ, સામાન્યધર્મ, આદિક નાના પ્રકારના ધર્મોનો પરિત્યાગ કરીને હું જે પરમાત્મા તેને શરણે જા. " મારે અન્યધર્મથી શુ પ્રયોજન છે, પરમેશ્વરના અનુગ્રહથી જ હું કૃતાર્થ થઇશ " એવા નિશ્ચયપૂર્વક પરમાત્માને ભજ, પરમાત્મા જ પરમ તત્ત્વ છે. " આ ધર્મ જ મારૂં શરણ છે, આ ધર્મથી જ હું કૃતકૃત્ય થઇશ " એવી રીતનો ધર્મમાં જે આદર છે તે આદરનો પરિત્યાગ કરવો તેજ ધર્મનો પરિત્યાગ છે, કેમકે કોઇ પણ પ્રકારના ધર્મનો સ્વરૂપથી ત્યાગ કરવાનો અર્જુન પ્રતિ ઉપદેશ કરી શકતા નથી, કેમકે—

**कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन ।**

**मा कर्मफलहेतुर्भूर्मा ते संगोऽस्त्वकर्मणि ॥** „ २–४७ ॥

અર્થ:—હે અર્જુન ! અશુદ્ધ અન્તઃકરણવાળા તારો અન્તઃકરણની શુદ્ધિ કરનાર નિષ્કામ કર્મમાં જ અધિકાર છે, જ્ઞાનનિષ્ઠા રૂપ વેદાન્તવિચારમાં અધિકાર નથી. વળી કર્મ કરતા સતા તને કર્મફળ રૂપ સ્વર્ગાદિની ઇચ્છા ન હો—અર્થાત્ મારે આ કર્મફળ ભોગવવાનું છે એવી બુદ્ધિ ન કર. " કર્મના ફલની ઇચ્છા ન કરવા છતાં પણ કર્મના સામર્થ્યથી જ ફળ મળશે. માટે કર્મ કરનારને અવશ્ય ફલ મળશે " એવી શંકા બની શકે છે. તેનું "**मा कर्मफलहेतुर्भूः**" એ સમાધાન છે. કર્મ જરૂર ફળ આપે છે એ વાત સત્ય છે. પરન્તુ ફળની કામના પૂર્વક કરેલું કર્મ જ સ્વર્ગાદિક ફળને ઉત્પન્ન કરે છે, નિષ્કામતાથી કરેલું કર્મ નહીં. સ્વર્ગાદિ ફલની ઇચ્છા વિના, કેવલ ઇશ્વરાર્પણબુદ્ધિથી કરેલું કર્મ અન્તઃકરણની શુદ્ધિ કરવામાં કારણ છે. મુમુક્ષુઓને અન્તઃકરણની શુદ્ધિની આવશ્યકતા છે. માટે " ફલની ઇચ્છા રાખવાની નથી તો પછી દુઃખ રૂપ કર્મ કરવાનું શું પ્રયોજન છે ? " એવો વિચાર કરીને કર્મના ત્યાગમાં પણ તારી રૂચિ ન થાઓ—" **मा ते संगोऽस्त्वकर्मणि** " અકર્મમાં-વિહિત કર્મ ન કરવામાં–તને સંગ ન થાઓ—એમ કર્મત્યાગનો પણ નિષેધ કર્યો છે.

આગળ ભગવાને, શ્રેષ્ઠ રાજા આદિક તત્ત્વવેત્તા હોવાથી તેમને કર્મ કરવા કંઇ પ્રયોજન નથી, તથાપિ તે લોકોએ લોકસંગ્રહને માટે પણ કર્મ કરવું જોઇએ, એવી આવશ્યકતા

બતાવી છે. લોકોને કુમાર્ગમાંથી નિવૃત્ત કરીને સન્માર્ગમાં પ્રવૃત્તિ કરાવવાનું નામ જ "લોકસંગ્રહ" છે. રાજા આદિ શ્રેષ્ઠ પુરૂષ કર્મ કરે તો સર્વ લોક કર્મ કરશે, અને તે લોક કર્મનો ત્યાગ કરે તો સર્વ કોઇ કર્મનો ત્યાગ કરશે–એવો નિયમ નથી. તથાપિ કોઇક લોક તેમનું જોઇને કર્મ કરવાનો અથવા કર્મનો ત્યાગ કરવાનો સંભવ છે. માટે શ્રેષ્ઠ પુરૂષોએ હમેશાં સન્માર્ગમાં પ્રવૃત્ત રહેવું જોઇએ એવો શ્લોકનો ભાવ છે. અર્જુનને સ્વરૂપથી કર્મનો ત્યાગ કરવાનો ઉપદેશ નહીં કરવામાં બીજું પણ કારણ છે, કેમકે સર્વ પ્રકારના કર્મનો ત્યાગ સંન્યાસાશ્રમમાં જ બની શકે છે. અર્જુનને ભગવાન્ સંન્યાસી થવાની કોઇ પણ પ્રકારે સંમતિ આપતા નથી, પરન્તુ યુદ્ધાદિ રૂપ કર્મો કરવાની જ આજ્ઞા કરે છે. માટે પણ **"सर्वधर्मान्परित्यज्य"** એ શ્લોકમાં સ્વરૂપથી કર્મત્યાગ કરવાનો અર્જુન પ્રતિ ઉપદેશ બની શકતો નથી, પરન્તુ કર્મમાં આસક્તિ ન રાખવી એ જ ભાવ છે.

કેટલાક વેદાન્તી લોકોનું એવું કથન છે કે જે તત્ત્વવેત્તા છે તે કોઇ પણ ધર્મનું આચરણ કરતા નથી, પરન્તુ તેઓ શાન્તિથી સૂતા અથવા બેઠા રહે છે, તેથી તત્ત્વવેત્તાથી લોકસંગ્રહ બની શકે નહી. આવું કહેનારનું વેદાન્તશાસ્ત્રનું જ્ઞાન બહુ જ ગભીર છે! શું તત્ત્વજ્ઞાનને તે લોકોએ ક્ષયરોગ તુલ્ય માન્યું છે? આ વાતનો ખુલાસો આગળ કરવાનો છે. માટે અહીં વિશેષ લખવામાં આવ્યુ નથી. વળી—

**मां च योऽव्यभिचारेण भक्तियोगेन सेवते ।**
**स गुणान्समतीत्यैतान् ब्रह्मभूयाय कल्पते ॥ ,, १४–२६ ॥**

અર્થઃ—બારમા અધ્યાયમાં કહેલા ભક્તિયોગની રીતિથી જે અન્તર્યામી નારાયણનું ચિન્તન કરે છે એવો અમારો ભક્ત સત્ત્વાદિ ત્રણ ગુણોનું તથા ગુણોના કાર્યરૂપ પ્રપંચનું પણ ઉલ્લંઘન કરીને અર્થાત્ અદ્વૈતદર્શનથી તેનો બાધ કરીને મોક્ષ પ્રાપ્ત કરવાને સમર્થ થાય છે. હમેશાં ભગવાનનું ચિન્તન જ ગુણાતીત થવામાં કારણ છે એવો આ શ્લોકનો ભાવ છે.

**ये तु सर्वाणि कर्माणि मयि संन्यस्य मत्पराः ।**
**अनन्येनैव योगेन मां ध्यायन्त उपासते ॥ ,, १२–६ ॥**
**तेषामहं समुद्धर्ता मृत्युसंसारसागरात् ।**
**भवामि न चिरात्पार्थ मय्यावेशितचेतसाम् ॥ ,, १२–७ ॥**

અર્થઃ—જેને હું પરમાત્મામાં જ પ્રીતિ છે એવા જે ભક્ત સંપૂર્ણ કર્મફળને હું પરમાત્મામાં જ અર્પણ કરતા સતા "ભગવાન્ જ સર્વ પ્રકારે અમારો આશ્રય છે" એવા નિશ્ચય રૂપ એકાન્ત ભક્તિયોગ વડે મારૂં ચિન્તન કરે છે, અને અંતઃકરણની વૃત્તિને પરમાત્માકાર કરે છે, અને એકાગ્રતા કરીને જેણે ચિત્તને પરમાત્મામાં પ્રવેશ કરાવ્યો છે, એવા ભક્તનો હું શીઘ્ર જ એટલે આ જન્મમાં જ મૃત્યુયુક્ત સંસાર રૂપી સમુદ્રમાંથી ઉદ્ધાર કરી લઉં છું.

**सकलभुवनमध्ये निर्धनास्तेऽपि धन्या निवसति हृदि येषां श्रीहरेर्भक्तिरेका ।**
**हरिरपि निजलोकं सर्वथाऽतो विहाय प्रविशति हृदि येषां भक्तिसूत्रोपनद्धः ॥**
**मा० माहा० ३–७३ ॥**

અર્થ:—કેટલાએ અજ્ઞાની મનુષ્યો આ જગત્‌માં ધનવાન્‌ને જ ધન્ય માને છે, અને ગરીબને તુચ્છ માને છે. પરંતુ સકલ ભુવનમાં દરિદ્ર હોવા છતાં જેના હૃદયમાં પરમેશ્વરની ભક્તિ નિવાસ કરે છે એવા ભક્ત જ ધન્ય છે. તેટલા માટે ભગવાન્ પણ પોતાના સ્થાનનો ત્યાગ કરીને પ્રેમ રૂપી દોરીથી બન્ધાયલા હોવાથી તે ભક્તોના હૃદયમાં જ નિવાસ કરે છે. સર્વ જગત્ માત્રને સત્તા સ્ફુર્તિ દેનાર પરમેશ્વર એકલા ભક્તોના હૃદયમાં જ રહે છે એ વાત બને નહીં, કેમકે ભગવાન્ તો સર્વ સ્થાનોમાં રહે છે. તેમની ચૈતન્યશક્તિ વિના કોઈ પદાર્થની ચેષ્ટા અથવા કોઇની પણ પ્રતીતિ થઈ શકે નહીં તથાપિ "**नाहं प्रकाशः सर्वस्य योगमायासमावृतः**:" (भ गी.૭–૨૮) અર્થ:– હું પરમેશ્વર સર્વ લોકો પ્રતિ પ્રકટ થતો નથી. અર્થાત્ મારા સ્વરૂપથી પ્રકાશતો નથી. પરંતુ મારા કોઈ ભક્તને જ પ્રકટ થાઉં છું. ભક્તોના હૃદયમાં પ્રકટ થવું તે જ આ શ્લોકમાં "**प्रविशति**" શબ્દનો અર્થ છે. "निवास" શબ્દનો પણ તે જ ભાવ છે. "**योगमायासमावृतः**" એ પદથી સર્વ લોકો પ્રતિ પ્રકટ નહીં થવાનું કારણ બતાવ્યું છે. પરમાત્માના સંકલ્પને અધીન વર્તનારી માયાશક્તિનું નામ **યોગમાયા** છે. અભક્ત લોકો હું પરમાત્માને જાણે નહીં એવા ઈશ્વરના સંકલ્પને અનુસાર કાર્ય કરનારી યોગમાયા વડે ભગવાન્ ઢંકાયલા છે. તેથી ભગવાન સર્વના હૃદયમાં રહેલા છતાં પોતાના આનંદ સ્વરૂપને પોતાના ભક્તોના હૃદયમાં જ પ્રકટ કરે છે. અગ્નિથી દૂર રહેનારની ઠંડીને અગ્નિ નિવૃત્ત કરતો નથી. પાસે રહેનારની જ નિવૃત્ત કરે છે એ વાત સર્વને અનુભવ સિદ્ધ છે. તેવી રીતે ભગવાન્ પણ પોતાના ભક્તોના હૃદયમાં જ બ્રહ્માનન્દનો અનુભવ કરાવી મોક્ષના અધિકારી બનાવે છે. આ રીતે ભગવાન્‌માં કોઈ પ્રકારના પક્ષપાતનો આરોપ ઘટી શકતો નથી.

**यदा ते निश्चलं चेतो मयि भक्तिसमन्वितम् ।**
**तदा त्वं मत्प्रसादेन निर्वाणमपि यास्यसि.॥** વિ૦પુ૦અં૦૧,અ૦૨૦–૨૭ ॥

અર્થ:— જ્યારે તમારૂં ભક્તિ યુક્ત ચિત્ત ચંચળતાનો પરિત્યાગ કરીને મારા સ્વરૂપમાં સ્થિર થશે ત્યારે મારા અનુગ્રહથી તમને મોક્ષ પ્રાપ્ત થશે.

**यमनियमविधूतकल्मषाणामनुदिनमच्युत सक्तमानसानाम् ।**
**अपगतमदमानमत्सराणां व्रज भट दूरतरेण मानवानाम् ॥**
वि०पु०अं० ३, अ०७–२६ ॥

અર્થ:— યમરાજ પોતાના દૂતોને કહે છે– હે દૂતો ! યમ નિયમ આદિક સાધનો વડે જેમણે પોતાના પાપનો નાશ કર્યો છે, અને જેવી રીતે વિષયભોગની ઇચ્છાવાળા મનુષ્યના ચિત્તની આસક્તિ તે પદાર્થમાંજ રહે છે, તેવી રીતે જે ભક્તોની આસક્તિ પરમેશ્વરમાંજ છે, અને જેના માન, મદ, મત્સરાદિ દૂર થઈ ગયા છે. તેવા ભગવાન્‌ના ભક્તોથી તમે લોકો દૂર રહેજો–અર્થાત ભગવાન્‌ના ભક્ત યમદૂતોની સાથે યમપુરીમાં જતા નથી.

**नायमात्मा प्रवचनेन लभ्यो न मेधया न बहुनाश्रुतेन ।**
**यमेवैष वृणुते तेन लभ्यस्तस्यैष आत्मा विवृणुते तनुंस्वाम् ॥**
कठ० उ० अ० १–२–२३ ॥

અર્થઃ—આ આત્મા વેદાધ્યયનથી પ્રાપ્ત થવા યોગ્ય નથી. ગ્રન્થાર્થને ધારણ કરવાના મેધાશક્તિથી પણ પ્રાપ્ત થઈ શકતો નથી. વળી આત્મપ્રતિપાદક ઉપનિષદ્ શાસ્ત્રોને છોડી બીજાં અનેક શાસ્ત્રોના શ્રવણથી પણ પ્રાપ્ત થતો નથી. તેમજ સાક્ષાત્કારવાળા ગુરૂના ઉપદેશ વિના કેવળ ઉપનિષદ્ શ્રવણથી પણ પ્રાપ્ત થતો નથી. પરન્તુ જેના ઉપર પરમાત્માનો અનુગ્રહ છે તેવા મુમુક્ષુને જ પરમાત્માની પ્રાપ્તિ થાય છે. અને તેમના પ્રતિ જ પરમાત્મા પોતાના યથાર્થ સ્વરૂપને પ્રકટ કરે છે.

तत्सवितुर्वरेण्यं भर्गो देवस्य धीमहि । धियो यो नः प्रचोदयात् ॥ तै० सं० का० १. प्रपा० ५, अनु० ६ ॥ शु० य० वे० सं० अ. ३-३५ ॥

અર્થઃ—સર્વની ઉત્પત્તિ આદિ કરનાર અને વૃષ્ટિદાનાદિ ગુણ યુક્ત તથા સર્વને ભજવા યોગ્ય તેજોરૂપ બ્રહ્મ( પરમાત્મા )નું હું ચિન્તન કરૂં છું. તે પરમાત્મા મારી બુદ્ધિને ધર્માચરણ, ઈશ્વરભક્તિ, આદિ સન્માર્ગમાં પ્રવૃત્ત કરે.

त्र्यंबकं यजामहे सुगन्धिं पुष्टिवर्धनम् ।
उर्वारुकमिव बन्धनान्मृत्योर्मुक्षीय मामृतात् ॥

ऋ० वे० सं०, मंडल० ७, अ० ४, सू० ५९ ऋ० १२ ॥

અર્થઃ—બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વરાદિ દેવતાના પણ પિતા રૂપ—અર્થાત્ સંપૂર્ણ સ્થાવર જંગમ રૂપ પ્રાણીઓને ઉત્પન્ન કરનાર, તથા જેણે પોતાના પુણ્ય રૂપ(પવિત્ર) કીર્તિને જગત્માં ફેલાવી છે, અને જે ઉપાસકોના ઐશ્વર્યને વધારનાર છે, એવા પરમાત્માનું હું નિષ્કામ કર્મ તથા ઉપાસના દ્વારા, પૂજન કરૂં છું. આપ પરમાત્માની પ્રસન્નતાથી હું જન્મ મરણ રૂપ દુઃખમાંથી છૂટી જાઉં. જેવી રીતે પાકેલી કાકડી પોતાના ડીંટામાંથી શીઘ્ર છૂટી જાય છે, તેમ આપ મને મૃત્યુથી અથવા સંસારથી છોડાવો—અર્થાત્ મૃત્યુથી છોડાવી મને મુક્ત કરો. માટે ભક્તિ વડે પરમાત્માનો અનુગ્રહ સંપાદન કરવો એ મુમુક્ષુનું કર્તવ્ય છે એવો આ મન્ત્રનો ભાવ છે.

આવી રીતે શ્રીમદ્ભગવદ્ગીતા તથા ભાગવતાદિ પુરાણ અને વેદોના અનેક મન્ત્ર પણ પરમાત્માની ભક્તિથી મોક્ષ પ્રાપ્તિનું કથન કર્યું છે.

नृदेहमाद्यं सुलभं सुदुर्लभं प्लवं सुकल्पं गुरुकर्णधारम् ।
मयानुकूलेन नभस्वतेरितं पुमान् भवाब्धिं न तरेत्स आत्महा ॥

भा० स्क० ११, अ० २०-१७ ॥

અર્થઃ—સર્વ પ્રાણીઓના જન્મમાં મનુષ્યજન્મ શ્રેષ્ઠ( आद्यम् )છે. બહુ કષ્ટથી પ્રાપ્ત થવા છતાં સુલભતાથી પ્રાપ્ત થયો છે. અને સંસાર રૂપ સમુદ્રને તરવાને માટે એક નૌકા રૂપ છે. તથા જે સર્વ પ્રકારનું સાધન કરવાના સામર્થ્ય યુક્ત છે. વળી જેવી રીતે જલમાં નૌકાને સીધા રસ્તા ઉપર લઈ જવાને સુકાન કામ દે છે, અને અનુકુળ પવનથી પ્રેરિત થયેલી તે શીઘ્ર પાર ઉતારે છે, તેવી રીતે સંસાર રૂપી સમુદ્રને તરી જવામાં શરીર રૂપી નૌકાને ગુરૂ (ઉપદેષ્ટા) સુકાન રૂપ છે અને ભગવાન્ની કૃપા અનુકુલ પવનનું કામ કરે છે. આ પ્રમાણે ગુરૂ રૂપી સુકાનવાળી, ઈશ્વરકૃપા રૂપી અનુકુલ પવનવાળી, શરીર રૂપી નૌકાને પ્રાપ્ત કરીને ( लब्ध्वा

इति शेषः ) જે પુરૂષ સંસારસમુદ્રને તરી જતો નથી તે આત્મહત્યારો છે. ગાયને મારનાર ગોહત્યારો કહેવાય છે, બ્રાહ્મણની હત્યા કરનારને બ્રહ્મહત્યારો કહે છે, તેવી રીતે સંસારસાગરથી પોતાનો ઉદ્ધાર કરવાનો પ્રયત્ન નહી કરનારને આત્મહત્યારો કહે છે. અને જેવી રીતે ગોહત્યા, બ્રહ્મહત્યા, આદિ કરનારને ઘોર નરક ભોગવવું પડે છે, તેવી રીતે આત્મહત્યારા મનુષ્યને પણ પશુ, પક્ષી, આદિ નીચ યોનિની પ્રાપ્તિ રૂપ નરક ભોગવવું પડે છે.

**असूर्या नाम ते लोका अन्धेन तमसा वृताः ॥ तांस्ते प्रेत्याभिगच्छन्ति ये के चात्महनो जनाः ॥ ईशा० उ० ३ ॥**

અર્થ —જે મનુષ્ય આત્મહત્યારો છે તે મરીને, જે જન્મમાં મહાન્ અજ્ઞાનરૂપ અંધકાર, છે, અને જે જન્મમા માત્ર ખાવા પીવાનું અને રમણ કરવાનું માત્ર જ્ઞાન છે, એવા પશુ, પક્ષી, સર્પ, આદિમાં જન્મને પ્રાપ્ત થાય છે.

ઉપરનો ભાગવતનો શ્લોક તથા ઈશાવાસ્યોપનિષદ્નો આ મંત્ર, ઈશ્વર ભક્તિ દ્વારા મોક્ષને સંપાદન ન કરનારને પશ્વાદિ જન્મની પ્રાપ્તિ રૂપ અધોગતિ પણ બતાવે છે.

તેટલા માટે, જેમ ક્ષુધાની નિવૃત્તિને સારૂ અન્ન સંપાદન કરવાની, તથા પિપાસાની નિવૃત્તિ માટે જલ સંપાદન કરવાની, તથા રોગની નિવૃત્તિને માટે ઔષધ સેવન કરવાની ઇચ્છા કરે છે; તેવી રીતે સંસારના દુઃખની નિવૃત્તિને માટે ઈશ્વરભક્તિ કરવાની ઇચ્છા પણ કરવી જોઇએ. જે મનુષ્ય ભક્તિદ્વારા પોતાનો ઉપકાર કરતો નથી તે આસુરી સંપત્તિ દ્વારા અવશ્ય પાપકર્મમાં પ્રવૃત્ત થશે અને પરલોકના દુઃખનો પણ ભાગી થશે.

ઇતિ ભક્તિયોગ પ્ર૦ ૫ માં ઉપોદ્ઘાત અ. ૧. સમાપ્ત.



## અધ્યાય. ૨.

### સગુણ ભક્તિના ભેદનું નિરૂપણ.

હવે ભક્તિયોગ પણ મોક્ષનો એક ઉપાય છે તે બતાવવા મોક્ષના ઉપાયોનુ વર્ણન કરવામાં આવે છે:—

**योगास्त्रयो मया प्रोक्ता नृणां श्रेयो विधित्सया ।**
**ज्ञानं कर्म च भक्तिश्च नोपायोऽन्योऽस्ति कुत्रचित् ॥भा.स्क.११,अ.२०–६॥**

અર્થ:—મનુષ્યોના મોક્ષનું વિધાન કરવાને માટે, મેં ત્રણ યોગ કહ્યા છે—૧. જ્ઞાનયોગ, ૨. કર્મયોગ, અને ૩. ભક્તિયોગ, તેથી અતિરિક્ત કોઇ ઉપાય શાસ્ત્રોમાં છે નહીં. અને અષ્ટાંગ યોગ તો જ્ઞાનયોગની અન્તર્ગત છે. માટે યોગ ત્રણ જ છે. આ પ્રમાણથી કર્મયોગ તથા જ્ઞાનયોગને પણ ભક્તિયોગની માફક મોક્ષનાં સાધન કહ્યાં છે તે અધિકારીભેદથી કહેલા છે.

**निर्विण्णानां ज्ञानयोगो न्यासिनामिह कर्मसु ।**
**तेष्वनिर्विण्णचित्तानां कर्मयोगस्तु कामिनाम् ॥ " ॥ ७ ॥**

અર્થ:—કર્મફલનો ત્યાગ કરવાથી જેઓ કર્મમાંથી વિરક્ત( નિર્વિણ્ણ ) થયેલા છે તેમને જ્ઞાનયોગ સિદ્ધિ દેનાર છે. અને જેઓ કર્મફલની ઇચ્છાવાળા( સકામી ) હોઈ કર્મમાં આસક્ત ચિત્તવાળા છે તેમને કર્મયોગ જ અન્તઃકરણની શુદ્ધિ તથા જ્ઞાનની પ્રાપ્તિ દ્વારા મોક્ષ રૂપ સિદ્ધિને અપાવનાર છે.

**यदृच्छया मत्कथादौ जातश्रद्धस्तु यः पुमान् ।**
**न निर्विण्णो नातिसक्तो भक्तियोगोऽस्य सिद्धिदः ॥ " ॥ ८ ॥**

અર્થ:—પૂર્વ શ્લોકમાં જ્ઞાનયોગ તથા કર્મયોગના અધિકારી બતાવીને આ શ્લોકમાં ભક્તિયોગના અધિકારી કહે છે. જે મનુષ્યને, અનાયાસે પૂર્વનાં પુણ્યનો ઉદય થવાથી મારી કથા, તથા મારા ભક્તોનો સમાગમ, આદિમાં શ્રદ્ધા ઉત્પન્ન થઇ હોય, પરન્તુ પૂર્ણ રીતે વિરક્ત થયા નથી, અને અત્યન્ત આસક્ત પણ નથી અર્થાત્ કંઇક વિરક્ત છે છતાં સર્વ પ્રકારના વિષય પદાર્થોનો ત્યાગ કરવાનું સામર્થ્ય પણ નથી એવા મનુષ્યોને ભક્તિયોગ જ પુરૂષાર્થસિદ્ધિનું સાધન છે.

આ પ્રમાણોથી વિરક્તોને જ્ઞાનમાં, અત્યન્ત આસક્તોને કર્મમાં, અને અતિ આસક્તિથી રહિત અલ્પ વિરક્તિવાળાને ભક્તિમાં અધિકાર કહ્યો છે.

જગત્માં પ્રાણીમાં બહુધા તો અત્યન્ત આસક્ત જ છે. બાકીના બે પ્રકારના મનુષ્યો ઘણા થોડા હોય છે. તેમાં પણ જ્ઞાનના અધિકારી જે વિરક્ત; તેની સંખ્યા તો અતિ અલ્પ જ હોય છે. પરન્તુ ત્રીજા પ્રકારના એટલે અલ્પ વિરક્તિવાળાની સંખ્યા જ્ઞાનના અધિકારી કરતાં અધિક હોય છે. તેથી શાસ્ત્રમાં કેટલાંએ સ્થાનમાં ભક્તિની વિશેષતા કહેલી છે.

ચિત્ત રૂપ વસ્તુનો સ્વભાવ લાખના જેવો કઠિન છે. જેવી રીતે અગ્નિના સંબંધથી લાખ પિગળી જાય છે તેવી રીતે ચિત્ત રૂપ દ્રવ્યને તપાવનાર કામ, ક્રોધ, ભય, સ્નેહ, હર્ષ, શોક, દયા, આદિકથી ચિત્ત પણ પિગળી જાય છે. વીતરાગ મનુષ્યના ચિત્તને કામાદિક દ્રવીભાવ કરી શકતા નથી. તેથી તેમને " અદ્રુતચિત્ત " કહેવામાં આવે છે. અને વૈરાગ્ય રહિતનું અથવા અલ્પ વૈરાગ્યવાળા મુમુક્ષુનું ચિત્ત કામાદિક નિમિત્તથી દ્રવીભાવને પ્રાપ્ત થાય છે, તેથી તેમને "દ્રુતચિત્ત" કહે છે. બંનેમાંથી અદ્રુતચિત્તનું, વૈરાગ્યસહિત શ્રવણમનનાદિ સાધન છે; જ્યારે દ્રુતચિત્તને ભગવત્‌કથાશ્રવણ આદિ ભાગવતધર્મનું અનુષ્ઠાન પરા ભક્તિ દ્વારા મોક્ષનું સાધન છે. જેવી રીતે ઘટ અને કલશ બંને એક જ વસ્તુનાં નામ છે, તેમ પરાભક્તિ અને જ્ઞાન બંને એકના જ નામ છે. (આનો ખુલાસો આગળ કરવાનો છે.) દ્રુતચિત્તવાળા અને અદ્રુતચિત્તવાળા અધિકારીઓના ભેદથી જ્ઞાન અને ભક્તિ બંનેને મોક્ષનાં સાધન કહેવામાં આવ્યાં છે.

હવે ભક્તિના ભેદ તથા ભક્તિ શબ્દના અર્થનું નિરૂપણ કરવામાં આવે છે.

**भक्तियोगो बहुविधो मार्गैर्भामिनि भाव्यते ।**
**स्वभावगुणमार्गेण पुंसां भावोऽपि भिद्यते ॥** भा. स्क. ३, अ. २९–७ ॥

અર્થ:—મૈત્રેય ઋષિ ( કપિલદેવજી ) પોતાની માતા દેવહુતીને કહે છે, હે માતા! મનુષ્યોના સ્વભાવ સાત્વિકાદિ ગુણોના ભેદને અનુસાર હોય છે. આ સાત્વિકાદિ ગુણોની વૃત્તિઓના ભેદથી મનુષ્યોના અભિપ્રાયમાં પણ ભેદ હોય છે. ભક્તિ સ્વતઃ નિર્ગુણ છે, તથાપિ મનુષ્યોના સ્વભાવ તથા અભિપ્રાયના ભેદથી ભક્તિમાં પણ ભેદ પડે છે. અર્થાત સત્વગુણી મનુષ્યની ભક્તિ સાત્વિક, તથા રજોગુણીની ભક્તિ રજોગુણી, અને તમોગુણીની ભક્તિ તમોગુણી હોય છે.

**अभिसंधाय यद्धिंसां दंभं मात्सर्यमेव वा ।**
**संरंभी भिन्नदृग्भावं मयि कुर्यात् स तामसः ॥** ,, ॥ ८ ॥

અર્થ:—એક તો ક્રોધી (સંરંભી) માણસ બીજાને દુઃખ દેવાને માટે ભક્તિ કરે છે, બીજો દંભથી એટલે પોતાને ભક્ત બતાવવાને માટે કરે છે, ત્રીજો માત્સર્યથી ભક્તિ કરે છે. બીજાના ગુણોને જોઇને " આ મનુષ્ય આટલો ગુણવાન્ કેમ છે " એવો જે દ્વેષ તેનું નામ માત્સર્ય વળી. બીજાની સંપત્તિ જોઇને " આને આટલી સંપત્તિ કેમ છે." એમ તેની સંપત્તિ સહન ન થવી તે પણ માત્સર્ય કહેવાય છે. એ ત્રણે ભેદદૃષ્ટિવાળા ભક્ત તામસ છે. તેમની ભક્તિ પણ તામસ છે.

**विषयानभिसंधाय यश ऐश्वर्यमेव वा ।**
**अर्चादावर्चयेद्यो मां पृथग्भावः स राजसः ॥** ,, ॥ ९ ॥

અર્થ:—એક તો વિષયોની પ્રાપ્તિને માટે ભક્તિ કરનાર છે, બીજો કીર્તિને માટે કરે છે, અને ત્રીજો ધન(ઐશ્વર્ય)ને માટે કરે છે. એ ત્રણ પ્રતિમાદિના પૂજન દ્વારા ભક્તિ કરનાર ભેદદર્શી ભક્ત રાજસ છે, અને તેમની ભક્તિ પણ રાજસ છે.

**कर्मनिर्हारमुद्दिश्य परस्मिन्वा तदर्पणम् ।**
**यजेद्यष्टव्यमिति वा पृथग्भावः स सात्विक ॥** ,, ॥ १० ॥

અર્થ:—એક તો પાપનો ક્ષય કરવાને માટે ભક્તિ કરે છે, બીજો ઇશ્વરાર્પણ બુદ્ધિથી ઇશ્વરની પ્રસન્નતાને માટે કરે છે, અને ત્રીજો ' શાસ્ત્રની આજ્ઞા છે, માટે ભક્તિ કરવી જોઇએ " એવા નિશ્ચયથી ભક્તિ કરે છે. આ ત્રણે ભેદદર્શી ભક્ત સાત્વિક છે, અને તેમની ભક્તિ પણ સાત્વિક છે. આવી રીતે ભક્તોના સંકલ્પભેદને અનુસાર તામસાદિ ભક્તિ ત્રણ ત્રણ પ્રકારની કહી છે. તે નીચે પ્રમાણે:—

૧. બીજાને દુઃખ પ્રાપ્ત થવાની ઇચ્છાવાળા તામસી ભક્તની તામસ ભક્તિ.

૨. પોતાને ભક્ત બતાવવાને ભક્તિ કરનાર તામસ ભક્તની તામસ ભક્તિ.

૩. માત્સર્યથી ભક્તિ કરનાર તામસ ભક્તની તામસ ભક્તિ.

એ ત્રણ તામસ ભક્તિના ભેદ છે.

૧. વિષયોની પ્રાપ્તિને માટે ભક્તિ કરનાર રાજસ ભક્તની રાજસ ભક્તિ.

૨. કીર્તિને માટે ભક્તિ કરનાર રાજસ ભક્તની રાજસ ભક્તિ.

૩. ધન (ઐશ્વર્ય)ની ઇચ્છાથી ભક્તિ કરનાર રાજસ ભક્તની રાજસ ભક્તિ.

આ ત્રણ રાજસ ભક્તિના ભેદ છે.

૧. પાપનો ક્ષય કરવાની ઇચ્છાથી ભક્તિ કરનાર સાત્વિક ભક્તની સાત્વિક ભક્તિ.

૨. ઇશ્વરાર્પણ બુદ્ધિથી ભક્તિ કરનાર સાત્વિક ભક્તની સાત્વિક ભક્તિ.

૩. શાસ્ત્રની આજ્ઞા છે માટે ભક્તિ કરવી જોઇએ એવા નિશ્ચયથી ભક્તિ કરનાર સાત્વિક ભક્તની સાત્વિક ભક્તિ.

આ ત્રણ સાત્વિક ભક્તિના ભેદ છે.

એ પ્રમાણે તામસ, રાજસ અને સાત્વિક એ ત્રણ ભક્તોના ત્રણ ત્રણ પ્રકારની ઇચ્છાના ભેદથી નવ પ્રકારની ભક્તિ થઇ.

श्रवणं कीर्तनं चैव स्मरणं सेवनं तथा।
दास्यं तथार्चनं देवि वन्दनं मम सर्वदा ॥
सख्यमात्मार्पणं चैव नवांगानि विदुर्बुधाः ॥

शि पु. रु. सं. ख. २, अ. २३, श्लो २२—२३ ॥

અર્થ:—૧. શ્રવણ, ૨. કીર્તન, ૩. સ્મરણ, ૪. પાદસેવન, ૫. અર્ચન, ૬. વન્દન, ૭. દાસ્ય, ૮. સખ્ય, ૯. આત્મનિવેદન એ ભેદથી નવ પ્રકારની ભક્તિ છે. શ્રવણાદિ એક એકના પ્રત્યેક ભક્ત તથા ભક્તિના ભેદથી ૮૧. પ્રકારની સગુણ ભક્તિ છે.

૧. બીજાને દુઃખ મળે તેવી ઇચ્છાવાળા તામસ ભક્તની તામસ શ્રવણ ભક્તિ.

૨. પોતાને ભક્ત બતાવવાને ભક્તિ કરનાર „ „

૩. માત્સર્યથી ભક્તિ કરનાર „ „

૪. વિષયોની પ્રાપ્તિ માટે ભક્તિ કરનાર રાજસ ભક્તની રાજસ શ્રવણ ભક્તિ.

૫. કીર્તિને માટે „ „ „

૬. ધનની ઇચ્છાથી „ „ „

૭ પાપક્ષયની ઇચ્છાથી ભકિત કરનાર સાત્ત્વિક ભકતની સાત્ત્વિક શ્રવણ ભકિત

૮ ઇશ્વરાર્પણ બુદ્ધિથી ઇશ્વરની પ્રસન્નતા માટે „ „

૯. શાસ્ત્રની આજ્ઞા છે માટે „ „ „

એ પ્રકારે એક શ્રવણભકિતના ભકત તથા તેમની ભકિતના ભેદથી નવ પ્રકારની શ્રવણભકિત કહી છે તેની જ રીતે કીર્તનાદિક આત્મનિવેદન પર્યન્તની બાકીની અષ્ટ પ્રકારની ભકિતના, ભકતના ભેદથી, દરેકના નવ નવ ભેદ જાણવા એવી રીતે નવ પ્રકારની ભકિતને મેળવતા ૮૧ પ્રકારના ભેદ થાય છે. આ સગુણ ભકિતના ભેદ છે

**ઇતિ સગુણ ભક્તિના ભેદનું નિરૂપણ અ૦ ૨. સમાપ્ત.**

## અધ્યાય ૩.

### નિર્ગુણ ભક્તિનું લક્ષણ.

હવે નિર્ગુણ ભક્તિનું સ્વરૂપ બતાવવા તેનું લક્ષણ કહીએ છીએ.

मद्गुणश्रुतिमात्रेण मयि सर्वगुणाशये।
मनोगतिरविच्छिन्ना यथा गंगाम्भसोऽम्बुधौ ॥ भा.स्क. ११ अ. २९–११ ॥
लक्षणं भक्तियोगस्य निर्गुणस्य ह्युदाहृतम् ॥
अहैतुक्यव्यवहिता या भक्तिः पुरुषोत्तमे ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—પરમાત્માના ગુણોનું શ્રવણ કરવાથી સંપૂર્ણ પ્રાણીઓના હૃદયાકાશ રૂપ ગુફામાં સાક્ષી રૂપથી સ્થિત ભગવાનના સ્વરૂપમાં, સમુદ્રમાં ગંગાજલની અવિચ્છિન્ન ગતિની માફક, અન્તઃકરણની જે અવિચ્છિન્ન(સતત) ગતિ છે તેને નિર્ગુણ ભક્તિનું લક્ષણ કહ્યું છે. આ પ્રકારની ભગવાનમાં જે ભક્તિ છે તે ફલેચ્છા તથા ભેદદર્શનથી રહિત થાય, ત્યારે નિર્ગુણ ભક્તિ થાય છે. ભક્તોનાં ચિત્ત દ્રવીભૂત થઈને જ્યારે વૃત્તિ પરમાત્માકારતાને પ્રાપ્ત થાય છે ત્યારે મોક્ષના સાધન રૂપ નિર્ગુણ ભક્તિ થાય છે એવો ભાવ છે.

અહીં સગુણ તથા નિર્ગુણ ભેદથી ભક્તિના બે ભેદ કહ્યા છે. અન્ય ગ્રન્થોમાં ભક્તિને ગૌણ તથા પરા એ ભેદથી, તથા સાધન અને સાધ્યના ભેદથી બબ્બે પ્રકારની કહી છે, જેમકેઃ—

सा भक्तिर्द्विविधा देवि सगुणा निर्गुणा मता।
वैधी स्वाभाविकी या या वरा सा त्ववरा स्मृता ॥
शि. पु. रु. सं. ख. २, अ. २३–१८ ॥

અર્થઃ—હે દેવિ! ભક્તિ સગુણ તથા નિર્ગુણ એ બે ભેદથી બે પ્રકારની સંમત છે. સગુણ ભક્તિને **વૈધી** નામથી કહી છે. પરાભક્તિની અપેક્ષાએ વૈધી ભક્તિ નીચા દરજ્જાની હોવાથી તેને **અવરા ભક્તિ** કહે છે. અને જે અન્તઃકરણની વૃત્તિ પરમાત્માકાર થાય તેનું નામ **પરાભક્તિ** છે. એ પરાભક્તિમાં મૂર્તિ આદિ બાહ્ય સાધનની અપેક્ષા ન હોવાથી તેને **સ્વાભાવિકી** ભક્તિ કહે છે.

શાંડિલ્ય સૂત્રમાં પણ તેનો ભેદ બતાવ્યો છેઃ—

सा परानुरक्तिरीश्वरे ॥ शा० सू० अ० १, आ० १, सू० २ ॥

અર્થઃ—આ સૂત્રમાં **सा** શબ્દથી ભક્તિરૂપ લક્ષ્યનું કથન કર્યું છે. અને **पर** શબ્દથી ગૌણી ભક્તિથી પરા ભક્તિને ભિન્ન કરીને બતાવી છે. **ईश्वर** શબ્દથી આરાધાન કરવા યોગ્ય પરમાત્માનું સૂચન કર્યું છે. **अनुरक्ति** પદમાંના **अनु** શબ્દથી ભક્તિનું લક્ષણ કહ્યું નથી, પરન્તુ શાસ્ત્રાદિનાં શ્રવણાદિ દ્વારા પરમાત્માના મહિમાનું જ્ઞાન થયા પછી ઈશ્વરમાં પ્રીતિ (**रक्तिः**) થાય છે એમ **अनु** શબ્દથી સૂચન કર્યું છે.

માટે શાસ્ત્રાદિકોના શ્રવણાદિ દ્વારા પરમાત્મામાં થતી જે મુખ્ય પ્રીતિ છે તેનું નામ ભક્તિ છે.

આ સૂત્રથી પરાભક્તિ અથવા સાધ્ય રૂપ ભક્તિના લક્ષણનું કથન કર્યું છે, હવે નીચેના સૂત્રથી સાધનરૂપ ભક્તિ કહે છે.

**गौण्या तु समाधिसिद्धिः ।** शा० सू० अ० १, आ० १, सू० २० ॥

અર્થઃ—શ્રવણ કીર્તનાદિ રૂપ ગૌણી ભક્તિથી સમાધિની સિદ્ધિ થાય છે અર્થાત્ અન્તઃકરણની વૃત્તિની પરમાત્માકાર રૂપે સ્થિતિ રૂપ પરા ભક્તિની પ્રાપ્તિ થાય છે.

આ સૂત્રથી ગૌણી ભક્તિને પરા ભક્તિના સાધન રૂપ કથન કરી છે. આથી પણ ભક્તિના બે પ્રકારના ભેદ સિદ્ધ થાય છે.

વ્યાકરણની રીતિથી પણ ભાવમાં તથા કરણમાં પ્રત્યય કરવાથી "ભક્તિ" શબ્દની સિદ્ધિ બે પ્રકારની થાય છે. भज् ધાતુથી ભાવમાં क्तिन् પ્રત્યય કરીને ભક્તિ શબ્દની સિદ્ધિ કરવાથી અન્તઃકરણની વૃત્તિનું ભગવદાકાર રૂપ થવું તેનું નામ ભક્તિ છે. તે મોક્ષના સાધન રૂપ છે. તેને સાધ્ય ભક્તિ અથવા પરા ભક્તિ કહે છે. અને કરણમાં પ્રત્યય કરીને "ભક્તિ" શબ્દની સિદ્ધિ કરવાથી અન્તઃકરણની વૃત્તિને જે (શ્રવણાદિ) વડે ભગવદાકાર કરવામાં આવે છે તેનું નામ ભક્તિ છે. આ રીતે પૂર્વ કહેલી સાધ્યરૂપ ભક્તિના સાધન રૂપ શ્રવણ કીર્તનાદિ રૂપ ભક્તિનું કથન થાય છે. આ બંને પ્રકારની—સાધનરૂપ તથા સાધ્ય ફલ રૂપ—ભક્તિ શાસ્ત્રમાં પ્રસિદ્ધ છે.

**स्मरन्तः स्मारयन्तश्च मिथोऽघौघहरं हरिम् ।**
**भक्त्या संपादितया भक्त्या बिभ्रत्युत्पुलकां तनुम् ॥** भा.स्क.११अ.३–३१ ॥

અર્થઃ—શ્રવણાદિ રૂપ સાધન ભક્તિ વડે ઉત્પન્ન થયેલી પ્રેમ લક્ષણા ભક્તિથી ભક્તોનાં સર્વ પ્રકારનાં પાપોનો નાશ કરનાર પરમાત્માનું પોતે સ્મરણ કરતા તથા પરસ્પર એક બીજાને સ્મરણ કરાવતા સતા ભક્તોનાં શરીર રોમાંચ યુક્ત થાય છે. આ શ્લોકમાં પહેલા "ભક્તિ" શબ્દનો પ્રયોગ ભાગવત ધર્મ રૂપ શ્રવણ કીર્તનાદિમાં કર્યો છે, અને ફલ રૂપ પરા ભક્તિમાં બીજા "ભક્તિ" શબ્દનો પ્રયોગ કર્યો છે,

**इति भागवतान्धर्मान् शिक्षन्भक्त्या तदुत्थया ।**
**नारायणपरो मायामञ्जस्तरति दुस्तराम् ॥** भा० स्क० ११ अ० ३–३३ ॥

અર્થઃ—આ શ્લોકની પહેલાંના શ્લો. ૨૩ થી શ્લો. ૩૦–૧ સુધીમાં કહેલા, દેહ પુત્ર ધનાદિમાં આસક્તિનો પરિત્યાગ, સત્સંગ, અને શ્રવણ કીર્તનાદિ ભાગવત ધર્મનો અભ્યાસ કરતા સતા ભગવાનના આરાધનમાં નિષ્ઠાવાળો પુરૂષ (**नारायण परः**), ભાગવત ધર્મના અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલી પરમ પ્રેમ રૂપ ભક્તિ વડે દુસ્તર એવી માયાને સુખે તરી જાય છે. આ સમાપ્તિના શ્લોકમાં પ્રથમની સાધનભક્તિના સ્થાનમાં "ભાગવત ધર્મ" એ શબ્દનો પ્રયોગ કર્યો છે. માટે સાધન અને ફલનો ભેદ હોવાથી ભક્તિ પણ બે પ્રકારની છે. અર્થાત્ સાધનભક્તિ તથા સાધ્યભક્તિ એમ બે પ્રકારની ભક્તિ છે. અને તેમને જ ગૌણી ભક્તિ, તથા પરાભક્તિ એટલે પ્રેમલક્ષણા ભક્તિ, એમ બે પ્રકારની કહી છે.

**गौणी त्रिधा गुणभेदादार्तादिभेदाद्वा ।** ना० भ० सू०, सू० ५६ ॥

અર્થઃ—ભક્તોના સત્ત્વાદિક ગુણોના ભેદથી, અથવા આર્તાદિ અધિકારી ભેદથી ગૌણી ભક્તિ ત્રણ પ્રકારની હોય છે.

ભગવદ્‌ગીતામાં ભગવાન્, આર્ત, જીજ્ઞાસુ, અર્થાર્થી, તથા જ્ઞાની—એમ ભકતોના ચાર પ્રકારના ભેદ કહ્યા છે. તે પૈકી ચોથા ભક્ત તો જ્ઞાની છે, અને તે તો પરા ભકિતવાળા છે. બાકીના ત્રણ–આર્ત, જીજ્ઞાસુ, અને અર્થાર્થી–એ ગૌણી ભકિત વાળા છે.

શત્રુ અથવા રોગાદિથી પીડિત મનુષ્ય પોતાના દુઃખની નિવૃત્તિને માટે ભગવાનને પોકારે છે. તે " આર્ત " ભક્ત કહેવાય છે. ગોપ લોકોનો યજ્ઞ બંધ થવાને લીધે ઉત્પન્ન થયેલા ક્રોધથી ઇન્દ્રે વ્રજવાસીઓનો નાશ કરવાને માટે અતિવૃષ્ટિ કરી. તે સમયે વ્રજવાસી લોક ભગવાનને પોકાર્યા હતા. વળી જરાસંધે કેદમાં પૂરેલા રાજા લોક ભગવાનને પોકાર્યા હતા. તેમજ દ્યૂત સભામાં દ્રૌપદીએ પણ પોકાર કર્યો હતો. આ સર્વ આર્ત ભકતોમા છે, કેમકે તેમણે પોતાના દુઃખની નિવૃત્તિ અર્થે ભગવાનને યાદ કર્યા હતા.

આત્મજ્ઞાનની ઇચ્છાવાળા મુમુક્ષુનું નામ "જીજ્ઞાસુ" છે. જેમકે રાજા જનક, ઉદ્ધવ, આદિક.

અને આ લોક સંબન્ધી તથા પર લોક સંબન્ધી એ બે પ્રકારના ભોગની સામગ્રીની ઇચ્છા કરનારનું નામ " અર્થાથી " છે. તે મધ્યે આ લોકના ભોગની ઇચ્છાવાળા સુગ્રીવ, વિભીષણ, આદિ પ્રસિદ્ધ છે. પરલોકના ભોગની ઇચ્છાવાળામાં ધ્રુવ વગેરે છે.

આ ત્રણે પ્રકારના સકામી ભકત પણ ભજનથી માયાને તરી શકે છે. તેમાં જીજ્ઞાસુ જ્ઞાનના ઉત્પત્તિ દ્વારા સાક્ષાત્ માયાને તરે છે. અને આર્ત તથા અર્થાર્થી જીજ્ઞાસુત્વની પ્રાપ્તિ કરીને પરંપરાથી માયાને તરે છે એટલો ભેદ છે.

આ સકામી ભકતોના ભેદ ઉપર વિસ્તારથી કહ્યા છે. તેવી રીતે ગૌણી ભકિતના સામાન્ય રૂપે ભેદ કહીને આગળ પરાભકિતના લક્ષણને કહેતા નારદજી "**अन्यस्मात् सुलभं भक्तौ॥ ना२० सू० ५८ ॥** આ સૂત્ર કહે છે. અર્થ:—અન્ય હઠયોગાદિ ઇશ્વરપ્રાપ્તિનાં સાધનો કરતાં ભકિત સુલભ છે–અર્થાત્ સુગમ છે.

આ સૂત્રથી ભકિતની સુગમતાને કહીને—

**शान्तिरूपत्वात् परमानन्दरूपत्वाच्च ॥** ना० सू० ६० ॥

અર્થ:—શાન્તિ રૂપ તથા પરમાનન્દ રૂપ હોવાથી ભકિતની સુગમતા છે એમ કહ્યું. આ સૂત્રથી ભકિતની સુગમતાના કારણનું સૂચન કરતા નારદજી ભકિતને પરમાનન્દ રૂપ તથા શાન્તિ રૂપ કહે છે.

**अनिर्वचनीयं प्रेमस्वरूपम् ॥** ना. ५१ ,, ॥ ५१ ॥

**मूकास्वादनवत् ॥** ना. ५२ ,, ॥ ५२ ॥

અથ:—એક મુંગા મનુષ્યને મીઠાઇ ખવરાવી હોય, તેને મીઠાઇનો સ્વાદ કેવો છે તે પૂછવામાં આવે તો તે કહી શકશે નહીં. તેવી રીતે જેના સ્વરૂપનું કથન બરાબર થઈ શકતુ નથી એવા પ્રેમ સ્વરૂપનું નામ ભકિત છે. એવી પરાભકિતના લક્ષણનું તથા ભકિતના બે પ્રકારના ભેદનું કથન કરીને તેનું અનિર્વચનીય પ્રેમ સ્વરૂપ, તથા શાન્તિ સ્વરૂપ, તથા પરમાનંદ સ્વરૂપતા બતાવી છે.

આવા પ્રકારની પરાભકિતને વેદાન્તશાસ્ત્રમાં " અપરોક્ષ જ્ઞાન " કહ્યું છે. અર્થાત્ "પરાભકિત " અને " અપરોક્ષ જ્ઞાન "માં કોઇ ભેદ નથી. જેવી રીતે ભકિત અને જ્ઞાનમાં ભેદ

નથી, તેવી રીતે ભક્ત અને જ્ઞાનીમાં પણ ભેદ નથી. અપરોક્ષ જ્ઞાની[તત્ત્વવેત્તા]ને વિષ્ણુ લક્ષ્ય ભક્ત, ગુણાતીત, સ્થિતપ્રજ્ઞ, અતિવર્ણાશ્રમી, જીવન્મુક્ત, આદિ અનેક નામથી શાસ્ત્રમાં કહ્યા છે. ઘટ અથવા કલશ શબ્દથી એક જ વસ્તુનું ગ્રહણ થાય છે, કારણ કે બંનેનું લક્ષણ એક જ છે. તેવી રીતે ભક્ત, ગુણાતીત, આદિનાં લક્ષણ શાસ્ત્રમાં એક જ પ્રકારનાં કહ્યાં છે. તે કારણથી ભકતાદિકોનાં લક્ષણ દ્વારા શાસ્ત્રને એક તત્ત્વવેત્તાનું જ કથન કરવાનું ઇષ્ટ છે. લક્ષણ દ્વારા જે વસ્તુને સિદ્ધ કરવામાં આવે છે તેનું નામ લક્ષ્ય છે.

એક વસ્તુના સ્વરૂપને બીજાથી ભિન્ન કરીને જણાવનાર ધર્મનું નામ લક્ષણ છે. તે **લક્ષણનો અર્થ.** અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અને અસંભવ—એ ત્રણ દોષથી રહિત હોય છે. લક્ષ્યના એક દેશમાં લક્ષણનું ન રહેવું તેનું નામ **અવ્યાપ્તિ** છે. જેમ "ગૌ"રૂપ લક્ષ્યને સિદ્ધ કરવાને માટે "કપિલ રંગ" રૂપ લક્ષણ કહ્યું. અહીં સંપૂર્ણ ગાયો લક્ષ્ય છે. તેમનું કપિલવર્ણત્વ રૂપ જે લક્ષણ છે તે ગાય રૂપ લક્ષ્યના એક દેશ—લાલ, કાળી, આદિ રંગવાળી ગાય—માં ઘટતું નથી. તેથી તે કપિલત્વ રૂપ લક્ષણ અવ્યાપ્તિ દોષવાળું છે.

જે લક્ષણ લક્ષ્યમાં પણ હોય, અને લક્ષ્યને છોડીને અન્ય (અલક્ષ્ય)માં પણ વર્તમાન હોય, તેને **અતિવ્યાપ્તિ** કહે છે. તેથી ગૌનું શૃંગિત્વ રૂપ લક્ષણ નહીં બની શકે, કારણકે શૃંગ ગાય ઉપરાંત ભેંસ, બળદ, આદિમાં પણ છે. તેથી શૃંગિત્વ લક્ષણ અતિવ્યાપ્તિ રૂપ દોષ વાળું છે.

જે લક્ષણ લક્ષ્ય માત્રમાં રહે નહીં તેને **અસંભવ** કહે છે. માટે ગાયનું એક શફત્વ (એક ખરી હોવાપણું) લક્ષણ નહીં. કારણ એક ખરી તો અશ્વ આદિને હોય છે, ગાયને નહીં. ગાયની તો ફાટેલી બે ખરી હોય છે. તેથી "એકખુરત્વ" રૂપ લક્ષણ અસંભવ દોષ યુક્ત છે.

તેથી અવ્યાપ્તિ આદિ દોષથી રહિત જે સાસ્નાદિમત્ત્વ છે તે જ ગાયનું લક્ષણ છે. ગળામાં લટકતા માંસવિશેષનું નામ "સાસ્ના" છે. સાસ્ના, પુચ્છ, કાંધ ઉપર માંસપિણ્ડ, ફાટેલી ખરી, અને શૃંગ એ પાંચને "સાસ્નાદિમત્ત્વ" કહે છે. આ પાંચે જેમાં મળી આવે તે સર્વ ગાય કહેવાય.

એ પ્રકારે દોષ રહિત લક્ષણ દ્વારા શાસ્ત્રમાં સર્વ વસ્તુને સિદ્ધ કરી છે. માટે કોઇ પણ મનુષ્યને કોઇ પણ વસ્તુ જાણવાની ઇચ્છા હોય તો પહેલાં તેનું લક્ષણ તથા પ્રમાણ દ્વારા તે વસ્તુને જાણવી જોઇએ, કેમકે **लक्षणप्रमाणाभ्यां वस्तुसिद्धिः** થાય છે તે નિયમ છે.

માટે, અહીં ભક્તિયોગનું પ્રકરણ હોવાથી ભક્તિ તથા ભક્તોને, લક્ષણદ્વારા જાણવા યોગ્ય છે. ભક્તિનું લક્ષણ પૂર્વે કહ્યું છે. હવે શાસ્ત્રમાં ગુણાતીત, આદિ ભિન્ન ભિન્ન નામથી કહેલા ભક્તોનાં લક્ષણ કહીએ છીએ.

## ઉત્તમ ભક્તોનાં લક્ષણ.

**अद्वेष्टा सर्वभूतानां मैत्रः करुण एव च ।**
**निर्ममो निरहंकारः समदुःखसुखः क्षमी ॥** भ० गी० १२–१३ ॥

संतुष्टः सततं योगी यतात्मा दृढनिश्चयः ।
मय्यर्पितमनोबुद्धिर्यो मद्भक्तः स मे प्रियः ॥ " ॥ १४ ॥

અર્થઃ—સંપૂર્ણ પ્રાણીઓને પોતાના આત્મરૂપ દેખતા સના કોઇ પણ પદાર્થમાં પ્રતિકૂલ બુદ્ધિનો અભાવ હોવાથી જે કોઇ પણ વસ્તુમાં દ્વેષ કરતા નથી (**अद्वेष्टा सर्वभूतानाम्**) પરન્તુ સર્વના ઉપર સ્નેહવાળા છે, (**मैत्रः**) અને દયાળુ છે; પોતાના દેહ માત્રમાં પણ મમતાથી રહિત છે; તથા અહંકાર રહિત છે; તથા જેને દુઃખ સુખ સમાન હોવાથી દુઃખમાં દ્વેષ નથી, સુખમાં રાગ પણ નથી અર્થાત્ સુખ દુઃખાદિ પ્રાપ્ત થવા છતાં પણ હર્ષશોક રહિત છે; અને તેથી ક્ષમાવાળા છે (૧૩); પોતાને શરીરરક્ષાની વસ્તુ પ્રાપ્ત હો અથવા ન હો, બંનેમાં જે હમેશાં સંતુષ્ટ છે; અને જે હમેશાં સમાહિત ચિત્તવાળા (**योगी**) અર્થાત્ પરમાત્મામાં જેની ચિત્તવૃત્તિ સ્થિર થઇ છે; અને જેણે શરીર અને ઇન્દ્રિયોને નિયમમાં રાખી (**यतात्मा**) છે અર્થાત્ વિષયલોલુપતામાંથી નિરૂદ્ધ કરી છે; જે દૃઢ છે, કુતાર્કિકોના કથનથી જેનો નિશ્ચય બદલતો નથી અર્થાત્ સ્થિતપ્રજ્ઞ છે; જેણે પોતાનું અંતઃકરણ પરમાત્મામાં અર્પણ કરેલું છે; એવા જે શુદ્ધ નાશરહિત પરમાત્માને જાણનાર ભક્ત છે તે મને પ્રિય છે. (૧૪).

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयोद्वेगैर्मुक्तो यः स च मे प्रियः ॥ " ॥ १५ ॥

અર્થઃ—પરમાત્માના ભક્તે પોતાના તરફથી સર્વને અભયદાન આપેલું હોય છે તેથી જે ઇશ્વરભક્તથી કોઇ પણ પ્રાણીને સંતાપ થતો નથી; અને નિરપરાધી મનુષ્યોને સંતાપ દેનાર દુષ્ટ માણસોથી પણ જે ભક્તને સંતાપ થતો નથી; અને પ્રિય વસ્તુની પ્રાપ્તિ થતાં હર્ષ રહિત છે તથા બીજાની ઉન્નતિને સહન ન કરવા રૂપ અમર્ષથી પણ જે રહિત છે તથા ઉદ્વેગથી પણ રહિત છે—અર્થાત્ "હું સર્વ પ્રકારના પરિગ્રહથી રહિત થઇને નિર્જન દેશમાં એકલો રહીશ" એ પ્રકારે જે વ્યાકુલતાથી પણ રહિત છે; એવો જે મારો ભક્ત તે મને પ્રિય છે. (૧૫).

अनपेक्षः शुचिर्दक्ष उदासीनो गतव्यथः ।
सर्वारंभपरित्यागी यो मद्भक्तः स मे प्रियः ॥ " ॥ १६ ॥

અર્થઃ—યદૃચ્છાથી પ્રાપ્ત થયેલી ભોગસામગ્રીમાં પણ જે સ્પૃહાથી રહિત છે, તથા બાહ્ય અને આભ્યન્તર શૌચ વાળા છે, તથા દક્ષ છે અર્થાત્ જાણવા યોગ્ય અને કરવા યોગ્ય વસ્તુને તરત જાણવા તથા કરવા સમર્થ છે, ઉદાસીન છે અર્થાત્ કોઈ પણ કાર્યમાં કોઈ મિત્ર આદિકોનો પક્ષ કરતા નથી, બીજા તરફથી પીડા પ્રાપ્ત થતાં પણ જેના મનમાં ક્લેશ થતો નથી, તથા આ લોક સંબન્ધી તથા પરલોક સંબન્ધી ફલને દેનાર સર્વ કર્મ (**आरंभ**)નો જેણે પરિત્યાગ કર્યો છે, એવા જે મારા ભક્ત છે તે મને પ્રિય છે. (૧૬).

यो न हृष्यति न द्वेष्टि न शोचति न काङ्क्षति ।
शुभाशुभपरित्यागी भक्तिमान्यः स मे प्रियः ॥ " ॥ १७ ॥

અર્થઃ—૧૩ મા શ્લોકમાં કહેલા "**समदुःखसुखः**" એનું આ શ્લોકમાં વિવરણ કરે છેઃ—જે ભક્ત ઇષ્ટ વસ્તુની પ્રાપ્તિ થતાં હર્ષને પ્રાપ્ત થતા નથી તથા અનિષ્ટપ્રાપ્તિથી દ્વેષ

પણ કરતા નથી; અને પ્રાપ્ત થયેલી ઇષ્ટવસ્તુના વિયોગથી શોક પણ કરતા નથી, અને પોતાને જે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થઇ ન હોય એવી વસ્તુની પ્રાપ્તિને માટે ઇચ્છા પણ કરતા નથી; સુખના સાધન રૂપ પુણ્ય કર્મ તથા દુઃખના સાધન રૂપ પાપ કર્મ એ બંનેનો જે, ત્યાગ કરનાર છે ( આ सर्वारंभपरित्यागीનું વિવરણ છે )—એવા જે મારા ભક્ત છે તે મને પ્રિય છે. (૧૭).

समः शत्रौ च मित्रे च तथा मानापमानयोः ।
शीतोष्णसुखदुःखेषु समः सङ्गविवर्जितः ॥ " ॥ १८ ॥
तुल्यनिन्दास्तुतिर्मौनी सन्तुष्टो येन केनचित् ।
अनिकेतः स्थिरमतिर्भक्तिमान् मे प्रियो नरः ॥ " ॥ १९ ॥

અર્થઃ—શત્રુ અને મિત્રમાં પણ જેની સમાન દૃષ્ટિ છે, તથા માન અને અપમાનમાં, શીત ઉષ્ણમાં, સુખ અને દુઃખમાં, પણ સર્વ પ્રકારે હર્ષ શોકથી રહિત છે; સર્વ વિષય-પદાર્થમાં આસક્તિ રહિત છે; તથા અમુક વસ્તુ સારી હોવાથી તેથી સુખ મળશે એવા પ્રકારના સંગ (શોભનાધ્યાસ)થી જે રહિત છે (૧૮); કોઇ નિંદા કરે અથવા સ્તુતિ કરે છતાં જેને શોક કે હર્ષ થતો નથી, તથા મૌની છે એટલે જે વાણીના સંયમવાળા છે, પ્રારબ્ધાનુસાર જેવી તેવી મળેલી વસ્તુથી જે સંતુષ્ટ છે, જેને નિયમથી રહેવાનું કોઇ ઠેકાણું નથી, અને જેની બુદ્ધિ પરમાત્મા રૂપ પરમાર્થ વસ્તુમાં સ્થિર થઇ ચૂકી છે, એવા મારા ભક્ત મને પ્રિય છે. (૧૯).

એ પ્રકારે अद्वेष्टा ઇત્યાદિક શ્લોકથી અવિનાશી પરમાત્માના ભક્તો ( જીવન્મુક્તો ) નાં લક્ષણ ભગવાને ગીતામાં કહ્યાં છે. એ જ ભક્તોને શ્રીમદ્ ભાગવતમાં "ઉત્તમ ભક્ત" એ નામથી કહ્યા છેઃ—

सर्वभूतेषु यः पश्येद्भगवद्भावमात्मनः ।
भूतानि भगवत्यात्मन्येष भागवतोत्तमः ॥ भा० स्क० ११-२-४५ ॥

અર્થઃ—જે ભક્ત પોતાના સ્વરૂપને બ્રહ્મ રૂપે સર્વ પ્રાણીઓમાં જુએ છે, તેવીજ રીતે સંપૂર્ણ પ્રાણીઓને આપણા સ્વરૂપ રૂપ પરમાત્મામાં કલ્પિત રૂપે દેખે છે, તે ભગવદ્ભક્તોમાં ઉત્તમ છે.

गृहीत्वापीन्द्रियैरर्थान्यो न द्वेष्टि न हृष्यति ।
विष्णोर्मायामिदं पश्यन्स वै भागवतोत्तमः ॥ " ॥ ४८ ॥

અર્થઃ—નેત્રાદિ જ્ઞાનેન્દ્રિયો વડે રૂપાદિ વિષયોનું ગ્રહણ કરનાર મનુષ્યને સારી વસ્તુ પ્રાપ્ત થતાં હર્ષ, તથા ખરાબ વસ્તુ પ્રાપ્ત થતાં દ્વેષ થાય છે. તેથી પરમેશ્વરનો જે ભક્ત ઇન્દ્રિયો વડે વિષયોને ગ્રહણ કરતો છતાં પણ સંપૂર્ણ જગતને પરમેશ્વરની માયા રૂપ દેખીને સારી અથવા ખોટી વસ્તુ પ્રાપ્ત થતાં હર્ષ વા દ્વેષ કરતો નથી અર્થાત્ ઇષ્ટ વા અનિષ્ટ વસ્તુની પ્રાપ્તિથી હર્ષ વા શોક કરતો નથી તે ભગવદ્ભક્તોમાં શ્રેષ્ઠ છે.

देहेन्द्रियप्राणमनोधियां यो जन्माप्ययक्षुद्भयतर्षकृच्छ्रैः ।
संसारधर्मैरविमुह्यमानः स्मृत्या हरेर्भागवतप्रधानः ॥ भा०स्क० ११,अ.२-४९॥

અર્થઃ—હમેશાં હરિના સ્મરણથી જે ભક્ત દેહ, ઇન્દ્રિય, પ્રાણ, મન, બુદ્ધિના જન્માદિ સંસારધર્મથી મોહ પામતો નથી, તે ભગવાનના ભક્તોમાં શ્રેષ્ઠ છે. ( પ્રાણનો ક્ષુધા પિપાસા ધર્મ છે; ભય તથા કામ, ક્રોધાદિ મનના ધર્મ છે; તૃષ્ણા [તર્ષ] બુદ્ધિનો ધર્મ છે; શ્રમ ઇન્દ્રિયોનો ધર્મ છે; એમ જાણવું.)

न कामकर्मबीजानां यस्य चेतसि संभवः ।
वासुदेवैकनिलयः स वै भागवतोत्तमः ॥ „ ॥ ५० ॥

અર્થઃ—ભોગની ઇચ્છાથી ભોગ્ય પદાર્થોની પ્રાપ્તિને માટે કર્મ, અને કર્મથી શરીર ધારણ કરવાના હેતુ રૂપ પુણ્ય પાપ, ફરી જન્મધારણ, એ પ્રકારે અજ્ઞાની મનુષ્યનો સંસાર ઘટીયન્ત્રની પેઠે ચાલતો રહે છે. પરન્તુ જે ભકતના હૃદયમાં સંસારના કારણરૂપ કામાદિકોની ઉત્પત્તિ થતી નથી, અને એક વાસુદેવ જ જેનો આશ્રય છે, એવો જે ભક્ત છે તે શ્રેષ્ઠ ભક્ત છે.

न यस्य जन्मकर्मभ्यां न वर्णाश्रमजातिभिः ।
सज्जतेऽस्मिन्नहंभावो देहे वै स हरेः प्रियः ॥ „ ॥ ५१ ॥

અર્થઃ—અહંકારના નિમિત્ત રૂપ ઉત્તમ કુલમાં જન્મ, યજ્ઞાદિ કર્મ, તથા બ્રાહ્મણાદિ વર્ણ, તથા બ્રહ્મચર્યાદિ આશ્રમ, મનુષ્યાદિ જાતિ–એ સર્વ હોવા છતાં આ દેહમાં, " હું કુલીન છું, યજ્ઞાદિ કર્મોનો હું કર્તા છું, " ઇત્યાદિ અભિમાન જેને થતું નથી, તે પરમાત્માનો શ્રેષ્ઠ ભક્ત છે.

न यस्य स्वः पर इति वित्तेष्वात्मनि वा भिदा ।
सर्वभूतसमः शान्तः स वै भागवतोत्तमः ॥ „ ॥ ५२ ॥

અર્થઃ—ધન, સ્ત્રી, પુત્રાદિકોમાં જેને " આ અમારો છે, આ પારકો છે " એવી ભેદબુદ્ધિ નથી–અર્થાત્ જેવી રીતે પોતાના દેહ, ધન, આદિની રક્ષા ચહાય છે તેવી રીતે જે સર્વની ચહાય છે, જે સંપૂર્ણ પ્રાણીઓમાં એકાત્મદર્શી છે અને રાગદ્વેષાદિથી રહિત (શાન્ત) છે, તે ભગવદ્ભક્તોમાં શ્રેષ્ઠ છે. (ભેદબુદ્ધિ વાળો મનુષ્ય જેમ પોતાની રક્ષા ચહાય છે બીજાની નહીં, અને જેમ પોતાના શત્રુનો નાશ ચહાય છે, તેમ ભગવદ્ભકત કોઇનો પણ નાશ ચહાતો નથી–એવો ભાવ છે.

त्रिभुवनविभवहेतवेऽप्यकुण्ठस्मृतिरजितात्मसुरादिभिर्विमृग्यात् ।
न चलति भगवत्पदारविन्दाल्लवनिमिषार्धमपि यः स वैष्णवाग्र्यः॥ „॥५३॥

અર્થઃ—જે જીતેન્દ્રિય નથી એવા દેવતા લોક પણ ભગવાનના ચરણકમલને શોધે છે પરન્તુ પ્રાપ્ત થતા નથી, કેમકે દેવતા લોક ત્રિલોકીના વિભવની ઇચ્છા વાળા છે. પરન્તુ ત્રણે લોકનો વિભવ પ્રાપ્ત હોવા છતાં પણ જેનું ચિત્ત દેવો વડે વિમૃગ્ય એવા ભગવાનના ચરણકમળથી એક ક્ષણ પણ ખસતું નથી–એવા જે ભક્ત છે તે વિષ્ણુ ભક્તોમાં શ્રેષ્ઠ છે.

भगवत उरुविक्रमाङ्घ्रिशाखानखमणिचन्द्रिकया निरस्ततापे ।
हृदि कथमुपसीदतां पुनः स प्रभवति चन्द्र इवोदितेऽर्कतापः॥भा० स्क० ११,
अ० २–५४॥

અર્થઃ—એક સ્થાનમાંથી બીજા સ્થાનમાં ઉઠાવીને પગ મૂકવો તેનું નામ " વિક્રમ " છે. ભગવાને બલિની પાસેથી પૃથિવી લેવાની વખતે ત્રણું પગલામાં સર્વ પૃથિવીને માપી નાંખી હતી. તેથી કરીને ભગવાન્‌નું નામ ઉરૂવિક્રમ પ્રસિદ્ધ છે.

જેવી રીતે ચન્દ્રમાનો ઉદય થતાં સૂર્યનો તાપ રહેવાનો સંભવ નથી, તેવી રીતે ભગવાન્‌ના મહાન્ વિન્યાસ(વિક્રમ) વાળા ચરણની અંગુલી( શાખા )માં જે મણિ તુલ્ય દીપ્તિવાળા નખ છે તેનું હમેશાં ધ્યાન કરવાથી ભક્તોના હૃદયના સર્વ તાપ નખમણિના શીતલ કિરણ (ચન્દ્રિકા)થી નષ્ટ થઇ જાય છે. તેથી ભક્તોના હૃદયમાં કામાદિ રૂપ તાપ અથવા ચંચલતા થવાનો સંભવ નથી. અથવા ધ્યાન કરનારના હૃદયનો અજ્ઞાન રૂપ અંધકાર નખમણિના પ્રકાશથી દૂર થઇ જાય છે. તેથી અજ્ઞાનનું કાર્ય જે કામાદિ તે ભક્તોના હૃદયમાં હોવાનો સંભવ નથી એવો અર્થ સમજવો.

विसृजति हृदयं न यस्य साक्षाद्धरिरवशाभिहितोऽप्यघौघनाशः।

प्रणयरशनया धृताङ्घ्रिपद्मः स भवति भागवतप्रधान उक्तः ॥ ,, ॥ ५५ ॥

અર્થઃ—રોગાદિથી વિવશ (અવશ) થયેલી અવસ્થામાં પણ જેનું નામ માત્ર ગ્રહણ કરવાથી જ ભક્તોનાં પાપના સમૂહને જે દૂર કરે છે એવા, તથા જેમના ચરણકમલને પ્રેમ રૂપી દોરી વડે બાંધીને ભક્ત લોકોએ પોતાના હૃદયમાં રાખ્યા છે એવા, સાક્ષાત્ ભગવાન્ જે (ભક્ત)ના હૃદયનો પરિત્યાગ કરતા નથી તે ભક્ત ભગવદ્‌ભક્તોમાં શ્રેષ્ઠ છે.

### સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ.

એવી જ રીતે જે તત્ત્વવેત્તાઓને ભાગવતમાં " ઉત્તમ ભક્ત " એવા નામથી કહેવામાં આવ્યા છે તેમને જ ગીતામાં ભગવાને " સ્થિતપ્રજ્ઞ " નામથી કહ્યા છે. તે નીચે પ્રમાણેઃ-

अर्जुन उवाच—स्थितप्रज्ञस्य का भाषा समाधिस्थस्य केशव।

स्थितधीः किं प्रभाषेत किमासीत व्रजेत किम् ॥भ०गी० २–५४॥

અર્થઃ—" હું સચ્ચિદાનન્દ સ્વરૂપ બ્રહ્મ છું " એવી જેની બુદ્ધિ નિશ્ચલ થઇ છે તેનું નામ સ્થિતપ્રજ્ઞ છે. તે " સમાહિત ચિત્ત " તથા " વ્યુત્થિત ચિત્ત " એવા ભેદથી બે પ્રકારના છે. તેનું લક્ષણ અર્જુન પૂછે છે.–હે પરમાત્મન્! સમાધિસ્થ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ શું છે? તથા વ્યુત્થિત ચિત્ત વાળા સ્થિતપ્રજ્ઞ કેવી રીતે બોલે છે, કેવી રીતે બાહ્યેન્દ્રિયોનો નિગ્રહ કરે છે, અને નિગ્રહના અભાવ સમયે કેવી રીતે વિષયોને પ્રાપ્ત કરે છે?

श्रीभगवानुवाच—શ્રી ભગવાન્ ઉત્તર આપે છેઃ—

प्रजहाति यदा कामान्सर्वान्पार्थ मनोगतान्।

आत्मन्येवात्मना तुष्टः स्थितप्रज्ञस्तदोच्यते ॥ ,, २–५५ ॥

અર્થઃ—હે અર્જુન! જ્યારે કામ અર્થાત્ વિષય ભોગની ઇચ્છા, તથા નાના પ્રકારના સંકલ્પ, સંશય, આદિ જે મનના ધર્મ છે તે સર્વનો પરિત્યાગ કરવામાં આવે છે, તથા સચ્ચિદાનન્દ એક રસ પર બ્રહ્મ પરમાત્મ રૂપ જે પોતાનું સ્વરૂપ તેમાં રમણ કરતા સતા પોતાના સ્વરૂપથી જ સંતુષ્ટ થાય છે, ત્યારે તેને " સ્થિતપ્રજ્ઞ " કહે છે. (૫૫).

दुःखेष्वनुद्विग्नमनाः सुखेषु विगतस्पृहः।

वीतरागभयक्रोधः स्थितधीर्मुनिरुच्यते ॥ ,, ॥ ५६ ॥

અર્થ:—હવે વ્યુત્થિત ચિત્તવાળા સ્થિતપ્રજ્ઞનું લક્ષણ કહે છે:—આધ્યાત્મિક, આધિભૌતિક તથા આધિદૈવિક ભેદથી દુઃખ ત્રણ પ્રકારનું હોય છે. આધ્યાત્મિક દુઃખ માનસિક અને શારીરિક ભેદથી બે પ્રકારનું હોય છે. મનમાં શોક મોહ, અને શરીરમાં જ્વર, શિરોરોગ, આદિ તે આધ્યાત્મિક દુઃખ કહેવાય છે. વ્યાઘ્ર, સર્પ, આદિકોથી જે દુઃખ થાય છે તે આધિભૌતિક દુઃખ કહેવાય છે. અતિ વાયુ, અતિવૃષ્ટિ, આદિ હેતુથી જે દુઃખ થાય છે તે આધિદૈવિક દુઃખ કહેવાય છે.

એ દુઃખો પ્રાપ્ત થતાં જેના ચિત્તમાં ઉદ્વેગ થતો નથી, સુખના સાધનમાં પણ જેને સ્પૃહા થતી નથી, વિષય પદાર્થોમાં "આ વસ્તુ સારી છે, સુખના સાધન રૂપ છે" એવી બુદ્ધિથી વિષય પદાર્થમાં જે જે પ્રીતિ થાય છે તેનું નામ રાગ છે. રાગના વિષયનો નાશ પ્રાપ્ત થતાં તેનું નિવારણ કરવા પોતાને અસમર્થ માનતાં જે દીનતા રૂપ ચિત્તવૃત્તિ થાય છે તેનું નામ **ભય** છે. તેવી જ રીતે રાગના વિષયનો નાશ પ્રાપ્ત થતાં તેનું નિવારણ કરવાને પોતાને અસમર્થ માનતાં ચિત્તમાં જે જ્વલન રૂપ વૃત્તિ ઉત્પન્ન થાય છે તેનું નામ **ક્રોધ** છે. આ રાગાદિ જેના નિવૃત્ત થયા છે એવા જે મનનશીલ પુરૂષ છે તેને **સ્થિતપ્રજ્ઞ** કહે છે.

સ્થિતપ્રજ્ઞ પોતાના અનુભવને પ્રકટ કરતા શિષ્યોની શિક્ષાને માટે અનુદ્વેગત્વ, નિઃસ્પૃહત્વ, વગેરે વાણી બોલે છે–એવો "किं प्रभाषेत" એ પ્રશ્નનો ઉત્તર દીધો.

**यः सर्वत्रानभिस्नेहस्तत्तत्प्राप्य शुभाशुभम् ।**
**नाभिनन्दति न द्वेष्टि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ,, ॥ ५७ ॥**

અર્થ:—જે મુનિ સર્વ વસ્તુમાં આસક્તિ રહિત છે, પરમાત્મામાં જ હમેશાં સ્નેહ વાળા છે, અને પ્રારબ્ધ કર્માનુસાર સુખનું સાધન પ્રાપ્ત થવાથી હર્ષથી તેની પ્રશંસા કરતા નથી, અને દુઃખનું સાધન પ્રાપ્ત થવાથી અસૂયાથી તેની નિન્દા પણ કરતા નથી એવા, સ્નેહ તથા હર્ષ વિષાદથી રહિત, જે મુનિ છે તેની પરમાત્મવિષયક પ્રજ્ઞા સ્થિર થઇ છે અર્થાત્ તે સ્થિતપ્રજ્ઞ છે.

**यदा संहरते चायं कूर्मोऽङ्गानीव सर्वशः ।**
**इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ,, ॥ ५८ ॥**

અર્થ:—જેવી રીતે કૂર્મ (કાચબો) પોતાનાં અંગોને ઇચ્છાનુસાર અંદર ખેંચી લે છે, તેવી રીતે જ્યારે આ વ્યુત્થિત ચિત્તવાળા સ્થિતપ્રજ્ઞ સર્વ પ્રકારે વિષયોમાંથી ઇન્દ્રિયોને સંકોચી લે છે, ત્યારે તેની પ્રજ્ઞા સ્થિર થાય છે અર્થાત્ તે સ્થિતપ્રજ્ઞ છે.

હવે અહીંથી ૭ શ્લોક વડે "किमासीत" એ પ્રશ્નનો ઉત્તર આપે છે:—

**विषया विनिवर्तन्ते निराहारस्य देहिनः ।**
**रसवर्जं रसोऽप्यस्य परं दृष्ट्वा निवर्तते ॥ ,, ॥ ५९ ॥**

અર્થ:—શંકા: મૂઢ–મનુષ્યની પણ રોગાદિ નિમિત્તવશાત્ વિષયોમાંથી ઇન્દ્રિયો નિવૃત્ત થાય છે. તો પછી પૂર્વ શ્લોકમાં, વિષયોમાંથી જે મનુષ્યે ઇંદ્રિયોને ખેંચી લીધી છે તેને સ્થિતપ્રજ્ઞ કેવી રીતે કહ્યો છે? સમાધાન:—રોગ વા ઉપવાસાદિ નિમિત્તથી ઇન્દ્રિયો વડે વિષયોનું ગ્રહણ નહીં કરતા દેહાભિમાની મૂઢ નિરાધાર રહેવાથી તેની ઇન્દ્રિયો

થવાથી વિષયોના સેવનમાં અસમર્થ થાય છે. પરન્તુ તેના મનમાંથી વિષયોમાંનો રાગ નિવૃત્ત થતો નથી. તે રાગ પણ પરમાત્મ સ્વરૂપનો સાક્ષાત્કાર કરી સ્થિતપ્રજ્ઞ થવાથી નિવૃત્ત થાય છે, તેમ વિષયોની પણ નિવૃત્તિ થાય છે. માટે રાગ સહિત વિષયોની નિવૃત્તિ એ સ્થિતપ્રજ્ઞનું લક્ષણ છે એમ સિદ્ધ થાય છે.

અહીં સ્થિતપ્રજ્ઞ થવામાં બાહ્યેન્દ્રિયનિગ્રહ તથા મનોનિગ્રહને પણ મુખ્ય કારણ કહીને ઇન્દ્રિયનિગ્રહ તથા મનોનિગ્રહના અભાવમાં ભગવાન્ દોષ બતાવે છે:—

यततो ह्यपि कौन्तेय पुरुषस्य विपश्चितः ।
इन्द्रियाणि प्रमाथीनि हरन्ति प्रसभं मनः ॥ भ० गी० २–६० ॥

અર્થ:—હે અર્જુન! વિષય પદાર્થોમાંથી ઇન્દ્રિયોને નિવૃત્ત કરવાને માટે દોષદૃષ્ટિ રૂપ પ્રયત્ન કરતા વિવેકી મનુષ્યના મનને પણ ઇન્દ્રિયો વિકાર યુકત કરે છે, કારણ કે ઇન્દ્રિયો બહુ બલવાન્ હોવાથી વિવેકને નષ્ટ કરવામાં બહુ સમર્થ છે, તેથી બલ પૂર્વક વિવેકને નષ્ટ કરીને વિષયોમાં પ્રવૃત્ત કરાવે છે.

લોકોના ધનને લૂંટનારા ચોર લોક, ધનવાનના દેખતાં દેખતાં જ તેના રક્ષક વગેરે સર્વને મારીને ધનને હરી લે છે; તેવી રીતે મન રૂપી ધનને લૂંટનાર ઇન્દ્રિયો રૂપ ચોર વિવેકી ધનવાન્ તથા વિવેક રૂપ, રક્ષકના દેખતાં જ તેમનો તિરસ્કાર કરીને વિવેકપ્રજ્ઞામાં પ્રવિષ્ટ થયેલા મનને ત્યાંથી હઠાવી પોતાના વિષયમાં આસકત કરી દે છે એ ભાવ છે.

तानि सर्वाणि संयम्य युक्त आसीत मत्परः ।
वशे हि यस्येन्द्रियाणि तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ „ ॥ ६ ॥

અર્થ:—પૂર્વોક્ત પ્રકારની ઇન્દ્રિયોથી મનની રક્ષા કરવાનો ઉપાય બતાવે છે:—એ સર્વ જ્ઞાનેન્દ્રિય તથા કર્મેન્દ્રિયોને વશ કરીને, તથા બાહ્ય પદાર્થોમાંથી મનને હઠાવીને, વૃત્તિને બ્રહ્માકાર કરતા સતા " હું વાસુદેવ પરમાત્માથી ભિન્ન નથી " એવા નિશ્ચયથી રહેવું. જેની ઇન્દ્રિયો વશમાં છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે અર્થાત્ તે સ્થિતપ્રજ્ઞ છે.

ઇન્દ્રિયોને વશમાં રાખી રહેવું એ " किमासीत "નો ઉત્તર મળ્યો.

ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
संगात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥ „ ॥ ६२ ॥
क्रोधाद्भवति संमोहः संमोहात्स्मृतिविभ्रमः ।
स्मृतिभ्रंशाद्बुद्धिनाशो बुद्धिनाशात्प्रणश्यति ॥ „ ॥ ६३ ॥

અર્થ:—હવે બાહ્યેન્દ્રિયનો નિગ્રહ હોવા છતાં મનોનિગ્રહના અભાવમાં દોષ બતાવે છે:- મનથી વિષયોનું ચિન્તન કરનાર મનુષ્યને તે વિષયોમાં આસંગ થાય છે અર્થાત્ " એ પદાર્થ મને અત્યન્ત સુખનું સાધન છે " એવી તેમાં પ્રીતિ ઉત્પન્ન થાય છે. તેવી પ્રીતિથી તે પદાર્થની ઇચ્છા થાય છે.તે ઇચ્છાનો કોઇ વાર ભંગ થતાં ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધ થવાથી કાર્યાકાર્યનો વિવેક નષ્ટ થઈ જાય છે. વિવેક નષ્ટ થવાથી શાસ્ત્ર તથા ગુરૂ પાસેથી શ્રવણ કરેલા તત્ત્વની સ્મૃતિનો નાશ થાય છે. સ્મૃતિનો નાશ થવાથી આત્માકાર મનોવૃત્તિ રૂપ બુદ્ધિનો નાશ થાય છે. અને બુદ્ધિનો નાશ થતાં સંપૂર્ણ પુરૂષાર્થને અયોગ્ય થાય છે. ( प्रणश्यति )

માટે બાહ્યેન્દ્રિયવાળાને મનોનિગ્રહની પણ આવશ્યકતા છે. તે આવશ્યકતા બતાવી હવે મનોનિગ્રહ હોવા છતાં બાહ્યેન્દ્રિય નિગ્રહનો અભાવ હોય તો તેમાં દોષ નથી એમ કહે છે:—

रागद्वेषवियुक्तैस्तु विषयानिन्द्रियैश्चरन् ।
आत्मवश्यैर्विधेयात्मा प्रसादमधिगच्छति ॥ ,, ॥ ६४ ॥

અર્થ:—મનોનિગ્રહના અભાવવાળો મનુષ્ય ફક્ત બાહ્યેન્દ્રિયોનો હઠ પૂર્વક નિગ્રહ કરીને રાગદ્વેષાદિ દોષયુક્ત મન વડે વિષયોનું ચિન્તન કરતો સતો પુરૂષાર્થથી ભ્રષ્ટ થાય છે. પરન્તુ અન્તઃકરણને જેણે વશ કરેલું છે તેવો મનુષ્ય પોતાને સ્વાધીન રાગદ્વેષથી રહિત ઇન્દ્રિયો વડે અનિષિદ્ધ વિષયોનું ગ્રહણ કરતો સતો પરમાત્માના સાક્ષાત્કારની યોગ્યતા રૂપ ચિત્તશુદ્ધિને પ્રાપ્ત કરે છે.

હવે નીચેના શ્લોકથી ચિત્તશુદ્ધિનું પ્રયોજન શું તે બતાવે છે:—

प्रसादे सर्वदुःखानां हानिरस्योपजायते ।
प्रसन्नचेतसो ह्याशु बुद्धिः पर्यवतिष्ठते ॥ ,, ॥ ६५ ॥

અર્થ:—ચિત્ત શુદ્ધ થતાં સર્વ પ્રકારનાં દુઃખોથી નિવૃત્તિ થાય છે, અને વળી પ્રસન્ન ચિત્તવાળાની જીવબ્રહ્મની એકતા રૂપ બુદ્ધિ સ્થિર થાય છે.

ચિત્તશુદ્ધિ થવાથી જીવ બ્રહ્મની એકતાના નિશ્ચય રૂપ પ્રયોજન બતાવી હવે ચિત્તશુદ્ધિ ન હોય તો જ્ઞાનનો અભાવ કહે છે:—

नास्ति बुद्धिरयुक्तस्य न चायुक्तस्य भावना ।
न चाभावयतः शान्तिरशान्तस्य कुतः सुखम् ॥ ,, ॥ ६६ ॥

અર્થ:—જેણે ચિત્તને જીત્યું નથી તેને, વેદાન્તવિચારથી થતી આત્મવિષયિણી બુદ્ધિ ઉત્પન્ન થતી નથી. અને તેવી બુદ્ધિ વિના બ્રહ્માકાર વૃત્તિના પ્રવાહ રૂપ નિદિધ્યાસન **(भावना)** બનતું નથી. અને નિદિધ્યાસન વિના પરમાત્માના સ્વરૂપના સાક્ષાત્કાર રૂપ શાન્તિ થતી નથી. અને સાક્ષાત્કાર રહિત મનુષ્યને મોક્ષાનન્દ સુખ કેવી રીતે મળી શકે? અર્થાત મોક્ષ સુખ મળતું નથી.

इन्द्रियाणां हि चरतां यन्मनोऽनुविधीयते ।
तदस्य हरति प्रज्ञां वायुर्नावमिवांभसि ॥ ,, ॥ ६७ ॥

અર્થ:—જેની ઇન્દ્રિયો વિષયોમાં પ્રવૃત્ત છે, એક પણ ઇન્દ્રિય વશમાં નથી, તેની નેત્રાદિ જે કોઇ એક ઇન્દ્રિય (**यत्**) રૂપાદિ વિષયમાં પ્રવૃત્ત થાય, અને મન પણ તે ઇન્દ્રિય સાથે મળી જઈને તેને અનુકૂલ થઈ તેને પ્રેરણા કરે, ત્યારે તે એક પણ (**तत्**) ઇન્દ્રિય તે સાધક પુરૂષના આત્મ વિષયક જ્ઞાનને, જલમાં ચાલતી નૌકાને જેમ પવન હરી જાય છે તેમ, હરી જાય છે.

तस्माद्यस्य महाबाहो निगृहीतानि सर्वशः ।
इन्द्रियाणीन्द्रियार्थेभ्यस्तस्य प्रज्ञा प्रतिष्ठिता ॥ ,, ॥ ६८ ॥

અર્થ:—માટે હે અર્જુન! ઇન્દ્રિયોની સ્થિતિ આવી હોવાથી, મન સહિત જેની સંપૂર્ણ ઇન્દ્રિયો વિષયોથી નિગ્રહ કરવામાં આવી છે તેની પ્રજ્ઞા પ્રતિષ્ઠિત છે.

આ પ્રકારે સ્થિતપ્રજ્ઞનાં લક્ષણ કહીને હવે "ગુણાતીત"નાં લક્ષણ કહીએ છીએઃ—

ગુણાતીતનાં લક્ષણ.

प्रकाशं च प्रवृत्तिं च मोहमेव च पाण्डव ।
न द्वेष्टि संप्रवृत्तानि न निवृत्तानि कांक्षति ॥ भ० गी० १४–२२ ॥
उदासीनवदासीनो गुणैर्यो न विचाल्यते ।
गुणा वर्तन्त इत्येवं योऽवतिष्ठति नेङ्गते ॥ „ ॥ २३ ॥

અર્થઃ—હે અર્જુન! પ્રકાશ, પ્રવૃત્તિ અને મોહ—અર્થાત્ સત્ત્વગુણના કાર્ય રૂપ સુખ, રજોગુણના કાર્યરૂપ દુઃખ, અને તમોગુણના કાર્ય રૂપ મોહ (મૂઢત્વ), નિન્દ્રા, આલસ્ય, આદિ પ્રાપ્ત થતાં તેમનો દ્વેષ કરતો નથી—અર્થાત્ મને તમોગુણી વૃત્તિ થવાથી હું મઢ થયો છું, દુઃખ રૂપ રાજસી વૃત્તિ થવાથી મને કષ્ટ થાય છે, અને સત્ત્વગુણ મને સંસાર સુખમાં જોડી બન્ધનમાં નાખે છે એ પ્રકારનો દ્વેષ કરતો નથી. અને તે પ્રાપ્ત ન થાય તો તેની ઇચ્છા કરતો નથી. (૨૨). પરન્તુ ઉદાસીન જેવો રહેતો—એટલે કે બે મનુષ્ય પરસ્પર વિવાદ કરતા હોય તેમને જોઈ કોઇનો પણ પક્ષ લેતો નથી અર્થાત્ રાગદ્વેષ રહિત હોવાથી તેની ઉપેક્ષા કરે છે, કોઇની સાથે રાગ કે દ્વેષ કરતો નથી; તેમજ જે સત્ત્વાદિ ગુણ અથવા તેમનાં કાર્યથી ચલાયમાન થતો નથી, પરન્તુ ગુણો પોતપોતાનું કાર્ય કરે છે એમ માનીને સ્થિર રહે છે-વિકારને પ્રાપ્ત થતો નથી (૨૩),

समदुःखसुखस्वस्थः समलोष्टाश्मकाञ्चनः ।
तुल्यप्रियाप्रियो धीरस्तुल्यनिन्दात्मसंस्तुतिः ॥
मानापमानयोस्तुल्यस्तुल्यो मित्रारिपक्षयोः ।
सर्वारम्भपरित्यागी गुणातीतः स उच्यते ॥ „ ॥ २५ ॥

અર્થઃ—જેને સુખ દુઃખ એક જ છે, જે પોતાના સ્વરૂપમાં સ્થિત (स्वस्थ) છે, જેને માટી, પથ્થર કે સુવર્ણ સમાન છે, જેને સુખનું સાધન પ્રિય વસ્તુ અને દુઃખનું સાધન અપ્રિય વસ્તુ પણ સમાન છે, પોતાની નિન્દા કે સ્તુતિ જેને સમાન છે (૨૪), જેને માન કે અપમાન, શત્રુ કે મિત્ર સર્વ તુલ્ય છે, દેહયાત્રાથી અતિરિક્ત સંપૂર્ણ કર્મ (आरंभ) નો જેણે પરિત્યાગ કર્યો છે, તેને ગુણાતીત કહે છે. (૨૫).

અતિવર્ણાશ્રમીનાં લક્ષણ.

શ્રીમદ્ ભગવદ્ગીતાના ૧૪ મા અધ્યાયમાં આ પ્રકારે તત્ત્વવેત્તા ભગવદ્ભક્તને "ગુણાતીત" નામથી કહ્યા છે એમ બતાવી, હવે સૂતસંહિતામાં તેમને જ "અતિવર્ણાશ્રમી" નામથી કહ્યા છે એ બતાવીએ છીએઃ—

यः शरीरेन्द्रियादिभ्यो विभिन्नं सर्वसाक्षिणम् ॥
पारमार्थिकविज्ञानसुखात्मानं स्वयंप्रभम् ॥ सू.सं. मु. ख. ३, अ. ५–१६ ॥
परतत्त्वं विजानाति सोऽतिवर्णाश्रमी भवेत् । „ ॥ १७ ॥

અર્થઃ—હે કેશવ! જે મનુષ્ય, શરીર તથા ઇન્દ્રિયાદિકોથી ભિન્ન, સર્વના સાક્ષી, યથાર્થ

જ્ઞાન સ્વરૂપ તથા નિરતિશય સુખ સ્વરૂપ, સ્વયંપ્રકાશ—એવા પરમાત્મતત્ત્વનો સાક્ષાત્કાર કર્યો છે, તેને **અતિવર્ણાશ્રમી** કહે છે. (૧૬–૭)

**श्रो वेदान्तमहावाक्यश्रवणेनैव केशव ॥ ,, ॥ १७ ॥**
**आत्मानमीश्वरं वेद सोऽतिवर्णाश्रमी भवेत् । ,, ॥ १८ ॥**

અર્થ:—જે મનુષ્ય, ઉપનિષદ્ રૂપ વેદાન્ત શાસ્ત્રમાં કહેલાં ૧. **प्रज्ञानं ब्रह्म**, ૨ **अहं ब्रह्मास्मि**, ૩. **तत्त्वमसि**, અને ૪. **अयमात्मा ब्रह्म**—એ ચાર મહાવાક્યોના શ્રવણ માત્રથી પોતાના સ્વરૂપ જીવાત્માને ઈશ્વર સ્વરૂપે જાણે છે તે અતિવર્ણાશ્રમી છે. (૧૭–૮).

**योऽवस्थात्रयनिर्मुक्तमवस्थात्रयसाक्षिणम् ॥ ,, ॥ १८ ॥**
**महादेवं विजानाति सोऽतिवर्णाश्रमी भवेत् । ,, ॥ ११ ॥**

અર્થ:—જે જાગ્રત્, સ્વપ્ન અને સુષુપ્તિ—એ ત્રણ અવસ્થાથી રહિત અને ત્રણે અવસ્થાના સાક્ષી રૂપ છે એવા મહાન્ દેવ (પરમાત્મા)ને વેદાન્તશાસ્ત્રના વિચારથી જાણે છે તે અતિવ-વર્ણાશ્રમી છે. (૧૮–૯).

**वर्णाश्रमादयो देहे मायया परिकल्पिता ॥ ,, ॥ १९ ॥**
**नात्मनो बोधरूपस्य मम ते सन्ति सर्वदा ।**
**इति यो वेद वेदान्तैः सोऽतितर्णाश्रमी भवेत् ॥ ,, ॥ २० ॥**

અર્થ:—વર્ણાશ્રમાદિ સર્વ આ દેહમાં માયા વડે કલ્પિત થયેલા છે, મારા જ્ઞાન સ્વરૂપ આત્મામાં તે કોઇ પણ નથી, એમ વેદાન્તશાસ્ત્રના વિચાર વડે જે જાણે છે તે અતિવર્ણાશ્રમી છે. (૧૯–૨૦).

**आदित्यसंनिधौ लाकश्चेष्टते स्वयमेन तु ।**
**तथा मत्संनिधावेव चेष्टते सकलं जगत् ॥ ,, ॥ २१ ॥**
**इति यो वेद वेदान्तैः सोऽति वर्णाश्रमी भवेत् । ,, ॥ २२ ॥**

અર્થ.—જેમ આદિત્યની સંનિધિમાં—આદિત્યની સહાયતાથી સર્વ પ્રકારના વ્યવહારમાં લોક પ્રવૃત્ત થાય છે, એટલા માત્રથી આદિત્ય કોઈ પ્રકારે તેના કર્તા થઇ શકતા નથી; તેવી રીતે પરમાત્મામાં કલ્પિત સર્વ જગતનો વ્યાપાર પરમાત્માની સત્તા સ્ફુર્તિથી થાય છે, તેટલા માત્રથી પરમાત્મા કર્તા થઇ શકતા નથી અર્થાત્ આત્મા તો અકર્તા જ છે, એ વાતને વેદાન્તશાસ્ત્રના વિચારથી જે જાણે છે તે અતિવર્ણાશ્રમી છે. (૨૧–૨).

**सुवर्णे हारकेयूरकटकस्वस्तिकादयः ॥ ,, ॥ २२ ॥**
**कल्पिता मायया तद्वज्जगन्मायैव सर्वदा ।**
**इति यो वेद वेदान्तैः सोऽतिवर्णाश्रमी भवेत् ॥ ,, ॥ २३ ॥**

અર્થ:—જેવી રીતે સુવર્ણનાં બનેલાં ભૂષણો—જેવાં કે હાર. કેયૂર (બાજુબન્ધ), કટક, સ્વસ્તિક, આદિ નામવાળાં છે તે—કલ્પના માત્ર છે, પરમાર્થથી સર્વ સુવર્ણ માત્ર જ છે; તેવી રીતે આ સંપૂર્ણ જગત્ માયાથી મારામાં કલ્પિત છે એમ જે વેદાન્તશાસ્ત્રના વિચારથી જાણે છે તે અતિવર્ણાશ્રમી છે. [૨૨–૨૩].

शुक्तिकायां यथा तारं कल्पितं मायया तथा ।
महदादि जगन्मायामयं मय्येव कल्पितम् ॥ " ॥ २४ ॥
इति यो वेद वेदान्तैः सोऽतिवर्णाश्रमी भवेत् । " ॥ २५ ॥

અર્થ:—જેવી રીતે છીપમાં રૂપાની કલ્પના અજ્ઞાનથી થાય છે, તેવી રીતે માયાથી મહદાદિ જગત્ મારામાં કલ્પિત છે. તેથી તે જગત્ પણ માયા રૂપ [मायामयम्]જ છે, એ પ્રકારે વેદાન્તશાસ્ત્રના વિચારથી જે જાણે છે તે અતિવર્ણાશ્રમી છે. [૨૪–૫].

આ પ્રમાણે સૂતસંહિતાના મુક્તિખંડમાં તત્ત્વવેત્તા ભગવદ્‌ભક્તને અતિવર્ણાશ્રમી કહ્યા છે.

## જીવન્મુક્તનાં લક્ષણ.

તેવી રીતે યોગવાસિષ્ઠમાં પણ તત્ત્વવેત્તા ભગવદ્‌ભક્તને જ "જીવન્મુક્ત" નામથી કહ્યા છેઃ—

यथास्थितमिदं यस्य व्यवहारवतोऽपि च ।
अस्तं गतं स्थितं व्योम जीवन्मुक्तः स उच्यते ॥ यो.वा.प्र.३,स.९, श्लो.४ ॥

અર્થ:—જે મનુષ્ય લોકદૃષ્ટિથી પોતાના વર્ણાશ્રમ આદિને ઉચિત વ્યવહાર યુક્ત છે તો-પણ તેની પોતાની દૃષ્ટિમાં જેને આ પ્રત્યક્ષ જગત્ પરમાર્થ દૃષ્ટિ વડે બાધિત [अस्तं] થઈ ગયું છે, અને બાધિત થયેલા જગતની અવધિ રૂપે ચિદાકાશ व्योम ચૈતન્ય રૂપ આત્મા જ અબાધિત રૂપે વિદ્યમાન [स्थितं] રહે છે તે જીવન્મુક્ત કહેવાય છે.

गाढैकनिष्ठतां यातो जाग्रत्येव सुषुप्तवत् ।
य आस्ते व्यवहर्तैव जीवन्मुक्तः स उच्यते ॥ " ॥ ५ ॥

અર્થ:—વ્યવહારને કરતા સતા પણ પરબ્રહ્મ પરમાત્મામાં નિષ્ઠાને પ્રાપ્ત થવાથી જે જાગ્રદવસ્થામાં પણ સુષુપ્તની તુલ્ય નિર્વિકાર છે તે જીવન્મુક્ત છે.

नोदेति नास्तमायाति सुखे दुःखे मुखप्रभा ।
यथाप्राप्तस्थितेर्यस्य जीवन्मुक्तः स उच्यते ॥ " ॥ ६ ॥

અર્થ:—પ્રારબ્ધવશાત્ જેવું અન્નાદિક પ્રાપ્ત થયું છે તે વડે દેહની રક્ષા [સ્થિતિ] થાય છે એવા જે પુરૂષને સુખદુઃખ પ્રાપ્ત થવા છતાં પણ સંસારી મનુષ્યની પેઠે તેની મુખપ્રભા ઉદય પામતી નથી અથવા અસ્ત પામતી નથી અર્થાત્ જેને હર્ષ શોક થતો નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.

यो जागर्ति सुषुप्तस्थो यस्य जाग्रन्न विद्यते ।
यस्य निर्वासनो बोधः स जीवन्मुक्त उच्यते ॥ " ॥ ७ ॥

અર્થ:—ચક્ષુ આદિ ઇંદ્રિયો વડે વિષયોનું ગ્રહણ કરવા રૂપ જાગ્રદવસ્થાનાં લક્ષણ જેનામાં નથી, તેથી જેનામાં ખરેખરી જાગ્રદવસ્થા નથી, તથાપિ જેની ચક્ષુ આદિ ઇન્દ્રિય પોત-પોતાના ગોલકમાં સ્થિત છે અર્થાત્ ઉપરત [નિવૃત્ત] થઇ નથી તેથી જે જાગતો છે, અને સંકલ્પ વિકલ્પ રૂપ અન્તઃકરણની વૃત્તિ નહીં હોવાથી સુષુપ્તસ્થ છે—તત્ત્વજ્ઞાની હોવા છતાં પણ બ્રહ્મવિત્‌પણાનું અભિમાન કે ભોગસામગ્રી સંપાદન કરવાની ઇચ્છા આદિ બુદ્ધિદોષ રૂપ વાસનાથી રહિત છે, તે જીવન્મુક્ત છે.

रागद्वेषभयादीनामनुरूपं चरन्नपि ।
योऽन्तर्व्योमवदत्यच्छः स जीवन्मुक्त उच्यते ॥ " ॥ ८ ॥

અર્થ:—જે રાગ, દ્વેષ, ભય, આદિને અનુસાર આચરણ કરે છે અર્થાત્ વ્યુત્થાન દશામાં ભોજનાદિકોમાં પ્રવૃત્તિ, તથા નિષિદ્ધ વ્યવહારમાંથી વિમુખતા, અને સર્પાદિકોથી થતા ભય રૂપ નિમિત્તથી હઠી જવું આદિ આચરણયુક્ત છે, તથાપિ પહેલાંના અભ્યાસથી રાગ દ્વેષાદિ કાલુષ્ય રહિત હોવાથી જે અંતરમાં બહુ જ સ્વચ્છ છે તે જીવન્મુક્ત કહેવાય છે.

यस्य नाहंकृतो भावो बुद्धिर्यस्य न लिप्यते ।
कुर्वतोऽकुर्वतो वापि स जीवन्मुक्त उच्यते ॥ " ॥ ९ ॥

અર્થ:—બદ્ધ મનુષ્યને શાસ્ત્રીય કર્મ કરતાં "હું કર્તા છું" એવું અભિમાન થાય છે, તથા "મેં કરેલા કર્મથી મને સ્વર્ગની પ્રાપ્તિ થશે" એવી પ્રકારના હર્ષથી તેની બુદ્ધિ લિપ્ત થાય છે, અને કર્મ નહીં કરતી સમયે "મેં કર્મનો ત્યાગ કર્યો છે" એવો અહંકાર થાય છે અને મને સ્વર્ગની પ્રાપ્તિ નહીં થાય એવા વિષાદથી લેપ પણ થાય છે. પરન્તુ જેને અભ્યાસ નહીં હોવાથી કર્મ કરતાં વા ન કરતાં હર્ષ વગેરે થતું નથી, તેથી કર્તૃત્વાદિ અભિમાન તથા બુદ્ધિમાં લેપ પણ થતો નથી, તે જીવન્મુક્ત કહેવાય છે.

यस्मान्नोद्विजते लोको लोकान्नोद्विजते च यः ।
हर्षामर्षभयान्मुक्तः स जीवन्मुक्त उच्यते ॥ " ॥ ११ ॥

અર્થ:—જેનાથી લોક ડરતા નથી, અને લોકથી પોતે પણ ઉદ્વેગને પ્રાપ્ત થતો નથી, અને હર્ષ, અમર્ષ, ભય, આદિથી જે રહિત છે, તે જીવન્મુક્ત કહેવાય છે.

शान्तसंसारकलनः कलावानपि निष्कलः ।
यः सचित्तोऽपि निश्चित्तः स जीवन्मुक्त उच्यते ॥ " ॥ १२ ॥

અર્થ:—શત્રુ, મિત્ર, માન, અપમાન, આદિ વિકલ્પ રૂપ સંસારકલના જેની શાન્ત થઇ ગઇ છે, ચોસઠ કલા[વિદ્યા]થી યુક્ત હોવા છતાં પણ અભિમાન રહિત હોવાથી જે નિષ્કલ છે, અને સ્વરૂપથી ચિત્ત હોવા છતાં પણ જે નિશ્ચિત્ત છે અર્થાત્ ચિત્તથી રહિત [निश्चित्तः] છે, તે જીવન્મુક્ત કહેવાય છે.

यः समस्तार्थजातेषु व्यवहार्यपि शीतलः ।
पदार्थेष्वपि पूर्णात्मा स जीवन्मुक्त उच्यते ॥ " ॥ १३ ॥

અર્થ:—બીજાનાં ઉત્સવાદિ સંપૂર્ણ કાર્યમાં જઇને સર્વ વ્યવહાર કરવા છતાં જે લાભ, અલાભ, હર્ષ, શોક રૂપ સંતાપને પ્રાપ્ત થતા નથી, શીતલ જ રહે છે, કેવલ સંતાપનો અભાવ હોવાથી શીતલ છે એમ નહીં પરન્તુ પૂર્ણ સ્વરૂપના અનુસંધાનથી પણ શીતલ છે, એવા ઇશ્વરભક્તને જીવનમુક્ત કહે છે.

વળી તત્ત્વવેત્તા જીવન્મુક્ત ભક્તને વ્યાસાદિ ઋષિ લોક "બ્રાહ્મણ" નામથી પણ કહે છે:—

બ્રાહ્મણનાં લક્ષણ.

अनुत्तरीयवसनमनुपस्तीर्णशायिकम् ।
बाहूपधायिनं शान्तं तं देवा ब्राह्मणं विदुः ॥ जी० मु० वि० प्रक० १ ॥

અર્થ:—ઉપવસ્ત્ર તથા પહેરવાનું વસ્ત્ર [वसन] એ બન્નેથી જે રહિત છે, અને જે કાંઇ પણ પાથર્યા વિના સુઈ રહે છે, અને ઉશીકાને બદલે શિરની નીચે જે હાથ રાખે છે એવા સર્વ પરિગ્રહ રહિત અને રાગાદિ રહિત [शान्त] તત્ત્વવેત્તા ઈશ્વર ભક્તને બ્રાહ્મણ કહે છે.

અથવા વસ્ત્રાદિ હોય તોપણ—

येन केनचिदाच्छन्नो येन केनचिदाशितः ।
यत्र क्वचन शायी स्यात्तं देवा ब्राह्मणं विदुः ॥ म.भा.शा.प.,अ. २४–१२ ॥

અર્થ:—ખાવાને માટે, તથા પહેરવાને, તથા ઓઢવાને, તથા રહેવાને માટે સ્થાનાદિ જેવું જેવું મળે તેમાં જે સંતુષ્ટ રહે છે તેવા તત્ત્વવેત્તાને દેવલોક બ્રાહ્મણ કહે છે. અથવા—

कन्थाकौपीनवासास्तु दण्डधृक् ध्यानतत्परः ।
एकाकी रमते नित्यं तं देवा ब्राह्मणं विदुः ॥ जी० मु० वि० प्रक० १ ॥

અર્થ:—ઓઢવાને માટે અયત્નથી મળેલા વસ્ત્રથી બનાવેલી કન્થા [ગોદડી) અથવા કૌપીન માત્ર જેનુ વસ્ત્ર છે, શરીર, વાણી અને મન એ ત્રણેના દંડ જેણે ધારણ કર્યો છે, ધ્યાન કરવામાં જે તત્પર છે અને એકીલા વિચરે છે એવા તત્ત્વવેત્તાને દેવો બ્રાહ્મણ કહે છે.

न क्रुध्येन्न प्रहृष्येच्च मानितोऽमानितश्च यः ।
सर्वभूतेष्वभयदस्तं देवा ब्राह्मणं विदुः ॥म०भा०शा० अ०प० २४५–१४ ॥
जीवितं यस्य धर्मार्थं धर्मो हर्यर्थमेव च ।
अहोरात्राश्च पुण्यार्थं तं देवा ब्राह्मणं विदुः ॥ ,, ॥ २३ ॥

અર્થ:—માન મળતાં જેને હર્ષ થતો નથી, અને અપમાન થતાં જેને ક્રોધ ચઢતો નથી, અને સર્વ પ્રાણી માત્રને જેણે અભયદાન આપ્યું છે અર્થાત્ મન, વાણી કર્મથી જે કોઈની પણ હિંસા કરતો નથી, તેને દેવો બ્રાહ્મણ કહે છે.

વળી જેનું જીવિત ધર્મને અર્થે છે અર્થાત્ જીવન્પર્યન્ત જે ધર્મ કર્યા કરે છે, અને તેનો ધર્મ પણ ઈશ્વરને અર્થે જ છે—ઈશ્વરાર્પણ બુદ્ધિથી કરવામાં આવે છે, અને જેના અહોરાત્ર પણ પુણ્ય કરવાને માટે છે અર્થાત્ જે અહોરાત્ર પુણ્ય કરતો રહે છે [ અર્થાત્ જેનું ધ્યાનાદિ પણ પુણ્ય રૂપ જ છે ] તેવા તત્ત્વવેત્તાને દેવો બ્રાહ્મણ કહે છે.

निराशिषमनारंभं निर्नमस्कारमस्तुतिम् ।
निर्मुक्तं बन्धनैः सर्वैस्तं देवा ब्राह्मणं विदुः ॥ ,, ॥ २४ ॥

અર્થ:—કોઇ નમસ્કારાદિ કરનારને જે આશીર્વાદ દેતા નથી [ જે મનુષ્યને કોઇ વસ્તુની ઇચ્છા, હોય તેને તે વસ્તુ પ્રાપ્ત થવાની જે પ્રાર્થના છે તેનું નામ "આશીઃ" છે.], અને જે આરંભથી રહિત છે એટલે કે સ્વાર્થ વા પરોપકારાર્થે મકાન, જમીન, આદિ

સંપાદન કરવાને પ્રયત્ન કરતા નથી, અને જે સ્તુતિ નમસ્કારાદિથી રહિત છે, અને બીજા મનુષ્ય પોતાની સ્તુતિ નમસ્કારાદિ કરે એવી જેને ઇચ્છા નથી, છતાં મનુષ્ય વિષયક પ્રત્યેક પ્રણામ ન હોવા છતાં પણ ઈશ્વરબુદ્ધિથી સર્વને પ્રણામ કરે છે, જે સર્વ કામ કર્માદિ બંધનથી મુક્ત છે. अक्षीणं क्षीण कर्माणाम् ॥ जी० मु० वि० प्रक० १ ॥ અક્ષીણ છે અર્થાત્ દીનતાથી રહિત છે, એટલે કે ભોજનાદિક સમયાનુસાર ન મળવા છતાં પણ જેને વિષાદ થતો નથી અને પ્રાપ્ત થવા છતાં હર્ષને પણ પ્રાપ્ત થતો નથી અર્થાત્ શરીરના ભોગને પ્રારબ્ધને અધીન જાણી નિર્દ્વન્દ્વ રહે છે; અને જે ક્ષીણકર્મા છે અર્થાત્ વિધિ નિષેધને અધીન વૈદિક વા લૌકિક કર્મ રહિત છે ) તેવા તત્ત્વવેત્તા ભક્તને દેવો બ્રાહ્મણ કહે છે.

अहेरिव गणाद्भीतः सन्मानान्मरणादिव ।
कुणपादिव यः स्त्रीभ्यस्तं देवा ब्राह्मणं विदुः ॥ म.भा.शा.प.अ. २४५–१३ ॥

અર્થઃ—સમુદાયમાં રહેવાથી ભિક્ષાવાર્તા અથવા દેશવાર્તા અથવા દ્વેષાદિ થવાનો સંભવ હોવાથી, જેમ સર્પથી ડરે છે તેમ, સમુદાયથી જે ડરે છે, તથા કોઈ સન્માન કરે તો તેને મરણ સમાન સમજે છે કેમકે સન્માન તપનો નાશ કરતા છે, અને જેને સ્ત્રી ઉપર, મડદાની માફક, ગ્લાનિ આવે છે, તેને દેવલોક બ્રાહ્મણ કહે છે.

બૃહદારણ્યક શ્રુતિ પણ તેજ કહે છેઃ—

अथ य एतदक्षरं गार्गि विदित्वास्माल्लोकात्प्रैति स ब्राह्मणः ॥
बृ. उ, अ. ३–८–१० ॥

અર્થઃ—હે ગાર્ગિ! આ અવિનાશી ( अक्षरम् ) પરમાત્માના સ્વરૂપને જાણીને જે આ દેહનો ત્યાગ કરે છે તે બ્રાહ્મણ છે.

આ પ્રમાણે ભગવદ્ભક્ત તત્ત્વવેત્તાને બ્રાહ્મણ શબ્દથી કહીને તેને જ શ્રુતિ " આત્મરતિ " નામથી પણ કહે છે.

आत्मक्रीडः आत्मरतिः क्रियावानेष ब्रह्मविदां वरिष्ठः ॥
मु० उ० मु० ३–१–४ ॥

અર્થઃ—તત્વવેત્તા ઉત્તમ ભક્તની પોતાના સ્વરૂપ રૂપ આત્મામાં જ ક્રીડા હોય છે, બાહ્ય પુત્રાદિકોમાં તેમની ક્રીડા હોતી નથી. અને પર બ્રહ્મ પરમાત્મામાં પ્રીતિવાળા હોય છે. ક્રીડામાં બાહ્ય સાધનની અપેક્ષા હોય છે, રતિમાં બાહ્ય સાધનની અપેક્ષા રહેતી નથી. એટલો જ બંને (ક્રીડા અને રતિ)માં ભેદ છે. વળી તે જ્ઞાન, ધ્યાન, ઇત્યાદિ ક્રિયા વાળા હોય છે, અન્ય નહીં. આવા પ્રકારના વિશેષણ વાળા તત્ત્વવેત્તા પરમેશ્વરના ભક્તોમાં શ્રેષ્ઠ છે.

બ્રહ્મવિદ્, બ્રહ્મવિદ્વર, બ્રહ્મવિદ્વરીયાન્ અને બ્રહ્મવિદ્વરિષ્ઠ એવા ચાર પ્રકારના તત્ત્વવેત્તાના ભેદ છે. જ્ઞાનની સાત ભૂમિકા છે; તેમાંની ચતુર્થ ભૂમિકા વાળાને બ્રહ્મવિદ્ કહે છે, અને તે મોક્ષના ભાગી છે. પરન્તુ તેમની જીવન્મુક્તિ અવસ્થા હોતી નથી. પાંચમી, છઠી, અને સપ્તમી એ ત્રણ અવસ્થાઓ જીવન્મુક્તિની અવસ્થાવિશેષ છે. પંચમી ભૂમિકાવાળાનું નામ

બ્રહ્મવિદ્વર છે, છઠી ભૂમિકા વાળાનું નામ બ્રહ્મવિદ્વરીયાન્ છે અને સપ્તમી ભૂમિકા વાળાનું નામ બ્રહ્મવિદ્વરિષ્ઠ છે.

આત્મામાં આ ચારેને પ્રીતિ હોવાથી તેમનું "આત્મરતિ" એ નામ સામાન્ય રીતે કહી શકાય. તથાપિ સપ્તમી ભૂમિકા વાળાને પાંચમી વા છઠી ભૂમિકા વાળાના જેવા પ્રત્યેક જ્ઞાન ધ્યાનાદિ હોવાનો સંભવ નથી. તેથી તે પક્ષમાં આત્મક્રિયાનો અર્થ આત્મરતિ રૂપ જ ક્રિયા એવો અર્થ કરવો પડશે.

એ પ્રકારે ભક્ત અને જ્ઞાનીનું એક જ લક્ષણમાં કહેવામાં આવેલું હોવાથી જ્ઞાની તથા ભક્તમાં કોઇ પ્રકારનો ભેદ નથી. જ્યારે જ્ઞાની અને ભક્તમાં ભેદ નથી તો જ્ઞાન અને ભક્તિમાં પણ ભેદ હોઇ શકતો નથી. અને પ્રકારભેદ હોવા છતાં ફલભેદ નહીં હોવાથી બંને એક જ છે.

**भक्तौ ज्ञाने न भेदो हि तत्कर्तुः सर्वदा सुखम् ।**
**विज्ञानं न भवत्येव सति भक्तिविरोधिनि ॥** शि.पु.,रु.सं.ख.२ . २३–१६ ॥

અર્થઃ—ભક્તિ અને જ્ઞાનમાં કોઇ ભેદ નથી. ભક્તિ અને જ્ઞાન કરનારને હમેશાં સુખ જ હોય છે. જો કોઇ ભક્તિનો વિરોધી હોય તો તેને અપરોક્ષ જ્ઞાન (विज्ञानम्) થવાનો સંભવ નથી. આ પ્રમાણે શાસ્ત્રમાં પરા ભક્તિ અને અપરોક્ષ જ્ઞાનનો અભેદ સિદ્ધ કરતા શ્રવણાદિને પરા ભક્તિનું કારણ કહ્યું છે.

ઇતિ નિર્ગુણભક્તિસ્વરૂપનિરૂપણ અ. ૩. સમાપ્ત.



## અધ્યાય ૪. સર્ગ ૧.

### ભક્તિની ૧૧ ભૂમિકાનાં નામનું નિરૂપણ

કોઇ કળાનો અભ્યાસ કરનાર, પહેલી કક્ષામાં શિખતા સમયે જ કોઇ સમર્થ શિલ્પીનું કાર્ય કરી શકતો નથી, ન તો તે વિદ્યાર્થી મોટી કક્ષાનો ગ્રન્થ ભણી શકે છે. ક્રમવાર જ શિખવાનું હોય છે અર્થાત્ પહેલી, બીજી, ત્રીજી, ચોથી એવા ક્રમથી સંપૂર્ણ કક્ષાનું શિક્ષણ લેવાની આવશ્યકતા હોય છે; તેવીજ રીતે મુમુક્ષુ મનુષ્યને પણ કક્ષાના ક્રમ પ્રમાણે જ અભ્યાસ કરવાની આવશ્યકતા છે. તેટલા માટે શ્રીમત્ ભાગવતના પ્રથમ સ્કંધના પાંચમા અધ્યાયમાં નારદજીએ ભક્તિની ભૂમિકા (કક્ષા)નું કથન કર્યું છે તેનો સંગ્રહ મધુસૂદન સ્વામીએ ભક્તિ રસાયન નામના ગ્રન્થમાં કર્યો છેઃ—

प्रथमं महतां सेवा तद्दयापात्रता ततः ।
श्रद्धाऽथ तेषां धर्मेषु ततो हरिगुणश्रुतिः ॥ भक्तिरस० उल्लास० १–३२॥
ततो रत्यङ्कुरोत्पत्तिः स्वरूपाधिगतिस्ततः ।
प्रेमवृद्धिः परानन्दः तस्याथ स्फुरणं ततः ॥ ,, ॥ ३३ ॥
भगवद्धर्मनिष्ठाऽतः स्वस्मिँस्तद्गुणशालिता ।
प्रेम्णोऽथ परमा काष्ठेत्युदिता भक्तिभूमिकाः ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—મહત્ પુરૂષોની સેવા–એ ભક્તિની પહેલી ભૂમિકા છે અર્થાત્ પ્રથમ કક્ષા છે. તે પછી તે મહાન્ પુરૂષોની દયાને પાત્ર થવું એ બીજી ભૂમિકા છે. તેઓના ધર્મોમાં (ભાગવત ધર્મોમાં) શ્રદ્ધા એ ત્રીજી ભૂમિકા છે. ભગવાનના ગુણોનું શ્રવણ આદિ ભાગવત ધર્મનું અનુષ્ઠાન એ ચોથી ભૂમિકા છે. (૩૨).

તે પછી ભગવાનમાં પ્રીતિની ઉત્પત્તિ એ પાંચમી ભૂમિકા છે. દેહાદિકોથી ભિન્ન પરમાત્માનું જ્ઞાન એ છઠી ભૂમિકા છે. પરમાનન્દ સ્વરૂપ ભગવાનમાં પ્રેમની વૃદ્ધિ એ સપ્તમી ભૂમિકા છે. ભગવાનનો સાક્ષાત્કાર એ અષ્ટમી ભૂમિકા છે. (૩૩).

ભગવદ્ધર્મમાં નિષ્ઠા એ નવમી ભૂમિકા છે. પોતાનામાં ભગવતુલ્ય ગુણોનો આવિર્ભાવ એ દશમી ભૂમિકા છે. અને પ્રાણત્યાગ પર્યન્ત વિરહની અસહિષ્ણુતા રૂપ પ્રેમની પરમ અવધિ એ અગિયારમી ભૂમિકા છે. (૩૪).

ઇતિ ભક્તિ પ્ર૦ ૫ માં ભક્તિની ૧૧ ભૂમિકાનામ નિરૂપણ અ. ૪. સ. ૧. સમાપ્ત

## અધ્યાય ૪. સર્ગ ૨.

### ૧. પ્રથમ ભૂમિકા–મહત્સેવા.

મહાન્ પુરૂષોની સેવાનો મહિમા, શ્રીમદ્દભાગવતના પ્રથમ સ્કન્ધમાં વ્યાસજી અને નારદજીના સંવાદમાં, નારદજીએ પોતાના પૂર્વ જન્મના વૃત્તાન્તના કથન દ્વારા વર્ણવ્યો છે. નારદજી પૂર્વ જન્મમાં કોઇ દાસીના પુત્ર હતા. એક વખત ચાતુર્માસમાં મહાત્મા પુરૂષોની

સેવાને માટે નારદજીને નિયુક્ત કરવામાં આવ્યા. નારદજી તે વખતે (પૂર્વ જન્મમાં) બાલક હતા. છતાં રમવામા પ્રીતિ છોડીને મહાત્માઓની સેવા પ્રીતિ પૂર્વક

**સત્સંગનો મહિમા.** કરતા હતા. સેવાથી પ્રસન્ન થયેલા મહાત્મા લોક પોતાનું બચેલું, અન્ન તેમને ખાવાને આપતા હતા. કેટલોક સમય આ પ્રમાણે કરવાથી નારદજીનું અન્તઃકરણ શુદ્ધ થયુ. તે કારણથી તેમને પરમાત્માના ભજનમાં રૂચિ થઇ. મહાત્માલોક પ્રતિદિવસ ભગવાનની મનોહર કથાનું વર્ણન કરતા હતા. તે લોકના અનુગ્રહથી નારદજીએ સપૂર્ણ કથાનુ શ્રવણ કર્યુ. શ્રવણ કરતાં કરતાં તેમની પરમાત્મામાં પ્રીતિ વધતી ગઇ, અને થોડા કાળમાં પરબ્રહ્મ પરમાત્માનું જ્ઞાન પ્રાપ્ત થયું. નારદજીના આ ઇતિહાસથી, મહાન્ પુરૂષોની સેવા જ પ્રથમ સાધન છે એવો નિશ્ચય થાય છે.

શ્રીમદ્ભગવદ્ગીતામાં પણ મહાપુરૂષોના સમાગમનુ પ્રયોજન કહેવામાં આવ્યું છે—

**तद्विद्धि प्रणिपातेन परिप्रश्नेन सेवया ।**

**उपदेक्ष्यन्ति ते ज्ञानं ज्ञानिनस्तत्त्वदर्शिनः ॥** भ० गी० अ.४–३४ ॥

અર્થઃ—હે અર્જુન ! તત્ત્વવેત્તા જ્ઞાની પુરૂષ, સેવા કરવાથી તથા વિનય પૂર્વક પ્રશ્ન કરવાથી તથા દણ્ડવત્ પ્રણામાદિથી પ્રસન્ન થવાથી, યથાર્થ જ્ઞાનનો ઉપદેશ કરે છે એમ તું જાણ.

આ ઉપરથી નિશ્ચય થાય છે કે મહાત્મા પુરૂષોની સેવા શુશ્રુષા વિના ભક્તિ કે જ્ઞાન પ્રાપ્ત થતું નથી.

**ये साधुसेवारुचयः पुरुषा निजशक्तितः ।**

**अप्राप्तं नास्ति तेषां वै किमप्यैश्वर्यमूर्जितम् ॥**

स्का० पु० ख० २. वासु० मा० ९, अ० २०–४३ ॥

અર્થઃ—જે મનુષ્ય પોતાની શક્તિ અનુસાર સાધુ પુરૂષોની સેવામાં પ્રીતિવાળા છે તેને માટે કાંઇ પણ મોટું ઐશ્વર્ય એવું નથી કે જે પ્રાપ્ત ન થઇ શકે. અર્થાત્ સર્વ કાંઇ તેને પ્રાપ્ત થાય છે.

મહાત્મા પુરૂષ કે મહાન્ પુરૂષ, સાધુ કે સત્પુરૂષ, શિષ્ટપુરૂષ, એ સર્વ પર્યાય વાચક છે અર્થાત્ એક જ વસ્તુનાં નામ છે.

મનુષ્યની તો શી વાત છે, સત્પુરૂષોના સંસર્ગથી પશુ, પક્ષી, આદિકોની પણ ઉન્નતિ થઇ શકે છે.

**वस्त्रमापस्तिलान् भूमिं गन्धो वासयते यथा ।**

**पुष्पाणामधिवासेन तथा संसर्गजा गुणाः ॥** म०भा०व०प० अ० १–२४ ॥

અર્થ—જેવી રીતે વસ્ત્ર, જલ, તેલ, ભૂમિ એ સર્વ વસ્તુઓ જે પુષ્પોના સંગમાં રહે છે તેની સુગન્ધથી તે યુક્ત થાય છે, તેવી રીતે મનુષ્યોમાં પણ સારા કે ખોટાના સંગથી શુભ કે અશુભ ગુણ ઉત્પન્ન થાય છે.

**तस्मात्प्राज्ञैश्च वृद्धैश्च शुद्धभावैस्तपस्विभिः ॥**

**सद्भिश्च सह संसर्गः कार्यः शमपरायणैः॥**स्का. पु.ख.१,अव.ख.२.अ.४५ ७ ॥

અર્થઃ—તે કારણથી શાન્તિની ઇચ્છા કરનાર મનુષ્યે, બુદ્ધિમાન્ તથા અનુભવી વૃદ્ધ તથા શુદ્ધ ભાવનાવાળા તથા તપસ્વી એવા સત્પુરૂષોની સાથે સંસર્ગ કરવો યોગ્ય છે.

दुर्लभो मानुषो देहो देहिनां क्षणभंगुरः ।
तत्रापि दुर्लभं मन्ये वैकुण्ठप्रियदर्शनम् ॥ भा०स्क० ११ अ० २-२९ ॥
अत आत्यन्तिकं क्षेमं पृच्छामो भगवतोऽनघाः ।
संसारेऽस्मिन्क्षणार्धोऽपि सत्संगः शेवधिर्नृणाम् ॥ „ ॥ ३० ॥

અર્થ—સંપૂર્ણ દેહધારીઓનો આ દેહ ક્ષણમાં નાશ પામે તેવો છે, તોપણ મનુષ્યદેહ પ્રાપ્ત થવો બહુ દુર્લભ છે. તેમાં પણ ભગવાનના ભક્તોનું દર્શન થવું દુર્લભ છે માટે, હે પાપરહિત યોગીશ્વરો ! હું આપલોકને નિરતિશય સુખનું સાધન શું તે પૂછું છું, કેમકે આ સંસારમાં અર્ધા ક્ષણનો પણ સત્સમાગમ મનુષ્યોને માટે એક ભારે ખજાના તુલ્ય છે.

भूतानां देवचरितं दुःखाय च सुखाय च ।
सुखायैव हि साधूनां त्वादृशामच्युतात्मनाम् ॥ भा० स्क० ११ अ. २-५ ॥
भजन्ति ये यथा देवान्देवा अपि तथैव तान् ।
छायेव कर्मसचिवाः साधवो दीनवत्सलाः ॥ „ ॥ ६ ॥

અર્થઃ—ઇન્દ્રાદિ દેવતાઓની ચેષ્ટા પ્રાણીઓને દુઃખનો હેતુ થાય છે તેમ સુખનો હેતુ પણ છે. પરન્તુ આપના જેવા અચ્યુત એવા પરમાત્માના ભક્તોની ચેષ્ટા તો કેવલ તેમને સુખનો જ હેતુ છે. [૫]. તેનું કારણ એ છે કે જેમ મનુષ્ય લોકો દેવતાને યજ્ઞાદિ કર્મ વડે પ્રસન્ન કરે છે તેમ દેવતાલોક પણ તેને અનુસાર સુવૃષ્ટિ આદિ દ્વારા મનુષ્યોને સુખ આપે છે. કંઇક વિપરીત કરવામાં આવે તો તે જ દેવતાઓ અતિવૃષ્ટિ આદિ દ્વારા દુઃખ પણ આપે છે. જેમ મનુષ્યની છાયા મનુષ્યને અનુસરે છે, તેમ દેવતાઓ પણ કર્મને અનુસાર સુખાદિ દેનાર થાય છે. પરન્તુ મહત્પુરૂષો તો હમેશાં દુઃખી પ્રાણી ઉપર પ્રીતિવાળા હોય છે અર્થાત્ સત્પુરૂષો પોતાની સેવા શુશ્રૂષાની અપેક્ષા નહી કરતાં બીજાનો ઉપકાર કરવામાં તૈયાર રહે છે. વળી—

न रोधयति मां योगो न सांख्यं धर्म एव च ।
न स्वाध्यायस्तपस्त्यागो नेष्टापूर्तं न दक्षिणा ॥ भा० स्क० ११ अ.१२-१॥
व्रतानि यज्ञश्छन्दांसि तीर्थानि नियमा यमाः ।
यथावरुन्धे सत्संगः सर्वसंगापहो हि माम् ॥ „ ॥ २ ॥

અર્થઃ—જેવી રીતે સર્વ આસંગોને નિવૃત્ત કરનાર સત્સંગ મને વશ કરે છે, તેવી રીતે અષ્ટાંગ યોગ, તત્ત્વોનો વિવેક (સાંખ્ય), પરોપકારાદિ ધર્મ, વેદાધ્યયન, તપ, સંન્યાસ, ઇષ્ટ પૂર્તાદિકર્મ, દક્ષિણા (સામાન્ય દાન), ઉપવાસાદિ વ્રત, દેવપૂજા, રહસ્ય મંત્રોનો જપ, તીર્થ, નિયમ, યમ-એ કોઇ પણ મને વશ કરવામાં સમર્થ નથી.

यथोपश्रयमाणस्य भगवन्तं विभावसुम् ॥
शीतं भयं तमोऽप्येति साधुं संसेवतस्तथा ॥ भा०स्क०११,अ० २६-३१ ॥

અર્થઃ—જેવી રીતે અગ્નિની પાસે બેઠેલા મનુષ્યના શીતની નિવૃત્તિ થાય છે, તથા ભયનો નાશ થાય છે, તેમ અન્ધકારનો પણ નાશ થાય છે; તેવી રીતે સાધુની સેવા કરનાર પુરૂષની

મૂઢતા, તથા જન્મમરણનો ભય, તેમ સંસારના કારણ રૂપ અજ્ઞાન રૂપી અન્ધકારની પણ નિવૃત્તિ થાય છે.

निमज्ज्योन्मज्जतां घोरे भवाब्धौ परमायनम् ।
सन्तो ब्रह्मविदः शान्ता नौर्दृढेवाप्सु मज्जताम् ॥ ,, ॥ ३२ ॥

અર્થઃ—જેવી રીતે પાણીમાં ડુબતા મનુષ્યને મજબૂત નૌકા જ તરવાનું સાધન છે, તેવી રીતે સંસાર રૂપી સમુદ્રમાં ઉચ્ચ નીચ યોનિમાં જન્મતા મનુષ્યને શાન્ત સ્વભાવવાળા તત્ત્વવેત્તા મહાત્મા પુરૂષ જ આશ્રય રૂપ છે.

अन्नं हि प्राणिनां प्राण आर्तानां शरणं त्वहम् ।
धर्मो वित्तं नृणां प्रेत्य सन्तोऽर्वाग् बिभ्यतोऽरणम् ॥ ,, ॥ ३३ ॥

અર્થઃ—જેમ પ્રાણીને અન્ન જ જીવન છે, જેમ દુઃખીનું શરણ હું( ભગવાન્ ) છું, જેમ મૃત્યુને પ્રાપ્ત થયેલા મનુષ્યને પરલોકમાં ઉપયોગી ધન ધર્મ વિના બીજું કોઇ નથી; તેવી રીતે સંસારમાં થતા પતનથી ડરતા મનુષ્યને રક્ષા કરનાર સત્પુરૂષ જ છે.

सन्तो दिशन्ति चक्षूंपि बहिरर्कः समुत्थितः ।
देवता बान्धवाः सन्तः सन्त आत्माहमेव च ॥ ,, ॥ ३४ ॥

અર્થઃ—સંપૂર્ણ રીતે ઉદિત થયેલો સૂર્ય બહારના અંધકારને દૂર કરીને નેત્રને બાહ્ય પદાર્થનું દર્શન કરવાને સામર્થ્ય આપે છે, ત્યારે સત્પુરૂષ અજ્ઞાન રૂપ અંધકારને દૂર કરી સગુણ નિર્ગુણ વિષયક જ્ઞાનનું સામર્થ્ય ઉત્પન્ન કરે છે. માટે સત્પુરૂષ જ દેવતા છે–દેવતાવત્ આરાધન કરવા યોગ્ય છે. તેમ સત્પુરૂષ જ બાન્ધવ રૂપ છે–બન્ધુજનોની તુલ્ય સત્કાર કરવા યોગ્ય છે. અને સત્પુરૂષ જ આત્મા છે–આત્માની તુલ્ય પ્રીતિ કરવા યોગ્ય છે. બહુ શું કહેવું. સત્પુરૂષ જ સ્વયમ્ હું છુ–અર્થાત્ પરમાત્મ દૃષ્ટિથી સેવન કરવા યોગ્ય છે.

सत्संगत्वे निःसंगत्वं निःसंगत्वे निर्मोहत्वम् ।
निर्मोहत्वे निश्चलितत्वं निश्चलितत्वे जीवन्मुक्तिः ॥ मोह० मु० ९ ॥

અર્થઃ—સત્પુરૂષોના સમાગમથી અન્ય સર્વ પ્રકારના આસંગ છૂટી જાય છે; અન્ય પદાર્થોમાંથી આસંગ છૂટવાથી મોહની નિવૃત્તિ થાય છે, મોહ નિવૃત્ત થવાથી તત્ત્વજ્ઞાનની દૃઢતા થાય છે; અને તત્ત્વજ્ઞાનની દૃઢતાથી જીવન્મુક્તિ પ્રાપ્ત થાય છે. વળી–

त्रिजगति सज्जनसंगतिरेका भवति भवार्णवतरणे नौका ॥ मो० मु० १३ ॥

અર્થઃ—સંસાર રૂપી સમુદ્રને તરવાને માટે ત્રણે લોકમાં સત્સંગ જ એક સાધન છે, બીજું કોઇ સાધન નથી.

ભર્તૃહરિ મહારાજ પણ પોતાના નીતિ શતકમાં સત્સંગના પ્રભાવનું વર્ણન કરે છે–

जाड्यं धियो हरति सिञ्चति वाचि सत्यं
मानोन्नतिं दिशति पापमपाकरोति ।
चेतः प्रसादयति दिक्षु तनोति कीर्तिं
सत्संगतिः कथय किं न करोति पुंसाम् ॥ नी० श० २३ ॥

અર્થઃ—સંત્સંગથી, બુદ્ધિની જડતા દૂર થાય છે, મિથ્યા ભાષણ કરનાર પણ સત્ય બોલતાં શીખે છે, સત્સંગીને સર્વત્ર માનની વૃદ્ધિ થાય છે, અને તેનું પાપ દૂર થાય છે; સત્સંગ ચિત્તને નિર્મલ કરે છે, સત્સંગીની કીર્તિ સર્વત્ર ફેલાય છે. માટે મનુષ્યને માટે સત્સંગ શું નહીં કરી શકે? અર્થાત્ સર્વ કાંઇ કરી શકે છે.

જેવી રીતે સોનાની વીંટીમાં જડેલો કાચનો કકડો પણ મરકત મણિના પ્રકાશને ધારણ કરે છે-તેના જેવી શોભા આપે છે, તેમ સત્પુરૂષના સમાગમથી મૂર્ખ પણ યોગ્યતાને પ્રાપ્ત થાય છે. માટે મનુષ્યોએ અવશ્ય સત્સંગ કરી ઉત્તમ ગુણોને પ્રાપ્ત કરવા જોઇએ.

सेव्याः श्रेयोर्थिभिः सन्तः पुण्यतीर्थजलोपमाः ।

क्षणोपासनमप्यत्र न येषां निष्फलं भवेत् ॥स्का०पु०ख०७,अ०३३८-६१ ॥

અર્થઃ—જેમ ગંગાદિ પવિત્ર તીર્થનાં જલ મનુષ્યના પાપને દૂર કરે છે, તેમ મનુષ્યના પાપનો નાશ કરનાર પવિત્ર જંગમ તીર્થ રૂપ સત્પુરૂષોનું, પોતાનું કલ્યાણ ઇચ્છનારે સેવન કરવું; કેમકે એક ક્ષણ માત્ર પણ કરેલો સત્સમાગમ વ્યર્થ જતો નથી.

सद्भिः सह सदासीत सद्भिः कुर्वीत सत्कथाम् ॥

सतां व्रतेन वर्तेत नासद्भिः किंचिदाचरेत् ॥स्का. पु.ख. ७, अ. ३३८-६२॥

અર્થઃ—સત્પુરૂષોની સાથે ઉઠે બેસે, સત્પુરૂષોની સાથે ધર્મ સંબંધી તથા ઈશ્વર સંબંધી વાતો કરે, તથા સત્પુરૂષોનાં વ્રત—જેવાં કે સત્યભાષણ, પ્રતિજ્ઞાપાલન, પરોપકાર આદિ, તેનું પાલન કરે. કેમકે સત્યભાષણાદિ વ્રતો ભૂખ તરસને સહન કરવાનાં વ્રતો કરતાં ભારે પુણ્યને ઉત્પન્ન કરનારાં છે. અને દુર્જનોની સાથે કાંઇ પણ વ્યવહાર રાખે નહીં. વળી—

सत्संगश्च विवेकश्च निर्मलनयनद्वयम् ।

यस्य नास्ति नरः सोऽन्धः कथं न स्यादमार्गकः ॥

म० ग० पु० ध० का० अ० ४९-५७ ॥

અર્થઃ—એક સત્સંગ અને બીજો વિવેક—એ બંને મનુષ્યને માટે પવિત્ર નેત્ર રૂપ છે. જે મનુષ્યને એ બે નેત્ર નથી તે બાહ્ય ચર્મ ચક્ષુ હોવા છતાં અન્ધ જ કહેવાય છે. અને તેવો અંધ માણસ ઉલટે માર્ગે કેમ નહીં જાય? અર્થાત્ અવશ્ય જશે..

દૃષ્ટાન્ત.—કુવલયાશ્વની પત્ની મદાલસાને ૧ વિક્રાંત, ૨, સુબાહુ, ૩. શત્રુમર્દન, અને ૪. અલર્ક નામના ચાર પુત્ર હતા. મદાલસાએ વિક્રાન્તાદિ ત્રણ પુત્રોને તત્ત્વજ્ઞાનનો ઉપદેશ દેવાથી તેઓ વિરક્ત થઇ ગયા, અને ગૃહસ્થાશ્રમનો સ્વીકાર કર્યો નહીં. ચોથા પુત્ર અલર્કને રાજધર્માદિનો ઉપદેશ કર્યો. તે રાજા થયો. અલર્કને રાજગાદી સોંપીને, પિતામાતા બંને વનમાં જતી વખતે માતાએ અલર્કને એક વીંટી આપી, અને કહેતી ગઇ કે તને કોઈ પ્રકારનું દુઃખ આવે તે વખતે એ વીંટી ખોલીને જોવાથી તેમાંથી દુઃખનો ઉપાય લખેલો મળશે. એમ કહીને બંને જણ તપ કરવા વનમાં ગયાં. અલર્ક રાજ્ય કરતો રહ્યો.

કેટલાક સમય બાદ અલર્કના ભાઈ સુબાહુએ, અલર્કને રાજ્યભોગમાં મસ્ત તથા વિષયોમાં ફસેલો જાણીને, તેનામાં વૈરાગ્ય ઉત્પન્ન કરવાને માટે ઉપાય શોધ્યો. રાજાલોકોને જ્યાંસુધી કષ્ટ પડે નહીં ત્યાં સુધી તે કોઇની વાત સાંભળતા નથી. એવો વિચાર કરીને

સુબાહુ કાશીરાજાને શરણે ગયો. અને પોતાના ભાઈના સમાચાર સંભળાવી સુબાહુએ પોતે રાજા થવાની ઇચ્છા પ્રકટ કરી. ત્યારે કાશીરાજા સેના લઇને સુબાહુની સાથે ગયો. અને અલર્કની પાસે એક દૂત મોકલી તે દ્વારા સુબાહુને રાજ્ય આપવાનો સંદેશો મોકલ્યો. તે વખતે અલર્કને રાજ્ય દેવાની ઇચ્છા થઇ નહીં. અને દૂતને કહ્યું, "ભાઈ પોતે આવીને રાજ્ય માગી લે તો હુ આપવાને તૈયાર છું. હું ભયથી રાજ્ય આપવાનો નથી."

સુબાહુ પણ, ક્ષત્રિયોએ યાચના કરવી એ ધર્મ નથી, એવો વિચાર કરીને યાચના કરવા ગયો નહીં. ત્યારે કાશી રાજાએ સુબાહુના પક્ષમાં રહીને અલર્કના રાજ્યમાં ઉપાધિ કરવી શરૂ કરી. તેના સામન્તોને પીડા આપવા લાગ્યો. અલર્કના સેવકાદિકોને સામ દામ ભેદાદિ વડે પોતાને વશ કર્યા. થોડા દિવસમાં અલર્કની સેના ઓછી થઇ. તેથી ખજાનાથી માં પૈસા પણ ઓછા થયા. ત્યારે અલર્કને શોક થયો. ત્યારે માતાએ આપેલી વીંટી યાદ આવી. ખોલીને જોઇ તો તેની અંદરથી નીચેના બે શ્લોક લખેલા મળી આવ્યાઃ—

संगः सर्वात्मना त्याज्यः स चेत्त्यक्तुं न शक्यते ।
स सद्भिः सह कर्तव्यः सतां संगो हि भेषजम् ॥ मार्कं०पु०अ० ३३–२३ ॥
कामः सर्वात्मना हेयो हातुं चेच्छक्यते न सः ।
मुमुक्षां प्रति स कार्यः सैव तस्यापि भेषजम् ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—સંસારના પદાર્થોમાં જે સંગ (રાગ) છે તે સર્વ પ્રકારે પરિત્યાગ કરવા યોગ્ય છે. જો પરિત્યાગ કરવામાં સમર્થ ન હોય તો સત્પુરુષો સાથે સંગ કરવો. સત્સંગ જ વિષય પદાર્થોમાંથી પ્રીતિનો ત્યાગ કરવાનો ઉપાય (ભેષજ) છે, અર્થાત્ સત્સંગથી જ વૈરાગ્યની પ્રાપ્તિ થાય છે અને તેથી દુઃખ દૂર થાય છે. (૨૩).

કામ (ઇચ્છા) સર્વ પ્રકારે પરિત્યાગ કરવા યોગ્ય છે. જો તેનો ત્યાગ કરવામાં સમર્થ ન હોય તો કામ(ઇચ્છા) મોક્ષને માટે કરવો ઉચિત છે. કારણ કે મોક્ષની ઇચ્છા એ અન્ય સાંસારિક પદાર્થોની ઈચ્છાને નિવૃત્ત કરવાનો ઉપાય છે. (૨૪).

બને શ્લોક વાંચીને, મુમુક્ષુતા જ શ્રેયનું સાધન છે એવો નિશ્ચય કરીને અલર્ક રાજા દત્તાત્રેય ભગવાનની પાસે ગયો. તેમના ઉપદેશથી તેને વૈરાગ્ય પ્રાપ્ત થયો. પછી અલર્ક કાશી રાજાની પાસે ગયો અને નિવેદન કર્યું કે કાં તો આપ રાજ્ય સુબાહુને આપો અથવા આપ લ્યો. હું તો હવે મારા મનને પરમાત્મામાં જોડવાનો પ્રયત્ન કરીશ. કાશી રાજા તો સુબાહુને માટે યુદ્ધ કરવા આવ્યો હતો. અને સુબાહુની મતલબ તો પોતાના ભાઇમાં વિરક્તિ ઉત્પન્ન કરાવવાની હતી. તેથી તે બને પ્રસન્નતા પૂર્વક પોતપોતાના સ્થાનમાં ચાલ્યા ગયા. અને અલર્ક પણ પોતાના જ્યેષ્ઠ પુત્રને રાજ્ય સોંપી વનમાં ચાલ્યો ગયો.

આ પ્રકારના પવિત્ર ઇતિહાસથી સ્પષ્ટ માલમ પડે છે કે આ લોક તથા પરલોકના સુખને માટે સત્સંગ જેવું બીજું કોઇ સાધન નથી. વળી–

महाजनस्य संपर्कः कस्य नोन्नतिकारकः ।
पद्मपत्रस्थितं तोयं धत्ते मुक्ताफलश्रियम् ॥ पंच० तं० तं ३–६१ ॥

અર્થઃ—મહાત્મા પુરૂષોનો સંસર્ગ સર્વની ઉન્નતિ કરાવનાર છે. કમલના પત્તા ઉપર પડેલા જલના બિંદુની શોભા મોતીના જેવી જોવામાં આવે છે.

सृष्ट्वेमान्सकलाँल्लोकान्पश्चात्तेषामवस्थितिम् ।
आमुष्मिकीमैहिकीं च द्विविधां पर्यकल्पयत् ॥

स्का. पु. ख. २, वै. मा. ७ अ० ८–८ ॥

અર્થઃ—પરમાત્માએ આ સંપૂર્ણ પ્રજાની સૃષ્ટિ કર્યા બાદ, તેમની પરલોકમાં તથા આ લોકમાં રક્ષા થવાને માટે બે પ્રકારના ઉપાય કલ્પ્યા. અર્થાત્ આ લોકમાં રક્ષાને માટે જૂદા, અને પર લોકમાં રક્ષાને માટે જૂદા. (૮)

हेतुत्रयं च प्रत्येकं हेतुः स्थित्यै महाप्रभुः ।
जलसेवा चान्नसेवा सेवा चैवौषधस्य च ॥ " ॥ ९–१० ॥
साधुसेवा विष्णुसेवा सेवा धर्मपथस्य च ।
पुरा संपादिता ह्येते परलोकस्य हेतवः ॥ " ॥ ११ ॥

અર્થ—આ પ્રમાણે જુદા જુદા સાધનોનો નિશ્ચય કરીને ભગવાને આ લોકમાં રક્ષાને માટે ત્રણ વસ્તુ, અને પરલોકમાં રક્ષાને માટે ત્રણ વસ્તુ, એમ જૂદા જૂદા ત્રણ ત્રણ ઉપાય બતાવ્યા. તેમાં આ લોકના સુખને માટે ૧. જલસેવા, ૨. અન્નસેવા, અને ૩. ઔષધ સેવન એ ઉપાય બનાવ્યા. (૧૦).

અને પરલોકમાં સુખ મળવાને માટે ૧. સાધુસેવા, ૨. ઈશ્વિરસેવા, અને ૩. ધર્મમાર્ગની સેવા એમ ત્રણ ઉપાય પહેલેથી જ ઠરાવ્યા. (૧૧).

विशेषेण महाबुद्धे संसारोत्तरणे नृणाम् ।
सर्वत्रोपकरोतीह साधुः साधुसमागमः ॥ यो० वा०, प्र० २ स० १६–१ ॥

અર્થ—હે બુદ્ધિમાન્ રામચંદ્ર ! સંસારની પાર ઉતરવાને સર્વત્ર મનુષ્યોને ઉપકાર કરનાર સત્પુરૂષોનો સમાગમ જ ઉત્તમ છે.

साधुसंगतरोर्जातं विवेककुसुमं सितम् ।
रक्षन्ति ये महात्मानो भाजनं ते फलश्रियः ॥ " ॥ २ ॥
शून्यमाकीर्णतामेति मृतिरप्युत्सवायते ।
आपत् संपदिवाभाति विद्वज्जनसमागमे ॥ " ॥ ३ ॥

અર્થઃ—સત્સંગ રૂપ વૃક્ષથી ઉત્પન્ન થયેલા વિવેક રૂપી સફેદ પુષ્પની જે મહાત્માઓ રક્ષા કરે છે તેઓ મોક્ષ રૂપી ફળના ભાગી થાય છે. (૨). વિદ્વાન્ સદાચારી મનુષ્યના સમાગમથી સ્વજન, ધન, આદિથી રહિત સ્થાન પણ સ્વજનાદિથી પૂર્ણ થાય છે, મૃત્યુ પણ આનન્દનું કારણ થાય છે, સંપૂર્ણ આપત્તિ પણ સંપત્ તુલ્ય થઈ જાય છે. (૩).

सच्छास्त्रसत्संगमजैर्विवेकैस्तथा विनश्यन्ति बलादविद्याः ।
यथा जलानां कतकानुपङ्गाद्यथा जनानां मतयोऽपि योगात् ॥

यो० वा० प्र० ३स० ६–२२ ॥

અર્થઃ—જેવી રીતે કતક (નિર્મલી) નામના ઔષધના સંબન્ધથી જલમાંનો મલ નષ્ટ થઇ જાય છે, અને જેમ યોગાભ્યાસથી ચિત્તની બાહ્ય વૃત્તિઓ નષ્ટ થાય છે; તેવી રીતે સચ્છાસ્ત્રના વિચારથી તથા સત્પુરૂષોના સમાગમથી ઉત્પન્ન થતા વિવેકાવડે અવિદ્યા નષ્ટ થઇ જાય છે.

न तपांसि न तीर्थानि न शास्त्राणि जयन्ति च ।
संसारसागरोत्तारे सज्जनासेवनं विना ॥ यो० वा० प्र० ४, स० ३३-१४॥

અર્થઃ—સંસાર રૂપી સમુદ્રની પાર ઉતરવાને માટે સત્પુરૂષોની સેવા વિના તપ કે તીર્થ, કે શાસ્ત્ર કોઇ સમર્થ થતાં નથી. વળી–

साधूनां दर्शनं पुण्यं तीर्थभूता हि साधवः ।
तीर्थं फलति कालेन सद्यः साधुसमागमः ॥ स्का०पु०ख० ६,अ० २१-६ ॥

અર્થઃ—સત્પુરૂષોનાં દર્શન પવિત્ર કરનારાં છે, કેમકે તેઓ તીર્થ રૂપ છે. પરન્તુ તીર્થ તો કાલાન્તરે ફળે છે, સાધુ સમાગમનું ફળ તો તરત મળે છે. વળી—

दर्शनध्यानसंस्पर्शैर्मत्सी कूर्मी च पक्षिणी ।
शिशुं पालयते नित्यं तथा सज्जनसंगतिः ॥ चा० नी० अ० ४-३ ॥

અર્થઃ—જેવી રીતે મનુષ્ય પોતાના બાળકને ધાવણ વગેરેથી પોષણ આપે છે, તેવી રીતે માછલી આદિ કરતાં નથી. પરન્તુ માછલી જેમ દર્શન માત્રથી પોતાના બચ્ચાનું પોષણ કરે છે, કાચબી જેમ ધ્યાન માત્રથી પોતાના બચ્ચાનું પોષણ કરે છે, અને પક્ષી જેમ સ્પર્શ માત્રથી પોતાના બચ્ચાનું પોષણ કરે છે; તેવી રીતે સત્પુરૂષો પ્રેમદૃષ્ટિથી તથા મન વડે ધ્યાન માત્રથી અથવા ઉપદેશ રૂપ સ્પર્શન માત્રથી–એમ ત્રણે પ્રકારથી દુઃખી મનુષ્યની રક્ષા કરે છે. વળી—

नाग्निर्न सूर्यो न च चन्द्रतारका न भूमिर्जलं खं श्वसनोऽथ वाङ्मनः ।
उपासिता भेदकृतो हरन्त्यघं विपश्चितो घ्नन्ति मुहूर्तसेवया ॥
भा. स्क. ११, अ, ८४-१२.॥

અર્થઃ—" આ અમારો ભક્ત છે, આ અમારો ભક્ત નથી " એવા પ્રકારની ભેદબુદ્ધિવાળા (भेदकृतः) અગ્નિ, સૂર્ય, ચન્દ્રમા, તારા, પૃથિવી, જલ, આકાશ, વાયુ, આદિના અભિમાની દેવતાઓ, વાણી તથા મન, એ વગેરે બહુ કાલ પર્યન્ત ઉપાસના કરવાથી પણ પાપના કારણ રૂપ અજ્ઞાનને દૂર કરતા નથી, પરંતુ ભેદબુદ્ધિથી રહિત સત્પુરૂષો એક મુહૂર્ત માત્રની સેવાથી પણ ભક્તિ તથા જ્ઞાનાદિના ઉપદેશથી પાપના કારણ રૂપ અજ્ઞાનને દૂર કરે છે. (છાન્દોગ્યોપનિષત્‌ના ૭ મા અધ્યાયના બીજા ખંડમાં " यो वाचं ब्रह्मेत्युपास्ते " આ શ્રુતિથી વાણીની ઉપાસના કહી છે, અને ત્રીજા ખંડમાં " यो मनो ब्रह्मेत्युपास्ते " એ શ્રુતિમાં મનની ઉપાસના પણ બતાવી છે. )

ગંગાજી પાપને દૂર કરે છે, ચન્દ્રમા તાપને દૂર કરે છે, કલ્પવૃક્ષ દીનતાને દૂર કરે છે. પરન્તુ સત્પુરૂષોનો સમાગમ તો પાપ, તથા આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક તાપ, તથા દીનતા એ ત્રણેની નિવૃત્તિ કરે છે.

કોઇ સાધુ પુરૂષની પાસે આપણે જતા હોઇએ, પરન્તુ તે આપણી સાથે કોઇ વાત ન કરતા હોય, તથાપિ તેમની પાસે જવું જ જોઇએ; કારણ કે સ્વભાવથી તેમનું જે આચરણ છે તે સર્વ ઉપદેશ રૂપ હોય છે. પારસમણિ લોઢાને સુવર્ણ બનાવી દે છે, પરન્તુ તે મણિ પણ લોઢાને મણિ તુલ્ય બનાવી શકતો નથી. સત્પુરૂષ તો પોતાનો સમાગમ કરનારને

પોતાની તુલ્ય બનાવી દે છે. માટે સત્પુરૂષોને પારસમણિ, કલ્પવૃક્ષ, ગંગાજલ, આદિની ઉપમાં બને નહીં. અર્થાત્ સત્પુરૂષોનો પ્રભાવ તે સર્વ કરતાં અધિક છે.

મોટા મોટા તપસ્વી પણ સત્સંગીની બરાબરી કરી શકતા નથી. દષ્ટાન્તઃ-એક સમય વિશ્વામિત્રજી તથા વસિષ્ઠજી વચ્ચે સંવાદ થયો. વિશ્વામિત્રજીએ કહ્યું કે તપનો પ્રભાવ મોટો છે, વસિષ્ઠજીએ કહ્યું કે સત્સંગનો પ્રભાવ મોટો છે. બંનેના વિવાદનું કોઇ સમાધાન નહીં થવાથી તેઓ શેષનાગજીની પાસે ગયા. બંનેએ કહ્યું-"સત્સંગનો પ્રભાવ અધિક છે કે તપનો પ્રભાવ અધિક છે તે વિષે અમને શંકા છે, આપ તેનું નિરાકરણ કરો, માટે અમે આપની પાસે આવ્યા છીએ." ઋષિ લોકનું કહેવું સાંભળીને શેષનાગજીએ કહ્યું-"મારા શિર પર આ પૃથ્વીનો ભારે બોજો છે, તેથી હું બોલવામાં સમર્થ નથી; આપ બંને સર્વ વાતમાં સમર્થ છો. આપ લોક પોતાના પ્રભાવથી આ પૃથ્વીને પાંચ નિમિષ માત્ર મારા શિર ઉપરથી અધર રાખો તો હું આપ લોકોના પ્રશ્નનો જવાબ બરાબર આપી શકીશ."

આ પ્રમાણે શેષનાગનું વચન સાંભળીને વિશ્વામિત્રજીએ પોતાના પાંચ નિમિષના તપના ફલથી પૃથિવીને શેષનાગના શિરમાંથી ઉંચી થઈ અધર રહેવાને કહ્યું. પરન્તુ પૃથિવી ઉંચી થઇ નહીં. બાદ દસ મિનિટના તપનું ફળ માગ્યું, કલાક, દિવસ, માસ, વર્ષ, અન્તમાં જન્મ પર્યન્તના તપના ફળના પ્રભાવથી પણ પૃથિવીને ઉંચે રહેવાને કહ્યું. તોપણ પૃથિવી ઉંચી થઇ નહીં. પછી વસિષ્ઠજીની વારી આવી. તેમણે કહ્યું-મેં તપ કર્યું હોત તો ફલ માગત, તે તો મેં કર્યું નથી. પરન્તુ મેં સત્સંગ બહુ કર્યો છે. એનો કોઇ પ્રભાવ હોય તો પાંચ નિમિષના સત્સંગના પ્રભાવથી આ પૃથિવી ઉંચી થાઓ. વસિષ્ઠજી એટલી વાત કહેતાં જ પૃથિવી ઉંચી થઇ. એટલે શેષનાગજીએ કહ્યું-"હવે આપ લોકોની શંકા નિવૃત્ત થઇ કે નહીં ? હવે મારે કંઇ કહેવાની જરૂર છે ? ત્યારે વિશ્વામિત્રજીએ તપ કરતાં સત્સંગના પ્રભાવની અધિકતા કબુલ કરી.

પૂર્વોક્ત ઇતિહાસ તથા પ્રમાણથી સત્સંગનું અમૂલ્ય ફલ નિર્વિવાદ છે.

જેવી રીતે સત્સંગ મનુષ્યોની ઉન્નતિનું કારણ છે તેવી રીતે કુસંગ અધોગતિનું પણ કારણ છે.

शुष्केणार्द्रं दह्यते मिश्रभावात् तस्मात्पापैः सह सन्धिं न कुर्यात् ॥

म. भा. उ. प. अ. ३४-७० ॥

અર્થઃ—જેવી રીતે સુકા લાકડાની સાથે મળીને લીલું લાકડું પણ બળી જાય છે, તેવી રીતે દુર્જનના સંસર્ગથી સજ્જનને પણ આપત્તિ આવે છે. માટે પાપી મનુષ્યોની સાથે સહવાસ કરવો નહીં.

દુર્જનનો સહવાસ હમેશાં મોહજાલની વૃદ્ધિનું કારણ છે. માટે મનુષ્યોએ—

न नीचैर्नाप्यविद्वद्भिर्नानात्मज्ञैर्विशेषतः ।
येषां त्रीण्यवदातानि योनिर्विद्या च कर्म च ॥

स्का. पु. ख. १ कौ. स. २, अ. ४५-१२८ ॥

तांश्च सेवेद्विशेषेण शास्त्रं येषां हि विद्यते । ,, १२९ ॥

અર્થઃ—અધમની સાથે અથવા અવિદ્વાનની સાથે અથવા અજ્ઞાની (અનાત્મજ્ઞ) સાથે વિશેષ કરીને સંગ કરવા નહીં. પરન્તુ જેનું કુલ (યોનિ) પવિત્ર હોય, જેનામાં વિદ્યા

હોય, અને જેનું આચરણું ઉત્તમ હોય-અર્થાત્ તે ત્રણે જેનામાં શુદ્ધ (अवदात) હોય તેમનો જ સંગ કરવો-એ ત્રણુમાં પણ જેનામાં શાસ્ત્રોનું જ્ઞાન હોય તેમનો વિશેષે કરીને સંગ કરવો. પરન્તુ—

असतां दर्शनस्पर्शसंजल्पासनभोजनैः । ॥ १२९ ॥

धर्माचारात् प्रहीयन्ते न च सिध्यन्ति मानवाः ।

बुद्धिश्च हीयते पुंसां नीचैः सह समागमात् ॥ ,, ॥ १३० ॥

અર્થઃ—દુર્જનોનુ દર્શન તથા સ્પર્શન તથા તેમની સાથે સંભાષણુ તથા તેમની સાથે એક આસને બેસવુ તથા સાથે બેસી ભોજન કરવું વગેરે વ્યવહાર કરવાથી મનુષ્ય ધર્માચરણથી નષ્ટ થાય છે. અને તેને કોઈ પ્રકારના ફલની સિદ્ધિ થતી નથી. વળી નીચ માણસોની સાથે સમાગમ કરવાથી બુદ્ધિ પણ ભ્રષ્ટ થઈ જાય છે.

अधीरजुष्टे पथि वर्तमानं दमादपेतं विनयाच्च पापम् ।

अरिव्रतं नित्यमभूतिकामं धिगस्तु तं पापमतिं मनुष्यम् ॥

म. भा. शा. प. अ. ११४–१८ ॥

અર્થઃ—જે મનુષ્ય અયોગ્ય માણસોના માર્ગે જાય છે, તથા જે દમ રહિત (વિષયોમાં લંપટ) છે, તથા વિનય રહિત, અને પાપી છે, બીજાને દુઃખ દેવું એ જેનું વ્રત છે, તથા હમેશાં અનર્થ કરવામાં જેને રૂચિ છે, એવા પાપી બુદ્ધિવાળા મનુષ્યને ધિક્કાર છે!

ग्रीष्मसूर्यांशुसंतप्तमुद्वेजनमनाश्रयम् ।

मरुस्थलमिवोदग्रं त्यजेद्दुर्जनसंगमम् ॥ शु० नी० अ० १–१६२ ॥

અર્થઃ—ગ્રીષ્મ ઋતુના સૂર્યની ગરમીથી ખૂબ તપેલા, ઉદ્વેગને ઉત્પન્ન કરનાર, તથા કોઈ પ્રકારના (વૃક્ષાદિ) આશ્રયથી રહિત મરૂદેશની સમાન દુર્જનોના ઉગ્ર સંગમનો પરિત્યાગ કરવો. દુર્જનો પણ આપણને દરેક પ્રકારના તાપ દેનાર છે, અને કોઈ પણ પ્રકારનો ઉપકાર કરનારા નથી. માટે એવા મનુષ્યનો સંગ કરવા યોગ્ય નથી એ ભાવ છે.

अकारणाविष्कृतवैरधारिणः खलाद्भयं कस्य न नाम जायते ।

विषं महाहेरिव यस्य दुर्वचः सुदुःसहं संनिहितं सदा मुखे ॥

म० ग० पु० आ० का० अ० १४ ॥

અર્થઃ—કોઈ માણસ કોઈ નિમિત્તવશાત્ જ બીજાની સાથે વૈર કરે છે. પરંતુ દુર્જન તો કોઈ કારણ વિના જ બીજાના ઉપર વૈર રાખનાર છે, માટે એવા વિના કારણ વૈર રાખનાર, બીજાને ઉપદ્રવ કરનાર, તથા મહાન્ સર્પના વિષની તુલ્ય કઠોર વાણી જેના મુખમાં હોય, તેવા મનુષ્યથી કોને ભય થતો નથી? અર્થાત્ સવને ભય થાય છે.

कटु क्वणन्तो मलदायकाः खलास्तुदन्त्यलं बन्धनशृङ्खला इव ।

मनस्तु साधुध्वनिभिः पदे पदे हरन्ति सन्तो मणिनूपुरा इव ॥ कादंबरी० ६ ॥

અર્થઃ—કેદીના પગમાં પહેરાવેલી બેડી સમાન દુર્જન છે; કેમકે જેવી રીતે કેદી ચાલે છે ત્યારે બેડી જે શબ્દ કરે છે તે કટુ છે, તેવી રીતે દુર્જનના શબ્દ પણ કટુ છે. જેવી બેડી કેદીના પગમાં મેલ ચઢાવે છે, તેવી રીતે દુર્જન પણ પોતાની સાથે સંબંધમાં આવ-

નાર મનુષ્યના હૃદયમાં પદે પદે મલિનતાને દાખલ કરે છે. અને બેડી જેવી રીતે પગને પીડા આપે છે તેવી રીતે દુર્જન પણ બીજાને પીડા આપે છે. તેથી શાસ્ત્રમાં દુર્જનને બેડીની ઉપમા આપી છે.અને સજ્જનોને મણિનૂપુર (मणिनूपुर)ની ઉપમા આપી છે, કેમકે સ્ત્રીઓ નૂપુર પહેરીને ચાલે છે ત્યારે તે મધુર શબ્દ કરે છે અને તે શબ્દ મનોહર લાગે છે. તે (નૂપુર) જેમ પગને શોભા આપે છે, તેમ સત્પુરૂષનો સમાગમ પણ ધર્મ અને સદાચારની વૃદ્ધિ દ્વારા શોભા આપે છે. નૂપુરનો શબ્દ સાંભળનારના મનને જેમ આહ્લાદ આપે છે, તેમ સત્પુરૂષનો સમાગમ પણ પદે પદે મનને આહ્લાદ આપે છે.

રાજા ભર્તૃહરિએ પણ દુર્જનોનો સંસર્ગ અપકીર્તિનું કારણ છે એમ કહ્યું છે:—

रे जीव सत्संगमवाप्नुहि त्वमसत्प्रसंगं त्वरया विहाय ।
धन्योऽपि निन्दां लभते कुसंगात् सिन्दूरविन्दुर्विधवाललाटे ॥नी०श०६७॥

અર્થ:—હે જીવ! તું દુર્જનોનો સંસર્ગ છોડીને સત્પુરૂષોનો સંગ કર; કેમકે જો કે લલાટમાં સિન્દૂરનાં ચાંદલો શોભા આપે છે, પરન્તુ તે જ ચાંદલો જો વિધવાના લલાટમાં હોય તો નિન્દાનું જ કારણ થાય છે. તેવી રીતે યોગ્ય પુરૂષ પણ કુસંગથી નિન્દાને પાત્ર થાય છે.

अकरुणत्वमकारणविग्रहः परधने परयोषिति च स्पृहा ।
स्वजनबन्धुजनेष्वसहिष्णुता प्रकृतिसिद्धमिदं हि दुरात्मनाम् ॥ ,, ॥ ५२ ॥

અર્થ:—નિર્દયતા, તથા કારણ વિના લડાઇ કરવી, તથા પરધન તથા સ્ત્રીમાં ઇચ્છા, અને પોતાના જાતિવાળા તથા બન્ધુજનોની ઉન્નતિ જોઇ અસહિષ્ણુતા (સહન ન થવું) તે સર્વ દુર્જનોમાં સ્વભાવ સિદ્ધ છે. માટે—

दुर्जनः परिहर्तव्यो विद्ययालंकृतोऽपि सन् ।
मणिना भूपितः सर्पः किमसौ न भयंकरः ॥ ,, ॥ ५२ ॥

અર્થ:—મણિથી ભૂષિત હોવાથી શું ઝેરી સર્પ ભયંકર નથી? અર્થાત્ છે જ. તેવી રીતે દુરાચારી માણસ વિદ્વાન્ હોવા છતાં પણ ભયનું જ કારણ છે. માટે તેનાથી દૂર રહેવું જોઇએ.

વળી સજ્જનોના ગુણોમાં દુર્જન લોકો હમેશાં દોષોનું આરોપણ કરે છે તે વાત પણ ભર્તૃહરિ મહારાજે કહી છે:—

जाड्यं ह्रीमति गण्यते व्रतरुचौ दंभः शुचौ कैतवं
शूरे निर्घृणता ऋजौ विमतिता दैन्यं प्रियालापिनि ।
तेजस्विप्ववलिप्तता मुखरिता वक्तर्यशक्तिः स्थिरे
तत्को नाम गुणो भवेत्स गुणिनां यो दुर्जनैर्नाङ्कितः ॥ ,, ॥ ५४ ॥

અર્થ:—અનુચિત આચરણ કરવામાં જે લજ્જા હોય તેનામાં દુર્જન માણસ જડતાનું આરોપણ કરે છે, તથા જેને વ્રતાદિમાં રૂચિ છે તેના ઉપર દાંભિકતાનું, શુદ્ધ અને પવિત્ર રહેનાર મનુષ્યોમાં ધૂર્તતાનું, તેવીજ રીતે શૂરવીરમાં નિર્દયતાનું, સરલ મનુષ્યોમાં બુદ્ધિહીનતાનું, પ્રિય બોલનારમાં દીનતાનું, તેજસ્વી મનુષ્યમાં ગર્વનું, સમર્થ વક્તામાં અસંબદ્ધ

વક્તૃત્વનું, તથા અચંચલ સ્વભાવવાળા ગંભીર મનુષ્યમાં અશક્તિનું આરોપણ કરે છે. તેવી રીતે સજ્જનોનો કયો એવો ગુણ છે કે જેમાં દુર્જનો દોષારોપણ ન કરતા હોય?

આ પ્રકારે શાસ્ત્રમાં સત્પુરૂષોના સમાગમમાં ગુણ, અને દુર્જનોના સંસર્ગમાં દોષનું પણ પ્રતિપાદન કર્યું છે.

દૃષ્ટાન્તઃ—એક બ્રાહ્મણે પોતાના ઘરમાં એક પોપટને પાળ્યો હતો. તે બ્રાહ્મણ દરરોજ પ્રાતઃકાલમાં ચાર વાગે ઉઠીને સ્નાન, સંધ્યાવન્દન, વેદપાઠ, આદિ નિત્ય નિયમ કરતો હતો. વારંવાર મન્ત્ર તથા શ્લોકોનું શ્રવણ કરવાથી પોપટ પણ નાના પ્રકારના મન્ત્ર તથા શ્લોક શિખી ગયો. શિખીને મનુષ્યોની આગળ બોલીને તેમને પ્રસન્ન કરતો. તે બ્રાહ્મણની પડોશમાં આચાર શૂન્ય એક મ્લેચ્છ મનુષ્યનું ઘર હતુ. તેણે પણ પોતાના ઘરમાં એક પોપટને પાળ્યો હતો. તે પણ મ્લેચ્છના જેવી "ઐસા તૈસા" વાણી હતી તેવી શિખ્યો હતો.

બ્રાહ્મણને એક દિવસ પોતાના પોપટને રાજાને ભેટ આપવાનો વિચાર થયો. તેથી તેણે રાજાની આગળ જઇને તે પોપટને ભેટમાં મૂક્યો. તે જોઇ મ્લેચ્છે પણ પોતાના પોપટને રાજાને ભેટમાં આપ્યો. બ્રાહ્મણના પોપટે પ્રાતઃકાળના રોજના નિયમને અનુસરી "मंगलं भगवान् विष्णुर्मंगलं गरुडध्वजः" ઇત્યાદિ શ્લોક બોલવાનુ શરૂ કર્યું. આ સાંભળી રાજા જાગ્યો, અને પોપટના પાંજરાને પોતાના પાસે લાવીને રાખ્યુ અને તેની સાથે વાતચીત કરવા લાગ્યો. પોપટે નાના પ્રકારના મંત્રો તથા શ્લોકો બોલીને રાજાને પ્રસન્ન કર્યો. ત્યારે રાજાએ તે મ્લેચ્છના પોપટને પોતાની પાસે લાવવાનો સિપાઈને હુકમ કર્યો. સિપાઈએ તે પોપટનું પાંજરૂ લાવીને રાજાની પાસે મુકયું. તે વખતે તે પોપટ ઉંઘતો હતો. રાજાએ પોપટને કહ્યુ હતુ કે તુ પણ કાંઈ બોલે. તે પોપટે તરત "અરે સૂઅરકા બચ્ચા, કાફિર જુલ્મી." એવી ખરાબ વાણી સંભળાવવા લાગ્યો, કેમકે જેના ઘરમાં તેને પાળ્યો હતો ત્યાં તેને એવી ગાળો સાંભળવાની મળતી હતી. મન્ત્રાદિ શ્રવણ કરવાના તો મળે જ ક્યાંથી? રાજાએ પોપટની ગાળો સાંભળી ક્રોધમાં આવી છરીથી તે પોપટની ગરદન કાપવાને સિપાઇને હુકમ કર્યો.

જેવો સિપાઇ તે પોપટનું ગળું કાપવા ગયો તેવો જ બ્રાહ્મણનો પોપટ નીચેનો શ્લોક બોલ્યો :—

> अहं शृणोमि वचनं मुनीनां शृणोत्ययं वै यवनस्य वाक्यम् ।
> न तस्य दोषो न च मद्गुणा वा संसर्गजा दोषगुणा भवन्ति ॥

અર્થઃ—હું દરરોજ ઋષિઓની વાણી સાંભળતો હતો, કેમકે તેઓ પ્રાતઃકાળમાં વેદમન્ત્ર તથા શ્લોકો પઢતા હતા. આ પોપટને હમેશાં મ્લેચ્છના શબ્દો સાંભળવા મળતા હતા, તેના ઘરમા તે ગાળી જ સુણતો હતો. જેવી વાણી મેં સાંભળી તેવી હું શિખ્યો, અને આણે જેવી સાંભળી તેવી એ શિખ્યો. તેમ તે ગાળ દે છે તેમાં તેનો કોઇ દોષ નથી. અને હુ મન્ત્ર તથા શ્લોક સંભળાવુ છું તેમાં મારો કોઈ ગુણ નથી. ગુણ અને દોષ બંને સંસર્ગને અનુસાર પ્રાપ્ત થાય છે. અર્થાત્ જેવી જેવી સંગતિ મળે છે તેવા તેવા ગુણદોષ પ્રાપ્ત થાય છે. પોપટનાં આવાં વચન સાંભળી રાજાનો ક્રોધ શાન્ત થયો.

આ દૃષ્ટાંતથી, મહાન્ પુરૂષોનો સમાગમ જેવી રીતે ઉન્નતિનું સાધન છે. તેવી રીતે દુર્જનોનો સંસર્ગ અધોગતિનું પણ સાધન છે એ વાત સિદ્ધ થાય છે. વળી—

महत्सेवां द्वारमाहुर्विमुक्तेः। मा० स्क० ५, अ० ५-२ ॥

અર્થઃ—મહત્પુરુષોની સેવાને મુક્તિનું દ્વાર કહ્યું છે.

માટે મહત્પુરુષોની સેવા ભગવાનની સેવા તુલ્ય છે. તે કારણથી ભગવદ્ભક્તસેવા તથા સાક્ષાત્ ભગવત્સેવા—એમ બે પ્રકારની ભગવત્સેવા શાસ્ત્રમાં કહી છે. અને જે સેવા કરે છે તેને જ સત્સંગનો પ્રસંગ મળે છે. અને જે સત્સંગ કરે છે તે જ સેવા કરે છે. તેથી મહત્પુરુષોની સેવા તથા તેમનો સંગ—એ એક જ વાતનું કથન છે. વૃષપર્વા, બલિ, બાણ, મય, વિભીષણ સુગ્રીવ, હનુમાન, જાંબવાન, ગજેન્દ્ર, જટાયુ, તુલાધાર નામનો વૈશ્ય, ધર્મવ્યાધ, કુબ્જા, ગોપીલોક, આદિકોએ પૂર્વ જન્મમાં કરેલા સત્સંગના પ્રભાવથી જ આ અન્ત્ય જન્મમાં સાક્ષાત્ ભગવાનનો સંગ પ્રાપ્ત કરી મુક્ત થયાં છે. આ ઉપરથી નીચ જાતિ પણ સત્સંગથી તરી જાય છે એ સિદ્ધ થાય છે.

માટે ભગવાનનો સંગ, અથવા ભગવદ્ભક્તોનો સંગ-એમાંથી કોઇ એક વિના ભક્તિ ઉત્પન્ન થતી નથી. જેમને ભગવાનનો સંગ થયો છે તેઓ તો કૃતાર્થ થવાથી તેમને બીજાના સંગની આવશ્યકતા નથી. પરન્તુ ભગવદ્ ભક્તોનો સંગ કરનારને એ સંગના ફલ રૂપ ભગવત્સંગની અપેક્ષા રહે છે. ભગવત્સંગ અથવા દર્શન, પોતાની ભૂમિકાને અનુસારે ભક્તિ કરનારને, અનન્ય ભક્તિથી પ્રાપ્ત થાય છે, સર્વને નહીં, એમ ગીતામાં કહ્યું છે :—

भक्त्या त्वनन्यया शक्य अहमेवंविधोऽर्जुन ।
ज्ञातुं द्रष्टुं च तत्त्वेन प्रवेष्टुं च परंतप ॥ भ. गी. अ० ११-५४ ॥

અર્થઃ—ભગવાન્ અર્જુનને વિરાટ સ્વરૂપ બતાવીને કહે છે—" હે શત્રુતાપન અર્જુન ! આ પ્રકારનું મારા સ્વરૂપનું દર્શન તથા આ સ્વરૂપનું યથાર્થ જ્ઞાન અને પ્રાપ્તિ પણ અનન્ય ભક્તિથી જ શક્ય છે.

स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ॥ यो. द. पा. २-४४ ॥

અર્થઃ—મોક્ષશાસ્ત્રનું અધ્યયન અથવા પ્રણવાદિ મન્ત્રોનો જપ કરનારને પોતાના ઇષ્ટ દેવનું દર્શન તથા તેમની સાથે સંભાષણાદિ થાય છે.

આ યોગસૂત્રમાં પણ સ્વાધ્યાયાદિ ભક્તિથી ઇષ્ટ દેવનું દર્શન આદિ કહ્યું છે.

આ પ્રમાણે ભક્તસેવા તથા ભગવત્સેવા એવી બે પ્રકારની મહત્સેવા રૂપ ભક્તિની પ્રથમ ભૂમિકાનું વ્યાખ્યાન પૂર્ણ થયું.

ઈતિ મહત્સેવા નામની પહેલી ભૂમિકાનું નિરૂપણ અ. ૪. સ. ૨. સમાપ્ત.

---

## અધ્યાય ૪. સર્ગ ૩.

### ૨. બીજી ભૂમિકા-તદ્દયાપાત્રતા.

ભક્તિની " મહત્સેવા " રૂપ પ્રથમ ભૂમિકાનું વર્ણન કરી હવે તેની " તદ્દયાપાત્રતા " નામની બીજી ભૂમિકાનું વ્યાખ્યાન કરવામાં આવે છે.

સત્પુરુષ સ્વભાવથી જ દયાલુતા આદિ ગુણોથી યુક્ત હોય છે. તે લક્ષણો શાસ્ત્રમાં કહેલાં છે, તે આગળ લખવામાં આવશે.

સત્પુરૂષોના દયાપાત્ર થવું તે પણ બે પ્રકારે થવાય છે. એક તો પોતાના પ્રયત્ન વિના, અને બીજું પોતાના પ્રયત્નથી. તેમાં પ્રથમ પ્રકારનું દૃષ્ટાંતઃ-બર્હિષદના પુત્રો પ્રચેતસોને પોતાના પ્રયત્ન વિના કૃપા પ્રાપ્ત થઈ હતી. તે કથા ભાગવતના ચોથા અધ્યાયમાં કહેલી છે, જે નીચે પ્રમાણેઃ—

तप्तहेमनिकायाभं शितिकण्ठं त्रिलोचनम् ।
प्रसादसुमुखं वीक्ष्य प्रणेमुर्जातकौतुकाः ॥ भा. स्क. ४ अ० २४-२६ ॥

અર્થઃ—બર્હિષદ્ રાજાના પ્રચેતસ્ નામના દસ પુત્રોએ પિતાની આજ્ઞાથી તપ કરવાને જતાં માર્ગમાં, તપાવેલા સુવર્ણના તુલ્ય કાન્તિવાળા તેજસ્વી, નીલકંઠ, ત્રણ નેત્રવાળા, એવા મહાદેવને પોતાની ઉપર કૃપા કરવાને માટે સન્મુખ થયેલા જોઇને, આશ્ચર્ય પામી તેમને પ્રણામ કર્યા.

स तान् प्रपन्नार्तिहरो भगवान्भक्तवत्सलः ।
धर्मज्ञाञ्छीलसंपन्नान् प्रीतः प्रीतानुवाच ह ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—પોતાને શરણે આવેલાનું દુઃખ હરનાર ભક્તવત્સલ ભગવાન્ મહાદેવજી, ધર્મને જાણનાર શીલ સ્વભાવવાળા તથા મહાદેવનાં દર્શનથી પ્રસન્ન થયેલા એવા પ્રચેતસો પ્રતિ પ્રસન્ન થઇને બોલ્યાઃ—

रुद्र उवाच-यूयं वेदिपदः पुत्रा विदितं वश्चिकीर्षितम् ।
अनुग्रहाय भद्रं व एवं मे दर्शनं कृतम् ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—તમે વેદિષદ્-બર્હિષદ્ના પુત્ર છો. અને તમે જે કરવાની ઇચ્છા કરી છે તે હું જાણું છું. તમારૂં મંગલ હો! એવો વિચાર કરીને તમારો અનુગ્રહ કરવાને માટે ભગવાનનું આરાધન કરવાની વિધિ બતાવવા સારૂ મેં તમને આ પ્રકારે દર્શન દીધું છે.

यः परं रंहसः साक्षात् त्रिगुणाज्जीवसंज्ञितात् ।
भगवन्तं वासुदेवं प्रपन्नः स प्रियो हि मे ॥ ,, ॥ २९ ॥

અર્થઃ—જે પ્રાણી ત્રિગુણાત્મક પ્રકૃતિથી (रंहसः) તથા જીવ( પુરૂષ ) થી પર, તે બન્નેના નિયામક, એવા સાક્ષાત્ ભગવાન્ વાસુદેવ( પર બ્રહ્મ પરમાત્મા )ને શરણે જાય છે તે અમને પ્રિય છે.

अथ भागवता यूयं प्रियाः स्थ भगवान्यथा ।
न मे भागवतानाञ्च प्रेयानन्योऽस्ति कर्हिचित् ॥ ,, ॥ ३१ ॥

અર્થઃ—જેવી રીતે ભગવાન્ મને પ્રિય છે તેવી રીતે તમે પણ, ભગવાનના ભક્ત હોવાથી મને પ્રિય છો. અમને ભગવદ્‌ભક્તોથી અધિક પ્રિય અન્ય કોઇ પણ નથી.

इदं विविक्तं जप्तव्यं पवित्रं मङ्गलं परम् ।
निःश्रेयसकरं चापि श्रूयतां तद्वदामि वः ॥ ,, ॥३२ ॥

અર્થઃ—પરમ પવિત્ર, મંગલ રૂપ, અને મોક્ષના સાધન રૂપ આ ગીત હું તમોને કહું છું તે સાંભળો અને એકાન્તમાં બેસીને તેનો જપ કરો.

इत्यनुक्रोशहृदयो भगवानाहताञ्छिवः ।
बद्धाञ्जलीन्राजपुत्रान्नारायणपरो वचः ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—દયાથી યુક્ત હૃદયાવાળા તથા પરમાત્મપરાયણ એવા તે ભગવાન્ મહાદેવજીએ હાથ જોડીને ઉભેલા રાજપુત્રો પ્રતિ રૂદ્રગીતનો ઉપદેશ કર્યો.

આ પ્રમાણે મહાદેવજી પાસેથી ઉપદેશ મેળવવાને માટે કોઈ પણ પ્રયત્ન ન કર્યો છતાં પણ બર્હિષદ્‌ના પુત્રોને દયાળુ મહાદેવજીએ ઉપદેશ કર્યો. માટે પુણ્યાત્મા મનુષ્યોને પૂર્વ જન્મના પુણ્યના સંસ્કારના બળથી પોતાના પ્રયત્ન વિના પણ સત્પુરૂષોનો સમાગમ તથા તેમની દયાને પાત્ર થવું સંભવે છે. પરંતુ તે વાતનો સર્વને સંભવ નથી. તેથી હરેક મનુષ્યે સત્સમાગને માટે પુરૂષાર્થ કરવો ઉચિત છે.

ગુરૂકૃપા, શાસ્ત્રકૃપા, ઈશ્વરકૃપા એ સર્વ આપણી પોતાની કૃપાને અનુસાર જ પ્રાપ્ત થાય છે. પોતાના પુરૂષાર્થથી જ જીજ્ઞાસુ પુરૂષ યોગ્ય( સત્ ) પુરૂષને ખોળે છે, અને તેમની પાસે જાય છે. તથા સેવા આદિ કરે છે. એ પ્રમાણે સેવા, આદિથી પ્રસન્ન થયેલા સત્પુરૂષ પોતાના અનુભવને અનુસાર તથા શાસ્ત્રાનુસાર ઉપદેશ કરે છે. આ ઉપદેશ જ તે લોકની દયા છે. ગુરૂના ઉપદેશનું તથા શાસ્ત્રનું શ્રવણ કરવાથી સમયાનુસાર ઈશ્વરકૃપાના પણ પાત્ર થાય છે. અને ઈશ્વરકૃપાથી મનુષ્ય કૃતકૃત્ય થઈ જાય છે. માટે અકસ્માત્ સદ્‌ગુરૂ મળશે એવી ઇચ્છા રૂપ આલસ્યસ્વભાવનો ત્યાગ કરીને ધ્રુવાદિક પ્રસિદ્ધ ભગવદ્‌ભક્તોની માફક દેશ, કાળ, આયુ, આદિનો વિચાર કર્યા વિના પુરૂષાર્થ કરવો યોગ્ય છે.

ધ્રુવજી બાળક હોવા છતાં પણ પોતાનો તીવ્ર નિશ્ચય કરીને ઋષિ લોકોની દયાના પાત્ર થયા હતા.

પુરાણોમાં ધ્રુવજીનો ઇતિહાસ છે. તે નીચે પ્રમાણે—

प्रियव्रतोत्तानपादौ मनोः स्वायंभुवस्य तु ।
द्वौ पुत्रौ महावीर्यौ धर्मज्ञौ कथितौ तव ॥ वि पु. अं. १ अ. ११-१ ॥

અર્થઃ—પરાશર ઋષિ મૈત્રેય ઋષિને કહે છેઃ-સ્વાયંભૂ ( સ્વાયંભુવ ) મનુના પ્રિયવ્રત તથા ઉત્તાનપાદ નામના મહા પરાક્રમ વાળા તથા ધર્મના જાણનારા બે પુત્ર હતા એ વાત તમને કહી.

तयोरुत्तानपादस्य सुरुच्यामुत्तमः सुतः ।
अभीष्टायामभूद्ब्रह्मन् पितुरत्यन्तवल्लभः ॥ „ ॥२ ॥

અર્થ—હે બ્રહ્મન્! તેમાં ઉત્તાનપાદને સુરૂચિ તથા સુનીતિ નામની બે પત્ની હતી. એ બેમાંની ઉત્તાનપાદની અત્યન્ત પ્યારી સુરૂચિ નામની પત્નીથી ઉત્તમ નામનો પુત્ર થયો. તે પુત્ર ઉત્તાનપાદને અત્યન્ત પ્રિય હતો.

सुनीतिर्नाम या राज्ञस्तस्यासीन्महिषी द्विज ।
स नातिप्रीतिमाँस्तस्यामभूद्यस्या ध्रुवः सुतः॥ „ ॥ ३ ॥

અર્થ—હે દ્વિજ! સુનીતિ નામની રાજાની બીજી પત્ની હતી તેને ધ્રુવ નામનો પુત્ર હતો. પરન્તુ ધ્રુવની માતા ઉપર રાજાની સામાન્ય પ્રીતિ હતી.

राजासनस्थितस्याङ्कं पितुर्भ्रातरमाश्रितम् ।
दृष्ट्वोत्तमं ध्रुवश्चक्रे तमारोढुं मनोरथम् ॥ „ ॥ ४ ॥

અર્થ:—એક સમય પિતા સિંહાસન ઉપર બેઠા હતા. પિતાના ખોળામાં ઉત્તમ બેઠેલો હતો. તેને ખોળામાં બેઠેલો જોઈ ધ્રુવે પણ પિતાના ખોળામાં બેસવાની ઇચ્છા કરી.

प्रत्यक्षं भूपतिस्तस्याः सुरुच्या नाभ्यनन्दत ।
प्रणयेनागतं पुत्रमुत्संगारोहणोत्सुकम् ॥ „ ॥ ५ ॥

અર્થ:—સુરુચિના પ્રેમનો ભંગ થવાના ભયથી તેની સામે રાજાએ પોતાના ખોળામાં બેસવાની ઇચ્છાથી આવેલા પુત્રને આવકાર આપ્યો નહીં.

सपत्नीतनयं दृष्ट्वा तमङ्कारोहणोत्सुकम् ।
स्वपुत्रं च तथारूढं सुरुचिर्वाक्यमब्रवीत् । „ ॥ ६ ॥

અર્થ:—પિતાના ખોળામાં બેસવાની ઇચ્છાવાળા સપત્ની( શોક )ના પુત્ર ધ્રુવને તથા રાજાના ખોળામાં બેઠેલા પોતાના પુત્રને પણ જોઇને સુરૂચિ બોલી—

क्रियते किं वृथा वत्स महानेष मनोरथः ।
अन्यस्त्रीगर्भजातेन ह्यसंभूय ममोदरे ॥ „ ॥ ७ ॥

અર્થ:—હે બેટા ધ્રુવ ! તુ મારા પેટમાં જન્મ ન લેતાં બીજી સ્ત્રીના ગર્ભથી જન્મ લઈ આ મોટો મનોરથ વ્યર્થ શામાટે કરે છે ?

उत्तमोत्तममप्राप्यमविवेको हि वाञ्छसि ।
सत्यं सुतस्त्वमप्यस्य किं तु न त्वं मया धृतः ॥ „ ॥ ८ ॥

અર્થ:—રાજાની રાણીના પેટે જન્મ લેવો ઉત્તમ છે. તેમાં પણ જેના પુત્રને રાજ્યનો અધિકાર છે એવી માતાના પેટે જન્મ લેવો તે ઉત્તમમાં પણ ઉત્તમ છે. એવા જન્મને પ્રાપ્ત ન હોઇ તુ રાજાના ખોળામાં બેસવાની ઇચ્છા કરે છે તે તારો અવિવેક છે અર્થાત્ વિવેક ન હોવાથી તુ બેસવાની ઇચ્છા કરે છે. જો તું એમ પૃછે કે "શું હુ રાજાનો પુત્ર નથી ?" તો તે વાત બરાબર છે. તુ પણ રાજાનો જ પુત્ર છે તે વાત સત્ય છે. પરન્તુ તને મેં ગર્ભમાં ધારણ કર્યો નથી. (રાજાને પત્ની અનેક હોય છે. રાજ્ય અથવા રાજાના ખોળામાં બેસવાનો અધિકાર પ્રધાન રાણીના પુત્રનો જ છે, બીજાનો નહીં, એ જ સુરૂચિના કહેવાનો ભાવ છે ).

एतद्राजासनं सर्वं भूभृत्संश्रयकेतनम् ।
योग्यं ममैव पुत्रस्य किमात्मा क्लिश्यते त्वया ॥ „ ॥ ९ ॥

અર્થ:—અન્ય સર્વ રાજાઓના આશ્રયરૂપ, ચક્રવર્તી રાજાના સ્થાન રૂપ જે રાજ્યાસન છે તે મારા પુત્રને જ યોગ્ય છે. તું શામાટે ક્લેશ કરે છે ?

उच्चैर्मनोरथस्तेऽयं मत्पुत्रस्येव किं वृथा ।
सुनीत्यामात्मनो जन्म किं त्वया नावगम्यते ॥ „ ॥ १० ॥

અર્થઃ—શું તું સુનીતિથી તારો જન્મ થયો છે તે જાણતો નથી? મારા પુત્રના જેવો મોટો મનોરથ વ્યર્થ શામાટે કરે છે?

उत्सृज्य पितरं बालस्तच्छ्रुत्वा मातृभाषितम् ।

जगाम कुपितो मातुर्निजाया द्विज मंदिरम् ॥ „ ॥ ११ ॥

અર્થઃ—સુરૂચિની એ પ્રકારની વાણી સાંભળીને ધ્રુવ પિતાને છોડી ક્રોધનો માર્યો પોતાની માતાને ઘેર ગયો.

तं दृष्ट्वा कुपितं पुत्रमीषत्स्फुरिताधरम् ।

सुनीतिरङ्कमारोप्य मैत्रेयेदमभाषत ॥ „ ॥ १२ ॥

અર્થઃ—હે મૈત્રેય! ક્રોધથી પોતાના નીચલા હોઠને ફડફડાવતા પોતાના પુત્રને જોઇને સુનીતિએ તેને પોતાના ખોળામાં બેસાડી આ પ્રકારે કહ્યું:—

वत्स कः कोपहेतुस्ते कश्च त्वां नाभिनन्दति ॥

कोऽवजानाति पितरं वत्स यस्तेऽपराध्यति ॥ „ ॥ १३ ॥

અર્થઃ—હે પુત્ર! તારા કોપનું શુ કારણ છે? તને પ્રસન્ન ન કરનાર એવો કોણ છે? તારો અપરાધ કરીને તારા પિતાનો અપરાધ કરનાર એવો કોણ છે?

इत्युक्तः सकलं मात्रे कथयामास तद्यथा ।

सुरुचिः प्राह भूपालं प्रत्यक्षमतिगर्विता ॥ „ ॥ १४ ॥

અર્થઃ—એ પ્રકારે જ્યારે માતાએ પૂછ્યુ ત્યારે ધ્રુવે, સુરૂચિએ ગર્વથી રાજાની સામે જે કાંઈ કહ્યું હતું તે સર્વ કહી બતાવ્યું.

विनिश्वस्येति कथिते तस्मिन्पुत्रेण दुर्मनाः ।

श्वासक्षामेक्षणा दीना सुनीतिर्वाक्यमब्रवीत् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—પુત્રે જ્યારે આ પ્રકારનું વૃત્તાન્ત સંભળાવ્યું ત્યારે અત્યુષ્ણ દીર્ઘ શ્વાસ લઇને શ્વાસથી મલિન થયેલાં નેત્રવાળી, ચિન્તાથી વ્યાકુલ થયેલા મનવાળી (दुर्मनाः) અને દીન થયેલી સુનીતિ પુત્ર પ્રતિ આ પ્રમાણે કહેવા લાગીઃ—

सुरुचिसत्यमाहेदं मन्दभाग्योऽसि पुत्रक ।

न हि पुण्यवतो वत्स सपत्नैरेवमुच्यते ॥ „ ॥ १६ ॥

અર્થઃ—હે પુત્ર! સુરૂચિએ સત્ય કહ્યું છે. તું મન્દ ભાગ્યવાળો છે. ભાગ્યવાનને શત્રુ લોક આવી વાણી બોલી શકતા નથી.

नोद्वेगस्तात कर्तव्यः कृतं यद्भवता पुरा ।

तत्कोऽपहर्तुं शक्नोति दातुं कश्चाकृतं त्वया ॥ „ ॥ १७ ॥

અર્થઃ—હે પુત્ર! તારે ઉદ્વેગ કરવો યોગ્ય નથી. પૂર્વે તેં જે કર્મ કર્યું છે તેને કોણ મટાડી શકનાર છે, અને તેં જે વસ્તુ મેળવવાને માટે પુણ્ય કર્મ કર્યું નથી તે આપવાને કોણ સમર્થ છે?

तत्त्वया न कर्तव्यं दुःखं तद्वाक्यसंभवम् । ,, ॥ १८ ॥

અર્થઃ—માટે તેણે કહેલી વાણીથી દુઃખ ઉત્પન્ન કરવું યોગ્ય નથી.

राजासनं राजछत्रं वराश्वा वरवारणाः ।
यस्य पुण्यानि तस्यैते मत्वैतच्छाम्य पुत्रक ॥ ,, ॥ १९ ॥

અર્થઃ—હે પુત્ર ! જેણે પુણ્ય કર્યું છે તેને જ રાજગાદી, તથા રાજાને યોગ્ય છત્ર, સારા ઘોડા, હસ્તી, આદિ મળે છે એમ જાણી તુ શાન્તિ પકડ.

अन्यजन्मकृतैः पुण्यैः सुरुच्या सुरुचिर्नृपः ।
भार्येति प्रोच्यतेऽन्या मद्विधा पुण्यवर्जिता ॥ ,, ॥ २० ॥

અર્થઃ—સુરૂચિએ પૂર્વ જન્મમાં કરેલાં પુણ્ય કર્મથી આ જન્મમાં રાજા તેના ઉપર પ્રીતિ રાખે છે. મારા જેવી બીજી પુણ્યહીન તો પત્ની (ભાર્યા] એમ નામ માત્ર કહેવાય છે. પરન્તુ રાજાને મારા ઉપર પ્રીતિ નથી.

पुण्योपचयसंपन्नस्तस्याः पुत्रस्तथोत्तमः ।
मम पुत्रस्तथा जातः स्वल्पपुण्यो ध्रुवो भवान् ॥ ,, ॥ २१ ॥

અર્થઃ—સુરૂચિ જેવી રીતે પુણ્યશાલી છે તેવી રીતે તેનો પુત્ર ઉત્તમ પણ પુણ્યશાલી છે. હું જેવી અલ્પ પુણ્યવાળી છું તેવો તું મારો પુત્ર પણ અલ્પ પુણ્ય વાળો છે.

तथापि दुःखं न भवान् कर्तुमर्हति पुत्रक ।
यस्य यावत्स तेनैव स्वेन तुष्यति मानवः ॥ ,, ॥ २२ ॥

અર્થઃ—તથાપિ હે પુત્ર ! તારે શોક કરવો યોગ્ય નથી. પોતાના ભાગ્યથી જેને જેટલું મળ્યું છે, તેટલાથી જ મનુષ્યને સંતોષ પ્રાપ્ત થાય છે. અર્થાત્ સંતોષ માનવો જોઇએ.

यदि ते दुःखमत्यर्थं सुरुच्या वचसा भवेत् ।
तत्पुण्योपचये यत्नं कुरु सर्वफलप्रदे ॥ ,, ॥ २३ ॥

અર્થઃ—જો તને સુરૂચિના વચનથી અત્યન્ત દુઃખ થતું હોય તો જે પુણ્યનું ફલ રાજ્યાદિ છે તે પુણ્યનો સંગ્રહ કર.

शुशीलो भव धर्मात्मा मैत्रः प्राणिहिते रतः ।
निम्नं यथापः प्रवणाः पात्रमायान्ति संपदः ॥ ,, ॥ २४ ॥

અર્થઃ—તું સુશીલ તથા ધર્માત્મા થા. [તારી હઠને છોડી દે.] સર્વના મિત્ર રૂપ તથા સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર થા. તેમ કરવાથી જેમ જલ નીચા પ્રદેશમાં વહે છે, તેમ સંપત્તિ પણ સદ્ગુણી મનુષ્ય પ્રતિ જ જાય છે.

ત્યારે ધ્રુવ કહે છેઃ—

अंब यत्त्वमिदं प्रात्थ प्रशमाय वचो मम ।
नैतद्दुर्वचसा भिन्ने हृदये मम तिष्ठति ॥ ,, ॥ २५ ॥

અર્થઃ—હે માતા ! શાન્તિને માટે તેં મને જે વચન કહ્યું તે સુરૂચિની કઠોર વાણીથી વિંધાયલા મારા હૃદયમાં ઠરતું નથી.

सोऽहं तथा यतिष्यामि यथा सर्वोत्तमोत्तमम् ॥
स्थानं प्राप्स्याम्यशेषाणां जगतामभिपूजनम् ॥ ,, ॥ २६ ॥

અર્થ—તે હું સંપૂર્ણ જગત્ જેનો સત્કાર કરતુ હોય એવા ઉત્તમમાં ઉત્તમ સ્થાનને પ્રાપ્ત કરવાને યત્ન કરીશ.

सुरुचिर्दयिता राज्ञस्तस्या जातोऽस्मि नोदरात् ।
प्रभावं पश्य मेऽम्ब त्वमृद्धस्यापि तवोदरे ॥ ,, ॥ २७ ॥

અર્થ:—સુરૂચિ રાજાને પ્રિય છે. હું તેના ઉદરથી ઉત્પન્ન થયો નથી. હે માતા! તમારા ઉદરમાં વૃદ્ધિ પામેલા મારા પ્રભાવને તું દેખ.

उत्तमः स मम भ्राता यो गर्भेण धृतस्तया ।
स राजासनमाप्नोतु पित्रा दत्तं तथास्तु तत् ॥ ,, ॥ २८ ॥

અર્થ:—જેને સુરૂચિએ ગર્ભમાં ધારણ કરેલો છે એવો મારો ભાઈ ઉત્તમ પિતાએ આપેલુ રાજાસન પ્રાપ્ત કરો! તે એમ જ હો.

नान्यदत्तमभीप्स्यामि स्थानमंब स्वकर्मणा ।
इच्छामि तदहं स्थानं यन्न प्राप पिता मम ॥ ,, ॥ २९ ॥

અર્થ:—હે માતા! બીજાએ આપેલા સ્થાનની હું ઇચ્છા કરતો નથી. જે સ્થાનને મારા પિતા પ્રાપ્ત થયા નથી તેવા સ્થાનને પ્રાપ્ત કરવાની હું ઇચ્છા રાખું છું.

निर्जगाम गृहान्मातुरित्युक्त्वा मातरं ध्रुवः ।
पुराच्च निर्गम्य ततस्तद्बाह्योपवनं ययौ ॥ ,, ॥ ३० ॥

અર્થ:—માતાને એ પ્રમાણે કહીને ધ્રુવ માતાને ઘેરથી નિકળ્યો—અને પછી તે નગરમાંથી પણ નિકળીને બહારના એક બાગમાં ગયો.

स ददर्श मुनींस्तत्र सप्त पूर्वागतान्ध्रुवः ।
कृष्णाजिनोत्तरीयेषु विष्टरेषु समास्थितान् ॥ ,, ॥ ३१ ॥

અર્થ:—ત્યાં (તેના ઉપર અનુગ્રહ કરવાને) પ્રથમથી આવેલા, અને કાળા મૃગચર્મ જેના ઉપર બિછાવ્યાં છે તેવાં કુશાસન ઉપર બેઠેલા, સાત ઋષિઓને તેણે જોયા.

स राजपुत्रस्तान्सर्वान् प्रणिपत्याभ्यभाषत ।
प्रश्रयावनतः सम्यगभिवादनपूर्वकम् ॥ ,, ॥ ३२ ॥

અર્થ:—તે રાજપુત્ર ધ્રુવ તે સર્વ ઋષિઓને પ્રણામ કરીને બહુ વિનયથી યોગ્ય શબ્દો બોલીને અભિવાદન કરી ઋષિ લોકો પ્રતિ બોલ્યો :—

उत्तानपादतनयं मां निबोधत सत्तमाः ।
जातं सुनीत्यां निर्वेदाद्युष्माकं प्राप्तमन्तिकात् ॥ ,, ॥ ३३ ॥

અર્થ:—હે ઋષિ શ્રેષ્ઠો! હું ઉત્તાનપાદનો પુત્ર છું. સુનીતિથી મારો જન્મ છે. નિરાશા (દુઃખ)થી હું આપની પાસે આવ્યો છું.

ત્યારે ઋષિલોકો બોલ્યા :—

चतुःपंचाब्दसंभूतो बालस्त्वं नृपनन्दन ।
निर्वेदकारणं किंचित्तव नाद्यापि वर्तते ॥ „ ॥ ३४ ॥

અર્થ:—ચાર પાંચ વર્ષનો તું બાળક છે. અને રાજાનો પુત્ર છે. તને હજુ દુઃખનું કોઈ કારણ નથી.

न चिन्त्यं भवतः किंचिद्ध्रियते भूपतिः पिता ।
न चैवेष्टवियोगादि तव पश्याम बालक ॥ „ ॥ ३५ ॥

અર્થ:—કુટુંબાદિકોના પાલણ પોષણ આદિની તને કોઈ ચિન્તા કરવાની જરૂર ઉત્પન્ન થઈ નથી, કેમકે હજુ તારા પિતા જે રાજા છે તે જીવિત છે (ध्रियते) અને હે બાલક! તને ઇષ્ટવિયોગ વગેરે દુઃખનું કોઇ કારણ હોવાનું અમે દેખતા નથી.

शरीरे न च ते व्याधिरस्माभिरुपलक्ष्यते ।
निर्वेदः किन्निमित्तस्ते कथ्यतां यदि विद्यते ॥ „ ॥ ३६ ॥

અર્થ:—વળી તારા શરીરમાં કોઇ રોગ હોવાનું કોઇ લક્ષણ અમારા જોવામાં આવતું નથી. તને દુઃખનું શું કારણ છે? જો કંઈ હોય તો કહે.

ततः स कथयामास सुरुच्या यदुदाहृतम् ।
तन्निशम्य ततः प्रोचुर्मुनयस्ते परस्परम् ॥ „ ॥ ३७ ॥

અર્થ:—ત્યારે તેણે સુરૂચિએ જે કહ્યું હતું તે સર્વ ઋષિઓને કહી બતાવ્યું. તે સાંભળીને ઋષિઓ પરસ્પર કહેવા લાગ્યા:

अहो क्षात्रं परं तेजो बालस्यापि यदक्षमा ।
सपत्न्या मातुरुक्तं यद्धृदयान्नापसर्पति ॥ „ ॥ ३८ ॥

અર્થ:—આશ્ચર્યની વાત છે કે ક્ષત્રિયનું એવું પરમ તેજ છે કે જેથી બાલક પણ માનભંગ સહન કરી શકતો નથી. ઓરમાન માતાએ જે કહ્યું છે તે તેના હૃદયમાંથી જતું નથી.

भो भोः क्षत्रियदायाद निर्वेदाद्यत्त्वयाधुना ।
कर्तुं व्यवसितं तन्नः कथ्यताम् यदि रोचते ॥ „ ॥ ३९ ॥

અર્થ:—હે ક્ષત્રિયપુત્ર! વૈરાગ્યથી તેં હવે શું કરવાનો નિશ્ચય કર્યો છે? જો તને રૂચતું હોય તો તે અમને કહે.

यच्च कार्यं तवास्माभिः साहाय्यममितद्युते ।
तदुच्यतां विवक्षुस्त्वमस्माभिरुपलक्ष्यते ॥ „ ॥ ४० ॥

અર્થ:—હે અપરિમિત તેજવાળા રાજપુત્ર! તું કાંઈક કહેવાની ઇચ્છાવાળો દેખાય છે. અમે તારૂં શું કાર્ય કરીએ? તને શી સહાય કરીએ તે કહે ત્યારે ધ્રુવ કહે છે:—

नाहमर्थमभीप्सामि न राज्यं द्विजसत्तमाः ।
तत्स्थानमेकमिच्छामि भुक्तं नान्येन यत्पुरा ॥ „ ॥ ४१ ॥

અર્થ:—હે બ્રાહ્મણશ્રેષ્ઠો ! હું ધન કે રાજ્યની ઇચ્છા રાખતો નથી. પરન્તુ જે સ્થાનનો ભોગ પ્રથમ કોઇએ લીધો ન હોય એવા એક સ્થાનની હું ઇચ્છા રાખું છું.

एतन्मे क्रियतां सम्यक्कथ्यतां प्राप्यते यथा ।
स्थानमग्र्यं समस्तेभ्यः स्थानेभ्यो मुनिसत्तमाः ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—હે મુનિશ્રેષ્ઠો ! સર્વ સ્થાનથી પણ ઉત્તમ સ્થાન કઇ રીતે મને પ્રાપ્ત થાય તેનો ઉપાય આપ લોક ઠીક રીતે મને બતાવો. એટલું મારૂં કાર્ય આપ લોકોને કરવાનું છે.

આ પ્રકારે જ્યારે ઋષિ લોકોને ધ્રુવજીએ પ્રાર્થના કરી ત્યારે તે મરીચિ, અત્રિ, અઙ્ગિરા, પુલસ્ત્ય, પુલહ, ક્રતુ અને વસિષ્ઠ એ સાત ઋષિઓએ એક રૂપે, એ સ્થાન ભગવાનની ભક્તિથી જ મળી શકે એવો જવાબ દીધો.

आराध्यः कथितो देवो भवद्भिः प्रणतस्य मे ।
मया तत्परितोषाय यज्जप्तव्यं तदुच्यताम् ॥ ,, ॥ ५० ॥

અર્થ:—આપને પ્રણામ કરનાર જે હું તેને આપે આરાધ્ય દેવ કોણ તે કહ્યા. તો હવે તે દેવને પ્રસન્ન કરવાને કયા મન્ત્રનો જપ કરવો જોઇએ તે કહો.

यथा चाराधनं तस्य मया कार्यं महात्मनः ।
प्रसादसुमुखास्तन्मे कथयन्तु महर्षयः ॥ ,, ॥ ५१ ॥

અર્થ:—આપ મહર્ષિ લોક પ્રસન્ન થઇને ઉપદેશ કરવાને સન્મુખ થયા છો માટે જેવી રીતે ભગવાનની આરાધના કરવી જોઇએ તે કહો.

આ પ્રકારનાં ધ્રુવજીનાં વચનો સાંભળી ઋષિ લોકો કહે છે કે પરમેશ્વરની ભક્તિ કરનારે પ્રથમથી વિષય પદાર્થોમાંથી ચિત્તને હઠાવી પરમેશ્વરમાં જ લગાવવું જોઇએ. પછી એકાગ્રચિત્ત થઇને " **हिरण्यगर्भपुरुषप्रधानाव्यक्तरूपिणे ॥ ॐ नमो वासुदेवाय शुद्धज्ञानस्वरूपिणे ॥** " (वि० पु० अं १अ.११-५५) ( અર્થ:—હિરણ્યગર્ભ ( બ્રહ્મા ), તથા પુરૂષ (વિષ્ણુ), તથા પ્રધાન (પ્રકૃતિમાં સર્વનો લય કરનાર કાલાત્મા રૂદ્ર)–તે ત્રણેના નિયન્તા જે અવ્યક્ત (ત્રિગુણા માયાશક્તિ કારણાત્મા), તદ્રૂપ ॐ શબ્દના વાચ્ય જે શુદ્ધ જ્ઞાન સ્વરૂપ વાસુદેવ તેમને મારા નમસ્કાર છે.) એ મન્ત્રનો જપ કરવો એવો ઉપદેશ કર્યો. તારા દાદા (સ્વાયંભૂ મનુ)એ પણ આ મન્ત્રનો જપ કર્યો હતો. તેમના ઉપર ભગવાન્ પ્રસન્ન થયા હતા એમ પણ કહ્યું. ધ્રુવજીએ ઋષિલોક પાસેથી ઉપદેશ પ્રાપ્ત કરી પોતાને કૃતકૃત્ય માનતા મધુ(ધુ)રામાં જઇને યમુનાને કિનારે ઋષિલોકોના કથનાનુસાર ભક્તિ કરીને ભગવાનને પ્રસન્ન કર્યા. અને ભગવાને પ્રસન્ન થઇ તેમને દેવતા લોકો તથા સપ્ત ઋષિઓના કરતાં પણ ઉપરનું સ્થાન આપ્યું.

[ ભાગવતમાં, भा. स्क. ૪–૮–૫૫ માં, ધ્રુવજીને નારદજીએ મન્ત્રોપદેશ કર્યો એવો લેખ છે. અને **लिं. पु. पूर्वखंड. अ. ६२-२०**માં વિશ્વામિત્રજીએ ઉપદેશ કર્યો એમ કહ્યું છે. જેમ સપ્ત ઋષિઓને ધ્રુવ મળ્યા છે તેમ નારદજી તથા વિશ્વામિત્રજીને પણ મળ્યા હોય. પરન્તુ સર્વ ઋષિલોકોએ મંત્ર તો વિષ્ણુપુરાણ ( અં. ૧–૧૧–૫૫ )માં કહેલો **"हिरण्यगर्भपुरुष"** ઇત્યાદિ એક જ બનાવ્યો છે. છતાં ભાગવતમાં ( स्क ४-८-५४માં) **"ॐ नमो भगवते वासुदेवाय,"** તેમ લિંગ પુરાણમાં ( पूर्वखंड. अ. ६२-२० માં)

"ॐ नमोऽस्तु वासुदेवाय" એવા મન્ત્રનો ઉપદેશ કર્યાનું લખ્યું છે. પરન્તુ આ બંને મન્ત્ર વિષ્ણુપુરાણમાં કહેલા મંત્રનું સંક્ષિપ્ત સ્વરૂપ છે. તાત્પર્યથી મંત્રમાં કોઈ ભેદ નથી. સંપૂર્ણ મંત્રનો અર્થ ઉપર આપવામાં આવ્યો છે. અને અનેક ઋષિઓનો ઉપદેશ મંત્રની ગૌરવતા સૂચન કરવાને માટે છે. ]

આ પ્રમાણે ધ્રુવને ઋષિ લોકોની પ્રસન્નતા–તદ્દયાપાત્રતા–પોતાના પ્રયત્નથી પ્રાપ્ત થઇ છે, કેમકે ઘર તથા તથા રાજનગરનો પરિત્યાગ કરીને બહાર નિકળી ઉપવનમાં બેઠેલા ઋષિઓની પાસે જઇને પ્રાર્થના કરવી પડી હતી. ત્યારે ઋષિઓએ ઉપદેશ કર્યો હતો.

ઇતિ બે પ્રકારની તદ્દયાપાત્રતારૂપભક્તિનીબીજભૂમિકાનિરૂપણ અ. ૪.સ. ૩. સમાપ્ત.

---

## અધ્યાય ૪. સર્ગ ૪.

---

### ૩. ત્રીજી ભૂમિકા–ભાગવત ધર્મમાં શ્રદ્ધા.

હવે "**श्रद्धाऽथ तेषां धर्मेषु**" ભાગવત ધર્મમાં શ્રદ્ધા–એ ભક્તિની ત્રીજી ભૂમિકાનું વિવેચન કરવામાં આવે છે.

મહત્પુરૂષોનું સેવન કરનાર શ્રદ્ધાલુ મનુષ્યને ભગવાનની કથાનુ શ્રવણ કરવામાં રૂચિ થાય છે. "તે મહાત્મા પુરૂષોની માફક ભગવત્પ્રાપ્તિના સાધન રૂપ ભાગવત ધર્મનું અનુષ્ઠાન કરવાથી હું પણ કૃતાર્થ થાઉં" એવી જે રૂચિ છે તેનું નામ શ્રદ્ધા છે. તે શ્રદ્ધાથી તે લોક તે ધર્મોનું અનુષ્ઠાન કરે છે. તે વાત ભાગવતમાં કહી છે.

**शुश्रूषोः श्रद्दधानस्य वासुदेवकथारुचिः ॥** भा. स्क. १अ.२–१६ ॥

અર્થઃ—શુશ્રૂષુ અને શ્રદ્ધાલુ મનુષ્યને ભગવાનની કથા શ્રવણ કરવાની રૂચિ થાય છે. ભક્તિ, યજ્ઞ, દાન, તપ, આદિ સંપૂર્ણ ધર્મકાર્યમાં શ્રદ્ધા જ પ્રધાન છે. શ્રદ્ધા વિના મનુષ્યને સત્કર્મમાં પ્રવૃત્તિ માત્ર પણ થતી નથી.

**श्रद्धाविहीनस्य तु न प्रवृत्तिः प्रवृत्तिशून्यस्य न साध्यसिद्धिः ।**
**अश्रद्धयैवापहताश्च सर्वे मज्जन्ति संसारमहासमुद्रे** ॥ सर्व.वे.सा. सं. २१२॥

અર્થઃ—શ્રદ્ધારહિત મનુષ્યની તો સત્કાર્યમાં પ્રવૃત્તિ જ થતી નથી. અને પ્રવૃત્તિ રહિત મનુષ્યને કોઇ લૌકિક અથવા પારમાર્થિક ફલની સિદ્ધિ થતી નથી. અશ્રદ્ધાને કારણે સર્વ લોક સંસારરૂપી મહાન્ સમુદ્રમાં ડુબે છે. અર્થાત્ શ્રદ્ધારહિત મનુષ્યને ઇશ્વરભક્તિ, ધર્માચરણ, આદિમાં પ્રવૃત્તિ હોતી નથી. તેમ તે લોક જન્મ મરણ રૂપ સંસારદુઃખથી પણ છૂટતા નથી. વળી—

**देवे च वेदे च गुरौ च मन्त्रे तीर्थे महात्मन्यपि भैषजे च ।**
**श्रद्धा भवत्यस्य यथा यथान्तस्तथा तथा सिद्धिरुदेति पुंसाम्** ॥ ,, ॥ २१३ ॥

અર્થઃ—દેવતા, વેદ, ગુરૂ, મન્ત્ર, તીર્થ મહાત્મા, અને ઔષધ આદિમાં જેવી જેવી શ્રદ્ધા હોય છે તેવી તેવી મનુષ્યોને ફળસિદ્ધિ થાય છે.

શ્રદ્ધાળુ મનુષ્યે ગમે તેવો જપ કર્યો હોય તોપણ મન્ત્ર આદિ તેને અવશ્ય ફળ આપે છે.

वाग्वृद्धं त्रायते श्रद्धा मनोवृद्धं च भारत ।
श्रद्धावृद्धं वाङ्मनसी न कर्म त्रातुमर्हति ॥ म. भा. शा० प०अ० २६४-९ ॥

અર્થ:—મન્ત્રનો જપ કરવામાં તથા સ્તોત્રાદિનો પાઠ કરવામાં જેની વાણી શુદ્ધ હોતી નથી (वृद्ध) અર્થાત્ કણ્ઠાદિ સ્થાનમાંથી બોલવાના અક્ષરોનું ઉચ્ચારણ યોગ્ય સ્થાનમાંથી થતું નથી; તથા જપ સમયે ચિત્તની એકાગ્રતા પણ થતી નથી; તથાપિ પૂર્ણ શ્રદ્ધાલુ હોય તો શ્રદ્ધા જ તેની રક્ષા કરે છે. અશુદ્ધ ઉચ્ચારણ નિમિત્ત અથવા એકાગ્રતાના અભાવ નિમિત્ત દોષનો તે ભાગી થતો નથી. વળી કોઇનું ઉચ્ચારણ બહુ જ શુદ્ધ છે તથા ચિત્તની એકાગ્રતા પણ છે, પરન્તુ શ્રદ્ધાથી શૂન્ય હોય તો શ્રદ્ધાહીનતાના દોષમાંથી શુદ્ધ ઉચ્ચારણ કે મનની એકાગ્રતા કે કોઇ કર્મ રક્ષા કરી શકતાં નથી.

ગંગાજલમાં માછલીઓ બહુ જ હોય છે, તથા મન્દિરોમાં કબુતર ઘણાં હોય છે. પરન્તુ તેમને શ્રદ્ધા નથી. તેથી ગંગાજલમાં સ્નાન અથવા મન્દિરનિવાસ કે દેવદર્શનનું ફલ તેમને મળતું નથી. તેવી જ રીતે શ્રદ્ધાહીન મનુષ્યને તીર્થસ્નાન, દેવદર્શન, સત્સંગ, યજ્ઞ, દાન, તપ, આદિ કરવા છતાં પણ તેનું યોગ્ય ફળ મળતું નથી એવો શાસ્ત્રનો સિદ્ધાંત છે. વળી—

श्रद्धैव सर्वधर्मस्य चातीव हितकारिणी ।
श्रद्धयैव नृणां सिद्धिर्जायते लोकयोर्द्वयोः ॥
स्का. पु. ख. ३ ब्र. ख. ३, अ. १७–३ ॥

અર્થ:—સર્વ ધર્મનું પૂર્ણ ફળ મળવામાં શ્રદ્ધા જ હિતકારી છે. આ લોક તથા પરલોકમાં શ્રદ્ધાથી જ મનુષ્યોને સિદ્ધિ પ્રાપ્ત થાય છે. વળી—

श्रद्धया पठितो मन्त्रस्त्ववद्धोऽपि फलप्रदः ।
श्रद्धया पूजितो देवो नीचस्यापि फलप्रदः ॥ ,, ,, ॥ ५ ॥

અર્થ:—શ્રદ્ધા પૂર્વક જપેલો મન્ત્ર અશુદ્ધ (अवद्ध) હોયતો પણ તે ફલ આપે છે. તેવી રીતે શ્રદ્ધાથી કરેલું દેવનું પૂજન નીચ મનુષ્યને પણ ફળ આપે છે.

શ્રદ્ધાથી નીચોને પણ ઉત્તમ ફળ મળે છે તે વિષે સ્કાન્દ પુરાણના ત્રીજા ખણ્ડમાં એક ઇતિહાસ છે:—

પંચાલ રાજાનો પુત્ર સિંહકેતુ સર્વ પ્રકારે ગુણી તથા ક્ષત્રિયધર્મમાં તત્પર હતો. તે એક દિવસ વનમાં શિકાર કરવા ગયો. ત્યાં તેના ચણ્ડક નામના એક ભીલ નોકરે પડી ગયેલું એક પુરાણું દેવાલય દીઠું, અને તેમાં એક નાનું શિવલિંગ દીઠું. તે શિવલિંગ લઇને તેણે રાજપુત્રને બતાવ્યું. અને કહ્યું–" હે રાજન્ ! આપ આ શિવલિંગને જુઓ. તે મને આ જંગલમાંથી મળ્યું છે. તેને હું મારી શક્તિ અનુસાર આદર પૂર્વક પૂજન કરીશ. માટે જે પ્રકારે પૂજન કરવાથી મહાદેવ પ્રસન્ન થાય એવી પૂજનવિધિ આપ મને બતાવો." રાજપુત્ર કંઇક હાંસી કરવાની પ્રકૃતિવાળો હતો. તેણે ભીલને હાંસીના રૂપમાં,

રોજ આસન ઉપર બેસી જલથી અભિષેક, તથા ગન્ધ, અક્ષત, જંગલનાં પત્ર પુષ્પાદિ તથા ધૂપદીપ, ચિતાભસ્મ, આદિકો વડે પૂજન કરવાનું, તથા પોતાને જે ખાવાનું અન્ન હોય તેમાંથી નૈવેદ્ય ધરાવવાનું, તથા પૂજાની અન્તમાં પ્રસાદ લેવાનો આદિ વિધિ તેને બતાવ્યો. ચિતાભસ્મથી શીઘ્ર શંકર પ્રસન્ન થાય છે એમ કહ્યું. રાજાએ તો હાંસીમાં કહ્યું હતું. પરન્તુ તે ચણ્ડક ભીલે તેના વચન ઉપર વિશ્વાસ કર્યો. શિવલિંગને ઘેર લાવી ચિતાભસ્માદિ વડે પોતાની પત્ની સાથે પૂજા કરવા લાગ્યો. કેટલોક સમય વીત્યા બાદ એક રોજ શિવપૂજાને સારૂ પાત્રમાં ભરી રાખેલી ચિતાભસ્મ તપાસતાં મળી નહીં. ત્યારે તેણે આમ તેમ તેની શોધ કરી. પરન્તુ મળી નહીં. તેથી થાકીને ઘેર આવ્યો. પોતાની સ્ત્રીને બોલાવીને કહ્યું કે ચિતાભસ્મ કોઈ જગામાં મળી નહીં. હવે શું કરૂં ? મારા પાપીની શિવપૂજાનો આજ ભંગ થયો. એ પૂજા કર્યા વિના હું જીવવાની ઈચ્છા કરતો નથી એમ કહ્યું.

આ પ્રમાણે વ્યાકુલ ચિત્તવાળા પોતાના પતિને જોઇને તેની પત્નીએ તેને ઉપાય બતાવ્યો કે આ આપણા પુરાણા ઘરને અગ્નિ લગાડી હું અગ્નિમાં પ્રવેશ કરૂં. હું દગ્ધ થઈ જાઉં એટલે ચિતાભસ્મ થશે. ભીલે તે વાત સ્વીકારી નહીં, ત્યારે ભીલડી કહે છે કે—

**एतावदेव साफल्यं जीवितस्य च जन्मनः ।**
**परार्थे यस्त्यजेत्प्राणाञ्छिवार्थे किमुत स्वयम् ॥**

स्का. पु. ख. ३. ब्र. ख. ३. अ. १७—३७ ॥

અર્થ—મનુષ્ય જન્મની તથા જીવનની એટલી જ સફળતા છે કે બીજાને માટે પોતાના પ્રાણનો ત્યાગ કરવો. તેમાં વળી સાક્ષાત્ કલ્યાણ (શિવ) રૂપ પરમાત્માને નિમિત્તે શરીરનો ત્યાગ થાય તો કહેવાનું જ શું ?

મહાદેવને નિમિત્તે શરીરનો ત્યાગ કરવાથી મારાં માતાપિતાને તથા મને બહુ પુણ્ય થશે. એવો નિશ્ચય કરીને પતિની આજ્ઞા લઇને સ્નાન અલંકારાદિ સજીને ઘરને અગ્નિ લગાડયો, ભક્તિ પૂર્વક પ્રદક્ષિણા કરી, અને નમસ્કાર કરી ગુરૂ તથા સદાશિવનું મનમાં ધ્યાન કરીને હાથ જોડી આ પ્રકારે બોલી:—

**पुष्पाणि सन्तु तव देव ममेन्द्रियाणि धूपोऽगुरुर्वपुरिदं हृदयं प्रदीपः ।**
**प्राणा हवींषि करणानि तवाक्षताश्च पूजाफलं व्रजतु सांप्रतमेष जीवः ॥४३॥**

અર્થ—હે દેવ ! મારી જ્ઞાનેન્દ્રિયો તમારી પૂજાના પુષ્પ રૂપ હો; અને આ શરીર ધૂપના અગરૂ રૂપ હો; તથા મારૂં હૃદય દીપના સ્થાને હો; અને મારા પ્રાણ હોમના હવિષ્ રૂપ હો; તથા કર્મેન્દ્રિયો અક્ષત રૂપ હો—આ પ્રકારે દેહના સમર્પણ રૂપ પૂજાફલ હવે (सांप्रतम्) આ જીવ પ્રાપ્ત કરો.

**वाञ्छामि नाहमपि सर्वधनाधिपत्यं न स्वर्गभूमिमचलां न पदं विधातुः ।**
**भूयो भवामि यदि जन्मनि जन्मनि स्यां त्वत्पादपंकजलसन्मकरन्दभृंगी ॥४४॥**

અર્થઃ—હું મોટી ધનાઢ્ય થવાની ઇચ્છા કરતી નથી. વળી હું સ્વર્ગ કે અચલ પૃથિવી અથવા બ્રહ્મલોકને પણ ચહાતી નથી. યદિ મારો જન્મ થવાનો હોય તો હું દરેક જન્મમાં આપના ચરણકમલનો જે ઝળકતો મકરન્દ (મદ) છે તેનું પાન કરનારી ભમરી થાઉં.

जन्मानि सन्तु मम देव शताधिकानि माया न मे विशतु चित्तमबोधहेतुः ।
किंचित्क्षणार्धमपि ते चरणारविन्दान्नापैतु मे हृदयमीश नमो नमस्ते ॥ ५५ ॥

અર્થઃ—હે દેવ હે ઈશ ! આપને વારંવાર નમસ્કાર છે, મારા સો કે અધિક જન્મ થાય તો ભલે થાય. પરન્તુ મારા ચિત્તમાં અજ્ઞાનના કારણરૂપ માયાનો પ્રવેશ ન હો. વળી એક અડધી ક્ષણ પણ આપના ચરણારવિન્દથી મારૂં હૃદય દૂર ન હો.

આ પ્રકારે પ્રાર્થના કરીને મહાદેવને પ્રસન્ન કરીને બળતા અગ્નિમાં તેણીએ પ્રવેશ કર્યો, અને થોડા સમયમાં બળીને ભસ્મ થઇ ગઇ. ભીલે પછી ચિતાભસ્મ લઇને પૂજા કરી. પૂજાની સમાપ્તિ બાદ રોજના નિયમાનુસાર પોતાની પત્નીને પ્રસાદ આપવાને તેને યાદ કરી. યાદ કરતાં જ તેની પાછળ ઉભી રહેલી દીઠી. તેના શરીરના કોઇપણ અવયવને હાનિ થઇ નહોતી. અને બળેલું પોતાનું ઘર પણ પહેલાંના જેવું ઉભું દીઠું. આ પ્રકારે જોઇ વિસ્મયથી તેણે પોતાની પત્નીને પૂછયું–તું તો અગ્નિમાં ભસ્મ થઇ ગઇ હતી, અને ઘર પણ બળીને ભસ્મ થઇ ગયું હતું ? ત્યારે તેની પત્ની કહે છે કે હું ઘરને બાળીને અગ્નિમાં પેઠી ત્યાર પછી હું મને પોતાને જાણતી નહોતી, અને અગ્નિને પણ દેખતી નહોતી. જલમાં પ્રવેશ કર્યો હોય તેમ મને કોઇ તાપ લાગતો નહોતો. જેવી સૂઇને જાગું છું તેવી રીતે એક ક્ષણમાં હું જાગી છું. અને ઘરને પણ નહીં બળેલું દીઠું. અને હમણાં પૂજા બાદ પ્રસાદ લેવાને આવી છું. આ પ્રમાણે પતિપત્ની પરસ્પર વાતચીત કરતાં હતાં તેટલામાં જ વિમાન દ્વારા આવેલા શિવદૂતોના હસ્તનો સ્પર્શ થવાથી તે બંનેનાં શરીર દૂતોના શરીર તુલ્ય થઈ ગયાં, અને બંને સદ્‌ગતિને પ્રાપ્ત થયાં.

तस्माच्छ्रद्धैव सर्वेषु विधेया पुण्यकर्मसु ।
नीचोऽपि शवरः प्राप श्रद्धया योगिनां गतिम् ॥ ,, ॥ ६० ॥

અર્થઃ—એ ભીલ લોક જાતિથી નીચ તથા શાસ્ત્રના જ્ઞાનથી પણ શૂન્ય હતાં. આચાર પણ નહોતો. પૂજાક્રમ પણ જાણતાં નહોતાં. તથાપિ શ્રદ્ધા માત્રથી જ તેમનું કલ્યાણ થયું. માટે સર્વ પુણ્ય કર્મમાં શ્રદ્ધા જ રાખવી યોગ્ય છે. નીચ જાતિનાં ભીલ પણ શ્રદ્ધાથી યોગી લોકોની ગતિને પ્રાપ્ત થયાં. વળી—

श्रद्धापूर्वाः सर्वधर्मा मनोरथफलप्रदाः ।
श्रद्धया साध्यते सर्वं श्रद्धया तुष्यते हरिः ॥ बृ. ना. पु. पू. अ. ४–२ ॥

અર્થ;—શ્રદ્ધા સહિત અનુષ્ઠાન કરેલા સર્વ ધર્મ આપણા ઇચ્છિત ફલને આપે છે. શ્રદ્ધાથી સર્વ કાર્યની સિદ્ધિ થાય છે. અને શ્રદ્ધાથી જ પરમાત્મા પ્રસન્ન થાય છે.

વેદમાં તથા ગીતામાં પણ જ્ઞાનપ્રાપ્તિને માટે ખાસ શ્રદ્ધાની જ આવશ્યક્તા બતાવી છે.

श्रद्धया सत्यमाप्यते ॥ शु. य. वे. सं, अ. १९–३० ॥

અર્થઃ—શ્રદ્ધાથી સત્ય તથા જ્ઞાન સ્વરૂપ તથા અનન્ત એવા પરમાત્માની પ્રાપ્તિ થાય છે.

श्रद्धावाँल्लभते ज्ञानम् । म. गी. अ. ४–३९ ॥

અર્થઃ—શ્રદ્ધાલુ મનુષ્યને જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

ધર્માદિકોમાં શ્રદ્ધા ન હોવી તે પાપનું કારણ છે એવું શાસ્ત્રનું કથન છે.

अश्रद्धा परमं पापं श्रद्धा पापप्रमोचनी ।
जहाति पापं श्रद्धावान्सर्पो जीर्णमिव त्वचम् ॥ म.भा.शा.प.अ.२६४–१५ ॥

અર્થ.—અશ્રદ્ધા એ મહાન્ પાપ છે. શ્રદ્ધા પાપનો નાશ કરનારી છે જેવી રીતે સર્પ જીર્ણ ચામડી(કાંચળી)ને ઉતારી નાંખે છે, તેવી રીતે શ્રદ્ધાળુ મનુષ્ય પાપનો પરિત્યાગ કરે છે.

અશ્રદ્ધાથી આપેલુ હવિ દેવતાલોક સ્વીકાર કરતા નથી એવુ ધર્મશાસ્ત્રનું કથન છે.

अश्रद्धा परमः पाप्मा श्रद्धा हि परमं तपः ।
तस्मादश्रद्धया दत्तं हविर्नाश्नन्ति देवताः ॥ बौ. स्मृ. प्र. १, अ. ५–७५ ॥

અર્થ—અશ્રદ્ધા મોટું પાપ છે, અને શ્રદ્ધા મહાન્ તપ છે. તેથી શ્રદ્ધા વિના આપેલુ હવિ દેવતાઓ સ્વીકારતા નથી

આ વિષયમાં બ્રહ્માજીએ કહેલી એક ગાથા મનુસ્મૃતિમા આપેલી છે. તેમાં પણ શ્રદ્ધા વિષે કહ્યું છે કે:—

श्रोत्रियस्य कदर्यस्य वदान्यस्य च वार्धुषेः ।
मीमांसित्वोभयं देवाः सममन्नमकल्पयन् ॥
म० स्मृ. अ० ४–२२४ ॥ म० भा० शा० प० अ० २६४–११ ॥

तान्प्रजापतिराहैत्य मा कृध्वं विषमं समम् ॥
श्रद्धापूतं वदान्यस्य हतमश्रद्धयेतरत् ॥ म० स्मृ० ४–२२५ ॥
तथा म. भा. शा. प. अ. २६४–१२,३ ॥

અર્થ:–વેદનુ જેણે અધ્યયન કર્યું છે એવો અર્થાત્ શ્રોત્રિય હોવા છતાં તે કૃપણ (कदर्य) હોય એવો એક મનુષ્ય, અને બીજો મનુષ્ય દાનશીલ (वदान्य) હોવા છતાં વૃદ્ધિજીવી (वार्धुषि–પૈસાના વ્યાજ ઉપર જીવન ચલાવનાર) હોય–એ બંનેના અન્ન સંબન્ધી વિચાર કરીને દેવતા લોકોએ બંનેના અન્નને સમાન ઠરાવ્યુ. (૨૨૪)

ત્યારે તે લોકોની પાસે જઇને પ્રજાપતિએ કહ્યું–કે આ બંને અન્નમાં ભેદ (વિષમતા) છે. અને વિષમ હોવા છતાં તમે બંનેને સમાન ગણ્યા તે અનુચિત કર્યું છે. બંનેને સમાન ન સમજો.. કારણ કે દાનશીલ (वदान्य) વાર્ધુષિનુ અન્ન શ્રદ્ધાના કારણે પવિત્ર (पूतम्) છે, પરન્તુ બીજું (इतरत्) એટલે શ્રોત્રિયનુ અન્ન કૃપણ હોવાથી અશ્રદ્ધાથી દૂષિતથયેલુ (हतम्) છે, અર્થાત્ અધમ છે. માટે બંને અન્ન સમાન નથી.

શ્રદ્ધા વિષે શ્રુતિનું પણ પ્રમાણ છે:—

कुविदङ्ग यवमन्तो यवं चिद्यथा दान्त्यनुपूर्वं वियूय । इहेहैषां कृणुत भोजनानि
(१) ये बर्हिषो नमोवृक्तिं न जग्मुः । कृ.य.वे. तै. सं.का १, प्र. ८, अनु. २१॥

અર્થ:—હે પ્રિય (अङ्ग) ઇન્દ્રાદિ દેવો! યજ્ઞ કરનાર જે યજમાને યજ્ઞના (बर्हिष) નમસ્કારનો વિનાશ (वृक्तिं) ન કર્યો હોય (न जग्मु.), અર્થાત્ યજ્ઞવિષયક શ્રદ્ધાનો પરિત્યાગ ન કર્યો હોય–અત્યન્ત શ્રદ્ધાળુ હોઇને અનુષ્ઠાન કરતો હોય, તેના હવિ સંબન્ધી ભોજનનો આપ લોક સ્વીકાર કરો (कृणुत). જેમ લોકમાં ખેડુતો (यवमन्तः) જવ, ઘઉં,

આદિ અનેક (कुविद् ) અન્નોમાંનુ "આ પાકેલુ છે, આ પાકેલું નથી" એમ અનુક્રમે પરીક્ષા કરીને (वियूय) પાકેલા ધાન્યને કાપી લે છે (दान्ति) અને કાચાને રહેવા દે છે; તેવી રીતે આપ લોક પણુ " આ યજમાન શ્રદ્ધારહિત નાસ્તિક છે, આ શ્રદ્ધાલુ આસ્તિક છે " એવો વિવેક કરીને નિશ્ચય કરી હવિનું ભોજન કરો.

**यो वै श्रद्धामनारभ्य यज्ञेन यजते नास्येष्टाय श्रद्दधते इति ।**

कृ. य. वे, तै. सं. का. १, प्र. ६ अनु. ८ ॥

અર્થઃ—જે યજમાન મનમાં દેવતાવિષયક શ્રદ્ધા ન રાખી યજ્ઞ કરે છે તેના યજ્ઞને દેવતા-લોક અને ઋત્વિક્ લોક પણ તેના ઇષ્ટ ફલને માટે વિશ્વાસ કરતા નથી–મતલબ કે તે યજ્ઞ વ્યર્થ છે એમ સમજે છે.

ઇત્યાદિ ગાથા તથા મન્ત્રથી, શ્રદ્ધાહીન મનુષ્યના યજ્ઞને દેવતા પણ સ્વીકારતા નથી એ વાત સિદ્ધ થાય છે.

ભગવાને ગીતામાં પણ શ્રદ્ધાથી રહિત યજ્ઞ, દાન, તપ આદિની નિષ્ફલતા કહી છેઃ—

**अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।**

**असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥** भ० गी० अ०१७–२८ ॥

અર્થઃ—શ્રદ્ધા વિના જે હવનાદિ કરવામાં આવે છે તથા દાન દેવામાં આવે છે તથા તપ કરવામાં આવે છે અથવા અન્ય કોઇ સ્તુતિ નમસ્કારાદિ કર્મ કરવામાં આવ્યુ હોય, તે સર્વ અસાધુ (असत् )કહેવામાં આવે છે. તે કર્મ પરલોકમાં કંઈ ફલ દેતુ નથી. તેમજ આ લોકમા પણ, અશ્રદ્ધાળુના યજ્ઞાદિ સત્પુરૂષોથી નિન્દિત હોવાથી કીર્તિ આદિ ફલ પણ મળતું નથી. માટે સકામ કર્મને છોડીને અંતઃકરણની શુદ્ધિને માટે સાત્વિક યજ્ઞાદિજ કરવા જોઇએ.

શ્રદ્ધાળુ મનુષ્યના સાત્વિક યજ્ઞમાં પ્રમાદથી કોઇ ન્યૂનતા થઈ જાય તો પરમાત્માનું પ્રધાન નામ ॐ तत् सत् એ ત્રણ શબ્દનો ઉચ્ચાર કરવાથી પ્રમાદનું પ્રાયશ્ચિત્ત થાય છે અને પૂર્ણ ફલ પણ મળે છે એમ કહ્યું છે. પરન્તુ શ્રદ્ધારહિત મનુષ્ય યજ્ઞાદમાં આ ત્રણ શબ્દોનો ઉચ્ચાર કરે તોપણુ તે અસત્ જ કહેવાય છે અર્થાત્ તેનો સદ્‌ભાવ થતો નથી. અને તેનું કંઈ ફળ પણ મળતું નથી.

તૈત્તિરીયોપનિષત્‌માં પણ શ્રદ્ધારહિત દાનનો નિષેધ કર્યો છે.

**श्रद्धया देयम् ॥ अश्रद्धयाऽदेयम् ॥** तै. उ. वल्ली. १, अनु ११–३ ॥

અર્થઃ—શ્રદ્ધાપૂર્વક જ દાન આપવું, અશ્રદ્ધાથી કદાપિ પણ નહીં. ભગવાને ગીતામાં મનુષ્યોના સાત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ ભેદ કહ્યા છે, તેમને જાણવાને તેમનાં લક્ષણ કહ્યાં છે.

**यजन्ते सात्त्विका देवान्यक्षरक्षांसि राजसाः ।**

**प्रेतान्भूतगणांश्चान्ये यजन्ते तामसा जनाः ॥** भ० गी० अ० १७–४ ॥

અર્થઃ—જે લોક વસુ, રૂદ્ર, આદિ દેવોનું પૂજન કરે છે તેમને સાત્વિક જાણવા, તેમની શ્રદ્ધા પણ સાત્વિકી હોય છે. જેઓ કુબેર આદિ યક્ષ તથા રાક્ષસાદિની ઉપાસના કરે છે તેઓ રાજસ લોક છે, અને તેમની શ્રદ્ધા પણ રાજસી છે. અને જેઓ ભુત પ્રેત આદિને ઉપાસે છે તેઓ તામસ છે અને તેમની શ્રદ્ધા પણ તામસી છે.

ઉત્તમ ફ્લરૂપ અન્તઃકરણની શુદ્ધિ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ આદિને માટે ભક્તિ, યજ્ઞ, દાન, તપ, આદિ સંપૂર્ણ કર્મ કરનાર સાત્વિક શ્રદ્ધાયુક્ત દૈવી સંપત્તિવાળા થવું જોઇએ.
આ પ્રમાણે "ભાગવત ધર્મો ઉપર શ્રદ્ધા" એ ભક્તિની ત્રીજી ભૂમિકાનું વ્યાખ્યાન પૂર્ણ થયું.
ઇતિ ભાગવત ધર્મમાં શ્રદ્ધા નામની ત્રીજી ભૂમિકાનું નિરૂપણ અ. ૪. સ. ૪. સમાપ્ત.

## અધ્યાય ૪. સર્ગ ૫.

### ૪. ચોથી ભૂમિકા-હરિગુણશ્રુતિ.

હવે "**ततो हरिगुणश्रुतिः**" (શ્રદ્ધા ઉત્પન્ન થવાથી હરિગુણનું શ્રવણ) એ નામની ભક્તિની ચોથી ભૂમિકાનું વ્યાખ્યાન કરીએ છીએ.

ઉપર વર્ણવેલી શ્રદ્ધા ઉત્પન્ન થવાથી "હરિગુણશ્રુતિ" નામની ચોથી ભૂમિકા પ્રાપ્ત થાય છે. ભગવાનના ગુણોનું શ્રવણ કરવું તેનું નામ "હરિગુણશ્રુતિ" છે. અહીં "હરિગુણશ્રુતિ"થી શ્રવણાદિ સંપૂર્ણ ભાગવત ધર્મનું ગ્રહણ છે. તે ધર્મ ભાગવતાદિ ગ્રન્થોમાં કહ્યા છે. તે નીચે પ્રમાણેઃ—

**श्रवणं कीर्तनं विष्णोः स्मरणं पादसेवनम् ।**
**अर्चनं वन्दनं दास्यं सख्यमात्मनिवेदनम् ॥** भा० स्क० ७, अ० ५–२३ ॥

અર્થઃ—ભગવાનના ગુણોનું ૧. શ્રવણ, ૨. કીર્તન, ૩. સ્મરણ, ૪. પરિચર્યા, ૫. પૂજન, ૬. નમસ્કાર, ૭. દાસભાવથી સંપૂર્ણ કર્મનું અર્પણ, ૮. સખ્ય-ઇશ્વરમાં સુહૃદ્ભાવ તથા વિશ્વાસ અને ૯. દેહ, કુટુંબ, વગેરે સર્વ ભગવાનનું છે એ પ્રકારની ભાવનાથી સર્વ પદાર્થોમાંથી મમતાનો ત્યાગ-એ નવ પ્રકારની ભક્તિના ભેદને "હરિગુણશ્રુતિ" એ શબ્દથી કહેલા છે. માટે એ નવે પ્રકારની ભક્તિને "હરિગુણશ્રુતિ" નામની ભક્તિની ચોથી ભુમિકા રૂપ ગણવી.

#### નવધાભક્તિ-૧, શ્રવણભક્તિ.

ધર્મ અથવા ભક્તિ અથવા સદાચાર શું છે તેનું શ્રવણ કર્યા વિના કોઇને તેનું જ્ઞાન થતું નથી, અને તેના જ્ઞાન વિના તેનું અનુષ્ઠાન પણ બની શકતુ નથી. માટે મનુષ્ય માત્રને પ્રથમ શ્રવણની જ આવશ્યકતા છે. એ સર્વને અનુભવસિદ્ધ છે. અને શાસ્ત્રમાં પણ કહ્યું છે કેઃ—

**श्रुत्वा धर्मं विजानाति श्रुत्वा पापं परित्यजेत् ।**
**श्रुत्वा निवर्तते मोहः श्रुत्वा ज्ञानामृतं लभेत् ॥** पुरु. भा. अ. २९–६१ ॥

અર્થઃ—શ્રવણ કરીને ધર્મ જાણવામાં આવે છે, નરકદુઃખાદિનું શ્રવણ કરવાથી જ મનુષ્ય પાપકર્મનો પરિત્યાગ કરે છે. ("ચોરી આદિ કરનારને રાજદંડ મળે છે") એ વાતનું વેદવાક્યથી દરેકને જ્ઞાન છે, તથાપિ સર્વ લોક ચોરીનો પરિત્યાગ કરતા નથી. છતાં પણ અધિક લોક ચોરી કરવાથી ડરીને તેનું સ્મરણ પણ કરતા નથી, તેમ પોતાના પુત્રાદિને પણ ચોરીની કુટેવથી બચાવવાને પ્રયત્ન કરે છે; તેવી રીતે પાપકર્મના દુઃખરૂપ ફલનું શ્રવણ કરવા છતાં જો કે વિચારશૂન્ય મનુષ્ય પાપકર્મનો ત્યાગ કરતો નથી, તથાપિ આસ્તિક બુદ્ધિવાળા કેટલાએ લોક પાપકર્મનો ત્યાગ કરે છે જ. માટે શ્રવણપ્રયોજન સામાન્ય નથી.)

વળી સંસારના પદાર્થોમાં જે મોહ છે તે પણ શ્રવણથી નિવૃત્ત થાય છે. અને જ્ઞાન રૂપ અમૃતની પ્રાપ્તિ પણ શ્રવણથી જ થાય છે, કેમકે શબ્દની શક્તિ અચિન્ત્ય છે.

• शब्दशक्तेरचिन्त्यत्वाच्छब्दादेवापरोक्षधीः ।

मसुप्तः पुरुषो यद्वच्छब्देनैवावबुध्यते ॥ सदाचारानुसंधानम् ॥ १९ ॥

અર્થઃ—શબ્દની શક્તિ અચિન્ત્ય છે. અર્થાત્ સામાન્ય મનુષ્યની બુદ્ધિમાં શી પ્રકારની શક્તિ છે તેનો નિર્ણય કરી શકાતો નથી. શબ્દ બે પ્રકારના હોય છે–૧. વર્ણરૂપ, જે સર્વ મનુષ્ય બોલે છે, અને ૨. ધ્વનિ રૂપ જેમ નગારે આદિનો અવાજ એમાં કોઇ પણ શબ્દ વ્યર્થ નથી. સર્વમાં શક્તિ છે. કોઇ શબ્દનો અર્થ નથી પણ હોતો, છતાં તેમાં પણ શક્તિ હોય છે. કોઇ માણસે તાળી વગાડી, અથવા કોઇ પદાર્થમાં હાથ અથવા લાકડી વડે શબ્દ ઉત્પન્ન કર્યો, તે શબ્દનો કોઈ અર્થ નથી. તથાપિ પાસે પક્ષી બેઠું હોય તો ઉડી જતુ, તથા ઉંદર આદિ દોડી જતુ, અથવા મનુષ્યનો અસાધારણ શબ્દ સાંભળી પશુ આદિ ભયથી નાસી જતુ જોવામાં આવે છે. તેથી નિશ્ચય થાય છે કે તાળી આદિ અવાજનો અર્થ નહીં હોવા છતાં પણ તેમાં સામાન્ય પ્રાણીને ભય ઉત્પન્ન કરવાની શકિત છે. તેવી રીતે વેદ તથા મન્ત્રશાસ્ત્રમાં કહેલા फट् આદિ શબ્દોમાં પણ ભૂતાદિ નિકૃષ્ટ પ્રાણીઓમાં ભય ઉત્પન્ન કરવાની શક્તિ છે. માટે શબ્દની શક્તિને અચિન્ત્ય કહેવામાં કોઈ પ્રકારનો બાધ નથી.

શબ્દથી વસ્તુનું યથાર્થ જ્ઞાન થાય છે. જેવી રીતે સુતેલો મનુષ્ય શબ્દથી જાગે છે, તેવી રીતે અવિદ્યા રૂપી નિદ્રામાં સુતેલો મનુષ્ય શાસ્ત્રોના શબ્દ સાંભળીને તેમાંથી જાગે છે, અને તેને પોતાની ભૂલનું ભાન થાય છે.

पंचानामिन्द्रियाणां वै श्रुभे श्रवणदर्शने ।

श्रवणाद्वस्तुविज्ञानं दर्शनाच्चित्तरञ्जनम् ॥ दे० भा. अ. ६–९ ॥

અર્થઃ—પાંચે જ્ઞાનેન્દ્રિયો મધ્યે શ્રવણેન્દ્રિય( કર્ણ ) અને દર્શનેન્દ્રિય( નેત્ર ) પ્રધાન છે. કર્ણ વડે શ્રવણ કરવાથી વસ્તુનું જ્ઞાન થાય છે અને વસ્તુના દર્શનથી ચિત્તનું રંજન થાય છે.

સત્ શાસ્ત્ર અને સત્પુરૂષોની વાણીનું શ્રવણ ન કરવાથી મનુષ્ય જરૂર અધોગતિને પ્રાપ્ત થાય છે.

नीचोऽपि श्रवणेनाशु श्रेष्ठत्वं मतिपद्यते ।

श्रेष्ठोऽपि नीचतां याति रहितः श्रवणेन च ॥ पुरु० मा० अ० २९–६८ ॥

અર્થઃ—નીચ મનુષ્ય પણ સત્પુરૂષોની વાણી તથા સત્શાસ્ત્રનું શ્રવણ કરવાથી શ્રેષ્ઠતાને પ્રાપ્ત થાય છે. તેવી રીતે શાસ્ત્રાદિનું શ્રવણ નહીં કરનાર શ્રેષ્ઠ મનુષ્ય પણ નીચતાને પ્રાપ્ત થાય છે.

વળી જેને શ્રવણમાં આદર નથી તેને પશુતુલ્ય કહ્યો છે.

न तेषां सदसज्ज्ञानं विवेको न च मोक्षदः ।

पशुभिस्ते समा ज्ञेया येषां न श्रवणादरः ॥ दे. भा. अ. ६–७ ॥

અર્થ;—જેને શ્રવણમાં આદર નથી તેને સત્ કે અસત વસ્તુનું જ્ઞાન થતું નથી. તેમજ મોક્ષ આપનાર વિવેક પણ તેમને થતો નથી. તેવા લોકને પશુ તુલ્ય જાણવા.

માટે મનુષ્યોએ શાસ્ત્રાદિનું શ્રવણ અવસ્ય કરવું જોઇએ.

कथादेर्नित्यसंमानं कुर्वन्देहादिभिर्मुदा ।

स्थिरासनेन तत्पानं यत्तच्छ्रवणमुच्यते ॥शि. पु. रु. सं. ख.२ अ.२३-२५॥

અર્થઃ—શરીર તથા વાણી તથા મનથી પરમેશ્વર સંબંધી કથા આદિ ચર્ચાનું સન્માન (આદર) કરતો સતો સ્થિર આસને બેસીને, તરસ્યો મનુષ્ય જે પ્રકારે પ્રેમથી જલ પીએ છે તે પ્રકારે, પ્રેમથી કથા રૂપી અમૃતનું પાન કરવું તેનું નામ શ્રવણ છે.

સમય ન ચૂકતાં કથા આદિમાં જવું તથા નમસ્કારાદિ કરવા તે શરીરનો આદર છે. તથ ભગવદ્ગુણોની, તથા ભગવદ્ગુણોનું પ્રતિપાદન કરનાર શાસ્ત્ર અને તેના કર્તાની પ્રશંસા કરવી તે વગેરે વાણીનો આદર છે. મનમાં પૂજ્યભાવ, સંતોષ, આદિ રાખવો તે મનનો આદર ( સન્માન ) છે.

શાસ્ત્રમાં શ્રવણના પણ સાત્ત્વિકાદિક ભેદ બતાવ્યા છે, કેમકે દરેક શાસ્ત્રનું શ્રવણ કરવાથી કોઇ મુમુક્ષુનું પ્રયોજન સિદ્ધ થતું નથી.

श्रवणं त्रिविधं प्रोक्तं सात्त्विकं राजसं तथा ।

तामसं च महाभाग सुज्ञोक्तं निश्चयान्वितम् ॥ दे० भा० स्क० ६-१० ॥

અર્થઃ—ઋષિ લોક સૂતજીની પ્રતિ કહે છે, હે મહાભાગ્ય! તત્ત્વવેતા લોક નિશ્ચય કરીને સાત્ત્વિક, રાજસ અને તામસ એવા ત્રણ પ્રકારનું શ્રવણ કહ્યું છે.

सात्त्विकं वेदशास्त्रादि साहित्यं चैव राजसम् ।

तामसं युद्धवार्ता च परदोषप्रकाशनम् ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—વેદશાસ્ત્રાદિનું શ્રવણ સાત્ત્વિક કહેવાય છે; સાહિત્યનું શ્રવણ રાજસ છે; અને યુદ્ધવાર્તાનું શ્રવણ અથવા બીજાના દોષનું કથન એ તામસ કહેવાય છે. (જેમાં શૃંગાર વિશેષ હોય તેવા કાવ્યાદિનું નામ અહીં સાહિત્ય છે.)

सात्त्विकं त्रिविधं प्रोक्तं प्रज्ञावद्भिश्च पण्डितैः ।

उत्तमं मध्यमं चैव तथैवाधममित्युत ॥ ,, ॥ १२ ॥

અર્થઃ—બુદ્ધિમાન્ પંડિતોએ ઉત્તમ, મધ્યમ અને અધમ એ ભેદથી સાત્ત્વિક શ્રવણ પણ ત્રણ પ્રકારનું કહ્યું છે.

उत्तमं मोक्षफलदं स्वर्गदं मध्यमं तथा ।

अधमं भोगदं प्रोक्तं निश्चितं विदितं बुधैः ॥ ,, ॥ १३ ॥

અર્થઃ—શાસ્ત્રોનું શ્રવણ યદ્યપિ સાત્ત્વિક છે તથાપિ મોક્ષ રૂપ ફલ દેનાર, તેમજ સ્વર્ગાદિ પરલોકના ભોગ રૂપ ફલ દેનાર અથવા તેના સાધનને બતાવનાર, તેમજ આ લોકના ભોગ રૂપ ફલ આપનાર પણ શાસ્ત્ર જ છે. તેમાં જે મોક્ષ રૂપ ફલ આપનાર શાસ્ત્રશ્રવણ છે તે સાત્ત્વિકમાં ઉત્તમ છે, સ્વર્ગ રૂપ ફલ દેનાર સાત્ત્વિકમાં મધ્યમ છે, અને આ લોકના ભોગ રૂપ ફલ આપનાર શ્રવણ સાત્ત્વિકમાં અધમ છે, એવું વિદ્વાન્ લોકોએ નિશ્ચય કરીને જાણ્યું છે.

साहित्यं चैव त्रिविधं स्वीयायां चोत्तमं स्मृतम् ।
मध्यमं वारयोषायां परोढायां तथाधमम् ॥ „ ॥ १४ ॥

અર્થઃ—સાહિત્યનું શ્રવણ રાજસ છે અને તે પણ ત્રણ પ્રકારનું છે. પોતાની સ્ત્રી સંબંધી વાર્તા રાજસમાં ઉત્તમ છે, વેસ્યા વિષયક વાર્તા રાજસમાં મધ્યમ છે, અને પર પુરૂષની સ્ત્રી સંબંધી વાર્તા રાજસમાં અધમ છે.

तामसं त्रिविधं ज्ञेयं विद्वद्भिः शास्त्रवेदिभिः ।
आततायिनि युद्धं यत्तदुत्तममुदाहृतम् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—શાસ્ત્રવેત્તા વિદ્વાનોએ તામસ શ્રવણ પણ ત્રણ પ્રકારનું જાણવું જોઇએ. તેમાં જે આતતાયી લોકોની સાથે યુદ્ધ છે તે તામસમાં સાત્વિક છે, જેમ રામ રાવણનું યુદ્ધ. કેમકે રાવણમાં, સીતાજીના હરણથી પરસ્ત્રીહરણ રૂપ આતતાયિત્વ હતું. અને તે જ તત્કાલ યુદ્ધનું કારણ હતું. રામચન્દ્રજીને રાવણ ઉપર ક્રોધ દ્વેષ નહોતો.

मध्यमं चापि विद्वेषात्पाण्डवानां यथारिभिः ।
अधमं निर्निमित्तन्तु विवादे कलहे तथा ॥ „ ॥ १६ ॥

અર્થઃ—દ્વેષથી પાણ્ડવોનું પોતાના શત્રુ કૌરવો સાથે જે યુદ્ધ છે તે તામસમાં મધ્યમ છે. અને વિના નિમિત્તે જે વિવાદ અને કલહ છે તે તામસમાં અધમ છે. ગીતામાં કૌરવોને આતતાયી કહ્યા છે તે કારણથી તે લોકોના યુદ્ધની વાર્તા ઉત્તમ છે એમ કહી શકાય નહીં, કારણ કે યુદ્ધનું કારણ તો યુધિષ્ઠિર, અર્જુન, આદિકો સાથે દુર્યોધન, કર્ણ, આદિકોનો દ્વેષ જ છે, દ્વેષના નિમિત્તથી કૌરવ લોકોએ કેટલાંએ આતતાયીનાં કર્મ કર્યા છે. તે કારણથી તેમને ગીતામાં આતતાયી કહ્યા છે. પરન્તુ યુદ્ધનું મૂલ કારણ તો દ્વેષ જ છે. માટે તેમના યુદ્ધની વાર્તા મધ્યમ છે.

વેદના કર્મકાણ્ડ, ઉપાસનાકાણ્ડ અને જ્ઞાનકાણ્ડ એ ત્રણ ભાગ છે. એ ત્રણેનું પરમાત્માની પ્રાપ્તિ જ મુખ્ય લક્ષ્ય છે. એ ત્રણે ભાગમાં જે સાર રૂપ જ્ઞાન છે તેનું નામ **વેદાન્ત** છે એમ રામચન્દ્રજીએ હનમાનજી પ્રતિ કહ્યું છેઃ—

तिलेषु तैलवद्वेदे वेदान्तः सुप्रतिष्ठितः । मुक्ति० उ० ९ ॥

અર્થઃ—જેવી રીતે તલમાં સર્વ જગાએ તેલ વ્યાપીને રહે છે તથા ગુપ્ત છે; તેવી રીતે વેદના કર્મકાણ્ડાદિ ત્રણે ભાગોમાં સ્થિત અને ગુપ્ત રહેલા જ્ઞાનનું નામ **વેદાન્ત** છે. માટે વેદના જ્ઞાનકાણ્ડ માત્રમાં કહેલા જ્ઞાનનું નામ "વેદાન્ત" નથી, કારણ કે કર્મકાણ્ડ દ્વારા અન્તઃકરણની શુદ્ધિ, તથા ઉપાસના દ્વારા વિક્ષેપની નિવૃત્તિ, અને જ્ઞાન દ્વારા આવરણની નિવૃત્તિ વેદાન્ત શાસ્ત્રમાં માની છે. માટે ત્રણે ભાગના સાર રૂપ જ્ઞાન વેદાન્ત શબ્દનો અર્થ છે. એ વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ જ મુમુક્ષુ મનુષ્યોને માટે મુખ્ય ઉપયોગી છે.

ततश्चाध्यात्मविद्यायाः कुर्वीत श्रवणं सुधीः ।
सर्वथा वृत्तिहीनोऽपि मुहूर्तं स्वस्थमानसः ॥ पु. मा. अ. २९-६६ ॥

અર્થ:—માટે બુદ્ધિમાન્ મનુષ્ય અધ્યાત્મ વિદ્યાનું શ્રવણ કરે. (પરમાત્માની પ્રાપ્તિનું સાધન તથા પરમાત્માનું સ્વરૂપ—એ બંનેનું કથન કરનાર વેદાન્ત શાસ્ત્રનું નામ **અધ્યાત્મ શાસ્ત્ર** છે. તે પુરાણ, ઇતિહાસ, આદિ કોઇ પણ ગ્રન્થમાં લખ્યું હોય તે સર્વને અધ્યાત્મ શાસ્ત્ર જ કહે છે.) વૃત્તિહીન (ગરીબ) હોવાથી આપણી જીવિકા ચલાવવાને માટે દિનભર કામ કરવું પડે છે, શ્રવણ કરવાનો સમય મળતો નથી. તથાપિ થોડો સમય (મુહૂર્ત) પણ જરૂર સ્વસ્થ ચિત્ત થઇને વૃત્તિ રહિત મનુષ્યે પણ પ્રતિદિન સર્વથા શ્રવણ કરવું જ જોઇએ.

**यदि प्रतिदिनं श्रोतुमशक्तो मानवो भवेत् ।**

**पुण्यमासादिषु मुने शृणुयाच्छाङ्करीं कथाम् ॥** शि पु. उ. सं. अ. १३- २७ ॥

અર્થ:—જો કદાપિ દરરોજ તે કથા શ્રવણ કરવાની શક્તિ ન હોય તો ચાતુર્માસ્યાદિ પુણ્ય મહિનામાં અવસ્ય (પરમાત્મા)ની કથાનું શ્રવણ કરે.

વળી સૂતસંહિતામાં પણ વેદાન્તશાસ્ત્રનું શ્રવણ કરવાનું કહ્યું છે:—

**तस्मात्सर्वप्रयत्नेन स्वमुक्त्यर्थं बृहस्पते ।**

**सर्वदा सर्वमुत्सृज्य वेदान्तश्रवणं कुरु ॥** सू० सं० ख० २, अ० ७–४१ ॥

અર્થ:—વેદાન્ત વિચારથી ઉત્પન્ન થનાર જ્ઞાન સંસારની નિવૃત્તિ કરનારૂં છે. માટે હે બૃહસ્પતિ! તમે તમારી મુક્તિ માટે સર્વનો ત્યાગ કરીને સર્વ પ્રયત્નથી હમેશાં વેદાન્ત શાસ્ત્રનું શ્રવણ કરો.

ઇત્યાદિ પ્રમાણોથી મુમુક્ષુ મનુષ્યને વેદાન્ત શાસ્ત્રના જ શ્રવણની પ્રધાનતા સિદ્ધ થાય છે.

તથાપિ વેદાન્તનું સર્વ પ્રકારનું શ્રવણ સાત્ત્વિક હોઇ શકતું નથી, કારણ કે શ્રવણની સાત્ત્વિકતા શ્રોતા, વક્તા, શ્રવણની રીતિ, શાસ્ત્ર, આદિ સર્વને અધીન રહે છે. અર્થાત્ શ્રવણની રીતિ, વક્તા, આદિ સાત્ત્વિક હોય તો જ શ્રવણ પણ સાત્ત્વિક હોઇ શકે છે.

હાલના સમયમાં ભક્તોનું મુખ્ય ધન ભાગવતનું શ્રવણ જ પ્રધાન રૂપે જોવામાં આવે છે. એ ગ્રન્થના શ્રવણની રીતિ પણ જૂદી જૂદી પ્રકારની જોવામાં આવે છે. સપ્તાહની રીતિ કેટલાક દેશમાં પ્રધાન છે. પરીક્ષિત રાજાએ સાત દિવસમાં સંપૂર્ણ ભાગવતનું શ્રવણ કર્યું, તેથી તેમનો મોક્ષ થયો. તેવી રીતે અમે પણ સાત દિવસમાં સંપૂર્ણ ભાગવતનું શ્રવણ કરવાથી મુક્ત થઇશું એવી લોકોની માન્યતા છે. માટે ભાગવતના શ્રવણની રીતિ પણ અહીં બતાવવામાં આવે છે.

સ્કાન્દ પુરાણમાં વર્ણવેલા ભાગવતમાહાત્મ્યમાં ભાગવતશ્રવણની રીતિ કહી છે. અને તે રીતિના ભેદને અનુસાર ચાર પ્રકારના શ્રવણના ભેદ પણ કહ્યા છે.

**राजसं सात्त्विकं चापि तामसं निर्गुणं तथा ।**

**चतुर्विधं तु विज्ञेयं श्रीभागवतसेवनम् ॥**

स्का० पु० ख. २, भा.मा. ६ अ० ३४–२४ ॥

અર્થ:—રાજસ, સાત્ત્વિક, તામસ, અને નિર્ગુણ એ ભાગવતશ્રવણના ચાર પ્રકાર છે.

**सप्ताहं यज्ञवद्यस्तु सश्रमं सत्वरं मुदा ।**

**सेवितं राजसं तत्तु बहुपूजादिशोभनम् ॥** ,, ॥ २५ ॥

અર્થ:—યજ્ઞની તુલ્ય ઉત્સાહ તથા અનેક પ્રકારની પૂજાદિ સહિત બહુ શ્રમથી અને જલદીથી સાત દિવસમાં જે શ્રવણ કરવામાં આવે છે તે તો "રાજસ" છે.

मासेन ऋतुना वापि श्रवणं स्वादसंयुतम् ॥
सात्विकं यदनायासं समस्तानन्दवर्धनम् ॥ ,, ॥ २६ ॥

અર્થ:—એક માસ તથા એક ઋતુ(બે માસ)માં કષ્ટ વિના રસનો અનુભવ કરતા કરતા આનન્દની વૃદ્ધિ કરનાર જે શ્રવણ છે તે સાત્વિક કહેવાય છે.

तामसं यत्तु वर्षेण सालसं श्रद्धयाऽयुतम् ।
विस्मृतिस्मृतिसंयुक्तं सेवनं तच्च सौख्यदम् ॥ ,, ॥ २७ ॥

અર્થ—આલસ્ય સહિત અને શ્રદ્ધા રહિત તથા સાંભળેલી કોઈ વાત ભૂલી જવાય અને કોઈ યાદ રહે એવી રીતે વર્ષમાં જે શ્રવણ છે તે તામસ છે, જો કે શ્રોતાને મહેનત ન પડવાથી તે સુખ આપનારૂ છે.

वर्षमासदिनानां तु विमुच्य नियमाग्रहम् ।
सर्वदा प्रेमभक्त्यैव सेवनं निर्गुणं मतम् ॥ ,, ॥ २८ ॥

અર્થ—વર્ષમાં તથા માસમાં અથવા અમુક દિવસોમાં સંપૂર્ણ ભાગવત સાંભળવાના નિયમનો આગ્રહ છોડીને દરરોજ પ્રેમભક્તિથી જે શ્રવણ છે તે નિર્ગુણ શ્રવણ કહેવાય છે. મુમુક્ષુ મનુષ્યે નિર્ગુણ રીતિથી જ શ્રવણ કરવુ યોગ્ય છે, અને તેનું જ ઉત્તમ ફલ છે. સાત્વિક રીતિનું શ્રવણ જો કે શ્રેષ્ઠ છે તથાપિ તે નિર્ગુણ શ્રવણની બરાબર ફલ દેનાર નથી. જેમ રોજ રોજ ઝાડુ દઇને સાફ રાખવામાં આવેલા ઘરમાં કચરો જમા થતો નથી. વર્ષમાં બે વાર સાફ કરવાનું હોય તો ઘરમાં કચરો રહેવાનો સંભવ છે. વળી જેવી રીતે રોજ માંજવામાં આવેલાં પાત્રમાં કાટ ચઢે નહીં, સાલમાં બે ત્રણ વાર જ માંજવામાં આવે તો તે પાત્ર સ્વચ્છ રહેતાં જોવામા આવતા નથી; તેવી રીતે શ્રવણાદિક અભ્યાસ રોજ કરનારની જે શુદ્ધિ છે તે બીજાને મળવાનો સંભવ નથી. માટે રોજનું શ્રવણ જ શ્રેષ્ઠ છે.

पारीक्षितेऽपि संवादे निर्गुणं तत्प्रकीर्तितम् ।
तत्र सप्तदिनाख्यानं तदायुर्दिनसंख्यया ॥ ,, ॥ २९ ॥

અર્થ—પરીક્ષિત રાજા ભાગવતનું શ્રવણ હમેશાં જ કરતા હતા. તેથી તેમનું શ્રવણ નિર્ગુણ હતું. તેમના ઇતિહાસમાં જે સાત દિવસનું કથન છે તે, તેમને સાત દિવસમાં નાગ કરડવાથી મૃત્યુ થવાનો શાપ લાગ્યો હતો તેથી તેમની શેષ આયુ સાત જ દિવસની હતી, તે કારણથી તેમણે તે સાતે દિવસ એટલે આયુ પર્યન્ત ભાગવતનું શ્રવણ કરેલુ. તે કારણથી ભાગવતમાં તેમનું શ્રવણ સાત દિવસનું કહેવામાં આવ્યું છે. વાસ્તવિક રીતે તો પરીક્ષિત રાજાએ આયુ પર્યન્ત હમેશાં ભાગવતનું શ્રવણ કર્યું છે એમ સમજવાનું છે. તેથી આપણે લોકોએ પણ રવિવાર આદિ સાતે દિવસ એટલે હમેશાં શ્રવણ કરવુ જોઇએ, સાત દિવસ માત્ર નહી—એવો ભાવ છે. કેમકે અનેક જન્મની મલિનતા આખી જીંદગીમાં સાત દિવસ શ્રવણ કરવાથી દૂર થતી નથી.

પદ્મપુરાણના ઉત્તરખંડના અધ્યાય ૧૯૬ માં ભાગવતમાહાત્મ્યનુ વર્ણન છે. તેમાં ક્રોધી કુટિલ કામી મિથ્યાભાષણ કરનાર, માતાપિતા ઉપર દ્રોહ કરનાર, તૃષ્ણાળુ, વર્ણાશ્રમ ધર્મથી

રહિત, દાંભિક તથા મહાપાતકીનો પણ ઉદ્ધાર સપ્તાહશ્રવણથી કહ્યો છે. આ કથનથી મરણ પર્યન્તના શ્રવણ વડે પાપની નિવૃત્તિ કહી છે. ધુંધુકારીના પ્રેતત્વની જે નિવૃત્તિ કહી છે તે ભાગવતની પ્રશંસા રૂપ અર્થવાદ વાણી છે. તે સાધારણ મનુષ્યોને શાસ્ત્રમાં રૂચિ વધારવાને માટે છે. ભાગવતનું શ્રવણ અવશ્ય કરવું જોઈએ એ ઉદ્દેશ છે.

**मनसश्चाजयाद्रोगात्पुंसां चैवायुषः क्षयात् ।**
**कलेर्दोषबहुत्वाच्च सप्ताहश्रवणं मतम् ॥** पद्म०पु०उ०ख०अ० १९५–५१५॥

અર્થઃ—મન ઉપર કાબુ ન હોવાથી અને રોગાદિક વિઘ્નોથી તથા મનુષ્યોના આયુનો ક્ષય થવાથી અર્થાત્ અલ્પાયુ હોવાથી, અને કલિના દોષ બહુ હોવાથી પુણ્ય કર્મમાં બાધા થાય છે. તેથી જે મનુષ્ય કોઇ પણ ધર્મનું બહુ દિવસ અનુષ્ઠાન કરી શકે તેમ ન હોય તેને માટે સાત દિવસમાં પણ ભાગવતનું શ્રવણ કરવું જોઇએ એવો નિશ્ચય કરીને સપ્તાહનો નિયમ રાખેલો છે, કેમકે સાત દિવસ સુધી તો સર્વ મનુષ્ય નિવૃત્તિ લઇને નિયમપૂર્વક શ્રવણ કરી શકે છે. તેટલા માટે સપ્તાહનો નિયમ રાખવામાં આવ્યો છે, તેની પ્રધાનતાથી નહીં. પ્રધાનતા તો રોજના શ્રવણની જ છે. સર્વ શાસ્ત્રના શ્રવણનો નિયમ તો આ જ છે.

**ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ।** यो० द० पा० १–२९ ॥

અર્થઃ—પ્રણવાદિ મન્ત્રોનો જપ તથા ઇશ્વરનું ધ્યાન કરવાથી આત્માનું જ્ઞાન તથા રોગાદિરૂપ વિઘ્નોનો પણ અભાવ થાય છે.

આ પ્રકારનાં અનેક પ્રમાણોથી ઇશ્વરભક્તિ કરનારની ભક્તિના પ્રભાવથી જ વિઘ્ન સર્વ નષ્ટ થાય છે એમ કહ્યું છે. વિઘ્નોનું કારણ પાપ છે, પાપને દૂર કરવાને માટે જ ભક્તિ છે. તેથી ભક્તોએ વિઘ્નોથી ડરવાનું કારણ નથી. પરન્તુ હમેશાં શ્રવણાદિ કરતા સતા ભક્તિભૂમિકાઓમાં વધારો કરવો એ જ યોગ્ય છે. શાસ્ત્રમાં અધિક કાળના અભ્યાસથી જ સાધનોની દ્રઢતા બતાવી છે.

**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितो दृढभूमिः** „ १-१४ ॥

અર્થઃ—સર્વ પ્રકારનો અભ્યાસ પણ (स तु) બહુ કાળ સુધી અને હમેશાં શ્રદ્ધાપૂર્વક અનુષ્ઠાન કરવાથી જ દ્દઢ થાય છે.

મતલબ કે કોઈ બહુ કાલ સુધી અભ્યાસ તો કરે છે, પરન્તુ ચાર દીવસ કરે છે, ચાર દિવસ છોડી દે છે. ફરી દશ દિવસ કરે છે. એ પ્રકારે બહુ કાલ સુધી અભ્યાસ કરવાથી પણ તે દ્દઢ થતો નથી. કોઈ મનુષ્ય બહુ કાલ સુધી, નિરન્તર, કરે છે, વચમાં વ્યવધાન પડતું નથી. પરન્તુ શ્રદ્ધા વિના કરે છે. તેવો અભ્યાસ પણ દ્દઢ થવાનો નહીં. માટે દરેક અભ્યાસ અધિક કાળ સુધી અને દરરોજ તથા શ્રદ્ધાભક્તિ પૂર્વક કરવો જોઇએ એવો શાસ્ત્રસિદ્ધાન્ત છે.

એક માસ વા વર્ષ સુધી શાસ્ત્રનું શ્રવણાદિ કરીને છોડી દેવાથી સિદ્ધિ થવાની નહીં, પરન્તુ મરણ પર્યન્ત પ્રભુભક્તિ કરીને મરણકાલમાં પ્રભુના સ્મરણ કરતા કરતા પ્રાણત્યાગ કરવાથી સિદ્ધિ પ્રાપ્ત થાય છે.

અહીં સુધીના ગ્રન્થથી મુમુક્ષુને માટે સાત્વિક શાસ્ત્રનું નિરન્તર શ્રવણ સિદ્ધ કરીને હવે શ્રોતા અને વક્તાનું લક્ષણ કહીએ છીએ.

શ્રોતાના ભેદ.

प्रवरा अवराश्चेति श्रोतारो द्विविधा मताः । स्का.पु.ख.२, भा.मा.अ.४-१० ॥

અર્થઃ—પ્રવર (ઉત્કૃષ્ટ) અને અવર (નિકૃષ્ટ) ભેદથી શ્રોતાઓ બે પ્રકારના હોય છે.

प्रवराश्चातको हंसः शुको मीनादयस्तथा।
अवरा वृकभूरुण्डवृषोष्ट्राद्याः प्रकीर्तिताः ॥ ,, ॥ ११ ॥

અર્થઃ—ચાતક, હંસ, શુક, માછલી આદિ નામવાળા શ્રોતા પ્રવર કહેવાય છે. અને વૃક [વરૂ]-કૂતરાના આકારનું હરિણઆદિકોને મારનાર એક પશુવિશેષ], ભૂરૂણ્ડ [પક્ષિવિશેષ], બળદ, ઉંટ, આદિ નામના જે શ્રોતા છે તે અવર કહેવાય છે.

अखिलोपेक्षया यस्तु कृष्णशास्त्रश्रुतौ व्रती ।
स चातको यथांभोदमुक्ते पाथसि चातकः ॥ ,, ॥ १२ ॥

અર્થ—જેવી રીતે કોઇ ચાતક પક્ષી વર્ષા પૂર્ણ થયા બાદ મેઘરહિત આકાશમાં વર્ષાની રાહ જોઇ રહે છે, તેવી રીતે સર્વ વસ્તુની ઉપેક્ષા કરીને કૃષ્ણ ( પરમાત્મા ) સંબન્ધી શાસ્ત્રનું શ્રવણ કરવાનું જેણે વ્રત રાખ્યું છે અર્થાત્ "ભગવાનના ગુણોનું શ્રવણ ક્યારે થશે" એવો વિચાર કરીને જે તેની વાટ જોઇ રહે છે તે ચાતકશ્રોતા કહેવાય છે.

हंसः स्यात्सारमादत्ते यः श्रोता विविधाच्छ्रुतात् ।
दुग्धेनैक्यं गतात्तोयाद्यथा हंसोऽमलं पयः ॥ ,, ॥ १३ ॥

અર્થ—હંસ પાણીમાં મળેલા દુધને પાણીથી જૂદું કરીને ગ્રહણ કરી લે છે, તેવી રીતે શાસ્ત્રોમાંથી સાંભળેલી નાના પ્રકારની વાતોમાંથી જે મનુષ્ય સાર રૂપ મોક્ષના સાધન (જ્ઞાનાદિ) માત્રનું ગ્રહણ કરે છે તે હંસ શ્રોતા કહેવાય છે.

शुकः सुष्ठु मितं वक्ति व्यासं श्रोतॄंश्च हर्षयन् ।
सुपाठितः शुको यद्वच्छिक्षकं पार्श्वगानपि ॥ ,, ॥ १४ ॥

અર્થઃ—જેમ ભણાવેલો પોપટ મધુર શબ્દ બોલીને શિક્ષક તથા અન્ય શ્રોતાને ખુશ કરે છે; તેવી રીતે જે શ્રોતા થોડું અને મધુર બોલીને વકતા (વ્યાસ) તથા અન્ય શ્રોતાતાઓને ખુશી કરે છે તે શુકશ્રોતા કહેવાય છે.

शब्दं नानिमिषो जातु करोत्यास्वादयन् रसम् ।
श्रोता स्निग्धो भवेन्मीनो मीनः क्षीरनिधौ यथा ॥ ,, ॥ १५ ॥

અર્થઃ—જેવી રીતે ક્ષીરસાગરમાં રહેનારી માછલી હમેશાં નિશ્ચલ થઇને રહે છે, તેવી રીતે જે શ્રોતા શ્રવણમાં પ્રીતિ હોવાથી, અનિમિષ થઇને (નેત્રનો પલકારો કર્યા વિના ) કથાના રસનો સ્વાદ લેતો સતો કદી પણ કોઇ શબ્દ બોલતો નથી અને નિશ્ચલ રહે છે તે મીનશ્રોતા કહેવાય છે.

यस्तुदन् रसिकाञ्छ्रोतॄन्विरौत्यज्ञो वृको हि सः ।
वेणुस्वनरसासक्तान्वृकोऽरण्ये मृगान्यथा ॥ ,, ॥ १६ ॥

અર્થઃ—કદાપિ કોઇ શિકારી મૃગોને પકડવાને માટે જંગલમાં વાંસળી વગાડે છે. તે

વખતે જંગલના મૃગો ત્યાં આવીને તેના મધુર શબ્દમાં મસ્ત થઇને ઉભા રહે છે. તેવે સમયે કોઇ વરૂ સમીપમાં જોરથી બૂમ મારીને તે મૃગોને પીડા આપે છે; તેવી રીતે જે શ્રોતા કથા પ્રસંગે અકસ્માત્ ઉંચેથી બૂમ મારીને એકાગ્રચિત્તે શ્રવણ કરનાર અન્ય શ્રોતાઓને ઉદ્વેગ કરાવે છે, તે વૃકશ્રોતા કહેવાય છે.

**भूरुण्डः शिक्षयेदन्याञ्छ्रुत्वा न स्वयमाचरेत् ।**
**यथा हिमवतः शृंगे भूरुडाख्यो विहंगमः ॥ ,, ॥ १७ ॥**

અર્થ:—હિમાલય પર્વતના શિખરમાં એક ભૂરૂણ્ડ નામનું પક્ષી રહેતુ હતું. તે બીજાને ધર્મનો ઉપદેશ કરતુ હતુ. પરન્તુ પોતે તે પ્રમાણે ન વર્તતાં અન્ય જીવોની હિંસા કરતું હતું. તેવી રીતે જે શ્રોતા બીજાને શિખામણ આપે અને પોતે શ્રવણ કરીને તેનું આચરણ કરતો નથી તે શ્રોતાને ભુરૂણ્ડ શ્રોતા કહે છે.

**सर्वं श्रुतमुपादत्ते सारासारान्धधीर्वृषः ।**
**स्वादु द्राक्षं खलिं चापि निर्विशेषं यथा वृषः ॥ ,, ॥ १८ ॥**

અર્થ:—જેમ બળદને બહુ ફળવાળા દ્રાક્ષના વેલા ખાવાને આપે તો મનુષ્યની પેઠે તે તેનાં ફળને જૂદાં કરીને ખાતો નથી, પરન્તુ ફલ, પાંદડાં, વેલા સર્વ એકઠું એક સાથે ખાઇ જાય છે; તેવી રીતે જે શ્રોતા સાર અસારને નહીં સમજતો શ્રવણ કરેલુ સર્વ ગ્રહણ કરી લે છે તે વૃષશ્રોતા કહેવાય છે.

**स उष्ट्रो मधुरं मुञ्चन्विपरीते रमेत यः ।**
**यथा निम्बं चरत्युष्ट्रो हित्वाम्रमपि तद्युतम् ॥ ,, ॥ १९ ॥**

અર્થ:—ઉંટને આંબાનાં મીઠાં પાંદડાં તથા લીંબડાનાં કડવાં પાંદડાં એકઠાં કરીને ખાવાને આપે તો તે ઉંટ જેમ લીંબડાનાં પાંદડાંની સાથે મળેલાં છતાં આંબાનાં મીઠાં પાંદડાંને છોડી લીંબડાનાં કડવાં પાંદડાં ખાય છે; તેમ કથા શ્રવણ કરીને જે વાત ગ્રહણ કરવાની તેનું ગ્રહણ જે કરતો નથી અને ઉલટું ન ગ્રહણ કરવાની વાતને ગ્રહણ કરે છે, તે ઉષ્ટ્રશ્રોતા કહેવાય છે.

શાસ્ત્રમાં બીજા પણ, મૃતિકા, ચાળણી, છિદ્રવાળો ઘડો, શિલા, આદિની તુલ્ય શ્રોતા કહેલા છે:—

મૃત્તિકા ગંગાનું પવિત્ર જળ અથવા ગટરનું ગંદું જળ રેડવાથી પણ પલળી જાય છે; તેવી રીતે કોઈ શ્રોતા શાસ્ત્રને અનુકૂલ વાત સાંભળીને પણ હર્ષિત થાય છે, અને પ્રતિકૂલ વાત સાંભળીને પણ હર્ષિત થાય છે. સત્ય અસત્યનો વિચાર કરતો નથી. તેવો શ્રોતા મૃત્તિકા શ્રોતા કહેવાય છે.

લોટને ચાળવાની ચાળણી સારા ભાગને બહાર કાઢી નાખે છે અને કાંકરા વિગેરે ખરાબ ભાગને સંગ્રહ કરે છે. તેવી રીતે કોઇ શ્રોતા સારી વાતોનો પરિત્યાગ કરીને મુમુક્ષુને જે નિષ્પ્રયોજન છે તેનું ગ્રહણ કરે છે. તેવો શ્રોતા ચાળણી શ્રોતા અત્યન્ત અનધિકારી છે.

છિદ્રવાળા ઘડામાં જળ ભરીને રાખે તો થોડી વારમાં તે ખાલી થઇ જાય છે. તેવી રીતે કેટલીએ શાસ્ત્રની વાતો સાંભળે છે છતાં એક પણ વાત તેના ચિત્તમાં ઠરતી નથી. તેવો છિદ્રવાળા ઘડાને તુલ્ય શ્રોતા પણ અનધિકારી છે.

પથ્થરનો સ્વભાવ જડ છે, તેથી પથ્થરની તુલ્ય જે જડ શ્રોતા છે તે કેટલું પણ શ્રવણ કરે તોપણ તે નિષ્પ્રયોજન થાય છે. તેને કાંઇ પણ અસર થતી નથી.

તેવી રીતે સર્પ આદિ અનેક શ્રોતાઓને અનધિકારીમાં ગણવામાં આવ્યા છે. તેથી અહીં તેમનું વિવરણ કર્યું નથી. જે શ્રોતામાં જેનું લક્ષણ મળી આવે છે તેને તે સર્પ, પશુ, આદિનાં નામથી કહેવામાં આવે છે. જેમ સર્પને દૂધ પાવાથી ઝેર જ વધે છે, તેમ કોઇ શ્રોતાને શાસ્ત્રની વાત સંભળાવતાં તેનામાં ઝેર જ વધે છે. તે સર્પશ્રોતા કહેવાય છે. ઇત્યાદિ.

## શ્રવણના નિયમો.

શ્રોતા લોકોનાં લક્ષણ કહીને હવે શ્રવણ કરવાની મર્યાદાને પણ સામાન્ય રૂપે વિવેચન કરી કહીએ છીએ. શ્રોતાએ શ્રવણ કરવાને બેસતા પહેલાં જ ગ્રન્થ તથા વક્તાની પૂજા તથા પ્રણામ આદિ કરવું જોઇએ. પ્રણામાદિ કર્યા વિના શ્રવણ કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે.

**असंप्रणम्य शृण्वन्तो विषवृक्षा भवन्ति हि ।**
**तथा शयाना शृण्वन्तो भवन्त्यजगरा हि ते ।।स्कं.पु.ख.२,वै.मा.अ.२७-४५।।**

અર્થઃ—જેઓ પ્રણામ કર્યા વિના શ્રવણ કરે છે તેઓ ઝેરી વૃક્ષના જન્મને જરૂર પ્રાપ્ત કરે છે. અને જેઓ સૂતા સૂતા શ્રવણ કરે છે તેઓ અજગર નામના સર્પના જન્મને પ્રાપ્ત થાય છે.

પ્રણામાદિ નહીં કરવાનું કારણ શ્રદ્ધા અને ભક્તિનો અભાવ અથવા અભિમાન છે. તેમને શ્રવણનું ફળ મળતું નથી. અને વક્તાનો તિરસ્કાર કર્યાના પાપના ભાગી થાય છે.

**श्रद्धाभक्तिसमायुक्ता नान्यकार्येषु लालसाः ।**
**वाग्यताः शुचयोऽव्यग्राः श्रोतारः पुण्यभागिनः ॥ ,, ॥ ३७ ॥**

અર્થઃ—જે શ્રવણ કરનારા શ્રદ્ધા અને ભક્તિ યુક્ત હોય, મુમુક્ષુ હોવાથી સંસારના અન્ય પદાર્થોમાં લાલસા રહિત હોય, વાણીના સંયમવાળા હોય, પવિત્ર તથા એકાગ્ર ચિત્તવાળા હોય–એ શ્રોતા કહેવાય છે અને તેઓ પુણ્યના ભાગી થાય છે.

**अभक्त्या ये कथां पुण्यं शृण्वन्ति मनुजाधमाः ।**
**तेषां पुण्यफलं नास्ति दुःखं जन्मनि जन्मनि ॥ ,, ॥ ३८ ॥**

અર્થઃ—જે અધમ મનુષ્યો ભક્તિ વિના, પાપોથી પવિત્ર કરનારી કથાનું શ્રવણ કરે છે તેઓને ઉત્તમ ફલ મળતું નથી અને ઉલટા જન્મોજન્મ દુ:ખી થાય છે.

માટે ભક્તિપૂર્વક નમસ્કારાદિ કરીને કથા શ્રવણ કરવી જોઇએ.

પ્રણામાદિનાં લક્ષણ પણ શાસ્ત્રમાં કહ્યાં છેઃ

## પ્રણામાદિની રીતિ.

**पद्भ्यां कराभ्यां जानुभ्यामुरसा शिरसा दृशा ।**
**वचसा मनसा चेति प्रणामोऽष्टांग ईरितः ॥ ,, ॥ २८ ॥**

અર્થઃ—બે પગ, બે હાથ, બે ઢીંચણ, છાતી, શિર, નેત્ર, વાણી તથા મન–એ આઠ અંગથી પૃથિવી ઉપર લાંબા પડીને જે પ્રણામ છે તેને સાષ્ટાંગ પ્રણામ કહે છે. આઠ અંગથી થાય છે માટે "સાષ્ટાંગ" નામ છે.

बाहुभ्यां चैव मनसा शिरसा वचसा दृशा ।
पञ्चांगोऽयं प्रणामः स्यात्पूजासु प्रवराविमौ ॥ ,, ॥ २९ ॥

અર્થ:—બે હાથ, મન, શિર, વાણી અને નેત્ર-એ પાંચ વડે જે પ્રણામ કરવામાં આવે છે તે પંચાંગ કહેવાય છે, કેમકે તે હસ્તાદિ પાંચ અંગ વડે જ કરવામાં આવે છે. આ અષ્ટાંગ અને પંચાંગ પ્રણામ પૂજા આદિમાં શ્રેષ્ઠ છે.

अष्टाङ्गं वापि पंचांगं प्रणामं पुरुषश्चरेत् ।
पंचांगमेव नारी तु नान्यथा मुनिसत्तम॥स्कं०पु०वासु०मा०९.अ० २९-२७॥

અર્થ:—પુરૂષ અષ્ટાંગ અથવા પંચાંગ પ્રણામ કરે. હે મુનિ શ્રેષ્ઠ! સ્ત્રી તો પંચાંગ માત્ર પ્રણામ કરે, અષ્ટાંગ કરે નહીં.

सोष्णीषमस्तका ये च कथां शृण्वन्ति पावनीम् ।
ते बलाकाः प्रजायन्ते पापिनो मनुजाधमाः ॥ ,, ॥ ४१ ॥

અર્થ:—મનુષ્યને પાપથી પવિત્ર કરનારી કથાને જેઓ માથે પાઘડી (उष्णीष) રાખીને સાંભળે તે પાપી અધમ મનુષ્યો બગલાના જન્મને પ્રાપ્ત કરે છે.

કોઇએ સરદી આદિના નિવારણને માટે પાઘડી રાખી હોય તો તેને માટે આ નિષેધ નથી.

ताम्बूलं भक्षयन्तो ये कथां शृण्वन्ति पावनीम् ।
श्वविष्टां भक्षयन्त्येते नरके च पतन्ति हि ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—જે મનુષ્યો પાન ખાતા પવિત્ર કથાનું શ્રવણ કરે છે તેઓ શ્વાનની વિષ્ટાને ખાય છે અને નરકમાં પડે છે.

ये च तुंगासनारूढाः कथां शृण्वन्ति दांभिकाः ।
अक्षयान्नरकान्भुक्त्वा ते भवन्त्येव वायसाः ॥ ,, ॥ ४३ ॥

અર્થ:—જે દંભી લોક ઉંચા આસન ઉપર બેસીને કથા શ્રવણ કરે છે તે લોક બહુ કાળ સુધી નરક ભોગવીને પછી કાગડાનો જન્મ પ્રાપ્ત કરે છે.

ये वीरासनारूढा ये च सिंहासनस्थिताः ।
शृण्वन्ति सत्कथां ते वै भवन्त्यर्जुनपादपाः ॥ ,, ॥ ४४ ॥

અર્થ:—જે મનુષ્યો વીરાસને બેસીને અથવા સિંહાસન ઉપર બેસીને કથાશ્રવણ કરે છે તેઓ અર્જુન નામનું વૃક્ષ થાય છે. (અહીં પગ ઉપર પગ ચઢાવીને બેસવું તેનું નામ વીરાસન છે).

માટે શ્રદ્ધા અને ભક્તિપૂર્વક સુખાસન અર્થાત્ પલાંઠીવાળીને બેસી એકાગ્ર ચિત્તે કથા શ્રવણ કરવી જોઇએ.

### વક્તાનાં લક્ષણ.

જે જે પ્રકારના શ્રોતા હોય છે તે તે પ્રકારના વક્તાની પણ આવશ્યકતા છે.

कृष्णार्थो च धनार्थी च श्रोता वक्ता द्विधा मतः ।
यथा वक्ता तथा श्रोता तत्र सौख्यं विवर्धते ॥स्कं.पु.ख.२,भा.मा.६,अ.४-२९ ॥

અર્થઃ—વક્તા અને શ્રોતા બે બે પ્રકારના હોય છે અર્થાત્ કોઈ શ્રોતા અને વક્તા ધનાદિ સાંસારિક પદાર્થની ઇચ્છાવાળા હોય છે. તો કોઈ શ્રોતા અને વક્તા કૃષ્ણ (પરમાત્મા)ની પ્રાપ્તિની ઇચ્છાવાળા માત્ર હોય છે. જ્યાં શ્રોતા ધનાદિની ઇચ્છાવાળો હોય ત્યાં વક્તા પણ તેવો જ હોવો જોઇએ. અને જ્યાં શ્રોતા પરમાત્માની ઇચ્છાવાળો હોય ત્યાં વક્તા પણ તેવો જ હોવો જોઇએ. તો બનેને સુખની વૃદ્ધિ થાય.

**उभयोर्वैपरीत्ये तु रसाभासे फलच्युतिः । ॥५०॥**

અર્થઃ—બનેમાં જ્યારે વિપરીતતા હોય છે ત્યારે બરાબર આનંદ નથી આવતો (**रसाभास**). પરન્તુ એક આનન્દના આભાસ માત્ર હોય છે. તેથી તેમને ફલની હાનિ થાય છે. અર્થાત્ કૃષ્ણાર્થી વક્તા હોય અને ધનાર્થી શ્રોતા હોય; અથવા ધનાર્થી વક્તા હોય અને કૃષ્ણાર્થી શ્રોતા હોય, તે જ વક્તા તથા શ્રોતાની વિપરીતતા છે. વિપરીતતા હોવાથી કથામાં આનન્દ આવતો નથી, કેમકે વક્તા મુમુક્ષુ હોય તો તે વૈરાગ્યની વાતો સંભળાવશે. હમેશાં ત્યાગમાં જ તેનું તાત્પર્ય રહેશે. અને તે વાત ધનાર્થી શ્રોતાને રૂચશે નહીં. તેને તો નાના પ્રકારના ભોગની પ્રાપ્તિનાં સાધન જ રૂચશે. પરન્તુ તે વાત મુમુક્ષુ વક્તા સંભળાવે નહીં. તે કારણથી પૂર્ણ રસ નહીં પડે, તેમ શ્રવણનું ફલ પણ મળશે નહીં. માટે ધનાર્થી શ્રોતાને ધનાર્થી વક્તા જ શ્રેષ્ઠ છે, અને મુમુક્ષુ શ્રોતાને વિરક્ત વક્તા જ જોઇએ.

કથા આદિનું સ્થાન પણ પવિત્ર હોવું જોઇએઃ—

### કથાના સ્થાનનું વિવેચન.

**न दुर्जनसमाकीर्णे न शूद्रश्वापदावृते ।**
**देशे न द्यूतसदने वदेत्पुण्यकथां सुधीः ॥** स्का.पु.ख.२,वै.मा.अ.२७–३५ ॥

અર્થઃ—દુર્જન લોક, અસત્ શુદ્ર, તથા કૂતરાં આદિ પ્રાણીઓથી ભરેલા સ્થાનમાં, તથા જુગાર રમવાના સ્થાનમાં બુદ્ધિમાન્ મનુષ્ય કથા કરે નહીં; કારણ કે ત્યાંનું વાતાવરણ સારૂં હોતું નથી. તેથી શ્રોતાઓના હૃદયમાં શુદ્ધભાવ ઉત્પન્ન નહીં થઇ શકે.

માટે શુદ્ધ નદીને કીનારે તથા દેવસ્થાન આદિ સ્થાનોમાં જ કથા કરવી યોગ્ય છે,

ઉપરના શ્લોકમાં અસત્ શુદ્રથી ભરેલા સ્થાનમાં કથા કરવી નહીં એમ કહ્યું છે. તે ઉપરથી શુદ્રને કોઈ પણ શાસ્ત્ર શ્રવણ કરવાનો અધિકાર નથી અથવા સંભળાવવાનો પણ અધિકાર નથી એવું તાત્પર્ય નથી. ભક્ષ્યાભક્ષ્યનો અથવા આચાર વિચારનો જેને વિવેક નથી, શાસ્ત્ર મર્યાદાને માનતા નથી, તેવા લોકોને શ્રવણ કરાવવું વ્યર્થ છે. અને તેવા લોકોના સંસર્ગથી બીજા શ્રોતાઓને પણ વિક્ષેપ થવાનો સંભવ છે. માટે તેમના સંબંધી નિષેધ કર્યો છે. (આનું વિશેષ વિવરણ જાતિપ્રકરણ તથા અધ્યયન પ્રકરણમાં કરવામાં આવશે.

વળી કથા શ્રવણનો નિષ્ક્રય પણ આપવો જોઇએઃ—

**श्रुत्वा सर्वशास्त्राणि निष्क्रयं न प्रयच्छति ।**
**शास्त्रचौरः स विज्ञेयो न चैवाप्नोति तत्फलम् ।** स्का.पु.ख.६, अ. ४२–३१ ॥

અર્થઃ—જે શ્રોતા સર્વ શાસ્ત્રનું શ્રવણ કરીને વક્તાને કાંઈ દક્ષિણા આપતો નથી તે શાસ્ત્રનો ચોર છે એમ જાણવું. તેને શ્રવણનું ફલ પણ મળતું નથી. માટે શ્રોતા લોકોએ વક્તાની સેવા આદિ પણ યથાશક્તિ કરવી જોઇએ.

ઉપરના સર્વ વિવેચનનું તાત્પર્ય એ છે કે જે મુમુક્ષુ શાસ્ત્ર તથા તત્ત્વવેત્તા ગુરૂની વાણીમાં વિશ્વાસ રાખીને રાગદ્વેષ આદિનો પરિત્યાગ કરીને નિરભિમાનતા સહિત એકાગ્ર ચિત્ત થઇ ઉપર કહેલી રીતિને અનુસાર શ્રવણ કરે છે તેનેજ શ્રવણનું ફળ મળે છે એવો શાસ્ત્રસિદ્ધાન્ત છે.

---

ઇતિ "હરિગુણશ્રુતિ" નામની ભક્તિની ચતુર્થી ભૂમિકાની "શ્રવણ" નામની પ્રથમ ભક્તિનું નિરૂપણ સમાપ્ત.

---

### નવધાભક્તિ–૨. કીર્તન.

હવે ભક્તિની "હરિગુણશ્રુતિ" નામની ચતુર્થ ભૂમિકાની "હરિકીર્તન" નામની બીજી શ્રેણીનું નિરૂપણ કરવામાં આવે છે.

#### કીર્તનનું પ્રયોજન.

હરિકીર્તનું પ્રયોજન નીચેના શ્લોકમાં કહેવામાં આવ્યું છે.

ध्यायन्कृते यजन्यज्ञैस्त्रेतायां द्वापरेऽर्चयन् ।
यदाप्नोति तदाप्नोति कलौ संकीर्त्य केशवम् ॥ वृ०ना०पु०पू०ख०अ०४१–९२॥

અર્થઃ—કૃત યુગમાં ધ્યાન કરવાથી, ત્રેતામાં યજ્ઞ કરવાથી અને દ્વાપરમાં પૂજન કરવાથી જે સિદ્ધિ મળે છે, કળિયુગમાં તે સિદ્ધિ પરમાત્માના નામનું તથા ગુણોનું કીર્તન કરવા માત્રથી પ્રાપ્ત થાય છે.

ધ્યાન યાગ આદિમાં જે કઠિનતા છે તે પણ કીર્તનમાં નથી, કેવલ શ્રદ્ધા માત્રની આવશ્યકતા છે. કલિયુગમાં કીર્તનાદિનું ફળ પણ શીઘ્ર મળે છે. તે કારણથી ભક્તોને માટે કલિયુગ શ્રેષ્ઠ કહ્યો છે.

#### કીર્તનનું લક્ષણ.

હવે કીર્તનનું લક્ષણ કહીએ છીએ.

हृदाकाशेन संपश्यन्जन्मकर्माणि वै मम ।
प्रीत्योच्चारणं तेषामेतत्कीर्तनमुच्यते ॥शि.पु०रु०सं०२,स०ख०२,अ०२३–२६॥

અર્થઃ—મારો (ઇશ્વરનો) માયારૂપ જન્મ તથા મારાં સાધુપરિત્રાણાદિ દિવ્ય કર્મને બુદ્ધિ વડે સમ્યક્ (યથાવત્) સમજીને પછી પ્રીતિપૂર્વક તેમનું જે ઉચ્ચારણ તે કીર્તન કહેવાય છે.

આ શ્લોકમાં યદ્યપિ ઇશ્વરના જન્મ [અવતાર] તથા અવતારનાં કર્મોના ઉચ્ચારણને કીર્તન કહ્યું છે, તથાપિ મન્ત્રોનો જપ પણ કીર્તન રૂપ છે. કીર્તન વિશેષે કરીને સ્તોત્ર તથા ભજનાદિ દ્વારા થાય છે. મન્ત્રોનો જપ પણ કીર્તનની અંદર છે. તથાપિ મન્ત્રોમાં કંઇક વિશેષ શક્તિ છે. પુરાણોમાં પણ પરમાત્માના ગુણ તથા કર્મોનું વર્ણન હોવાથી તેમનું પારાયણ પણ કીર્તન રૂપ જ છે. પરન્તુ તેવુ કીર્તન તો વિદ્વાન્ કરી શકે, અન્ય નહીં. અન્યને માટે તો હરિના નામનો જપ અથવા મન્ત્રોનો જપ તે જ કીર્તન રૂપ છે.

यत्फलं नास्ति तपसा न योगेन समाधिना ।
तत्फलं लभते सम्यक् कलौ केशवकीर्तनात् ॥ भाग० मा० अ० १–६७

અર્થઃ—જે ફલ તપ તથા યોગ તથા સમાધિથી મળતું નથી તે ફળ કલિયુગમાં ભગવાનના કીર્તનથી ભલી પ્રકારે મળે છે.

યોગાદિ સાધન ઉત્તમ છે, તથાપિ કલિયુગમાં યોગાદિકોનું સાધન કઠિન હોવાથી કીર્તનની પ્રધાનતા બતાવી છે. નામોચ્ચારણાદિ દ્વારા આ કીર્તન પણ જે મનુષ્ય કરી શકતો નથી તેનો જન્મ નિષ્ફળ છે.

आदरेण यथा स्तौति धनवन्तं धनेच्छया ।
तथा विश्वस्य कर्तारं को न मुच्येत बन्धनात् ॥म०ग०पु०भा०कां०अ०२३०-५०॥

અર્થઃ—જેવી રીતે ધનની પ્રાપ્તિની ઇચ્છાથી ધની મનુષ્યની સ્તુતિ કરવામાં આવે છે, તેવી રીતે સંપૂર્ણ જગતની સૃષ્ટિ કરનાર પરમાત્માની સ્તુતિ કરવામાં આવે તો કોણ માણસ સંસારના બન્ધનથી મુક્ત નહી થઈ શકે? અર્થાત્ સર્વ મુક્ત થઈ શકે.

એવું કોણ પાપ છે કે જે ભગવાનના કીર્તનથી નષ્ટ ન થાય? મતલબ કે કોઈ નહીં.

यस्मिन्न्यस्तमतिर्न याति नरकं स्वर्गोऽपि यच्चिन्तने ।
विघ्नो यत्र न वा विशेत् कथमपि ब्रह्माऽपि लोकोऽल्पकः ॥ „
मुक्तिं चेतसि संस्थितो जडधियां पुंसां ददात्यव्ययः ।
किं चित्रं तदघं प्रयाति विलयं तत्राच्युते कीर्तिते ॥

महा० गरु० पु० ख० आ० कां० अ० २३०-५० ॥

અર્થઃ—જેનું ચિત્ત પરમાત્મામાં લાગેલુ છે તે કદાપિ પણ નરકમાં જતો નથી અને તેને કોઈ પ્રકારનું વિઘ્ન પણ બાધા કરતું નથી, અને જેના ચિન્તનથી જે ફલ મળે છે તે ફલ કરતાં સ્વર્ગલોક અથવા બ્રહ્મલોક પણ તુચ્છ છે. અર્થાત્ પરમાત્માનું ચિન્તન કરનારાને મોક્ષ મળે છે. અને સ્વર્ગલોક અથવા બ્રહ્મલોકમાં જનારને પણ ફરીને સંસારમાં પાછા આવવું પડે છે. માટે મોક્ષ કરતાં સ્વર્ગ કે બ્રહ્મલોકની પ્રાપ્તિ તુચ્છ છે. માટે જે અવિનાશી પરમાત્મા હૃદયમાં સ્થિત હોઈ મૂઢ બુદ્ધિવાળા મનુષ્યને મોક્ષસુખ આપે છે તે પરમાત્માનું કીર્તન કરવાથી પાપનો નાશ થાય એમાં આશ્ચર્ય શું? વળી—

संसारमूलभूतानां पातकानां महामुने ।
शिवनामकुठारेण विनाशो जायते ध्रुवम् ॥ शि० पु० वि० सं० अ० २३-३०॥

અર્થઃ—હે મહામુને! સંસારના કારણ રૂપ પાતકો શિવ(પરમાત્મા)ના નામ રૂપી કુહાડાથી અવશ્ય નષ્ટ થાય છે, અર્થાત્ નાના પ્રકારના વૃક્ષોથી ભરપૂર જંગલનો પણ પુરૂષાર્થી મનુષ્ય તીક્ષ્ણ કુહાડા વડે કાપીને નાશ કરી દે છે. તેવી રીતે પરમાત્માના નામનો જપ કરનાર મનુષ્ય પાપના પુંજનો પણ નાશ કરી નાંખે છે.

नाम्नोऽस्य यावती शक्तिः पापनिर्दहने मम ।
तावत्कर्तुं न शक्नोति पातकं पातकी जनः ॥स्का.पु.ख.२.मा.मा.९ष.१५-५३.॥

અર્થઃ—હું પરમાત્માના નામમાં જેટલાં પાપને નાશ કરવાની શક્તિ છે તેટલાં પાપ પાપી માણસ કરી જ શકતો નથી.

આ પ્રમાણે પરમાત્માના નામ સંકીર્તનની અનન્ત શક્તિ શાસ્ત્રમાં કહી છે.

चान्द्रायणशतैः पापं पराकाणां सहस्रशैः।
यन्नापयाति तद्याति कृष्ण कृष्णेति कीर्तनात् ॥ ,, ॥ ८७ ॥

અર્થઃ—સો ચાન્દ્રાયણ અને એક હજાર પરાક વ્રત કરવાથી જે પાપનો નાશ થતો નથી તે પાપ કૃષ્ણ, કૃષ્ણ, એ પરમાત્માના નામ જપથી નાશ પામે છે.

हरिर्हरति पापानि दुष्टचित्तैरपि स्मृतः ।
अनिच्छयाऽपि संस्पृष्टो दहत्येव हि पावकः ॥विष्णु.स.ना. श्लो.१० भाष्यम् ॥

અર્થઃ—જેમ અનિચ્છાથી પણ સ્પર્શ થવાથી અગ્નિ દાહ કરે છે, તેવી રીતે દુષ્ટ ચિત્તવાળા હરિનું સ્મરણ કરે તોપણ તે હરિ સર્વ પાપનો નાશ કરે છે. વળી—

शमायालं जलं वह्नेस्तमसो भास्करोदयः ।
शान्तिकाले त्वघौघस्य नामसंकीर्तनं हरेः ॥ ,, ॥

અર્થઃ—જેમ અગ્નિને શાન્ત કરવાને માટે જલ પૂર્ણ છે, અને અન્ધકારને દૂર કરવાને સૂર્યોદય બસ છે, તેવી રીતે પાપની શાન્તિ કરવાને માટે પરમાત્માના નામનું કીર્તન જ બસ છે. અર્થાત્ નામના જપથી સર્વ પાપ નાશ પામે છે.

हरेर्नामैव नामैव नामैव मम जीवनम् ।
कलौ नास्त्येव नास्त्येव नास्त्येव गतिरन्यथा ॥

बृ. ना. पु., पू. ख., अ. ४१–११५ ॥

અર્થઃ—કલિયુગમાં હરિનું નામ જ અમારૂં જીવન છે. અર્થાત્ પરમાત્માનું નામ જ સંસારમાં આશ્રય છે. આ ઘોર કલિયુગમાં બીજો કોઈ પ્રકારનું આશ્રય નથી.

अहोरात्रं हरेर्नाम कीर्तयन्ति च ये नराः ।
कुर्वन्ति हरिपूजां वा न कलिर्बाधते च तान् ॥ ,, ॥ ४१–९३ ॥

અર્થઃ—જે ભક્તલોક દિનરાત ભગવાનના નામનું કીર્તન કરે છે અથવા ભગવાનનું પૂજન કરે છે તે લોકને કલિ બાધ કરતો નથી.

नमो नारायणायेति कीर्तयन्ति च ये नराः ।
निष्कामा वा सकामा वा न कलिर्बाधते च तान् ॥ ,, ॥ ९४ ॥

અર્થઃ—જે સકામી કે નિષ્કામી કોઈ પણ મનુષ્ય "नमो नारायणाय" એ મંત્રનું હમેશાં કીર્તન (જપ) કરે છે તેમને કલિ બાધ કરતો નથી.

हरिनामपरा ये तु घोरे कलियुगे द्विज ।
त एव कृतकृत्याश्च न कलिर्बाधते हि तान् ॥ ,, ॥ ९५ ॥

અર્થઃ—હે દ્વિજ ! આ ઘોર કલિયુગમાં જેમણે પરમાત્માના નામનો આશ્રય લીધો છે તે કૃતકૃત્ય જ છે. કલિ તેમને બાધ કરતો નથી.

हरे केशव गोविन्द वासुदेव जगन्मय ।
इतीरयन्ति ये नित्यं न हि तान्बाधते कलिः ॥ ,, ॥ १०० ॥

અર્થ:—હે હરે, હે કેશવ, હે ગોવિન્દ, હે વાસુદેવ, હે જગન્મય, એ પ્રકારનાં પરમાત્માનાં નામનું જેઓ ઉચ્ચારણ કરે છે તેમને કલિ બાધ કરતો નથી.

शिव शंकर रुद्रेश नीलकंठ त्रिलोचन ।
इति जल्पन्ति ये वाऽपि कलिस्तान्नापि बाधते ॥ ,, ॥ १०१ ॥

અર્થ:—હે શિવ, હે શંકર, હે રૂદ્રેશ, હે નિલકંઠ, હે ત્રિલોચન, એ પ્રકારના પરમાત્માનાં નામનું જેઓ ઉચ્ચારણ કરે છે તેમને કલિ બાધ કરતો નથી.

महादेव विरूपाक्ष गंगाधर मृडाव्यय ।
इत्थं वदन्ति ये विप्र ते कृतार्था न संशयः ॥ ,, ॥ १०२ ॥

અર્થ—હે દ્વિજ! મહાદેવ, વિરૂપાક્ષ, ગંગાધર, મૃડ, અવ્યય, એ પ્રકારનાં પરમાત્માનાં નામનું જેઓ ઉચ્ચારણ કરે છે તે લોક કૃતાર્થ છે તેમાં કોઇ સન્દેહ નથી.

जनार्दन जगन्नाथ पीतांबरधराच्युत ।
इति वाप्युच्चरन्तीह न च तेषां कलेर्भयम् ॥ ,, ॥ १०३ ॥

અર્થ:—અથવા હે જનાર્દન, જગન્નાથ, પીતાંબરધર, અચ્યુત, એ પ્રકારનાં પરમાત્માનાં નામનું જેઓ ઉચ્ચારણ કરે છે તેમને કલિનો ભય નથી.

हरिस्मरणनिष्ठानां शिवनामरतात्मनाम् ।
सत्यं समस्तकर्माणि यान्ति संपूर्णतां द्विज ॥ ,, ॥ ११२ ॥

અર્થ:—હે દ્વિજ! હરિ અથવા શિવ એ પ્રકારે પરમાત્માના નામના જપમાં જેઓ પ્રીતિવાળા છે, અને તેનુ સ્મરણ કરવામાં જેની નિષ્ઠા છે, તેમનાં સંપૂર્ણ કર્મ નિર્વિઘ્ને પરિપૂર્ણ થાય છે.

પરમાત્માના નામનું ઉચ્ચારણ કરવાથી, પ્રમાદના નિમિત્તથી આવતારાં સંપૂર્ણ વિઘ્નોની નિવૃત્તિ ભગવાને ગીતામાં કહી છે:—

ॐ तत्सदिति निर्देशो ब्रह्मणस्त्रिविधः स्मृतः ।
ब्राह्मणास्तेन वेदाश्च यज्ञाश्च विहिताः पुरा ॥ भ० गी० अ० १७–२३ ॥

અર્થ:—શિષ્ટ લોકોએ ૐ तत् सत् એ ત્રણ પરમાત્માનાં નામ કહ્યાં છે. ॐ इति ब्रह्म ( तै.उ. अनु. ८ ) ૐ એ અક્ષર બ્રહ્મનો વાચક અર્થાત્ નામ છે. અથવા બ્રહ્મના પ્રતીક રૂપ ૐકાર છે. આ શ્રુતિમાં ૐ એ પરમાત્માનું નામ કહ્યું છે. જેવી રીતે શાલગ્રામમાં વિષ્ણુબુદ્ધિ કરવાથી ઉપાસકોની ઉપર વિષ્ણુ પ્રસન્ન થાય છે; તેવી રીતે ૐ અક્ષરમાં પરમાત્મબુદ્ધિ કરીને ઉપાસના કરવાથી પરમાત્માની પ્રસન્નતા મળે છે. પરમાત્માનાં અનેક નામ છે તથાપિ સર્વ નામમાં ૐકાર આદિ ત્રણ નામ (ૐ तत् सत)ની પ્રધાનતા છે.

" ॐ इति ब्रह्म " એમા જેમ ૐને પરમાત્માનું નામ કહ્યું છે, તેમ तत्वमसि—અર્થ:—તે સચ્ચિદાનન્દ સ્વરૂપ પરમાત્મા તું છે, અર્થાત્ તારા સ્વરૂપનું નામ જ तत्—પરમાત્મા—છે. આ શ્રુતિમાં तत् શબ્દને પણ પરમાત્માનું નામ કહ્યું છે.

તેવી રીતે सदेव सोम्येदमग्र आसीत् ( छा.उ.प्र.६-२-१ ) હે પ્રિયદર્શન(શ્વેતકેતુ)! સૃષ્ટિની પહેલાં એક सत्—પરમાત્મા જ હતા, આ નામ રૂપ જગત્ નહોતું. આ

શ્રુતિમાં सत् શબ્દને પણ પરમાત્માનું નામ કહ્યું છે.

આ ત્રણ નામ વડે સૃષ્ટિના પહેલાં પ્રજાપતિએ બ્રાહ્મણો તથા ઋગાદિ વેદો તથા સંપૂર્ણ યજ્ઞોને પણ નિર્માણ કર્યા—અર્થાત્ આ ત્રણ પરમાત્માનાં નામ વડે પહેલાં વેદાદિની ઉત્પત્તિ થઇ છે આ પ્રમાણે પરમ પવિત્ર વેદાદિકોની ઉત્પત્તિના કારણ રૂપ ૐ तत् सत् એ ત્રણ નામની પવિત્રતા અપાર છે. એવું ગીતાના શ્લોકથી સૂચન કર્યું છે. તેટલા માટે તેમનું ઉચ્ચારણ સંપૂર્ણ પાપના પ્રાયશ્ચિત્ત રૂપ છે, તથા સર્વ પ્રકારનાં વિઘ્નોને પણ દૂર કરનારૂં છે.

**तस्मादोमित्युदाहृत्य यज्ञदानतपःक्रिया ।**
**प्रवर्तन्ते विधानोक्ताः सततं ब्रह्मवादिनाम् ॥ " ॥ १७-२४ ॥**

અર્થઃ—જે કારણથી આ ત્રણ શબ્દો વેદાદિકોની ઉત્પત્તિમાં કારણ રૂપ છે અને પવિત્ર છે, તે કારણથી ( तस्मात् ) કર્મના આરંભકાલમાં તથા સમાપ્તિમાં ૐકારનું ઉચ્ચારણ કરીને વેદમાં પારંગત લોકોની શાસ્ત્રમાં કહેલી યજ્ઞ દાન તપ આદિ રૂપ ક્રિયાઓ પ્રવર્તમાન થાય છે. તેથી તે ક્રિયા વૈગુણ્ય રહિત થાય છે. અર્થાત્ અંગોની ન્યૂનતા આદિ નિમિત્ત દોષથી રહિત થાય છે.

**तदित्यनभिसंधाय फलं यज्ञतपःक्रियाः ।**
**दानक्रियाश्च विविधाः क्रियन्ते मोक्षकांक्षिभिः ॥ " ॥ २५ ॥**

અર્થઃ—ફલેચ્છાના ત્યાગ પૂર્વક પરમાત્માના નામ રૂપ तत् શબ્દનું ઉચ્ચારણ કરીને મુમુક્ષુ લોક પોતાના અન્તઃકરણની શુદ્ધિને માટે યજ્ઞ દાનાદિ નાના પ્રકારનાં કર્મ કરે છે. તેથી અંગની ન્યૂનતા આદિ નિમિત્ત દોષોનો પરિહાર કરવાને तत् શબ્દ પણ અત્યુત્તમ છે.

**सद्भावे साधुभावे च सदित्येतत्प्रयुज्यते ।**
**प्रशस्ते कर्मणि तथा सच्छब्दः पार्थ युज्यते ॥ " ॥ २६ ॥**

અર્થઃ—કોઇ વસ્તુની અવિદ્યમાનતાની શંકા થતાં વિદ્યમાનતાનું બોધન કરવાને માટે सत् શબ્દનો પ્રયોગ શિષ્ટ લોક કરે છે. તથા કોઇમાં અસાધુત્વની શંકા થાય તો સાધુત્વનું બોધન કરવાને માટે પણ सत् શબ્દનો પ્રયોગ કરે છે. માટે सत् શબ્દ, અંગોની ન્યૂનતા નિમિત્ત દોષોનો પરિહાર કરીને યજ્ઞાદિકોનું સાધુત્વ તથા તેમનાં ફલની વિદ્યમાનતા બતાવવામાં પણ સમર્થ છે.

વળી જેવી રીતે સદ્ભાવ તથા સાધુભાવમાં सत् શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે, તેવી રીતે શીઘ્ર સુખ આપનાર વિવાહાદિક માંગલિક કર્મમાં પણ, હે પાર્થ ! सत् શબ્દનો પ્રયોગ બને છે. માટે અંગોની ન્યૂનતા નિમિત્ત દોષનો પરિહાર કરીને શીઘ્ર ફલ દેવામાં આ (सत्) નામ પણ સમર્થ છે.

આ પ્રમાણે જ્યારે પરમાત્માના એક એક નામના ઉચ્ચારણમાં આટલી શક્તિ છે તો ૐ तत् सत् એ ત્રણે નામોના ભેગા ઉચ્ચારણનું તો કહેવું જ શું ? અને જે પ્રકારની પરમાત્માનાં ૐકારાદિક નામોમાં શક્તિ છે તેજ પ્રકારની પરમાત્માનાં સર્વ નામ માત્રમાં શક્તિ છે જ.

स्ववक्त्रे परवक्त्रे च वन्द्या जिह्वा प्रयत्नतः ।
कुरुते वा कलौ पुत्र श्रीकृष्णगुणकीर्तनम् ॥

स्का.पु.ख.२,मार्ग.मा.५,अ. १९–३४ ॥

અર્થઃ—હે પુત્ર! કલિયુગમાં (પરમાત્મા)નાં નામોનું ઉચ્ચારણ કરનારી જીહ્વા ચહાય આપણા મુખમાં હો, અથવા બીજાના મુખમાં હો, તોપણ તે પ્રયત્ન કરીને પણ વન્દન કરવા યોગ્ય છે.

पापवल्ली मुखे तस्य जिह्वारूपेण कीर्त्यते ।
या न वक्त्री दिवारात्रौ श्रीकृष्णगुणकीर्तनम् ॥ „ ॥ ६५ ॥

અર્થઃ—જે જિહ્વા દિનરાત્રિ શ્રીકૃષ્ણ—પરમાત્માના ગુણોનું કીર્તન કરતી નથી, તેના મુખમાં તે જીહ્વા નથી પરન્તુ તે કોઇ પાપલતા હોઇ કેવલ જીહ્વા નામ માત્રથી કહેવાય છે.

अहो भाग्यमहोभाग्यं हरिनामरतात्मनाम् ।
त्रिदशैरपि ते पूज्याः किमन्यैर्बहुभाषितैः ॥बृ.ना.पु.पू.ख.३७,अ.४१–११३॥

અર્થઃ—પરમાત્માના નામમાં જે પ્રીતિવાળા છે તેમનું અહોભાગ્ય છે. તેમનું ભાગ્ય આશ્ચર્ય રૂપ છે–અર્થાત્ થોડા ભાગ્યથી પરમાત્માના નામમાં પ્રીતિ નથી થતી. બહુ કહેવાથી શું પ્રયોજન છે? દેવતા લોકના પણ તે પૂજ્ય થાય છે.

સનક ઋષિ કહે છે કે:—

तस्मात्समस्तलोकानां हितमेव मयोच्यते ।
हरिनामपरान्मर्त्यान्न कलिर्बाधते क्वचित् ॥ „ ॥ ११४ ॥

અર્થઃ—માટે સંપૂર્ણ લોકોના હિતને માટે હું કહું છું કે જે મનુષ્ય પરમાત્માના નામમાં તત્પર છે તેમને કલિ બાધ કરતો નથી.

આ પ્રમાણે સનક ઋષિએ કીર્તનનો મહિમા નારદજી પ્રતિ કહ્યો છે. વળી—

प्राणकान्तारपाथेयं संसारोच्छेदभेषजम् ।
दुःखशोकपरित्राणं हरिरित्यक्षरद्वयम् ॥ म. भा. शा.प.रा.ध.अ. ४७–९८ ॥

અર્થઃ—"હરિ" એ પરમાત્માના નામ રૂપ બે અક્ષર પ્રાણીઓને કઠિણ માર્ગથી પણ પાર કરે છે," તથા સંસાર રૂપ રોગના ઔષધ રૂપ છે, તથા દુઃખ અને શોકનો નાશ કરનારા છે. વળી—

संकीर्त्यमानो भगवाननन्तः श्रुतानुभावो व्यसनं हि पुंसाम् ॥
प्रविश्य चित्तं विधुनोत्यशेषं यथा तमोऽर्कोऽभ्रमिवातिवातः ॥

भा० स्क० १२, अ० १२–४८ ॥

અર્થઃ—अनन्तः—દેશ તથા કાલ તથા વસ્તુ વડે દરેક પદાર્થ પરિચ્છેદ વાળો થાય છે. કોઇ વસ્તુ હિંદુસ્થાન દેશમાં ન જોવામાં આવે તો અમેરિકા આદિ દેશમાં જોવામાં આવે છે, તો તે વસ્તુ દેશપરિચ્છેદ વાળી કહેવાય છે. આત્મા તો વ્યાપક વસ્તુ હોવાથી સર્વ દેશમાં છે. તેથી દેશપરિચ્છેદથી રહિત છે. કોઈ વસ્તુ વર્ષાકાલમાં મળે છે ખરી, પરન્તુ

जप्येनैव तु संसिध्येद्ब्राह्मणो नात्र संशयः ॥ मनु. स्मृ. अ. २–८७ ॥

અર્થ:—બ્રહ્મ જે પરમાત્મા તેની પ્રાપ્તિની ઇચ્છાવાળાની સિદ્ધિ જપ માત્રથી થાય છે તેમાં કોઈ પ્રકારની શંકા નથી. તપ કરનાર લોક પણ એકાન્તમાં બેસીને ઇન્દ્રિયોનો સંયમ કરતા સતા જપ જ કરે છે.

ये पाकयज्ञाश्चत्वारो विधियज्ञसमन्विताः ।
सर्वे ते जपयज्ञस्य कलां नार्हन्ति षोडशीम् ॥ म० स्मृ० अ० २–८६ ॥

અર્થ:—પંચ મહાયજ્ઞની અન્તર્ગત બ્રહ્મયજ્ઞથી ભિન્ન વૈશ્વદેવ હોમ, બલિકર્મ, નિત્યશ્રાદ્ધ, અતિથિભોજન–એ ચાર પાકયજ્ઞ કહ્યા છે, અને દર્શપૂર્ણમાસાદિનું નામ વિધિયજ્ઞ છે. તે વિધિયજ્ઞસહિત કરવાના આ ચાર પાકયજ્ઞ રૂપકર્મ પણ જપયજ્ઞના સોળમા હિસ્સા બરાબર નથી.

આ પ્રમાણે જપયજ્ઞનો મહિમા મન્વાદિ ઋષિ લોકોએ વર્ણવ્યો છે.

"જપાદિ રૂપ ભક્તિથી પાપની નિવૃત્તિ થતી નથી, પાપનિવૃત્તિને માટે તપ જ કરવું જોઈએ" એવો કેટલાક લોકનો ખ્યાલ છે. તે ખ્યાલ ભૂલ ભરેલો છે. મન્ત્રાદિકોનો જપ પણ એક પ્રકારનું તપ જ છે. કેવલ શરીરને કષ્ટ આપવું તેનું નામ માત્ર તપ નથી. તેથી દરેક પાપની નિવૃત્તિને માટે જૂદા જૂદા જપ પણ શાસ્ત્રમા કહ્યા છે. તે વાત પ્રાયશ્ચિત્ત પ્રકરણમાં માલમ પડશે.

तपसा ब्रह्मचर्येण शमेन च दमेन च ।
त्यागेन सत्यशौचाभ्यां यमेन नियमेन च ॥ भा० स्कं० ६, अ० १–१३ ॥
देहवाग्बुद्धिजं धीरा धर्मज्ञाः श्रद्धयान्विताः ।
क्षिपन्त्यघं महदपि वेणुगुल्ममिवानलः ॥ " ॥ १४ ॥

અર્થ:—સર્વ પ્રકારે વિરક્ત (ધીર), તથા ધર્મને જાણનાર જે શ્રદ્ધાલુ મનુષ્ય છે તે, જે પ્રકારે અગ્નિ વાંસના ગુચ્છને બાળી દે છે તેવી રીતે, તપ, બ્રહ્મચર્ય, શમ, દમ, સત્યભાષણ, શૌચ, યમ, નિયમ, આદિ સાધનો વડે શરીર, વાણી અને મન વડે થતાં સર્વ પાપોને બાળી નાંખે છે.

केचित्केवलया भक्त्या वासुदेवपरायणाः ।
अघं धुनन्ति कार्त्स्न्येन नीहारमिव भास्करः॥ " ॥ १५ ॥

અર્થ:—અને કેટલાક પરમાત્મ પરાયણ લોક કેવલ ભક્તિથી જ, જેવી રીતે સૂર્ય પોતાના તાપથી ધુમસને દૂર કરે છે તેવી રીતે, સંપૂર્ણ પાપનો નાશ કરે છે.

તપાદિ સાધન પાપનો નાશ કરતા છે, તથાપિ, હે રાજન્!

न तथाप्यघवान् राजन्पूयते तपआदिभिः ।
यथा कृष्णार्पितप्राणस्तत्पुरुषनिषेवया ॥ " ॥ १६ ॥

અર્થ:—ભગવાન્માં મનને અર્પણ કરીને તેમની ભક્તિ કરવાથી જેવી રીતે પાપીનું પાપ નિવૃત્ત થાય છે. તેવું શીઘ્ર તપાદિકોથી નષ્ટ થતું નથી.

प्रायश्चित्तानि चीर्णानि नारायणपराङ्मुखम् ।
न निष्पुनन्ति राजेन्द्र सुराकुंभमिवापगाः ॥ " ॥ १८ ॥

અર્થ:—હે રાજેન્દ્ર! જેમ દારૂના પાત્રને નદીમાં ધોવાથી શુદ્ધ થતું નથી, તેમ પરમાત્માની ભકિતથી જે મનુષ્ય વિમુખ છે તેનું પાપ પ્રાયશ્ચિત્ત કરવાથી પણ દૂર થતું નથી.

માટે એવો નિશ્ચય થાય છે કે તપાદિક પાપોને દૂર કરે તો છે, તથાપિ ઇશ્વરથી જે વિમુખ છે તેનું પાપ તપાદિકોથી પણ દૂર થતું નથી.

" ત્યારે ભક્તિ માત્ર કરવાની આવશ્યકતા છે, તપ આદિકોની આવશ્યકતા નથી, તો શાસ્ત્રમાં તપાદિકોનું કથન શામાટે કરવામાં આવ્યું છે?" એવો પ્રશ્ન થઇ શકે છે. તેનો એવો ઉત્તર છે કે વિષયાસક્ત મનુષ્યોમાં વિરક્તિ ન હોવાથી તેમનાથી અનન્ય ભક્તિ બની શકતી નથી. તેથી તેવા લોકોને માટે પ્રથમ પાપની નિવૃત્તિ તથા ઇન્દ્રિય સંયમને માટે તપ કરવાનું કહ્યું છે. પરન્તુ જેનું ચિત્ત વિરક્ત છે તથા પરમાત્મા પરાયણ છે તેને તપાદિકોની કોઇ આવશ્યકતા નથી. તેથી ભકિતથી સર્વ પ્રકારનાં પાપની નિવૃત્તિ થાય છે એમ કહ્યું. કલિયુગમાં સામર્થ્ય ઓછું હોવાથી કીર્તનભક્તિ ઉત્તમ છે. કીર્તનમાં પણ જપની પ્રધાનતા કહી છે.

સાધારણ રીતે જપ નામનો તથા મન્ત્રનો પણ થાય છે રામ, કૃષ્ણ, શિવ, શંકર, આદિક નામ કહેવાય છે. મન્ત્રનો વૈદિક, તાન્ત્રિક, પૌરાણિક એવો ભેદ છે. ગાયત્રી, પુરૂષ સૂકત, પ્રણવ, આદિ મન્ત્ર વૈદિક છે. વેદમાં પ્રતિપાદિત કરેલો મન્ત્ર વૈદિક કહેવાય છે. તન્ત્રશાસ્ત્રમાં કહેલો મન્ત્ર તાન્ત્રિક કહેવાય છે. અને પુરાણોમાં કહેલા મંત્રને પૌરાણિક કહે છે. એ સર્વ મંત્રોનું પ્રથમ પુરશ્ચરણ કરવાની જરૂર છે, કેમકે તે વડે મંત્રની શુદ્ધિ થાય છે. પુરશ્ચરણ કર્યા બાદ જ ઇષ્ટ દેવો ભકતોના તરફ દષ્ટિ કરે છે એવો મંત્રશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. પુરશ્ચરણ કર્યા પછી જ ધર્મ, અર્થ, કામ કે મોક્ષ વિષયમાં મન્ત્રનો વિનિયોગ કરવાથી તેનું અચુક ફળ મળે છે.

साधनं मूलमन्त्रस्य पुरश्चरणमुच्यते ।
पुरश्चरणीयत्वाद्विनियोगाख्यकर्मणः ॥ शि. पु. उ. ना. सं. अ. १९-९ ॥

અર્થ:—મૂલ મન્ત્રના સાધનનું નામ પુરશ્ચરણ છે. ધર્માદિક પુરૂષાર્થમાં મંત્રનો વિનિયોગ કરતા પહેલાં આ સાધન કરવું પડે છે. તેથી તેને પુરશ્ચરણ કહે છે.

મૂલમંત્રમાં પણ તાન્ત્રિક અને પૌરાણિક મંત્ર કરતાં વૈદિક મૂલમંત્ર ઉત્તમ છે. પરન્તુ હરેક મંત્રનું અનુષ્ઠાન કરનાર અધિકારી મનુષ્યે તેના નિયમ અને આચારનું બરાબર પાલન કરવું જોઇએ. નહિંતો તેનું ફળ મળે નહીં. અને કેટલાંક ફળ વિપરીત પણ થાય. અર્થાત્ અર્થને બદલે અનર્થ થઈ જાય. જે મુમુક્ષુ મનુષ્ય નિષ્કામી થઇને ઇશ્વરની પ્રસન્નતાને માટે પોતાના અધિકાર અનુસાર જપ કરે છે તેને કાંઈ અનર્થ થતો નથી. પરંતુ બીજા જે સકામી મનુષ્યો છે તેમને વિપરીત ફળ થાય છે.

**વૈદિક મંત્રોનો જપ કરવાને માટે ઉપનયનાદિ સંસ્કારની આવશ્યકતા છે. તેમાં પણ પ્રણવાદિ મંત્રોનો જપ કરવામાં વિરકત જ અધિકારી છે.** અન્ય તાન્ત્રિકાદિ મંત્રોનો જપ કરવામાં સર્વ કોઈ અધિકારી છે. પરંતુ તેમને પણ આચારાદિકોની જરૂર છે.

નિષ્કામી ભકત લોકોને માટે જાતિ અથવા આચારાદિકોની કોઇ વિશેષ ચિન્તા નથી. તેમાં શબરી જ પ્રથમ દષ્ટાન્ત છે.

શબરી નામની ભીલ જાતિની સ્ત્રી હતી. વ્યાસસંહિતામાં ભીલ જાતિને પણ અસ્પૃશ્ય

જાતિમાં ગણી છે. ભીલોમાં શો આચાર હોવાનો સંભવ છે? ભીલડીના પ્રભાવને રામાયણાદિ ઇતિહાસને જાણનાર અવશ્ય જાણે છે જ. જ્યારે રામચન્દ્રજી અને લક્ષ્મણજી બંને શબરીના આશ્રમમાં ગયા છે ત્યારે શબરીએ પ્રેમપૂર્વક પૂજા કરીને પોતે સંગ્રહ કરેલાં ફળોને ખાવા આપ્યાં. રામચન્દ્રજી શબરીના સત્કારથી પ્રસન્ન થઇને બેઠા હતા તે સમયે શબરી કહે છે—" આપ પરમાત્મા મન વાણીના પણ વિષય નથી. આપના દાસોની પરંપરામાં એક એક એક થયેલા સોમા દાસનાં પણ દર્શન કરવાની મારી યોગ્યતા નથી. તો પછી સાક્ષાત્ આપનાં દર્શન થવાની યોગ્યતા તો ક્યાથી હોય? મને સ્તુતિ કરતાં આવડતી નથી. હું શું કરૂ. આપ મારા ઉપર પ્રસન્ન હો," આ પ્રકારની શબરીની વાણી સાભળીને રામચન્દ્રજી કહે છેઃ—

पुंस्त्वे स्त्रीत्वे विशेषो वा जातिनामाश्रमादयः ।
न कारणं मद्भजने भक्तिरेव हि कारणम् ॥अ०रा०आ०का०स०१०-२० ॥

અર્થઃ—પરમાત્માના ભજનમાં પુરૂષપણું અથવા સ્ત્રીપણું કે જાતિ, નામ, આશ્રમ, આદિનો કોઈ વિશેષ નથી. અર્થાત્ પુરુષ કે સ્ત્રી, તથા સર્વ જાતિ અને આશ્રમવાળા ભક્તિ કરી શકે છે. તેનું ફળ સર્વને ઉત્તમ જ મળે છે. ભક્તિ કરવામાં એક પ્રેમ જ કારણ છે.

રામચન્દ્રજીના આ વચનથી એવો નિશ્ચય થાય છે કે અન્ત્યજાદિ સર્વ લોક ઇશ્વરભક્તિ કરવામાં અધિકારી છે, અને ભગવાનનાં નામ તથા અમુક મંત્રાદિકોનો પણ જપ કરી શકે છે. પરન્તુ સદાચારની આવશ્યક્તા છે એમાં કોઇ સંદેહ નથી.

આ પ્રકારે રામચંદ્રજીએ ભક્તિના અધિકારાદિનું કથન કર્યું. ત્યાર બાદ શબરી રામચંદ્રજીના દેખતાં જ અગ્નિમાં પ્રવેશ કરીને સ્થૂલ શરીરનો ત્યાગ કરી વિષ્ણુલોકમાં ગઇ.

જેવી રીતે ભક્તિમાં ઉત્તમ જાત્યાદિની અપેક્ષા નથી, તેવી રીતે સ્નાનાદિકોનો આગ્રહ પણ ભક્તિમાં નથી. તે પરમાત્માનો મંત્ર સર્વને પવિત્ર કરે છે. ભક્તોને સ્નાન, શૌચ, ભક્ષ્યાભક્ષ્યાદિકોનો વિચાર તથા સદાચારનો વિચાર કરવાની આવશ્યક્તા નથી એવું અહીં તાત્પર્ય નથી. એ સર્વ ક્રિયાનો પરિત્યાગ કરવાથી મનુષ્ય પશુ તુલ્ય થઇ જાય છે. તેથી સ્નાનાદિકોની આવશ્યકતા તો છે, પરન્તુ કોઇ રોગ અથવા અન્ય વિક્ષેપથી સ્નાનાદિ કરી શકયો નથી માટે ભજન પણ નહીં થઇ શકે એવો વિચાર કરીને ભજનનો ત્યાગ કરવો નહીં; જપાદિ જરૂર કરવો જ જોઇએ.

**ભક્તિનું લક્ષણ.** પોતાના સ્વરૂપ રૂપ પરમાત્માના ચિન્તનનું જ નામ ભક્તિ છે તે તો હમેશાં થઇ શકે છે. એવો ભક્ત તો હમેશાં શુદ્ધ છે એવો ભાવ છે. શબરીની ભક્તિનો પ્રભાવ ભક્તમાળામાં લખ્યો છે તે દરેક આસ્તિક મનુષ્યના હૃદયને આહ્લાદ તથા આશ્ચર્ય ઉત્પન્ન કરે તેવો છે.

દણ્ડકારણ્ય નામના જંગલમાં માતંગ ઋષિના આશ્રમની નજીકમાં શબરી નામની ભીલડી રહેતી હતી. તે પતિ પુત્ર આદિથી રહિત એકલી હતી એક દિવસ માતંગ ઋષિને રસ્તામાં દીઠા તો શબરીએ મનમાં વિચાર કર્યો—" હું નીચ જાતિની હોવાથી ઋષિલોક મને પાસે જવા દેતા નથી. તેથી મારાથી કાંઈ સેવા બને તેમ લાગતું નથી છતાં માતંગ ઋષિના આશ્રમમાં રોજ લાકડાં લઈ જઇને મૂકી આવું, અને રસ્તાને ઝાડું દઇને સાફ રાખું."

એવો નિશ્ચય કરીને માતંગ ઋષિના આશ્રમમાં રોજ લાકડાં લઇ જઇને નાંખતી હતી. અને ઋષિલોકોને સરોસર જવાના રસ્તાને નિત્ય સાફ કરતી હતી. થોડા દિવસ પછી માતંગ ઋષિએ પોતાના શિષ્યોને પૂછ્યું કે આપણા આશ્રમમાં રોજ આ લાકડાં કોણ રાખી જાય છે ? શિષ્ય લોક પણ શબરીની વાત જાણતા નહોતા. તેથી તેમણે પણ "એ વાત અમે જાણતા નથી" એવો જવાબ આપ્યો. શિષ્યોનાં વચન સાંભળી ઋષિએ તપાસ રાખવાની આજ્ઞા આપી. તપાસ કરતાં શબરી રાખે છે એવી ખબર મળી, તેથી તે ખબર ઋષિને આપી. ઋષિએ તેને આશ્રમની બહાર અન્ન આપી તેની રક્ષા કરવા કહ્યું. થોડા દિવસ પછી ઋષિએ તેને પૂછ્યું કે તું શામાટે લાકડાં લાવે છે, તારી શી ઇચ્છા છે? ભીલડી કહે છે કે મારે કોઇ ધનાદિ વૈભવની જરૂર નથી. સંસાર પણ ઠીક લાગતો નથી, મારી સદ્‌ગતિ થાય તેવો કોઇ ઉપાય બતાવો. આવું વૈરાગ્ય યુક્ત વચન સાંભળીને માતંગ ઋષિએ તેને પોતાના આશ્રમમાં જ રહેવાની પરવાનગી આપી, કેમકે માતંગ ઋષિને વર્ણાશ્રમ આદિનો વિચાર નહોતો. તે અતિવર્ણાશ્રમી બ્રહ્મવેત્તા હતા. એ પ્રકારે શબરીને આશ્રમમાં રાખવાના નિમિત્તથી ઋષિલોક દ્વેષ કરવા લાગ્યા. અને માતંગ ઋષિની સાથે બોલવાનું પણ બંધ કર્યું. તથાપિ ઋષિ કોઇ પ્રકારનો ક્રોધ નહોતા કરતા. શબરી નિયમાનુસાર રસ્તા ઉપર ઝાડુ દેવા જતી હતી. ઋષિ લોકોએ નીચ જાતિની શબરીનું સવારમાં દર્શન કરવું સારૂં નહીં સમજતા હતા. તેથી શબરી ઋષિ લોક સ્નાનને માટે જાય તે પહેલાં જઈને ઝાડુ દેવા લાગી. એક રોજ કંઈ વાર થવાથી રસ્તામાં એ યુવાન ઋષિ મળ્યા. તેમણે ક્રોધથી તેને મારી. તે બિચારી માર ખાઈને દુઃખથી પર્ણકૂટિમાં જઇ બેઠી. એટલામાં બીજું ઋષિમણ્ડલ સ્નાન કરવા ગયું. સરોવરની પાસે જઇને જોયું તો જલ બધું રક્ત વર્ણનું થયું હતું. અને અંદર કીડા ખદબદતા દીઠા. ઋષિ લોક એકઠા મળીને વિચાર કરવા લાગ્યા, પરન્તુ કોઇને કાંઇ ખબર પડી નહીં. ભગવાન્ પણ એક વૃદ્ધ બ્રાહ્મણનો વેષ ધારણ કરી તેમના વચમાં જઇને બેઠા. ઋષિલોક એ વૃદ્ધ બ્રાહ્મણને જોઇને તેને કહ્યું—"આપ અમારામાં વૃદ્ધ છો, આનું કોઇ કારણ કહો." ત્યારે તે વૃદ્ધ બ્રાહ્મણ કહે છે :—

मतंगमुनिविद्वेषाद्रामभक्तावमानतः ।
जलमेतादृशं जातं भवतामभिमानतः ॥ भक्तमाला ॥

અર્થ:—મતંગ ઋષિની સાથે દ્વેષ કરવાથી, અને રામભક્તનું અપમાન કરવાથી તથા તમારા અભિમાનથી જલ આવું થયું છે. હવે મતંગ ઋષિનો સત્કાર કરો અને શબરીના પગને ધોઇ તે જલ સરોવરમાં નાંખો તો ઠીક થશે એમ કહ્યું.

ઋષિલોકે તે પ્રમાણે શબરીની માફી માગી. અને શબરીના પગ ધોઈતે જલસરોવરમાં નાંખ્યું તો તે જલ શુદ્ધ થયું. આ સર્વ ભક્તિનો પ્રભાવ છે.

આ પ્રમાણે નિષ્કામી ભક્તોને વિશેષ આચરણ ન હોય તો પણ કોઈ હરકત નથી. પરન્તુ સકામી મનુષ્યોને માટે મંત્ર જપમાં વિશેષ નિયમની આવશ્યકતા છે. દરેક મંત્રના દ્રષ્ટા ( દેખનાર ) હોય છે. ઋષિ લોકોનાં નામ તથા મંત્રના છંદ પણ બનાવ્યા છે તથા ધ્યાન ન્યાસાદિક પણ કહ્યા છે. આવા મંત્રને મૂલ મંત્ર કહે છે. પૌરાણિક કે તાન્ત્રિક

મૂલમંત્રમાં એ સર્વ હોય છે. પરન્તુ વેદના મૂલમન્ત્રોમાં ઋષિ તથા છન્દ એ બે જ હોય છે.

આ મૂલમંત્રથી ભિન્ન એક માલામંત્ર હોય છે. તેની સિદ્ધ પુરૂષોએ રચના કરેલી હોય છે. દક્ષિણી, બંગાલી, હિન્દી આદિક નાના પ્રકારની ભાષામાં પણ સિદ્ધોએ બનાવેલા મંત્રો હોય છે. તેમનો પ્રચાર પૂર્વ કાલમાં નહોતો. તેથી પુરશ્ચરણના લક્ષણશ્લોકમાં તે કહ્યા નથી. પરન્તુ પુરશ્ચરણ ભાષાના માલામન્ત્રોનું પણ થાય છે. આ માલામંત્રથી ભિન્ન જે મૂલમંત્ર તે ઉત્તમ છે.

પરન્તુ એક વાત ખાસ યાદ રાખવાની છે કે કોઈ પણ પ્રકારના (માલામંત્ર કે મૂલમંત્ર) હોય, પરન્તુ તે શાસ્ત્રમાં કહેલા સાઠ પ્રકારના દોષોથી રહિત હોવા જોઇએ. નહિતો અનિષ્ટ પરિણામ આવે. એ સાઠ દોષો નીચે મુજબના છેઃ–૧. રુદ્ધ, ૨. કૂટાક્ષર, ૩. મુગ્ધ, ૪. બદ્ધ, ૫. ક્રુદ્ધ, ૬. ભેદિત, ૭. બાલ, ૮. કુમાર, ૯. યુવક, ૧૦. પ્રૌઢ, ૧૧. વૃદ્ધ, ૧૨. ગર્વિત, ૧૩. સ્તંભિત, ૧૪. મૂર્છિત, ૧૫. મત્ત, ૧૬. કીલિત, ૧૭. ખંડિત, ૧૮. શઠ, ૧૯. મન્દ, ૨૦. પરાઙ્મુખ, ૨૧. છિન્ન, ૨૨. બધિર, ૨૩. અન્ધ, ૨૪. અચેતન, ૨૫. કિંકર, ૨૬. ક્ષુધિત, ૨૭. સ્તબ્ધ, ૨૮. સ્થાનભ્રષ્ટ, ૨૯. પીડિત, ૩૦. નિઃસ્નેહ, ૩૧. વિકલ, ૩૨. ધ્વસ્ત, ૩૩. નિર્જીવ, ૩૪. ખંડિતારિક, ૩૫. સુપ્ત, ૩૬. તિરસ્કૃત, ૩૭. નીચ, ૩૮. મલિન, ૩૯. દુરાસદ, ૪૦. નિઃસત્ત્વ, ૪૧. નિર્જિત, ૪૨. દગ્ધ, ૪૩. ચપલ, ૪૪. ભયંકર, ૪૫. નિસ્ત્રિંશ, ૪૬. નિન્દિત, ૪૭. ક્રૂર, ૪૮. કુલહીન, ૪૯. નિકૃન્તન, ૫૦. નિર્વીર્ય, ૫૧. ભ્રમિત, ૫૨. શપ્ત, ૫૩. ઋણક્લિષ્ટ, ૫૪. અંગહીનક, ૫૫. જડ, ૫૬. રિપુ, ૫૭. ઉદાસીન, ૫૮. લજ્જિત, ૫૯. મોહિત, ૬૦. અલસ. આ દોષોને જાણ્યા વિના લક્ષ વા કોટિ જપ કરો, તોપણ મંત્રનું ફળ મળતું નથી એવો મંત્રશાસ્ત્રનો સિદ્ધાન્ત છે. મંત્રના દોષનું નિવારણ કરવા માટે નીચે કહેલા દશ પ્રકારના સંસ્કારથી મંત્રને શુદ્ધ કરવો જોઈએ. ૧. જનન, ૨. જીવન, ૩. તાડન, ૪. બોધન, ૫. અભિષેક, ૬. વિમલીકરણ, ૭. આપ્યાયન, ૮. તર્પણ, ૯. દીપન, અને ૧૦. ગુપ્તિ, એ દશ પ્રકારના સંસ્કાર વડે પૂર્વોક્ત દોષોનું નિવારણ કરેલા મંત્રનો જપ કરવો જોઇએ. એ દોષો અને સંસ્કારવિધિ જે જાણતો નથી તેવા મનુષ્યને મંત્રનો ઉપદેશ કરવાનો અધિકાર નથી, જો કે રામ આદિ નામોનો ઉપદેશ તો કરી શકાય છે.

હવે મંત્રનો જપ શરૂ કરતા પહેલાં જે વિધિ કરવી જોઇએ તે કર્યા વિના મંત્રનો જપ કરવામાં આવે તો નીચે લખેલું અનિષ્ટ ફળ પ્રાપ્ત થાય છે.

**यथोक्तपूर्वं पूर्वं यो नानुतिष्ठति जापकः ।**
**एकदेशक्रियश्चात्र निरयं स च गच्छति ॥** म० भा० शा० प० अ० १९७–३ ॥

અર્થઃ—જે જપ કરનાર મનુષ્ય પૂર્વોક્ત શાસ્ત્રનું આચરણ પ્રથમ કરતો નથી પરન્તુ અપૂર્ણ અંગની સાથે જપ કરે છે અર્થાત્ મંત્રોનો જપ કરવામાં જે વિધિ છે તે સંપૂર્ણ રીતે કરતો નથી, તે મનુષ્ય નરકને પ્રાપ્ત થાય છે.

**अवमानेन कुरुते न प्रीयति न हृष्यति ।**
**ईदृशो जापको याति निरयं नात्र संशयः ॥** ,, ॥ ४ ॥

અર્થઃ—જે શ્રદ્ધા કે આદરપૂર્વક જપ કરતો નથી, અને જપથી પ્રસન્ન કે હર્ષિત થતો નથી, એવો જપ કરનાર જરૂર નરકમાં જાય છે.

अहंकारकृतश्चैव सर्वे निरयगामिनः ।
परावमानी पुरुषो भविता निरयोपगः ॥ " ॥ ५ ॥

અર્થ:—જે લોક અહંકાર પૂર્વક જપ કરે છે અને બીજાની અવજ્ઞા કરે છે તે જરૂર નરકગામી થાય છે.

अभिध्यांपूर्वकं जप्यं कुरुते यश्च मोहितः ।
यत्रास्य रागः पतितः तत्र तत्रोपपद्यते ॥ " ॥ ६ ॥

અર્થ:—જે મનુષ્ય મોહિત થઈને ફળની ઇચ્છાથી જપ કરે છે તે લોક જેવા પદાર્થમાં તેમને પ્રીતિ હોય તેવા ફલને ભોગવવાને માટે તેને અનુસારી શરીરને પ્રાપ્ત થાય છે.

दुर्बुद्धिरकृतप्रज्ञश्चले मनसि तिष्ठति ।
चलामेव गतिं याति निरयं वा नियच्छति ॥ " ॥ ९ ॥

અર્થ:—જે મનુષ્ય વિષયાસક્ત ચિત્તવાળો છે, તથા ભોગ્ય પદાર્થ નાશવાન્ છે, અને ભોગનો અન્ત નથી, તથા ભોગથી કદાપિ તૃપ્તિ થતી નથી એવા જ્ઞાનથી રહિત છે, અને ચંચળ ચિત્તવાળો છે, એવો મનુષ્ય ચંચળ ગતિને પ્રાપ્ત થાય છે, અથવા તો નરકમાં જાય છે.

આ કારણોથી જપ કરનાર મનુષ્યે જપાદિ નિયમપૂર્વક કરવા જોઇએ. જ્યાંસુધી મનુષ્ય આશ્રમધર્મનું પાલન કરવાની આશા રાખે છે અને તેનો ત્યાગ કરવાની જ્યાંસુધી યોગ્યતા પ્રાપ્ત થઇ નથી, ત્યાંસુધી તેણે સર્વ નિયમો પાળવા જ જોઇએ. સંન્યાસાશ્રમમાં રહીને ઈશ્વરચિન્તન કરનારને અન્ય (ગૃહસ્થાદિ) આશ્રમોના ધર્મનું પાલન પતનનું જ કારણ છે. તેવી રીતે ગૃહસ્થાશ્રમીને સંન્યાસાશ્રમના ધર્મ અધોગતિનું જ કારણ છે. માટે ભગવાને ગીતામાં स्वधर्मे निधनं श्रेयः परधर्मो भयावहः। (भ० गी० अ० ३-३५) અર્થ:-પરધર્મનું અનુષ્ઠાન કરીને મનુષ્ય પોતાનું જીવન ચલાવે તેના કરતાં પોતાના ધર્મમાં સ્થિત રહી પોતાના ધર્મનુ અનુષ્ઠાન કરતાં મરણ થાય તો પણ તે શ્રેષ્ઠ છે એમ કહ્યું છે. દરેક મનુષ્યને પોતાના આશ્રમધર્મની મર્યાદાને અનુસારજ સર્વ સાધન ફલીભૂત થાય છે. તેથી તેને અનુસાર જ જપાદિનો નિયમ પણ અવશ્ય રાખવો પડશે. સમયનો વિચાર કર્યા વિના નિયમનો ત્યાગ કરનાર મનુષ્ય તામસી ત્યાગી કહેવાય છે. શુદ્ધ અને પવિત્ર થઇને જ જપાદિ કરવું જોઇએ. શિવપુરાણમાં કહ્યું છે કે:—

आज्ञाहीनं क्रियाहीनं श्रद्धाहीनं वरानने ।
आज्ञार्थं दक्षिणाहीनं सदा जप्तं च निष्फलम् ॥

शि. पु. उ. भा. वाय. सं. अ. १४-१ ॥

અર્થ:—ઈષ્ટ દેવનું વરદાન લેવાને માટે જે ગુરુની આજ્ઞા વિના ક્રિયા વિના તથા શ્રદ્ધા વિના તથા ગુરૂને દક્ષિણા આદિ આપ્યા વિના, આમ તેમથી પ્રાપ્ત કરેલા મંત્રોનો સદા કરેલો જપ નિષ્ફલ છે. માટે—

उपगम्य गुरुं विप्रमाचार्यं तत्त्ववेदिनम् ।
जापिनं सद्गुणोपेतं ध्यानयोगपरायणम् ॥ " ॥ ३ ॥

तोषयेत्तं प्रयत्नेन भावशुद्धिसमन्वितः ।
वाचा च मनसा चैव कायेन द्रविणेन च ॥ ,, ॥ ४ ॥

અર્થ:—અધિકારી મુમુક્ષુએ વેદશાસ્ત્રાદિના જાણનાર તથા તત્ત્વજ્ઞાની–અર્થાત્ બ્રહ્મશ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ તથા હમેશ જપ અને ધ્યાન પરાયણ તથા શાસ્ત્રમાં કહેલા સદ્‌ગુણ યુક્ત બ્રાહ્મણ ગુરુની પાસે જઈને શુદ્ધ ભાવનાથી વાણી તથા મનથી તથા શરીરથી તથા ધનથી સેવા કરીને પ્રયત્નપૂર્વક તેમને પ્રસન્ન કરે. અને—

आचार्यं पूजयेद्विप्रः सर्वदातिप्रयत्नतः । ॥ ॥ ५ ॥

અર્થ:—અને હમેશાં પ્રયત્નપૂર્વક ગુરૂનું પૂજન કરે–સત્કાર કરે.

हस्त्यश्वरथरत्नानि क्षेत्राणि च गृहाणि च ।
भूषणानि च वासांसि धान्यानि च धनानि च ।
एतानि गुरवे दद्याद्भक्त्या च विभवे सति ॥ ,, ॥ ६ ॥

અર્થ:—અને પોતાની પાસે ધન હોય તો ગુરૂને ભક્તિપૂર્વક અને શક્તિ અનુસાર હાથી, ઘોડા, રથ, રત્ન, હીરા, આદિ તથા જમીન, ગૃહ, ભૂષણ, આદિ, તથા વસ્ત્ર, ધાન્યાદિ સર્વ તેમને આપવું.

वित्तशाठ्यं न कुर्वीत यदीच्छेत्सिद्धिमात्मनः ।
पश्चान्निवेद्य स्वात्मानं गुरवे स परिच्छदम् ॥ ,, ॥ १४–७ ॥

અર્થ:—જો મુમુક્ષુ પુરૂષ પોતાના કલ્યાણની ઈચ્છા કરતો હોય તો શક્તિ હોવા છતાં ધનનો વ્યય કરવામાં શઠતા કરવી નહીં. આ પ્રકારે દક્ષિણા આદિ વડે ગુરૂને પ્રસન્ન કરીને ધન સહિત પોતાના દેહાદિને ગુરૂને અર્પણ કરે; અર્થાત્ દેહાદિમાં મમત્વનો પરિત્યાગ કરીને ગુરૂની સેવામાં તત્પર રહેવું એ જ દેહનું અર્પણ છે. મન ચંચળ હોવાથી કોઈને અર્પણ કરી શકાતું નથી. પરન્તુ હમેશાં ગુરૂમાં પૂજ્ય બુદ્ધિ રાખવી, અને શ્રદ્ધા રાખવી એ જ મનનું અર્પણ છે. ધનનું અર્પણ તો પ્રસિદ્ધ જ છે.

एवं संपूज्य विधिवद्यथाशक्तिस्त्ववञ्चयन् ।
आददीत गुरोर्मन्त्रं ज्ञानं चैव क्रमेण तु ॥ ,, ॥ ८ ॥

અર્થ:—એ પ્રકારે યથાશક્તિ નિષ્કપટતાથી વિધિથી ગુરૂનું પૂજન કરીને ગુરૂ પાસેથી મંત્રનું તથા તેનું અનુષ્ઠાન કરવાના જ્ઞાનનું ગ્રહણ કરે.

ઓછામાં ઓછું, સેવા શુશ્રૂષા કરતો એક વર્ષ સુધી જે શિષ્ય પોતાની પાસે રહેલો હોય અને તેના સેવાભાવથી તથા નિરભિમાનતા આદિ ગુણોથી ગુરૂ પ્રસન્ન થયેલા હોય તો ગુરૂએ તેને સ્નાનાદિ કરાવી પશ્ચાત્ પ્રત્યેક શુદ્ધિને માટે વિધિપૂર્વક તેનું કલશસ્નાન કરાવવું, બાદ પુણ્યાહવાચન, બ્રાહ્મણપૂજા, આદિ કરાવીને પુષ્ય નક્ષત્રમાં તથા શુભ યોગમાં ગુરૂએ મન્ત્ર તથા જ્ઞાનનો ઉપદેશ દેવો.

આ પ્રકારે શિષ્ય મન્ત્ર ગ્રહણ કરીને, મંત્રગ્રહણ વખતે બ્રહ્મચર્ય, હવિષ્યાન્નભોજન, આદિ જે નિયમમાં હતો તે જ નિયમને કાયમ રાખી મન્ત્રનું પુરશ્ચરણ કરે.

जपेदक्षरलक्षं वै चतुर्गुणितमादरात् ।
नक्ताशी संयमी यः स पौरश्चरणिकः स्मृतः ॥ „ ॥ १४–१८ ॥

અર્થ:-મંત્રમાં જેટલા અક્ષર હોય તેનાથી ચાર ગણા લાખ જપ રાત્રિભોજન તથા ઇંદ્રિયોનાં સંયમ આદિ નિયમ પૂર્વક આદરથી જે કરે છે તેને પૌરશ્ચરણિક-પુરશ્ચરણવાળો-કહે છે. દૃષ્ટાન્ત તરીકે, જો મંત્રમાં પાંચ અક્ષર હોય તો ૨૦ લક્ષ મંત્રનો જપ થવો જોઇએ. એ પુરશ્ચરણનો સાધારણ નિયમ છે. પરન્તુ મંત્રોના ભેદને અનુસાર પુરશ્ચરણમાં કંઈ કંઇ ભેદ હોય છે. તેમાં પણ નિયમ તો સર્વ સરખા છે, પરન્તુ મંત્રોની સંખ્યામાં અને પદ્ધતિમાં કંઇક ભેદ રહે છે. એ પ્રમાણે મંત્રનું પુરશ્ચરણ કરીને પછી મરણ પર્યન્ત તે મંત્રનો અમુક સંખ્યાનો જપ કરવો એમ કહ્યું છે:—

यावज्जीवं जपेन्नित्यमष्टोत्तरसहस्रकम् ।
अनन्यस्तत्परो भूत्वा स याति परमां गतिम् ॥ „ ॥ १७ ॥

અર્થ:—આ પ્રમાણે પુરશ્ચરણ કરેલા મંત્રનો મરણપર્યન્ત દરરોજ ઓછામાં ઓછા૧૦૦૮ સંખ્યાના હિસાબે જપ કરવો. એ રીતે અનન્ય તત્પર થઇને જે મંત્રનો જપ કરે છે તે પરમગતિ રૂપ મોક્ષને પ્રાપ્ત થાય છે. અર્થાત્ જપ કરનાર મનુષ્યની ભક્તિભૂમિકાની વૃદ્ધિ થતાં થતાં સગુણ બ્રહ્મસાક્ષાત્કાર દ્વારા બ્રહ્મલોકાદિને પ્રાપ્ત થાય છે, અને મહાપ્રલય સુધી ત્યાં રહીને ત્યાંથી જ્ઞાન પ્રાપ્ત કરી પશ્ચાત્ મુક્ત થાય છે.

હવે જપ કરનારને માટે જે નિયમોની આવશ્યકતા છે તે કહીએ છીએ.

કેટલાક લોકોનું કહેવું છે કે "મંત્રાદિકોનો જપ કરવામાં સ્નાનશૌચાદિની આવશ્યકતા નથી, કેમકે ઇશ્વર કાંઇ સ્વાર્થી નથી, તે દયાળુ છે, સર્વ પ્રકારથી પ્રસન્ન થાય છે." તેમાં બહુ વિચાર કરવાની જરૂર નથી. મંત્રાદિકોનો જપ અથવા સન્ધ્યા આદિ કરવામાં સ્નાનાદિકોની આવશ્યકતા છે કે નહીં એવી શંકા કયા કારણથી ઉત્પન્ન થાય છે? સ્નાનાદિક ક્રિયાની જપાદિમાં આવશ્યકતા ન હો, તથાપિ સ્નાનાદિથી જપાદિનો બાધ પણ થતો નથી. વળી સ્નાનાદિથી આલસ્ય દૂર થવાથી ભજનાદિમાં જાગૃતિ વધે છે એ સર્વને અનુભવસિદ્ધ છે.

વળી વૃદ્ધ વ્યવહાર પણ સ્નાનાદિ કર્યા બાદ જ સન્ધ્યાદિ કરવાનો છે. છતાં શંકા થવાનું કારણ આલસ્ય અથવા પ્રમાદ જ છે. પ્રાતઃકાલમાં આઠ વાગ્યા પહેલાં ઉઠી શકાતું નથી, ચા પીધા વિના શૌચ પણ આવતું નથી. વળી કોઈ વાર રોજ સ્નાન પણ ઠીક લાગતું નથી. તેમ જપાદિને માટે સ્નાનાદિ ભાર રૂપ થાય છે. સન્ધ્યાવન્દન કે કોઇ ઈશ્વરભજન આદિ ન કરવામાં આવે તો બાપ નારાજ થશે અને લોક ઠીક સમજતા નથી. આવી પ્રકારના ધર્મ-સંકટનું નિવારણ કરવાને માટે તત્ત્વજ્ઞાની હોય તેમ કથન કરવા માંડે છે. અને સ્નાનાદિનો પરિત્યાગ પણ કરી દે છે, અને શૌચાદિમાં આગ્રહ રાખનાર મનુષ્યની કંઇક ટીકા પણ કરે છે. આવી પ્રકારનું વિપરીત આચરણ કરવામાં કારણ આલસ્ય માત્ર છે. આ આલસ્ય થોડા સમયમાં મનુષ્યને સદાચારથી હઠાવી આવશ્યક ધર્મથી વિમુખ કરી દે છે.

કેટલાક ચુસ્ત લોક એવા પણ છે કે જે સ્નાનાદિકોમાં જ પોતાને કૃતકૃત્ય માનીને તેમાં જ તત્પર રહે છે, તેમાં કેવલ અજ્ઞાન જ કારણ છે. સ્નાનાદિ માત્ર કરવાથી અન્તઃકરણની પવિત્રતા થતી નથી. તે લોકો શુષ્ક નિયમોને અધીન રહીને અહિંસાદિ યમો વિગેરે પવિત્ર

સાધનોથી દૂર રહી સંસારના ધક્કા ખાતા રહે છે. તેથી શાસ્ત્રમાં અતિ આચારને પણ મૂર્ખતા કહી છે. અને અનાચાર જે છે તે ધર્મમાં હાનિ પહોંચાડનાર છે. આ કારણોથી નિયમિત આચારમાં રહીને હરેક ધર્મકાર્યમાં તત્પર રહેનાર મનુષ્ય જ સંસારદુઃખને દૂર કરી શકે છે. માટે જપાદિને ઉપયોગી શૌચ તથા આસનાદિનો જે નિયમ છે તે અહીં બતાવીએ છીએઃ—

**स्नानं कृत्वा शुचौ देशे बद्ध्वा रुचिरमासनम् ।**
**त्वया मां हृदि संचिन्त्य संचिन्त्य स्वगुरुं ततः ॥ ,, ॥ २० ॥**

અર્થઃ—જપ કરનારે પહેલાં સ્નાન કરીને પછી પવિત્ર દેશમાં પોતાનું આસન લગાવી તારા (પાર્વતીના)સહિત મને (શિવજીને)–પરમાત્માને તથા મંત્રોપદેષ્ટા ગુરુનું સ્મરણ કરી તથા મનથી નમસ્કાર કરી જપ શરૂ કરવો જોઇએ.

આસનાદિકોના પણ નિયમ ભગવાને ગીતામાં કહ્યા છેઃ—

**शुचौ देशे प्रतिष्ठाप्य स्थिरमासनमात्मनः ।**
**नात्युच्छ्रितं नातिनीचं चैलाजिनकुशोत्तरम् ॥ भ. गी. अ. ६–११ ॥**

અર્થઃ—દેશની શુદ્ધિ બે પ્રકારે થાય છે–એક સ્વભાવથી, બીજી સંસ્કારથી. ગંગાજીનો તટ આદિ સ્વભાવથી શુદ્ધ છે, ગોબરથી લેપન આદિથી શુદ્ધ કરેલું સ્થાન સંસ્કારથી શુદ્ધ કહેવાય છે. જપાદિ કરવાને માટે બેસવાનું જે સ્થાન હોય તે આમાંની કોઇ પ્રકારની શુદ્ધિવાળું જોઇએ. વળી જગા ઉંચીનીચી પણ ન હોવી જોઇએ અર્થાત્ જગા સમાન હોવી જોઇએ. જ્યાં કોઈ પ્રકારના ભયનો સંભવ ન હોય અને મનુષ્યો તરફની કોઇ બાધાવાળું ન હોય, વળી તે સ્થાનમાંથી શીઘ્ર ઉઠવું પડે તેવું પણ ન હોય–એવા સ્થિર દેશમાં બેસવાને માટે પ્રથમ પૃથિવી ઉપર કુશાનું આસન, તેની ઉપર વ્યાઘ્રાદિકોનું ચર્મ, તેની ઉપર કંબલ આદિ ઉનનું વસ્ત્ર એમ ઉપરા ઉપરી આસન બિછાવીને જપ કરવા બેસવું જોઇએ.

સકામ જપ કરનારને માટે સ્નાન તથા આસનાદિકોનો કાંઇ ભેદ પણ શાસ્ત્રમાં કહ્યો છેઃ —

**अथ काम्यजपस्थानं कथयामि वरानने ।**
**सागरान्ते सरित्तीरे तीर्थे हरिहरालये ॥ गुरु० गी० २८६ ॥**
**शक्तिदेवालये गोष्ठे सर्वदेवालये शुभे ।**
**वटस्य धात्र्या मूले वा मठे वृन्दावने तथा ॥ ,, ॥ २८७ ॥**
**पवित्रे निर्मले देशे जपानुष्ठानतोऽपि वा ।**
**निर्वेदनेन मौनेन जपस्तोत्रं समाचरेत् ॥ ,, ॥ २८८ ॥**
**जाप्येन जयमाप्नोति जपसिद्धिं फलं तथा ।**
**हीनकर्म त्यजेत्सर्वं गर्हितस्थानमेव च ॥ ,, ॥ २८९ ॥**

અર્થઃ—હે પાર્વતી! હવે હું કામ્ય કર્મ કરવાને યોગ્ય સ્થાન બતાવું છું. 'સમુદ્રતટ, નદીનો તીર, તીર્થ, શિવ તથા વિષ્ણુનું મંદિર, દેવીમન્દિર, ગોશાળા, અન્ય સર્વ પ્રકારનાં

દેવાલય, વડનું મૂળ, આમળાના વૃક્ષનું મૂળ, મઠ ( યતિ આદિને નિવાસ કરવાનું સ્થાન ), તુલસીવન (૨૮૬–૭), ઈત્યાદિ પવિત્ર દેશમાં વૈરાગ્ય પૂર્વક મૌન ધારણ કરીને જપ તથા સ્તોત્રનો પાઠ આરંભવો. એવા દેશમાં જપ તથા અનુષ્ઠાન કરવાથી જપ તથા જપની સિદ્ધિ તથા ઈચ્છિત ફળ મળે છે. પરન્તુ જપકાલમાં સર્વ પ્રકારનાં હીન કર્મ તથા જપ માટેનું નિન્દિત સ્થાન એ સર્વનો ત્યાગ કરવો જોઇએ. (૨૮૮–૯).

સકામી જપમાં વૈરાગ્ય કેવી રીતે બની શકે? આ શંકા થઇ શકે છે, જે મનુષ્ય જે કાર્યની સિદ્ધિની ઈચ્છા કરીને જપ કરતો હોય તેને છોડી (તે સિવાય) અન્ય કોઇ પદાર્થની ઈચ્છા ન કરવી તેજ સકામ કર્મમાં વિરક્તિ છે. અર્થાત્ સકામ જપમાં પણ અનેક કામનાનો પરિત્યાગ કરીને એક જ કામના સિદ્ધ કરવાને માટે જપ કરવો જોઇએ. ત્યારે તેને શીઘ્ર ફલની પ્રાપ્તિ થાય છે. એ પ્રકારે જપ કરવાથી જય પ્રાપ્ત થાય છે અને મંત્રની સિદ્ધિ તથા જપનું ફળ પણ મળે છે.

વળી જપ કરવાના સમયમાં મિથ્યાભાષણાદિક નીચ કર્મનો પરિત્યાગ કરવો જ જોઇએ. અને વળી અપવિત્ર સ્થાનનો પણ પરિત્યાગ કરવાનો છે. આ સ્થાન સર્વ નિષ્કામ જપને માટે પણ ઉત્તમ છે, તથાપિ સકામીને માટે આવું સ્થાન આદિ જ હોવું જોઇએ.

જેવી રીતે સકામ કર્મમાં સ્થાનવિશેષ કહ્યું છે તેવું આસનનું પણ કહ્યું છે:—

**पीतासनं मोहने तु असितं चाभिचारके ।**

**ज्ञेयं शुक्लं च शान्त्यर्थे वश्ये रक्तं प्रकीर्तितम् ॥ ,, ॥ २९१ ॥**

અર્થ:—મોહન માટેના જપકર્મમાં બેસવાને પીળું આસન, મારણ કર્મમાં કાળું, શાન્તિ કર્મમાં સફેદ વર્ણનું અને વશ્ય કર્મમાં લાલ રંગનું આસન રાખવાનું કહેલું છે.

**जपं हीनासनं कुर्वन्हीनकर्मफलप्रदम् ॥ ,, ॥ २९२ ॥**

અર્થ—આસન વિના જપ કરવાથી જપનું ફલ પણ હીન થાય છે. માટે અવશ્ય આસન ઉપર બેસીને જ જપ કરવો.

**वस्त्रासने च दारिद्र्यं पाषाणे रोगसंभवः ।**

**मेदिन्यां दुःखमाप्नोति काष्ठे भवति निष्फलम् ॥ ,, ॥ २७० ॥**

અર્થ:—ઉનથી ભિન્ન એટલે વસ્ત્રાસન ઉપર બેસીને જપ કરવાથી દારિદ્ર ફલ થાય છે, પથ્થર ઉપર બેસવાથી રોગની ઉત્પત્તિ, ખાલી પૃથિવી ઉપર બેસવાથી દુઃખ થાય છે જેથી શાન્તિપૂર્વક ઘણી વાર સુધી બેસી શકાય નહિ, અને લાકડાના આસન ઉપર બેસવાથી જપાદિ નિષ્ફળ જાય છે.

**कृष्णाजिने भवेन्मुक्तिर्मोक्षः श्रीर्व्याघ्रचर्मणि ।**

**कुशासने ज्ञानसिद्धिः सर्वसिद्धिस्तु कंबले ॥ ,, ॥ २७१ ॥**

અર્થ:—કાળા હરિણના ચર્મ ઉપર બેસી જપ કરવાથી મુક્તિ રૂપી ફળ થાય છે, વ્યાઘ્રચર્મથી મોક્ષ તથા લક્ષ્મીની સિદ્ધિ, કુશાસનથી જ્ઞાનની સિદ્ધિ, અને સફેદ કંબલ ઉપર બેસી જપ કરવાથી સર્વ સિદ્ધિ મળે છે.

આ વિષયમાં નવીન બુદ્ધિવાળા સુધારકોને મશ્કરી કરવાનું કારણ મળે છે. હરિણના ચામડાથી, વ્યાઘ્રના ચામડાથી, કુશ નામના ઘાસથી પણ હિન્દુને મોક્ષ મળે છે એમ કહી

હાંસી કરે છે. પરન્તુ તે લોકોએ સમજવું જોઇએ કે જેવી રીતે ભોજન એક વસ્તુથી તૈયાર થતું નથી, તેને માટે દાળ, ચોખા, લોટ, શાક, મીઠું, મરચું, મશાલો, લાકડાં, પાણી, અગ્નિ, રસોઇ કરનાર એ સર્વ હોય તો ભોજન તૈયાર થઇ શકે છે, થોડા મરચાથી વા દાળ આદિ કોઇ એક પદાર્થથી ભોજન નહીં બને તેવી રીતે જ્ઞાન વા મોક્ષને માટે જેમ કર્મ, ઉપાસના, જપ, તપ, યજ્ઞ, દાન, વ્રત આદિ સર્વનો ઉપયોગ છે, તેમ જપ તપાદિને ઉપયોગી ઘાસાદિની પણ મોક્ષમાં ઉપયોગિતા છે. તે કારણથી આસનાદિનો વિચાર વ્યર્થ નથી.

કેટલાક લોક કહે છે કે મૃગચર્મ, રેશમી વસ્ત્ર, આદિનો ઉપયોગ કરવો તે પાપનું કારણ છે, કેમકે પ્રાણીઓનો વધ કર્યા વિના એ વસ્તુ પ્રાપ્ત થતી નથી. તે કારણથી તેનો ઉપયોગ કરવો યોગ્ય નથી. આ શંકાનું આ સમાધાન છેઃ—મૃગચર્મ અથવા વ્યાઘ્રચર્મનો ઉપયોગ કરનાર જંગલમાં રહેતા ઋષિલોક હતા. તેઓ આસનને માટે અને બિછાનાને માટે મરેલા વ્યાઘ્રાદિના ચર્મનો ઉપયોગ કરતા હતા. ખાસ તેને માટે મારવામાં આવતા નહોતા. વળી વ્યાઘ્રાદિના ચર્મથી શીતનું નિવારણ સારી રીતે થઈ શકે છે. કંબલ આદિનો પ્રતિગ્રહ કરવાની જરૂર રહેતી નથી અને તેને માટે ગ્રામમાં જવાની જરૂર પડતી નથી. એવા વીતરાગોને માટે પ્રતિગ્રહ કરવો નહીં પડે, તથા સોડા સાબુ આદિથી ધોવાની પણ જરૂર નહીં રહે. અને ચર્મ મલિન થવાનો પણ સંભવ નથી. એ સર્વ વિચાર કરીને શાસ્ત્રકારોએ આજ્ઞા આપી છે. તે કારણથી મૃગચર્મ આદિક આસનને માટે તેમ બિછાવવાને માટે ઉપયોગ કરવામાં કોઇ દોષ નથી.

પ્રાચીન કાલમાં કોશેટાને માર્યા વિના રેશમને કાઢતા હતા. હાલના સમયમાં તે પ્રણાલી નષ્ટ થઇ છે. કીડાને મારીને રેશમ કાઢવામાં આવે છે. તે દેખીને મનુષ્યને ગ્લાનિ આવે છે. હાલની રીતિ જોઇને પ્રાચીન રીતિને ખોટી કહેવી યોગ્ય નથી. રેશમી વસ્ત્રમાં તેજનો ભાગ વધારે હોવાથી શરીરમાંના દોષોને ખેંચી લેવાની તેમાં શક્તિ છે. અને રેશમ શુદ્ધ વસ્તુ પણ છે. તે કારણથી તેનો ઉપયોગ કરતા હતા. હાલના સમયમાં કલા કૌશલ્ય કમી થવાથી કીડાને માર્યા વિના રેશમ મળી શકતું નથી માટે તે પાપ છે એમ કહો તો તે વાત બરાબર છે. સર્વે તેનો પરિત્યાગ કરવો જોઇએ. પરન્તુ પ્રાચીન રીતિની નિન્દા કરવી અયોગ્ય છે.

વળી મૃગોને તથા મનુષ્યોને મારનાર વ્યાઘ્રાદિને રાજા અને રાજપુરૂષોને માટે દોષનું કારણ નથી. તેથી પણ તે ચર્મનો ઉપયોગ કરવામાં પાપ નથી. પરન્તુ હરિણાદિ નિર્દોષ પ્રાણીઓને ચર્મને માટે મારવાં તે યોગ્ય નથી. માટે મરેલા પ્રાણીના ચર્મનો ઉપયોગ થઇ શકે છે. અહિંસા ધર્મનો બહુ ઉંડો વિચાર કરવા જતાં પૃથિવી ઉપર રહેવું પણ અશક્ય થઇ પડશે. માટે અતિબુદ્ધિનો ઉપયોગ કર્યા વિના શાસ્ત્રસંમતિ અનુસાર યુક્તિપૂર્વક કાર્ય કરવું ઠીક છે.

આ પ્રમાણે આસનનો વિચાર કરીને દિશાનો પણ વિચાર શાસ્ત્રમાં કરવામાં આવ્યો છે. તેને પણ અહીં થોડામાં બતાવવામાં આવે છે.

**उत्तरे शान्तिजाप्यं स्याद्वश्ये पूर्वमुखोदितम् ।**
**दक्षिणे मारणं प्रोक्तं स्तंभने पश्चिमामुखम् ॥** गु. गी. श्लो. २६८ ॥

અર્થ:—શાન્તિને માટે જપ કરનારે ઉત્તર દિશામાં મુખ કરીને બેસવું જોઇએ; કોઇને વશ કરવો હોય તો પૂર્વમાં મુખ કરીને બેસવાનું કહ્યું છે; મારણના પ્રયોગમાં દક્ષિણ દિશામાં મુખ કરીને બેસવું; સ્થંભન ( કોઇ કાર્યમાં પ્રવૃત્ત થયેલા મનુષ્યને તેમાંથી રોકવો તે)ને માટે જપ કરતાં પશ્ચિમમાં મુખ રાખીને બેસવું. મુમુક્ષુ પુરૂષ હમેશાં શાન્તિની ઇચ્છા રાખે છે તેથી તેમને માટે ઉત્તરાભિમુખ થઈને જપ કરવો શ્રેષ્ઠ છે.

**पश्चिमं धनदं विद्यात् ।** शि० पु० उ० भा० वा० य० सं० अ० ४१–४७

અર્થ:—પશ્ચિમમાં મુખ કરીને જપ કરવાથી ધનની પ્રાપ્તિ થાય છે.

આ પ્રમાણથી ધનની ઇચ્છાવાળાએ જપ કરતાં પશ્ચિમ દિશામાં મુખ રાખી જપ કરવો એ પ્રધાન છે.

**सूर्याग्निविप्रदेवानां गुरूणामपि संनिधौ ।**
**अन्येषां च प्रसिद्धानां मन्त्रं न विमुखो जपेत् ॥** ,, ॥ ४७–८ ॥

અર્થ:—સૂર્ય, અગ્નિ, બ્રાહ્મણ, પ્રતિષ્ઠા કરેલા દેવની મૂર્તિ, ગુરૂ તથા અન્ય પ્રતિષ્ઠિત યોગ્ય વ્યક્તિ એ સર્વ જ્યાં બેઠા હોય ત્યાં તેમને પીઠ કરીને બેસી મંત્ર જપવો નહિ.

હવે કુશાદિ આસનમાં બેસવા છતાં પણ શરીરની સ્થિતિ સ્થિર રાખવાને માટે તથા સુખ પૂર્વક બહુ વાર સુધી બેસવાનું સુગમ પડે તેને માટે પદ્માસનાદિ આસનના અભ્યાસની પણ જરૂર છે તે કહીએ છીએ.

**आसनानीह तावन्ति यावन्त्यो जीवयोनयः ॥** स्का.पु.ख. ४ अ.४१–६० ॥

અર્થ:—જેટલા પ્રકારની જીવયોનિઓ છે તેટલા પ્રકારનાં આસન છે.

તે મધ્યે પ્રધાન નવ પ્રકારનાં આસનો મહાદેવજીએ બૃહસ્પતિ પ્રતિ કહ્યાં છે તે નીચે પ્રમાણેઃ—

**आसनानि पृथग्वक्ष्ये शृणु वाचस्पतेऽधुना ।**
**स्वस्तिकं गोमुखं पद्मं वीरं सिंहासनं तथा ॥**

सू. सं. ज्ञा. यो. ख. २, अ. १५–१ ॥

**भद्रं मुक्तासनं चैव मयूरासनमेव च ।**
**सुखासनसमाख्यं च नवमं मुनिपुंगव ॥** ,, ॥ २ ॥

અર્થ—હે બૃહસ્પતિ ! હું હવે તમને જૂદાં જૂદાં આસનો કહી બતાવું છું. તે તમે સાંભળો. સ્વસ્તિક, ગોમુખ, પદ્મ, વીર, સિંહ, ભદ્ર, મુક્ત, મયૂર અને સુખાસન એ નવ આસન છે. આસનો બહુ પ્રકારનાં હોવા છતાં જપાદિ તથા પ્રાણાયામાદિનો અભ્યાસ કરનારને માટે ઉપયોગી આ નવ પ્રકારનાં પ્રધાન આસનોને અહીં કહ્યાં છે. એમાંથી કોઇ પણ આસનમાં બેસી જપ કરવાથી શરીરની નિશ્ચલતા આદિ શીઘ્ર સિદ્ધ થઇ જાય છે. માટે જપ કરનારની એકાગ્રતા વગેરે પણ શીઘ્ર સિદ્ધ થાય છે. ઉપર કહેલાં પ્રથમનાં સ્વસ્તિકથી મયૂર સુધીનાં આઠ આસનમાંથી કોઇ પણ આસને બેસવાને અસમર્થ હોય તો અંતિમ આસન સુખાસનમાં બેસી જપ કરવો ઠીક છે.

મતલબ એ છે કેઃ—

येन केन प्रकारेण सुखं स्थैर्यं च जायते ।
तत्सुखासनमित्युक्तमशक्तस्तत्समाचरेत् ॥ „ ॥ १५ ॥

અર્થઃ—કોઇ પણ સુખ રીતે થાય અને શરીરના સ્થિરતા પણ રહે એવી રીતે બેસવું તેને સુખાસન કહે છે. સ્વસ્તિકાદિ આસનોમાં બેસવામાં અસમર્થ મનુષ્ય આ સુખાસનનો ઉપયોગ કરે.

तत्रैकाग्रं मनः कृत्वा यतचित्तेन्द्रियक्रियः ।
उपविश्यासने युञ्ज्याद्योगमात्मविशुद्धये ॥ भ० गी० अ०६–१२ ॥
समं कायशिरोग्रीवं धारयन्नचलं स्थिरः ।
संप्रेक्ष्य नासिकाग्रं स्वं दिशश्चानवलोकयन् ॥ „ ॥ १३ ॥

અર્થઃ—યોગાભ્યાસી અથવા જપાદિ કરનાર એ સર્વને માટે સ્થાન, આસન, ભોજન, આદિકનો કોઈ વિશેષ ભેદ નથી. યુક્તાહાર આદિ સર્વને આવશ્યક છે. માટે બેસવાને માટે બિછાવેલા કુશાદિના આસનમાં પદ્માદિ આસને અથવા સુખાસને બેસીને મનની કામાદિ વૃત્તિઓને રોકીને ઇન્દ્રિયોના બહારની વસ્તુઓના દર્શનાદિને રોકીને ( ૧૨ ), શરીર તથા શિર અને ગર્દનને સીધા રાખી અર્થાત્ હાલે ચાલે નહીં એવી રીતે સ્થિર રાખીને ચારે દિશા તરફ નહીં દેખતાં પોતાની નાસિકાના અગ્રભાગમાં દૃષ્ટિ રાખીને અન્તઃકરણની શુદ્ધિને માટે યોગનો અર્થાત્ સમાધિનો અભ્યાસ કરવો જોઇએ. અને આજ નિયમ જપ કરનારને માટે પણ છે. (૧૩).

ઉપર, બેસીને જપ કરવો એમ કહ્યું. તેથી ઉભા રહીને અથવા સૂતા સૂતા ધ્યાનજપાદિ કરવાની સ્વતઃ મનાઈ થઇ એમ સમજવું. મન અત્યન્ત ચંચળ સ્વભાવવાળું હોવાથી બેસીને પણ જપ, ધ્યાન, આદિ કરનારને ચિત્તની સ્થિરતા થવી કઠિન છે, તો પછી ચાલતા કે સૂતા સૂતા કરનારને તો સ્થિરતાની વાત જ બહુ દૂર છે. તે કારણથી—**आसीनः संभवात् । ब्र. सू. अ० ४–१–७ ।।** ઉપાસના બેસીને જ કરવાની છે, કેમકે ઉપાસના એટલે તૈલધારાવત્ એકાકાર વૃત્તિનો પ્રવાહ કરવાનો છે. તેને માટે જે ધ્યાન જપાદિ છે તે સર્વ ઉપાસનાની અંદર ગ્રહણ કરવાનું છે. વૃત્તિની આવી એકાગ્રતા ચાલતા કે દોડતા થઇ શકતી નથી. કારણકે ચાલવું આદિ ક્રિયા ચિત્તને વિક્ષેપ કરનારી છે; અને સૂતેલા મનુષ્યને નિદ્રા આવી જાય છે, તેથી બેસીને જ જપ કરવો યોગ્ય છે.

ભગવાન્ શ્લોકમાં નાસિકાના અગ્ર ભાગમાં દૃષ્ટિ રાખવાને કહે છે, નાસિકાના અગ્રભાગનો સાક્ષાત્કાર કરવાનો ઉદ્દેશ નથી, તો ત્યાં દૃષ્ટિ લગાડવાનું પ્રયોજન શું ? તે કહીએ છીએઃ—નેત્ર ખુલ્લાં રાખવાથી બહારના પદાર્થોનાં દર્શન થાય. તેમ મનની લક્ષ્યમાં એકાગ્રતા થઇ શકે નહીં. અને જો નેત્રને બંધ કરીને ધ્યાનાદિ કરે તો નિદ્રા આવવાનો સંભવ છે. આ કારણથી નાસાગ્રમાં દૃષ્ટિ જમાવવાને માટે કહ્યું છે. ભાવ એવો છે કે નેત્ર બિલકુલ ખુલ્લાં પણ ન હોય અને બિલકુલ બંધ પણ ન હોય એવી રીતે બેસવું.

**માલાવિચાર.** વળી મંત્રોની સંખ્યાની ગણતરી કરવાને માટે માળાની પણ આવશ્યકતા છે, નાના પ્રકારની વસ્તુની માળાઓ બને છે જેવી કે મોતીની, પ્રવાલની, સ્ફટિકની, સોનાની, ચાંદીની, શંખ, મણિ, તુલસી, કમળનાં બીજ, ચન્દન, કુશ, પુત્રજીવિકા, રૂદ્રાક્ષ, આદિની. કોઈ તો આંગળી અથવા રેખા વડે પણ ગણતરી કરીને જપ કરે છે. પરન્તુ સર્વ માળામાંઃ—

रुद्राक्षै· संख्या न विद्यते ॥

અર્થઃ—રૂદ્રાક્ષની માળા વડે કરેલા જપના ફલની સંખ્યા નથી અર્થાત્ તેનું અનન્ત ફળ છે, એ પ્રમાણે ગૌતમધર્મ સૂત્રના ક્રિયાકાણ્ડમાં તથા રૂદ્રાક્ષજાબાલોપનિષત્ આદિ ગ્રન્થોમાં રૂદ્રાક્ષની માળાનું માહાત્મ્ય વિશેષ કરીને બતાવ્યું છે.

તુલસી આદિ અન્ય માળાનું પણ માહાત્મ્ય પુરાણોમાં બતાવ્યું છે. તથાપિ વૈદિક કર્મમાં રૂદ્રાક્ષમાલા સિવાય અન્ય માલાનો વિનિયોગ કર્યો નથી. માટે સર્વ માલાથી રૂદ્રાક્ષમાળા શ્રેષ્ઠ છે.

સાધારણ રીતે સર્વ મતવાળા જપ કરવામા ૧૦૮ મણકાની માળા બનાવતા દેખવામાં આવે છે. ૧૦૮ મણકાની માળા ઉત્તમ છેઃ—

उत्तमाष्टाधिकशतम् ॥ वरा० पु० अ० १२८–८० ॥

આ પ્રમાણથી પણ ૧૦૮ મણકાની માળાની શ્રેષ્ઠતા માલુમ પડે છે. અને બીજી પચાસ મણકાની માળાને મધ્યમ કહી છે, અને તેથી કમી સંખ્યાની માળાને નિકૃષ્ટ કહે છે.

પ્રશ્ન એ થાય છે કે સર્વત્ર ૧૦૮ મણકાનીજ માળા કેમ સ્વીકારી છે ? તેનું કારણ એમ માલુમ પડે છે કે આવી માળા "सर्वं खल्विदं ब्रह्म" આ સંપૂર્ણ જગત્ બ્રહ્મરૂપ છે એવા વેદાન્તના સિદ્ધાન્તનું સૂચન કરે છે. કારણકે આ માળાને કોઇ લોક વર્ણમાલા કહે છે.

અક્ષમાલોપનિષત્માં વર્ણમાળાનો ક્રમ બતાવ્યો છે. તેમાં આ સંપૂર્ણ જગતના પદાર્થ અકારાદિ વર્ણરૂપ હોવાથી તે દરેક વર્ણોનું માલામાં ધ્યાન કરીને માલાને સર્વાત્મ રૂપ જાણવી એમ કહ્યું છે. સ્કન્દપુરાણમાં જે માહેશ્વરખણ્ડ છે તેની અન્તર્ગત કૌમારીખણ્ડના પાંચમા અધ્યાયમાં જગતના પદાર્થોની અકારાદિ વર્ણરૂપતા કંઇક વિસ્તારથી કહી છેઃ—

अक्षरास्तु द्विपञ्चाशन्मातृकायाः प्रकीर्तिताः ॥

स्का. पु. माहे.,ख, कौ. ख. २,अ. ५–५० ॥

અર્થઃ—અક્ષરમાલા (માતૃકા) અથવા બારાખડીના અક્ષર બાવન કહ્યા છે,

તેમાં ૧ ૐકાર, અને ૧૪ સ્વરો અ, આ, ઇ, ઈ, ઉ.ઊ, ઋ, ૠ, એ, ઐ, ઓ,ઔ, અં, અને અઃ કહેલા છે. બને મળી ૧૫ થાય છે.

ૐકારને બીજા કોઇએ અક્ષરમાળામાં ગણ્યો નથી, અને સર્વેએ ગણ્યો છે, અહીં સ્કાન્દ પુરાણમાં ૐકારને અક્ષરમાળામાં લીધો છે, ક્ષને લીધો નથી.

તેવી રીતે અનુસ્વાર, વિસર્ગ, જીવ્હામૂલીય અને ઉપધ્માનીય એ ચારને બીજા કોઇએ પણ અક્ષરમાળામાં લીધા નથી, પરન્તુ અહીં સ્કાન્દપુરાણમાં આ ચારેને અક્ષરમાળામાં લીધા છે.

અહીં અકારાદિ વર્ણોને દેવ મનુષ્યાદિ જગત્ રૂપ બતાવવા, અને જગત્ રૂપ હોવાથી તેમને પરમાત્મ રૂપ કથન કરવા એ ઉદ્દેશ છે. તેથી વ્યાકરણ તથા દેશરિવાજની અનુસાર અહીં અક્ષરમાલાનો નિર્ણય કર્યો નથી. સામાન્ય રૂપે કહેવુ છે. તેથી અક્ષરોની સંખ્યા આદિ વિષયમાં અહીં શંકા કરવાની જરૂર નથી.

તેથી સ્કાન્દપુરાણમાં ૧ ૐકાર, ૧૪ સ્વર, ककारથી ह સુધીના ૩૩ વર્ણ (અક્ષર), અને અનુસ્વાર, વિસર્ગ, જીવ્હામૂલીય તથા ઉપધ્માનીય એ ચારને મેળવી બાવન અક્ષર [વર્ણ] ની પૂર્તિ કરી છે (૧+૧૪+૩૩+૪=૫૨).

એ પ્રમાણે સ્કાન્દપુરાણમાં અક્ષરો ગણાવીને, પછી अकारને બ્રહ્મારૂપ, उकारને વિષ્ણુરૂપ તથા मकारને રૂદ્રરૂપ કહી, એ अ, उ, અને म રૂપ ૐના ઉપરના બિન્દુને પરમાત્મરૂપ કહ્યો છે. બાદ अ થી अः સુધીના ૧૪ સ્વરોને બ્રહ્માના એક કલ્પના (બ્રહ્માના એક દિવસની સૃષ્ટિમાં થતા) ૧૪ મનુ રૂપ માન્યા છે, અને क થી ह સુધીના ૩૩ વર્ણોને ૩૩ કોટિ (પ્રકાર) ના દેવતા રૂપ કહ્યા છે, આ ૩૩ વર્ણો મધ્યેથી क થી ठ સુધીના ૧૨ વર્ણોને બાર આદિત્ય રૂપ કહ્યા છે; ड થી ब સુધીના ૧૧ વર્ણોને ૧૧ રૂદ્ર રૂપ કહ્યા છે; भ થી ष સુધીના ૮ વર્ણોને ૮ વસુ રૂપ કહ્યા છે; અને स તથા ह એ બે વર્ણોને બે અશ્વિની-કુમાર રૂપ કહ્યા છે; क्ष ને સ્કાન્દપુરાણમાં અક્ષરમાલામાં ગણ્યો નથી. એ પ્રમાણે क થી ह સુધીના ૩૩ વર્ણોને ૩૩ પ્રકારના દેવતાઓ રૂપ કહ્યા છે. અને અનુસ્વાર, વિસર્ગ, જીવ્હા-મૂલીય અને ઉપધ્માનીય એ ચાર વર્ણોને જરાયુજ (મનુષ્યાદિ) અણ્ડજ (પક્ષી આદિ), સ્વેદજ (જુ આદિ) અને ઉદ્ભિજ્જ (વૃક્ષાદિ) એ ચાર પ્રકારનાં પ્રાણીઓના સમૂહ રૂપ કહ્યા છે. આ પ્રમાણે વર્ણોને દેવતા આદિ જગત્ રૂપ કહીને એનો તત્ત્વાર્થ નીચે પ્રમાણે કહ્યો છેઃ—

ये पुमांसस्त्वमून् देवान्समाश्रित्य क्रियापराः ।
अर्धमात्रात्मके नित्ये पदे लीनास्त एव हि ॥

स्का. पु. मा. ख. कौ. ख. २, अ. ५–८५ ॥

અર્થઃ—જે મનુષ્ય આ અક્ષરમાલાના અક્ષરરૂપ દેવતાનો આશ્રય કરીને કર્મ તથા ઉપાસના આદિ ક્રિયામાં તત્પર થાય છે, તેઓ ક્રમે કરીને અર્ધમાત્રા રૂપ પરમાત્મામાં લીન થાય છે.

ગાયત્રીમન્ત્રથી પણ અકારાદિ અક્ષરમાલાના અક્ષરોના સંપૂર્ણ જગત્ રૂપતા સિદ્ધ થાય છે.

गायत्री वा इदं सर्वं भूतं यदिदं किं च वाग्वै गायत्री वाग्वा इदं सर्वं भूतं ।

છા૦ ઉ૦ અ૦ ૩ ખં૦ ૧૨, મ૦ ૧ ॥

અર્થઃ—આ જે કોઇ સ્થાવર કે જંગમ રૂપ પ્રાણીઓનો સમૂહ છે તે સર્વ ગાયત્રી સ્વરૂપ છે.

"ગાયત્રી" એ સામાન્ય શબ્દ રૂપ છે. તેનું સર્વ પ્રાણિરૂપત્વ અસંભવિત છે એવી કોઇ શંકા કરે. માટે કહે છે કે—

"वाग्वा इदं सर्वम्"–આ સંપૂર્ણ જગત્ વાણી રૂપ છે, અને વાણી અકારાદિ શબ્દ રૂપ છે, તેથી સંપૂર્ણ જગત્ પણ અકારાદિ અક્ષર રૂપ છે.

ગાયત્રીમાં ૨૪ અક્ષર છે, અને સંપૂર્ણ જગતને મહાભારતના ભીષ્મપર્વમાં ગાયત્રીના ૨૪ અક્ષર રૂપે કહેવામાં આવ્યું છે.

उद्भिज्जाः स्थावराः प्रोक्तास्तेषां पंचैव जातयः ।
वृक्षगुल्मलतावल्ल्यस्त्वक्सारस्तृणजातयः ॥

म. भा. भी. प. जंबुखंडविनिर्माणपर्व.अ. ४–१४ ॥

અર્થ:—સ્થાવરનું નામ ઉદ્ભિજ્જ કહ્યું છે. તેની પાંચ જાતિ હોય છે, ૧. વૃક્ષ (પીપળો વિગેરે), ૨. ગુલ્મ (કુશ વગેરે), ૩. લતા (વૃક્ષાદિ ઉપર લપેટાતી, જેમ, ગળો), ૪. વલ્લી (વેલ એક વર્ષ રહેનાર જેમ કોળાની), અને ૫. ત્વકસાર (વાંસ વગેરે).

अरण्यवासिन सप्त सप्तैषां ग्रामवासिनः ।

सिंहा व्याघ्रा वराहाश्च महिषा वारणास्तथा ॥ „ ॥ १७ ॥

ऋक्षाश्च वानराश्चैव सप्तारण्याः स्मृता नृप । „ ॥ १८ ॥

અર્થ;—સંજય ધૃતરાષ્ટ્ર પ્રતિ કહે છે–હે નૃપ! પશુ ૧૪ પ્રકારનાં હોય છે. તેમાંનાં સાત અરણ્યવાસી અને સાત ગ્રામવાસી છે. તેમાંનાં સાત જંગલી પશુ–સિંહ, વાઘ, સુઅર, જંગલી પાડા, હાથી, રીંછ, અને વાનર–કહેવાય છે.

गौरजाविमनुष्याश्च अश्वाश्वतरगर्दभाः ।

एते ग्राम्याः समाख्याताः पशवः सप्त साधुभिः ।

एते वै पशवो राजन् ग्राम्यारण्याश्चतुर्दश ॥ „ ॥ १९ ॥

અર્થ:—મનુષ્ય, ગાય, બકરી, ઘેટું, ઘોડો, ખચ્ચર અને ગધેડું એ સાત ગ્રામ્ય પશુ એમ સાધુ પુરુષો કહે છે. એ પ્રકારે હે રાજન્! ગ્રામ્ય અને આરણ્ય મળી ૧૪ પશુ છે.

तेषां विंशतिरेकोना महाभूतेषु पंचसु ।

चतुर्विंशतिरुद्दिष्टा गायत्री लोकसंमता ॥ „ ॥ १५ ॥

અર્થ:—આ સ્થાવર જંગમ ભેદથી ૧૯ પ્રકારના ભેદ કહ્યા. તે બધાને પાંચ મહાભૂતોમાં ઉમેરવાથી ૨૪ (૧૯+૫) પદાર્થને ૨૪ અક્ષરવાળી બ્રહ્મરૂપ ગાયત્રી કહી છે, જે ગાયત્રી ત્રણે લોકમાં પ્રસિદ્ધ છે.

પાંચ ભૂતોમાંથી સર્વની ઉત્પત્તિ છે. તેથી તેમને પ્રકૃતિ કહે છે. બાકી ૧૯ ને વિકૃતિ કહે છે. કારણ તથા કાર્ય પણ તેમનાં જ નામ છે. તેથી કારણ તથા કાર્યરૂપ સંપૂર્ણ જગતના પદાર્થ અકારાદિ વર્ણ રૂપ છે તે વાત સિદ્ધ થઇ, અને વેદમાં અને શાસ્ત્રમાં સર્વ પદાર્થને પરમાત્મ રૂપ કહ્યા છે. તો વર્ણ પણ પરમાત્મ રૂપ છે એ વાતમાં સંશય રહ્યો નહીં. નાન્દિકેશ્વરકાશિકામાં પણ અકારાદિ વર્ણોને પરમાત્મ રૂપ કહ્યા છે.

अकारो ब्रह्मरूपः स्यान्निर्गुणः सर्ववस्तुषु ।

चित्कलामिम् समाश्रित्य जगद्रूप उरीश्वरः ॥ नन्दी० का० ३ ॥

અર્થ:—વ્યાકરણના अइउण् સૂત્રમાં જે પ્રથમ અક્ષર अ છે તે સર્વ પદાર્થમાં સાક્ષાત્ નિર્ગુણ બ્રહ્મ રૂપ પરમાત્મા છે. સૂત્રમાનો બીજો અક્ષર જે इ છે તે इमाया રૂપ કહ્યા છે. તેનો આશ્રય કરીને તે પરમાત્મા उ–જગદ્રૂપ–થયા છે. અર્થાત્ સર્વ વસ્તુમાં વ્યાપક સગુણ પરમેશ્વર રૂપ થયા છે.

વળી શ્રીભગવદ્ ગીતામાં પણ "अक्षराणामकारोऽस्मि" (भ. गी. अ. १०–३३) અર્થ:—અક્ષરોમા અકાર રૂપ હું છુ–એમ ભગવાને અકારને પરમાત્મારૂપ કહ્યો છે.

अकारः सर्ववर्णाग्र्यः प्रकाशः परमेश्वरः ।

आद्यमन्तेन संयोगादहमित्येव जायते ॥ „ ॥ ४ ॥

અર્થ:—સર્વ વર્ણોમાં પહેલો અક્ષર જે अ છે તે પ્રકાશ સ્વરૂપ પરમેશ્વર જ છે. વ્યાકરણમાં- अइउण्, ऋलृक्, एओङ्, ऐ औच्, हयवरट्, लण्, ञमङणनम्, झभञ्, घढधष्, जबगडदश्, खफछठथचटतव्, कपय्, शषसर्, हल्-એ ૧૪ સૂત્ર છે. તેમાંના પ્રથમ સૂત્ર अइउण्માંના પ્રથમ અક્ષર अ ને, અન્ત્ય સૂત્ર हल्માંના ह્ની સાથે જોડતાં अहं થાય છે. તેથી अ થી ह સુધીના સંપૂર્ણ વર્ણ अहं રૂપ–પરાત્મારૂપ–જ છે. વળી અન્ય પ્રકારે પણ અકારાદિ સર્વ વર્ણ (એટલે સર્વ પ્રાણી) પરમાત્મા સ્વરૂપ છે એ સિદ્ધ થાય છે. શબ્દ (વાણી)ના પરા, પશ્યન્તી, મધ્યમા અને વૈખરી એવા ૪ ભેદ છે.

सर्वं परात्मकं पूर्वं ज्ञप्तिमात्रमिदं जगत् ।
ज्ञप्तेर्बभूव पश्यन्ती मध्यमा वा ततः स्मृता ॥ „ ॥ ५ ॥

અર્થ:—સૃષ્ટિ પહેલાં આ સંપૂર્ણ જગત્ જ્ઞાન સ્વરૂપ પરમાત્મા રૂપ જ (ज्ञप्तिमात्रम्) હતું. તે ઈશ્વર અનાદિ જીવોપાધિને આશ્રિત કર્મથી પ્રેરિત થઈને પ્રાણવ્યાપારની બાદ મૂલાધારથી ઉત્પન્ન થઇ નાદ રૂપે **પરા** નામના પરિણામને પ્રાપ્ત થાય છે. પછી હૃદયમાં **પશ્યન્તી** નામને પ્રાપ્ત થાય છે. ત્યાર બાદ બુદ્ધિને પ્રાપ્ત થઈ **મધ્યમા** કહેવાય છે. બાદ મુખમાં **વૈખરી** નામને પ્રાપ્ત થાય છે.

ઋગ્વેદનો મંત્ર પણ આ વાતનું પ્રતિપાદન કરે છેઃ—

चत्वारि वाक् परिमिता पदानि तानि विदुर्ब्राह्मणा ये मनीषिणः गुहा त्रीणि निहिता नेङ्गयन्ति तुरीयं वाचो मनुष्या वदन्ति॥ ऋ. वे. सं. मं. १, अ. २२, सू. १६४, ऋ. ४५ ॥

અર્થ:—ઈશ્વર અનાદિ જીવોપાધિને આશ્રિત કર્મથી પ્રેરિત થઈ પ્રાણવ્યાપાર બાદ નાદ રૂપે મૂલ ધારથી ઉત્પન્ન થઈ **પરા** નામથી કહેવાય છે. નાદ સૂક્ષ્મ રૂપ હોવાથી તેનું નિરૂપણ કરવું કઠિન છે. જ્ઞાનના વિષયથી પર છે તેથી તેને પરા કહી છે. તેજ શબ્દ જ્યારે હૃદયમાં પહોંચે છે ત્યારે તેને **પશ્યન્તી** કહે છે. "પશ્યન્તી"નો અર્થ 'દેખતી" છે. યોગિ લોકોથી જાણવી શકય છે. તે જ શબ્દ જ્યારે બુદ્ધિને પ્રાપ્ત થઇ કથન કરવાને તૈયાર થાય છે ત્યારે તેનું નામ **મધ્યમા** થાય છે; કારણ કે હૃદયના મધ્ય ભાગમાં ઉદય પામે છે. તે જ વાણી જ્યારે મનુષ્યના મુખમાં સ્થિત થઇને તાલુ, ઓષ્ટાદિ સ્થાનના વ્યાપારથી બહાર નિકળે છે ત્યારે તેને **વૈખરી** નામથી કહે છે. આ પ્રમાણે લોકમાં જે વાણી છે તે સર્વના પરા આદિ ૪ પ્રકારના ભેદ કર્યા છે. તે ભેદોને શબ્દબ્રહ્મ જે વેદ તેને તેના તત્ત્વને જાણનાર બુદ્ધિશાળી બ્રાહ્મણો જાણે છે.

તેમાંની પહેલી જે ત્રણ (પરા, પશ્યન્તી અને મધ્યમા) તેને હૃદય રૂપી ગુહામાં સ્થિત કહી છે. હૃદયની અંદર રહેલી હોવાથી "ગુહામાં સ્થિત" એમ કહ્યું છે. તે ત્રણ પ્રકારની વાણી બહાર પ્રકટ થતી નથી (नेङ्गयन्ति). ચોથી જે વૈખરી (तुरीयं वाचो) નામની વાણી છે તેને મનુષ્ય લોક બોલે છે.

આ પ્રમાણથી પણ સંપૂર્ણ જગત્ના પદાર્થને અકારાદિ રૂપ, તથા અકારાદિ રૂપ વર્ણને પરમાત્મા રૂપ સિદ્ધ કર્યા.

આ જે અકારાદિ વર્ણોનો સર્વાત્મભાવ સિદ્ધ કર્યો તે સર્વાત્મભાવ અક્ષમાલોપનિષત્‌ને અનુસાર અક્ષમાલામાં પણ કરવાનો કહ્યો છે. અને તે પ્રમાણે કરીને તે માલાથી મંત્રનો

જપ કરવામાં આવે તો તે શીઘ્ર ફલ આપે છે એમ તે ઉપનિષત્‌માં કહ્યું છે– "**एवमक्षमालिकया जप्तो मंत्रः सद्यः सिद्धिकरो भवतीति.**" માટે હવે અક્ષમાલિકોપનિષત્‌ને અનુસાર અક્ષમાલામાં સર્વાત્મકત્વની ભાવના કરવાની રીતિ સંક્ષેપમાં અહીં કહીએ છીએ. દરેક વસ્તુની સૃષ્ટિ અનુલોમ પ્રતિલોમ થાય છે. દરેક વસ્તુની સૃષ્ટિ અનુલોમ થાય છે અર્થાત્ આત્માથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જલ, જલથી પૃથ્વી, એ પ્રકારના ક્રમથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. તેને **અનુલોમ** સૃષ્ટિ કહે છે. પ્રલય કાલમાં પૃથ્વી જલમાં લય પામે છે, જલ તેજમાં, તેજ વાયુમાં, વાયુ આકાશમાં, તથા આકાશ આત્મામાં લીન થાય છે. એવા ઉલટા ક્રમને **પ્રતિલોમ** કહે છે. અનુલોમ અથવા પ્રતિલોમ રૂપે જે વાતને કહેવી છે, અથવા જે કાર્ય કરવું છે, તેનું તાત્પર્ય, કહેનાર અથવા કરનારના ઉદ્દેશને દૃઢ કરવો તેટલુ માત્ર છે. તેથી પ્રેમ તથા ભાવની વૃદ્ધિ થાય છે. તેથી પરમાત્માના સગુણ રૂપની સ્તુતિ કેટલાક લોક પાદથી લઇને કેશ પર્યન્ત, અથવા કેશથી લઇને પાદ પર્યન્તની પણ કરે છે. તે પ્રમાણે ૫૦ વર્ણોને માલામાં અનુલોમ તથા પ્રતિલોમ, રૂપે ધ્યાન કરવાનું કહ્યું છે. તેનું તાત્પર્ય ૧૦૮ મણકાની સંપૂર્ણ માલાની સ્થાવર જંગમાદિ સંપૂર્ણ જગદ્રૂપતા અને પરમાત્મરૂપતા દૃઢ કરાવવી એ છે.

માટે અક્ષમાલિકોપનિષત્‌માં કહ્યા પ્રમાણે **अ** થી **ळ** પર્યન્તના ૫૦ અક્ષરોમાંના દરેકને પરમાત્માના તત્તદ્‌ગુણવાચક નામ લઈને તેના ધ્યાન પૂર્વક અનુલોમ પ્રતિલોપ રૂપથી માળાના દરેક બાજુના પચાસ પચાસ મણકામાં સ્થાપિન કરી ૫૧ મા અક્ષર **क्ष** ને "**परापरतत्त्वज्ञापकपरंज्योतीरूप**" એ નામથી ધ્યાન કરી માલાના સુમેરૂ મણકામાં સ્થાપન કરવો. પછી માલામાં સર્વાત્મકત્વની ભાવના કરી તેના પૂજન પૂર્વક **अ** થી **क्ष** પર્યન્તના ૫૧ અક્ષરો વડે માલાનું સ્પર્શન કરવું. **महोपहारैरुपहृत्य आदिक्षान्तैरक्षरैरक्षमालामष्टोत्तरशतं स्पृशेत्।** )

બાકીના આઠ મણકાને **क च ट त** એ ચાર વર્ણોનું ધ્યાન કરીને અનુલોમ પ્રતિલોમ રૂપથી સ્પર્શન કરવું, એવું તાત્પર્ય છે. ૫૦ વર્ણથી ૧૦૦ મણકાને સ્પર્શન કરી ૧૦૦ ની ઉપરના ૮ મણકાને **क च ट त** એ ચાર વર્ણથી સ્પર્શન કરવાનું અક્ષમાલિકોપનિષત્‌માં કહ્યું નથી. તથાપિ રૂઢિથી તે જોવામાં આવે છે. છતાં ૧૦૦ ઉપરાંતના આઠ મણકામાં સ્કાન્દ પુરાણમાં કહેલા જરાયુજાદિ ચાર પ્રકારનાં પ્રાણી રૂપ ૧. અનુસ્વાર, ૨, વિસર્ગ, ૩. જીહ્વામૂલીય અને ૪. ઉપધ્માનીય એ ચાર વર્ણને અનુલોમ પ્રતિલોમ રૂપે ધ્યાન કરવા એ સર્વાત્મભાવની સિદ્ધિમા સુગમ માર્ગ છે અનુસ્વારાદિકોની જરાયુજાદિ પ્રાણી સ્વરૂપતા પ્રથમ કહી આવ્યા છીએ. આ પ્રમાણેની સર્વાત્મક રૂપ માળા વડે કરેલા જપનું ફળ શીઘ્ર મળે છે. માટે માળામાં તે પ્રમાણેની ભાવના કરી જપ કરવો.

( નોટઃ ᳵ**क** ᳵ**प** ᳵ**ख** ᳵ**फ** એ પ્રકારના **क** અને **ख** ની પૂર્વે જે અડધા વિસર્ગ જેવું ચિહ્ન છે તેને જીહ્વામૂલીય અને **प** તથા **फ** ની પૂર્વના એ ચિહ્નને ઉપધ્માનીય કહે છે. પ્રાચીન કાલમા વિસર્ગનું સ્વરૂપ : આ પ્રકારનું હતું. તેનો અડધો ભાગ કાઢી નાંખે તો પૂર્વોક્ત અડધો વિસર્ગ થાય છે.

જપને માટે આ પ્રકારની માલા તૈયાર કરીને અંગુષ્ઠ તથા અન્ય અંગુલી વડે જપ કરવો જોઇએઃ—

अंगुष्ठं मोक्षदं विद्यात्तर्जनीं शत्रुनाशिनीम् ।
मध्यमां धनदां शान्तिं करोत्येषा ह्यनामिका ॥
शि. पु. उ. भा. वाय. सं. अ. १४-३९ ॥

कनिष्ठा क्षरणी प्रोक्ता जपकर्मणि शोभना ।
अंगुष्ठेन जपेज्जप्यमन्यैरंगुलिभिस्तथा ॥ ,, ॥ ४२ ॥

અર્થ:—અંગુઠો મોક્ષના સાધન રૂપ હોઇ જપમાં શ્રેષ્ઠ છે. તર્જની શત્રુનો નાશ કરવાના જપમાં શ્રેષ્ઠ છે. મધ્યમા અંગુલી ધન આપનાર કર્મમાં શ્રેષ્ઠ છે. અનામિકા શાન્તિ આપનાર જપમાં શ્રેષ્ઠ છે. (૩૯).

કનિષ્ઠિકા પુણ્યને વધારનારી હોઇ જપમાં શ્રેષ્ઠ છે. અંગુષ્ઠ દરેક જપમાં ઉપયોગી છે, બીજી આંગળીઓને તો અંગુઠાની સાથે મેળવીને જપ કરવાનો છે, કેમકે—

अंगुष्ठेन विना जप्यं कृतं तदफलं यतः । ,, ॥ ४३ ॥

અર્થ:—અંગુષ્ઠ વિના જપ કરવાથી મન્ત્ર ફળદાતા થતો નથી. તેના વિના કરેલો જપ નિષ્ફલ છે.

દુરાચારી વગેરે મનુષ્યને માળા બતાવવી યોગ્ય નથી. તેથી માલાને ગુપ્ત રાખવી જોઇએ. ગુપ્ત રાખવાને માટે ગૌમુખીમાં રાખી જપ કરવાનો નિયમ રાખેલો છે.

गुह्यका राक्षसाः सिद्धा हरन्ति प्रसभं हि तत् ।
एकान्ते तु शुचौ देशे तस्माज्जप्यं समाचरेत् ॥ लघु० व्यास० सं० अ. २ ॥

અર્થ:—નિયમ વિનાનો તથા શ્રદ્ધા આદિથી રહિત જે જપ કરે છે તેના ફળને (तत्) ગુહ્યક, રાક્ષસ અને સિદ્ધ લોક બલપૂર્વક હરણ કરે છે—નષ્ટ કરે છે, માટે એકાન્તમાં તથા પવિત્ર સ્થાનમાં જપ કરવો જાઇએ.

जपकाले न भाषेत नांगानि चालयेत्तथा ।
न कंपयेच्छिरोग्रीवं दन्तान्नैव प्रकाशयेत् ॥ ,, ॥ २ ॥

અર્થ:—જપ કરવાના સમયે બીજું કાંઇ બોલવું નહીં જોઇએ, અને અંગોને હલાવવાં નહીં શિર તથા ગર્દનને કંપાવવાં નહીં, અને દાંતને બહાર બતાવવા નહીં.

नोच्छिष्टः संस्पृशेत्तां तु स्त्रीणां हस्ते न कारयेत् ।
आकाशे स्थापनं कुर्यान्न च वामेन संस्पृशेत् ॥ वारा०पु० अ० १२८-८३ ॥

અર્થ:—ઉચ્છિષ્ટ અવસ્થામાં માલાને સ્પર્શ કરવો નહીં, માલાને સ્ત્રીઓના હાથમાં આપવી નહીં, અપવિત્ર થાય નહીં માટે માલાને હમેશાં ઉંચા સ્થાનમાં મૂકી રાખવી. અને ડાબા હાથથી માલાને સ્પર્શ ન કરવો.

यथोक्तपूर्वं पूर्वं यो नानुतिष्ठति जापकः ।
एकदेशक्रियश्चात्र निरयं स च गच्छति ॥ शा०प०मो०ध० अ० १९७-३ ॥

અર્થ:—જપ કરનાર જો પૂર્વે કહેલા નિયમોનું અનુષ્ઠાન પ્રથમ કરે નહીં અને એક દેશ માત્રનું અનુષ્ઠાન કરે તો તેનો મનોરથ પૂર્ણ ન થતાં નરકમાં જાય છે.

अवमानेन कुरुते न प्रीयति न हृष्यति ।
ईदृशो जापको याति निरयं नात्र संशयः ॥ „ ॥ ४ ॥

અર્થ:—જે મનુષ્ય શ્રદ્ધા વિના જપ કરે છે, જપ કરવાથી પ્રસન્ન થતો નથી અથવા હર્ષિત થતો નથી તેવો જાપક નરકમાં જાય છે તેમાં કાંઇ સંશય નથી.

अहंकारकृतश्चैव सर्वे निरयगामिनः ।
परावमानी पुरुषो भविता निरयोपग. ॥ „ ॥ ५ ॥

અર્થ:—જે લોક અહંકાર પૂર્વક જપ કરે છે, અને બીજાની અવજ્ઞા કરે છે તે અવશ્ય નરકમાં જનારા છે.

अभिध्यापूर्वकं जप्यं कुरुते यश्च मोहितः ।
यत्रास्य राग. पतति तत्र तत्रोपपद्यते ॥ „ ॥ ६ ॥

અર્થ:—જે મનુષ્ય મોહિત થઇને સાંસારિક સુખ રૂપ ફલની ઇચ્છા રાખીને જપ કરે છે તેને જે જે પદાર્થમાં પ્રીતિ હોય છે તેવુ તેવું ફલ ભોગવવાને માટે તેને અનુસાર શરીર તેને પ્રાપ્ત થાય છે.

अकृतप्रज्ञको वालो मोहं गच्छति जापकः ।
स मोहान्निरयं याति तत्र गत्वाऽनुशोचति ॥ „ ॥ १० ॥

અર્થ:—શાસ્ત્રસંસ્કાર રહિત બાલસ્વભાવ વાળો મનુષ્ય મોહને પ્રાપ્ત થાય છે. અને તે મોહના કારણે નરકમાં જાય છે. અને ત્યા જઇને શોક કરે છે.

જપાદિ કરનારને માટે બીજા પણ સાધારણ નિયમ શાસ્ત્રમાં કહ્યા છે. જેવા કે:—

उष्णीषी कंचुकी नग्नो मुक्तकेशो गणावृतः ।
अपवित्रकरोऽशुद्धो विलपन्न जपेत् क्वचित् ॥
शि. पु. उ. भा. वाय. सं. अ. १४–४८–९ ॥

અર્થ:—શિર ઉપર પાઘડી રાખીને, અથવા પહેરણ પહેરીને, અથવા દિગંબર થઇને, અથવા માથાના કેશ છૂટા રાખીને, અથવા આસપાસના ઘણા લોકોની વચમાં બેસીને, અથવા હાથ અપવિત્ર હોય ત્યારે, અથવા દેહ અશુદ્ધ હોય ત્યારે જપ ન કરવો જોઇએ. તેમજ ઉંચા શબ્દથી પણ જપ ન કરવો.

क्रोधं मदं क्षुत त्रीणि निष्ठीवनविजृम्भणे । „ ॥ ४९ ॥

અર્થ:—જપ કરતી વખતે ક્રોધ, મદ, છીંકવું, ઉઠીને ચાલવું, થૂંકવું, બગાસું ખાવું—આદિનો પણ ત્યાગ કરવો જોઇએ.

કોઇ શરદી આદિ ઉપદ્રવને લીધે છીંક આદિક આવે તો તેનો અહી નિષેધ નથી. પરન્તુ સ્વભાવથી કેટલાકને તેવું અપલક્ષણ હોય છે તેનો પરિત્યાગ કરવાનું અહી કથન છે.

दर्शनं च श्वनीचानां वर्जयेज्जपकर्मणि ।
आचमेत्संभवे तेषां स्मरेद्वा मां त्वयासह ॥ „ ॥ ५० ॥

અર્થઃ—જપ કરતી વખતે શ્વાન આદિ નીચ પ્રાણીઓ તથા નીચ મનુષ્યનું દર્શન કરવું ન જોઇએ. જો કોઇ સમય તેઓ જોવામાં આવે તો આચમન કરવું અથવા તમે પાર્વતીજી સહિત મારૂં (શિવજીનું) સ્મરણ કરવું જોઇએ. તેમ કરવાથી તેનું પ્રાયશ્ચિત્ત થઇ જાય છે. (અને વિષ્ણુના મંત્રનો જપ કરતા હોય તો લક્ષ્મીજી સહિત વિષ્ણુનું સ્મરણ કરવું જોઇએ ઇત્યાદિ.)

प्रसार्य न जपेत्पादौ कुक्कुटासन एव वा ।
यानशय्यादिरूढो वा चिन्ताव्याकुलितोऽथवा ॥
शक्तश्चेत्सर्वमेवैतदशक्तः शक्तितो जपेत् ॥ ,, ॥ ९३ ॥

અર્થઃ—પગ પહોળા રાખીને, અથવા કુક્કુટાસને (ઉંધા પગે) બેસીને, અથવા વાહનમાં સવાર થઇને કે પથારી આદિમાં બેસીને જપ ન કરવો જોઇએ. તેમજ ચિંતાથી મન વ્યાકુળ થયેલું હોય ત્યારે પણ જપ ન કરવો, કેમકે તે સમયે ચિત્ત એકાગ્ર રહેવાનો સંભવ નથી. આ સર્વ નિયમો શરીર શક્ત હોય તે વખતે બરાબર પાળવા જોઇએ. અશક્ત દશામાં યથાશક્તિ આ નિયમોનું પાલન કરીને યથાશક્તિ જપ કરવો.

अमेध्येन तु देहेन न्यासं देवार्चनं जपम् ।
होमं कुर्वन्ति चेन्मूढास्तत्सर्वं निष्फलं भवेत् ॥ कुला०त०उ०१५–१०४ ॥

અર્થઃ—જે મૂઢ મનુષ્ય અપવિત્ર દેહથી ન્યાસ, દેવપૂજા, જપ, હોમ, આદિક કર્મ કરે છે તેનું તે સર્વ કર્મ નિષ્ફલ જાય છે.

विण्मूत्रत्यागशेषादियुक्तकर्म करोति यः ।
जपार्चनादिकं सर्वमपवित्रं भवेत्प्रिये ॥ ,, ॥ १०५ ॥

અર્થઃ—મલમૂત્રાદિનો ત્યાગ કરીને શૌચ (સ્નાનાદિ) કર્યા વિના તથા ઉચ્છિષ્ટાદિ યુક્ત જે જપ, પૂજા, આદિ કર્મ કરે છે, તેનું, હે પાર્વતી! તે સર્વ કર્મ અપવિત્ર થાય છે.

मलिनांबरकेशादिमुखदौर्गन्ध्यसंयुतः ।
यो जपेत्तं दहत्याशु देवता सुजुगुप्सिता ॥ ,, ॥ १०६ ॥

અર્થઃ—મલિન વસ્ત્ર પહેરીને અથવા મુખ દુર્ગન્ધ મારતું હોય ત્યારે અર્થાત મુખ બરાબર સાફ કર્યા વિના જે જપ કરે છે તેનો અનાદર પામેલી દેવતા જલદી નાશ કરે છે.

आलस्यं जृंभणं निद्रां क्षुतं निष्ठीवनं भयम् ।
नीचांङ्गस्पर्शनं कोपं जपकाले विवर्जयेत् ॥ ,, ॥ १०७ ॥

અર્થઃ—આલસ્ય, જૃંભણ (બગાસું ખાવું તે), નિદ્રા, ક્ષુત (છીંક), થૂંકવું, ભય, નીચેના અંગોને સ્પર્શ કરવો તે, તથા કોપ કરવો—એ સર્વનો જપસમયે વિશેષે કરીને ત્યાગ કરવો જોઇએ.

उष्णीषी कंचुकी नग्नो मुक्तकेशो गणावृतः ।
अपवित्रोत्तरीयश्चाशुचिर्गच्छंश्च नो जपेत् ॥ ,, ॥ १०९ ॥

અર્થઃ—શિર ઉપર પાઘડી પહેરીને, પહેરણ પહેરીને, દિગંબર થઇને, માથાના વાળા છૂટા રાખીને, તથા આસપાસ ઘણા લોકોની વચમાં બેસીને, તથા અપવિત્ર વસ્ત્ર ઓઢીને, તથા દેહ અપવિત્ર હોય ત્યારે-અથવા ચાલતાં ચાલતાં પણ જપ ન કરવો જોઈએ.

भक्ष्यं हविष्यं शाकादि विहितानि फलान्यपि ।
मूलं सक्तु यवानां च शस्तान्येतानि मंत्रिणाम् ॥ „ १५-७४ ॥

અર્થઃ—જપ કરનારે સાત્વિક હવિષ્યાન્ન તથા શાકાદિ તથા ધર્મશાસ્ત્રે વિહિત કરેલાં ફળ તથા મૂલ તથા જવનો સાથવો (सक्तु) ઇત્યાદિ ભક્ષણ કરવું જોઇએ.

એ વિગેરે નિયમોનું જપ કરનારે પાલન કરવું જોઇએ.

જેવી રીતે જપ કરવામાં માલા, આસન, આદિનો નિયમ છે તેવી રીતે તિલકનો પણ નિયમ છે.

स्नानं दानं तपो होमो देवतापितृकर्म च ॥
तत्सर्वं निष्फलं याति ललाटे तिलकं विना ॥ ब्र.वै.पु.ब्र.ख.अ. २६-७३ ॥

અર્થઃ—સ્નાન, દાન, તપ, હોમ, તથા દેવ અને પિતૃ સંબન્ધી કર્મ-એ સર્વ લલાટમાં તિલક કર્યા વિના કરવાથી નિષ્ફલ જાય છે. સ્નાન પછી અવશ્ય તિલક કરવુ જોઇએ.

વળી તિલકોમાં વૈદિક અને અન્ય મતાનુસાર ભેદ હોય છેઃ—

मानस्तोकेन मन्त्रेण मंत्रितं भस्म धारयेत् ।
ब्राह्मण क्षत्रियश्चैव प्रोक्तेष्वङ्गेषु भक्तिमान् ॥ शि.पु.वि.सं.अ. २४-२३ ॥

અર્થઃ—બ્રાહ્મણ તથા ક્ષત્રિય એ બન્નેએ "मानस्तोके" ઇત્યાદિ મંત્ર (श्वेता० उप० અ૦ ૪-૨૨માં કહેલા) વડે શાસ્ત્રમા કહેલાં શિર, લલાટ, આદિ અંગોમાં ભક્તિપૂર્વક ભસ્મ ધારણ કરવી.

वैश्यस्त्रियंबकेनैव शूद्रः पञ्चाक्षरेण तु ।
अन्येषां विधवास्त्रीणां विधिः प्रोक्तश्च शूद्रवत् ॥ „ ॥ २४ ॥

અર્થ.—વૈશ્ય "त्र्यंबकं यजामहे" એ મંત્રથી ભસ્મ ધારણ કરે. અને શૂદ્ર તથા વિધવા સ્ત્રીઓ, પણ "नमः शिवाय" એ પંચાક્ષર મંત્ર વડે ભસ્મ ધારણ કરે.

વળી ભસ્મને બનાવવા તથા ધારણ કરવાનો વિશેષ વિધિ બૃહજ્જાબાલોપનિષત્ તથા ભસ્મજાબાલોપનિષત્મા બતાવેલો છે તે જોવો.

વૈદિક ધર્મમાં ભસ્મ વડે ત્રિપુણ્ડ્ર ધારણ કરવાનો વિધિ છેઃ—

वेदमार्गैकनिष्ठानां वेदोक्तेनैव वर्त्मना ।
ललाटे भस्मना तिर्यक्त्रिपुण्ड्रं धार्यमेव हि ॥ सू. सं. य. वै.ख.अ. ८-३८ ॥

અર્થઃ—વૈદિક ધર્મ માર્ગમા નિષ્ઠાવાળા પુરૂષે વેદોક્ત રીતિએ લલાટમાં ભસ્મ વડે આડું ત્રિપુણ્ડ્ર અવશ્ય ધારણ કરવુ જોઇએ. (સન્ધ્યાવન્દન કર્મમાં પણ ભસ્મથી ત્રિપુણ્ડ્રનો વિનિયોગ છે.

शिवागमोक्ताश्रमनिष्ठमानसस्त्रिपुण्ड्रलिंगस्तु सदैव धारयेत् ।
तदुक्ततंत्रेण ललाटमध्यमे महादरेणैव सितेन भस्मना ॥
सू० सं० य० वै० ख० ४ सू० गी०,अ० ८-३१ ॥

અર્થઃ—શિવાગમમાં કહેલા આશ્રમધર્મમાં નિષ્ઠાવાળા મનુષ્યે તે આગળમાં કહેલી રીતિએ આદરપૂર્વક લલાટમાં સફેદ ભસ્મનુ ત્રિપુણ્ડ્ર ધારણ કરવું જોઇએ.

विष्णवागमोक्ताश्रमनिष्ठमानवस्तथैव पुण्ड्रान्तरमूर्ध्वरूपकम् ।
त्रिशूलरूपं चतुरस्रमेव वा मृदा ललाटे तु सदैव धारयेत् ॥ „ ॥ ३२ ॥

અર્થઃ—વિષ્ણુ આગમમાં કહેલા આશ્રમ ધર્મમાં નિષ્ઠાવાળા મનુષ્યે તે આગમમાં કહેલી રીતે સફેદ મૃત્તિકાથી ત્રિશૂલની માફક અથવા ચતુરસ્ર(ચોખુણ)આકારનું તિલક ધારણ કરવું જોઇએ.

ब्रह्मागमोक्ताश्रमनिष्ठमानवो ललाटमध्येऽपि तु वर्तुलाकृतिम् ।
तदुक्तमंत्रेण सितेन भस्मना मृदाऽथवा चन्दनतस्तु धारयेत् ॥ „ ॥ ३३ ॥

અર્થઃ—તેવી રીતે બ્રહ્માગમમાં કહેલા આશ્રમધર્મમાં નિષ્ઠાવાળા મનુષ્યે તે આગમમાં કહેલો મંત્રે વડે સફેદ ભસ્મનું અથવા સફેદ માટી અથવા ચન્દન વડે ગોળાકાર તિલક ધારણ કરવું જોઇએ.

अश्वत्थपत्रसदृशं हरिचन्दनेन मध्येललाटमतिशोभनमादरेण ।
शुद्धागमे मुनिवरा यदि संस्कृतश्चेन्मृद्वारिणा सततमेव तु धारयेच्च ॥३४ ॥

અર્થઃ—તેવી રીતે જો શુદ્ધ આગમના સંસ્કાર યુક્ત મનુષ્ય હોય તો, હે મુનિવરો! તેણે આદરસહિત લલાટમાં હરિચન્દનથી અથવા માટી અને જલ મેળવીને તેનાથી પીપળના પાનાના આકારનું તિલક લગાવવું જોઇએ.

विष्णवागमादितंत्रेषु दीक्षितानां विधीयते ।
शंखचक्रगदापूर्वैरंकनं नान्यदेहिनाम् ॥ „ ॥ ४० ॥

અર્થઃ—વિષ્ણવાગમાદિ તાન્ત્રિકમતમાં દીક્ષિત મનુષ્યે શંખ, ચક્ર, ગદા, આદિની છાપ શરીરમાં લગાવવાનું વિધાન છે. બીજા વૈદિક ધર્માચરણ કરનારને તેનો અધિકાર નથી.

वेदमार्गैकनिष्ठस्तु मोहेनाप्यङ्कितो यदि ।
पतत्येव न संदेहस्तथा पुण्ड्रान्तरादपि ॥ „ ॥ ४३ ॥

અર્થઃ—વેદમાર્ગમાં નિષ્ઠાવાળા મનુષ્ય અજ્ઞાનથી પણ જો કોઇ પ્રકારે શરીરમાં છાપ લગાવે તો તે અવશ્ય પતિત થાય છે. તેવી રીતે ભસ્મનું ત્રિપુણ્ડ્ર છોડીને અન્ય તિલકાદિ લગાવે તો તેથી પણ પતિત થાય છે.

તેવી રીતે મંત્રોના જપ કરનાર મનુષ્યે દેશ આસન, માળા, તિલક, આદિકોની સાથે મન્ત્રનો જપ કરવો એવી શાસ્ત્રની આજ્ઞા છે.

વળી મન્ત્રોનો જપ કરવાની, માનસ, ઉપાંશુ, વાચિક એવી ત્રણ પ્રકારની રીતિ છે. તે નીચે પ્રમાણેઃ—

उत्तमो मानसं जाप्यमुपांशुश्चैव मध्यमम् ।
अधमं वाचिकं प्राहुरागमार्थविशारदाः ॥ शि०पु०उ०वा०सं०अ०१४-२४॥

અર્થઃ—માનસ જપ સૌથી ઉત્તમ છે. ઉપાંશુ જપ મધ્યમ છે. અને વાચિક જપને શાસ્ત્રના તત્ત્વને જાણનારા અધમ કહે છે.

यदुच्चनीचस्वरितैः स्पष्टास्पष्टपदाक्षरैः ।
मन्त्रमुच्चारयेद्वाचा वाचिकोऽयं जपः स्मृतः ॥ „ ॥ २६ ॥

અર્થઃ—ઉદાત્ત, અનુદાત્ત તથા સ્વરિત એ સ્વરોના ઉચ્ચારણના ભેદને અનુસાર અક્ષરોની સ્પષ્ટતા તથા અસ્પષ્ટતાનો વિચાર કરીને મન્ત્રોનું જે ઉચ્ચારણ કરવામાં આવે છે તે વાચિક કહેવાય છે.

અર્થાત્ તાલુ આદિ સ્થાનોના ઉપરના તથા નીચેના તથા મધ્યના ભાગથી ઉચ્ચારણ કરવા યોગ્ય અક્ષરોનું તત્તદ્ વર્ણોના સ્થાનને અનુસાર ઉચ્ચારણ કરવું એવો "उच्चनीच," આદિ પદનો ભાવ છે.

जिह्वामात्रपरिस्पन्दादीषदुच्चारितोऽपि वा ।
अपरैरश्रुतः किंचिच्छ्रुतो वोपांशुरुच्यते ॥ ,, ॥ २७ ॥

અર્થઃ—જપ કરતી વખતે જીભ માત્ર હાલતી હોય, અથવા એવું ધીમેથી ઉચ્ચારણ કરવામાં આવે કે જેથી બીજાઓ સાંભળે નહીં અથવા કંઈક (અસ્પષ્ટ રૂપે) સાંભળવામાં આવે, તો તેને ઉપાંશુ કહે છે. એવું ઉપાંશુનું લક્ષણ શાસ્ત્રમાંથી સાંભળ્યું છે.

धिया यदक्षरश्रेण्या वर्णाद्वर्णं पदात्पदम् ।
शब्दार्थचिन्तनं भूयः कथ्यते मानसो जपः ॥ ,, ॥ २८ ॥

અર્થઃ—બુદ્ધિથી મન્ત્રોના અક્ષરની પંક્તિઓના એક એક અક્ષર વાર એટલે કોઈ અક્ષર પડે નહીં તેવી રીતે દરેક પદનું ચિન્તન કરવું અને દરેક શબ્દના અર્થનો વિચાર કરવો તેને માનસ જપ કહે છે.

આવી રીતે કરેલા જપનું ફલ, વાચિક અને ઉપાંશુ જપના ફલથી અધિક છે. અને વાચિક જપથી પણ ઉપાંશુ જપનું ફળ અધિક છે.

**મન્ત્રવિચાર.** જપ કરવાના મંત્રો બહુ પ્રકારના છે. મુમુક્ષુને માટે સર્વ મંત્રોમાં શ્રેષ્ઠ મન્ત્ર પ્રણવ છે. વિશેષે કરીને ૐકાર દ્વારા પરમાત્માની સ્તુતિ થતી હોવાથી ૐકારનું નામ પ્રણવ છે. (प्रकर्षेण नौति स्तौति अनेन इति प्रणवः). વેદમાં અથવા તન્ત્ર અથવા પુરાણાદિમાં આ ૐકાર કરતાં મોટો કોઈ મન્ત્ર નથી.

નીચેની શ્રુતિઓથી ૐકારની મહત્તા સિદ્ધ થાય છે:—

ओमिति ब्रह्म । कृ० य० वे०, तै० आ०, प्रपा० ७, अनु० ८ ॥

અર્થઃ—પરમાત્માના વાચક ૐકારના ઉચ્ચારણ પૂર્વક—ૐકારનું ઉચ્ચારણ કરતા સતા, ૐકારના વાચ્ય બ્રહ્મ(પરમાત્મા)ની ઉપાસના કરો. આ પ્રમાણે જીજ્ઞાસુને વેદ ભગવાન્ આજ્ઞા કરે છે.

આગળ ૐકારની બ્રહ્મના વાચક હોવાની યોગ્યતા બતાવે છેઃ—

ओमितीदं सर्वम् ॥ ,, अनु० ८ ॥

અર્થઃ—ૐ એ બ્રહ્મનો વાચક અક્ષર છે, કેમકે ૐ એ અક્ષરમાં શબ્દ, રૂપ, તથા અર્થ રૂપ સંપૂર્ણ જગત્ અન્તર્ભૂત છે.

અર્થપ્રપંચનો શબ્દમાં અંતર્ભાવ, અને સંપૂર્ણ શબ્દની, ૐકારની પ્રથમ માત્રા રૂપ અકાર સ્વરૂપતા પ્રથમ કહી ગયા છીએ.

વળી ૐકારની સર્વત્ર પ્રધાનતા વ્યવહારબળથી પણ શાસ્ત્રમાં કહી છે.

ज्ञातेऽर्थे ज्ञातमित्येवं वक्तव्ये सति तद्विना ।

ॐमिति माह लोकोऽयं तेन ज्ञातस्य वाचकः ॥ सू०सं०ख०४,अ० ५–१७ ॥

અર્થ.—કોઈ એક માણસ બીજા માણસને કોઈ વાત જાણવાને માટે પૂછે કે તું અમુક વાત જાણે છે ? એવો પ્રશ્ન પૂછતાં "હું જાણું છું" એવું કહેવાને બદલે ૐ શબ્દને બોલે છે. તેથી ૐ એ શબ્દ જ્ઞાત પદાર્થનો વાચક છે.

अज्ञातार्थे तथाऽज्ञातमिति माप्ते तु वाचके ।

ॐमिति माह लोकोऽयं तेनाज्ञातस्य वाचकः ॥ ,, ॥१८॥

અર્થ:—તેવી રીતે અજ્ઞાત વિષયમાં જ્યારે "હું જાણતો નથી" એવા શબ્દ પ્રયોગ કરવાની અપેક્ષા હોય છે ત્યારે લોક ૐ કહે છે. તેથી ૐ એ અજ્ઞાત પદાર્થનો વાચક છે.

सन्दिग्धार्थे तु संदिग्धमिति माप्ते तु वाचके ।

ओमिति माह लोकोऽयं तेन संदिग्धवाचकः ॥ ,, ॥ १९ ॥

અર્થ:—જેમાં આપણને સંદેહ છે તેવા વિષયમાં જ્યાં "મને આ બાબતમાં સંદેહ છે" એવો શબ્દપ્રયોગ કરવાનું પ્રાપ્ત થાય છે ત્યાં તેને બદલે ૐ શબ્દનો પ્રયોગ કરવામાં આવે છે. તેથી ૐ એ શબ્દ સંદિગ્ધનો પણ વાચક છે.

आकाशादिपदार्थानां ये शब्दा वाचका भुवि ।

विना तानखिलान् शब्दाँल्लोक ॐ इति भाषते ॥ ,, ॥ २० ॥

અર્થ:—આકાશાદિ પદાર્થોના વાચક આકાશાદિ શબ્દો લોકમાં જે પ્રસિદ્ધ છે એ શબ્દોનો પ્રયોગ ન કરતાં તે પદાર્થોને ૐ શબ્દથી કહે છે.

अतः प्रयोगबाहुल्याद्घटकुड्यादिशब्दवत् ।

आकाशादिपदार्थानां वाचकः प्रणवः स्मृतः ,, ॥ २१ ॥

અર્થ:—આ કારણથી ૐ શબ્દનો પ્રયોગ અધિક હોવાથી, જેમ ઘટાદિ પદાર્થના વાચક ઘટાદિ શબ્દ છે તેમ, ૐ શબ્દ આકાશાદિ સર્વ પદાર્થોનો વાચક કહેવાય છે.

વળી પ્રાચીન શિષ્ટ મનુષ્ય બનતાં સુધી સર્વત્ર ઈશ્વરના નામનો વ્યવહાર કરવાનું ચહાતા હતા. તેથી જ્યારે યુધિષ્ઠિર રાજા વનમાં ગયા તે વખતે બોલવાને માટે **નામભાષા** નામની એક ભાષા બનાવી સર્વને શિખવી. તેમાં ઈશ્વરનાં નામ સિવાય બીજો કોઈ પણ શબ્દ બોલતા નહોતા. એવી રીતે પ્રથમ સર્વત્ર ઈશ્વરના વાચક ૐ અક્ષરનો પ્રયોગ કરવામાં આવતો હતો. વળી—

सर्वावभासकत्वेन ब्रह्मणा सदृशः स्मृतः ॥ ,, ॥ २२ ॥

सर्वावभासकं मन्त्रमिमं जपति यो द्विजः ।

सर्वमन्त्रजपस्योक्तं फलं स लभतेऽचिरात् ॥ ॥ २३ ॥

અર્થ—જેવી રીતે પરબ્રહ્મ પરમાત્મા સર્વ વસ્તુના પ્રકાશક છે તેવી રીતે આ ૐકાર પણ સર્વના પ્રકાશક છે. માટે ૐકાર પરમાત્મા સદૃશ જ છે. સર્વ વસ્તુનો પ્રકાશ કરનાર

આ (ॐ) મંત્રનો જે અધિકારી મનુષ્ય (द्विज) જપ કરે છે તેને બીજા સર્વ મંત્રોનો જપ કર્યાનું જે ફળ શાસ્ત્રમાં કહેલું છે તે સર્વ ફળ જલદીથી મળી જાય છે.

ॐकारः सर्वमन्त्राणामुत्तमः परिकीर्तितः ।
ॐकारेण प्लवेनैव संसाराब्धिं तरिष्यति ॥ सू०सं० ख० ४ अ० ४–२८॥

અર્થ:—સર્વ મંત્રોમાં ૐકારને શ્રેષ્ઠ મંત્ર કહ્યો છે. ૐકાર રૂપી નૌકા વડે સંસાર રૂપ સમુદ્રને તરી જાય છે.

सर्वे वेदा यत्पदमामनन्ति तपाँसि सर्वाणि च यद्वदन्ति ॥
यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति तत्ते पदं संग्रहेण ब्रवीम्योमित्येतत् ॥
कठ० उ० अ० १–२–१५ ॥

અર્થ:—સંપૂર્ણ વેદના કર્મકાણ્ડ તથા ઉપાસના કાણ્ડોના તાત્પર્યનું કથન કરનાર ઉપનિષદ્, મુમુક્ષુએ પ્રાપ્ત કરવા યોગ્ય જે પરમાત્માનું પ્રતિપાદન કરે છે; અને સર્વ પ્રકારનાં તપ ચિત્તશુદ્ધિ દ્વારા જેને પ્રાપ્ત કરાવે છે; અને જેની પ્રાપ્તિની ઇચ્છાવાળા મુમુક્ષુ લોક નૈષ્ઠિક બ્રહ્મચર્યનું પાલન કરે છે; તે બ્રહ્મરૂપ જે પદ છે તેનું હું તારા પ્રતિ સંક્ષેપથી કથન કરૂં છું–"**ओमित्येतत्**"–તે પરમાત્મા ૐ શબ્દના વાચ્ય છે. ૐ શબ્દ બ્રહ્મનો વાચક છે, અથવા ૐ શબ્દ બ્રહ્મનો પ્રતીક (મૂર્તિ–પ્રતિમા) છે.

વેદમાં પ્રતીકોપાસના કહેવામાં આવી છે. શાલગ્રામમાં વિષ્ણુબુદ્ધિથી જે ઉપાસના કરવામાં આવે છે તે પ્રતીકોપાસના છે. તેથી શાલગ્રામ એ વિષ્ણુ ભગવાનની પ્રતિમા (પ્રતીક) છે. શિવલિંગ મહાદેવની પ્રતિમા છે. તેવી રીતે પરબ્રહ્મ પરમાત્માની ૐ પ્રતિમા છે.

તેવી જ રીતે માણ્ડૂક્યાદિ ઉપનિષદોમાં તથા અન્ય ઘણાં સ્થાનોમાં પ્રણવની પ્રધાનતા તથા પરમાત્મરૂપતા કહી છે.

આ કારણોથી અન્ય મન્ત્રો કરતાં ૐકારની શ્રેષ્ઠતાની પ્રસિદ્ધિ છે. પરન્તુ તેના અધિકારી સર્વ કોઇ નથી. કેટલાક લોક કહે છે કે શબ્દોનું ઉચ્ચારણ કરવામાં સર્વ કોઇ અધિકારી છે, તેમાં કોઇ અમુક વ્યક્તિનો વિચાર કરવાની આવશ્યકતા નથી. તે લોકનું કહેવું બરાબર છે, શબ્દ સર્વ કોઇ બોલી શકે છે. પરન્તુ તેનું ફળ સર્વને મળે છે કે નહીં? અથવા કોઇને ઉલટું ફળ મળે છે? એ વાતનો વિચાર કરવાની આવશ્યકતા છે. નહિંતો મનુષ્યોનો પ્રયત્ન વ્યર્થ જવાનો સંભવ છે, અને વળી વિપરીત ફળ પણ મળવાનો સંભવ છે. તેથી વાગિન્દ્રિય હોવાના કારણ માત્રથી ૐકારના જપાદિમાં સર્વની યોગ્યતા છે એમ કહી શકાય તેમ નથી.

શબ્દ બે પ્રકારના છે. ૧. વર્ણરૂપ, ૨. ધ્વનિરૂપ. ઘટ, પટ, આદિ શબ્દ વર્ણ રૂપ છે. તાળી બજાવવી, નગારૂં વગાડવું, આદિકનો શબ્દ ધ્વનિ રૂપ કહેવાય છે. આ બંને પ્રકારના શબ્દોમાંનો કોઇ પણ શબ્દ વ્યર્થ નથી. પરન્તુ કોઇ શબ્દનો અર્થ માલમ પડતો નથી. જેમ વેદમાં **हुम्**, **फट्**, આદિ શબ્દ. આ શબ્દોનો કોઇ અર્થ નથી, તથાપિ તેમાં શક્તિ છે. કોઇ મનુષ્ય ઉંચો અવાજ કરે, અથવા તાળી બજાવે અથવા હાથથી ઠોકે તો તેમાંથી અવાજ (શબ્દ) થાય છે. તથાપિ નજીકમાં કોઇ ઉંદર આદિ હોય તો જરૂર તે નાસી જાય છે. તેમાં પણ ઉંદર આદિને નસાડી મૂકવાની શક્તિ છે, સર્વને નહીં. આ વાતનો સર્વ પ્રત્યક્ષ અનુભવ કરે છે.

તેવી રીતે વેદના હુમ્, ફટ્, આદિ શબ્દોમાં ક્ષુદ્ર ભૂતાદિકોને ભય ઉત્પન્ન કરવાની શક્તિ છે. તેવી રીતે વર્ણરૂપ તથા ધ્વનિરૂપ બંને પ્રકારના શબ્દમાં શક્તિ છે. છતાં પણ શબ્દોનો પ્રયોગ કરનારની યોગ્યતા અયોગ્યતા અનુસાર શબ્દની સફલતા કે નિષ્ફલતા, અને વિપરીત ફલતા પણ થાય છે. દૃષ્ટાન્ત તરીકે કોઇ ભિક્ષુક મનુષ્ય કોઇને કહે–" તને ૭ માસની કેદ છે." આ શબ્દ સાંભળતાં જ લોકોને હાંસી આવશે અને કહેશે કે–" આ માણસ લોકોનો માલ માગીને ખાઇ મસ્ત થઇ ગયો છે" અથવા " પાગલ બની ગયો છે." તે જ શબ્દ જો કોઈ અધિકારી પુરૂષ (ન્યાયાધીશ) આદિ કહે તો અવશ્ય તે મનુષ્યને ૭ માસ કેદમાં જવું પડે છે. બંને જણ શબ્દ તો એક જ બોલે છે. પરંતુ ભિક્ષુકને બીજાને શિક્ષા કરવાનો અધિકાર નથી, તેથી તે હાંસીને પાત્ર થાય છે, અને પાગલ બનવુ પડે છે. અને બીજા માણસે (ન્યાયાધીશ) નીતિ આદિક શિખીને ન્યાયાધીશની પદવી પ્રાપ્ત કરી છે અને અપરાધીને દંડ દેવાને અધિકારી બન્યો છે. તેથી તે સમયને અનુસાર શબ્દનો પ્રયોગ કરે તો બીજા માણસને અવશ્ય દંડ ભોગવવો પડે છે.

આ કારણથી અધિકાર કેવલ વાગિન્દ્રિયને આશ્રયે નથી. પરંતુ મનુષ્યોમાં થોડી યોગ્યતાની પણ અપેક્ષા રાખે છે, તે યોગ્યતા કોઈ સ્થાનમાં જાતિ અનુસાર, કોઈ કાર્યમાં ધનને અનુસાર, કોઈ સ્થાનમાં શરીરબળને અનુસાર, કોઈ જગામાં બુદ્ધિબળ, કુલબળ, મિત્રબળ વિદ્યાબળ, આદિ બળોને અનુસાર હોય છે.

**પરન્તુ પરમાત્માની પ્રાપ્તિને માટે તો વૈરાગ્યબલની પ્રધાનતા છે.** કારણ કે સંસારના પદાર્થોમાંથી મનુષ્યોને જેટલી વિરક્તિ હોય છે, તેટલી જ પરમાત્મામાં પ્રીતિ હોય છે. માટે પરમાત્મામાં પ્રીતિ તથા મુમુક્ષુતા વધારવામાં વૈરાગ્યની જ આવશ્યકતા છે. આ હેતુથી સર્વ સાધન કરવામાં વિરક્ત જ પ્રધાન અધિકારી છે. **જે મનુષ્ય સંસારના પદાર્થોમાંથી પૂર્ણ રીતે વિરક્ત છે, કેવલ મુમુક્ષુ છે, તેજ ૐકારનો જપ કરવામાં અધિકારી છે, અન્ય નહીં.**

કારણ કે મગનું પાણી અથવા સાજી દાણા આદિ હલકા પદાર્થ માત્રને પચાવવાનું અગ્નિબલ જેનામાં છે તેવો મનુષ્ય દૂધપાક આદિ પદાર્થ જમે તો જરૂર તેને અજીર્ણ થશે. અને તેથી તે અન્ય રોગનું પણ કારણ થઇ પડે છે. તેવી રીતે વિલક્ષણ શક્તિવાળા પ્રણવમન્ત્રનો જપ અનધિકારી મનુષ્ય કરે તો તેનો પ્રયત્ન નિષ્ફલ જાય છે અથવા વિપરીત ફળ પણ થાય છે.

કોઇ કહે કે ઇશ્વરભજનથી વિપરીત ફળ થવું તે અસંભવિત છે. તે વાત ઠીક છે. પરન્તુ એમ પણ જોવામાં આવે છે કે ધનાદિ સંપત્તિઓનો નાશ મુમુક્ષુને માટે ઉપકાર રૂપ છે, કોઈ વિપરીત નથી. તથાપિ વિષયાસક્તોને માટે તો તે મોટો નાશ મનાય છે. તે લોકની દૃષ્ટિમાં તેને નાશ કહે છે, જ્યારે મુમુક્ષુની દૃષ્ટિમાં તે સારૂ થયું છે. તાત્પર્ય એવું છે કે જેને ધનાદિ સંપત્તિનો નાશ કલેશકારક નથી તેવા સર્વ સદાચારી મનુષ્ય પ્રણવજપના અધિકારી છે, બાકી શૂદ્ર કે સ્ત્રી આદિકનો અહીં વિચાર નથી. ગૃહસ્થ કે સંન્યાસીનો પણ વિચાર નથી. વિરક્તિ જ એક કારણ છે.

આ વિષયમાં શ્રુતિ સ્મૃતિ આદિનાં પ્રમાણ છે.

**यदिच्छन्तो ब्रह्मचर्यं चरन्ति ओमित्येतत् । " ॥**

જે શ્રુતિપ્રમાણ આગળ કહેવામાં આવ્યુ છે.

વળી સૂતસંહિતામાં પણ કહ્યું છે કે:—

**त्रिचतुर्वत्सरं शिष्यं परीक्ष्य सततं पुनः ।**

**ईश्वरादेशतो देयो मन्त्रोऽयं मन्त्रिसत्तमैः ॥** सू० सं० ख० ४ अ०४–१५ ॥

અર્થ:—મન્ત્રોના તત્ત્વને જાણનાર મનુષ્યોએ પ્રણવજપનો ઉપદેશ દેતા પહેલાં ત્રણ અથવા ચાર વર્ષ સુધી શિષ્યોની વિરક્તિની પરીક્ષા કરી ઉપદેશ દેવો જોઇએ. પરીક્ષા કરતાં જ્યારે ગુરૂના મનમાં એવો નિશ્ચય થાય કે આ શિષ્ય પ્રણવનો અધિકારી છે, ત્યારે તેનો ઉપદેશ કરવો. ગુરૂનો જે નિશ્ચય તેને જ અહીં ઇશ્વરાદેશ (ઇશ્વરાજ્ઞા) કહી છે.

**अपरीक्ष्य प्रदानेन शीघ्रं मृत्युमवाप्नुयात् ॥**

**अर्जितपुरुषार्थोऽपि वृथा भवति तस्य तत् ॥** ,, ॥ १६ ॥

અર્થ:—તેવી રીતે પરીક્ષા કર્યા વિના દરેકને પ્રણવનો જપ કરવાનો ઉપદેશ કરવાથી શિષ્યનું શીઘ્ર મૃત્યુ પણ થઇ જાય. અને પરલોક સંબન્ધી ભોગ સામગ્રીની પ્રાપ્તિ માટે તેણે જે કોઈ પુણ્ય ઉપાર્જન કર્યું હોય તે પણ નષ્ટ થઇ જાય. અને આ લોક સંબંધી જે ભોગસામગ્રી તેની પાસે છે તે પણ નષ્ટ થવાનો સંભવ છે એવો શ્લોકનો ભાવ છે. પૂર્ણ વૈરાગ્ય વિના ૐકારનો જપ કરવાથી આયુ, ધન, આદિનો નાશ થવાનો સંભવ છે.

સર્વ પ્રકારના અધિકારી મનુષ્યોને સકામી તથા નિષ્કામી એવા બે પ્રકારના ભેદથી સમાપ્ત કરી શકાય છે. નિષ્કામી મનુષ્યનાં સાધન સંસારના પદાર્થોની ઇચ્છાને હટાવવા માટે હોય છે. સકામીનાં સાધન સંસારના પદાર્થોમાં આસક્તિ વધારનારનાં હોય છે. તે કારણથી મુમુક્ષુ તથા વિષયાસક્ત મનુષ્યોને માટે વેદમાં સાધનભેદનો નિશ્ચય કર્યો છે.

વેદમાં શ્રેય પદાર્થ તથા પ્રેય પદાર્થ–એમ બે પ્રકારના પદાર્થનો નિર્ણય કર્યો છે. તે નીચે પ્રમાણે:—

**अन्यच्छ्रेयोऽन्यदुतैव प्रेयः ।** कठ० उ० अ० १–२–१ ॥

અર્થ:—મોક્ષના સાધન રૂપ જે બ્રહ્મવિદ્યા છે તે ભિન્ન છે, અને આ લોક સંબન્ધી અથવા સ્વર્ગાદિ પરલોક સંબન્ધી સુખના સાધન રૂપ જે કર્મ છે તે ભિન્ન છે. અર્થાત્ મોક્ષનું સાધન તત્ત્વજ્ઞાન અને તત્વજ્ઞાનને ઉપયોગી નિષ્કામ કર્મ આદિ શ્રેયના સાધન રૂપ હોવાથી તે–એમ બંને શ્રેયઃ શબ્દથી કહેવાય છે. અને આ લોક અથવા પરલોક સંબંધી સુખના સાધન રૂપ સંસારના પદાર્થો તથા તેની પ્રાપ્તિના સાધન રૂપ સકામ કર્મ–એ બંનેને પ્રેયઃ કહે છે. આ બંને ભિન્ન ભિન્ન ફળવાળાં હોવાથી ભિન્ન છે.

આ બંનેના અધિકારી પણ ભિન્ન છે. કોઈ માણસ ૭ માસથી તાવની બિમારીમાં પડયો છે. તેણે દવા બદ્ધ કરી, પરન્તુ હજુ સુધી તન્દુરસ્તી પ્રાપ્ત થઈ નથી. તેને મટાડવાને માટે વૈદ્ય કરીઆતુ આદિ કડવી વસ્તુનો ઉકાળો અથવા અન્ય જ્વરનાશક ઔષધસેવન કરવાને આજ્ઞા કરે છે. રોગીના શ્રેય અર્થાત્ તન્દુરસ્તીને માટે તે યોગ્ય છે. તથાપિ તેને તે પ્રેય (પ્રિય રૂપ) નથી. તેને તો તીખા વા ખારા વા ખાટા પદાર્થ પ્રિય લાગે છે, પરન્તુ તે શ્રેય રૂપ નથી. ઉલટા રોગની વૃદ્ધિ કરનારા છે.

એવી રીતે દરેક મનુષ્યને શ્રેય તથા પ્રેય પદાર્થ બંને પ્રાપ્ત થયા છે. સંસારમાં વારંવાર જન્મ મરણને ભોગવનાર મહારોગીને માટે 'નિષ્કામ કર્મ,' નિષ્કામ ઉપાસના કે ભક્તિ,

આદિક જન્મમરણ રૂપ પરંપરાથી મુક્ત કરાવનાર છે, પરંતુ તે તેને પ્રિય નથી. સંસારના ભોગ્ય પદાર્થ પ્રિય છે, પરન્તુ તે શ્રેય રૂપ નથી. ઉલટા સંસારનીજ વૃદ્ધિ કરનારા છે. એ પ્રમાણે શ્રેય તથા પ્રેય પદાર્થનું સ્વરૂપ એક બીજાથી બિલકુલ વિલક્ષણ છે, અર્થાત્ શ્રેય પદાર્થ મોક્ષના સાધન રૂપ છે, પ્રેય પદાર્થ બન્ધનના હેતુ રૂપ છે. શ્રેય તથા પ્રેયની સિદ્ધિ કરવાને માટે નાના પકારના મન્ત્ર દ્વારા પરમેશ્વરની ઉપાસના શાસ્ત્રમાં કહી છે. તેમાં શ્રેય રૂપ મોક્ષને સિદ્ધ કરનાર જે મન્ત્રાદિક છે તે મુમુક્ષુને માટે છે. જે પ્રેયને સિદ્ધ કરનાર મન્ત્ર છે તે સંસારના પદાર્થની ઇચ્છાવાળાને માટે છે.

જૂદા જૂદા કાર્યોની સિદ્ધિને માટે **સાધન** અને **અધિકારી** એ બન્ને જૂદા જૂદા હોય છે. એ વાત લૌકિક માણસ પણ સમજી શકે છે. ઘર બનાવનારને માટીની જ આવશ્યકતા છે. તેથી તે સારી ચિકણી માટીને જ ચહાય છે. તેવી રીતે કપડાં વણનાર સૂત્રની જ ઇચ્છા કરે છે. એવી રીતે સર્વ લોક દરેક કાર્યને માટે તેના કારણની જ તપાસ રાખે છે કારણ કે ભિન્ન ભિન્ન કાર્યની ભિન્ન ભિન્ન કારણોથી ઉત્પત્તિ થાય છે. બાજરીના બીજમાંથી કોઇએ ઘઉં પાકેલા દીઠા નથી, માટે દરેક મનુષ્યે અધિકારના તાત્પર્યને તથા અધિકારી મનુષ્યની યોગ્યતા તથા સાધન-ભેદ તથા ફલભેદ—એ સર્વને જાણવાની આવશ્યકતા છે, નહિંતો પોતાના પ્રયત્નની નિષ્ફલતા અથવા વિપરીત ફલ થવાનો પણ સંભવ છે.

આ પ્રમાણે પ્રણવનો અધિકારી વિરક્ત મનુષ્ય છે એ વાત સિદ્ધ થાય છે.

"**अहं ब्रह्माऽस्मि**" આદિ મહાવાક્ય અને "**सोऽहम्**" આદિનો જપ, ધ્યાનાદિ પણ શાસ્ત્રકારોએ મુમુક્ષુને માટે કહ્યાં છે. તે સર્વનો ઉપાસના પ્રકરણમાં નિર્ણય કરવામાં આવશે.

ભક્તોને જપ કરવાને માટે વૈદિક મન્ત્ર અનેક છે. ભક્તિના અધિકારી વિશેષે કરીને મધ્યમ જ હોય છે. તેમને માટે વિષ્ણુ આદિ પંચાયતન સગુણ દેવોના મન્ત્રોનો જપ શાસ્ત્રમાં કહ્યો છે. એ મંત્રોમાં રામકૃષ્ણાદિ અવતારોના રાજગોપાલ, વેણુગોપાલ, આદિ મૂલમન્ત્ર પ્રધાન છે. તેથી અતિરિક્ત ૐ **नमो नारायणाय**, ૐ **नमो भगवते वासुदेवाय**, ઇત્યાદિ મન્ત્ર પણ જપને ઉપયોગી છે.

શિવના ઉપાસકોને માટે સ્થૂલ પંચાક્ષર, ચિતંબર (ચિદંબર), આદિ મૂલમન્ત્ર ઉત્તમ છે. તેથી ભિન્ન **नमः शिवाय**, ૐ **नमः शिवाय**, ઇત્યાદિ સૂક્ષ્મ પંચાક્ષર, ષડાક્ષર, દ્વાદશાક્ષર આદિ અનેક મન્ત્ર છે. દેવીના ઉપાસકોને માટે બાલા, શ્રીવિદ્યા, સ્વયંવર, તિરસ્કરણી, બલા-તિબલા, આદિ અનેક મંત્ર છે. ગણેશની ઉપાસનાને માટે બાલગણપતિ, મહાગણપતિ, આદિ મૂલમંત્ર છે. તેવી રીતે સૂર્યની ઉપાસના માટે આદિત્યહૃદય વગેરે અનેક મંત્ર છે. પરન્તુ સર્વ મંત્રોની શક્તિ પોતપોતાના પ્રયત્ન અને યોગ્યતાને અનુસાર હોય છે.

વિષ્ણુ, શિવ, દેવી, સૂર્ય તથા ગણેશ—એમને **પંચાયતન દેવ** કહે છે. તેમની ઉપાસનાને માટે વેદ, પુરાણ તથા તંત્રશાસ્ત્રોમાં અનેક મંત્ર છે. તેમાં સકામી અને નિષ્કામીને માટે એક એક દેવના જૂદા જૂદા પ્રકારના મન્ત્ર કહ્યા છે.

પંચાયતન દેવતાથી અતિરિક્ત અનેક પ્રકારના ભૂતાદિકોની ઉપાસનાના તંત્રશાસ્ત્રાદિમાં મન્ત્ર છે, પરંતુ તે મુમુક્ષુને પરિત્યાગ કરવા યોગ્ય છે.

निर्गुण परमात्माना ज्ञानना साधन रूप श्रवण मननादि करवामां जे असमर्थ छे तो मध्यम अधिकारीओने पंचायतन देवोनी ज परमात्मबुद्धिथी उपासना करवानी शास्त्रनी आज्ञा छे. तेथी अतिरिक्त क्षुद्र भूतादिकानी उपासना पण तेमने माटे पडतिनुं कारण होवाथी त्याज्य छे. केमके—

यं यं वापि स्मरन्भावं त्यजत्यन्ते कलेवरम् ।
तं तमेवैति कौन्तेय सदा तद्भावभावितः ॥ ॥ भ० गी० अ० ८–६ ॥

अर्थः—हे कुंतीपुत्र अर्जुन! मरणकाले मनुष्य जे जे देवादिना स्वरूपनुं ध्यान करता सता शरीरनो त्याग करे छे ते ज देवादिकोना ध्यानथी ते देवादि विषयक वासनायुकत थयेला अन्तःकरणवाळा मनुष्य हमेशां ते ज देवादिकोने प्राप्त थाय छे.

आ श्लोकथी भगवान् जूदा जूदा देवता, भूत, प्रेतादिकोनी उपासना करनारने, भिन्न भिन्न देव, भूत, आदिना स्मरण पूर्वक प्राणत्याग करवाथी ते ते देवादिनी प्राप्ति थाय छे एम कहे छे.

अन्तकाल वखतनु जे स्मरण कह्युं ते, मरण पर्यन्तनी उपासनाने अनुसार थाय छे. मरण पर्यन्त ईश्वरनी भकित करी न होय तो मरणकालमां ईश्वरनुं स्मरण करे अने मोक्ष प्राप्त करे एवो विचार करवो ते अज्ञाननु ज कारण छे. कुटुंबादिमां आसकत मनुष्य मरण समये पुत्रादिनु ज चिन्तन करे छे ते वात सर्व लोक प्रत्यक्ष जुए छे. ए चिन्तनथी ते लोक पोताना पुत्रादिना घरमां ज बळद, श्वान, बिलाडी, आदि प्राणी रूपे जन्म ले छे. कंइ परमेश्वरनी प्राप्ति अथवा देवादिमां जन्म प्राप्तिने माटे पण तेओ अधिकारी होता नथी. तेटला माटे भगवाने गीतामां कह्युं छे के

यान्ति देवव्रता देवान्पितॄन्यान्ति पितृव्रताः ।
भूतानि यान्ति भूतेज्या यान्ति मद्याजिनोऽपि माम् ॥ भ०गी० अ०९–२५॥

अर्थः—देवताओनी भकित करनार देवोने प्राप्त थाय छे, अने पितृओना उपासक पितरोने, भूतोनी भक्ति करनार भूतोने प्राप्त थाय छे, अने जेओ अमारी भकित करे छे तेओ मने (परमात्माने) प्राप्त थाय छे, अथात् मनुष्योने जे जे पदार्थविषयक चिन्ता रहे छे ते मनुष्य ते ते पदार्थने प्राप्त थाय छे.

शंकाः—केटलाकने एवी शका थाय छे के हुं जेवी देवादिनी भकित करूं छुं तेवी कुटुंबनी भकित करतो नथी, परंतु तेना पालन पोषणनी फिकर मात्र करूं छुं. तेथी जेवी रीते भूतादिकोनी उपासनाथी भूतादिकोने प्राप्त थाय छे, तेवी रीते हुं कुटुंबनी चिन्ता करवा मात्रथी तेना घरमां श्वान आदि रूपे उत्पन्न थाउं ए बनी शकतुं नथी.

समाधानः—एनु आवुं समाधान छे. कुटुंबनुं पोषण करनार मनुष्य बे प्रकारना होय छे. एक तो, मनुष्य जन्मनुं मुख्य कर्तव्य शुं छे ते जाणीने तेने लक्ष्य राखीने धर्माचरणने माटे विवाह करीने धर्मपत्नीनी साथे यज्ञ, दान, तप, ईश्वरभक्ति, आदि नियमसर करे छे. पोताने धर्म समजीने निर्मोह थई कुटुंबादिनुं पोषण, पुत्रपुत्री आदिनुं शिक्षण, आदिने उपयोगी कार्य करे छे. तेवा लोकनी तो सद्गति थाय छे. बीजी जातना मनुष्यो यज्ञ, दान, तप, ईश्वरभक्ति, आदिने जाणता नथी, मनुष्य जन्मना कर्तव्यने पण जाणता नथी.

શાસ્ત્રસંસ્કારથી શૂન્ય છે, શ્રદ્ધા પણ નથી. છતાં વિષયાસક્ત છે. તેથી રતિ માત્રને માટે વિવાહ કરીને સંસારના વિષયભોગ, તથા તેને માટે ધનનું ઉપાર્જન પણ કરતા રહે છે. એવા મનુષ્યોને કુટુંબ, ધન, આદિમાં મોહની વૃદ્ધિ થતી જાય છે. તે લોક મરણ સમયે પણ પુત્ર, પૌત્ર, પત્ની, આદિને બોલાવે છે. તેમનો વિચાર કરવાથી નેત્રોમાં આંસુ આવે છે. પૈસા ટકાનો હિસાબ બતાવે છે. પોતાના દેહનો ત્યાગ તથા કુટુંબના ત્યાગનો કલેશ દર્શાવે છે. આવા મનુષ્યો હમેશાં પોતાના કુટુંબમાં પશ્વાદિના જન્મને પ્રાપ્ત થાય છે. આ વાત "**यं यं वापि स्मरन्भावम्**" એ શ્લોકથી ભગવાને કહી છે.

માટે મનુષ્યોને સંસારના પદાર્થોમાંથી આસક્તિનો ત્યાગ તથા કુટુંબાદિના મોહના ત્યાગની આવશ્યકતા છે. ભૂતાદિની ઉપાસના પણ અવશ્ય ત્યાજ્ય છે.

માટે અન્ધ શ્રદ્ધાવાળા મનુષ્યોને માટે એ ઇષ્ટ છે કે તેમણે વિદ્વાન્ તથા સદાચારી તપસ્વી એવા યોગ્ય વૈદિકધર્મીને સેવા શુશ્રૂષા આદિ વડે પ્રસન્ન કરી તેની દ્વારા સાધનોને જાણી તેનું જ અનુષ્ઠાન કરે. નહિંતો મહા મહેનત કરી ખાલી કલેશ ઉઠાવીને પણ મનુષ્યજન્મને ધૂળમાં મેળવી દેવાનું થશે. કાંઇ પણ ઉત્તમ ફળ નહીં મળે

અન્ધ શ્રદ્ધા દુઃખનું જ કારણ છે. તેથી કદાપિ સુખ મળવાનું નથી:—

**अगतित्वमतिश्रद्धा ज्ञानाभ्यासे रुचिर्न हि ।**
**त्रयः शिष्यगुणा ह्येते मूर्खाचार्यस्य पुष्टये ॥** "

અર્થઃ—અગતિત્વ–હું દીન છું, પામર છું, અજ્ઞાની છુ, આ પ્રકારની ભાવના, તથા અતિશ્રદ્ધા એટલે અન્ધ શ્રદ્ધા–વિચાર વિના વિશ્વાસ, અને શાસ્ત્રોનું શ્રવણ મનન કરવામાં રૂચિ ન હોવી–શિષ્યના આ ત્રણ ગુણ મૂર્ખ આચાર્યના પોષક છે. તાત્પર્ય આ છેઃ–આવા વિચારશૂન્ય મૂર્ખ મનુષ્યને સારો માર્ગ મળતો નથી. સ્વાર્થી લોકો પોતાના સ્વાર્થને સિદ્ધ કરવાને આવા લોકોને પોતાની જાળમાં ફસાવી રાખવાથી તેવા અજ્ઞાની લોકોને ધર્મનો યથાર્થ માર્ગ મળવો સંભવિત નથી.

માટે દરેક મનુષ્યે શાસ્ત્રનો જ આશ્રય લેવો જોઇએ. (શાસ્ત્રનું પ્રયોજન આદિ અધ્યયન નિરૂપણમાંથી જાણી લેવું.)

ઇતિ કીર્તનભક્તિનિરૂપણ સમાપ્ત.

---

## નવધાભક્તિ–૩.સ્મરણ.

---

કીર્તનરૂપ ભક્તિનું નિરૂપણ કરીને હવે હરિગુણશ્રુતિ અન્તર્ગત સ્મરણ રૂપ ભક્તિનું નિરૂપણ કરીએ છીએ. કારણ કેઃ—

**तस्माद्भारत सर्वात्मा भगवान्हरिरीश्वरः ।**
**श्रोतव्यः कीर्तितव्यश्च स्मर्तव्यश्चेच्छताऽभयम्** भा० पु० स्क० २ अ. २–५ ॥

અર્થ:—સંસારના પદાર્થોનો નાશ પ્રત્યક્ષ દેખવા છતાં અજ્ઞાની મનુષ્ય તે તરફ લક્ષ આપતો નથી; માટે હે ભારત! મોક્ષરૂપ અભય સ્થિતિને પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યે સર્વાત્મરૂપ ભગવાન્‌નું જ શ્રવણ, કીર્તન અને સ્મરણ કરવું જોઇએ.

આ શ્લોકમાં શ્રવણ બાદ કીર્તન, અને કીર્તન પછી સ્મરણને કહ્યું છે. માટે જપાદિ રૂપ કીર્તનભક્તિ કરનારે સ્મરણ અવશ્ય કરવું જોઇએ, કારણ કે ધ્યાન તથા જપ એક જ સમયમાં કરવાથી જ ચિત્તનો વિક્ષેપ (ચંચલતા) નિવૃત્ત થઇ શકે છે.

व्यापकं देवि मां दृष्ट्वा नित्यं सर्वत्र सर्वदा ।
निर्भयत्वं सदा लोके स्मरणं तदुदाहृतम् ॥ शि.पु.रु.सं.ख.२अ. २३–२७ ॥

અર્થ:—હે પાર્વતિ! સર્વવ્યાપક એવો જે હું (શિવ) તેનું હમેશાં સર્વ દશામાં દર્શન (ધ્યાન) કરવાથી લોકમાં સદાને માટે જે નિર્ભયત્વ પ્રાપ્ત થાય છે તેનું નામ **સ્મરણ** કહેવાય છે.

યોગદર્શનમાં પણ કહ્યું છે કેઃ— ईश्वरप्रणिधानाद्वा ॥ यो.द.पा. १–२३ ॥

અર્થ:—ઇશ્વરભક્તિથી સમાધિની સિદ્ધિ તથા સમાધિના ફલરૂપ કૈવલ્યની પ્રાપ્તિ થાય છે. આ સૂત્રથી ભક્તિને મોક્ષનું સાધન કહીને—

तज्जपस्तदर्थभावनम् ॥ यो० द० पा० १–२८ ॥

અર્થ:—તે પરમાત્માના વાચક રૂપ ૐકારનો જપ, અને ૐકારના વાચ્ય રૂપ ઇશ્વરનું સ્મરણ એટલે ધ્યાન રૂપ ભક્તિથી ચિત્તની એકાગ્રતા દ્વારા સમાધિની પ્રાપ્તિ થાય છે એમ કહ્યું છે. મતલબ કે પરમાત્મામાં અન્તઃકરણની વૃત્તિ સ્થિર થઇ જાય છે.

આ સૂત્રથી જપ તથા સ્મરણ (ધ્યાન) એક કાલમાં કરવાનું કહ્યું છે, કારણ કે જપાદિનો મુખ્ય ઉદ્દેશ અન્તઃકરણની વૃત્તિને પરમાત્મામાં લગાવવી તે છે. જપ માત્રથી મનનો નિરોધ થતો નથી. માટે સાથે સાથે ધ્યાનનો પણ નિયમ રાખ્યો છે. જપ કરતાં કરતાં જ્યારે મન એકાગ્ર થાય, તે સમયે ધ્યાન કરવું સારૂં છે. ધ્યાનમાંથી જ્યારે ચિત્તનું ઉત્થાન થાય તે સમયે ફરી જપ કરવો જોઇએ. તેથી નિયમપૂર્વક અભ્યાસ કરનાર મનુષ્ય રોજ એક કલાક જપ કરતો હોય તો તેણે પ્રથમથી ૨૦ મીનીટ જપ કરવો, પછી ૨૦ મીનીટ ધ્યાન કરવું, અને ત્યાર બાદ ફરી ૨૦ મીનીટ જપ કરવો એ ઠીક છે. એ પ્રમાણે કલાકને પૂર્ણ કરવો. આ પ્રમાણે જપ તથા ધ્યાન એકી સાથ કરવાથી શીઘ્ર ચિત્તની એકાગ્રતા થાય છે. આ નિયમ મન્ત્રોનું પુરશ્ચરણ કરતી વખતે રાખવાનો નથી.

પ્રથમ જે ત્રણ પ્રકારના જપ કહ્યા છે તેમાંનો માનસિક જપ ધ્યાનમાં વિશેષ સહાય દેનાર છે. ધ્યાનનું જ નામ સ્મરણ છે. આ ધ્યાનનો મહિમા શાસ્ત્રમાં બહુ પ્રકારે કહ્યો છેઃ—

पापपावकदग्धानां कर्मचेष्टावियोगिनाम् ।
भेषजं नास्ति मर्त्यानां श्रीकृष्णस्मरणं विना ॥
स्कां० पु० ख० २ मार्ग० मा० ५ अ० १५–४६ ॥

અર્થ—જે પાપ રૂપી અગ્નિથી બળેલો છે અને કોઇ પણ પુણ્ય કર્મ કરતો નથી એવા માણસને સંસારના દુઃખની નિવૃત્તિને માટે ભગવાનના સ્મરણ વિના બીજું કોઈ પણ સાધન નથી.

भवाम्भोधिनिमग्नानां महापापोर्मिपातिनाम् ।
न गतिर्मानवानां च श्रीकृष्णस्मरणं विना ॥　　,,　　॥ ४७ ॥

અર્થ:—જે મનુષ્ય સંસાર રૂપી સમુદ્રમાં ડુબેલા છે, તથા મહાન્ પાપ રૂપી મોજાની વચમાં પડયા છે–અર્થાત્ સમુદ્રની અંદર પડેલો પદાર્થ મોજામાં આવી જાય છે અને તેને મોજાં આમ તેમ ધકેલીને જ્યાં ત્યાં નાંખી દે છે. તેવી રીતે સંસારસમુદ્રમાં પડેલાં પ્રાણી અવિદ્યાદિ કલેશ રૂપ મોજામાં પડી જાય છે. અને તે અવિદ્યાદિને વશ થવાથી ધકેલીને તેને નાના પ્રકારની પશુ આદિ યોનિમાં લઇ જાય છે. અને ત્યાં નાંખીને તેને દુઃખ દે છે. તે કલેશ પાપ રૂપ હોવાથી તેને " **पापोर्मिपातिनाम्** " એ પદમાં પાપ રૂપ કહ્યું છે. આવા મનુષ્યને પરમાત્માના સ્મરણ વિના અન્ય કોઇ પણ ગતિ નથી.

मृत्युकालेऽपि मर्त्यानां पापिनां तदनिच्छताम् ।
गच्छतां नास्ति पाथेयं श्रीकृष्णस्मरणं विना ॥　　,,　　॥ ४८ ॥

અર્થ:—કેટલાએ લોક મરણ પર્યન્ત ઇશ્વરભક્તિ ચહાતા નથી. પરન્તુ મરણ સમયે ઇશ્વરનું નામ જપવાની તથા તેમનું સ્મરણ કરવાની ઇચ્છા રાખે છે. કોઇ અન્યન્ત પાપી મનુષ્યને તો મરણકાલમાં પણ તેવી ઇચ્છા થતી નથી. એવા માણસને ઇશ્વરના સ્મરણ વિના બીજો કોઈ સહાય નથી.

મરણસમયમાં ઇશ્વરસ્મરણ કરવું કઠિન છે; કારણ કે કઠિન રોગાદિ વિના, જ્ઞાનેન્દ્રિયની શક્તિ ક્ષીણ થયા વિના, કોઈ મરતું નથી. કેટલાકનો કંઠ કફથી રૂંધાઇ જાય છે, શબ્દ સાંભળી શકતા નથી, બોલી શકતા નથી, પાસે આવેલા મનુષ્યને પણ દેખી શકતા નથી. રોદનાદિ દ્વારા કલેશ કરનાર કુટુંબીઓનો વિક્ષેપ પણ થાય છે. એવા સમયમાં ઇશ્વર-સ્મરણ અભ્યાસીને જ થઇ શકે, બીજાથી બની શકે નહીં. વળી અભ્યાસી લોકમાં પણ કેટલાક તે સમયે રોગના બળથી સ્મરણ કરી શકતા નથી. જે ભક્તથી રોગાદિ નિમિત્તથી પરમાત્માનું સ્મરણ થઇ શકતું નથી તેવા ભક્તનું સ્મરણ તો ભગવાન્ સ્વયં કરી લે છે:

स्थिरचेतसि सुस्वस्थे शरीरे सति यो नरः ।
धातुसाम्ये स्थिते स्मर्ता विश्वरूपं च मामकम् ॥　　( परमार्थसारटीका )
ततस्तु म्रियमाणं तं काष्ठपाषाणसंनिभम् ।
अहं स्मरामि मद्भक्तं नयामि परमां गतिम् ॥　　,,

અર્થ—જ્યારે મનુષ્યનું શરીર નીરોગ હોવાથી સ્વસ્થ હોય છે તથા ચિત્ત પણ સ્થિર હોય છે અર્થાત્ ચિત્તમાં વિક્ષેપ કરનાર કોઇ શોક રોગાદિક ન હોવાથી ચિત્ત પણ સ્થિર રહે, એવી અવસ્થામાં તે મારા વિશ્વસ્વરૂપનું સ્મરણ કરે છે. પરન્તુ એવો મનુષ્ય જ્યારે મરણની તૈયારી કરે છે અને લાકડું કે પથ્થરની માફક ભાન રહિત થાય છે, ત્યારે મારા ભક્તોનું હું સ્મરણ કરૂં છું, અને તેમને ઉત્તમ રૂપ ગતિને પ્રાપ્ત કરાવું છું. ( આ બે શ્લોક " પરમાર્થસાર "ની ટીકામાં યોગરાજ આચાર્યે લખ્યા છે. ) તાત્પર્ય એ છે કે કરેલી સ્મરણાદિ રૂપ ઇશ્વરભક્તિ કદાપિ વ્યર્થ જતી નથી.

મનુષ્ય નાના પ્રકારનાં પાપ કરે છે એ સર્વના પ્રાયશ્ચિત્ત રૂપ પરમાત્માના સ્મરણને કહ્યું છે:—

कृते पापेऽनुतापो वै यस्य पुंसः मजायते ।

मायश्चित्तं तु तस्यैकं हरिसंस्मरणं परम् ॥ वि० पु० अं० २, अ. ६-३५ ॥

અર્થ:—કોઈ માણસે પાપ કર્યું હોય તેનો પશ્ચાત્તાપ કરવો તે એક પ્રાયશ્ચિત્ત છે. બીજુ પરમાત્માનું સ્મરણ પ્રાયશ્ચિત્ત છે. અર્થાત્ પશ્ચાત્તાપ સામાન્ય પ્રાયશ્ચિત્ત છે. પરમાત્માનું સ્મરણ વિશેષ પ્રાયશ્ચિત્ત છે. તેનાથી સર્વ પાપનો નાશ થાય છે.

तस्मादहर्निशं विष्णुं संस्मरन्पुरुषो मुने ।

न याति नरकं शुद्धः संक्षीणाखिलकल्मषः ॥ ,, ॥ ३९ ॥

અર્થ:—માટે, હે મુનિ ! દિનરાત્રિ મનુષ્ય પરમાત્માનું સ્મરણ કરવાથી પાપથી રહિત થઈને શુદ્ધ થાય છે, અને તેથી નરકમાં જતો નથી.

न हि ध्यानेन सदृशं पवित्रमिह विद्यते ।

श्वपचान्नानि भुञ्जानो पापी नैवात्र लिप्यते ॥

म०ग०पु०आ०कां०अ० २३०-३५ ॥

અર્થ—મુમુક્ષુને માટે ધ્યાનની તુલ્ય બીજું કોઈ પવિત્ર સાધન જોવામાં આવતું નથી. ચણ્ડાલનું અન્ન ખાનાર પાપી મનુષ્ય પણ ધ્યાનથી પવિત્ર થાય છે

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते । भ. गी. अ. ४-३८ ॥

અર્થ—આ વ્યવહારભૂમિમાં જ્ઞાનની તુલ્ય મનુષ્યને પવિત્ર કરનાર અન્ય કોઈ પદાર્થ જોવામાં આવતો નથી.

આ શ્લોકમાં જ્ઞાનને પવિત્ર કહ્યું અને ઉપરના શ્લોકમાં ધ્યાનને પવિત્ર કહ્યું તેનું કારણ શુ તેવી શકા થાય છે. પરન્તુ મોક્ષનું સાધન સાક્ષાત્ જ્ઞાન જ હોવાથી જ્ઞાનની શ્રેષ્ઠતા છે. છતાં જ્ઞાન પ્રાપ્તિના જે સાધન છે તેમાં ધ્યાન રૂપી સાધન શ્રેષ્ઠ છે. તેથી અહીં ધ્યાનને પણ પવિત્ર કહ્યું છે—

ध्यानयज्ञं विना मुक्तौ यतन्ते मोहिता जनाः ।

पायसान्नं परित्यज्य भक्षयन्ति महाविषम् ॥ सू.सं.य.वै.ख०४ अ० ९-४७ ॥

અર્થ—જે લોક મોહને વશ થઈને ધ્યાનયજ્ઞ વિના મોક્ષ મેળવવા યત્ન કરે છે તે લોક દૂધપાકનો ત્યાગ કરીને મહાન્ વિષનું ભક્ષણ કરે છે એમ સમજવું. અર્થાત્ જેવી રીતે દૂધપાક શરીરને પુષ્ટિ આપનાર છે, એવા રીતે ધ્યાન મોક્ષ પ્રાપ્ત કરાવનાર છે. અન્ય સર્વ સકામ કર્માદિ વિષની તુલ્ય દુઃખ દેનાર છે. માટે મુમુક્ષુ મનુષ્યે ધ્યાનમાં જ તત્પર રહેવુ જોઈએ.

ध्यानयज्ञं विना किंचित्कुर्वाणो मुक्तिसिद्धये ।

अक्ष्णापि शब्दं गृह्णाति विना श्रोत्रेण केवलम् ॥ ,, ॥ ४८ ॥

અર્થ:—મોક્ષપ્રાપ્તિને માટે ધ્યાનયજ્ઞ જ શ્રેષ્ઠ સાધન છે. છતાં તેને છોડીને અન્ય સાધનથી જે મોક્ષ સિદ્ધ કરવા ચાહે છે તે શ્રોત્ર વિના નેત્રથી શબ્દ સાંભળવા ચહાય છે. અર્થાત્ જેવી રીતે શ્રોત્ર વિના શબ્દનું શ્રવણ બની શકે નહીં, તેવી રીતે ધ્યાન વિના કોઈને જ્ઞાન અને મોક્ષ મળી શકતો નથી

ध्यानयज्ञपरो मर्त्यः शिव एव न चापरः ।
ध्यानयज्ञैकनिष्ठस्य न किंचिदपि दुर्लभम् ॥ ,, ॥ ५० ॥
ध्यानयज्ञपराणां तु प्रसादं कुरुते शिवः । ,, ॥ ५१ ॥

અર્થઃ—જે મર્ત્ય પુરૂષ ધ્યાનયજ્ઞમા તત્પર છે તે સ્વયશિવ (પરમાત્મા) રૂપ છે, અન્ય નહીં. ધ્યાનયજ્ઞમાં જેની નિષ્ઠા છે તેને કાંઇ વાત દુર્લભ નથી. ધ્યાનયજ્ઞપરાયણ મનુષ્યને શિવ (પરમાત્મા) શાન્તિ આપે છે.

सदा चित्तं समासक्तं जन्तोर्विपयगोचरे ।
यदि नारायणेऽप्येवं को न मुच्येत बन्धनात् ॥
म.ग.पु.आ.कां.अ. २३०–३६ ॥

અર્થઃ—મનુષ્યોનું ચિત્ત હમેશાં વિષયોમાં અત્યન્ત આસક્ત રહે છે જેથી વિષયનું જ ધ્યાન કરતા રહે છે. તેવી રીતે જો પરમાત્મામાં પ્રીતિ રાખી તેમનુ ધ્યાન કરે તો કોણ બન્ધનથી મુક્ત ન થાય ! અર્થાત્ સર્વ કોઈ મુક્ત થાય છે.

वाक्यातीतं त्रिकालज्ञं विश्वेशं लोकसाक्षिणम् ।
सर्वस्मादुत्तमं विष्णुं सदा ध्यायन् विमुच्यते ॥
म०ग०पु०आ०का०अ. २३२–१५ ॥

અર્થઃ—વાણીના અવિષય, ભૂત ભાવિ અને વર્તમાન ત્રણે કાલના જ્ઞાન વાળા, સંપૂર્ણ જગતના સ્વામી, સર્વ પ્રાણીઓના કર્મોને ઉદાસીન ભાવથી દેખનાર (સાક્ષી), સર્વથી શ્રેષ્ઠ પરમાત્માનું હમેશાં ધ્યાન કરનાર સંસારબન્ધનથી છૂટી જાય છે.

यथा सर्पिः शरीरस्थं गवां न कुरुते बलम् ।
निर्गतं कर्मसंयुक्तं दत्तं तासां महाबलम् ॥ अ० २३५ श्लो०२,३ ॥
तथा विष्णुः शरीरस्थो न करोति हितं नृणाम् ॥
विनाराधनया देवः सर्वगः परमेश्वरः ॥ ,, ॥ ३, ४ ॥

અર્થઃ—ગાયના દૂધમાં ઘી રહે છે. તે ઘી ગાયના શરીરમાં રહે છે. તથાપિ તે ઘી ગાયના શરીરને કાંઈ પુષ્ટિ કરતુ નથી. પરન્તુ તે જ ઘી જો ગાયને દોહી દુધને જમાવી દહીંને વલોવીને બહાર કાઢી ગાયને પાવામાં આવે તો તેના શરીરને પુષ્ટિ આપે, તેની રીતે દૂધમાં ઘીની તુલ્ય સર્વ શરીરમા વ્યાપક હોવા છતાં પરમેશ્વરની ઉપાસના વિના કોઈ વિશેષ ઉપકાર કરતા નથી. અર્થાત્ આત્મજ્ઞાન, મોક્ષ, આદિ કોઇ આપતા નથી. સામાન્ય રીતે દેહેન્દ્રિયાદિકોને પોતપોતાની ક્રિયા ચલાવવા યોગ્ય શક્તિ માત્ર આપે છે. જો ધ્યાનાદિ દ્વારા તેમની ઉપાસના કરે તો જ્ઞાન તથા મોક્ષ દિ ફળ આપે છે. માટે મુમુક્ષુઓએ હમેશાં ધ્યાનમાં તત્પર રહેવુ જોઇએ.

पानीयधारिणा यद्वद् घटे चित्तं प्रधीयते ।
तद्वद्देवे हरौ चित्तं धृत्वा मोक्षमवाप्नुयात् ॥ पद्म०पु०ख० ६ अ०१३२-३९ ॥

અર્થ.—વ્યાવહારિક માણસ હમેશાં કેવી રીતે પરમાત્માનુ સ્મરણ કરી શકે ? તેનુ આ દૃષ્ટાન્ત છે – પાણી લાવનાર માણસ પાણીના ઘડાને માથા-ઉપર રાખી હાથ છૂટા રાખી

ચાલે છે છતાં તેની ચિત્તવૃત્તિ ઘટમાં જ રહે છે–ઘટને પડવા દેતો નથી. તેવી જ રીતે પરમાત્માનો ભક્ત સંસારના વ્યવહાર કરતો સતો પણ પોતાની વૃત્તિને પરમાત્મામાં રાખી શકે છે. અને તેની રીતે હમેશાં પરમાત્માનું ધ્યાન કરી શકે છે. પરંતુ પરમાત્મામાં પ્રેમ હોવો જોઇએ. પ્રેમ વિના હમેશાં ધ્યાન બને નહીં. પુત્ર સ્ત્રી આદિનું હમેશાં ધ્યાન કરતો રહે છે, કારણ કે તેમાં તેનો પ્રેમ છે. માટે જો પ્રેમ પૂર્વક હમેશાં પરમાત્માનું ધ્યાન કરે તો મોક્ષ પ્રાપ્ત કરી શકે.

**ध्यानाग्निना च मेधावी लभते परमां गतिम् ।**
**मन्थनाद्‌दृश्यते ह्यग्निस्तद्वद् ध्यानेन वै हरिः॥म.ग.पु.आ.का.अ.२३५-५२॥**

અર્થ—બુદ્ધિમાન્ મનુષ્ય ધ્યાન રૂપી અગ્નિમાં પાપને બાળી નાંખે છે. તેથી તે જ્ઞાનપ્રાપ્તિ દ્વારા મોક્ષ રૂપ પરમ ગતિને પ્રાપ્ત થાય છે. અગ્નિહોત્રી લોક અગ્નિને મંથન કરી કાઢે છે. તેમના મન્થન કરીને અગ્નિ કાઢવાના યંત્રનું નામ અરણિ છે. તે અરણિ લાકડાની હોય છે. મંથન કરવાથી જેમ લાકડામાંથી અગ્નિ પ્રકટ થાય છે, તેમ ધ્યાન વડે પરમાત્માનું સ્વરૂપ પ્રકટ થાય છે. ધ્યાનથી ચિત્તવૃત્તિની ચંચલતા દૂર થાય છે, અને એકાગ્રતાને પ્રાપ્ત કરે છે, ત્યારે જ પરમાત્માના આનંદ સ્વરૂપનું ભાન થાય છે. આ આનંદનું ભાન થવું તેનું જ નામ સ્વરૂપનુ પ્રકટ થવું છે.

**ध्येये सक्तं मनो यस्य ध्येयमेवावपश्यति ।**
**नान्यं पदार्थं जानाति ध्यानमेतत्प्रकीर्तितम् ॥ „ २३४-३०, १ ॥**

અર્થ—મનુષ્ય જેનું ધ્યાન કરવાની ઇચ્છા કરે છે તેનું નામ ધ્યેય છે. એ ધ્યેય રૂપ વસ્તુમાં આસક્ત હોવાથી અર્થાત્ ચોટવાથી સર્વ પ્રકારથી ચિત્ત ધ્યેયને જ જુએ છે–ધ્યેયમાં જ લાગ્યું રહે છે. તેથી બીજા કોઇ પદાર્થની તેને પ્રતીતિ થતી નથી. આવી અવસ્થાને ધ્યાન કહે છે.

યોગદર્શનમાં પણ કહ્યું છે કે—

**तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ यो० द० पा० ३-२ ॥**

અર્થ:—ધ્યાન કરવાને માટે જે હૃદયપુણ્ડરીકાદિ સ્થાનમાં અથવા બાહ્ય મૂર્તિ આદિમાં મનોવૃત્તિને લગાવી છે તે સ્થાન અથવા મૂર્તિમાં વૃત્તિનો જે સદશ પ્રવાહ છે તેને ધ્યાન કહે છે.

પહેલા ક્ષણમાં ઘટાકાર થયેલી વૃત્તિ ઘટાકાર રૂપે બીજા, ત્રીજા, ચોથા વગેરે ક્ષણમાં પણ રહે તો તેને સદશ પ્રવાહ કહે છે. આવા પ્રકારનો સદશ પ્રવાહ અભ્યાસના બળથી કલાક અથવા તેથી પણ અધિક કાળ સુધી પણ પોતાની ઇચ્છાનુસાર વધારી શકે છે. ઘટાકાર થયેલી વૃત્તિની વચમાં અન્ય કોઇ પટાદિ પદાર્થનું વ્યવધાન આવે તો, અર્થાત્ ઘટના ધ્યાનના સમયની વચમાં પટનો ખ્યાલ આવે તો ધ્યાનનો ભંગ થાય છે. ફરી સદશ પ્રવાહ રહ્યો નહીં, વિસદશ પટાકાર વૃત્તિ વચમાં આવી છે, તેથી ધ્યાન રહ્યું નહીં.

આ પ્રમાણે ધ્યાનના અભ્યાસીને પ્રથમ ધારણાની આવશ્યકતા છે, કારણ કે ધારણા વિના ધ્યાન થઈ શકતું નથી. અને ધારણા કોઇ પણ આધાર વિના બનતી નથી. તેથી નાભિચક્ર, હૃદયપુણ્ડરીક, બ્રહ્મરન્ધ્ર, નાસિકાનો અગ્રભાગ, જીહ્વાનો અગ્રભાગ, આદિ સ્થાનોમાં, અને

બાહ્ય સૂર્યાદિમાં અથવા વિષ્ણુ આદિની મૂર્તિમાં પણ ધારણા તથા ધ્યાન કરવાનું યોગશાસ્ત્રમાં કહ્યું છે.

देशबन्धश्चित्तस्य धारणा ॥ यो. द. पा. ३–१ ॥

અર્થઃ—ધ્યાન કરવાને માટે નાભિચક્રાદિ સ્થાનમાં અથવા બાહ્ય વિષયમાં અન્તઃકરણની વૃત્તિ માત્રથી જે સંબંધ કરે છે તેને ધારણા કહે છે.

નાભિચક્રાદિનું ધ્યાન બનતું નથી, પરન્તુ તે સ્થાનમાં ઇશ્વરનું ધ્યાન કરવાનું છે. સર્વ વસ્તુને સ્ફુર્તિ દેનાર પરમેશ્વર સર્વ જગામા વ્યાપક છે. તેથી સર્વ વસ્તુ માત્ર ધ્યાનનો જ વિષય છે. તથાપિ સર્વ પદાર્થમાં ધ્યાન કરવાથી ઇશ્વરના સ્વરૂપનો સાક્ષાત્કાર થતો નથી. સૂર્યનો પ્રકાશ સર્વ વસ્તુમા પડે છે. ભીત તથા દર્પણ આદિમાં પણ પડે છે, પરન્તુ સૂર્યનું પ્રતિબિંબ ભીંતમાં જોવામાં આવતું નથી, દર્પણ, જલાદિમાં જોવામાં આવે છે. તેવી રીતે પરમાત્મા સર્વ વસ્તુમાં વ્યાપક છે, તથાપિ તેમના સાક્ષાત્કારની યોગ્યતા હૃદયાદિ સ્થાનમાં અથવા વિષ્ણુ આદિક મૂર્તિમાં જ છે. તેથી હૃદયાદિ સ્થાનમાં અથવા વિષ્ણુ આદિક મૂર્તિમાં ધારણાધ્યાન કરવું યોગ્ય છે.

આ ધારણા તથા ધ્યાનાદિના પ્રકાર પુરાણાદિકોમા કહ્યા છેઃ

मूर्तं भगवतो रूपं सर्वोपाश्रयनिःस्पृहम् ।
एषा वै धारणा ज्ञेया यच्चित्तं तत्र धार्यते ॥ वृ०ना०पु०पू०ख.अ०४७–५४ ॥

અર્થઃ—ભગવાનની મૂર્તિ સર્વના આશ્રયરૂપ તથા નિઃસ્પૃહ છે, કારણ કે જે ભગવાનની મૂર્તિને જુએ છે તેની સંસારના અન્ય પદાર્થોમાંથી સ્પૃહા નિવૃત્ત થઇ જાય છે. આવી મૂર્તિમાં ચિત્તવૃત્તિને લગાવવી તેનું નામ ધારણા છે.

तच्च मूर्तं हरे रूपं यद्विचिन्त्यं नराधिप ।
तच्छ्रूयतामनाधारा धारणा नोपपद्यते ॥

અર્થઃ—કોઇ આધાર વિના ધારણા બની શકે નહીં. કોઈ પણ આધારમાં જ અન્તઃકરણની વૃત્તિને લગાવી શકાય છે. માટે હે રાજન્! ધારણા તથા ધ્યાનને યોગ્ય તે ભગવાનના રૂપને તમે સાંભળો.

प्रसन्नवदनं चारुं पद्मपत्रनिभेक्षणम् ।
सुकपोलं सुविस्तीर्णललाटफलकोज्ज्वलम् ॥ " ॥ ५६ ॥
समकर्णान्तविन्यस्तचारुकुण्डलभूषितम् ।
कम्बुग्रीवं सुविस्तीर्णश्रीवत्साङ्कितवक्षसम् ॥ " ॥ ५७ ॥
वलीत्रिभंगिना मग्ननाभिना चोदरेण च ।
प्रलंबाष्टभुजं विष्णुमथापि तु चतुर्भुजम् ॥ " ॥ ५८ ॥
समस्थितोरु जंघं च सुस्थिरांघ्रिकराम्बुजम् ।
चिन्तयेद्ब्रह्मभूतं तं पीतनिर्मलवाससम् ॥ " ॥ ५९ ॥

किरीटचारुकेयूरकटकादिविभूषितम् ।
शार्ङ्गचक्रगदाखड्गशंखाक्षवलयान्वितम् ॥ ,, ॥ ६० ॥

અર્થઃ—શ્રી વિષ્ણુ ભગવાન્ કે જેમનું મુખ પ્રસન્ન છે, તથા જે સુન્દર છે, તથા જેમનાં નેત્ર કમલના પત્ર જેવાં છે, ("પદ્મ" નામ કમલનું છે. कं जलं भूषयति इति कमलम्। જલને સુશોભિત કરે છે તેથી કમલ એવું નામ પડયું. કમલ જેવી રીતે જલના ભુષણ રૂપ છે, તેવી રીતે નેત્ર મુખને સુશોભિત કરનાર છે. માટે કમલનયનાદિ વિશેષણ આપ્યાં છે), અને જેમનું લલાટ વિસ્તીર્ણ અને ઉજ્જવલ છે એવા (૫૬),

અંસ એટલે ખભા સુધી જેમનાં સુન્દર કર્ણભૂષણ (કુંડલ) પહોંચે છે. શંખના જેવી ત્રણ રેખાવાળું જેમનું ગળું છે (સામુદ્રિક શાસ્ત્રાનુસાર શંખના જેવી ત્રણ રેખાવાળુ ગળું ભાગ્યસૂચક છે), તથા જેમની છાતી વિશાળ છે તથા શ્રીવત્સ નામના ચિહ્ન યુક્ત છે (૫૭),

વળીઆં પડવાથી શોભાયમાન પેટવાળા તથા ઉંડી નાભિવાળા, અને જાનુ (ઢીંચણ) સુધી પહોંચતા આઠ અથવા ચાર ભુજવાળા (૫૮),

જેમની ઊરૂ (ઝાંગ) અને જંઘા (ઢીંચણની નીચેનો ઘુંટણ સુધીનો પગ) સમાન સ્થિત છે, જેમના કરકમલ (હાથ) અને પાદકમલ (પગ) સારી રીતે દૃઢ છે, અને જેમણે નિર્મળ પીત વસ્ત્ર ધારણ કરેલાં છે (૫૯)

તથા કિરીટ ( મુકુટ ) તથા સુંદર બાજુ બંધ ( કેયૂર ) તથા કટકાદિ આભૂષણોથી જે શોભાયમાન છે, અને જેમણે હાથમાં ધનુષ્, ચક્ર, ગદા, તલવાર, શંખ, જપમાલા તથા વલય ધારણ કરેલાં છે–એવા બ્રહ્મસ્વરૂપ વિષ્ણુ ભગવાન્‌નું ધ્યાન કરવું. (૬૦).

चिन्तयेत्तन्मयो योगी समाधायात्ममानसम् ।
तावद्यावद्दृढीभूता तत्रैव नृप धारणा ॥ ,, ॥ ६१ ॥

અર્થઃ—અભ્યાસી (યોગી) પુરૂષે ચિત્તને સમાહિત કરીને તન્મય થઈ આ મૂર્તિનું ધ્યાન કરવું, અને જ્યાં સુધી ધ્યાન દૃઢ ન થાય ત્યાં સુધી તે મૂર્તિમાં ધારણા અને ધ્યાન કરે.

एतदातिष्ठतोऽन्यद्वा स्वेच्छया कर्म कुर्वतः ।
नापयाति यदा चित्तं सिद्धां मन्येत तां तदा ॥ ,, ॥ ६२ ॥

અર્થઃ—ધારણા ધ્યાન કરતા હોય કે સ્વેચ્છાપૂર્વક અન્ય કોઇ કર્મ કરતા હોય, તોપણ જ્યારે ચિત્ત ધ્યેય વસ્તુને છોડી અન્ય વસ્તુમાં ન જાય, ત્યારે જાણવું કે ધારણા ધ્યાનની સિદ્ધિ થઈ.

ततः शंखगदाचक्रशार्ङ्गादिरहितं बुधः ।
चिन्तयेद्भगवद्रूपं प्रशान्तं साक्षसूत्रकम् ॥ ,, ॥ ६३ ॥

અર્થઃ—ત્યારબાદ ધ્યાનના વિષય (ધ્યેય-લક્ષ્ય)ને સૂક્ષ્મ કરવાને માટે શંખ, ગદા, ચક્ર, ધનુષ્, આદિ શસ્ત્રોથી રહિત, પરંતુ ઉપર કહેલાં ભૂષણાદિ તથા જપમાલાયુક્ત વિષ્ણુ ભગવાનની મૂર્તિનુ ધ્યાન કરવું.

सा यदा धारणा तद्वदवस्थानवती ततः ।
किरीटकेयूरमुखैर्भूषणै रहितं स्मरेत् ॥ ,, ॥ ६४ ॥

અર્થઃ—આ પ્રકારની મૂર્તિમાં જ્યારે ધારણા તથા ધ્યાન એ પૂર્વ કહેલી રીતિએ દઢ થાય, ત્યારે ફરી કિરીટ, કેયૂર, આદિ ભૂષણો રહિત ભગવાનની મૂર્તિનું ધ્યાન કરવુ.

तदेवावयवं देवं सोऽहं चेति पुनर्बुधः।
कुर्यात्ततो ह्यहमिति प्रणिधानपरो भवेत् ॥ „ ॥ ६५ ॥

અર્થઃ—પછી ભૂષણાદિ રહિત મૂર્તિમાં ધ્યાન દઢ થાય એટલે ભગવાનના દેહ( મૂર્તિ ) માત્રમાં ધારણા ધ્યાન કરવું. તે ધ્યાન જ્યારે દઢ થાય ત્યારે પછી "सोऽहम्" "તે જ હું છું" અર્થાત્ તેજ મારૂ સ્વરૂપ છે એવી રીતે પોતાના ઇષ્ટના સ્વરૂપની સાથે પોતાના સ્વરૂપના અભેદનું ચિન્તન કરવું.

આ પ્રકારની ઉપાસનાને અહંગ્રહોપાસના અથવા અભેદોપાસના કહે છે. આવી ઉપાસનાથી ઇષ્ટ દેવતાના સાક્ષાત્કાર રૂપ પરા ભક્તિ ઉત્પન્ન થાય છે. અને સાક્ષાત્કારથી બ્રહ્મલોકની પ્રાપ્તિ થાય છે, અને બ્રહ્મલોકમાંથી આત્મજ્ઞાન પામી મુક્ત થાય છે—ફરી જન્મ થતો નથી. (વિષ્ણુલોક તથા રૂદ્રલોક બ્રહ્મલોકના જ અવાન્તર ભેદ છે.)

અહંગ્રહોપાસના પરિપક્વ થયે અભેદનો નિશ્ચય થાય છે, તે વિશે ગોપીઓનું દૃષ્ટાન્ત છે.

ગોપીઓનો ઇતિહાસ ભાગવતમાં પ્રસિદ્ધ છે. અનેક જન્મની ભક્તિથી પ્રાપ્ત થયેલા ભગવાનના સમાગમથી ગોપીલોક બહુ પ્રસન્ન થઈ તથા પોતાને કૃતકૃત્ય માનતી હતી. તથાપિ અહંકારાદિ દોષ બહુ લાંબે સમયે નષ્ટ થાય છે. ગોપીઓને ભગવાનની પ્રાપ્તિ નિમિત્ત કંઇક અભિમાન હતું. તે દૂર કરવાને માટે ભગવાન્ અન્તર્ધાન થયા. તે સમયે ગોપીઓની જે અવસ્થા હતી તે ભાગવતના દશમ સ્કન્ધના ૩૦ મા અધ્યાયમાં કહી છે. કોઇ પણ વ્યક્તિના વિયોગમાં જે શોક થાય છે તેમાં પ્રેમ જ કારણ છે. પ્રેમ વિના શોક થાય નહીં. પુત્રાદિમાં પ્રેમ હોવાથી તેમના વિયોગ નિમિત્ત શોક થાય છે. ગોપીઓને ભગવાનના વિયોગ નિમિત્ત જે શોક થયો તેની સીમા નહોતી એ વાત તે સમયની તેમની ચેષ્ટાથી માલમ પડે છે. કેમકે ગોપીલોક લતા, વૃક્ષ, પશુ, આદિકોને પણ ભગવાનની ખબર પૂછતી હતી, તે સમયે પશુ આદિ બોલતાં હતાં એવું તાત્પર્ય નથી. પરન્તુ અત્યન્ત શોકને માર્યે ગોપીઓને "પશુ વૃક્ષાદિ બોલે છે કે નહીં" તેનું પણ ભાન રહ્યું નહોતું તેથી પશુ વૃક્ષ આદિકોને પૂછવું તે તેમના શોકની અધિકતાનું સૂચન કરે છે. જ્યારે બહુ તપાસ કરતા પણ ગોપીઓને ભગવાન્ મળ્યા નહી, ત્યારે ગોપીઓ પોતે પોતાને ભગવાન્ જાણી ભગવાને કરેલી પૂતનાદિવધ, કાલીયમર્દન ગોવર્ધનધારણ, આદિ લીલા કરવા લાગી આ પ્રકારે પોતાના ઇષ્ટદેવ સાથે અભેદ જાણવો તેનું નામ જ સાક્ષાત્કાર છે. કારણ કે પોતાની સાથે અભેદ જાણીને જ્યારે ભગવાનની લીલા કરી, ત્યારે ભગવાનનો સાક્ષાત્કાર થયો છે. આ પ્રકારે અહંગ્રહોપાસના પરિપક્વ થતાં ભક્તોને ઇષ્ટ સાક્ષાત્કાર થાય છે. **अहं ब्रह्मास्मि** આદિ અહંગ્રહોપાસના વિષયક મહાવાક્યોનું પણ એ જ તાત્પર્ય છે.

ઉપનિષદાદિ વેદાન્તશાસ્ત્ર દ્વારા પરમાત્માના સ્વરૂપનો વિચાર કરવો તે પણ સ્મરણ તુલ્ય છે, કેમકે તેથી ચિત્ત પણ પરમાત્માના સ્વરૂપમાં ચોંટી જાય છે. કારણ કે વેદાન્તશાસ્ત્રનો વિચાર પણ પૂર્વે કહેલી "તદર્થભાવના" રૂપ છે.

કેટલાક લોક પરમાત્માના સગુણ સ્વરૂપના તથા ચતુર્ભુજાદિયુક્ત ઇશ્વરમૂર્તિના ધ્યાનને

માનતા નથી, નિર્ગુણનું જ ધ્યાન કરવા યોગ્ય છે એવી તેઓની માન્યતા છે. આ શંકાનું નિવારણ કરવાને માટે સગુણ મૂર્તિ આદિનું પ્રયોજન થોડું અહીં બતાવવું આવશ્યક છે.

પરમેશ્વરની ભક્તિ કરવી અથવા આત્મજ્ઞાન સંપાદન કરવું એ તો સર્વને ઇષ્ટ છે. જેમને ઇશ્વરની સત્તા આદિનો નિશ્ચય છે અર્થાત્ ઈશ્વર કોઇ વસ્તુ છે, તે સર્વશક્તિમાન્ છે, તે ભક્તોના દુઃખોની નિવૃત્તિ કરનાર તથા મોક્ષાદિ આપનાર છે, તથા સર્વ પ્રાણી માત્રના કર્મફલદાતા છે—એ પ્રકારે જેને ઈશ્વરની સત્તા વગેરેનો નિશ્ચય હોય તે જ મનુષ્ય ભક્તિ આદિ કરી શકે છે. જેમને સત્તા વગેરેનો નિશ્ચય નથી તે નાસ્તિક બની જાય છે, અને ધર્મ માર્ગથી વિમુખ થાય છે. તે કારણથી ઈશ્વરની સત્તા આદિનો નિશ્ચય કરાવવાને માટે મૂર્તિની આવશ્યકતા છે.

કોઇ હંસ પક્ષીના જ્ઞાનથી રહિત મનુષ્યને હંસની વાત સંભળાવે તો તે વિશ્વાસ કરતો નથી, કેમકે પોતના ગામમાં કાગ આદિ પક્ષીની માફક હંસ પક્ષીને તેણે દીઠું નથી. પરન્તુ દસ વીસ સત્યવક્તા મનુષ્ય પાસેથી સાંભળીને તેના મનમાં હંસના નામનું પક્ષી છે એવો વિશ્વાસ બેસે છે. ત્યાર પછી, હંસ પક્ષી કયાં હશે કેવા પ્રકારનું હશે, એવા પ્રશ્ન પૂછે છે. એ પ્રકારે સ્થાન તથા સ્વરૂપનો પણ તે સાધારણ રૂપે નિશ્ચય કરે છે. બાદ તે હંસપક્ષીને જેવાને માટે તે માનસ સરોવર આદિ સ્થાનમાં જઇને તેને જુએ છે.

એ પ્રકારે પ્રથમ પરમેશ્વરની સત્તાનો નિશ્ચય કરીને પછી તેમના સ્વરૂપાદિકોનું જ્ઞાન તથા સાક્ષાત્કારની ઇચ્છા થાય છે. ઈશ્વરને કોઈ નેત્રથી દેખતા નથી. તેથી શાસ્ત્રાદિ ઉપર શ્રદ્ધા માત્રથી કોઇ મૂર્તિની કલ્પના કરીને તેમાં ઇશ્વરબુદ્ધિ કરે છે જેમ શાલગ્રામ, નર્મદેશ્વર, અથવા ચતુર્ભુજાદિ વિષ્ણુ ભગવાન્‌ની મૂર્તિ આદિને હાલના સમયમાં લોક ઈશ્વર રૂપ માને છે.

નાના બાળકને ભગવાન્‌ની મૂર્તિ બતાવીને " આ પરમેશ્વર છે " એમ તેને બતાવવાથી "એ ઇશ્વર છે" એમ તે બાલક મનમાં નિશ્ચય કરે છે. પછી તે મૂર્તિને નમસ્કાર કરવાનું કહેતાં તે તેમ પણ કરે છે. એ પ્રમાણે પિતા, માતા અથવા અન્ય શિષ્ટ પુરૂષને પણ નમસ્કાર કરાવે છે. ઘરમાં રહેનાર નોકર આદિને નમસ્કાર કરાવતા નથી. તેથી ઈશ્વર, માતાપિતા, આદિ ગુરૂજનો નમસ્કાર કરવા યોગ્ય અને પૂજ્ય છે એમ તે સમજે છે. તે પછી "ઈશ્વરભક્તિ કરવાથી તને ધન, વિદ્યા, આદિક મળશે" એમ લોભાવી ઈશ્વરના નામનો જપ, તેમની પૂજા, આદિ બતાવે છે. એમ કરતાં થોડા સમયમાં " ઈશ્વર કોઇ સમર્થ છે, જે આપણને ધનાદિ આપી શકે છે" એમ તે બાળક જાણે છે. એ પ્રકારે બાલ અવસ્થામાં જ ઈશ્વરની સત્તા આદિનો નિશ્ચય કરાવવાને માટે મૂર્તિની આવશ્યકતા છે. જ્યારે તે બાળક મોટો થાય છે અને શાસ્ત્રાદિનું જ્ઞાન થાય છે ત્યારે સ્વયં " આ પાષાણાદિની મૂર્તિ છે, આ કોઇ ઈશ્વર નથી, ઈશ્વરનો જે મહિમા શાસ્ત્રમાં શ્રવણ કર્યો છે તેવો કોઇ આમાં નથી, તે તો સર્વ દેશ સર્વકાલ સર્વ વસ્તુમાં છે, નિત્ય છે, નાશ રહિત છે, ધ્યાનાદિથી તેમના સચ્ચિદાનંદાદિ સ્વરૂપનો અનુભવ કરવાનો છે"—એ પ્રમાણે વિચાર કરવાને તે સમર્થ થાય છે.

કોઇ કહે કે તેને માટે કોઇ મૂર્તિ આદિની જરૂર નથી. પહેલેથી જ ઉપદેશ કરવાથી અને શાસ્ત્રના અધ્યયનથી પરમાત્માનું યથાર્થ જ્ઞાન થઇ શકે છે, તેનું આ સમાધાન છે. જે કુળમાં નિયમથી શાસ્ત્રનું શિક્ષણ પરંપરાથી ચાલ્યું આવે છે એવા બુદ્ધિમાન્ લોકોને માટે આવો સંભવ

છે. પરન્તુ ખાસ સંસ્કારશૂન્ય કરોડો મનુષ્યોને માટે એવો સંભવ નથી. તેવા લોકને માટે સ્થૂલ વસ્તુની જ જરૂર છે, જે દ્વારા કોઇ ઈશ્વર છે એવું હમેશાં સ્મરણ રાખે.

કેટલાક લોકનું કહેવું એવું છે કે મૂર્તિને નિમિત્તે કેટલાક લોક દુકાન ચલાવે છે તથા ધન એકઠું કરીને તેનો દુરૂપયોગ કરે છે. માટે મન્દિર તથા મૂર્તિપૂજા નહીં હોવી જોઇએ. એવા લોકનું કથન "ભિક્ષુના ભયથી ભોજન બનાવવું નહી" એના જેવું છે. ભિક્ષુક લોકને આપવું કે નહીં તે પોતાની મરજી ઉપર છે. પરન્તુ ભોજન ન બનાવે તો ભુખ્યો મરશે. માટે ભિક્ષુકોના ભયથી ભોજન નહીં બનાવવુ એ બુદ્ધિમત્તા નથી. તેવી રીતે મૂર્તિપૂજા કે મન્દિર આદિકોનો ત્યાગ કરવાથી અજ્ઞાની પ્રજામા નાસ્તિકતા શીઘ્ર ફેલાવવાનો સંભવ છે. જેવી રીતે માતા પિતા ગુરૂ મિત્ર આદિકોનો ફોટો દેખીને મન પ્રસન્ન થાય છે તથા હજારો વર્ષ પહેલાં મરણ પામેલાનું પણ સ્મરણ થાય છે, તેવી રીતે શાસ્ત્રસંસ્કાર તથા ગાયત્રી આદિ વૈદિક મન્ત્રોની ઉપાસના રહિત મનુષ્યોને માટે ઈશ્વરનુ સ્મરણ રહેવાનું સાધન મૂર્તિ તથા મન્દિરાદિક જ છે. મન્દિરોમાં ધતિંગ ચલાવી ધન લૂંટતા હોય તો તે મૂર્તિ યા મન્દિરનો દોષ નથી. તેમાં દોષ પાખંડી મનુષ્યોનો છે. તેવા લોકને હઠાવી મન્દિર આદિની વ્યવસ્થા યોગ્યતા પૂર્વક ચલાવવી તે અન્ય ધર્માત્મા મહેષ્યોનું કામ છે. પરન્તુ મૂર્તિ તથા મન્દિરો આદિનું ખણ્ડન કરવું તે યોગ્ય નથી. કારણ કે તેથી મનુષ્ય નાસ્તિક બની જાય છે, અન્ય કોઈ યથાર્થ આલંબનનો નિશ્ચય વિનાના મનુષ્યને પૂર્વના સ્થૂલ આલંબનનો પણ ત્યાગ કરાવવો તે યોગ્ય નથી.

માટે શ્રીમદ્‌ગીતામાં કહ્યું છે કેઃ—

न बुद्धिभेदं जनयेदज्ञानां कर्मसंगिनाम् ।
जोषयेत्सर्वकर्माणि विद्वान्युक्तः समाचरन् ॥ भ. गी. अ. ३–२६ ॥

અર્થઃ—કર્તૃત્વનું અભિમાન તથા ફલની ઈચ્છા રાખી કર્મમાં આસક્ત થઈ સકામ કર્મ કરનાર અવિવેકી મનુષ્યને "કર્મ બન્ધનનું કારણ છે માટે તે પરિત્યાગ કરવા યોગ્ય છે" એમ કર્મત્યાગના ઉપદેશ દ્વારા તેની બુદ્ધિને વિવેકી ચલાયમાન કરે નહીં; અર્થાત્ તેને કર્મ છોડાવી અકર્તાત્મજ્ઞાનનો ઉપદેશ કરવો નહીં. પરન્તુ લોકસંગ્રહ કરવાની ઈચ્છાવાળા વિદ્વાને સર્વ પ્રકારનાં કર્મ કરતા સતા બીજા અજ્ઞાની મનુષ્યને પણ કર્મમાં શ્રદ્ધા ઉત્પન્ન કરાવી તેની પાસે પણ પ્રીતિથી કર્મ કરાવવું તે યોગ્ય છે. પરન્તુ તેને "સકામ કર્મ સંસારમાં બંધનનો હેતુ છે, માટે નિષ્કામ કર્મ કરવું જોઇએ" એમ કહીને સકામ કર્મથી છોડાવી નિષ્કામ કર્મમાં જોડાવી શકે છે. અને તે નિષ્કામ ન હોય તો તેની પાસે સકામ કર્મ જ કરાવવું યોગ્ય છે. સમૂલ કર્મનો પરિત્યાગ કરાવવાથી તે ઉભયભ્રષ્ટ થઇ અનર્થમાં પડી જશે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે.

अज्ञस्यार्धप्रबुद्धस्य सर्वं ब्रह्मेति यो वदेत् ।
महानिरयजालेषु स तेन विनियोजितः ॥ व्यासवचनम् ॥

અર્થઃ—અજ્ઞાની અથવા અર્ધજ્ઞાની પ્રતિ "આ સંપૂર્ણ જગત્ સંપૂર્ણ પરમાત્મા રૂપ છે." એવો ઉપદેશ કરવો તે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ નથી. પરન્તુ તેને તેવો ઉપદેશ કરવો તે મહાન્ નરક જાલમાં ફસાવા બરોબર છે, અર્થાત્ તેને મોક્ષનું સાધન બતાવ્યું નથી. ઉલટું

નરકનું જ સાધન બતાવ્યુ છે. કારણ કે અજ્ઞાનીનું ચિત્ત વિરક્ત ન હોવાથી તેને તત્ત્વજ્ઞાનમાં નિષ્ઠા થવાની નથી તેથી તે મોક્ષથી તો દૂર રહ્યો. અને કર્મનો પણ ત્યાગ કરવાથી કાલાન્તરમાં પણ નિષ્કામ થઇ અન્તઃકરણની શુદ્ધિ દ્વારા આત્મજ્ઞાનનું સાધન કરવાથી પણ દૂર થશે. તેથી તે સંસારનાં બંધનમાં જ રહેવાનો. તેથી અજ્ઞાની પ્રતિ તો તે જ્ઞાન પ્રત્યક્ષ અનર્થ રૂપ છે.

આ કારણથી અજ્ઞાની તથા અર્ધજ્ઞાનીને કર્મનો ત્યાગ કરાવી બ્રહ્મનો ઉપદેશ કરવો યોગ્ય નથી. (જેને કંઇપણ કર્મ કરવુ જોઇએ એવું જ્ઞાન છે, પરન્તુ કર્મ, અકર્મ તથા વિકર્મનું જ્ઞાન નથી તેને અહીં "અર્ધજ્ઞાની" કહ્યો છે.)

વ્યાસ ભગવાનનું આ કથન કર્મત્યાગના વિષય માત્રમાં નથી, પરન્તુ કર્મ, ઉપાસના, જ્ઞાન, એ સર્વ મોક્ષસાધનમાં એ જ મર્યાદા છે.

કોઇ પણ મનુષ્યની બુદ્ધિ પ્રથમ સૂક્ષ્મ વસ્તુમાં અથવા સૂક્ષ્મ સાધનમાં કામ કરતી નથી. માટે તેને પ્રથમ સ્થૂલ કર્મ, સ્થૂલ ઉપાસના, સ્થૂલજ્ઞાનની આવશ્યકતા છે. તે કારણે દરેક અધિકારી મનુષ્યે પોતાના સામર્થ્યને અનુસાર સ્થૂલાદિ ક્રમથી જ સાધન કરવું જોઇએ એ જ ભગવાનના ઉપદેશનું તાત્પર્ય છે.

ધ્યાન કરનારે પણ પહેલાં સ્થૂલ મૂર્તિના ક્રમથી ધ્યાન કરવું એ વાત ઉપર લખવામાં આવી છે. જેવી રીતે બાણ મારવાનું અથવા હાલના સમયમાં બન્દુક વડે લક્ષ્યવેધન કરવાનું શિખનાર મનુષ્ય પ્રથમ સ્થૂલ લક્ષ્યમાં બાણાદિ મારીને શીખે છે, ક્રમથી અભ્યાસ વધારતાં વધારતાં એક રૂપીઆના પરિમાણ વાળી વસ્તુમાં પણ તાકવાનું શીખી જાય છે. અન્તમાં તે મનુષ્ય પ્રાણી આદિનો શબ્દ રાત્રિમાં અથવા પડદાની અંદર શ્રવણ કરીને એ શબ્દવાળા પ્રાણીને પણ મારવામાં સમર્થ થાય છે, શબ્દને સાંભળી લક્ષ્યનું વેધન કરનાર બાણને શબ્દવેધી બાણ કહે છે. આ વિષયમાં વાલ્મીકિ રામાયણમાં અયોધ્યા કાણ્ડના ૬૩ મા સર્ગમાં ઇતિહાસ છે.

રાજા દશરથ રાત્રિમાં હસ્તિ આદિક પશુનો શિકાર કરવાને જતા હતા. એક રોજ અન્ધકુમાર નામના ઋષિપુત્ર પોતાના અન્ધ માતા પિતાને માટે પીવાનું પાણી ભરવાને ઘડો લઇને નદીએ જઇ પાણી ભરતો હતો. ઘડામાં પાણીનો પ્રવેશ થતાં શબ્દ થયો. તે સાંભળી દશરથ રાજાએ "હસ્તિ પાણી પીએ છે." એમ સમજી બાણ માર્યું. તે બાણ અન્ધકુમારને વાગ્યું અને તેનું મૃત્યું થયું. રાજાએ અન્ધકુમારને દીઠો નહોતો, પરન્તુ ઘડામાં ભરાતા પાણીનો શબ્દ માત્ર સાંભળ્યો હતો. શબ્દ દ્વારા જ લક્ષ્યનું વેધન થયું હતું. માટે તેનું નામ શબ્દવેધી કહેવાય છે. આ પ્રકારના લક્ષ્યવેધનનું સામર્થ્ય પહેલાં સ્થૂલ લક્ષ્યના વેધનના અભ્યાસ દ્વારા જ આવે છે. તે વિના કદાપિ આવતું જ નથી.

તેવી રીતે નિરાકાર પરમાત્માનું ધ્યાન સર્વ કોઇથી શીઘ્ર બની શકતું નથી. માટે પહેલાં સ્થૂલ મૂર્તિના ધ્યાનથી જ શરૂ કરવું યોગ્ય છે. જેનું ચિત્ત વિષયોથી વિરક્ત છે તથા વૃત્તિની ચંચળતા રૂપ વિક્ષેપ પણ નથી તે જ નિરાકારનું ધ્યાન કરવા સમર્થ છે. બાકી સર્વ કોઈએ સ્થૂલ આકાર વાળા પદાર્થનો આશ્રય સેવો જોઇએ.

ભગવાન્‌ના સગુણ તથા નિર્ગુણ બંને પ્રકારના સ્વરૂપને વેદમાં કહ્યું છે, પરન્તુ તે અધિકારી ભેદથી કહ્યું છે. કેનોપનિષદ્‌ના ત્રીજા ખણ્ડમાં એક ઇતિહાસ છે, એક સમય દેવતાલોક તથા અસુરોની વચમાં યુદ્ધ થયું. પરમાત્માની કૃપાથી દેવતાલોકનો જય થયો, ત્યારે દેવતાલોકને "અમે અસુરોને પરાસ્ત કર્યા છે એવું અભિમાન થયું. તે અભિમાનને દૂર કરવાને માટે એક પૂજ્ય વ્યક્તિ(યક્ષ)નું સ્વરૂપ ધારણ કરીને પરામાત્મા દેવલોકોની સામે પ્રકટ થયા એવું કથન કેનોપનિષદ્‌માં છે. એ પ્રમાણે પરમાત્મા પોતાની માયાશક્તિ વડે નાના રૂપે પ્રકટ થાય છે. તેનું નામ જ "સગુણ સ્વરૂપ" છે. શિવપુરાણમાં પણ આ વિષયમાં કથન છે.

ગરૂડપુરાણમાં પણ સગુણ ધ્યાન કહ્યું છે.—

ध्येयः सदा सवितृमण्डलमध्यवर्ती
नारायणः सरसिजासनसंनिविष्टः ।
केयूरवान्मकरकुण्डलवान्किरीटी
हारी हिरण्मयवपुर्धृतशंखचक्र. ।।म.ग.पु.आ कां.अ. २३०–३४।।

(અર્થઃ—સંપૂર્ણ પ્રાણીઓના અન્તર્યામી રૂપ તથા પદ્માસન ઉપર વિરાજમાન, બાજુબન્ધ તથા મકર આકારનાં કુંડલ, કિરીટ, હાર, આદિ ભૂષણોયુક્ત, તથા હાથમાં શંખ તથા ચક્ર ધારણ કરેલા, તથા સુવર્ણ જેવા દેદીપ્યમાન સ્વરૂપવાળા સગુણ પરમાત્મા (नारायण)નું હમેશાં આદિત્યમંડળમાં ધ્યાન કરવુ જોઇએ.)

આ પ્રમાણે દરરોજ થોડો સમય પણ પરમાત્માનુ ધ્યાન કરવામાં આવે તો તે મનુષ્ય સંપૂર્ણ પાપ રહિત થઇને સર્વને પાવન કરનાર થાય છે. સાક્ષાત્ મોક્ષ આપનાર પરમાત્માનું ધ્યાન કરવાથી સંસારના અન્ય ધનાદિ પદાર્થ તથા નીરોગતા, રૂપ, સૌન્દર્ય, આદિ પણ પ્રાપ્ત થાય થાય છે. તેથી સ્નાનાદિ દરેક ક્રિયાના સમયમાં પણ પરમાત્માનું ધ્યાન કરવું યોગ્ય છે. સંપૂર્ણ શાસ્ત્રોનું મન્થન કરીને સાર રૂપ વસ્તુ તરીકે ઋષિ લોકોએ પરમાત્માના ધ્યાનનો જ નિશ્ચય કર્યો છે, જેવી રીતે અગ્નિનો સ્પર્શ થવાથી શરીરને બાળવું એ તેનો સ્વભાવ છે, તેવી રીતે પરમાત્માનું ધ્યાન કરવાથી પાપની નિવૃત્તિ થવી તે સ્વાભાવિક છે. હજારવાર ગંગાસ્નાન કરવાથી તથા એક કરોડવાર પુષ્કરતીર્થમાં સ્નાન કરવાથી પણ જે પાપ નિવૃત્ત થાય નહિ તે પાપ પણ પરમાત્માના ધ્યાનથી નિવૃત્ત થાય છે. તેથી પાપીઓના પાપની નિવૃત્તિ માટે શાસ્ત્રમાં નિર્ગુણ બ્રહ્મનું તથા સગુણ બ્રહ્મનું ધ્યાન બનાવવામાં આવ્યું છે. તેવીજ રીતે ભગવાને લીલાથી ધારણ કરેલી મૂર્તિનું ધ્યાન પણ સંપૂર્ણ પાપની નિવૃત્તિનું સાધન છે એમ શાસ્ત્રમાં કહ્યું છે.

विग्रहं परतत्त्वस्य त्रिनेत्रं साम्बमद्भुतम् ।
मुहूर्तं चिन्तयन्मर्त्यो मुच्यते सर्वपापकैः ।। सू.सं.य. वै. ख. अ. ४२–४३ ।।

અર્થઃ—પર તત્વ પરમાત્મસ્વરૂપના અદ્‌ભુત ત્રણ નેત્રવાળા પાર્વતીયુક્ત મહાદેવ (સદાશિવ) રૂપ લીલાવિગ્રહનું જે મર્ત્ય દરરોજ એક મુહુર્ત વાર પણ ચિન્તન કરે છે તે સર્વ પાપથી મુક્ત થાય છે.

स्वस्वरूपानुसन्धानान्नृत्यन्तं सर्वकारणम् ।
मुहूर्तं चिन्तयन्मर्त्यो मुच्यते सर्वपातकैः ॥ " ॥ ४४ ॥

અર્થ:—પોતાના પરમાનન્દ સ્વરૂપનું અનુસંધાન (સ્મરણ) કરવાથી આનન્દમાં નિમગ્ન થઈને નૃત્ય કરનાર તથા સર્વના કારણ રૂપ મહાદેવનું દિવસમાં એક મુહુર્ત વાર પણ જો મનુષ્ય ધ્યાન ધરે તો તે સર્વ પાપથી મુક્ત થાય છે.

त्रिमूर्तीनां तु रुद्रस्य विग्रहं चिन्तयन्दिनम् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ " ॥ ४६ ॥

અર્થ:—બ્રહ્માદિ ત્રિમૂર્તિઓની મધ્યે રૂદ્ર(મહાદેવ)ની મૂર્તિનું એક દિવસ ચિન્તન કરવામાં આવે તો મનુષ્ય અનેક મહાપાતકોથી તથા અન્ય પાતકોથી પણ મુક્ત થાય.

दिनत्रयमभिध्यायन्रुद्रमूर्तिमतन्द्रितः ।
मुच्यते पातकैः सर्वैः प्रसिद्धैर्नात्र संशयः ॥ " ॥ ४७ ॥

અર્થ:—આલસ્યનો ત્યાગ કરી ત્રણ દિવસ સુધી જો મહાદેવની મૂર્તિનું ધ્યાન કરવામાં આવે તો પ્રસિદ્ધ સુરાપાનાદિ મહાપાતકથી પણ મનુષ્ય છૂટી જાય છે.

विष्णोश्च विग्रहं ध्यायन्मर्त्यः शुद्धं दिनत्रयम् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ " ॥ ४८ ॥

અર્થ:—શુદ્ધ મહાવિષ્ણુની મૂર્તિનું જો મનુષ્ય ત્રણ દિવસ ધ્યાન કરે તો અનેક મહાપાતક તથા ઉપપાતકાદિ સર્વ પાપથી મુક્ત થાય.

सप्तरात्रं महाविष्णोर्विग्रहं चिन्तयन्नरः ।
मुच्यते पातकैः सर्वैः प्रसिद्धैर्नात्र संशयः ॥ " ॥ ४९ ॥

અર્થ:—સાત રાત્રિ જો મહાવિષ્ણુની મૂર્તિનું ધ્યાન કરવામાં આવે તો મનુષ્ય સર્વ પ્રકારનાં પ્રસિદ્ધ મહાપાતકાદિથી મુક્ત થાય.

ब्रह्मणो विग्रहं शुद्धं सप्तरात्रं विचिन्तयन् ।
महापातकसंघैश्च मुच्यते पातकान्तरैः ॥ " ॥ ५० ॥

અર્થ:—બ્રહ્માજીની શુદ્ધ મૂર્તિનું સાત રાત્રિ ધ્યાન કરનાર સર્વ પ્રકારનાં મહાપાતક તથા ઉપપાતકોથી મુક્ત થઈ જાય છે.

આ પ્રમાણે ત્રિમૂર્તિઓના સ્વરૂપનું ધ્યાન કરવાથી પાપની નિવૃત્તિ થાય છે એમ શાસ્ત્રોમાં કહ્યું છે. કલ્યાણ માર્ગમાં પ્રવૃત્તિનું બાધક પાપ જ છે. એ પાપની નિવૃત્તિ દ્વારા પરમાત્માના સ્વરૂપમાં વૃત્તિને સ્થિર કરવાને માટે પરમાત્માના નિર્ગુણ તથા સગુણ અથવા લીલાવિગ્રહનું પણ ધ્યાન કરવું ઉત્તમ છે. નિર્ગુણાદિનું ધ્યાન ઉપાસકોના સામર્થ્ય પર આધાર રાખે છે.

ધ્યાનના વિષયમાં નવા નવા શબ્દોનો પ્રયોગ કરી લોકોને ભ્રમજાળમાં નાંખ્યા છે. પરન્તુ મુમુક્ષુ લોકોએ તે ઉપર ધ્યાન આપવાની જરૂર નથી. ઉપાસના પ્રકરણમાં પણ આનો કંઇક ખુલાસો કરવામાં આવશે.

ઇતિ સ્મરણભક્તિનિરૂપણ સમાપ્ત.

## નવધા ભક્તિ-૪. પાદસેવન.

સ્મરણ રૂપ ભક્તિનું નિરૂપણ કરીને હવે હરિગુણશ્રુતિ અંતર્ગત પાદસેવન નામની ભક્તિનું નિરૂપણ કરીએ છીએ. પ્રથમ પાદસેવનનો અર્થ કહીએ છીએઃ—

**सदा सेव्यानुकूल्येन सेवनं तद्धि गोगणैः ।**

शि० पु० रु० सं० खं० २, अ० २३–२९ ॥

અર્થઃ—હમેશાં સેવ્ય (સેવાના વિષય જે ઇષ્ટ તે)ને અનુકૂળ રહીને તેમની આપણા શરીર વડે જે સેવા તેનું નામ પાદસેવન છે.

"પાદસેવન" નામ શરીરની સેવા કરવી તે. તે પ્રત્યક્ષ વસ્તુનું જ હોઇ શકે છે, અપ્રત્યક્ષ પરમેશ્વરનું હોતું નથી. *ભગવાનના જૂદા જૂદા અવતારોના સમયમાં તેમની તેવી સેવા કોઇક* ભાગ્યશાળી ભક્તોને બની છે. તથાપિ દરેક કાળમાં દરેક મનુષ્યને માટે તે બને નહીં. તેથી પાદસેવા અર્થાત્ શરીર સંબંધી સેવા ગુરૂની જ કરવાનો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. ગુરૂભક્તિ એ ઇશ્વરભક્તિનું દ્વાર છે.

### ઇશ્વરભક્તિ અને ગુરૂભક્તિની આવશ્યકતા.

**यस्य देवे परा भक्तिर्यथा देवे तथा गुरौ ।**

**तस्यैते कथिता ह्यर्थाः प्रकाशन्ते महात्मनः ॥** श्वे० उ० अ० ६–२३ ॥

અર્થઃ—(જેવી ઇશ્વરમાં પરમ ભક્તિ છે તેવીજ રીતની જે ગુરૂની ભક્તિ કરે છે તે મહાત્મા પુરૂષને જ શાસ્ત્રમાં કહેલાં જ્ઞાનોનું તત્ત્વ પ્રકાશ થાય છે.)

આ શ્રુતિ વા શ્લોકમાં પરમેશ્વરનું જ્ઞાન પ્રાપ્ત કરવામાં ઇશ્વરભક્તિની તુલ્ય ગુરૂભક્તિની પ્રધાનતા બતાવી છે. પરન્તુ કેટલાક લોક "**यथा देवे तथा गुरौ**" એટલાનો અર્થ ગુરૂ તથા ઇશ્વરનો અભેદ માનીને જેમ ઇશ્વરમાં ભક્તિ છે તેમ ગુરૂની પણ ભક્તિ કરવી એવો અર્થ કરે છે, અને ગુરૂને જ ઇશ્વર માનીને ગુરૂનું જ નામ તથા તેમનું જ ધ્યાન અને પૂજા આદિ કરવાનું કહે છે. તેનો વિચાર કરવાનો છે.

ઇશ્વરની સૃષ્ટિમાં કેટલા પદાર્થ છે? એ સર્વ પદાર્થોને ઇશ્વર રૂપ માનીને અભેદભક્તિ કરવી એવું શાસ્ત્રનું તાત્પર્ય છે, કેવલ ગુરૂ માત્રને નહીં. આ વાત પહેલાં કહી છે. તેથી કાંઇ સૃષ્ટિની અંતર્ગત પાષાણ વૃક્ષ આદિની પણ પૂજા કરવી અથવા તેમનાં નામોનો જપ કરવો એમ ઠરતું નથી. માત્ર એટલું જ કે કોઇની સાથે પણ દ્વેષ ભાવ રાખવો નહીં, કોઇને તુચ્છ સમજવો નહીં, કોઇને દુઃખ દેવું નહીં ઇત્યાદિ તાત્પર્ય છે. કેમકે દ્વેષાદિ કરવામાં ભેદબુદ્ધિ કારણ છે, ભેદબુદ્ધિ સંસારનું કારણ હોવાથી તેની નિવૃત્તિ કરવી એ શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. તેથી પહેલેથી જ સર્વને ઇશ્વર રૂપ માની ભક્તિ કરવાનું કહે છે. મોક્ષના સાધનનો ઉપદેશ કરનાર ગુરૂની સમાન બીજો કોઇપણ બન્ધુ નથી. માટે ગુરૂ જ સર્વોત્તમ છે. તથાપિ ગુરૂ તથા શાસ્ત્ર ઇશ્વરનું પ્રતિપાદન કરે છે. ઇશ્વર જ પ્રતિપાદન કરવા યોગ્ય છે. પ્રતિપાદન કરનારની અપેક્ષા પતિપાદ્ય વસ્તુ શાસ્ત્રરીતિએ શ્રેષ્ઠ છે. "ગુરૂ ગોવિંદ દોનો ખડે" એ રામાયણની પંક્તિમાં તુલસીદાસજીએ ગુરૂની બલિહારી કહી છે તેનો ભાવ અન્ય સર્વ મનુષ્યની અપેક્ષાએ ગુરૂની શ્રેષ્ઠતા છે, ઇશ્વરની અપેક્ષાએ નહીં, કારણ પરમેશ્વરનો સાક્ષાત્કાર કરાવવો

એ બહુ કઠણ વાત છે. તેથી તેમનો સાક્ષાત્કાર કરાવનારની બરોબર જગત્‌માં કોઇ થનાર નથી. તેથી તુલસીદાસજીએ ગુરૂનો મહિમા બતાવ્યો છે. પરન્તુ પરમેશ્વરથી અધિક ગુરૂનો મહિમા કહ્યો નથી. ગુરૂનું શરીર પણ શિષ્યના શરીર તુલ્ય પંચભૂતનું જ છે. તે કદાપિ ઈશ્વર થઇ શકે નહીં, કારણ કે ઈશ્વર શરીરાદિકોથી રહિત છે. પરન્તુ ગુરૂ પરમેશ્વરની પ્રાપ્તિને માટે નાના પ્રકારના સાધનોનો ઉપદેશ કરનારા છે, અને જ્ઞાનમાં, સદાચારમાં, ત્યાગમાં, વિરક્તિમાં, બ્રહ્મચર્યાદિ તપમાં અન્ય અજ્ઞાની મનુષ્ય કરતાં વિલક્ષણ છે. માટે તેમને દેવતુલ્ય કહ્યા છે.

મનુષ્યોમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, આદિ જાતિ છે. તેમાં બ્રાહ્મણને ભૂદેવ કહે છે. "પૃથિવીના દેવ" એ "ભૂદેવ"નો અર્થ છે. દેવ તો સ્વર્ગમાં જ રહે છે, પૃથિવીમાં નહીં. પરન્તુ બ્રાહ્મણ પૃથિવીમાં રહેતા છતાં અન્ય મનુષ્યોથી વિલક્ષણ એટલે વેદાધ્યયનાદિ નિમિત્ત જ્ઞાન બ્રાહ્મણોમાં હોવાથી તથા નાના પ્રકારના તપના બળથી દેવતાની માફક વર તથા શાપ આદિ દેવામાં સમર્થ હોવાથી તેને દેવ કહ્યા છે. છતાં યજ્ઞાદિકોના પ્રસંગમાં બ્રાહ્મણને ઇન્દ્ર, અગ્નિ, આદિ દેવતા રૂપ માનવામાં આવતા નથી. એવી રીતે લૌકિક વ્યવહારમાં પણ કેટલાએ શબ્દોનો પ્રયોગ જોવામાં આવે છે. જેમકે "આ મનુષ્ય સિંહ છે", "આ મનુષ્ય અગ્નિ છે" એમ કહે છે. તેનું તાત્પર્ય "આ મનુષ્ય જંગલના પશુ જાતિનો સિંહ છે", અને "આ મનુષ્ય સાક્ષાત્ અગ્નિ છે" એવું નથી. પરન્તુ વીરતા અને પરાક્રમમાં આ મનુષ્ય સિંહની તુલ્ય છે, અને તેજ તથા પ્રભાવમાં આ મનુષ્ય અગ્નિતુલ્ય છે એટલો જ એ શબ્દનો અર્થ છે. તેવી રીતે ગુરૂની ભક્તિમાં પણ દેવભક્તિનો ગૌણ પ્રયોગ કર્યો છે. તેથી ગુરૂના ઉપદેશને અનુસાર ઈશ્વરનું જ ધ્યાનાદિક કરવું, અને ગુરૂનું પાદપ્રક્ષાલન, સેવા, આદિ કરવું, એવું શાસ્ત્રનું તાત્પર્ય છે.

યોગદર્શનમાં પણ—

**तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ॥** यो. द. पा. १–३२ ॥

અર્થઃ—વિક્ષેપના કારણ રૂપ રોગાદિકોની નિવૃત્તિ કરવાને માટે પ્રધાન (**एक**) તત્ત્વ જે ઈશ્વર છે તેમાં હમેશાં ચિત્તને લગાડવું યોગ્ય છે, એમ કહ્યું છે.

આ યોગસૂત્રમાં સર્વ દુઃખોની નિવૃત્તિને માટે ઈશ્વરમાં જ ચિત્ત લગાવવાનું કહ્યું છે. ("એક" શબ્દનો અર્થ–કેવલ, પ્રધાન, અન્ય, સત્ય, અદ્વિતીય, સમાન, અલ્પ એ સર્વ છે. તેમાં ઉપરના સૂત્રમાં **एक**નો અર્થ "પ્રધાન" લેવાનો છે.) વળી ગુરૂ સાક્ષાત્ મોક્ષ સાધનનો ઉપદેશ કરનારા હોવાથી, તથા તત્ત્વસાક્ષાત્કાર વાળા હોવાથી "**ब्रह्मविद्ब्रह्मैव भवति**" "બ્રહ્મને જાણનાર બ્રહ્મ રૂપ જ છે" ઈત્યાદિ શ્રુતિ તત્વવેત્તાને બ્રહ્મ રૂપ કહે છે.

જીવન્મુક્ત તત્ત્વવેત્તા જ્યારે પ્રારબ્ધનો ક્ષય થવાથી મૃત્યુને પ્રાપ્ત થાય છે ત્યારે પરમેશ્વરની પ્રાપ્તિ રૂપ વિદેહમુક્તિ અવસ્થાને પ્રાપ્ત થાય એ નિશ્ચિત છે. તેથી જ જીવિત અવસ્થાના તત્ત્વવેત્તાને બ્રહ્મ રૂપ કહ્યા છે. અન્ય પુરાણાદિકોમાં પણ ગુરૂને જે ઈશ્વર રૂપ કહ્યા છે, તથા તેમના ધ્યાનાદિકોના જે મહિમાને પણ કહ્યો છે, તે તત્ત્વવેત્તા ગુરૂનું અમૂલ્યપણું પ્રતિપાદન કરવાને માટે અર્થવાદ રૂપ છે.

વળી જેમ શાસ્ત્રમાં સગુણ પરમાત્માના અથવા નિર્ગુણ પરમાત્માના ધ્યાનાદિકોનો, તથા પ્રણવાદિ ઈશ્વરવાચક મન્ત્રોના જપોનો, વિધિ રૂપે ઉપદેશ કર્યો છે, તેવી રીતે ગુરૂનું ધ્યાન

તથા ગુરૂના નામનો જપ વિધિ રૂપે કહ્યો નથી. તેથી પણ નિશ્ચય થાય છે કે પરમેશ્વરનાં નામનો જપ કે મૂર્તિધ્યાનની તુલ્ય ગુરૂમૂર્તિનું ધ્યાન તથા તેમના નામનો જપ હોતો નથી.

ધારણા ધ્યાન સમાધિ એક જ લક્ષ્યમાં કરવામાં આવે તેને યોગશાસ્ત્રમાં **સંયમ** કહે છે. તે સંયમથી અનેક પ્રકારની–આકાશગમન, ત્રિકાલજ્ઞાન (વર્તમાન, ભૂત, ભવિષ્યત્ કાલનું જ્ઞાન), હસ્તિ આદિની તુલ્ય પોતાના શરીરનું બળ, પ્રાણીમાત્રના શબ્દોનું જ્ઞાન, પૂર્વજાતિજ્ઞાન, પરશરીરપ્રવેશ, ક્ષુધા પિપાસાદિની નિવૃત્તિ, તારાના સમુદાયનું જ્ઞાન, આદિ સિદ્ધિઓ બતાવી છે. નાભિચક્રાદિ પ્રત્યેક દેહના ભાગમાં તથા બાહ્ય ચન્દ્રાદિક પદાર્થોમાં સંયમ કરવાથી આ સર્વ સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે. તેવી રીતે જગત્માં પૂજ્ય પ્રતિષ્ઠા થાય તેને ઉપયોગી સિદ્ધિ પ્રાપ્ત કરવાને માટે ઇશ્વરથી ભિન્ન અનાત્મ પદાર્થોમાં પણ અનેક પ્રકારની ધારણા, ધ્યાન, સમાધિ કહેવામાં આવી છે. મુમુક્ષુને તો જગત્ના પદાર્થ ત્યાજ્ય હોવાથી તેનું (મુમુક્ષુનું) ધ્યાન વગેરે ઇશ્વરથી ભિન્ન પદાર્થમાં હોઇ શકતું નથી.

ચિત્તવૃત્તિના ધ્યાનનો વિષય એક જ પદાર્થ હોય તો તે એકાગ્ર કહેવાય છે. ઘટનું ધ્યાન કરનાર મનુષ્યની ચિત્તવૃત્તિ જ્યાંસુધી ઘટ માત્રાકાર રહે ત્યાંસુધી ઘટમાં તે એકાગ્ર કહેવાય છે. ઘટને છોડીને વચમાં પટાકાર થાય તો એકાગ્ર રહી ન કહેવાય, કારણ કે તેના વચમાં પટાકાર વૃત્તિ આવવાથી ધ્યાનનો બીજો વિષય આવ્યો છે. તેથી અનેકાગ્ર થઇ છે.

કેટલાક ધ્યાન કરનારનો ઉદ્દેશ પ્રથમ એકાગ્રતા માત્ર કરવાનો હોય છે. એક વસ્તુમાં એકાગ્ર કરવાથી સર્વ વસ્તુમાં તથા ઇશ્વરના સ્વરૂપમાં પણ વૃત્તિઓને એકાગ્ર કરી શકે છે એવી તે લોકની માન્યતા છે. તેમાં કેટલાક લોક પ્રથમ ત્રાટકાદિનો અભ્યાસ કરે છે. ત્રાટક પણ ધારણાનો જ ભેદ છે. પરંતુ ત્રાટકનું લક્ષ્ય તો બાહ્ય વિષય જ છે. ધારણાનું લક્ષ્ય તો બાહ્ય તેમ જ આન્તર બંને હોઇ શકે છે. બાહ્ય લક્ષ્યમાં ત્રાટક કરીને પરિપક્વ થવાથી અન્તર લક્ષ્યનું ધ્યાન શીઘ્ર થઇ શકે છે. અર્થાત્ સ્થૂલ સૂક્ષ્માદિ ક્રમે ધ્યાનનો અભ્યાસ કરવાથી શીઘ્ર સિદ્ધિ થઇ શકે છે. એ જ તાત્પર્ય છે. અધિક સ્થૂલ અન્તઃકરણવાળાને માટે ત્રાટકાદિ દ્વારા ધ્યાનનું સામર્થ્ય વધારવું યોગ્ય છે. તેથી યોગશાસ્ત્રમાં, ચિત્તને સ્થિર કરવાને માટે અનેક પ્રકારના લક્ષ્યમાં ધ્યાન કરવાનું બતાવી, "**यथाभिमतध्यानाद्वा**"। **यो० द० पा० १-३९**॥ પોતાની શ્રદ્ધા તથા સામર્થ્યને અનુસાર અભ્યાસી મનુષ્યનું મન જે પ્રકારના લક્ષ્યનું ધ્યાન કરવાનું ચહાય તેવા લક્ષ્યનું ધ્યાન કરવાથી તેનું ચિત્ત પહેલા ધ્યેયમાં સ્થિત થઇને પછી અન્ય સ્થાનમાં પણ સ્થિત થાય છે. આ સૂત્રથી ઇચ્છિત વસ્તુનું ધ્યાન કરવાનું પણ કહ્યું છે, કારણકે પ્રથમ સ્થૂલ લક્ષ્ય માત્રમાં એકાગ્રતા કર્યા બાદ ઇશ્વરનું ધ્યાન કરવું સુગમ થાય છે.

મુમુક્ષુ પુરૂષોથી અતિરિક્ત કેલલાક મેસમેરીઝમ આદિ શીખનાર લોક ગુલાબનું પુષ્પ આદિમાં ત્રાટક તથા ધ્યાનનો અભ્યાસ કરે છે. તેમને પણ એકાગ્રતા સિદ્ધ થાય છે. ઇશ્વરપ્રાપ્તિનું જેમને કાંઇ લક્ષ્ય પણ નથી તેવા લોકને પણ જ્યારે પુષ્પાદિનાં ધ્યાનથી લૌકિક સિદ્ધિ મળે છે તો તપસ્વી તત્ત્વવેત્તા ગુરૂમૂર્તિના ધ્યાનથી એકાગ્રતા કેમ પ્રાપ્ત ન થાય? અવશ્ય થાય. પરન્તુ "**यस्य देवे परा भक्तिः**" આ શ્રુતિ ઇશ્વરની તુલ્ય ગુરૂમૂર્તિનું ધ્યાન આદિ બતાવતી નથી. પરંતુ **देव** શબ્દથી ઇન્દ્રાદિ દેવતાને જેવી રીતે સંસારના ભોગ્ય પદાર્થની ઇચ્છાવાળા મનુષ્ય પ્રેમથી સ્તુતિ નમસ્કાર આદિ દ્વારા પ્રસન્ન કરે છે, તેવી રીતે મુમુક્ષુ મનુષ્ય પ્રેમથી તત્ત્વના ઉપદેષ્ટા ગુરૂને સેવા આદિથી પ્રસન્ન કરી શાસ્ત્રનું

યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. ઈશ્વરભક્તિ હોવા છતાં પણ ગુરૂભક્તિ વિના શાસ્ત્રમાં કહેલું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત થવું સંભવ નથી. એ તાત્પર્ય છે.

देवभक्तिरितरस्मिन्साहचर्यात् । शा. सू. अ. १. आ. २–१८ ॥

અર્થઃ—"यस्य देवे परा भक्तिः" આ શ્રુતિમાં જે દેવભક્તિ કહી છે તે ઈશ્વરથી ભિન્ન ઇન્દ્રાદિ દેવ વિષયમાં (इतरस्मिन्) સમજવી જોઈએ. જેવી રીતે મનુષ્ય ઇન્દ્રાદિ દેવતાને સ્તુતિ નમસ્કારાદિથી પ્રસન્ન કરે છે, તેવી રીતે મુમુક્ષુ મનુષ્યે સાધનના ઉપદેષ્ટા ગુરૂને સેવા આદિથી પ્રસન્ન કરવા યોગ્ય છે.

ઉપરના સૂત્રમાં દેવ શબ્દથી ઈશ્વરનું ગ્રહણ નહીં કરતાં ઈશ્વરથી ભિન્ન દેવતાને કેમ ગ્રહણ કર્યા ? કહીએ છીએ. गुरुभक्तिसाहचर्यात्। "यथा देवे तथा गुरौ" એ પ્રકારે દેવભક્તિ શબ્દ ગુરૂભક્તિની સાથે પડેલો છે. તેથી ગુરૂભક્તિની દેવભક્તિની સાથ સમાનતા છોડી ઈશ્વરતુલ્ય ગ્રહણ કરવું યોગ્ય નથી. કારણકે સહચરિત અને અસહચરિતની મધ્યે સહચરિતનું જ ગ્રહણ થાય છે. અસહચરિતનું ગ્રહણ થતું નથી. ઉપરની શ્રુતિમાં "દેવ" શબ્દ સહચરિત છે, "ઈશ્વર" શબ્દ અસહચરિત છે. તેથી દેવનું જ ગ્રહણ કર્યું છે, ઈશ્વરનું નહીં. સાથે લખેલો હોય તેનું નામ સહચરિત છે.

વળી मातृदेवो भव, पितृदेवो भव, आचार्यदेवो भव, अतिथिदेवो भव, (તૈ. ઉ. શી. અનુ. ૧૧–૨)—માતામાં દેવતાની તુલ્ય પૂજ્ય બુદ્ધિવાળો તું થા, પિતામાં દેવતા તુલ્ય પૂજ્ય બુદ્ધિવાળો તું થા, તેવી રીતે ગુરૂમાં અને અતિથિમાં દેવતાની તુલ્ય પૂજ્ય બુદ્ધિવાળો તું થા—આ શ્રુતિથી માતા આદિ સર્વને દેવતા તુલ્ય પૂજ્ય માની તેમની આજ્ઞાનું પાલન, તથા સેવા શુશ્રૂષા આદિ કરવાને માટે આજ્ઞા કરી છે. અહીંઆં દેવતાદિની પ્રતિમાદિકોની તુલ્ય માતા આદિની પ્રતિમા બનાવી પુષ્પ ચન્દન આદિ વડે તેની પૂજા કરવી એવું તાત્પર્ય નથી. મા મા, પિતા પિતા, ગુરૂ ગુરૂ, એવી રીતે તેમનાં નામનો જપ કરવો એવું પણ એનું તાત્પર્ય નથી. માતા, પિતા, ગુરૂ પણ અન્ય સ્ત્રી પુરૂષની તુલ્ય મનુષ્ય વ્યક્તિ છે. તેમણે આપણને જન્મ આપ્યો, પાલન પોષણ કર્યું, અથવા વેદશાસ્ત્રાદિ વિદ્યા ભણાવી અથવા બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો છે. તેથી આપણે તેમને માતા આદિ શબ્દોથી કહીએ છીએ. આપણે તેમના ઋણી પણ છીએ. તે કારણથી શ્રુતિ તેમની સેવા આદિક કરવાની આજ્ઞા કરે છે. સંપૂર્ણ પ્રાણી માત્રનાં માતા પિતા એક નથી. સર્વનાં જૂદાં જૂદાં છે. સર્વને જન્મ આપનાર તથા ઉપદેશ કરનાર ગુરૂ જૂદા જૂદા છે. તેથી મનુષ્યોમાં જે માતૃત્વ, પિતૃત્વ, ગુરૂત્વ, આદિ છે તે વ્યક્તિગત છે અર્થાત્ એકદેશિ છે. વ્યષ્ટિની પૂજા ધ્યાન આદિ કોઈ કાળમાં સંભવે નહીં. કોઈ જગાએ બતાવ્યું હોય તો તે સમષ્ટિની પ્રાપ્તિમાં ઉપાય રૂપે કહ્યું છે. ઉપાયમાં પણ તે મુખ્ય નથી, ગૌણ છે—અર્થાત્ સામાન્ય છે. સર્વના જન્મદાતા અને ઉપદેષ્ટા તો ઈશ્વર છે, તેથી તે જ સમષ્ટિ છે. તેમની અથવા તેમની ભિન્ન ભિન્ન મૂર્તિની જ પૂજા, તથા તેમના જ નામાદિનો જપ થાય છે.

पूर्वेषामपि गुरुः कालेनानवच्छेदात् । यो० द० पा० १–२६ ॥

અર્થઃ—ઈશ્વર પરિચ્છેદથી રહિત વસ્તુ છે. સર્વ દેશ સર્વ વસ્તુ સર્વ કાલમાં હોય છે, નાશરહિત છે. ઈશ્વરથી ભિન્ન બાકી સર્વ પદાર્થ નાશવાળા છે. તેથી વેદનો ઉપદેશ કરનાર બ્રહ્માદિકોના પણ તે પરમેશ્વર જ ગુરૂ છે.

આ યોગસૂત્રમાં પરમાત્માને જ સર્વના ગુરૂ કહ્યા છે. તેજ ધ્યાન આદિને યોગ્ય છે, અને વ્યષ્ટિ અર્થાત્ પ્રત્યેક વ્યક્તિના ગુરૂ જે મનુષ્ય છે તે સેવા આદિને જ યોગ્ય છે.

મનુષ્યોને વિદ્યા ઋષિલોક દ્વારા પ્રાપ્ત થઇ છે. તે ઋષિ લોક આપણા લોકોથી પહેલાના કાળમાં હોવાથી તેમને પૂર્વના લોક કહે છે. ઋષિ લોકથી પણ પહેલાંના કાળમાં ઉપદેશ કરનાર બ્રહ્મા આદિ થયા છે. તેથી તે બ્રહ્મા આદિકોને "પૂર્વ" શબ્દથી (**पूर्वेषाम्**) સૂત્રમાં કહ્યા છે.

અહીં પરમાત્મા શબ્દ ત્રિમૂર્તિથી અતિરિક્ત સમજવો જોઇએ. કારણ શાસ્ત્રમાં ત્રિમૂર્તિને પણ નાશવાળી કહી છે. સર્વ મનુષ્યનુ આયુષ્ય ૧૦૦ વર્ષનુ છે. બ્રહ્માદિનુ આયુ પણ ૧૦૦ વર્ષનું છે. સો વર્ષ પછી સર્વનો નાશ થાય છે. ૧૭૨૮૦૦૦ મનુષ્યવર્ષ કૃતયુગનાં હોય છે, અને ૧૨૯૬૦૦૦ વર્ષ ત્રેતાયુગનાં હોય છે. ૮૬૪૦૦૦ વર્ષ દ્વાપર યુગનાં છે. અને ૪૩૨૦૦૦ વર્ષ કલિયુગનાં છે. એ પ્રમાણે ૪૩૨૦૦૦૦ વર્ષનો એક ચતુર્યુગ (એક ચોકડી) થાય છે. ૧૦૦૦ ચતુર્યુગને બ્રહ્માજીનો એક દિવસ કહ્યો છે, અને એટલી જ તેમની રાત્રિ હોય છે. એ રીતે ૨૦૦૦ ચતુર્યુગની બ્રહ્માજીની એક દિનરાત્રિ એટલે એક દિવસ હોય છે. એવા ત્રીસ દિવસનો એક માસ, અને એવા ૧૨ માસનું એક વર્ષ, એ પ્રકારના હિસાબથી ૧૦૦ વર્ષનો આયુ બ્રહ્માજીનો છે. બ્રહ્માજીની એક સાલ એ વિષ્ણુ ભગવાનનો એક દિવસ છે. અને તેટલીજ તેમની રાત્રિ હોય છે. અર્થાત્ બ્રહ્માજીનાં બે વર્ષ જેટલો વિષ્ણુ ભગવાનનો એક દિવસ થાય છે. તેવા ૩૦ દિવસનો માસ, અને તેવા ૧૨ માસની સાલના હિસાબે વિષ્ણુ ભગવાનનું પણ ૧૦૦ વર્ષનું આયુ હોય છે વિષ્ણુ ભગવાનની એક સાલ મહાદેવનો એક દિન થાય છે, એટલીજ તેમની રાત્રિ પણ હોય છે. અર્થાત્ વિષ્ણુ ભગવાનની બે સાલ જેટલો મહાદેવનો એક દિવસ હોય છે. તે હિસાબે થતા માસ અને વર્ષના હિસાબે ૧૦૦ વર્ષનું મહાદેવનું પણ આયુ હોય છે. એ પ્રમાણે પોતપોતાના ૧૦૦ વર્ષનું આયુ પૂર્ણ થયા બાદ ત્રિમૂર્તિનો પણ શાસ્ત્રમાં નાશ કહ્યો છે. તેથી તે ત્રિમૂર્તિઓના પણ ઉપદેષ્ટા ઇશ્વર સર્વના ગુરૂ છે. અને તેજ મુખ્ય ધ્યાન આદિકોના વિષય છે. ત્રિમૂર્તિ એ ઇશ્વરની મુખ્ય વિભૂતિ હોવાથી તેઓ પણ ધ્યાન આદિના વિષય છે. ત્રિમૂર્તિઓના અવતારવિશેષ રામ કૃષ્ણ આદિનાં પણ ધ્યાનાદિ શાસ્ત્રમાં કહ્યાં છે.

મુમુક્ષુને તો પરમેશ્વરપ્રાપ્તિ મુખ્ય લક્ષ્ય હોવાથી પહેલેથી જ ઇશ્વરનું જ ધ્યાન શરૂ કરવુ જોઇએ. તે ધ્યાન જો મૂર્તિ વિના ન બને તો ઇશ્વરની જ મૂર્તિમાં ધ્યાન કરીને શીખવું જોઇએ, કારણ કે અન્ય મૂર્તિઓનું ધ્યાન કરતાં કરતાં તેના કાળનો બહુ વિલંબ થાય છે. બીજું ઇશ્વરમૂર્તિના ધ્યાનથી પાપની નિવૃત્તિ શીઘ્ર થાય છે. તેથી પણઇશ્વરમૂર્તિનું જ ધ્યાન કરવું ઉચિત છે.

અહીં સુધીના લેખથી ઇશ્વરનું જ ધ્યાન કરવું તથા ઇશ્વરના જ વાચક રૂપ મન્ત્રોનો જપ કરવો, અને પાદસેવા આદિ ગુરૂનું જ કરવાનું છે, એ વાતનો નિશ્ચય કર્યો છે.

तस्माद्रजोरागविषादमन्युमानस्पृहादैन्यभयाधिमूलम् ।
हित्वा गृहं संसृतिचक्रवालं नृसिंहपादं भजतां कुतो भयम् ॥
भा० स्पु० स्क० ५. अ०

અર્થઃ—માટે હે દૈત્યો ! તૃષ્ણા, અભિનિવેશ, વિષાદ, ક્રોધ, માન, સ્પૃહા, દીનતા, ભય, આધિ (માનસિક દુઃખ), વગેરેના કારણ રૂપ, તથા જન્મ મરણ રૂપી સંસારના સમૂહ રૂપ ગૃહનો પરિત્યાગ કરીને નૃસિંહ ભગવાનના ચરણની સેવા જ નિર્ભયતાનું સાધન છે.

મધુસૂદન સ્વામીએ પોતાના **ભક્તિરસાયન** નામના ગ્રન્થમાં આ શ્લોકથી પાદસેવાનું પ્રતિપાદન કર્યું છે, તે પણ નૃસિંહાદિ અવતારોની વિદ્યમાન કાલતાની અપેક્ષાથી કહ્યું છે. કેમકે મધુસૂદન સ્વામીની ગીતાની મધુસૂદની ટીકા (અ. ૯–૧૪) માં ગુરૂની જ પાદસેવાનું કથન કર્યું છે. ગુરૂને છોડી ઈશ્વરનું પાદસેવન માનવામાં આવે તો પરમેશ્વરની મનુષ્યાદિ તુલ્ય મૂર્તિ નહી હોવાથી નવધા ભક્તિમાં અર્ચન તથા પાદસેવનનું ગ્રહણ કરવાની વ્યર્થતા થાય છે. "**नास्य प्रतिमाऽस्ति** ( શ્વે. ઉપ. અ. ૪–૧૯ )–એ પરમેશ્વરની કોઈ યથાર્થ મૂર્તિ નથી–આ શ્રુતિએ પરમેશ્વરની મૂર્તિનો નિષેધ કર્યો છે. અને મુમુક્ષુ મનુષ્યને માટે ગુરૂસેવાની મુખ્ય કર્તવ્યતા શાસ્ત્રમાં કહી છે. ગુરૂ વિના કોઈનું પણ કલ્યાણ થતું નથી.

**गुरुप्रसादात्सर्वं तु प्राप्नोत्येव न संशयः ।**
**मेधावी कपिलश्चैव सुमतिश्च महातपाः ।**
**गौतमस्य गुरोः सम्यक्सेवयाऽमरतां गताः ।** स्का.पु.ख.२.का.मा.४,अ०२–८॥

અર્થઃ—ગુરૂની પ્રસન્નતાથી ભોગ મોક્ષ આદિ સર્વની પ્રાપ્તિ થાય છે. બુદ્ધિમાન્ કપિલ ઋષિ તથા મહાન્ તપસ્વી સુમતિ નામના ઋષિએ વિગેરે સર્વેએ પોતાના ગુરૂ ગૌતમજીની સેવા કરીને જ્ઞાન પ્રાપ્ત કરી મોક્ષ મેળવ્યો છે.)

**मातृत्वे च पितृत्वे च गुरुमेव स्मरेद्बुधः ।**
**गुरौ न प्राप्यते यत्तन्नान्यत्रापि लभ्यते ॥** " ॥ ७ ॥

અર્થઃ—વિવેકી પુરૂષે માતા રૂપે તથા પિતા રૂપે હમેશાં ગુરૂનું જ સ્મરણ કરવું જોઇએ ગુરૂની સેવાથી જે પ્રાપ્ત ન થાય તે વસ્તુ બીજા સ્થાનમાં પ્રાપ્ત થવાની નથી.

**गुरूणां वचनं सत्यमिति यद्धृदये न धीः ।**
**इहामुत्रापि तेषां हि दुःखं न च सुखं क्वचित् ॥**
शि० पु० रु० सं० २, ख० ३, अ० २५–६१ ॥

અર્થઃ—ગુરૂનું વચન સત્ય છે એવો જેના હૃદયમાં નિશ્ચય નથી તેને આ લોકમાં કે પરલોકમાં કોઇ પણ પ્રકારનું સુખ મળવાનું નથી. સર્વત્ર તેને દુઃખ જ છે.

**चिन्तामणिर्लोकसुखं सुरेन्द्रः स्वर्गसंपदम् ।**
**प्रयच्छति गुरुः प्रीतो वैकुण्ठं योगिदुर्लभम् ॥** भा० ग० मा० ७ ॥

અર્થઃ—મનુષ્ય જે વસ્તુનો સંકલ્પ કરે છે તે સર્વ ચિન્તામણિ આપે છે. ઇન્દ્ર દેવતા પ્રસન્ન થાય તો સ્વર્ગની સંપત્તિ પ્રાપ્ત થાય. પરંતુ આ સર્વ નાશવાળા પદાર્થ છે. તેથી જો ગુરૂ પ્રસન્ન થાય તો યોગી લોકોને પણ દુર્લભ એવું વૈકુણ્ઠ એટલે પરમાત્માની પ્રાપ્તિ થાય.

**धर्मजात्यादिभिः शंभुर्नानुगृह्णाति वै द्विजाः ।**
**गुरोरनुग्रहेणैव शिवं जानामि तत्त्वतः ॥** शि.पु.रु.सं.२,ख०३,अ०२५-६७ ॥

અર્થ:—પાર્વતી કહે છે, હે દ્વિજો ! બ્રાહ્મણાદિ ઉત્તમ જાતિ પ્રાપ્તિ થવાથી અથવા અન્ય ધર્મોનું અનુષ્ઠાન કરવાથી શંભુ (શિવ—પરમાત્મા) અનુગ્રહ કરતા નથી. મતલબ કે તે વડે પરમાત્માની પ્રાપ્તિ થતી નથી. ગુરૂના અનુગ્રહથી જ હું શિવ(પરમાત્મા)ને તત્ત્વથી જાણું છું.

यथैव वह्निसंपर्कान्मलं त्यजति काञ्चनम् ।
तथैव गुरुसंपर्कात्पापं त्यजति मानवः ॥

शि०पु०उ०भाग०वा० सं०७,अ० १५, श्लो.२६–७ ॥

અર્થ:—અગ્નિમાં સંપુટ કરવાથી જેવી રીતે સુવર્ણ પોતાના મેલનો પરિત્યાગ કરે છે, તેવી રીતે ગુરૂના સંસર્ગથી મનુષ્ય પાપથી મુક્ત થાય છે.

यथा प्रज्वलितो वह्निः शुष्कमार्द्रं च निर्दहेत् ।
तथाऽयमपि सन्तुष्टो गुरुः पापं क्षणाद्दहेत् ॥ ,, ॥ २८–९ ॥

અર્થ:—સારી રીતે પ્રજ્વલિત થયેલો અગ્નિ જેમ સુકા તેમ લીલા લાકડાને બાળી મૂકે છે, તેવી રીતે સેવાથી પ્રસન્ન થયેલા ગુરૂ ક્ષણમાં (શીઘ્ર) પાપને જલાવી દે છે.

मनसा कर्मणा वाचा गुरोः क्रोधं न कारयेत् । ,, ॥ २९ ॥
तस्य क्रोधेन दह्यंते ह्यायुःश्रीज्ञानसत्क्रियाः ॥ ,, ॥ ३० ॥

અર્થ:—મન, વાણી કે કર્મ વડે, ગુરૂને ક્રોધ થાય એવું કોઇ કાર્ય કરવું નહીં, કેમકે તેમના ક્રોધથી આયુ, લક્ષ્મી, જ્ઞાન અને પુણ્ય સર્વ ખરેખર નષ્ટ થાય છે.

गुरुभक्तिं सदा कुर्याच्छ्रेयसे भूयसे नरः ।
गुरुरेव शिवस्तस्य नान्य इत्यब्रवीच्छ्रुतिः ॥सू०सं०य०वै०ख०अ० १–४२ ॥

અર્થ:—ભોગ અને મોક્ષ એ બંનેને માટે મનુષ્ય હમેશાં ગુરૂની ભક્તિ કરે. તેને માટે ગુરૂ જ પરમેશ્વર છે. અર્થાત્ ભોગ મોક્ષ આદિક પ્રાપ્ત કરાવવાનું ગુરૂસેવામાં સામર્થ્ય છે એમ શ્રુતિ કહે છે.

दिव्यज्ञानोपदेष्टारं देशिकं परमेश्वरम् ।
पूजयेत् परया भक्त्या तस्य ज्ञानफलं भवेत् ॥ ,, अ० ५–५७ ॥

અર્થ:—દિવ્ય જ્ઞાનનો ઉપદેશ કરનાર પરમેશ્વર રૂપ ગુરૂનો પરમ ભક્તિથી સત્કાર કરવો જોઇએ. તેને સેવાનું જ્ઞાન રૂપ ફળ મળે છે.

આવાં અનેક પ્રમાણ ગુરૂ ભક્તિના મહિમાનું વર્ણન કરનારાં છે.

જેવી રીતે ગુરૂની પ્રસન્નતાથી શાસ્ત્રમાં સુખની પ્રાપ્તિ કહી છે, તેવી રીતે ગુરૂની અપ્રસન્નતાથી શિષ્યની હાનિ પણ બતાવી છે. માટે કદાપિ ગુરૂની અવજ્ઞા ન થાય અથવા આજ્ઞાનો ભંગ ન થાય એવી શિષ્યે હમેશાં સંભાળ રાખવી જોઇએ.

यत्किंचिद्वा समादिष्टो गुरुणा तत्समाचरेत् ।
आज्ञप्तो गुरुणा विप्र न तद्वाक्यं तु लंघयेत् ॥

स्का०पु०ख० २, का०भा०४ अ० २–२ ॥

અર્થઃ—હે વિપ્ર ! જે કાંઇ ગુરૂએ આજ્ઞા કરી હોય તે અવશ્ય શિષ્યે પાળવી જોઈએ. ગુરૂએ આજ્ઞા રૂપે કહેલાં વચનનું કદાપિ ઉલ્લંઘન ન કરવું જોઇએ.

गुरौ तुष्टे तु तुष्टाः स्युर्देवाः सर्वे सवासवाः ।
गुरौ रुष्टे च रुष्टाः स्युर्देवाः सर्वे सवासवाः ॥ „ ॥ ३ ॥

અર્થઃ—ગુરૂ પ્રસન્ન થવાથી ઈન્દ્ર સહિત સર્વે દેવતાઓ પ્રસન્ન થાય છે. અને ગુરૂ રૂષ્ટ થતાં ઇન્દ્ર સહિત સર્વે દેવતાઓ રૂષ્ટ થાય છે.

गुरोर्यत्र परिवादो निन्दा वापि प्रवर्तते ।
कर्णौ तत्र पिधातव्यौ गन्तव्यं वा ततोऽन्यतः ॥ म. स्मृ. अ. २–२०० ॥

અર્થઃ—જે જગાએ ગુરૂના ઉપર દોષ (પરિવાદ) લગાડવામાં આવતો હોય અથવા તેમની નિન્દા કરવામાં આવતી હોય ત્યાં પોતાના બંને કાન ઢાંકી દેવા, અથવા ત્યાંથી અન્ય ઠેકાણે જવું. ( વિદ્યમાન દોષનું કથન "પરિવાદ" છે, અને અવિદ્યમાન દોષનું કથન "નિન્દા" છે. )

अपमानं गुरोः कृत्वा कोपयित्वा तु दुर्मतिः ।
गुर्ववमानहतो मूढो न शान्तिमधिगच्छति ॥ स्का.पु.ख. १, अ. २०७–७२ ॥

અર્થઃ—ગુરૂનું અપમાન કરીને તથા તેમને ક્રોધ ચઢાવીને કુબુદ્ધિ મૂઢ મનુષ્ય ગુરૂના અવમાનના નિમિત્તથી માર્યો ગયેલો કંઈ પણ શાન્તિ પામતો નથી.

विद्याचोरो गुरुद्रोही वेदेश्वरविदूषकः ।
त एते बहु पाप्मानः सर्वे दण्ड्या इति श्रुतिः ॥ शि.पु.वा.सं.अ. १९–४७ ॥

અર્થઃ—જે મનુષ્ય ગુરૂ મુખથી વિદ્યા ભણતો નથી અથવા જાણતો નથી પરન્તુ આમ તેમથી ચોરી કરીને જ્ઞાન સંપાદન કરે છે, અથવા ગુરૂનો દ્રોહ કરે છે, અથવા જે વેદ અને ઇશ્વરને દૂષણ લગાડનાર છે, તે સર્વ બહુ પાપી હોય છે. માટે રાજાએ તેમને દંડ દેવો જોઇએ, કારણ કે તે લોક હમેશાં ધર્મદ્રોહી થાય છે. (ગુરૂની આજ્ઞાનો ભંગ કરવો, અથવા તેમનું અપ્રિય કરવુ, અથવા તેમની આજ્ઞા વિના તેમનું ધન લેવું તે ગુરૂદ્રોહ કહેવાય છે.) તેવી રીતે ગુરૂની નિન્દાશ્રવણાદિ શિષ્યને હાનિકારક છે. માટે ગુરૂની અવજ્ઞા કરતાં શિષ્યે બહુ વિચાર કરવાનો છે.

## ગુરૂનાં લક્ષણ આદિ.

હવે ગુરૂ શબ્દનો અર્થ, તથા ગુરૂ કહેવા યોગ્ય મનુષ્યનાં લક્ષણ, તથા ગુરૂના ભેદ, આદિક કહીએ છીએ.

गुकारस्त्वन्धकारः स्याद्रुकारस्तद्विनाशकृत् ।
अन्धकारविनाशित्वाद्गुरुरित्यभिधीयते ॥ गु० गी० २३ ॥

અર્થઃ—ગુ શબ્દનો અર્થ અન્ધકાર છે, અને અંધકારની નિવૃત્તિ કરનાર પ્રકાશનું નામ રુ છે. ગુરૂ શિષ્યના હૃદયના અજ્ઞાન રૂપ અંધકારને ઉપદેશ રૂપી પ્રકાશથી દૂર કરે છે. તેથી તેમનું નામ "ગુરૂ" છે.

गुशब्दस्त्वन्धकारश्च रुशब्दस्तु निरोधकः ।
अन्धकारनिरोधित्वाद्गुरुशब्दो निगद्यते ॥ सौर० पु० अ० ६८–१० ॥

અર્થ:—ગુ શબ્દનો અર્થ અન્ધકાર છે, અને રુ શબ્દનો અર્થ અંધકારનો નિરોધક એવો છે. શિષ્યના અજ્ઞાન રૂપી અંધકારનો નિરોધ કરનાર હોવાથી "ગુરૂ" શબ્દ કહેવાય છે. આ ગુરૂ શબ્દના અર્થથી એ વાત સિદ્ધ થાય છે, કેમકે ગુરૂ અવશ્ય ઉપદેશ દ્વારા શિષ્યનું અજ્ઞાન નિવૃત્ત કરવામાં સમર્થ હોવા જોઇએ.

મનુષ્ય જન્મનું મુખ્ય કર્તવ્ય પરમાત્માનું જ્ઞાન સંપાદન કરીને મોક્ષ પ્રાપ્ત કરવો તે છે. તેથી જે શિષ્યના અજ્ઞાનની નિવૃત્તિ કરવામાં સમર્થ ન હોય તેવા ગુરૂથી કોઈ પ્રયોજન સિદ્ધ થતું નથી. તેથી શાસ્ત્રમાં ગુરૂના શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ એવાં વિશેષણ આપ્યાં છે. મતલબ કે જે શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ હોય તે જ ગુરૂ થઇ શકે છે, અન્ય નહીં. માટે ગુરૂ વેદ અને શાસ્ત્રો પૂર્ણ રીતે ભણેલા હોવા જોઇએ, તથા પરમાત્મામાં નિષ્ઠાવાળા પણ હોવા જોઇએ.

ज्ञानहीनो गुरुस्त्याज्यो मिथ्यावादी विडंवकः ।
स्वविश्रान्तिं न जानाति परशान्तिं करोति किम् ॥ गु० गी० २४४ ॥

અર્થ:—કોઇ પણ મનુષ્ય શ્રોત્રિયત્વાદિ ગુણ રહિત મિથ્યાવાદી વિતંડાવાદ કરનાર મનુષ્યને ભૂલથી પણ ગુરૂ કર્યા હોય તો તેવા ગુરૂનો પરિત્યાગ કરવો જોઈએ; કેમકે જે પોતાની શાન્તિના સાધનને જાણતો નથી તે શું બીજાની શાન્તિ કરી શકે ખરો?

शिलायाः किं परं ज्ञानं शिलासंघप्रतारणे ।
स्वयं तर्तुं न जानाति परं निस्तारयेत्कथम् ॥ ,, ॥ २४५ ॥

અર્થ:—જેમ એક શિલામાં અન્ય શિલાના સમૂહને નદીની પાર ઉતારવાનું કોઇ સામર્થ્ય નથી, પોતે ડૂબે અને અન્ય શિલાઓને પણ ડુબાડે; તેવી રીતે જે ગુરૂ સંસાર સમુદ્રની પાર ઉતરવાનું પોતે જાણતો નથી તે બીજાને કેવી રીતે તારી શકશી! મતલબ કે નહીં જ. માટે તેનો ત્યાગ જ કરવો જોઈએ.

अज्ञानभिन्नं गुरुं प्राप्य सदा संशयकारकम् ।
गुर्वन्तरं तु गत्वा स नैतद्दोषेण लिप्यते ॥ कुला. तं० उ० १२–१३१ ॥

અર્થ:—હમેશાં સંશયને ઉત્પન્ન કરાવનાર અજ્ઞાનીને કોઈએ ગુરૂ માન્યા. જ્યારે તેને વિવેક થાય-સમઝ પડે, ત્યારે તે ગુરૂને છોડીને બીજાને ગુરૂ તરીકે સ્વીકાર કરે તો તેને ગુરૂનો ત્યાગ કર્યા નિમિત્ત પાપ લાગતું નથી.

मधुलुब्धो यथा भृंगः पुष्पात्पुष्पान्तरं व्रजेत् ।
ज्ञानलुब्धस्तथा शिष्यो गुरोर्गुर्वन्तरं व्रजेत् ॥ ॥ १३२ ॥

અર્થ:—જેમ મધનો લોભી ભ્રમર એક પુષ્પમાં મધુ ન મળે તો તેને છોડી બીજા પુષ્પમાં ચાલ્યો જાય છે, તેમ જ્ઞાનનો લોભી શિષ્ય અજ્ઞાની ગુરૂનો ત્યાગ કરી બીજા યોગ્ય ગુરૂની પાસે જાય.

श्रीगुरुं लक्षणोपेतं संशयोच्छेदकारकम् ।
लब्ध्वा ज्ञानपदं देवि न गुर्वन्तरमाश्रयेत् ॥ ,, ॥ १३० ॥

અર્થ:—હે દેવિ! શાસ્ત્રમાં કહેલાં લક્ષણ યુક્ત તથા સર્વ પ્રકારના સંશયોને દૂર કરનાર તથા જ્ઞાન દાતા ગુરૂ પ્રાપ્ત થયા છતાં તેમને છોડી બીજા ગુરૂનો આશ્રય લેવો નહીં.

न वन्दनीयास्ते कष्टं दर्शनाद्भ्रान्तिकारकाः ।
वर्जयेत्तान्गुरून्दूरे धीरस्य तु समाश्रयेत् । ,, ॥ १३० ॥

અર્થ:—પોતાના દર્શન માત્રથી અન્યને ભ્રાન્તિ ઉત્પન્ન કરનાર ગુરૂને નમસ્કાર પણ કરવા નહીં. તેવા ગુરૂનો પરિત્યાગ કરીને સમર્થ ગુરૂનો આશ્રય લેવો જોઇએ.

गुरवो वहवः सन्ति शिष्यवित्तापहारकाः ।
तमेकं दुर्लभं मन्ये शिष्यहृत्तापहारकम् ॥ गु० गी० ३२२ ॥

અર્થ:—શિષ્યનું ધન હરણ કરનાર ગુરૂ બહુ હોય છે. પરન્તુ શિષ્યના હૃદયના અજ્ઞાન રૂપી તાપનું નિવારણ કરનાર ગુરૂ બહુ દુર્લભ છે એમ હું માનું છુ એમ મહાદેવજી કહે છે.

त्यजेद्धर्मं दयाहीनं विद्याहीनं गुरुं त्यजेत् ।
त्यजेत्क्रोधमुखीं भार्यां निःस्नेहान्बान्धवाँस्त्यजेत् ॥
चाण.नी०द०,अ. ४-१६ ॥

અર્થ:—જે ધર્મમાં પ્રાણીઓ ઉપર દયા નથી, જે ગુરૂમાં વિદ્યા નથી, જે પત્ની બહુ ક્રોધ વાળી હોય, તથા જે બાન્ધવો સ્નેહ રહિત હોય, તે સર્વનો પરિત્યાગ કરવો જોઇએ, કારણ કે તેઓ કદાપિ મનુષ્યને સુખનું કારણ થવાનાં નથી.

अन्योन्यं तारयेन्नौका किं शिला तारयेच्छिलाम् ।
एतस्य नाममात्रेण मुक्तिर्वै नाममात्रिका ॥ शि०पु०उ०वा०सं०अ० १५-३८॥

અર્થ:—જે નૌકા છે તે બીજી નૌકાને તારી શકે. પરન્તુ શું એક શિલા બીજી શિલાને તારી શકશે? અર્થાત્ કદાપિ નહી. માટે એવા ગુણહીન નામ માત્ર ગુરૂથી મુક્તિ પણ નામ માત્ર જ હોય છે.

गुरुश्चेद्गुणवान्प्राज्ञः परमानन्दभासकः ।
तत्त्वविच्छिवसंसक्तो मुक्तिदो न तु चापरः ॥ ,, ॥ ३५-६ ॥

અર્થ:—ગુરૂ જો ગુણી તથા બુદ્ધિશાળી હોય, તથા પરમાનન્દના અનુભવવાળા હોય, તથા તત્ત્વજ્ઞાની અને પરમાત્મામાં પ્રેમવાળા હોય તો જ તે મુક્તિદાતા થઇ શકે, અર્થાત્ તેમણે બતાવેલા સાધનથી જ મોક્ષ મળે છે, બીજાએ બતાવેલુ સાધન મોક્ષનું કારણ થઇ શકતુ નથી.

यस्यानुभवपर्यन्ता बुद्धिस्तत्त्वे प्रवर्तते ॥
तस्यावलोकनाद्यैश्च परानन्दोऽभिजायते ॥ ,, ॥ ४२-३ ॥

અર્થ:—પરમાત્મ રૂપ તત્ત્વમાં અનુભવ પર્યન્ત જેમની બુદ્ધિની પ્રવૃત્તિ થઇ હોય, તેમનું દર્શન, તેમની સાથે વાર્તાલાપ, આદિથી મુમુક્ષુને પરમ આનન્દ ઉત્પન્ન થાય છે.

तस्माद्यस्यैव संपर्कात्प्रबोधानन्दसंभवः ।
गुरुं तमेव वृणुयान्नापरं मतिमान्नरः ॥ ,, ॥ ४३-४ ॥

અર્થ:—માટે જેમના સંસર્ગથી તત્ત્વજ્ઞાન તથા આનન્દની ઉત્પત્તિ થાય તેમને જ બુદ્ધિમાન્ પુરૂષે ગુરૂ તરીકે સ્વીકારવા, બીજાને નહીં.

यत्रानन्दो प्रबोधो वा नाल्पमप्युपलभ्यते ।
वत्सरादपि शिष्येण सोऽप्यन्यं गुरुमाश्रयेत् ॥ ,, ॥ ४६–७ ॥
गुरुमन्यं प्रपन्नेऽपि नावमन्येत पौर्विकम् ॥ ,, ॥ ४७ ॥

અર્થઃ—એક સાલ પર્યન્ત શાસ્ત્રોક્ત રીતિથી ગુરૂની સેવા આદિ કરવાથી પણ લેશ માત્ર પણ આનન્દ અથવા જ્ઞાનનો ઉદય ન થાય તો એક સાલની બાદ શિષ્યે બીજા ગુરૂનો આશ્રય કરવો જોઇએ. બીજા ગુરૂનો આશ્રય લેવા છતાં પણ પ્રથમના ગુરૂનું અપમાન ન કરવું જોઇએ.

આ કારણોથી પહેલેથી જ ગુરૂનું શાસ્ત્રીય જ્ઞાન તથા લૌકિક જ્ઞાન તથા તેમનું બોધ દેવાનું સામર્થ્ય તથા નિષ્ઠા તથા સદાચાર આદિની બરાબર પરીક્ષા કરવી ઉચિત છે.

કેટલાકને એવી પણ શંકા થાય છે કે ગુરૂના લૌકિક અર્થાત્ વ્યાવહારિક જ્ઞાનની પરીક્ષા કરવાની જરૂર નથી, શાસ્ત્રીય જ્ઞાન માત્રનોજ વિચાર કરવાનો છે. પરન્તુ—

शास्त्रज्ञोऽपि अलोकज्ञो मूर्खतुल्यः ॥ चाण० सू० ५४३ ॥

અર્થઃ— શાસ્ત્રનું જ્ઞાન હોવા છતાં પણ જેને વ્યવહારનું જ્ઞાન નથી એવો મનુષ્ય મૂર્ખ તુલ્ય છે.

આ સૂત્રથી ઉપદેષ્ટા તત્ત્વવેત્તા લોકને પણ વ્યવહારના જ્ઞાનની આવશ્યકતા બતાવી છે. કારણ વ્યવહારી મનુષ્યને ઉપદેશ દેવામાં વ્યવહારને જાણવાની જરૂર છે. નહિંતો કર્મ-યોગાદિ તથા ઉપાસના આદિનું તત્ત્વ જાણ્યા વિના ઉલટો ઉપદેશ કરીને અનર્થ કરશે. અને એવા બહુ જોવામાં આવે છે.

તત્ત્વવેત્તાને વ્યવહારની સાથે સંબન્ધ છે કે નહીં તે વાતનો ખુલાસો કર્મપ્રકરણમાં જોવો.

માટે વિવેક વૈરાગ્ય આદિ સાધનસંપન્ન શ્રદ્ધાળુ મુમુક્ષુ, ઉત્તમ કુલમાં ઉત્પન્ન થયેલા શ્રોત્રિય અર્થાત્ વેદ શાસ્ત્રાદિનું જેમણે અધ્યયન કરેલું હોય તેવા, તથા શાસ્ત્રમાં વાત્સલ્ય વાળા, ગુણી, કુટિલતાથી રહિત, સર્વ પ્રાણીઓના હિતમાં તત્પર, દયાના સમુદ્ર, એવા સદ્ગુરૂની પાસે વિધિ પૂર્વક જઇને ૧૦૮ ઉપનિષત્ ગુરૂશુશ્રૂષા આદિ નિયમ પાળીને ભણી બાદ નિરંતર શ્રવણ મનનાદિના અભ્યાસ વડે નિદિધ્યાસનની પરિપકવ અવસ્થા રૂપ સાક્ષાત્કાર (અપરોક્ષ જ્ઞાન) પ્રાપ્ત કરીને જીવન્મુક્તિના સુખનો અનુભવ કરતો સતો, જેવી રીતે ઘટાદિક પરિચ્છિન્ન ઉપાધિનો નાશ થતાં ઘટાકાશાદિ મહાકાશમાં લીન થઇ પરિપૂર્ણતાને પ્રાપ્ત થાય છે તેવી રીતે, પ્રારબ્ધનો ક્ષય થતાં સ્થૂલાદિ શરીરત્રય રૂપ ઉપાધિનો નાશ થતાં પરિપૂર્ણતાની પ્રાપ્તિ રૂપ વિદેહમુક્તિને પ્રાપ્ત કરે એવો સંપૂર્ણ શાસ્ત્રોનો સિદ્ધાન્ત છે.

વિદેહમુક્તિનું નામ કૈવલ્યમુક્તિ પણ છે. કર્તૃત્વ, ભોક્તૃત્વ, સુખ, દુઃખાદિ રૂપ ચિત્તના ધર્મ ક્લેશ રૂપ હોવાથી બન્ધ રૂપ છે. તેનો નિરોધ કરવો તે જીવન્મુક્તિ છે.

જીજ્ઞાસુએ પ્રથમથી જ આવી રીતના ગુરૂની પાસે જઇને ભક્તિ, અથવા નિષ્કામ કર્મયોગ આદિક શિખવું તે શાસ્ત્ર સમ્મત છે.

तस्माद्गुरुं प्रपद्येत जिज्ञासुः श्रेय उत्तमम् ।
शाब्दे परे च निष्णातं ब्रह्मण्युपशमाश्रयम् ॥ भा.पु.स्क. ११ अ. ३–२१॥

અર્થઃ—જે કારણથી આ પૃથ્વી લોકના તથા સ્વર્ગ લોક આદિના સર્વ પદાર્થ નાશ-વાળા તથા દુઃખનું જ સાધન છે, અને પરમાનન્દ તો પરમાત્માની પ્રાપ્તિથી જ મળી

શકે છે, તે કારણથી ઉત્તમ શ્રેય (મોક્ષ) અર્થાત્ મોક્ષનું સાધન રૂપ તત્ત્વજ્ઞાન મેળવવાની ઇચ્છાવાળા મુમુક્ષુએ શબ્દ રૂપ શાસ્ત્રમાં ( शाब्दे ) તથા પરબ્રહ્મ પરમાત્મામાં (**परे च**) નિષ્ઠાવાળા તથા રાગાદિરહિત ગુરૂને શરણે જવું.

વેદ તથા વેદના તાત્પર્યને બતાવનાર મીમાંસાશાસ્ત્ર, સ્મૃતિ, પુરાણાદિમાં કુશલતા નહીં હોવાથી શિષ્યના હૃદયના સંશયને દૂર કરી શકે નહીં. ઉલટું—

**अशास्त्रीयोपदेशश्च यो गृह्णाति ददाति च ।**
**भुञ्जाते तावुभौ घोरान्नरकानेकविंशतिम् ॥** कुला. तं० उ० १२–२२ ॥

અર્થઃ— જે શિષ્ય શાસ્ત્રમાં કહેલા ઉપદેશથી ભિન્ન ઉપદેશ લે છે અને જે ગુરૂ આપે છે, તે બંને એક પછી એક એકવીસ પ્રકારનાં નરકમાં પડે છે, કેમકે બંને ઉચ્છૃંખલ હોવાથી નરકના ભાગી થાય છે. આ પ્રમાણે શાસ્ત્રીય જ્ઞાન રહિત ગુરૂ કરવાથી આવું વિપરીત ફલ આવે છે. વળી ગુરૂમાં અપરોક્ષ અનુભવના અભાવે પરમાત્મામાં નિષ્ઠા ન હોય તો શિષ્યને જ્ઞાન થવાનો પણ સંભવ નથી. માટે "**शाब्दे परे च निष्णातम्**" એમ વિશેષણ આપ્યાં. "**ब्रह्मण्युपशमाश्रयम्**" એ પદથી રાગાદિ દોષ રહિત હોવા રૂપ બ્રહ્મનિષ્ઠાના પ્રધાન લક્ષણનું સૂચન કર્યું છે.

**तत्र भागवतान्धर्माञ्छिक्षेद्‌गुर्वात्मदैवतः ।**
**अमाययाऽनुवृत्त्या यैस्तुष्येदात्मात्मदो हरिः ॥** भा.पु.स्क.११, अ. ३–२२ ॥

અર્થઃ—જે ભાગવત ધર્મો વડે, ભક્તોને જ્ઞાન દેનાર આપણા સ્વરૂપ રૂપ પરમાત્મા પ્રસન્ન થાય, તેવા ભાગવત ધર્મોને ગુરૂ જેના દેવતા રૂપ છે મતલબ કે ગુરૂને જેણે પોતાના દેવ માન્યા છે અર્થાત્ પોતાના આત્માની તુલ્ય ગુરૂ ઉપર પ્રેમ રાખે છે તેવા શિષ્યે નિષ્કપટ ભાવથી સેવા કરીને ગુરૂને પ્રસન્ન કરીને (**अनुवृत्या**) શીખવા.

આ પ્રમાણે ભાગવતાદિ ગ્રન્થોમાં ભક્તિના અધિકારીઓએ ભક્તિ પણ ગુરૂ પાસેથી શીખવાનું કહ્યું છે. એક મન્ત્ર માત્ર સાંભળી તેનો જપ કરવા માત્રથી કોઈ ભક્તિ શીખ્યો છે એમ કહેવાય નહીં. વૈરાગ્યનો અભ્યાસ, દયા, મૈત્રી આદિ, શૌચ, તપ, તિતિક્ષા, મૌન, આર્જવ, બ્રહ્મચર્ય, અહિંસા, આદિ અનેક સાધન ગુરૂની પાસે રહીને શીખવાનાં છે. એ સર્વ સાધનો શીખવવાને માટે ગુરૂમાં પણ બહુ પ્રકારના ગુણ હોવાની આવશ્યકતા છે. કારણ કે ગુરૂની પાસે રહેનાર શિષ્યમાં ગુરૂના આચરણથી જ આ સર્વ ગુણો આવી શકે છે.

તે માટે શાસ્ત્રમાં ગુરૂનાં લક્ષણ નીચે પ્રમાણે કહ્યાં છેઃ—

**समचेताः प्रसन्नात्मा विमन्युश्च सुहृन्नृणाम् ।**
**साधुर्महान् समो लोके स गुरुः परिकीर्तितः ॥**

स्का. पु. ख. २, मा. मा. ५ अ० १६–२४ ॥

**कृपासिन्धुः सुपूर्णार्थः सर्वसत्त्वोपकारकः ।**
**निःस्पृहः सर्वतः सिद्धः सर्वविद्याविशारदः ॥** ,, ॥ २६ ॥

અર્થઃ—હર્ષશોકાદિ રહિત ચિત્તવાળા, તથા શાન્ત અન્તઃકરણ વાળા, ક્રોધરહિત, પ્રત્યુપકારની ઇચ્છા રાખ્યા વિના સર્વ મનુષ્યોનો ઉપકાર કરનાર, પોતાના ધર્મમાં તત્પર રહેનાર (**साधुः**), ગંભીર સ્વભાવવાળા (**महान्**), સર્વ લોક પ્રતિ સમાન બુદ્ધિવાળા, તથા દયાના

સમુદ્ર, તત્ત્વજ્ઞાનમાં પરિપૂર્ણ, વર્ણાશ્રમાદિનો વિચાર કર્યા વિના પશુઆદિકોના પણ ઉપકારક, સંસારના પદાર્થની ઇચ્છા રહિત, કર્તવ્યથી રહિત (सिद्धः), તથા મીમાંસા આદિ સર્વ વિદ્યામાં કુશલ, ઇત્યાદિક ગુણ (લક્ષણ) જેમનામાં હોય તે ગુરૂ કહેવાય છે. વળી **સદાચાર પ્રકરણ**માં બીજાં જે શિષ્ટાદિનાં લક્ષણ કહ્યાં છે તેને પણ ગુરૂનાં લક્ષણ જાણવાં.

આ પ્રકારના જે ગુરૂ છે તે જ મુમુક્ષુનું સર્વસ્વ છે.

**स एव जनको माता भर्ता बन्धुर्धनं सुखम् ।**
**सखा मित्रं च यत्तस्मात्सर्वं तस्मै निवेदयेत् ॥**

शि.पु.उ.मा.वा.सं.अ. १५–५३ ॥

અર્થઃ—પૂર્વે કહેલા ગુરૂ જ મુમુક્ષુના પિતા છે, તે જ માતા છે, સ્વામી છે, બન્ધુ છે, મુખ્ય ધન છે, તે જ પરમ સુખના કારણ રૂપ પરમાત્માની પ્રાપ્તિ કરાવનાર હોવાથી મુમુક્ષુના સુખ રૂપ છે, તથા સખા છે, મિત્ર છે; તેથી પોતાનું શરીર તથા ધનાદિ સર્વ ગુરૂની સેવામાં અર્પણ કરવું જોઇએ.

**स शिष्यैर्विनयाचारचतुरैरुषितो गुरुः ॥** ,, ॥ ४४ ॥
**यावद्विज्ञायते तावत्सेवनीयो मुमुक्षुभिः ।**
**ज्ञाते तस्मिन्स्थिरा भक्तिर्यावत् तत्त्वं समाश्रयेत् ॥** ,, ॥ ४५ ॥
**न तु तत्त्वं त्यजेज्जातु नोपेक्षेत कथंचन ॥** ,, ॥ ४६ ॥

અર્થઃ—આ પ્રકારના યોગ્ય ગુરૂ પાસેથી જ્યાંસુધી ઉપનિષદાદિના અધ્યયનથી પરોક્ષ જ્ઞાન થાય અને ત્યાર બાદ અપરોક્ષ અનુભવ થાય ત્યાંસુધી વિનય તથા સદાચારયુકત અને કુશળ શિષ્યોએ શાસ્ત્રમાં કહેલા પ્રત્યેક નિયમનું અનુષ્ઠાન કરતા અર્થાત્ ગુરૂશુશ્રૂષા, શાસ્ત્રવિચાર, જીવનને માટે અન્નાદિ સંપાદનથી અતિરિકત વ્યવહારનો ત્યાગ કરતા ગુરૂની પાસે રહેવું જોઇએ. અને અપરોક્ષ જ્ઞાન થયા પછી પણ જ્યાંસુધી તેની પરિપકવ અવસ્થા ન થાય ત્યાંસુધી તત્ત્વનો અભ્યાસ કરવા ગુરૂની પાસે જ રહેવું. પરન્તુ તત્ત્વની ઉપેક્ષા કરીને તેનો (તત્ત્વનો) કદાપિ ત્યાગ નહીં કરવો જોઇએ. જ્ઞાનની પરિપકવ અવસ્થા થતાં ગુરૂની આજ્ઞાનુસાર શિષ્ય સ્વતન્ત્ર રહી શકે છે. નહિંતો વિદેહમુકિત પર્યન્ત ગુરૂની પાસે જ રહેવું યોગ્ય છે.

**वित्तशाठ्यं न कुर्वीत यदीच्छेत्परमां गतिम् ॥** ,, ॥ १५–५२ ॥

અર્થઃ—યદિ શિષ્ય પોતાના કલ્યાણની ઇચ્છા રાખતો હોય તો ગુરૂસેવા આદિમાં ધનનો વ્યય કરવામાં શઠતા કરવી નહીં.

**समर्प्य सोदकं तस्मै नित्यं तद्वशगो भवेत् ॥** ,, ॥ ५४ ॥
**अहिंसका दयावन्तो नित्यमुद्युतचेतसः ।**
**अमानिनो बुद्धिमन्तस्त्यक्तस्पर्धाः प्रियंवदाः ॥** ,, ॥ ५९ ॥
**ऋजवो मृदवः स्वच्छा विनीताः स्थिरचेतसः ।**
**शौचाचारसमायुक्ताः शिवभक्ता द्विजातयः ॥** ,, ॥ ६० ॥

एवं वृत्तसमोपेता वाङ्मनःकायकर्मभिः ॥
शोध्या बोध्या यथान्यायमिति शास्त्रेषु निर्णयः ॥ ,, ॥ ६१ ॥

અર્થઃ—જલની સાથે સંકલ્પ કરીને ધનાદિ ગુરૂને સમર્પણ કરીને હમેશાં ગુરૂના વશવર્તી થઇને શિષ્યે રહેવું જોઈએ. (૫૪).

શરીર તથા વાણી અને મનથી કોઈને દુઃખ ન દેતા દયાવાન્ તથા હમેશાં ઉત્સાહવાળા, તથા માન રહિત થઇને, બુદ્ધિમાન્, સર્વની સાથે વિરોધ છોડીને, પ્રિયવાણી બોલતા(૫૯), સરળ સ્વભાવયુકત, કપટતા રહિત, કોમળ હૃદયવાળા, સ્વચ્છ, વિનયવાળા, દૃઢ ચિત્તવાળા, શૌચ અને આચાર યુકત, પરમાત્મા (શિવ)માં પ્રીતિવાળા, એવા દ્વિજાતિઓ હોઈ, (૬૦), આ પ્રકારના ગુણ યુકત હોઈ શિષ્યોએ વાણી તથા મન તથા કર્મ વડે ગુરૂની સેવા કરી પોતાને પવિત્ર કરવા (शोध्याः), અને ગુરૂએ આવા ગુણવાળા શિષ્યને નીતિ અનુસાર નિષ્કપટતાથી બોધ કરવો (बोध्याः), એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. (૬૧).

ઉપરના શ્લોક ૬૦માં "દ્વિજાતિ" શબ્દથી બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણ જાતિ સમઝવી, શૂદ્રને વૈદિક સંસ્કાર ન હોવાથી તેમની દ્વિજાતિમાં ગણતરી નથી. ભક્તિ કરવામાં સર્વનો અધિકાર છે, તથાપિ દીક્ષાના નિયમ દ્વારા વિદ્યાગ્રહણનો શૂદ્રને અધિકાર નથી. તેથી અહીં શૂદ્રનું ગ્રહણ કર્યું નથી.

આવો ગુરૂનો નિયમ વેદમાં પણ કહ્યો છેઃ—

तस्मै स विद्वानुपसन्नाय सम्यक्प्रशान्तचित्ताय शमान्विताय ॥ येनाक्षरं पुरुषं वेद सत्यं प्रोवाच तां तत्त्वतो ब्रह्मविद्याम् ॥ मु० उ० मु० १, ख० २–१३ ॥

અર્થઃ—ગુરૂ, પોતાની પાસે વિધિ પૂર્વક આવેલા, તથા દંભ દર્પ આદિ દોષથી રહિત હોવાથી શાન્ત ચિત્તવાળા, તથા બાહ્યેન્દ્રિયનિગ્રહ યુકત એવા વિરકત શિષ્યને જે વિદ્યા વડે તે અવિનાશી, તથા શરીર રૂપી પુરમાં શયન કરનાર પરિપૂર્ણ, "પુરૂષ" શબ્દથી કહેવા યોગ્ય, પરમાત્માને જાણી શકે, એવી બ્રહ્મવિદ્યા યથાર્થ રીતે કહે.

આ પ્રમાણે ગુરૂ ન કરી શકે તો ગુરૂ પાપના ભાગી થાય છે અર્થાત્ ધનાદિક લોભથી શિષ્યનો પરિગ્રહ કર્યો છે, પરન્તુ તેના કલ્યાણનો માર્ગ પૂર્ણ કર્યો ન હોય તો ગુરૂ અપરાધી છે. અને શુદ્ધ ભાવનાથી ગુરૂની સેવા શુશ્રૂષા આદિ ન કરે તો શિષ્યને પણ જ્ઞાન પ્રાપ્તિ થવાની નથી. તે પણ પાપનો ભાગી થાય છે.

### તત્ત્વજ્ઞાનના ત્રણ પ્રકાર.

દૈવ તથા આર્ષ અને માનુષ ભેદથી તત્ત્વજ્ઞાન ત્રણ પ્રકારનું છે. તેમાં દેવતા લોકોએ ઉપદેશ કરેલું જ્ઞાન દૈવજ્ઞાન કહેવાય છે. ભગવાને અર્જુનને આપેલું જ્ઞાન દૈવજ્ઞાન છે; કેમકે ભગવાન્ અવતારી પુરૂષ છે, તેથી તે મનુષ્ય કોટિમાં નથી, પરન્તુ દેવ કોટિમાં છે.

વેદ દ્વારા પ્રાપ્ત કરેલું જ્ઞાન આર્ષજ્ઞાન કહેવાય છે. તૈત્તિરીયોપનિષદ્‌ના શિક્ષા અધ્યાયના ૧૦ મા અનુવાકના પ્રથમ મન્ત્રમાં આર્ષજ્ઞાન બતાવ્યું છેઃ—

अहं वृक्षस्य रेरिवा ॥ कीर्तिः पृष्ठं गिरेरिव ॥ ऊर्ध्वपवित्रो वाजिनीव स्वमृतमस्मि ॥ द्रविणं सवर्चसम् ॥ सुमेधा अमृतोऽक्षितः ॥ इति त्रिशंकोर्वेदानुवचनम् ॥ तै० उ० ॥

અર્થઃ—હું સંસાર રૂપ વૃક્ષનો અન્તર્યામી રૂપે પ્રેરણા કરનાર છું. મારી કીર્તિ પર્વતના શિખર જેવી ઉંચી છે અર્થાત્ સર્વથી અધિક છે. હુ સર્વના કારણ રૂપ તથા પવિત્ર છું. જેમ આદિત્યમાં પ્રસિદ્ધ વિશુદ્ધ આત્મતત્ત્વ છે તેવું વિશુદ્ધ આત્મતત્ત્વ મારી બુદ્ધિમાં પ્રકટ થયું છે અર્થાત્ બુદ્ધિમાં પ્રકટ બ્રહ્મ હું જ છું. પ્રકાશ સ્વરૂપ આત્મતત્ત્વ રૂપી ધન હું છું. સર્વજ્ઞ લક્ષણા મેધા વાળો હું છું. તથા અમરણ ધર્મા અને અવ્યય સ્વરૂપ હું જ છું આ પ્રમાણે બ્રહ્મરૂપ તત્ત્વના વેત્તા ત્રિશઙ્કુ ઋષિનું જીવબ્રહ્મના અભેદજ્ઞાન થયા પછી વચન છે.

આ ત્રિશંકુ ઋષિનું જ્ઞાન આ જન્મના ઉપદેશથી થયુ નથી. પરન્તુ પૂર્વ જન્મમાં મોક્ષ માત્રની ઇચ્છાથી ઈશ્વરાર્પણ બુદ્ધિથી શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા કર્મ અને ઉપાસનાનું અનુષ્ઠાન કરવાથી પ્રથમ અથવા બીજી અથવા ત્રીજી ભૂમિકા પ્રાપ્ત કરેલી. બાદ અપરોક્ષ જ્ઞાન રૂપ ચતુર્થી ભૂમિકા પ્રાપ્ત થતા પહેલાં દેહ છૂટી ગયો. પછી વર્તમાન જન્મમાં ગુરૂના ઉપદેશ વિના પ્રાપ્ત થયેલા અનુભવથી ઉપર પ્રમાણે કહ્યું છે. તેને **પ્રાતિભ જ્ઞાન** પણ કહે છે. આ પ્રકારના યોગભ્રષ્ટને ભગવાને ગીતામાં જન્માન્તરમાં જ્ઞાનપ્રાપ્તિનું નિરૂપણ કર્યું છે. તૈત્તિરીય વાર્તિકમાં તેને **આર્ષજ્ઞાન** કહ્યું છે.

**मुमुक्षोस्तत्परस्यैव श्रौतस्मार्तेषु कर्मसु ।**
**आर्षं च प्रातिभं ज्ञानमाविर्भवति मोक्षदम् ॥** तै.वा.शि.अ. अनु.९.श्लो.६०॥

અર્થઃ—ઈશ્વરની પ્રસન્નતાને માટે ફલેચ્છાને છોડી શ્રૌત તથા સ્માર્ત કર્મમાં તત્પર શુદ્ધ બુદ્ધિવાળા મુમુક્ષુને ઉપદેશ વિના યથાર્થ (આર્ષ) જ્ઞાન ઉત્પન્ન થાય છે. યથાર્થજ્ઞાન વેદ સિવાય બીજે ઠેકાણે નથી. **अहं ब्रह्मास्मि** એ મહાવાક્ય રૂપ વેદનું રહસ્યજ્ઞાન સ્વતઃ પ્રકાશિત થયું છે, માટે તે જ્ઞાનને આર્ષજ્ઞાન કહે છે.

અને વિધિપૂર્વક ગુરૂના શરણમાં જઇને ગુરૂએ કહેલાં વાક્યના શ્રવણાદિથી આ શરીરમાં પ્રાપ્ત થયેલા જ્ઞાનને **પૌરૂપ જ્ઞાન** કહે છે. જેમ શુકદેવજી પાસેથી પરીક્ષિતને જે જ્ઞાન થયું તે પૌરૂપ જ્ઞાન છે.

શિવ, વિષ્ણુ, દુર્ગા, ગણેશ, સૂર્ય ઇત્યાદિ દેવતાનું પરમેશ્વર રૂપે ધ્યાન કરવાથી મનુષ્યને તેમના અનુગ્રહથી દેવજ્ઞાન થાય છે.

**स्वाध्यायादिष्टदेवतासंप्रयोगः ॥** यो०द०पा०द० २–४४ ॥

મોક્ષશાસ્ત્રનું અધ્યયન તથા પ્રણવાદિ મન્ત્રોનો જપ કરવા રૂપ સ્વાધ્યાયથી ઇષ્ટ દેવતાનું દર્શન તથા સંભાષણાદિ પણ થાય છે. ભક્તોને ઇષ્ટ દેવથી નાના પ્રકારના વરની પ્રાપ્તિના ઇતિહાસ પુરાણાદિમાં પ્રસિદ્ધ છે.

આ સૂત્રમાં ઇષ્ટદેવથી જ્ઞાનાદિની પ્રાપ્તિ કહી છે. **अहं ब्रह्मास्मि** એ પ્રમાણે અહંગ્રહોપાસના કરનારને આર્ષજ્ઞાન થાય છે. અને ગુરૂભક્તોને પૌરૂપ જ્ઞાન થાય છે. આ ત્રણે પ્રકારનું જ્ઞાન પણ કોઇને આ જન્મમાં પ્રાપ્ત થાય છે, કોઇને જન્માન્તરમાં થાય છે, કારણ કે જ્ઞાનમાં પૂર્વનાં અનેક જન્મનાં પુણ્ય જ કારણ છે.

**बहूनां जन्मनामन्ते ज्ञानवान्मां प्रपद्यते ।** भ० गी० अ० ७–१९ ॥

અર્થઃ—બહુ જન્મોમાં થોડે થોડે ભેગાં કરેલાં પુણ્યનો સમૂહ જ્યારે ફળ દેવાને તૈયાર થાય છે ત્યારે એવા અન્તના જન્મમાં સંપૂર્ણ જગત્ પરમાત્મા રૂપ છે. એ પ્રકારના

સર્વાત્મભાવથી જ્ઞાની મનુષ્ય પરમાત્માને શરણે જાય છે. આ શ્લોકમાં ભગવાને જ્ઞાનને અનેક જન્મના પુણ્ય વડે સાધ્ય કહ્યું છે.

યોગ તથા અહંગ્રહોપાસના પણ મનથી થનાર કર્મ હોવાથી તે બંનેનો નિષ્કામ કર્મમાં અન્તર્ભાવ છે. તેથી **मुमुक्षोस्तत्परस्यैव** એ **तै. वा.** ના શ્લોકમાં યોગ અને અહંગ્રહોપાસનાનો અંતર્ભાવ કરીને નિષ્કામ કર્મ માત્રનું કથન કર્યું છે. ગુરૂ સેવા તથા ઈશ્વર અથવા ઈશ્વરમૂર્તિનું ધ્યાન કરનારને ગુરૂકૃપા તથા ઈશ્વરકૃપા બંન્ને મલવાથી શીઘ્ર જ્ઞાન થાય છે.

પૌરૂષ જ્ઞાન ગુરૂકૃપાથી જ મનુષ્યોને મળે છે. તેથી શિષ્યે જરૂર નિયમપૂર્વક ગુરૂસેવા આદિમાં તત્પર રહેવું જોઇએ. જૂદાં જૂદાં કારણોથી શાસ્ત્રમાં અનેક પ્રકારના પૂજ્ય બતાવ્યા છેઃ--

अध्यापकश्च वेदानां वेदार्थश्रुतिबोधकः ।
शास्त्रवक्ता धर्मवक्ता नीतिशास्त्रोपदेशकः ॥ बृ०ना०पु०पू०ख०अ० ९–८६॥
मन्त्रोपदेशव्याख्याकृद्वेदसन्देहहृत्तथा ।
व्रतोपदेशकश्चैव भयत्रातान्नदो हि च ॥ " ॥ ८७ ॥
श्वसुरो मातुलश्चैव ज्येष्ठभ्राता पिता तथा ।
उपनेता निषेक्ता च संस्कर्ता मित्रसत्तम ॥ " ॥ ८८ ॥
एते हि गुरवः प्रोक्ताः पूज्या वन्द्याश्च सादरम् ॥ " ॥ ८९ ॥

અર્થઃ—શબ્દ માત્રથી અથવા અર્થ સહિત વેદનું અધ્યયન કરાવનાર, કર્મકાણ્ડ તથા ઉપાસના કાણ્ડ તથા જ્ઞાન કાણ્ડનો અર્થ જે તત્ત્વજ્ઞાન તેનો બોધ કરાવનાર, તથા શાસ્ત્રવક્તા, ધર્મના વક્તા, નીતિશાસ્ત્રનો ઉપદેશ કરનાર (૮૬),

તથા મન્ત્રનો ઉપદેશ કરનાર તથા તેનું વ્યાખ્યાન કરનાર, વેદોમાં જે કોઇ સન્દેહ હોય તેને દૂર કરનાર, વ્રતોનો ઉપદેશ દેનાર, ભયમાંથી રક્ષણ કરનાર તથા અન્ન દેનાર અર્થાત્ પાલન પોષણ કરનાર, (બ્રહ્મચર્યાશ્રમને ઉચિત ભિક્ષાટનાદિ ધર્મોના ઉપદેશનું નામ "વ્રતોપદેશ" છે.) (૮૭),

સસરા, મામા, મોટાભાઈ, પિતા, ઉપનયનસંસ્કાર કરાવનાર, નિષેક્તા (અન્યની સ્ત્રીમાં નિયોગ કરનાર), જાત કર્માદિ સંસ્કાર કરાવનાર, તથા શ્રેષ્ઠ મિત્ર એટલે સુહૃદ્ (પ્રત્યુપકારની ઇચ્છાથી આપણો ઉપકાર કરનાર "મિત્ર" કહેવાય છે. પ્રત્યુપકારની ઇચ્છા વિના જે ઉપકાર કરે તે "સુહૃદ્" કહેવાય છે. તેથી અહીં "મિત્રસત્તમ" એટલે "સુહૃદ્"ને ગુરૂ કોટિમાં મૂકયો છે. તેથી "મિત્ર" પદને "સત્તમ" એવું વિશેષણ દીધું છે. "સત્તમ"નો અર્થ શ્રેષ્ઠ છે.) (૮૮)

આ સર્વને ગુરૂ કહે છે. એ સર્વ પૂજ્ય તથા વન્દન કરવા યોગ્ય છે. (જે કોઈને પુત્ર ન થતો હોય તે મનુષ્ય બીજા યોગ્ય મનુષ્ય પાસે પોતાની પત્નીમાં નિયોગ કરાવી પુત્ર ઉત્પન્ન કરાવવાની પરવાનગી ધર્મશાસ્ત્રમાં છે. આવા નિયોગથી ઉત્પન્ન થયેલા પુત્રને એ બંને ગુરૂ છે. તેથી ઉપરના શ્લોકમાં પિતા તથા નિષેક્તાનું જૂદું ગ્રહણ કર્યું છે. ધૃતરાષ્ટ્ર, પાણ્ડુ, આદિ અનેકની ઉત્પત્તિ આ રીતે થઇ છે.) (૮૯)

उपनीय तु यः शिष्यं वेदमध्यापयेद्द्विजः ।
सकल्पं सरहस्यं च तमाचार्यं प्रचक्षते ॥ म. स्मृ. अ. २–१४०

અર્થ:—જે બ્રાહ્મણ, શિષ્યને સંસ્કાર કરાવી કલ્પ સહિત એટલે વેદના મન્ત્રોના પ્રયોગને બતાવનાર સૂત્રો સહિત તથા તેમના રહસ્ય સહિત વેદ ભણાવે છે તેને આચાર્ય કહે છે.

एकदेशन्तु वेदस्य वेदाङ्गान्यपि वा पुनः ।
योऽध्यापयति वृत्त्यर्थमुपाध्यायः स उच्यते ॥ „ ॥ १४१ ॥

અર્થ:—વેદના એક દેશને એટલે કે મંત્રને અથવા બ્રાહ્મણના એક ભાગને અથવા વ્યાકરણાદિ વેદાંગને પગાર લઇ ભણાવનાર ઉપાધ્યાય કહેવાય છે.

निषेकादीनि कर्माणि यः करोति यथाविधि ।
संभावयति चान्नेन स विप्रो गुरुरुच्यते ॥ „ ॥ १४२ ॥

અર્થ:—જે ગર્ભાધાનાદિ કર્મોને વિધિપૂર્વક કરે છે અને અન્ન આપીને રક્ષા કરે છે તે તે ગુરૂ કહેવાય છે. અહીં પિતાને જ ગુરૂ કહ્યા છે.

ઉપર કહેલા બૃહન્નારદપુરાણના શ્લોકોમાં ઉપનયનાદિ કરાવનાર વગેરે જૂદાજૂદા ગુરૂ કહ્યા છે. એક માણસથી ઉપનયન તથા ભણાવવાનું ન બની શકે તો જૂદા જૂદા માણસ પાસે કરાવાય. પરન્તુ જૂદા જૂદા કરાવનાર હોય તોપણ પ્રત્યેકને ગુરૂ માનવા જોઇશે એવું પૂર્વ શ્લોકોનું તાત્પર્ય છે.

अग्न्याधेयं पाकयज्ञानग्निष्टोमादिकान्मखान् ।
यः करोति वृतो यस्य स तस्यर्त्विगिहोच्यते ॥ म० स्मृ० अ० २–१४३ ॥

અર્થ:—અગ્ન્યાધેય કર્મ અર્થાત્ આહવનીયાદિ અગ્નિને ઉત્પન્ન કરવાનું કર્મ, તથા અષ્ટકા આદિ પાકયજ્ઞ, તથા અગ્નિષ્ટોમાદિ યજ્ઞની વિધિ કરાવવાને માટે જેણે જેનો આચાર્ય રૂપે સ્વીકાર કર્યો હોય તે તેનો ઋત્વિક્ કહેવાય છે. તેવો આચાર્ય ગુરૂતુલ્ય હોવાથી તેની પણ ગણત્રી ગુરૂમાં જ કરી છે.

उपाध्यायान्दशाचार्य आचार्याणां शतं पिता ।
सहस्रं तु पितॄन्माता गौरवेणातिरिच्यते ॥ „ ॥ २–१४५ ॥

અર્થ:—દશ ઉપાધ્યાયની અપેક્ષાથી એક આચાર્યનું ગૌરવ અધિક છે. સો આચાર્ય કરતાં એક પિતાનું ગૌરવ અધિક છે. અને એક હજાર પિતા કરતાં એક માતાનું ગૌરવ અધિક છે.

આ શ્લોકમાં ઉપનયન કરાવી સાવિત્રી માત્ર શિખવનારને "આચાર્ય" શબ્દથી કહ્યા છે, કારણકે મુખ્ય આચાર્ય તો વેદ ભણાવનાર જ છે. તેમનું ગૌરવ પિતા કરતાં અધિક બતાવ્યું છે.

उत्पादकब्रह्मदात्रोर्गरीयान्ब्रह्मदः पिता ।
ब्रह्मजन्म हि विप्रस्य प्रेत्य चेह च शाश्वतम् ॥ „ ॥ १४६ ॥

અર્થ:—જન્મ આપનાર પિતા અને વેદ ભણાવનાર આચાર્યરૂપ પિતા એ બંને પિતાઓ મધ્યે વેદ ભણાવનાર આચાર્ય રૂપ પિતા શ્રેષ્ઠ છે. કેમકે જન્મદાતા પિતા સ્થૂલ શરીરનો

જન્મ આપે છે, તે તો અનિત્ય છે. પરન્તુ ગુરૂ તો, આ લોક અને પરલોક બન્નેમાં નિત્ય રહેનાર વેદ રૂપી શરીર દેનાર છે. તેથી તેમનું ગૌરવ પિતાથી અધિક છે. વેદજ્ઞાનથી પરમેશ્વરની પ્રાપ્તિ રૂપ નિત્ય ફળ પ્રાપ્ત થાય છે. માટે વેદ રૂપી શરીરને નિત્ય કહ્યું.

य आवृणोत्यवितथं ब्रह्मणा श्रवणावुभौ ।

स माता स पिता ज्ञेयस्तं न द्रुह्येत्कदाचन ॥ ,, ॥ १४४ ॥

અર્થઃ—જે કોઇ યથાર્થ રીતે શિષ્યના બંને કર્ણો વેદથી ભરે છે, તેને માતા અને પિતા જાણો. તેમના પ્રતિ કદાપિ અપકાર કરવો નહીં. તેમના ઉપકારને ભૂલી જવો તે અપકાર છે.

આ પ્રમાણે ધર્મશાસ્ત્રાદિ ગ્રન્થોમાં વેદ ભણાવનાર ગુરૂનું ગૌરવ બતાવ્યું છે, તો પછી વેદના સાર રૂપ તત્ત્વજ્ઞાનના ઉપદેષ્ટા જ્ઞાની ગુરૂના ગૌરવનું તો કહેવું જ શું? પરન્તુ એવી યોગ્યતા કેવા ગુરૂમાં હોય છે તે હમેશાં વિચારવાનું છે.

પૂર્વે કહેલા પૌરૂષ જ્ઞાનને માટે ગુરૂસેવાની પૂર્ણ આવશ્યકતા છે. બીજા દૈવજ્ઞાનને માટે પૂર્વ જન્મમાં ગુરૂસેવા આદિ વિશેષ રૂપે કહેવું હોવાથી આ જન્મમાં તેને થોડું જ કરવાની જરૂર રહે છે. અને આર્ષજ્ઞાન વાળાને તો તે કરવાની જરૂર રહેતી જ નથી, કેમકે પૂર્વ જન્મનાં સંસ્કારથી જ જ્ઞાન થઇ જાય છે. એ વાત પહેલાં કહેવામાં આવી છે.

બ્રહ્મચારીને માટે વેદાધ્યયન કાળમાં જે નિયમ બતાવ્યા છે તે સર્વ નિયમ તથા બ્રહ્મચારી કરતાં કંઇક વિશેષ નિયમની પણ બ્રહ્મવિદ્યા અથવા ભક્તિ આદિના ક્રમોને શિખવાને માટે ગુરૂની પાસે રહેનાર મુમુક્ષુને જરૂર છે. તેના અભ્યાસનો ક્રમ નીચે મુજબ છે.

એક ઘડી અથવા અર્ધી ઘડી પોતાના સામર્થ્યને અનુસાર અભ્યાસ કરીને ફરી ઘડી વા અર્ધી ઘડી શાસ્ત્રનો વિચાર કરવો. સ્વયં વિચાર કરવામાં સમર્થ ન હોય તો શ્રવણ કરવું. ત્યાર બાદ થોડી વાર ગુરૂની સેવામાં વીતાવવી. અને થોડો સમય જીવનને માટે વર્ણાશ્રમને ઉચિત વ્યાપાર કરવો, અથવા ભિક્ષા કરવી. આ પ્રકારે વ્યર્થ વાતોમાં સમયને નષ્ટ કર્યા વિના અભ્યાસને પ્રધાન રાખી તેને અનુસાર બીજા વ્યવહારનો મેળ રાખવો.

પૌરૂષ જ્ઞાન, દીક્ષા દેનાર ગુરૂનું સામર્થ્ય તથા શિષ્યની યોગ્યતાને અનુસાર શીઘ્ર થાય છે.

दिव्यं भावं यतो दद्यात् क्षिणुयाद्दुरितानि च ।

अतो दीक्षेति सा प्रोक्ता सर्वागमविशारदैः ॥ ॥ब्र.ना.पु.,पू.ख.अ. ६४-२ ॥

અર્થઃ—જે કારણથી દિવ્યભાવ(જ્ઞાન)ને આપે છે, તથા પાપોનો નાશ કરે છે, તે કારણથી સર્વ આગમશાસ્ત્રમાં કુશળ લોકોએ ઉપદેશને ગુરૂદીક્ષા કહી છે. નાના પ્રકારનાં પાપથી અપવિત્ર થયેલાં પ્રાણીઓ જ્ઞાન વડે દિવ્ય અર્થાત્ પવિત્ર ભાવને પ્રાપ્ત થાય છે. તેથી અહીં પરજ્ઞાનને "દિવ્યભાવ" કહ્યો છે.

दीक्षैव परमो हेतुः पाशविच्छेदने पुनः ।

अतः शास्त्रोक्तविधिना मन्त्रदीक्षां समाचरेत् ॥ અ૦ ६३-११२ ॥

અર્થઃ—સંસારના બન્ધન રૂપ ફાંસીનો વિચ્છેદ થવામાં દીક્ષા જ કારણ છે. આ હેતુથી શાસ્ત્રમાં કહેલા વિધિને અનુસાર અવશ્ય ગુરૂ પાસેથી મન્ત્ર સહિત દીક્ષા લેવી જોઇએ.

मननात्त्राणधर्मत्वान्मन्त्र इत्यभिधीयते ॥ ,, . १४-२ ॥

અર્થ:—મનન કરનારની જન્મમરણ રૂપી સંસારભયથી રક્ષા કરતા હોવાથી મન્ત્ર કહેવાય છે.

दीक्षितस्तत्र विधिना स्ववर्णाचारतत्परः ।
अनुष्ठानं प्रकुर्वीत नित्यनैमित्तिकात्मकम् ॥ „ ६३-११३ ॥

અર્થ:—ગુરૂ પાસેથી વિધિપૂર્વક દીક્ષા લઇને પોતાના વર્ણાશ્રમધર્મમાં તત્પર રહેનાર શિષ્ય નિત્ય નૈમિત્તિકાદિ કર્મોનું અનુષ્ઠાન કરે. કહેવાનુ તાત્પર્ય એ છે કે ગુરુની પાસેથી દીક્ષા લીધી છે. માટે હવે વર્ણાશ્રમધર્મોનુ પાલન કરવાની જરૂર નથી એમ સમજી તે ધર્મોનો પરિત્યાગ ન કરવો, અર્થાત્ તેને પાલન કરતા સતા ગુરૂમન્ત્રનુ અનુષ્ઠાન કરતા રહે. સંન્યાસાશ્રમને છોડી અતિરિક્ત આશ્રમમાં વર્ણાશ્રમાદિનો પરિત્યાગ થઇ શકતો નથી.

વળી સ્પર્શનાદિના ભેદથી દીક્ષાના પણ ભેદ કહ્યા છે.

यथा पक्षी स्वपक्षाभ्यां शिशून्संवर्धयेच्छनैः ।
स्पर्शदीक्षोपदेशश्च तादृशः कथित प्रिये ॥ कुला० तं० उ० १४-३५ ॥

અર્થ:—જેવી રીતે પક્ષી પોતાનાં બચ્ચાંને પોતાની બંને પાંખો વડે સેવન કરતું મોટાં કરે છે, તેવા પ્રકારની, હે પ્રિયે! સ્પર્શદીક્ષા કહી છે. દીક્ષા દેનાર ગુરૂ પોતાના ગુરૂનું તથા પરમાત્માનું ધ્યાન કરીને હસ્ત ઉપર મન્ત્રનો જપ કરીને હસ્ત વડે શિષ્યને સ્પર્શ કરવો તેનું નામ સ્પર્શદીક્ષા છે.

स्वापत्यानि यथा मत्स्यो वीक्षणेनैव पोषयेत् ।
दृग्भ्यां दीक्षोपदेशश्च तादृशः परमेश्वरि ॥ „ ॥ ३६ ॥

અર્થ:—જેવી રીતે માછલી પોતાનાં બચ્ચાંને દર્શન માત્રથી પોષે છે, તેવી રીતે, હે પાર્વતિ! ગુરૂનાં બંને નેત્રોથી દગ્દીક્ષા થાય છે તેને ચાક્ષુષી દીક્ષા કહે છે. ગુરૂ પ્રસન્ન ચિત્ત થઇને બંને નેત્રો બંધ કરીને પરમાત્મ રૂપ તત્ત્વનુ ધ્યાન કરીને પછી શિષ્યને જે દેખે છે, તેનું નામ દગ્દીક્ષા છે. માછલીના હૃદયમા જે સાચો પવિત્ર પ્રેમ છે તે પ્રેમ જ દૃષ્ટિ માત્રથી જ બચ્ચાંની રક્ષા થવામાં કારણ છે. તેવી રીતે સમર્થ ગુરૂની પ્રેમદૃષ્ટિથી શિષ્યની સંસારથી રક્ષા થાય છે.

यथा कूर्मः स्वतनयान् ध्यानमात्रेण पोषयेत् ।
वेधदीक्षोपदेशश्च मानसः स्यात्तथाविधः ॥ „ ॥ ३७ ॥

અર્થ:—જેવી રીતે કાચબી પોતાનાં બચ્ચાંનું ધ્યાન માત્રથી રક્ષણ કરે છે, તેવી રીતે ગુરૂ ધ્યાન વડે શિષ્યની રક્ષા કરે છે. આ મનથી થનારી દીક્ષાને વેધદીક્ષા કહે છે. આ પ્રકારની દીક્ષાથી શિષ્યનાં પાપ વિંધાય છે. માટે તેને વેધદીક્ષા કહે છે.

चित्तं तत्त्वे समाधाय परतत्त्वोपबृंहितान् ।
उच्चरेत् संहतान्मन्त्रान्वाग्दीक्षेति निगद्यते ॥ „ १४-५४ ॥

અર્થ:—ગુરૂ પરમાત્મામાં ચિત્તનું સમાધાન કરીને જેમાં પરમ તત્ત્વજ્ઞાનનો સમાવેશ હોય એવી ગૂઢ વાણી (મન્ત્ર) શિષ્ય પ્રતિ કહે તેનું નામ વાગ્દીક્ષા છે. मन्त्रि गुप्तभावेन

એ અર્થવાળા ધાતુનું રૂપ "મન્ત્ર" છે. તત્ત્વજ્ઞાન પ્રત્યક્ષ કહેવાની રીતિ નથી. તેથી શ્લોકમાં "મન્ત્ર" શબ્દનો પ્રયોગ કર્યો છે.

गुरोरालोकमात्रेण भाषणात्स्पर्शनादपि ।
सद्यः संजायते ज्ञानं सा दीक्षा शाम्भवी मता ॥ „ ॥ ५६ ॥

અર્થ:—ગુરૂની પ્રેમ સહિત દૃષ્ટિ માત્રથી, અથવા તત્ત્વના ઉપદેશ રૂપ ભાષણથી અથવા સ્પર્શન વા ધ્યાનથી શિષ્યને તરત જ્ઞાન ઉત્પન્ન થાય છે. આ પ્રકારે જ્ઞાનની ઉત્પત્તિમાં કારણ રૂપ દીક્ષા હોવાથી તેને શામ્ભવી દીક્ષા દીક્ષા કહે છે.

દીક્ષા દેનાર ગુરૂ બે પ્રકારના હોય છે. એક શક્તિપાત કરવામાં સમર્થ અને બીજા તેમ કરવામાં અસમર્થ. ઉપદેશ માત્રથી જ્ઞાન ઉત્પન્ન કરનાર શક્તિપાતથી શિષ્યને તરત જ્ઞાન ઉત્પન્ન કરાવે છે, તે કારણથી પૂર્વ શ્લોકમાં દીક્ષા આપ્યા પછી તરત જ્ઞાન ઉત્પન્ન થાય છે એમ કહ્યું છે.

વસિષ્ઠજીના ઉપદેશથી રામચન્દ્રજીનું ચિત્ત બ્રહ્માકાર થયું તે જોઇ વિશ્વામિત્રજી કહે છે.

हे वसिष्ठ महाभाग ब्रह्मपुत्र महानसि ।
गुरुत्वं शक्तिपातेन तत्क्षणादेव दर्शितम् ॥ यो.वा.नि प्र.पू.स. १२८–६० ॥

અર્થ:—હે મહાભાગ ! હે બ્રહ્માજીના પુત્ર વસિષ્ઠજી ! તમે મહાન્ (સમર્થ) છો. પોતાના શિષ્યનો ઉદ્ધાર કરવામાં સામર્થ્ય રૂપ ગુરૂત્વ તમે શક્તિપાત વડે તરત બતાવ્યું છે. સત્ય સંકલ્પવાળા સમર્થ ગુરૂએ પૂર્વોક્ત શિષ્યના હૃદયના આવરણને દૂર કરવાથી શિષ્યના હૃદયમાં આનન્દ સ્વરૂપ પ્રકટ થાય છે તેનું નામ શક્તિપાત છે. ગુરૂમાં વિદ્યમાન શક્તિ પ્રથમ તરત શિષ્યના હૃદયમાં પ્રવેશ કરીને તેના હૃદયનું આવરણ દૂર કરી દે છે.

दर्शनात्स्पर्शनाच्छब्दात्कृपया शिष्यदेहके ।
जनयेद्यः समावेशं शांभवं स हि देशिकः ॥ „ ॥ ६१ ॥

અર્થ:—દર્શન, સ્પર્શન, તથા શબ્દ એટલે ઉપદેશથી કૃપા કરીને જે શિષ્યના દેહમાં પરમાત્મા સંબન્ધી જ્ઞાનનો સમાવેશ કરે છે તે જ યોગ્ય ગુરૂ છે. ગુરૂના સામર્થ્યથી શિષ્યના સર્વ પ્રતિબન્ધ તરત નિવૃત્ત થાય છે.

ગુરૂ સમર્થ હોવા છતાં પણ જો શિષ્ય વિરક્ત ન હોય તથા શુદ્ધાન્તઃકરણ વાળો ન હોય તોપણ શક્તિપાત દ્વારા જ્ઞાન થઇ શકે નહીં.

शिष्यप्रज्ञैव बोधस्य कारणं गुरुवाक्यतः ।
मलत्रयमपक्वं चेत्कथं बुध्यति पक्ववत् ॥ „ ॥ ६२ ॥

અર્થ:—ગુરૂના ઉપદેશથી જ્ઞાન થવામાં શિષ્યની શુદ્ધ બુદ્ધિ જ કારણ છે મલ, વિક્ષેપ અને આવરણ એ ત્રણ દોષ જેના નિવૃત્ત થયા નથી તેને નિવૃત્ત દોષવાળાની તુલ્ય કેવી રીતે જ્ઞાન થઇ શકે ? અર્થાત્ નહીં.

તેવી રીતે જેના દોષ નિવૃત્ત થઇ ચુક્યા છે તેને શક્તિપાત દ્વારા સમર્થ ગુરૂથી જ્ઞાન પ્રાપ્તિની શીઘ્રતા શાસ્ત્રમાં કહી છે. શક્તિપાત વખતે શિષ્યમાં દેહપાતાદિ થાય છે. દેહપાત અર્થાત્ પૃથ્વી પર મૂર્છિત થઇને પડી જવું, તથા પરમાનન્દ હર્ષ 'રોમાઞ્ચ કંપન

આદિ શક્તિપાતનાં લક્ષણ કહ્યાં છે. અર્થાત્ શક્તિપાતના સમયમાં શિષ્યના દેહમાં આ પ્રકારનાં લક્ષણ થાય છે.

શક્તિપાતના સામર્થ્યરહિત જે ગુરૂ છે તે ઉપદેશ દ્વારા કાલક્રમથી યોગ્ય શિષ્યને જ્ઞાન સંપાદન કરાવે છે. શક્તિપાત દ્વારા અથવા ઉપદેશ દ્વારા જ્ઞાન થવામાં શિષ્યની યોગ્યતા આવશ્યક છે. ગુરૂને શક્તિપાત કરવાની વિલક્ષણ શક્તિ હોય તો શિષ્યને તરત જ્ઞાન થઇ શકે છે. નહિં તો કાલાન્તરમાં થાય છે. બાકી બંનેમાં કોઇ વિશેષ ભેદ નથી. જેવી રીતે કુવો ખોદીને પાણી કાઢવાની ઇચ્છાવાળો મનુષ્ય જ્યાંસુધીમાં પાણી મળે ત્યાંસુધી ખોદતો રહે છે, તેવી રીતે જ્ઞાન પ્રાપ્તિની ઇચ્છાથી ગુરૂની સેવામાં રહેનાર શિષ્યે ગુરૂ સેવા કરતા જ રહેવું જોઈએ. ત્યારે તેને કાલક્રમથી જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.

क्षीयन्ते सर्वपापानि वर्धन्ते पुण्यराशयः ।
सिध्यन्ति सर्वकार्याणि गुरुशुश्रूषया प्रिये ॥ कु० तं० उ० १२-६७ ॥

અર્થઃ—હે પાર્વતિ! ગુરૂસેવાથી શિષ્યનાં સંપૂર્ણ પાપ નષ્ટ થાય છે, અને પુણ્યની વૃદ્ધિ થાય છે. તથા તેનાં સર્વ કાર્યની સિદ્ધિ થાય છે.

भक्त्या वित्तानुसारेण गुरुमुद्दिश्य यत्कृतम् ।
अल्पे महति वा तुल्यं पुण्यमाढ्यदरिद्रयोः । ,, ॥ ६७ ॥

અર્થઃ—જે શિષ્ય પ્રેમથી તથા પોતાના ધનને અનુસાર ગુરૂને નિમિત્તે કાંઈ સેવા કરે છે તે સેવાનું ફલ, અધિક ધનથી કરનાર ધનિક શિષ્યને તથા થોડા ધનથી કરનાર ગરીબ શિષ્યને પણ તુલ્ય જ થાય છે, કારણકે સેવા આદિમાં શક્તિ તથા પ્રેમ જ પ્રધાન છે.

आज्ञाभंगोऽर्थहरणं गुरोरप्रियवर्तनम् ।
गुरुद्रोहमिदं प्राहुर्यः करोति स पातकी ॥ ,, ॥ ७५ ॥

અર્થઃ—ગુરૂની આજ્ઞાનો ભંગ કરવો, તથા ગુરૂના ધનનું હરણ કરવું, તથા ગુરૂનું અપ્રિય કરવું, તે સર્વ ગુરૂદ્રોહ કહેવાય છે. આવો મનુષ્ય પાતકી છે.

गुरुकार्ये स्वयं शक्तो नापरं प्रेषयेत्प्रिये ।
बहुभक्तिपरैर्भृत्यैः सहितोऽप्यतिभक्तिमान् ॥ ,, ॥ ९२ ॥

અર્થઃ—ગુરૂમાં અત્યન્ત ભક્તિવાળો શિષ્ય બહુ આજ્ઞાકારી સેવકો યુક્ત હોય તોપણ પોતાનામાં સામર્થ્ય હોય તો સેવાને માટે બીજાને મોકલે નહીં. પરંતુ પોતે જ કરવી જોઇએ.

अभिमानो न कर्तव्यो जातिविद्याधनादिभिः ।
सर्वदा सेवयेन्नित्यं शिष्यः श्रीगुरुसन्निधौ ॥ ,, ॥ ९४ ॥

અર્થઃ—શિષ્ય શ્રીગુરૂની આગળ કદાપિ જાતિ તથા વિદ્યા તથા ધનાદિ નિમિત્ત અભિમાન કરે નહીં. હમેશાં અભિમાનાદિનો પરિત્યાગ કરીને સેવા કરે.

कामक्रोधपरित्यागी विनीतः स्तुतिभक्तिमान् ।
देवि भूम्यासने तिष्ठेद्गुरुकार्ये समाचरेत् ॥ ,, ॥ ९५ ॥

અર્થઃ—હે પાર્વતિ! કામ તથા ક્રોધનો પરિત્યાગ કરીને વિનયવાળા તથા ગુરૂના ગુણોની સ્તુતિ કરનાર ભક્તિમાન્ થઇને ગુરૂના કાર્યને કરવું જોઇએ. તથા ગુરૂની સામે નીચે

પૃથિવી ઉપર બેસવું અર્થાત્ ઉંચા આસન પર અથવા પગ ઉપર પગ ચઢાવીને બેસવું નહીં.

अनादृत्य गुरोर्वाक्यं शृणुयाद्यः पराङ्मुखः ।
अहितं वा हितं वापि रौरवं नरकं व्रजेत् ॥ ,, ॥ ९८ ॥

અર્થ:—ગુરૂની વાણીમાં આદર ન રાખતાં વિમુખ થઈ અર્થાત્ ઉપેક્ષાથી જે ગુરૂની વાણી સાંભળે છે તે રૌરવ નામના નરકમાં પડે છે. અર્થાત્ ગુરૂની વાણી હિત હોય કે અહિત હોય તે શિષ્યે અવશ્ય સાંભળવી જોઇએ. ગુરૂ કદાપિ અહિત વાણી કહે નહીં. શિષ્ય પોતાની બુદ્ધિની ખામીથી હિત વાણીમાં અહિત બુદ્ધિ કરે છે.

गोब्राह्मणवधं कृत्वा यत्पापं समवाप्नुयात् ।
तत्पापं समवाप्नोति गुर्वग्रेऽनृतभाषणात् ॥ ,, ॥ ९९ ॥

અર્થ:—ગાય તથા બ્રાહ્મણને મારનારને જે પાપ લાગે છે તે પાપ ગુરૂની આગળ મિથ્યા વચન બોલનારને મળે છે. માટે ગુરૂની આગળ મિથ્યા ભાષણ કરવું નહીં.

વિદ્યા ભણાવનારને કેટલાક લોક ગુરૂ તરીકે કબુલ કરતા નથી. શાસ્ત્રનો સિદ્ધાન્ત તો આચાર્યાદિ સર્વ પ્રકારના ગુરૂને પૂજ્ય તથા સેવા કરવા યોગ્ય માનવા તેવો છેઃ—

एकमप्यक्षरं यस्तु गुरुः शिष्ये निवेदयेत् ।
पृथिव्यां नास्ति तत्तुल्यं यद्दत्वा ह्यनृणी भवेत् ॥ अत्रि० सं० ९ ॥

અર્થ:—ગુરૂએ શિષ્યને બહુ શાસ્ત્ર ભણાવ્યું ન હોય, એક માત્ર અક્ષર શિખવ્યો હોય, તો તેને બદલે પૃથિવીમાં કોઇ એવું ધન નથી કે જે આપીને શિષ્ય ઋણમુક્ત થાય.

एकाक्षरप्रदातारं यो गुरुं नाभिमन्यते ।
शुनां योनिशतं गत्वा चण्डालेष्वपि जायते ॥ ,, ॥ १० ॥

અર્થ:—એક પણ અક્ષર જેણે ભણાવ્યો હોય તેને જે શિષ્ય ગુરૂ તરીકે માને નહીં તે શ્વાનના સો જન્મ પામીને પછી ચંડાલોમાં અનેક જન્મ પ્રાપ્ત કરે છે.

शक्तिच्छायां सुरच्छायां गुरुच्छायां न लंघयेत् ।
न तेषु कुर्यात्स्वच्छायां न स्वपेद्गुरुसंनिधौ ॥ क० तं० उ० १२–१०२ ॥

અર્થ:—દેવીની છાયા તથા દેવની છાયા તથા ગુરૂની છાયાને ઓળંગવી નહીં. તેમજ તેમના ઉપર આપણી છાયા પડવા દેવી નહીં. વળી ગુરૂની હાજરીમાં સૂવું નહીં.

जातिविद्याधनाढ्यो वा दूरे दृष्ट्वा गुरुं मुदा ।
दण्डप्रणामं कृत्वैकं त्रिःप्रदक्षिणमाचरेत् ॥ ,, ॥ १०८ ॥

અર્થ:—શિષ્ય જાતિ, વિદ્યા તથા ધનથી પૂર્ણ હોય તોપણ ગુરૂને દૂરથી જોઇને પ્રેમથી એક દણ્ડવત્ પ્રણામ કરીને પછી ત્રણવાર ગુરૂને પ્રદક્ષિણા કરવી.

एकग्रामस्थितः शिष्यस्त्रिसन्ध्यं प्रणमेद्गुरुम् ।
क्रोशमात्रस्थितः शिष्यो गुरुं प्रतिदिनं नमेत् ॥ ब्र.पु.उ.भा.पा.४,अ.४२–६४॥

અર્થ:—ગુરૂ અને શિષ્ય એક ગામમાં રહેતા હોય તો પ્રાતઃકાલે, મધ્યાહ્ને તથા સાયંકાળે એમ ત્રણ સમય ગુરૂની પાસે જઇને પ્રણામ કરે. અને જો બંને એક કોશને અંતરે રહેતા હોય તો પ્રતિદિન એકવાર ગુરૂની પાસે જઇને નમસ્કાર કરવો જોઇએ.

अर्धयोजनगः शिष्यः प्रणमेत्पञ्चपर्वणि ।

एकयोजनमारभ्य योजनद्वादशावधि ॥ „ ॥ ६५ ॥

तत्तद्योजनसंख्यातः मासेषु प्रणमेद्गुरुम् ।

अतिदूरस्थितः शिष्यो यदेच्छा स्यात्तदा व्रजेत् ॥ „ ॥ ६६ ॥

અર્થ:—ગુરૂથી અડધો યોજન અર્થાત્ બે કોશ દૂર રહેનાર શિષ્ય અષ્ટમી, ચતુર્દશી, અમાવાસ્યા, તથા પૂર્ણિમા અને સક્રાન્તિ એ પાંચ પર્વમાં જઇને નમસ્કાર કરે. (૬૫).

અને એક યોજનને લઈ ૧૨ યોજન દૂર રહેનાર શિષ્ય યોજનની સંખ્યાના ક્રમે તત્તદ માસોમાં જઇને પ્રણામ કરે, અર્થાત્ એક યોજન દૂર રહેનાર શિષ્ય મહિનામાં એક વાર જઇને ગુરૂને પ્રણામ કરે. બે કોશ દૂર રહેનાર બે મહિને એક વાર કરે. એ પ્રમાણે ૧૨ યોજન દૂર રહેનાર શિષ્ય ૧૨ માસમાં એક વાર જઇને પ્રણામ કરે. અને બહુ દૂર રહેનાર શિષ્ય જ્યારે પ્રસંગ પડે ત્યારે કરે. અથવા—

मानसीं पूजां प्रकुर्याद्धिजमूर्धनि । गौ० तं० अ० ३२-९५ ॥ પોતાના મસ્તક ઉપર માનસી પૂજા કરે.

अतः परं तस्यां दिशि नमस्कुर्याच्च भक्तितः ॥ गौ० तं० अ० ३२-९२ ॥

અર્થ:—બહુ જ દૂર હોવાથી ગુરૂ જે દિશામાં રહેતા હોય તે દિશા તરફ જોઇને ગુરૂનું સ્મરણ કરીને પ્રણામ કરે.

देवान्गुरून्कुलाचार्याञ्ज्ञानवृद्धान्तपोधनान् ।

विद्याधिकान्स्वधर्मस्थान्प्रणमेत्कुलनायिके ॥ कु० तं० उ० १२-११३ ॥

અર્થ:—દેવતા તથા ગુરૂઓ તથા કુલના આચાર્યો તથા જ્ઞાનવૃદ્ધ તથા તપસ્વીઓ તથા પોતાનાથી અધિક વિદ્વાન્ તથા પોતાના ધર્મમાં સ્થિત મનુષ્ય—એ સર્વને, હે કુલનાયિકે ! પ્રણામ કરવો.

गुरौ प्रणामत्रितयं ज्येष्ठानामेकमेव च ।

पूज्यानामञ्जलिस्तद्वदन्येषां वाक्यवन्दनम् ॥ „ ११२ ॥

અર્થ:—ગુરૂને ત્રણ પ્રણામ, મોટાને એક, પૂજ્ય વ્યક્તિને હાથજોડ, અને બીજા સર્વેને વાક્યવન્દન કરે.

✓ गुरुप्रगुर्वोर्योगेन वन्देत प्रगुरुं प्रिये । „ १०९ ॥

અર્થ:—ગુરૂ અને ગુરૂના ગુરૂ એ બંને ક્યાંએ પણ એકત્ર હોય તો ત્યાં પ્રથમ ગુરૂના ગુરૂને નમસ્કાર કરવો, પછી પોતાના ગુરૂને કરવો.

लौकिकं वैदिकं वाऽपि तथाध्यात्मिकमेव च ।

आददीत यतो ज्ञानं तं पूर्वमभिवादयेत् ॥ म. स्मृ. अ. २-११७ ॥

અર્થ:—બહુમાનોની મધ્યે જે જેની પાસેથી લૌકિક, વૈદિક અથવા આધ્યાત્મિક જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તેમાંના કોઈ બેઠેલા હોય તો તેમને પ્રથમ પ્રણામ કરવા—ત્રણે એકત્ર બેઠેલા હોય તો ઉત્તર ઉત્તરને પ્રથમ પ્રણામ કરવો. અર્થાત્ આધ્યાત્મિક જ્ઞાન દેનારને પ્રથમ, પછી વૈદિકજ્ઞાન દેનારને અને છેવટે લૌકિક જ્ઞાન દેનારને એ ક્રમે પ્રણામ કરવો. ( અને તે પછી બીજા માન્ય પુરૂષોને પ્રણામ કરવો ).

सभायां यज्ञशालायां देवतायतनेष्वपि।
प्रत्येकं तु नमस्कारो हन्ति पुण्यं पुरातनम् ॥ सौर० पु० अ० ६८-१९ ॥ तथा
स्का.पु.ख. २, वै.मा. १, अ. २२-२० ॥

અર્થઃ—સભામાં અથવા યજ્ઞશાલામાં તથા દેવમન્દિરમાં પ્રત્યેક વ્યક્તિને જૂદા જૂદા નમસ્કાર કરવાથી પૂર્વે કરેલું આપણું પુણ્ય નષ્ટ થાય છે. માટે એવા પ્રસંગે સમષ્ટિને એક જ પ્રણામ કરવો.

पद्भ्यां कराभ्यां जानुभ्यामुरसा शिरसा तथा।
मनसा वचसा दृष्ट्या प्रणामोऽष्टांग उच्यते ॥
स्का.पु.ख.२.मार्ग.मा.५,अ. १०-३० ॥

અર્થઃ—બે પગ, બે હાથ, બે ઢીંચણ, છાતી, મસ્તક, મન, વાણી તથા નેત્ર એ આઠ અંગો વડે જે પ્રણામ તેને સાષ્ટાંગ પ્રણામ કહે છે.

बाहुभ्यां स च जानुभ्यां शिरसा वचसा धिया।
पञ्चाङ्गकप्रणामः स्यात्पूजासु प्रवराविमौ ॥ प्रपं० सा० पा० ६-११२ ॥

અર્થઃ—હાથ, ઢીંચણ, શિર, વાણી તથા મન એ પાંચ અંગ વડે જે પ્રણામ તે પંચાંગ પ્રણામ છે. બંને પ્રકારનો પ્રણામ પૂજામાં યોગ્ય છે. ગુરૂને પ્રણામ તો અષ્ટાંગ જ કરાય છે.

अष्टाङ्गं वापि पंचाङ्गं प्रणामं पुरुषश्चरेत्।
पंचांगमेव नारी तु नान्यथा मुनिसत्तम॥स्का.पु,ख.२ वा.मा.९ अ.२९--२७॥

અર્થઃ—પુરૂષ અષ્ટાંગ અથવા પંચાંગ પ્રણામ કરે. સ્ત્રીઓ તો પંચાંગ પ્રણામ જ કરે, હે મુનિશ્રેષ્ઠ! સ્ત્રીઓ બીજે પ્રકારે કરે નહી. અર્થાત્ સ્ત્રી કદાપિ અષ્ટાંગ પ્રણામ કરે નહીં.

ज्ञानवृद्धस्तपोवृद्धो वयोवृद्ध इति त्रयः।
पूर्वः पूर्वोऽभिवाद्यः स्यात्पूर्वाभावे परः परः ॥ सौ. पु. अ. १८-१० ॥

અર્થઃ—જ્ઞાનવૃદ્ધ તથા તપોવૃદ્ધ તથા વયોવૃદ્ધ એ ત્રણ નમસ્કાર કરવા યોગ્ય છે. એ ત્રણેમાં જ્ઞાનવૃદ્ધને પ્રથમ નમસ્કાર કરવો, તે પછી તપોવૃદ્ધને અને તે પછી વયોવૃદ્ધને નમસ્કાર કરવો જોઇએ. જ્ઞાનવૃદ્ધ હાજર ન હોય ત્યારે તપોવૃદ્ધને પ્રથમ પ્રણામ કરવો. અને તે પણ ન હોય ત્યારે વયોવૃદ્ધને પ્રથમ પ્રણામ થાય. (આપણાથી જ્ઞાનમાં જે અધિક હોય તે જ્ઞાનવૃદ્ધ કહેવાય છે, તપમાં અધિક હોય તે તપોવૃદ્ધ, અને ઉમરમાં વૃદ્ધ હોય તે વયોવૃદ્ધ કહેવાય છે).

વિશેષ અજ્ઞાનથી અદ્વૈતભાવ સમજીને પ્રણામાદિમાં કદાપિ પ્રમાદ કરવો નહીં.

अद्वैतं भावयेन्नित्यं नाद्वैतं गुरुणा सह ॥ ब्र. पु. उ. भा.पा.४ अ.३३-६३॥

અર્થઃ—હમેશાં અદ્વૈતભાવના કરતા રહેવું જોઇએ. પરન્તુ ગુરૂની સાથે અદ્વૈત વ્યવહાર કરવો નહીં. જ્ઞાનની સપ્તમી ભૂમિકા પ્રાપ્ત થતા સુધી સર્વ વ્યવહાર શાસ્ત્ર મર્યાદાનુસાર કરવો જોઇએ. પંચમી ભૂમિકાથી વ્યવહાર ક્રમી થતો જાય છે. આ વાત આગળ કહીશું.

ऐक्यं संभावयेद् बुद्ध्या न गुरोः शासनं त्यजेत् ॥ गौ. तं. अ.३२--५२ ॥

અર્થ:—આ શ્લોકનો ભાવ પણ ઉપરના બ્ર૦ પુ૦ના વચનને અનુસરતો જ છે. અર્થાત્ બુદ્ધિથી ઐક્યની સંભાવના કરવી, પરન્તુ ગુરૂની આજ્ઞાનો ત્યાગ ન કરવો. વિશેષમાં—

रिक्तपाणिस्तु नोपेयाद्राजानं देवतां गुरुम्।
फलपुष्पांवरादीनि यथाशक्ति समर्पयेत् ॥ ब्र. पु. उ भा.पा.४.अ.४३–६७॥

અર્થ:—રાજા, દેવતા, અને ગુરૂની પાસે ખાલી હાથે જવું નહીં, અર્થાત્ પોતાની શક્તિ અનુસાર ફળ, પુષ્પ, વસ્ત્ર, આદિ કંઈ ભેટ લઇને જવું જોઇએ. (દેવતા શબ્દથી અહીં દેવમન્દિરનું ગ્રહણ છે).

જ્યારે શિષ્ય પ્રણામ કરે તે વખતે ગુરૂએ "નારાયણ" ઇત્યાદિ શબ્દનો ઉચ્ચાર કરી તેનો નમસ્કાર સ્વીકારવો. અથવા "આયુષ્માન્ થા" એ પ્રકારનું આશીર્વચન કહેવું ઉચિત છે. પરન્તુ ગુરૂએ શિષ્ય પ્રતિ નમસ્કાર કરવો યોગ્ય નથી.

કેટલાક લોકોનો એવો મત છે કે પિતા અથવા માતાને પુત્ર, અને પતિને પત્ની, તથા ગુરૂને શિષ્ય, તથા કોઇ મોટાને કોઇ નાનો મનુષ્ય આદિ નમસ્કાર કરે તો તે પિતા, માતા, પતિ, ગુરૂ, આદિએ પણ પુત્ર, સ્ત્રી, શિષ્ય, આદિ પ્રતિ નમસ્કાર કરવો જોઇએ, પરન્તુ આ વાત શાસ્ત્રમર્યાદાથી વિરૂદ્ધ છે. પિતા, માતા, પતિ, ગુરૂ, આદિ અમારાથી શ્રેષ્ઠ છે એમ સમજીને તેમના પ્રતિ હાથ તથા શિરના સંયોગ રૂપ કર્મનું નામ "**નમસ્કાર**" છે. અને નમસ્કાર કરનાર પુત્ર આદિ પ્રતિ **પ્રત્યભિવાદન** (આશીર્વાદ વચન કહેવું તે) કરવું તે શાસ્ત્રનો નિયમ છે. પુત્રાદિકો પ્રતિ પિતા આદિ નમસ્કાર કરે અથવા કહે તો આશીર્વાદનો અભાવ થાય છે. અને નાના મોટાનો ભેદ રહેતો નથી. સમાન બુદ્ધિ રહેવાથી ઉચ્છૃંખલ વ્યવહાર થાય છે.

आयुष्मान्भव सौम्येति वाच्यो विप्रोऽभिवादने । म. स्मृ. अ. २–१२५ ॥

અર્થ:—બ્રાહ્મણાદિ આવીને નમસ્કાર કરે તો તેમના પ્રતિ "હે પ્રિય ! તું લાંબા આયુ વાળો થા" એવો આશીર્વાદ દેવો એવું મનુસ્મૃતિ આદિ ધર્મશાસ્ત્રમાં કહ્યું છે. તેના પ્રતિ નમસ્કાર કરવાનું કહ્યું નથી.

~~प्रत्यभिवादेऽशूद्रे~~ ॥ अ०४, अ०८, पा०२, सू०८३ ॥—શૂદ્રથી ભિન્ન એટલે દ્વિજાતિ વિષયક **પ્રત્યભિવાદ** છે અર્થાત્ જે આશીર્વાદવચન છે તેના **ટી** ને પ્લુત હો એ પાણિનિના **સૂત્રથી** પણ નમસ્કાર કરનાર પ્રતિ આશીર્વાદ દેવાની મર્યાદા અનાદિસિદ્ધ છે.

ક્રોધાદિકોથી આશીર્વાદ ન દેવાથી દોષ પણ કહ્યો છે.

न ददात्याशिषं कोपात्मणताय च यो द्विजः ।
विद्यार्थिने च विद्यां वै स गोहत्यां लभेद्ध्रुवम् ॥

અર્થ:—પ્રણામ કરનારને જે આશિષ્ દેવામાં ન આવે તથા વિદ્યાર્થીને વિદ્યા ભણાવે નહીં તો તે દ્વિજને ગોહત્યાનું પાપ લાગે છે.

ચતુર્થાશ્રમનો સ્વીકાર કરેલા મહાત્મા લોકોને પણ "**ॐ नमो नारायणाय**" એ મન્ત્રનો ઉચ્ચાર કરીને નમસ્કાર કરનાર પ્રતિ "**नारायण**" એ શબ્દના ઉચ્ચાર દ્વારા નમસ્કારનો સ્વીકાર કરવો યોગ્ય છે. પરન્તુ નમસ્કાર કરનાર પ્રતિ નમસ્કાર કરવો યોગ્ય નથી.

पतिर्भूत्वा पशुभ्यश्च प्रणामं यः करिष्यति ।
स महापशुरित्युक्तो देवताशापमाप्नुयात् ॥ कु० तं० उ० १२-१२७ ॥

અર્થઃ—અજ્ઞાની જીવોનું નામ પશુ છે. વિવેકી જ્ઞાનીનું નામ પતિ છે. પતિ હોઇને પશુની પ્રતિ જે પ્રણામ કરે છે તે મહાપશુ છે, અને દેવતાના શાપનો ભાગી થાય છે.

स्वधर्मस्थान्यतीन्वृद्धान्देवाँश्च प्रणमेद्यतिः ।
नान्यमाश्रमिणं कंचित्प्रशस्तमपि संनमेत् ॥ यतिधर्मसंग्रहः ॥

અર્થઃ—આપણાથી અધિક આયુવાળા તથા પોતાના ધર્મમાં સ્થિત એવા યતિઓ, તથા દેવતાઓને પણ યતિ પ્રણામ કરે. અન્ય ગૃહસ્થાદિ આશ્રમી શ્રેષ્ઠ હોય તોપણ યતિ તેને પ્રણામ કરે નહીં.

अपि शास्त्रसमायुक्तं सदाचारसमन्वितम् ।
साधुवृत्तं गृहस्थाद्यं न नमस्येत्क्वचिद्यतिः ॥ ,, ॥

અર્થઃ—શાસ્ત્રનો વિદ્વાન્ હોય, અને સદાચારી પણ હોય, અને આશ્રમ ધર્મનો પાલન કરનાર હોય એવા શ્રેષ્ઠ ગૃહસ્થ આદિને પણ યતિ પ્રણામ કરે નહીં.

ઇત્યાદિ પ્રમાણોથી ચતુર્થ આશ્રમીએ અન્ય આશ્રમી પ્રતિ પ્રણામ કરવાનો નિષેધ કર્યો છે.

નમસ્કારનું તાત્પર્ય કેવલ મર્યાદા સાચવવી એટલું માત્ર નથી. નમસ્કારથી પુણ્ય પણ થાય છે.

अभीति भगवान्विष्णुर्वादयामीति शङ्करः ।
द्वावेव पूजितौ तेन यः करोत्यभिवादनम् ॥ भवि.पु. ब्र.प० १, अ, ४-५७॥

અર્થઃ—अभि શબ્દના કથનથી જ વિષ્ણુ ભગવાનની પૂજા થાય છે, અને वादयामि કહેવાથી મહાદેવનું પૂજન થાય છે. માટે જે નમસ્કાર કરે છે તેણે વિષ્ણુ અને શંકર બંનેની પૂજા કર્યા બરાબર છે.

अभिवादनशीलस्य नित्यं वृद्धोपसेविनः ।
चत्वारि तस्य वर्धन्ते आयुर्विद्या यशो बलम् ॥ म० स्मृ. અ०२-१२१ ॥

અર્થઃ—ગુરૂ તથા માતા પિતા તથા અન્ય મોટા મનુષ્યો વિગેરેને નમસ્કાર કરનારનું, તેમજ હમેશાં જ્ઞાનવૃદ્ધાદિકોની સેવા કરનારનું, આયુ, વિદ્યા (બુદ્ધિ), કીર્તિ તથા બલ (શરીરનું તથા ધનાદિનું) એ ચાર વસ્તુની વૃદ્ધિ થાય છે.

અને પ્રણામાદિ ન કરવાના દોષ પણ શાસ્ત્રમાં કહ્યા છેઃ—

देवं विप्रं गुरुं दृष्ट्वा न नमेद्यस्तु संभ्रमात् ।
स कालसूत्रं व्रजति यावच्चन्द्रदिवाकरौ ॥ ब्र०वै:पु.ख.अ. १-४० ॥

અર્થઃ—દેવતા તથા વિપ્ર તથા ગુરૂને દેખીને જે જલદીથી (संभ्रमात्) પ્રણામ કરતો નથી તે કાલસૂત્ર નામના નરકમાં જાય છે.

ऊर्ध्वं प्राणा उत्क्रामन्ति यूनः स्थविर आयति ।
प्रत्युत्थानाभिवादाभ्यां पुनस्तान्प्रतिपद्यते ॥ म. स्मृ. अ. २-१२० ॥

અર્થ:—જ્યારે આયુ, વિદ્યા, આદિકોથી વૃદ્ધ મનુષ્ય ન્યૂન આયુવાળા (જુવાન)ની પાસે આવે છે ત્યારે ન્યૂન આયુવાળાના પ્રાણ દેહની બહાર નિકળવાની ઇચ્છા કરે છે અર્થાત્ ભય જેવું લાગે છે. તેથી વૃદ્ધને જોઈ ને ઉભા થવું તથા નમસ્કાર કરવો આદિ વ્યવહાર કરવાથી તે પ્રાણ સ્વસ્થ થાય છે. માટે વૃદ્ધોને પ્રણામાદિ કરવા.

હાલના સમયમાં લોકોના ઘરોમાં વીજળીના દીવા જોવામાં આવે છે. તેની શક્તિ વીજળીના કારખાનામાં રહે છે. નાના દીવાની સાથે જોડેલા તારનો જ્યારે સંબન્ધ થાય છે ત્યારે તેમાં પ્રકાશ પડે છે.

તેવી રીતે વિદ્યાવૃદ્ધ, વયોવૃદ્ધ, આદિ અથવા ગુરૂ આદિમાં જે શક્તિ છે તે કારખાનાની વીજળી તુલ્ય છે. જે વખતે પુત્ર, શિષ્ય, આદિ જઈને પિતા, ગુરૂ, આદિના ચરણમાં પ્રણામ કરે છે ત્યારે પિતા આદિ પુત્રાદિના શિરમાં આશીર્વાદ વચનોના ઉચ્ચારણ સહિત હાથ મૂકે છે. બંનેના વ્યવહાર એક સમયમાં થવાથી, વીજળીના તારના સંબન્ધથી જેમ પ્રકાશ પ્રકટ થાય છે તેમ, જ્યારે શિષ્ય તથા ગુરૂ, પિતા તથા પુત્રનો અન્તઃકરણની વૃત્તિદ્વારા આન્તર સંબન્ધ થાય છે, ત્યારે વિલક્ષણ આનન્દ પ્રકટ થાય છે. ગુરૂ આદિકોના હૃદયમાં શિષ્યાદિકોના નમસ્કારથી પ્રકટ થયેલો આનન્દ શિષ્યનાં પાપ દૂર થવામાં તથા પુણ્યની વૃદ્ધિ થવામાં કારણ થાય છે. કોઇના પણ ચિત્તની પ્રસન્નતા ધાર્મિક મર્યાદાથી હોવાથી પ્રસન્ન કરનારને અવશ્ય પુણ્ય થાય છે. એ સર્વ મતનો સિદ્ધાન્ત છે. માટે બાહ્ય નમસ્કારાદિકોની આવશ્યકતા છે. જેમ ત્યાંસુધી નાના દીવાને તાર દ્વારા કારખાનાની મોટી શકિતની સાથે સંબન્ધ થતો નથી, ત્યાં સુધી નાના દીવામાં પ્રકાશ પ્રકટ થતો નથી, અન્ધકારજ રહે છે. તેવી રીતે નમસ્કારાદિ દ્વારા મનુષ્ય ગુરૂ આદિના હૃદયમાં પ્રસન્નતા તથા આનન્દ ઉત્પન્ન કરે નહીં ત્યાં સુધી શિષ્ય આદિના હૃદયમાં જ્ઞાનરૂપી પ્રકાશ ઉત્પન્ન થવાનો નથી. અજ્ઞાનરૂપી અન્ધકાર જ બન્યો રહે છે. લજ્જા તથા અભિમાન આદિ નિમિત્તથી કેટલાક લોક નમસ્કારાદિને નિષ્પ્રયોજન કહી અન્તઃકરણની ભકિતની પ્રધાનતા બતાવે છે, અને પોતાની ઉત્કૃષ્ટતા પ્રકટ કરે છે. તે લોક કેવલ સન્માર્ગના વિરોધી છે.

अन्तर्भक्तिकरं क्षुद्रं बाह्यभक्तिविवर्जितम् ।
व्यलीकवादिनं स्तब्धं मोषितं प्रेषकं शठम् ॥ कु०तं०उ० सं. १२–७ ॥

અર્થ:—જે મનુષ્ય અંતરમાં ભકિત કરવા છતાં નમસ્કારાદિ બાહ્ય ભકિત રહિત હોય તે, તથા જે ક્ષુદ્ર હોય, મિથ્યાભાષણ કરનાર હોય, યોગ્યનો સત્કાર નહીં કરનાર, તથા હમેશ પરદેશમાં રહેનાર, અથવા પારકાનો સેવક હોય તે સર્વ અનાધિકારી છે. હમેશાં પરદેશમાં રહેનાર મનુષ્યને ગુરૂ ઉપદેશ આપીને જ્ઞાન સંપાદન કરાવી પોતાની ફરજ પૂર્ણ કરી શકતા નથી. તેથી તેને અનધિકારી કહ્યો છે.

ગુરૂ આદિ આવવાના સમયમાં ઉત્થાન, નમસ્કાર, આદિક બહુ માન સન્માનાદિ મર્યાદા શાસ્ત્રમાં કહી છે. જેનામાં બહુમાન અથવા સન્માદિક નથી તેનો પ્રેમ પવિત્ર હોઇ શકતો નથી. પવિત્ર પ્રેમ હોય તો સન્માનાદિક પણ અવશ્ય કરશે. ઇત્યાદિ પ્રમાણથી આદર અને સત્કારને જ સ્નેહનાં સૂચક કહ્યા છે.

आचारः कुलमाख्याति देशमाख्याति भाषितम् ।
संभ्रमः स्नेहमाख्याति वपुराख्याति भोजनम् ॥
ग. पु. आ. का. अ. ११५–७४

અર્થઃ—મનુષ્યોનું પવિત્ર આચરણ તેમના કુલનું સૂચન કરે છે. વાણી દેશનું સૂચન કરે છે. આદર(संभ्रम)થી સ્નેહનું સૂચન થાય છે. અને શરીરની નીરોગતા આદિ ભોજન સૂચન કરે છે. ઇત્યાદિ પ્રમાણથી આદર અને સત્કારને સ્નેહના સૂચક કહ્યા છે.

જો કે "હું જાણુંછું, હું જાઉંછું", એવી રીતે "હું ભજન કરૂં છું, હું પ્રેમ કરૂંછુ" એવી ભક્તિ પણ પ્રત્યક્ષ જાણી શકાય છે, તથાપિ અત્યન્ત દૃઢ સંસ્કારથી પ્રાપ્ત થયેલી બુદ્ધિ પ્રત્યક્ષ નિર્ણય કરવા યોગ્ય નથી. તે નિર્ણય, જેવા રીતે લોકમાં જૂદા જૂદા ભોગ્ય પદાર્થમાં તથા પુત્ર, મિત્ર, સ્ત્રી આદિમાં પ્રીતિનો ભેદ જોવામાં આવે છે તેવી રીતે, ભગવાન્‌ની કથાના શ્રવણાદિ સમયમાં થનાર અશ્રુપાત, રોમાઞ્ચ, આદિથી કરવા યોગ્ય છે. રોદનાદિ અભક્ત પાખંડી પણ કરી શકે છે. તથાપિ પાખણ્ડી મનુષ્યમાં સદાચાર, સત્ય, ક્ષમા, દમ, અલોભ, આદિ ઉત્તમ ભક્તોનાં લક્ષણ હોતાં નથી. પ્રાચીનકાલના પવિત્ર ભક્તોમાં સન્માનાદિ બાહ્ય આચરણ બહુ જોવામાં આવતાં હતાં. ભક્તોનાં આવાં આચરણ શાણ્ડિલ્ય સૂત્રમાં કહ્યાં છેઃ—

**सम्मानबहुमानप्रीतिविरहेतरविचिकित्सामहिमख्यातितदर्थप्राणस्थानतदीयता सर्वतद्भावाप्रातिकूल्यादीनि च स्मरणेभ्यो बाहुल्यात् ॥ शा०सू०अ०२ आ१–४४॥**

અર્થઃ—સમ્માન, બહુમાન, પ્રીતિ, વિરહદુઃખ, ઇતરવિચિકિત્સા, મહિમખ્યાતિ, તદર્થપ્રાણસ્થાન, તદીયતા, સર્વતદ્‌ભાવ, અપ્રાતિકૂલ્ય, આદિનું કથન શાસ્ત્રો ઉપરથી (स्मरणेभ्यः) બહુ પ્રકારે જોવામાં આવે છે. (ઇતરવિચિકિત્સા–વિચિકિત્સા એટલે સંદેહ તે, પરમાત્માની ભક્તિથી જ કલ્યાણ થાય છે એવી દૃઢ બુદ્ધિનો વિરોધી છે. અર્થાત્ અન્ય કોઇની ભક્તિથી કલ્યાણ થઇ શકે કે નહીં એ પ્રકારના સંદેહના અભાવનું નામ "ઇતરવિચિકિત્સા" છે. મહિમખ્યાતિ–ઈશ્વરના મહિમાનું વર્ણન કરવું તે. તદર્થપ્રાણસ્થાન–ઈશ્વરની આજ્ઞા માનીને ઈશ્વરની પ્રસન્નતાને માટે પ્રાણ ધારણ કરવાનો છે એવી ભાવના કરવી તે, તદીયતા–આપણું ધન, શરીર, આદિક પણ ઈશ્વરનું છે એવી રીતના વિચારથી સર્વ વસ્તુમાંથી મમત્વનો ત્યાગ. સર્વતદ્‌ભાવ–સંપૂર્ણ પ્રાણીઓમાં ઈશ્વર છે એવી બુદ્ધિ. અપ્રાતિકૂલ્ય–પ્રતિકૂલતાનો અભાવ.)

એમાંથી સમ્માન સંબન્ધી અર્જુનનું દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે.

**प्रत्युत्थानं तु कृष्णस्य सर्वावस्थो धनञ्जयः।**
**न लंघयति धर्मात्मा भक्त्या प्रेम्णा च सर्वदा ॥** (शाण्डिल्यसूत्रभाष्यम्)

અર્થઃ—અન્તરના સાચા પ્રેમથી ભક્તિ કરનાર ધર્માત્મા અર્જુન ભગવાન્‌ના આગમન સમયમાં પ્રત્યુત્થાનાદિ અર્થાત્ ઉઠીને ઉભા થવું આદિ શાસ્ત્રમર્યાદાનું કદાપિ ઉલ્લંઘન કરતા નહીં.

બહુમાન સંબન્ધી રાજા ઇક્ષ્વાકુનું દૃષ્ટાન્ત આપ્યું છે.

**पक्षपातेन तन्नाम्नि मृगे पद्मे च तादृशे ।**
**चकार मेघे तद्वर्णे बहुमानमतिं नृपः ॥** नृ० पु. अ० २५–२६ ॥

અર્થઃ—રાજા ઇક્ષ્વાકુ પક્ષપાત રહિત ધર્માત્મા રાજા હતા. તથા દરેક યોગ્ય પ્રતિ સમ્માનાદિ કરતા હતા. તથાપિ તેમને પરમાત્માના નામાદિમાં પક્ષપાત હતો. તેથી જ્યારે

તેઓ શિકાર કરવા જતા ત્યારે જે તે જંગલના કૃષ્ણમૃગ નામના હરિણને દેખતા તો તેમને કૃષ્ણ પરમાત્માનું નામ યાદ આવતું હતું. હરિણ પશુ હોવા છતાં પણ તેમાં પરમાત્માનું નામ (કૃષ્ણ) આવ્યું છે એવો વિચાર કરીને મનમાં તેને ધન્યવાદ દેતા હતા. તેવી રીતે જ્યારે તળાવોમાં તે કમલને દેખતા, ત્યારે તે જડ પદાર્થ હોવા છતાં પણ કવિ લોકોએ ભગવાનના મુખને આ કમલની ઉપમા આપી છે એવો વિચાર કરી તેને પણ ધન્યવાદ આપતા હતા. તેવી રીતે જ્યારે તે કાળા રંગના વાદળને દેખતા, ત્યારે ભગવાનના રંગને કવિ લોકોએ આ વાદળના રંગની ઉપમા આપી છે એમ સમજી વાદળને ધન્યવાદ દેતા હતા.

માટે સાચા ભક્તોમાં પ્રત્યુત્થાનાદિ સમ્માન, બહુમાન, આદિ અવશ્ય હોઈ શકે છે.

પ્રીતિ વિષયમાં વિદુરજીનું દૃષ્ટાન્ત આપ્યુ છે.

या मे प्रीतिः पुष्कराक्ष त्वद्दर्शनसमुद्भवा ।
सा किमाख्यायते तुभ्यमन्तरात्माऽसि देहिनाम् ॥

म० भा० उ०प० अ० ९०—२४ ॥

અર્થઃ—વિદુરજી ભગવાનને કહે છેઃ—હે પુણ્ડરીકાક્ષ! આપના દર્શનથી જે પ્રીતિ થાય છે તે સંબંધી હું આપને શું કહું? આપ સંપૂર્ણ પ્રાણીઓના અન્તરાત્મા છો. તેથી આપે જ જાણી લેવુ.

વિરહદુઃખ સંબંધી ગોપી લોકોનું દૃષ્ટાન્ત છે, કંસની આજ્ઞાનુસાર જ્યારે અક્રુર ભગવાનને લઇ જવાને માટે આવી તૈયાર થયા છે, તે સમયના ગોપી લોકના શોકનું વર્ણન વિષ્ણુ પુરાણ તથા ભાગવતાદિમાં છે.

चिन्तयन्त्यो मुकुन्दस्य लीलाविरहकातराः ।
समेताः सङ्घशः प्रोचुरश्रुमुख्योऽच्युताशयाः ॥भा.पु.स्क.१०, अ. ३९—१८॥

અર્થઃ—જેમનું ચિત્ત ભગવાનમાં લાગેલુ છે તેથી ભગવાનને અક્રુર લઇ જાય ત્યાર બાદ થનાર વિયોગથી જેઓ કાયર બની ગયેલી છે, એવી ગોપીઓ ભગવાનની અનેક પ્રકારની લીલાઓનું ચિન્તન કરતી સતી નેત્રોમાં આંસુવાળી અર્થાત્ રોતી સતી કહે છેઃ—

अहो विधातस्तव न क्वचिद्दया संयोज्य मैत्र्या प्रणयेन देहिनः ।
ताँश्चाकृतार्थान् वियुनंक्ष्यपार्थकम् विक्रीडितं तेऽर्भकचेष्टितं यथा॥ ,, ॥१९॥

અર્થઃ—ખેદની વાત છે કે હે સૃષ્ટિકર્તા! તમને કોઇ વાતમાં દયા નથી. કારણ કે તમે પહેલાં હિતના આચરણ રૂપ મિત્રતા તથા સ્નેહથી લોકોનો મેળ કરાવીને પછી તે અપૂર્ણ મનોરથ વાળાનો વિના પ્રયોજન વિયોગ કરવી દો છો. આવા પ્રકારની જે ચેષ્ટા છે તે બાળકના ખેલ જેવી છે, કોઇ બુદ્ધિપૂર્વક નથી.

તેવી રીતે ઉદ્ધવજીએ પણ વિરહદુઃખને પ્રકટ કર્યું છે. જે વખતે ભગવાને પૃથિવીનો ત્યાગ કરીને પોતાના ધામમાં જવાનો નિશ્ચય કર્યો છે ત્યારે ઉદ્ધવજી ભગવાનને કહે છેઃ—

नाहं तवांघ्रिकमलं क्षणार्धमपि केशव ।
त्यक्तुं समुत्सहे नाथ स्वधामं नय मामपि ॥ भा.पु. स्का.११, अ०६—४३॥

અર્થઃ—હે ભગવન્! હું આપના ચરણકમલને એક ક્ષણ પણ છોડી શકતો નથી. માટે આપ મને પણ આપના ધામમાં લઇ જાઓ.

આ પ્રમાણે ભકતોને વિરહદુઃખ થાય છે. ગુરૂભકતોને ગુરૂના વિયોગમાં દુઃખ થાય છે. માતા પિતા આદિકોના ભકતોને તેમના વિયોગથી દુઃખ થાય છે. તે ઉપર એવી શંકા થાય કે આકાર વાળા પદાર્થોનો જ સંયોગ વિયોગ થઇ શકે છે. પરમેશ્વર તો નિરાકાર છે તેથી તેમનો કોઇની સાથે સંયોગ કે વિયોગ સંભવી શકે નહીં. પરન્તુ જો કે ઇશ્વરનો આકાર ન હોવાથી તેમની સાથે કોઇનો સંયોગ કે વિયોગ થઇ શકે નહીં, તથાપિ ગીતામાં ભગવાને કહ્યું છે કેઃ—

यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ भ० गी० अ० ४–७ ॥

અર્થઃ—હે અર્જુન ! જ્યારે વેદવિહિત ધર્મની હાનિ થાય છે, અને અધર્મ અર્થાત્ વેદનિષિદ્ધ પાખંડ ધર્મની ઉત્પત્તિ થાય છે, ત્યારે હું નિત્ય સિદ્ધ છતાં મને પોતાને મારી માયા શકિત વડે માયિક દેહની સૃષ્ટિ કરી ઉત્પન્ન થયા જેવો બતાવું છું.

માયા વિના ભગવાન્‌ને પાંચભૌતિક શરીર હોઇ શકતું નથી તે વાત ભગવાને નારદજી પ્રતિ કહે છે :—

माया ह्येषा मया सृष्टा यन्मां पश्यसि नारद ।
सर्वभूतगुणैर्युक्तं नैवं त्वं ज्ञातुमर्हसि ॥ म. भा.शा. प. मो.ध.अ. ३३९–४५॥

અર્થઃ—હે નારદ ! તું જે મારૂં દર્શન કરે છે તે મારી ઉત્પન્ન કરેલી માયા છે. આ જે પંચભૂતોના ગુણ યુકત મનુષ્ય રૂપે તું મને દેખે છે તે તું તેવું ન જાણ–એ યથાર્થ નથી એમ જાણ.

આ પ્રકારના માયિક શરીરને જ શાસ્ત્રમાં અવતાર કહે છે. તેમાં રામ, કૃષ્ણ, આદિકોના અવતારના સમયમાં જે ભકત લોક હતા તે લોકોનો ભગવાનની સાથે સંયોગ, વિયોગ, અને વિયોગ નિમિત્ત દુઃખનો પણ સંભવ છે. અન્ય સમયમાં તો યોગ્ય ગુરૂનો જે વિયોગ તથા સમાધિ અવસ્થામાં પ્રતીત થતા સગુણ સ્વરૂપના દર્શનના અભાવ રૂપ જે વિયોગ તે જ ભગવાન્‌ના વિયોગ તુલ્ય હોવાથી વિયોગ કહેવાય છે. માટે પૂર્વોકત શંકાનો અવસર નથી.

हसत्यथो रोदिति रौति गायत्युन्मत्तवन्नृत्यति लोकबाह्यः ॥
भा० पु० स्क० ११, अ० २–४० ॥

અર્થઃ—ભગવાન્‌ની કથાનું શ્રવણ તથા કીર્તનાદિ રૂપ ભકિતથી જેના ચિત્તમાં પ્રેમ બહુ થયો છે એવા ભકતનું ચિત્ત દ્રવીભૂત થાય છે, અને ઉન્મત્ત મનુષ્યની પેઠે, પાખંડીથી વિલક્ષણ રીતે, તેનું ચિત્ત કોઇ કોઇ વાર ક્ષણ માત્ર ભગવદાકાર થાય છે, તેથી તે કોઇ વાર હસે છે, તો કોઇ વાર રૂદન કરે છે, તો કોઇવાર ભગવાનને પોકારે છે, કોઇ વાર ગાયન કરે છે, તો કોઈ વાર નૃત્ય કરે છે.

ઇતરવિચિકિત્સા વિશે ઉપમન્યુનું દૃષ્ટાન્ત છે.

अपि कीटः पतंगो वा भवेयं शंकराज्ञया ।
न तु शक्र त्वया दत्तं त्रैलोक्यमपि कामये ॥
म०भा०अनु०प०अ०१४–१८६॥

नाहं त्वत्तोऽवरं काङ्क्षे नान्यस्मादपि दैवतात् ।
महादेवादृते सौम्य सत्यमेतद्ब्रवीमि ते ॥                    ,,       ॥ १७४ ॥

અર્થ:—ઉપમન્યુ મહાદેવને પ્રસન્ન કરવાને માટે તપ કરતો હતો. ત્યારે ઈન્દ્ર જઈને તેને વરદાન આપવા તૈયાર થયા. ત્યારે ઈન્દ્ર પ્રતિ ઉપમન્યુ કહે છે :–હે સૌમ્ય ! મહાદેવને છોડી તમારી કે અન્ય કોઈ દેવની પાસેથી પણ હું વરની ઈચ્છા કરતો નથી—એ વાત હું સત્ય કહું છું. શંકરની આજ્ઞાથી, ચહાય હું કીટ કે પતંગ થાઉં, તે મને કબુલ છે. પરન્તુ હે ઈન્દ્ર ! તમારૂં આપેલુ ત્રૈલોક્યનું રાજ્ય પણ હું ચહાતો નથી.

એક દેવના ભકતે બીજા દેવ પ્રતિ બેપરવા થવું કે તેમાં ભેદબુદ્ધિ કરવી એવો આનો ભાવ નથી. પરન્તુ સકામી ભકતોને તથા તપસ્વી લોકોને પણ દેવતા આદિકાથી પણ વિઘ્ન આવ્યા કરે છે. તેથી તે લોકોથી છેતરાવું નહીં એવો તેનો ભાવ છે. પોતાના નિશ્ચયને દૃઢ કરવાને માટે કહ્યું છે.

ભગવાન્‌ની ભકિત કરવી જોઈએ એ વાત યમે પણ કહી છે :—

नरके पच्यमानस्य यमेन परिभाषितम् ।
किं त्वया नार्चितो देवः केशवः क्लेशनाशनः ॥ नृ० पु० अ० ८–२१ ॥

અર્થ:—નરકમાં સડતા જીવ પ્રતિ યમ રાજાએ કહ્યુ છે કે તેં અવિદ્યાદિ કલેશોનો નાશ કરનાર વિષ્ણુ ભગવાન્ (પરમાત્મા)નું પૂજન અર્ચન કેમ ન કર્યું જેથી તારી આ દશા થઈ?

મહિમાની વૃદ્ધિ વિશે યમરાજાનું પ્રમાણ છે :—

स्वपुरुषमपि वीक्ष्य पाशहस्तं, वदति यमः किल तस्य कर्णमूले ।
परिहर मधुसूदनप्रपन्नान्प्रभुरहमन्यनृणामवैष्णवानाम् ॥ नृ० पु. अ. ९–१ ॥

અર્થ:–હાથમાં ફાંસો લઇને ઉભેલા પોતાના નોકરો (દૂતો)ને જોઈને યમરાજ તેમની પાસે જઈને તેમના કાનમાં કહે છે કે તમે લોક ભગવાન્‌ના ભકતોને છોડીને બીજાઓને અહીં લાવજો, કેમકે ભગવદ્‌ભકતોથી અતિરિકત લોકોને દંડ દેવામાં હું સમર્થ છું. પરન્તુ ભકતોને દંડ દેવામાં હું સમર્થ નથી.

આ પ્રમાણે ભકિતના મહિમાનો વિચાર કરવાથી પ્રેમની વૃદ્ધિ તથા અનુષ્ઠાનમાં ઉત્સાહ પણ થાય છે.

તદર્થઆયુસ્થિતિમાં હનુમાન્‌જીનું દષ્ટાંત છે.

यावत्तव कथा लोके विचरिष्यति पावनी ।
तावत्स्थास्यामि मेदिन्यां तवाज्ञामनुपालयन् ॥ वा.रा.उ.का.स. १०७–३३॥

અર્થ:—સર્વ લોકોને પવિત્ર કરનારી આપની કથા જ્યાંસુધી પૃથ્વીમાં ચાલશે ત્યાં સુધી હું આપની આજ્ઞાનુસાર આપની આજ્ઞાનું પાલન કરતો પૃથ્વીમાં રહીશ.

શાસ્ત્ર દ્વારા ભગવાને જે આજ્ઞા આપી છે તે આજ્ઞાને માન્ય રાખી ભગવત્પ્રસન્નતાને માટે સર્વ પ્રકારનાં કર્મ કરવાં તે જ અમારૂં કર્તવ્ય છે એવો હનુમાન્‌જીનો આશય છે. અને તેવી જ રીતનો સર્વ લોકોનો પણ આશય હોવો જોઈએ.

તદીયભાવનું દૃષ્ટાન્ત વસુ નામના ઉપરિચર રાજાનું છે.

**आत्मराज्यं धनं चैव कलत्रं वाहनं तथा ।**

**यत्तद्भगवतः सर्वमिति तत्प्रेक्षते सदा ॥**स्कां. पु. ख. २, वा. मा.अ.५–२१॥

અર્થ:—રાજા વસુ પોતાનું રાજ્ય, ધન, સ્ત્રી, રથાદિ વાહન, આદિ સર્વ વસ્તુને ભગવાનની જ સમજતો હતો. અર્થાત્ કોઇ પણ પદાર્થમાં તેને મમત્વ નહોતું. મમત્વના પરિત્યાગ વિના મનુષ્યને સર્વાત્મભાવ થતો નથી.

સર્વતદ્ભાવ–સર્વ પ્રાણીઓમાં ઇશ્વરબુદ્ધિનું દૃષ્ટાન્ત પ્રહ્લાદનું છેઃ—

**एवं सर्वेषु भूतेषु भक्तिरव्यभिचारिणी ।**

**कर्तव्या पण्डितैर्ज्ञात्वा सर्वभूतमयं हरिम् ॥** वि. पु. अंश, १, अ. १९–९ ॥

અર્થ:—વિવેક બુદ્ધિ વાળા મનુષ્યે સર્વ વસ્તુને પરમેશ્વર રૂપ જાણીને સર્વમાં ઇશ્વરની દૃઢ ભકિત કરવી જોઇએ, કેમકે સર્વાત્મભાવ જ અનન્ય ભકિતનું તત્ત્વ (અર્થ) છે.

અપ્રાતિકૂલ્યમાં ભીષ્મ પિતામહનું દૃષ્ટાન્ત છેઃ—

**एह्येहि देवेश जगन्निवास नमोऽस्तु ते माधव चक्रपाणे ।**

**प्रसह्य मां पातय लोकनाथ रथोत्तमात्सर्वशरण्य संख्ये ॥**

म. भा० भी० प० अ० ९–९७ ॥

અર્થઃ—જ્યારે અર્જુનનું ભીષ્મપિતામહની સાથે યુદ્ધ થતું હતું, ત્યારે અર્જુનનો વિચાર એવો હતો કે મારા હાથથી ભીષ્મજીનું મૃત્યુ થાય નહીં, પરન્તુ શિખણ્ડીના હાથે થાય તો ઠીક. તેથી હમેશાં શિખણ્ડીને આગળ કરીને અર્જુન લડતા હતા અને પોતાના દિવ્ય અસ્ત્રો વડે તેમને મારવાનો પ્રયત્ન કરતા નહોતા. શિખણ્ડી પૂર્વ જન્મમાં સ્ત્રી હતો એ વાત ભીષ્મજી જાણતા હતા. તેથી તેઓ તેને મારવા પણ ચાહતા નહોતા. તે સમયે તેજસ્વી ભીષ્મજીનાં બાણથી અનેક યોદ્ધા લોકો શીઘ્ર મરતા હતા, અને અર્જુન ધીરેથી યુદ્ધ કરતા હતા. તે જોઈ ભગવાન્ અર્જુનનો જોષ વધારવાને માટે ક્રોધથી રથમાંથી એકદમ ઉતરી પડી રથનું એક ચક્ર હાથમાં લઈને ભીષ્મજીની તરફ દોડયા. ત્યારે મારવાને માટે દોડતા ભગવાન્‌ને જોઇને ભીષ્મજી કહે છેઃ— હે દેવેશ! હે જગન્નિવાસ! હે માધવ! હે ચક્રપાણિ! આવો, આવો, તમને મારા નમસ્કાર છે. હે લોકસ્વામી તથા હે પ્રાણીઓને શરણ (આશ્રય) આપનાર! તમે યુદ્ધમાં મને બલપૂર્વક રથમાંથી મારીને નીચે પાડો.

આવી રીતે મારવાને જતા ભગવાન્ પ્રતિ ભીષ્મજીએ પોતાનામાં પ્રતિકૂલતાનો અભાવ દર્શાવ્યો છે. ભક્તોમાં આવી રીતના સમ્માનાદિકનું કથન બહુ પ્રકારે શાસ્ત્રોમાં કરેલું જોવામા આવે છે. જેનામાં સમ્માન, બહુમાન, આદિક છે તેની જ ભકિત પૂર્ણ ફલ દેનારી થાય છે.

ઈત્યાદિ પ્રમાણોથી આન્તર ભકિત કરવા છતાં પણ બાહ્ય ભકિત અવશ્ય કરવી જોઇએ એ વાત સિદ્ધ થાય છે. જેનામાં અન્તર પ્રેમ છેજ નહીં તે સ્વાર્થ વિના બાહ્ય સેવા કરી શકતો નથી. અને બાહ્ય સેવા વિના અભિમાન, લજ્જા, આદિ દોષો પણ દૂર થતા નથી, અને તેથી પ્રેમની વૃદ્ધિ પણ થતી નથી. અને શિષ્યમાં ઉદારતા થવાનો પણ સંભવ નથી. માટે બાહ્ય ભકિતને નિષ્પ્રયોજન કહેનાર આસુરી સંપત્તિવાળાનો પક્ષ પરિત્યાગ કરવા યોગ્ય છે.

હવે મુકિતના સાધનમાં અનધિકારી કોણ કોણ છે તે કહીએ છીએઃ—

अन्तर्भक्तिकरं क्षुद्रं बाह्यभक्तिविवर्जितम् ।

व्यलीकवादिनं स्तब्धं प्रोषितं प्रेषकं शठम् ॥ कुला० तं० उ० १३–७ ॥

અર્થઃ—ઉત્થાન નમસ્કારાદિ બાહ્ય ભક્તિથી રહિત, મિથ્યા ભાષણ કરનાર, યોગ્યનો સત્કાર ન કરનાર (स्तब्ध), ક્ષુદ્ર, તથા હમેશા પરદેશ રહેનાર, બીજાનો સેવક હોય, તથા શઠ છતાં અંદર ભક્તિ કરતો હોય તે સર્વને અનધિકારી કહ્યા છે. (હમેશા પરદેશમાં રહેનાર મનુષ્યને ઉપદેશ દ્વારા જ્ઞાન સંપાદન કરાવવાની પોતાની ફરજ ગુરુ પૂરી કરી શકતા નથી. માટે તેને અનધિકારી કહ્યો છે.)

अशिष्यायाविरक्ताय यत्किंचिदुपदिश्यते ।

तत्प्रयात्यपवित्रत्वं गोक्षीरं श्वदृताविव ॥ यो० वा०प्र० २–२१ ॥

અર્થઃ—જેણે યોગ્ય રીતે પોતાના શિષ્યત્વને સ્વીકાર્યું ન હોય, તથા જે વિરક્ત ન હોય, એવા મનુષ્યને કોઈ પણ ઉપદેશ તો તે શ્વાનને ખાવાની ચાટમાં રેડેલા દુધ સમાન અપવિત્ર થાય છે. કેમકે—

सुभाषितं हारि विशत्यधो गलान्न दुर्जनस्यार्करिपोरिवामृतम् ।

तदेव धत्ते हृदयेन सज्जनो हरिर्महारत्नमिवातिनिर्मलम् ॥ कादंबरी ७ ॥

અર્થઃ—જેવી રીતે રાહુના ગળાની અંદર અમૃત ઉતરતું નથી, તેવી રીતે બહુ જ મનોહર વાણી પણ દુર્જનના ગળામાં ઉતરતી નથી. અને જેવી રીતે ભગવાન્ કૌસ્તુભ મણિને વક્ષસ્થલમાં ધારણ કરે છે, તેવી રીતે સજ્જન મનુષ્ય તે વાણીને હૃદયમાં ધારણ કરે છે. માટે—

अलसं मलिनं क्लिष्टं दंभमोहसमन्वितम् ।

दरिद्रं द्रोहिणं क्रुद्धं रागिणं भोगलालसम् ॥स्का.ख.२,मा.मा.५,अ.१६–१२॥

असूयामत्सरग्रस्तं शठं परुषवादिनम् ।

अन्यायेनार्जितधनं परदाररतं सदा ॥ ,, ॥ १३ ॥

विदुषो वैरिणं नित्यमज्ञं पण्डितमानिनम् ।

भ्रष्टव्रतं क्लिष्टवृत्तिं पिशुनं दुष्टमानसम् ॥ ,, ॥ १४ ॥

बह्वशिनं क्रूरचेष्टमग्रगण्यं दुरात्मनाम् ।

कृपणं पापिनं रौद्रमाश्रितानां भयंकरम् ॥ ,, ॥ १५ ॥

एवमादिगुणैर्युक्तं शिष्यं नैव परिग्रहेत् ।

गृह्णीयाद्यदि तद्दोषः प्रायो गुरुमुपस्पृशेत् ॥ ,, ॥ १६ ॥

અર્થ.—માટે આળસુ, મલિન, કલેશી, દંભ અને અવિવેક યુક્ત, દરિદ્ર, દ્રોહી, ક્રુદ્ધ, રાગી, ભોગ્ય પદાર્થનો લાલચુ (૧૨),

તથા અસૂયા અને મત્સર યુક્ત, શઠ, કઠોર વાણી બોલનાર, અનીતિથી ધન મેળવનાર, અને વ્યભિચારી (૧૩),

તથા વિદ્વાનોનો વૈરી હોય, અજ્ઞાની હોય, પોતાને પંડિત માનનાર, નિત્ય નિયમ આદિ વ્રત રહિત, જીવિકા સંબન્ધી કલેશ વાળો, ચાડી કરનાર, દુષ્ટ ચિત્તવાળો (૧૪),

બહુ જ ખાનાર, ક્રૂર સ્વભાવ વાળો, દુરાત્માનો સરદાર (મોટો દુરાત્મા), કૃપણ, પાપી,

દયાહીન, પોતાના આશ્રિતો (પુત્રાદિ)ને ભય ઉત્પન્ન કરનાર (૧૫),

ઈત્યાદિ દુર્ગુણ યુક્ત શિષ્યનો કદાપિ ગુરૂ સ્વીકાર કરે નહીં. છતાં જો સ્વીકાર કરે તો તે દોષનો ગુરૂ ભાગી થાય છે (૧૬).

तस्माच्छिष्यं गुरुर्नित्यं परीक्ष्यैव परिग्रहेत् ।
कायेन मनसा वाचा गुरुशुश्रूषणे रतम् ॥ ॥ १८ ॥

અર્થ:—માટે ગુરૂએ હમેશા શિષ્યની પરીક્ષા કરીને મન, વાણી અને કર્મથી શુશ્રૂષામાં તત્પર એવા યોગ્ય શિષ્યનો સ્વીકાર કરવો જોઈએ.

अमात्यदोषो राजानं जायादोषः पतिं यथा ।
तथा शिष्यकृतो दोषो गुरुं प्राप्नोत्यसंशयम् ॥ ,, ॥ १७ ॥

અર્થ:—જેમ રાજાનો વિશ્વસ્ત મન્ત્રી કોઈ પાપ કરે તો તેના પાપનો પ્રાયઃ રાજા પણ ભાગી થાય છે, અને જેમ પત્નીના દોષનો ભાગી તેનો પતિ થાય છે, તેવી રીતે શિષ્યે કરેલા દોષના ગુરૂ પણ ભાગી થાય છે. માટે—

अस्तेयवृत्तिमास्तिक्यं युक्तं मोक्षकृतोद्यमम् ।
ब्रह्मचर्यरतं नित्यं दृढव्रतमकल्मषम् ॥ स्का.पु.ख.२,मार्ग.मा.५,अ.१६–१९ ॥
प्रसन्नहृदयं शुद्धमशठं विमलाशयम् ।
परोपकारनिरतं स्वार्थे च विगतस्पृहम् ॥ ,, ॥ २० ॥
स्वचित्तवित्तदेहैस्तु परितोषकरं गुरोः ।
आश्रितानां तथा पुत्रपरितोषकरं शुचिम् ॥ ,, ॥ २१ ॥
ईदृग्विधाय शिष्याय मन्त्रं दद्यात्तु नान्यथा ।
यद्यन्यथा वदेत्तस्मिन्देवताशाप आपतेत् ॥ ,, ॥ २२ ॥

અર્થ—ચોરી આદિ દોષ રહિત હોય, આસ્તિક હોય, યોગ્ય હોય, મોક્ષને માટે ઉદ્યમ કરેલો હોય, હમેશાં બ્રહ્મચર્યમાં સ્થિતિવાળો હોય, નિયમમાં દૃઢ હોય, પાપ રહિત હોય (૧૯),

તથા પ્રસન્ન ચિત્તવાળો હોય, શુદ્ધ હોય, તથા શઠતા રહિત હોય, નિષ્કપટ અન્તઃકરણ વાળો હોય, પરોપકારમાં તત્પર હોય, પોતાનો સ્વાર્થ સાધવાની ઈચ્છા રહિત હોય (૨૦),

વળી પોતાના ચિત્ત, ધન તથા શરીરથી ગુરૂને પ્રસન્ન કરનાર હોય, પોતાને આશ્રિત પુત્ર, સ્ત્રી, સેવકાદિને સન્તુષ્ટ રાખનાર હોય, અને પવિત્ર સદાચારી હોય (૨૧),

આવી પ્રકારના ગુણવાન્ શિષ્યને મન્ત્ર(ઉપદેશ)આપવો, અન્યથા નહીં. જો અન્ય પ્રકારના મનુષ્યને મન્ત્ર કહેવામાં આવે-ઉપદેશ દેવામાં આવે તો તેના ઉપર દેવતાનો શાપ પડે છે.(૨૨).

વૈદિક ધર્મમાં વર્ણાશ્રમ ધર્મનો વિચાર પ્રધાન હોવાથી ગુરૂ તથા શિષ્યના સંબન્ધમાં પણ વર્ણ અને આશ્રમનો કંઇક વિચાર શાસ્ત્રમાં કર્યો છે:—

आचार्य एव संसारमोचकप्रद उच्यते ।
आचार्यो नाम वेदान्तविचारेणाप्तवेदनः ॥ સૂ૦સં૦ મુ૦ખ૦૪ અ૦ ૫–૨ ॥

અર્થ:—સંસારમાંથી મુક્તિ આપનાર (મોચક) જ્ઞાન રૂપ સાધનનો દાતા (प्रद) આચાર્યને જ કહેલો છે. અને વેદાન્ત શાસ્ત્રના વિચારથી જેને તત્ત્વજ્ઞાન (वेदन) પ્રાપ્ત થયુ છે તેને **आचार्य** કહે છે.

ગુરૂ અને આચાર્ય શબ્દથી તત્ત્વવેત્તા ઉપદેષ્ટાને જ કહે છે.

स्वयमाचरते यस्तु आचारे स्थापयत्यपि ।
आचिनोति च शास्त्रार्थानाचार्यस्तेन चोच्यते ॥ लिंग.पु.उ.भा.अ. २०-२०॥

અર્થઃ—જે શાસ્ત્રોક્ત આચરણોને પોતે પાળે છે, અને જીજ્ઞાસુ પાસે તેનું આચરણ કરાવે છે, તથા જે શાસ્ત્રોના તાત્પર્યને બરાબર જાણીને તેનો સંગ્રહ કરે છે, તે કારણથી તે આચાર્ય કહેવાય છે. ઇત્યાદિ પ્રમાણોથી ગુરૂને જ આચાર્ય કહ્યા છે, કારણ કે બંનેનું કાર્ય એક જ છે.

तमप्यनेकधा विद्धि श्रद्धया पुरुषोत्तम ।
उत्तमो मध्यमस्तद्वदधमश्चांबुजेक्षण ॥ सू० सं० मु० ख० अ० ५-३ ॥

અર્થ—મહાદેવજી, વિષ્ણુ પ્રતિ કહે છેઃ-હે કમલનયન, હે પુરૂષોત્તમ ! તે ગુરૂ પણ બહુ પ્રકારના હોય છે એમ શ્રદ્ધા રાખી તું જાણ. ઉત્તમ, મધ્યમ અધમ એવી રીતે ત્રણ પ્રકારના ગુરૂ હોય છે.

उत्तमो ब्राह्मणः प्रोक्तो मध्यमः क्षत्रियस्तथा ।
अधमो वैश्य इत्युक्तः सर्वशास्त्रार्थवेदिभिः ॥ ,, ॥ ४ ॥

અર્થઃ—શાસ્ત્રના જાણનાર સર્વ લોકોએ બ્રાહ્મણ ગુરૂને ઉત્તમ, ક્ષત્રિયને મધ્યમ, અને વૈશ્યને અધમ કહ્યો છે.

अधमोऽच्युत वैश्यस्य शूद्रस्यापि गुरुर्भवेत् ।
मध्यमो मध्यमस्यापि तथा वैश्यस्य केशव ॥ ,, ॥ ५ ॥
शूद्रस्यापि गुरुः प्रोक्तः शुश्रूषोरात्मवेदिभिः । ,, ॥ ६ ॥

અર્થઃ—ત્રણ વર્ણમાં અધમ જે વૈશ્ય ગુરૂ છે તે વૈશ્ય તથા શૂદ્રનો ગુરૂ થઇ શકે છે. અને મધ્યમ ગુરૂ જે ક્ષત્રિય છે તે મધ્યમ જે ક્ષત્રિય છે તેનો તથા વૈશ્યનો ગુરૂ થઈ શકે. તેમજ શુશ્રૂષુ શૂદ્રનો પણ તે ગુરૂ થઇ શકે એમ તત્ત્વજ્ઞાની લોકોએ કહ્યું છે.

उत्तमो ब्राह्मणस्यापि क्षत्रियस्य तथैव च ॥
विशां शूद्रस्य शुश्रूषोर्गुरुरित्युच्यये मया ॥ ,, ॥ ६,७ ॥

અર્થ—ઉત્તમ જે બ્રાહ્મણ ગુરૂ છે તે બ્રાહ્મણનો તથા ક્ષત્રિયનો તથા વૈશ્યનો તેમજ શુશ્રૂષુ શૂદ્રનો પણ ગુરૂ થઇ શકે છે.

शूद्राणां च तथा स्त्रीणां गुरुत्वं न कदाचन ॥ ,, ॥ ७ ॥

અર્થઃ—શૂદ્ર તથા સ્ત્રીઓનું કદાપિ ગુરૂત્વ નથી. તેઓ કોઇના ગુરૂ થઇ શકે નહીં.

वैश्यस्यापि तथा राज्ञो विद्योत्कर्षबलेन च ॥
गुरुत्वं केचिदिच्छन्ति स्वोत्तमं प्रति केशव । ,, ॥ ८ ॥

અર્થઃ—કેટલાકની એવી ઇચ્છા છે-મતલબ એવો મત છે કે વૈશ્ય તથા ક્ષત્રિય પણ વિદ્યાની અધિકતાથી પોતાનાથી ઉત્તમનો ગુરૂ હોય.

अग्निर्द्विजानां विप्रश्च वर्णानां रमणः स्त्रियाम् ।
गुरुः पिता च पुत्राणां सर्वस्याभ्यागतो गुरु ॥
स्का.पु.ख. १, अव.ख.२अ. १०-८ ॥

અર્થ:—બ્રાહ્મણો(દ્વિજ)નો ગુરૂ અગ્નિ છે, વર્ણોનો ગુરૂ બ્રાહ્મણ છે; સ્ત્રીઓનો ગુરૂ પતિ છે, પુત્રોનો ગુરૂ પિતા છે, અને અભ્યાગત સર્વનો ગુરૂ છે.

પરમાર્થથી આ શ્લોકમાં ગુરૂ શબ્દનો અર્થ "પૂજ્ય" છે. તેથી અગ્નિ તથા બ્રાહ્મણ, પતિ, પિતા આદિક પૂજ્ય છે એવો અર્થ થઈ શકે છે, કેમકે અગ્નિ સ્વયં ઉપદેષ્ટા થઈ શકતા નથી. યદ્યપિ આ પ્રકારનાં પ્રમાણથી કોઇ લોક બ્રાહ્મણોને જ ગુરૂ હોવાની યોગ્યતા કહે છે, છતાં અન્ય સ્મૃત્યાદિકોનો વિચાર કરવાથી ઉપર કહેલા ક્રમથી ક્ષત્રિયાદિકોનું પણ ગુરૂત્વ શાસ્ત્રમાં નિર્ણિત કર્યું છે.

બૃહદારણ્યક ઉપનિષત્‌ના અધ્યાય ૨ ના બ્રાહ્મણ ૧ માં દૃપ્તબાલાકિ તથા અજાતશત્રુની આખ્યાયિકા છે. બાલાકિ નામના બ્રાહ્મણે અજાતશત્રુ નામના કાશી રાજાની પાસે જઇને "તમને હું બ્રહ્મનું કથન કરૂં" એમ કહ્યું. રાજાએ એટલી વાત સાંભળતાં જ એક હજાર ગાયો આપવાનો સંકલ્પ કરીને સાંભળવા તૈયાર થયો, ત્યારે બાલાકિએ બ્રહ્મનો અનેક પ્રકારે ઉપદેશ કર્યો. તથાપિ અજાતશત્રુ આગળ પરમાર્થ બ્રહ્મનું કથન કરી શકયો નહીં. ત્યારે બાલાકિએ રાજાને તત્ત્વવેત્તા જાણીને તેની પાસેથી બ્રહ્મને જાણવાની ઇચ્છા કરી. જે કોઈ શિષ્ય રૂપે જાય નહીં તેની આગળ ગુરૂ વિદ્યા કહેશે નહીં એવો આચાર્યવિધિ જાણનાર બાલાકિએ "उप त्वा-यानि" (बृ. उ. अ. ૨-૧-૧૪) "જેવી રીતે અન્ય શિષ્ય ગુરૂ પાસે શિષ્યભાવથી જાય છે તેવી રીતે હું પણ શિષ્ય રૂપે આવ્યો છું, મને ઉપદેશ કરો" એવી રાજા પાસે પ્રાર્થના કરી. ત્યારે રાજાએ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કર્યો. બીજા ઉપનિષદોમાં પણ ક્ષત્રિયો પાસેથી બ્રાહ્મણોનું વિદ્યાગ્રહણ શ્રવણ કરવામાં આવે છે. તેથી ઉત્તમ બ્રાહ્મણ પ્રતિ અધિક વિદ્વાન્ ક્ષત્રિય ગુરૂ થઇ શકે છે એવું ક્ષત્રિયો તથા વૈશ્યોનું ગુરૂત્વ પ્રતિપાદન કરનાર ઉપરના શ્લોકોનું તાત્પર્ય છે. અને એ પ્રમાણે સૂતસંહિતાની ટીકામાં માધવાચાર્યે લખ્યું છે.

બૃહ. ના ઉપરના જ બ્રાહ્મણની અજાતશત્રુના ઉત્તર રૂપ ૧૫ મી કંડિકામાં "प्रतिलोमं चैतद्यद्ब्राह्मणः क्षत्रियमुपेयाद्"—"બ્રાહ્મણે ક્ષત્રિયોની પાસે શિષ્ય રૂપે જવું એ ઉલટો વ્યવહાર છે" એમ કહ્યું છે. તેથી અજાતશત્રુએ પોતાને આચાર્ય રૂપે સ્વીકાર કર્યા વિના ઉપદેશ કર્યો છે. આ કારણથી ક્ષત્રિયાદિએ ઉપદેશ કરવા છતાં પણ તેમનું ગુરૂત્વ નથી એમ કેટલાકનો મત છે. પરન્તુ તેનો નિર્ણય કરીને જ સૂતસંહિતામાં ક્ષત્રિયાદિકોનું ગુરૂત્વ કહ્યું છે.

ઉપદેશકર્તા બ્રહ્મવેત્તા લોકોની પોતાની નિરભિમાનતા તથા બ્રાહ્મણો ઉપરનો પ્રેમભાવ પ્રકટ કરવાને માટે અજાતશત્રુ આદિકોનું કથન છે, કારણકે બાલાકિને દર્પ ઘણો હતો. જે કોઇની પાસેથી ઉપદેશ સાંભળે તે તેનો ગુરૂ જ નહીં એમ માને તો તે પાપનો ભાગી થાય છે. કારણ આપત્કાલમાં બ્રાહ્મણથી ભિન્ન જાતિ પાસેથી અધ્યયન, તથા અધ્યયનસમાપ્તિ પર્યન્ત ગુરૂશુશ્રૂષા કરવાની પણ શાસ્ત્રમાં કહી છે. બાકી જે કહેવાનું તે તથા બ્રાહ્મણ જન્મથી છે અથવા ગુણથી છે ઇત્યાદિ પ્રશ્નોના ઉત્તર સમાલોચનપ્રકરણમાં કહીશું. અહિં તો જાતિ અને ગુણ બંને યુક્ત બ્રાહ્મણનું ગ્રહણ કર્યું છે.

વિશેષ ઉપરના સૂ૦ મં. ના ૭ મા અડધા શ્લોકમાં સ્ત્રી તથા શૂદ્રના પણ ગુરૂત્વનો નિષેધ કર્યો છે, વૈશ્યનો કર્યો નથી. તેથી પણ વિદ્યાની ઉત્કર્ષતાના નિમિત્તે વૈશ્યનું બ્રાહ્મણ પ્રતિ ગુરૂત્વ સિદ્ધ છે. પરન્તુ સ્ત્રીશૂદ્રને અન્યોન્યનું પણ ગુરૂત્વ કહ્યું નથી.

उत्तमः पञ्चधा प्रोक्तो गुरुर्ब्रह्मात्मवेदिभिः ।
ब्रह्मचारी गृहस्थश्च वानप्रस्थश्च भिक्षुकः ॥ સૂ૦ સં૦ મુ૦ ખ૦અ૦ ૫-૯ ॥
अतिवर्णाश्रमी चेति क्रमाच्छ्रेष्ठा विचक्षण ।
अश्रेष्ठानां हरे श्रेष्ठा गुरवः परिकीर्तिताः ॥ " ॥ १० ॥

અર્થઃ—ઉત્તમ જે બ્રાહ્મણ ગુરૂ છે તેમાં પણ પાંચ પ્રકારના ભેદ તત્ત્વવેત્તા લોકોએ કહ્યા છે. મહાદેવજી કહે છે–હે શ્રવણ કરવામાં ચતુર હરિ (વિષ્ણુ)! બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસી (ભિક્ષુક) અને અતિવર્ણાશ્રમી એવા પાંચ ભેદ ઉત્તમ (બ્રાહ્મણ) ગુરૂના કહ્યા છે. એમાં ક્રમે ઉત્તરોત્તર શ્રેષ્ઠ છે અર્થાત્ બ્રહ્મચારીથી ગૃહસ્થ શ્રેષ્ઠ, ગૃહસ્થથી વાનપ્રસ્થ શ્રેષ્ઠ, વાનપ્રસ્થથી સંન્યાસી શ્રેષ્ઠ, અને સંન્યાસી કરતાં અતિવર્ણાશ્રમી બ્રાહ્મણ ગુરૂ શ્રેષ્ઠ છે; કારણ કે હે હરિ! અશ્રેષ્ઠના શ્રેષ્ઠ જ ગુરૂ કહ્યા છે.

ब्रह्मचारी गृहस्थस्य वनस्थस्य यतेरपि ।
विद्योत्कर्षबलेनैव गुरुर्भवति नान्यथा ॥ " ॥ ११ ॥

અર્થઃ—બ્રહ્મચારી ફક્ત વિદ્યાની અધિકતાથી ગૃહસ્થનો તથા વાનપ્રસ્થનો તથા યતિનો પણ ગુરૂ થઈ શકે છે, અન્યથા નહી. મતલબ કે વિદ્યાની અધિકતા વિના ન થઈ શકે.

गृहस्थोऽपि वनस्थस्य यतेरप्यम्बुजेक्षण ।
विद्योत्कर्षबलेनैव गुरुर्भवति नान्यथा ॥ " ॥ १२ ॥

અર્થઃ—તેવી જ રીતે, હે કમલનયન! ગૃહસ્થ પણ માત્ર વિદ્યાની ઉત્કર્ષતાના બલથી વાનપ્રસ્થાશ્રમી તથા યતિનો ગુરૂ થઈ શકે, અન્ય પ્રકારથી નહીં.

वानप्रस्थाश्रमस्थोऽपि तथा संन्यासिनां हरे ।
विद्योत्कर्षबलेनैव गुरुर्भवति नान्यथा ॥ " ॥ १३ ॥

અર્થઃ—એવી રીતે વાનપ્રસ્થાશ્રમી પણ વિદ્યાની અધિકતાથી સંન્યાસીનો ગુરૂ થઈ શકે છે, બીજી રીતે નહીં.

अतिवर्णाश्रमी प्रोक्तो गुरुः सर्वाधिकारिणाम् ।
न कस्यापि भवेच्छिष्यो यथाऽहं पुरुषोत्तम ॥ " ॥ १४ ॥

અર્થઃ—હે પુરૂષોત્તમ! અતિવર્ણાશ્રમી સર્વ અધિકારીઓના ગુરૂ છે. જેવી રીતે હું મહાદેવ કોઈનો પણ શિષ્ય નથી, તેવી રીતે તે અતિવર્ણાશ્રમી પણ કોઇનો પણ શિષ્ય બની શકતો નથી.

अतिवर्णाश्रमी साक्षाद्गुरूणां गुरुरुच्यते ।
तत्समो नाधिकश्चास्मिँल्लोकेऽस्त्येव न संशयः ॥ " ॥ १५ ॥

અર્થઃ—અતિવર્ણાશ્રમી સાક્ષાત્ ગુરૂઓનો ગુરૂ છે. અને તેમની સમાન અથવા તેમનાથી અધિક કોઈ નથી જ તેમાં કોઈ સંશય નથી.

વર્ણાશ્રમધર્મનું અતિક્રમણ અર્થાત્ ઉલ્લંઘન તત્ત્વજ્ઞાનની પરિપૂર્ણતાથી જ થાય છે. એ તત્ત્વજ્ઞાની કરતાં અન્ય કોઇનું જ્ઞાન અધિક હોતું નથી. અને સર્વથી મોટી વિદ્યા તત્ત્વજ્ઞાન જ છે, માટે તે ગુરૂ જ છે, કોઇનો શિષ્ય નહીં. અતિવર્ણાશ્રમીનાં લક્ષણ પહેલાં કહી ગયા છીએ.

જાતિ આદિ તથા આચારાદિકોના વિચાર વિના સર્વ ઠેકાણે ખાનાર, પીનાર તથા વિલક્ષણ વેશવાળાને કેટલાક લોક અતિવર્ણાશ્રમી તત્ત્વવેત્તા સમજે છે, પરન્તુ તે ભૂલ છે. આવા

મનુષ્યને લોકમાં અજાતિભિક્ષુક કહે છે. એવો ખુલ્લો વ્યવહાર કરનારને માટે કોઈ તત્ત્વજ્ઞાનની આવશ્યકતા નથી, પાખણ્ડી પણ કરી શકે છે. માટે ભ્રાન્તિમાં ન પડવું.

વિશેષ તાન્ત્રિકગ્રન્થોમાં જે કહ્યું છે કે—

यतेर्दीक्षां पितुर्दीक्षां दीक्षां मातामहस्य च ।
सोदरस्य कनिष्ठस्य वैरिपक्षस्थितस्य च ।
विविक्ताश्रमिणो दीक्षां न गृह्णीयात्कदाचन ॥ तारारहस्यपटल० २ ॥

અર્થ:—સંન્યાસી પાસેથી, અથવા પિતા પાસેથી, કે માતામહ પાસેથી, સહોદર નાના ભાઇ પાસેથી, પોતાના શત્રુપક્ષમાં રહેનાર પાસેથી, તથા વિરક્તાશ્રમી ( નૈષ્ઠિક બ્રહ્મચારી તથા વાનપ્રસ્થ ) પાસેથી—એમાંના કોઇની પાસેથી દીક્ષા લેવી નહીં. તેમજ—

न पत्नीं दीक्षयेद्भर्ता न पिता दीक्षयेत्सुताम् ॥
न पुत्रं च तथा ज्येष्ठः कनिष्ठं न च दीक्षयेत् ॥ ,,

અર્થ:—પતિ પોતાની પત્નીને દીક્ષા આપે નહીં, પિતા પુત્રીને તથા પુત્રને પણ દીક્ષા આપે નહીં, અને મોટો ભાઇ નાના ભાઇને દીક્ષા આપે નહીં.

તેવો તાન્ત્રિકોનો ખ્યાલ ભલે હોય. પરન્તુ વૈદિકોમાં તો પતિ આદિ પાસેથી ઉપદેશ લેવાનાં દૃષ્ટાન્ત ઉપનિષદોમાં પણ અનેક છે. જેમ યાજ્ઞવલ્ક્ય મુનિએ સંન્યાસાશ્રમ ગ્રહણ કરતી વખતે પોતાની પત્ની મૈત્રેયીને ઉપદેશ કર્યો છે. વ્યાસજીએ પોતાના પુત્ર શુકદેવજીને, ઉદ્દાલક ઋષિએ પોતાના પુત્ર શ્વેતકેતુને ઉપદેશ દીધો છે, ઇત્યાદિ. તેથી વૈદિકોને માટે તેવો ઉપદેશ લેવામાં કોઈ પ્રતિબંધ નથી.

વિશેષ જો કે સ્ત્રીઓને ગુરૂ થવાનો અધિકાર નથી, તથાપિ શિષ્ય થવાનો અધિકાર છે. તેમજ પતિને જ સ્ત્રીના ગુરૂ તરીકે કહેનાર શાસ્ત્રનું તાત્પર્ય એવું નથી કે પતિ વિના બીજો કોઈ ગુરૂ ન થઇ શકે. તે નીચે પ્રમાણે:—

नाधिकारः स्वतो नार्याः शिवसंस्कारकर्मणि ।
नियोगाद्भर्तुरस्त्येव भक्तियुक्ता यदीश्वरे ॥ शि.पु.उ.वा.सं.अ. १५–६२ ॥

અર્થ:—પરમાત્માની પ્રાપ્તિના સાધનરૂપ મન્ત્રદીક્ષા( શિવસંસ્કાર )માં સ્ત્રીઓને સ્વતન્ત્ર ( स्वतः ) અધિકાર નથી. જો સ્ત્રી પરમેશ્વરમાં ભક્તિવાળી હોય તો પતિની આજ્ઞાથી તેને તેમાં અધિકાર છે.

स्त्रीणां च भर्तृशुश्रूषा धर्मो नान्यः सनातनः
ममार्चना च कल्याणि नियोगो भर्तुराज्ञया ॥ ,, ११–१९ ॥

અર્થ:—સ્ત્રીઓનો પતિની શુશ્રૂષા કરવી તેજ સનાતન ધર્મ છે. હે પાર્વતિ! પતિની આજ્ઞા હોય તો પરમેશ્વર રૂપ મારી( શંકરની ) અર્ચના કરવી તે તેનો ધર્મ છે.

जपस्तपस्तीर्थयात्रा प्रव्रज्या मन्त्रसाधनम् ।
देवताराधनं दीक्षा स्त्रीशूद्रपतनानि षट् ॥ स्का.पु.ख. ५ रे.ख.अ.२२–९ ॥
पतिपत्नी पतत्येव विधवा सर्वमाचरेत् ।
सभर्तृका शके पत्यौ सर्वं कुर्यादनुज्ञया ॥ ,, ॥ १० ॥

અર્થ:—જપ, તપ, તીર્થયાત્રા, સંન્યાસ, મંત્રોનું સાધન, દેવતારાધન, અને મંત્રદીક્ષા લેવી એ ૭ કર્મ સ્ત્રી તથા શૂદ્રને પતનનાં કારણ છે. (૯)

પરન્તુ આ જપ તપાદિ કરવાથી પતિવાળી સ્ત્રી અવશ્ય પતિત થાય છે, વિધવા સ્ત્રી તો સર્વ કરી શકે છે. અને જો પતિની શારીરિક સેવા તથા ગૃહકાર્ય નિર્વિઘ્ને બની શકે તેમ હોય તો (शक्ते पत्यौ) પતિવાળી સ્ત્રી પણ પતિની આજ્ઞાથી જપાદિ કાર્ય કરી શકે છે.

આ પ્રકારનાં પ્રમાણોથી પતિની આજ્ઞા વિના કોઈ પણ ધર્મનું આચરણ કરવા સ્ત્રીને સ્વતન્ત્ર અધિકાર નથી. પતિની આજ્ઞાથી સર્વ ધર્મમાં અધિકાર છે એમ સિદ્ધ થાય છે.

तथैव भर्तृविहीनायाः पुत्रादेरप्यनुज्ञया ।
अधिकारो भवत्येव कन्यायाः पितुराज्ञया ॥ શિ.પુ.ઉ.વા.સં. અ. ૧૯–૬૩ ॥

અર્થ:—પતિવાળી સ્ત્રીને જેવી રીતે પતિની આજ્ઞાથી સર્વ ધર્મમાં અધિકાર છે, તેવી રીતે વિધવા સ્ત્રીને પણ પુત્રાદિની આજ્ઞાથી સર્વ ધર્મનું આચરણ કરવાનો અધિકાર છે. અને કન્યા હોય તો પિતાની આજ્ઞાથી ધર્માચરણનો અધિકાર છે.

વળી લિંગ પુરાણ પણ કહે છે કે:—

नियोगादेव तत्कार्यं भर्तॄणां द्विजसत्तमा ।
जपं दानं तपः सर्वमस्वतन्त्रा यतः स्त्रियः ॥ લિં૦ પુ૦ અ૦ ૮૪–૧૬ ॥

અર્થ:—જે કારણથી સ્ત્રી સ્વતન્ત્ર નથી તે કારણથી સ્ત્રીઓએ જપ, દાન, તપ, આદિ સર્વ પોતાની બાલ્યાદિ અવસ્થાને અનુસાર પોષણ કરનાર પિતા, પતિ, પુત્ર, આદિની આજ્ઞાથી કરવા યોગ્ય છે. પતિની સેવામાં કોઈપણ જાતનો ધર્મબાધ આવે તેવું કાંઈ પણ કાર્ય સ્ત્રીએ કરવું નહી એવું શાસ્ત્રનું તાત્પર્ય છે.

પતિની સેવાથી જ સ્ત્રીઓનું કલ્યાણ થાય છે, તેને બીજા કોઈ ધર્મની આવશ્યકતા નથી એવું કેટલાક લોક કહે છે. તે પણ શાસ્ત્રના તાત્પર્યથી વિરૂદ્ધ છે, કારણ કલ્યાણ નામ મોક્ષનું છે, આત્મજ્ઞાન વિના કોઈનું પણ કલ્યાણ થવાનું નથી, જ્ઞાન પતિ આદિની સેવા માત્રથી થતુ નથી. જો એમ હોત તો યાજ્ઞવલ્ક્યના સંન્યાસની તૈયારી સમયે પોતાની પતિવ્રતા પત્ની મૈત્રેયીને ઉપદેશ કરવાની જરૂર ન રહેત. વર્ણાશ્રમના ધર્મોનું નિષ્કામતાથી અનુષ્ઠાન કરવાથી અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થાય છે, અને તેથી પુરૂષોને જેમ વિવેક, વૈરાગ્ય, આદિ શ્રવણને ઉપયોગી સાધન પ્રાપ્ત થાય છે, તેવી રીતે નિષ્કામતાથી પતિની શુશ્રૂષા કરવાથી સ્ત્રીના અંતઃકરણની શુદ્ધિ તથા વિવેકાદિની પ્રાપ્તિ થાય છે. જેમ સકામી મનુષ્યોને વર્ણાશ્રમના ધર્મનું પાલન કરવાથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, તેમ સ્ત્રીને પણ કામના હોય તો આશ્રમધર્મમાં નિષ્ઠાવાળા યોગ્ય પતિની સેવાથી સ્વર્ગની પ્રાપ્તિ થાય છે એવો શાસ્ત્રનો સિદ્ધાન્ત છે. હવે શૂદ્રાદિને માટે શાસ્ત્ર નીચે પ્રમાણે કહે છે:—

शूद्राणामन्त्यजातीनां पतितानां विशेषत ।
तथा संकरजातीनां नाध्वशुद्धिर्विधीयते ॥ શિ.પુ.ઉ.વા.સં.અ. ૧૯–૬૩,૪ ॥

અર્થ:—શૂદ્ર, અન્ત્યજ, ખાસ કરીને પતિત મનુષ્યને અને પ્રતિલોમ વર્ણસંકર જાતિને પદ્ધતિ અનુસાર મંત્રદીક્ષા( अध्वशुद्धि ) દ્વારા શુદ્ધિ કરવાનું શાસ્ત્રમાં વિધાન કરેલું નથી.

तेऽप्यकृत्रिमभावाश्चेच्छिवे परमकारणे ।
पादोदकप्रदानाद्यैः कुर्युः पापविशोधनम् ॥ ,, ॥ ६४-५ ॥

અર્થ —જો તે લોક પણ પરમ કારણ રૂપ શિવ(પરમાત્મા)મા શુદ્ધ પ્રીતિવાળા હોય તો ચરણામૃતાદિ આપીને તેમના પાપોની શુદ્ધિ કરવી યોગ્ય છે

अत्रानुलोमजाता ये युक्ता एव द्विजातिषु ।
तेषामध्वविशुद्ध्यादि कुर्यात्मातृकुलोचितम् ॥ ,, ॥ ६५-६ ॥

અર્થ —અનુલોમ તથા પ્રતિલોમ ભેદથી વર્ણસંકર બે પ્રકારના હોય છે ઉચ્ચ જાતિના પુરૂષથી નીચ જાતિની સ્ત્રીમા ઉત્પન્ન હોય તે અનુલોમ વર્ણસંકર કહેવાય છે અને નીચ જાતિમાના પુરૂષથી ઉચ્ચ જાતિની સ્ત્રીમા ઉત્પન્ન થયો હોય તો તે પ્રતિલોમ વર્ણસંકર કહેવાય છે તેમા જે અનુલોમ વર્ણસંકર છે તે તો દ્વિજાતિમા જ ગણાય છે તે લોકને દીક્ષા માતાના કુળના નિયમને અનુસાર દેવી યોગ્ય છે. તથા—

या कन्या स्वपिताद्यैः शिवधर्मे नियोजिता ।
सा भक्ताय प्रदातव्या नापराय विरोधिने ॥ ,, ॥ ६६-७ ॥

અર્થ —પિતા આદિએ વિવાહના પહેલા કોઇ કન્યાને દીક્ષા અપાવી હોય તો તે કન્યાને કોઈ ભક્તની સાથે પરણાવવી, પરન્તુ ભક્તિમાર્ગના વિરોધી મનુષ્યની સાથે કદાપિ પરણાવવી નહીં

दत्ता चेत्प्रतिकूलाय प्रमादाद्बोधयेत् पतिम् ॥ ,, ॥ ६७ ॥

અર્થ —જો પ્રમાદથી ભક્તિના વિરોધી મનુષ્ય સાથે પરણાવી હોય તો તેને સમજાવવો

अशक्ता तं पतिं त्यज्य मनसा धर्ममाचरेत् ।
यथा मुनिवरं त्यक्त्वा पतिमत्रिं पतिव्रता ॥ ,, ॥ ६८ ॥

અર્થ —સમજાવ્યા છતા પતિ કબુલ ન કરે તો અને તે સ્ત્રી પતિની રોકાવટથી ઈશ્વર, ભક્તિ કરવામા અશક્ત થાય તો, જેવી રીતે અત્રિ મુનિનો ત્યાગ કરીને તેમની પતિવ્રતા સ્ત્રી(અનસૂયા)એ ભક્તિ કરી હતી તેવી રીતે પતિનો ત્યાગ કરીને મનથી ઈશ્વરભક્તિ કરે (આ સબંધમા કોઇ શકા હોય તો પતિવ્રતાધર્મમા જોવુ)

આ પ્રમાણે તત્ત્વવેત્તા યોગ્ય ગુરૂની પાસે રહીને સર્વ પ્રકારે સેવા કરવા રૂપ પાદસેવન નામ ભક્તિ અહીંઆ કહેવામા આવી છે અન્ય ઈશ્વરભક્તોની જે સેવા છે તે પણ પાદસેવા ભક્તિની અન્તર્ભૂત છે સંપૂર્ણ જગત્ પરમાત્માની વિભૂતિરૂપ હોવાથી કોઇ પણ પ્રાણીની સેવા કરવી તે સર્વ પાદસેવા ભક્તિની અન્તર્ભૂત છે,

ઇતિ પાદસેવનભક્તિનિરૂપણ સમાપ્ત

ઇતિ પરમહંસ સન્યાસી સ્વામી શ્રીરામાનન્દજી યતિવર શિષ્ય સ્વામી શ્રીમાધવાનન્દજી વિરચિત-"વેદાર્થચિન્તામણિ" ભાગ ૨

